ॐ तत्सत् ।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોપર ચર્ચા કરનારૂં અને અન્ય માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના આરંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૩ જું. ] જુલાઈ, સન ૧૯૧૩. [ અંક ૧ લો.

વિષયાનુક્રમણિકા.



---

તંત્રી અને વ્યવસ્થાપક,

**મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,**

હાઈ કોર્ટ વકીલ.

નં. ૯૨ કાંદાવાડી—મુંબઈ.



વાર્ષિક મુલ્ય રૂ. ૨-૩-૦ પોસ્ટેજ સાથે.

વડોદરા—શિયાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કરે છાપી તેજ ઠેકાણે તા. ૧૦-૭-૧૯૧૩ ના રોજ પ્રસિદ્ધ કર્યું.



सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७–१०४–१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम्) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે (ऋजीयः) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૩ જું. જુલાઇ, સન ૧૯૧૩. અંક ૧ લો.

## વરસાદ.

મલકી મલકી નવ મેઘ હસે,
નયવે નમણાં કંઇ પાદ રસે;
પછી હર્ષ મહીં હસી મન્દ પડે,
વળી મસ્ત થઇ જરી એ ગગડે.

નવ જીવનનાં નહીં હાસ્ય શમે,
પટ આભ વીંધી ઉભરો જ રમે;
અણુવાંછ્યું જવાય મીઠું મલકી,
ઉર ઉમળકો ઝરતો ઝલકી.

મીઠી મુગ્ધ રમા સરીખું નવલું,
છૂપવી મુખ વાદળમાં ધવલું;
સર મોતી કણો તણી મેઘ ઝરે,
હસતો હસતો નભ માંહિ ખરે.

હાસમ હીરજી ચારણીયા.

## વર્ષા-વર્ણન

( શાર્દૂલવિક્રીડિત. )

આકાશે ઘન વૃંદ તિમિર થકી ભાનુ છુપાયો દિસે
શાતા દૃષ્ટિ તણાં સુચિન્હ નભમાં આરંભ વર્ષા થશે
આવે ગાઢ પયોધરો ગગનમાં મોટા ધડાકા કરી
જાતી શી ગજગામિની નભ વિષે કાળી બની વાદળી—

સ્વચ્છન્દે વિચરી પયોધર રચે પ્રાસાદ આકાશમાં
જાણે પર્વત પાસ કોઈ અતિ લે શૃંગો સુમે ગિરિનાં,
દામિની વિલસે ઘડીક ગગને અભ્રો તણા વૃંદમાં
વર્ષે મૂસળધાર વૃષ્ટિ નભથી જાણે તુટે સૈન્ય આ—

સૂણીને કડડાટ એ તરુણિ કો આલિંગતી કંથને
બ્હીતી પૂછતી કંથને "ગગનમાં શું યુદ્ધ આ ચાલતું?
દીસે ઇન્દ્ર ધનુષ્ય ગાઢ ઘનમાં ટંકારતું કોઈ ત્યાં
છૂટે તીક્ષ્ણ શરો અનેક નભથી પૃથ્વી વિષે આવતા."—

ધીમો કંથ સુણી મધુર વચનો પ્રિયા તણાં હેતથી
ઉત્સાહ પૂરિ તૃપ્તિ કાજ પ્રિયની બોલ્યો મધુરા સ્વરે—
"હા! હા! સૈન્ય સહીત ઇંદ્ર ગગને આવ્યો અરિ દાબવા
આ દુષ્કાળ તણું જ સૈન્ય હણવા, વર્ષે શરો ઇન્દ્રના"—

નાળાં નિર્ઝર ને નદી નિર વળી, જાતું વહી જોશમાં
વર્ષા બિંદુ પડે સરિત જળમાં ચક્રો બને પરિમાં
ન્હાના બાળક કો નદી-નિર વિષે કૃત્રિમ હોડી કરી
હંકારે અહીં રજ્જુ હસ્ત કમળે આનન્દ ઉલ્લાસથી—

ત્યારે કો સિંહરાજ કાનન વિષે આવા ધડાકા સુણી
જાગે! શું અરિરાજ આજ ગુંજતો એવા વિચારો કરી
ગર્જે કર્કશ ને કઠોર પડઘા ત્રાડો થકી તે ઘને
ઘૂમે મસ્ત પુનઃ મદોન્મત્ત બની ફાળો ભરે જંગલે—

કેકા મસ્ત મયૂરનો મયૂરી જૈ આસાદ-ટોચે કરે
અશ્રુ નેત્ર થકી ઝરે મયૂરના જ્યારે કળા એ કરે
ઝીલે તે મયૂરી અનેક મનમાં સંતોષ હર્ષે કરે
એવા રમ્ય મયૂર નૃત્ય કરતા વર્ષા ઋતુ આવતે—

જો! જો! ચાતક સ્વાતિ બિંદુ ઝીલવા આકાશમાં ઊડતા
ઝીલે બિન્દુ અનેક કષ્ટ કરતા સંતુષ્ટ ના દીસતા,

જાંબુડા તણી ડાળ ઉપર ચઢી બોલે પપૈયા પિયૂ
ને ઉદ્યાન વિશે કુસુમનવલાં અર્પે સુગંધી મધૂ—
લીલી કુંજર રમ્ય જોઇએ વસુધા, નેત્રો ઠરે હાંયથી
ચંપેલી બટ મોગરા બકુલની, હારાવલી શોભતી,
ડોલે વૃક્ષ તણી લતાજ લવલી, ને રમ્ય કુંજો દિસે
ઝૂલે છે સુમનો મધુર મધુરાં, ઉદ્યાન ચાસ વિશે.—
ક્ષેત્રેક્ષેત્ર થનીજ વૃષ્ટિ નિરખી, રાચે કૃષિકાર ત્યાં
ચારો અન્ન ઘણેરૂં પૃથ્વી તલમાં, ઉત્સાહી એથી થતાં;
એવી રમ્ય અનેક દિવ્ય રચના, વર્ષા તણી દીસતી
વિશ્વે વ્યાપક ઇશનાં કવનમાં, ગાઓ અનેરાં ગીતો !—

સુરત તા. ૩—૬—૧૯૧૩ હીરાલાલ મગનલાલ દેશાઇ.

---

## આત્મ નિમજ્જન.

અભેદ માર્ગ પ્રવાસી પ્રેમી જોગી હો!
અનામી મૂર્તિ ધારી અંતર માંહ્ય જો,
જ્ઞાન સુધાનાં તત્ત્વબિંદુ ઉછાળતો,
પ્રેમાનંદનાં વહાણે રહો વિલાસ જો. ( ૧ )
ઉર માંહિ સુમનનો સાર બહુ ભર્યો,
વાધી જાતાં છલકાયો ઉભરાય જો;
સુગંધી મકરન્દની રેલ સરી પડી
આપે તે અલૌકિક રસ આસ્વાદ જો. ( ૨ )
આત્મ નિમજ્જન કીધું રસમય રાગમાં;
આસુંડાં લોહ્યાં ને ઠરીયું ઉર જો,
અંજલી ભરી ઉછાળી પ્રેમની છાલકો,
આંખલડી અજવાળી ભરી રસ સાર જો. ( ૩ )
ગીતા અદ્‌ભૂત હૃદય તટે છલકાય છે,
નભ ભેદક કંઠ સ્વર ઉઠતા શબ્દજો;
ઉંડાણે વાધી ગંભીરતા ધારતા,
સુક્ષ્મ ભાવનો માંહિં વ્હેતો મોદજો. ( ૪ )
" સુદર્શન " દર્શન વિરલ વિભુનિ થકી,
સૂર્ય પ્રભાથાં ઝલક્યા તારા અંશજો;
પ્રેમ વેણુના સૂર વિલીન આત્મા નમે,
પ્રેમ જ્યોતિમય હૃદયમણી સુખ ધામજો, ( ૫ )
પ્રેમી પૂર્ણ પ્રમાણુ પ્રેમ પથમાં,
ઉંચી સ્થિતિએ ઠરી,

વૃત્તિ તન્મય પ્રેમ એક રસના,
ભાવો નિહાળી રહી,
વિજ્ઞાની મતિમાન સાક્ષરમણી,
આનંદમાં હા ! ભળી,
ચત્વારિંશત વર્ષમાં તવ ગતિ,
પ્રેમાવધિમાં પળી.

૧૩-૫-૧૯૧૩ જેવચરામ ગોકલદાસ દલાલ.

---

## સ્નેહાંકુર.

( મંદાક્રાંતા. )

રોપાએલું કુદરત થકી બીજ જે સ્નેહ કેરું,
પ્હેલું વ્હેલું હૃદયપટના ક્ષેત્રમાં છેક ઉંડું;
જાતે વર્ષે મનહર થયો છોડ ત્હેનો રૂપાળો,
કે મ્હે રૂપાંતર થઇ રહ્યો સ્નેહ એવો નિહાળ્યો ?
સિંચાએલા હૃદય રસથી મૂળ એ છોડવાના,
ને પોષાયા ત્યમ પ્રણયથી ડાળ ને પત્ર એના;
ફાલ્યો થોડો કદીક ઝીણી કળી આશા દેતોય લાંબી,
ન્હાનો તોએ તરૂવર સમો ભાસતો એ પ્રીતેથી.
ત્યાં તોફાને અરર ચિમળ્યો ન્હાનકો છોડ વ્હાલો,
ચૂંટી નાખ્યો અહ નિરદયે, કાળ આવ્યો અકાળો,
આશા લાંબી હર્ણી પલકમાં, તોડી ઉરાડી દીધી,
રે રે મ્હારો પ્રણયરસનો કુમળો છોડ ઉખેડ્યો !
છોડી આશા ફરી નિરખવા જીંદગી માંહીં આહીં,
ના નિશાની લગીર નજરે આવી એનીય ક્યાંહીં;
ભીંજાયેલા મૂળ, હૃદયપટમાં જેમના તેમ તેથી,
રે અંકુરે લગીર નિસરી આશ આપી ફરીથી.
પોષું એને દઢતર પ્રીતે, સાચવું જીવ જેવો,
ના તોફાને ફરી ફરી વળી નાશ લાવે ન એવે;
કો કાળે એ વિટપ બનશે ફાલ ફુલે ભરેલું,
આપી મીઠાં ફળ રસ ભર્યાં હર્ખશું હેત ઘેલું !

પાદરા. પ્રભાશંકર જયશંકર પાઠક.

# સંધ્યા અને ઉદ્ગાર.

(શાર્દૂલવિક્રીડિત છંદ.)

સંધ્યા શાંત હતી અને અનિલ શું વાતો કરે પાંદડું
રાતું બિમ્બ રવિતણું ક્ષિતિજમાં છેટે છુપાતું હતું
વૃક્ષોના પડમાં હતાં રઝળતાં ફૂટાં છવાયાં વળી
પીળાં પાદ સુવર્ણશાં રસિકડાં જાણે કરે ગોઠડી. ૧
દીર્ઘ કો કિરણું વળી જળધિના વીચી પરે લ્હેરથી
ચુમ્બે છે વળી અન્ય કો ગગનમાં ચાલી જતી વાદળી
ઝૂલે છે અતિ રંગથી જગત આ ડૂબી નિજાનંદમાં
મ્હાલે મગ્ન થઇ વળી સકળ કો બ્રહ્માંડના નાદમાં ! ! ૨
જ્યારે રમ્ય સુગમ્યતા કુદરતે વેરી હતી વિશ્વમાં
સિન્ધુના તટ ઉપરે યુવક કો આવી ઉભો એકલો
ચિન્તાગ્રસ્ત મુખે હતું સ્મિત જરા; દૃષ્ટિ ઠરી દૂર કે
એકાએક વળી હૃદે ઉછળતી ઉર્મિથી બોલી ઉઠ્યો. ૩
" આશી શાંત સુરમ્યતા ! નયનને લોભાવતી ખેંચતી
ગાળી સ્વચ્છ કરી વળી હૃદયમાં પીયૂષને રેડતી
પેલો ભાનુ નમિ નિચે અધરથી ચૂમી રહ્યો ઉર્મિ શી !
ખેંચાયો રસથી, ઉઠી નવ શક્યો, રે ! રે ! ડુબ્યો મદાંધ. ૪
કેવો શાન્ત સમુદ્ર આ ઉદરમાં રાખી રહ્યો ક્ષુબ્ધતા
ઇચ્છું હું પણ એટલું ઉપરથી ધારી શકું શાન્તતા
છે હૈયું મુજ ક્ષુબ્ધને હૃદયમાં ચીરા પડ્યા છે ઘણા
છે ના ઔષધિ કોઇ આ જગ વિષે સાંધી શકે એ ચીરા. ૫
ફૂટી કાચ ગયો હવે હૃદયનો, આખો થશે ના કદી
તૂટી તાર ગયા હવે હૃદયની વીણા થઇ બેસુરી
દેવી ગાન થતું હતું પ્રણયનું તે ના હવે નીસરે
દેવી જે પ્રતિભા હતી પ્રણયની ઉડી ગઇ તે હવે. ૬
વ્હાલાં જે મનથી ગણ્યાં હૃદય શું જોડી જ રાખ્યાં હતાં
જેઓના સુખ યત્નમાં જીવિત આ હોમ્યું હતું સર્વથા
તે વ્હાલાં ગુણ ભૂલતાં મુજ બધાં, વૈરી થયાં આજ છે.
બોલે મિષ્ટ સુવાક્યને હૃદયમાં છૂરી દગાબાજ છે. ૭
એ વ્હાલાં મુજને ભલે નવ ગણે વ્હાલાં મને તોય છે
વ્હાલાનું પ્રિય વેર તે અધિક તો મારે મને વ્હાલ છે

ચિન્તા છે નહિ લેશ માત્ર દિલને; ચિન્તા કરે શું વળે
દૈવી કાનુન છે ખરો જગતમાં, વ્હાલાંથી વ્હાલાં મળે. ૮
આવું કૈંક લવ્યો અને યુવક તો ચાલી ગયો ત્યાં થકી
સંધ્યાની સુરખી સરી જળતણા રેલા સમી વ્યોમથી
રાત્રિના તિમિરો દરે સકળ આ સૃષ્ટિ સમાધ વળી
ને નીલા નભ મંડળે ઝળકતી નક્ષત્ર સેના ચઢી. ૯

મુંબઈ
વિલસન કૉલેજ રેસીડંસી } "અવનીધર."

---

## રા. દયારામ ગિદુમલનાં દ્વિતીય લગ્નની વિરૂધ્ધ થયલી ટિકા—તે કેટલે અંશે વ્યાજબી છે?

પ્રસિધ્ધ દયારામનાં મિસ ઉર્મિલા નરસિંહરાવ દિવેટીયા સાથનાં લગ્ન એટલી હદ સુધી તંત્રીઓ તેમજ સામાન્ય વ્યક્તિઓ તરફથી વગોવવામાં આવ્યાં છે કે, હમને કહેવું પડે છે કે, સબુર કરો! ધીરજ ધરો!! દરેક દ્રષ્ટિબિંદુથી આ કમનસીબ ઓચિંતું લગ્ન વગોવવામાં આવ્યું છે! ઉભયે હીંદુ જનસમાજનો મહા અપરાધ કર્યો હોય તેમ તે ચિત્રવામાં આવ્યું છે. દયારામ જે અત્યાર પૂર્વે પુરૂષોમાં તથા ઉર્મિલા જે અત્યાર પૂર્વે સ્ત્રીઓમાં આદર્શ રૂપ હતાં તે હીનમાં હીન મનુષ્યોથી પણ ઉતરતાં અને નરકના નિશ્ચિત ભાગી, સર્વાનુમતે,—પરંતુ હતભાગ્યે એક તરફી રીતે—ઠેરવવામાં આવ્યાં છે. પ્રજાએ આ લગ્ન માટે તેમને વધાવી ન લીધા એ ખોટું કર્યું એમ કહેવા જેટલી હદ સુધી હમે જવા ચહાતા નથી. પરંતુ હમને લાગે છે કે તેમની હદબહાર નિંદા કરવામાં આવી છે અને તેમને ઘણો અન્યાય પ્રજાએ, ખાસ કરીને સુધારક પક્ષે—ઘણે અંશે રૂઢીરક્ષક વર્ગના ઠપકાના ભયથી—આપેલો છે. એ લગ્ન ઉત્તમ કે સારૂં થયું છે એમ પણ હમે કહેતા નથી. ન થયું હોતે તોજ તેમાં વધારે શોભા હતી, એમ હમારૂં માનવું છે. હમારો પક્ષ એટલોજ છે કે લગ્ન સ્ત્રીપુરૂષની ખાનગી બાબત હોવાથી તેને વર્તમાનપત્રકારોએ લાંબાલાંબા લીડરો અને આર્ટીકલો લખીને, તેને એટલી બધી અગત્ય આપવાની જરૂર નહોતી. હમને એમ લાગે છે કે, લગ્ન કરનારાઓ જોકે સહેજ ઠપકાને પાત્ર છે તોપણ તેઓ દિલસોજીને પણ સર્વથા અપાત્ર નથી. તેઓએ સર્વથા યોગ્ય નથી કર્યું એ સત્ય છે. પરંતુ તેથી તેમની જેટલી નિંદા કરવામાં આવી છે તે કાંઇ વાજબી ઠરતી નથી. નિંદકોએ, તેઓ જે ખાસ સંજોગો અને સંબંધમાં મેલાયલા હતા તેના પર તેમજ મનુષ્ય માત્રની કેટલીક સર્વસ્વીકૃત દુર્બલતાઓની ક્ષમ્યતા ઉપર પૂરતું લક્ષ આપ્યું હતે તો તેઓ એઓની વિરૂદ્ધ આટલી સખત ટિકા કરતે નહીં.

× × × × ×

વર્તમાનપત્રકારો આ લગ્ન ઉપર જે એક મુખ્ય આક્ષેપ આણે છે તે એ છે કે દયારામભાઇ વૃધ્ધ છે. અને સુધારકોજ નહીં પણ ઘણા જુના વિચારવાળા પણ વૃધ્ધ લગ્નની સખત

વિરુદ્ધ છે ત્યારે એક પ્રખ્યાત સુધારક તેવું લગ્ન કરે એ કેવું શરમભરેલું ? સુધારકો વૃદ્ધ લગ્ન સંબંધી પોતાનીજ તકરારો ભૂલી જાય છે એ આશ્ચર્ય છે ! વૃદ્ધે લગ્નજ ન કરવાં એ ઉત્તમ પક્ષ છે, પરંતુ કરે તો તેમાં, અમુક સંજોગોમાં હમે ખાસ હાનિ જોવા અસમર્થ છીએ. સુધારકો વૃદ્ધલગ્ન માત્ર વિરૂધ્ધ નથી–હોઇ શકે નહિ–પરંતુ હીંદુઓ જે પ્રકારનાં વૃદ્ધ-લગ્ન કરે છે તેની વિરૂધ્ધ છે, **એ વૃદ્ધલગ્નમાં વિષ વરની વૃદ્ધતાનું નથી પરંતુ કન્યાની બાલ્યાવસ્થાનું** છે. કન્યા સામાન્ય રીતે ૧૦–૧૨ વર્ષનીજ હોય* છે, તેથી ઉગતી તથા બુઝાતી એવી બે પરસ્પર વિરૂદ્ધ સ્વાર્થવાળી જીંદગી બળાત્કારનો કમેળ થાય છે. કન્યા સમજણી થતાં તો પતિ ગુમ થઇ ગયલો અને પોતે ભરયુવાનીમાં આજન્મપર્યંતની વિધવાવસ્થાને પ્રાપ્ત થયલી પોતાને જૂએ છે. હીંદુઓના વૃદ્ધલગ્નનાં, ( ૧ ) અત્યંત વયવિષમતા, ( ૨ ) લગભગ નિશ્ચિત, અતિ અકાલ અને જાયુકની વૈધવ્યદશા, ( ૩ ) એ વિધવાનો સંભવિત અનાચાર, ( ૪ ) કન્યા વયે નિષ્ઠુર માબાપોએ તેનો કરેલો ભયંકર વિક્રય, ( ૫ ) કન્યાની અસમ્મતિ બલ્કે સ્પષ્ટ અનિચ્છા, ( ૬ ) વૃદ્ધનાં જીવન પર્યંત પર તેના પરનો યુવાન પતિને અપ્રેમ તથા અસંતોષ, એ અનિષ્ટ તત્વો **અવશ્યમેવ** હોવાથી, એજ પ્રકારનાં વૃદ્ધલગ્ન અતિ નિંદાને પાત્ર છે. પરંતુ દયારામને વૃદ્ધ કહીએ તોપણ તે લગ્નમાં એ તત્ત્વ છે ખરાં ? એક પણ નથી ! તેની સાથે લગ્ન કરનાર ૨૬ વર્ષની ભરયુવાવસ્થાને પ્રાપ્ત કન્યા છે; બીજું તે સુધારક તથા સ્વતંત્ર વૃત્તિની છે તેથી વૈધવ્યના સંજોગમાં પણ તેને પુનર્લગ્નનો પ્રતિબંધ નથી. આથી ત્રીજા તત્વનો પણ સંભવ રહેતો નથી. ૪થું કન્યાના માતપિતાએ કાંઇ વિક્રય કીધો કે લાભ મેળવ્યો નથી. પમું, આ લગ્ન કન્યાની સંપૂર્ણ સમ્મતિ તથા ઇચ્છાપૂર્વક હતું એ તો સર્વસ્વીકૃત છે. જોઇએ તેથી પણ વધારે સ્વેચ્છાનો ઉપયોગ થયો છે ! અને ૬ઠું, સ્વેચ્છાપૂર્વક પરસ્પર પ્રેમ-પૂર્વક લગ્ન હોવાથી પત્નીને પતિ પર અપ્રેમ પણ થવો અસંભવિત છે. હમારા અલ્પમત પ્રમાણે જો કન્યાનું વય પોતાનો સ્વાર્થ સમજી શકવાની અર્થાત્ ૨૦–૨૧ વર્ષના વય પછી તે ગમે તેટલા વૃદ્ધ સાથે **પોતાનીજ ઇચ્છાથી** કરે તો તેમાં વધૂ કે વર કોઇને કશો ઠપકો સમાજને કે વર્તમાનપત્રકારને આપવો ઘટતો નથી. બધાંજ લગ્ન આદર્શ થવાંજ જોઇએ, જે ન કરે તે-સમાજના જવાબદાર, એમ શું તેઓનો પક્ષ છે ? તેથી સ્વતંત્રતાના મહા મહત્તર સિદ્ધાંત પર ઘાસલેટ ફરી વળે છે તે તેઓનાં લક્ષ બહાર નહીંજ હોવું જોઇએ. સારાંશ કે, પક્વ વય અને પરિપક્વ બુદ્ધિની સ્ત્રીના ગમે તેટલા વૃદ્ધની સાથનાં લગ્ન માટે વાધા લેવા એ મિથ્યા છે. બીજા વાંધા ભલે હો પરંતુ વર્ષોની સંખ્યા માત્રનો વાંધો તકલીદી છે. પક્વ વયની કન્યાની સમ્મતિ હોવાથી તેનું પાણિગ્રહણ કરનાર વૃદ્ધપતિ કન્યા જેટલોજ દોષ રહિત છે. એ ઉઘાડા સાટામાં કોઇને ટિકા માત્રથી પણ વચ્ચે પડવાનો હક નથી. કન્યા, પતિની વયના સંબંધમાં કાંઇક ખોય છે તો તેને બીજા ખાસ લાભ પણ મળે છે.

× × × × × ×

અને આ ખાસ વૃદ્ધાવસ્થા પણ કેમ કહેવાય ? ૫૮ વર્ષ કાંઇ બહુ અધિક નથી. દયારામની દાઢી શ્વેત છે, પરંતુ તેઓ એક તંદુરસ્ત સશક્ત શરીરના છે. દાઢી રાખીને હાથે કરીને છે તે કરતાં વૃદ્ધ દેખાય છે. દાઢી મુંડાવનારા તે મૂંડાવીને કૃત્રિમ રીતે યુવાન દેખાય છે.

તે કૃત્રિમતાનો એના સ્વભાવમાં સ્થાન ન હોવાથીજ, શ્વેત દાઢી રાખવાથીજ એઓ વૃદ્ધ તરીકે વગોવાઈ ગયા છે. એમને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કે મારે યયાતિ પેઠે યુવાન થવું પડશે! હાથે કરીને વૃદ્ધ દેખાવામાં કંઇક ગર્વ લેવા જતાં વખાણી ખીચડી દાંતે વળગવા જેવો ઘાટ હાલ તો થયો છે! લગ્નનો વિષય નાજુક છે, તેથી સ્પષ્ટતર કરવો ઉચિત નથી, પરંતુ એટલું યાદ દેવડાવવા વિના નથી ચાલતું કે વૈદક પ્રમાણે તંદુરસ્ત મનુષ્ય ૮૦ વર્ષ સુધી તો પ્રજોત્પત્તિ કરી શકે છે, અને તે વય સુધી તો શુક્રજંતુઓ પણ કાયમ છે. અને લગ્નના હક તો સો વર્ષ સુધી પણ તંદુરસ્તી અને ઇચ્છા હોય તો ભોગવી શકાય છે. કુદરતની ઇચ્છા વૃદ્ધોનાં લગ્ન તથા પ્રજોત્પત્તિની સર્વથા વિરૂદ્ધ નથી દેખાતી.

× × × × ×

ઇંગ્લંડનો મહુંમ માર્કવીસ ઑફ ડોનગૉલ, બે વાર રાંડી રહ્યા બાદ ૮૦ વર્ષની વયે સ્વરૂપવતી કેનેડીયન તરૂણી મીસ વાયોલેટ ટવાઇનીંગ સાથે પરણ્યો હતો અને તે પછી ૧ વર્ષે તેમને એક પુત્રની પ્રાપ્તિ થઇ હતી. માર્કવીસ બાદ ૭ મહિને મરણ પામ્યો હતો. વૃદ્ધ વયે પ્રજોત્પત્તિની શક્યતાના એક બીજા દૃષ્ટાંત તરીકે, પ્રખ્યાત સ્કૉચ રસાયણિક શોધક મી. ચાર્લ્સ ટેનંટ (૧૭૬૮-૧૮૨૩) ના પૌત્ર સર ચાર્લ્સ ટેનંટ બૅરોનેટ (૧૮૨૩-૧૯૦૬) નું ઉદાહરણ આપી શકાશે. તે ૭૨ વર્ષની વયે બીજીવાર પરણ્યો હતો અને ૮૦ વર્ષની વયે તેને સંતતિ થઈ હતી.

દયારામથી પણ અતિ વૃદ્ધ, દયારામના પણ પિતા તુલ્ય વયના પુરૂષો કુમારી વા વિધવા, યુવતી વા વૃદ્ધ સ્ત્રીઓ સાથે લગ્ન કરવાં યુરોપ અને અમેરીકામાં અસાધારણ નથી. કાયદો તેને અટકાવતો કે નિરૂત્તેજીત પણ કરતો નથી એટલુંજ નહીં પણ ઇંગ્લંડની શિષ્ટ સમાજ પણ તે અયોગ્ય છે એમ કહેતી નથી. અને ૬૦ વર્ષે તો પુરૂષનાં લગ્ન પ્રમાણમાં બહુજ સાધારણ છે. હમે હાલનાજ સમયમાં થયલાં, પ્રખ્યાત પુરૂષોનાં એવાં થોડાંક લગ્નોનાં ઉદાહરણ આપીશું.

| લગ્ન કરનાર પુરૂષ. | તેની વય. | કન્યા. | તેની વય-ઈ. |
|---|---|---|---|
| ૧ જેમ્સ ડાઉડી (પ્રખ્યાત મશ્કરો.) | ૯૦ | – | ૨૫ |
| ૨ જોન એસ. સાર્ઝલા (ન્યુજર્સી અમેરીકાનો સૌથી ધનાઢ્ય મનુષ્ય) | ૯૨ | મીસ જુલીયા હેનન (નર્સ) | ૩૦ |
| ૩ સર વીલીયમ કોડીંગ્ટન (બૅરોનેટ) | ૮૩ | મીસ આઇમી જોસફાઇન બાર્બર-સ્ટોર્ક. | ૩૫ |
| ૪ સર હેક્ટર મૅકલીન હે. (બૅરોનેટ) | ૮૫ | મીસીસ ડીંગવાલ-ફોર્ડાઇસ | — |
| ૫ સર રોબર્ટ ટફ્નીલ | ૭૯ | મીસીસ હર્બર્ટ ટોમસ | — |
| ૬ સર હેન્રી વવસૉર (જીવે છે, હાલ વય વર્ષ ૯૯) | ૮૫ | મીસ એલીસ કોડ્રીંગ્ટન | — |
| ૭ લૉર્ડ માઉંટ-સ્ટીવન. | ૭૦ | મીસ ગીયાન ટફ્નેલ (રાણી વીક્ટોરીયાની માનીતી) | |
| ૮ ડ્યુક ઑફ આર્ગાઇલ | ૭૨ | રાણી વીક્ટોરીયાના દરબારની એક 'દાસી' | |
| ૯ અર્લ ઑફ વેમીસ | ૮૨ | મીસ ગ્રેસ બ્લેકબર્ન | |

| સાધારણ પુરૂષો | ને પરણનારી | નું વય. |
|---|---|---|
| ૧૦ એસ. એચ. સોમર્વીલ | ૮૩ મીસીસ સારાહ વોલ્ટન | ૭૩ |
| ૧૧ વીલીયમ હેનન | ૯૪ કેની વેડહામ્સ | ૮૦ |

ઉપર કહેલાં લગ્ન છેલ્લાં થોડાં વર્ષોમાંજ થયલાં છે.

× × × × ×

ઉપરોકત કરતાં પણ વધારે જાણીતા તથા નજદીકનાં નામો પણ આપી શકાશે. ઑ. સર ફીરોજશાહ મ્હેતાએ થોડાં વર્ષ પર એક ૩૯ વર્ષની કન્યા સાથે બીજી વારનું લગ્ન કર્યું ત્યારે તેમનું વય ૬૦ થી પણ અધિક હતું. ઘણાએ પારસી બધુઓ એ વયે ઘર્મણું કરે છે. તેને વૃદ્ધલગ્ન કહીને તેની નિંદા કેમ કોઇ સુધારકે તેમજ પારસી જેવી સુધારક કોમના પત્રોએ ન કરી ? ઉક્ત દાખલામાં વિષમતા પણ કાંઇ ઓછી નહોતી ! સત્ય એ છે કે કન્યા મોટી વયની થયા પછી વિષમતાનો પ્રશ્ન બહુ ગૌણુપદેજ રહે છે. એ અવસ્થામાં વિષમતા જેમ આદર્શ નથી તેમ ટિકાપાત્ર પણ નથી રહેતી. આપણા હાલના હીંદી પ્રધાન અર્લ ઑફ ક્રયુ ( Crewe ) જે ઉમરાવોની સભામાં લીબરલપક્ષના વડાનું ઉચ્ચપદ ભોગવે છે તેઓ પોતે ૪૨ વર્ષની વયે બીજી વાર પ્રખ્યાત લીબરલ રાજદ્વારી લૉર્ડ રોઝબરીની પુત્રી લેડી માર્ગારેટ પ્રીમરોઝ સાથે ૧૮૯૯ માં પરણ્યા તે વેળા એ કુમારિકા માત્ર ૧૬ વર્ષની હતી ! અર્થાત્ વયની વિષમતા ૨૬ વર્ષની હતી, જ્યારે પ્રસ્તુત લગ્નમાં તેનાથી તે માત્ર ૮ વર્ષ વધારે છે. પરંતુ તેમ વળી લેડી પ્રીમરોઝ કરતાં મીસ ઉર્મિલા ૧૦ વર્ષ મોટી વયે પરણી છે. ઇજીપ્તનો પ્રખ્યાત વાનપ્રસ્થ કૉન્સલ, લૉર્ડ ક્રોમર ( જે હીંદમાં ૧૮૮૦ થી ૧૮૮૩ સુધી યશસ્વી લૉર્ડ રીપન વાઇસરોય હતો તે સમયે હીંદનાં નાણાં ખાતાના પ્રધાન તરીકે સર એવેલીન બારીંગને તે વખતને નામે હીંદમાં વધારે પ્રખ્યાત છે ) પણ બીજી વાર ૬૧ વર્ષની વયે ૪ થા માર્કવીસ ઑફ બાયની વિધવા પુત્રી લેડી કૅથેરીન થીન સાથે ૧૯૦૧ માં પરણ્યો હતો, અને એ લગ્ન ઇંગ્લંડના વર્તમાનપત્રોએ ઘણું આવકારદાયક ગણીને, વરવધુને અનેક આશીર્વાદ અને ધન્યવાદ આપ્યા હતા. "લાઇટ ઑફ એશીયા" ઇત્યાદિના અમર કર્તા સ્વ. સર એડવીન આર્નોલ્ડ આશરે ૭૦ વર્ષની વયે નાજુકડી નાની અમથી જેપાનીઝ કન્યાને પરણ્યા હતા ! જો યુરોપમાં યુવાવસ્થાને પ્રાપ્ત થયા પછીની કોઇપણ વયમાં, ગમે તેટલા વૃધ્ધ સશક્ત માટે લગ્ન અનિંદ્ય છે તો હીંદુસ્તાનમાં શામાટે ? એ આદર્શ ન હોય, પણ તેમાં કોઇને શું ? કામ વાસનાને અંકુશિત રાખવી ઉત્તમ છે, પરંતુ ન રહેતી હોય તો પરિણામ વ્યભિચાર આવે, તે કરતાં કોઇપણ વયે લગ્ન કોઇ પણ રીતે નિંદ્ય નથી. કમમાં કમ તે સ્ત્રીપુરૂષ પોતાના હકમાં હોય છે.

× × × ×

રા. દયારામનાં લગ્ન વિરૂધ્ધ જે બીજો વાંધો લેવામાં આવે છે તે ઘણો વધારે મજબુત છે. તે એ છે કે તેમની પ્રથમ પત્ની હયાત છે. અને તેને જીવતે આ બીજી કરી છે ! વળી તેનાથી પરિવાર પણ સારો છે ! બહુ પત્ની લગ્નના રા. દયારામ નિશ્ચિત અપરાધી છે. પરંતુ ટિકાકારોએ દ્વીતીય લગ્ન કરતાં પણ વધારે ગંભીર એવા રા. દયારામના જયુકના અપરાધની ક્ષમા કરી છે એજ આશ્ચર્ય છે, પ્રથમ પત્નીનો એમણે ૧૫-૨૦ વર્ષથી ત્યાગ કર્યો છે !

દેશમાં તે માત્ર રોટલા ખાય છે ! દયારામ ભાઈ અને ગાંડી પ્રજા આ પત્નીત્યાગને સાધુતા માની બેઠી છે ! પત્નીના કાંઈ ખાસ ગંભીર અપરાધથી તેમણે તેનો ત્યાગ કર્યો હોય તો તો આ પ્રકારની સાધુતા સ્વેચ્છાપૂર્વક ન હોવાથી, વાંઢાના અસ્વબ્રહ્મચર્ય અને ફકીરની ન મળતાંની અગ્યારસ કરતાં વધારે પ્રશસ્ય નથી. બહુ તો તે ક્ષમ્ય છે. દયારામ માત્ર દિલસોજીને પાત્ર છે. પરંતુ પત્નીના અપરાધથીજ ત્યાગ કર્યો એમ ખુલાસો કોઈએ કર્યો નથી. તેથી ઘણું કરીને તથા દેખીતી રીતે તો એમજ છે કે, વિના અપરાધેજ દયારામે પોતાની પત્નીને છતે ધણીએ વિધવાવસ્થાનું દુઃખ દીધું છે. પત્ની જો આ પ્રકારે "સાધવી–મીરાંબાઈ" થાય તો તો ધણી તરફથી ઘેર મંગાવવાની ડીક્રી લેવાય છે. પણ પુરૂષને વળતા અપરાધ માટે કોણ પુછે છે ? હમે પૂછીએ છીએ કે, લગ્ન કરવાની ભૂલ કર્યા પછી કોઈ પણ પુરૂષને સ્ત્રીત્યાગ કરીને એ 'ભૂલ' સુધારવાનો હક નથી. સ્ત્રીત્યાગ બ્રહ્મચર્યનાં પાલન અર્થે પણ હમે એક ગંભીર અપરાધ ગણીએ છીએ, અને તે અપરાધમાંથી દયારામને કિંચિત્ પણ મુક્ત કરતા નથી.

× × × ×

ખરૂં એ છે કે, દયારામભાઈ અનેક સદ્‌ગુણોના ભંડાર હોવા છતાં, તેમનામાં દયાનો અંશ બહુ અલ્પ મૂલથીજ છે. તેમનું વર્તન તેમનાં નામથી વિરૂધ્ધજ જણાયલું છે. અતિ ન્યાયી હોવાથી, ન્યાયાસનના સંસ્કારો તેમના હૃદય પર અતિ સખત ચોંટી ગયાથી, તેમનાં જ્ઞાન અને બુદ્ધિએ તેમના હૃદયને એવા ભ્રમમાં નાંખ્યું કે દયાનો અવકાશજ જગના હૃદયમાં હોઈ શકે નહીં. નિર્દયતાનું એક દ્રષ્ટાંત તેમની પત્નીનો તેમણે નિષ્ઠુર હૃદયથી કરેલો ત્યાગ છે. તેનું બીજું પ્રમાણ એ છે કે, તેઓ ન્યાયાધીશ તરીકે આરોપીઓને બીજા સેશન્સ જજો કરતાં બહુ વધારે સખ્ત સજા કરતા. એ વાત તો પ્રસિધ્ધ છે. ત્રીજું પ્રમાણ એ છે કે પોતાના હાથ નીચેના કારકુનો તથા અમલદારોનો કામ કરાવીને અડધાજ કાઢી નાંખતા ! દયારામના નામથી તેઓ થરથર કાંપતા, થોડાનાજ કામથી તેઓ પ્રસન્ન થતા–તેમના જેટલાં ઓછાં સર્ટીફીકેટ. પોતાના હાથ નીચેના માણસોને બીજા કોઈકજ ઉપરી અમલદારે આપ્યાં હશે. વકીલો પર પણ તેમને તિરસ્કારજ હતો. દયાદ્રષ્ટિથી તેઓ ન્યાયાધીશ તરીકે જોતાં શિખ્યાજ નહોતા. છતાં તેમના જેવા પરમાર્થી પણ થોડાજ છે. તે દયા નહિ તો શું ? એમ પૂછનારને અમે કહીશું કે તેઓનો પરમાર્થ હૃદયના આવેશ કરતાં બુધ્ધિ તથા કર્તવ્યપરાયણતાપૂર્વક અતિ વિશેષ હતો. તાત્પર્ય કે જે દયારામે દયાહીનતાથી સ્વપત્નીનો ત્યાગ કર્યો તે પછી, મિસ ઉર્મિલા સાથે, તેઓ વાનપ્રસ્થ થયા પછી જે નિકટ સંબંધ થયો ત્યાં સુધી તેમનું ચરિત્ર અનિન્દિતક હતું. વિધુર હોય, એમ રહેતા અને મિસ ઉર્મિલા સાથેનું લગ્ન એક ત્યક્ત પત્નીના પતિ કરતાં એક વિધુરનું લગ્ન રૂપ વધારે હતું. આથીજ હમે કહીએ છીએ કે ખરો અપરાધ તો પત્નીત્યાગની મિતિથી થયો હતો અને આ લગ્નનો અપરાધ તો તે અપરાધના પ્રમાણમાં માત્ર તેના પરની ધૂળ સમાન છે. જો પત્ની સાથે રહેતી હોવા છતાં દ્વિતીયા સાથે પ્રેમબદ્ધ થયે તો અપરાધ અતિશય વધારે હતો કારણ કે પ્રથમ પત્ની અણમાનીતી થયે, નવીની રોકટ થયે અને પ્રથમ પદપરથી ઉતરી બીજા પદપર બેસવું પડે. પરંતુ હાલના સંજોગમાં તો જૂની મીરાંબાઈ દયારામને કાંઈ પણ અન્યાય થયો નથી. તેની સ્થિતિ તો દયારામે પ્રથમથીજ એટલી બગાડી નાંખી છે ( જે માટે

તેમને ‘ સાધુ ’’ આદિની ઉપાધિયો પ્રજા સરકારે આપી હતી ! ) કે તેમાં વધારે બગાડો થવાનો અવકાશ નથી. છતાં પણ ખોટું તે તો ખોટુંજ. હમે કાંઇ આ બાબતમાં દયારામભાઇનો બચાવ કરતા નથી; પરંતુ ખરા અપરાધનું હમારા જોવામાં આવતું બિંદુ બીજુંજ છે એટલુંજ બતાવવા પ્રયત્ન કરીએ છીએ.

× × × × ×

દયારામના લગ્નના બચાવમાં નહીં પરંતુ તે લગ્નની કરવામાં આવેલી નિંદા હદ બહાર છે. એ બતાવવા હમારે આ લેખ લખવો પડ્યો છે જ્યારે લગ્ન સર્વથા. અનુચિત ઠરાવવામાં આવ્યાં છે ત્યારેજ હમને કહેવું પડે છે કે તેમાં પણ કેટલાક પ્રમાણમાં સારાં તત્ત્વો છે. લખનારાઓ ઘણેખરે ભાગે એમ કહે છે કે લગ્ન કરવું ઉચિત નહોતું પણ તેઓને એ વિચાર ભાગ્યેજ આવ્યો હશે કે તેનું પરિણામ તો વ્યભિચારમાં પણ આવી શકે ? ! શું સુધારક, શું કુધારક એવાં કુકર્મ કરતાં, મુછ મરડતા ક્યાં નથી જોવામાં આવતા ? જગત્ તે વાત સારી ઘણી જાણવા છતાં તેવાને સતાવતું નથી ! જાણકારો પોતે પત્રોમાં તેમનાં સારાં કામોની જાહેર પ્રસંશા કરે છે ! તેમના દુર્ગુણ વિષે તેમને કશું કહેવાનું હોતું નથી. ‘ લગ્ન કરવું ઉચિત નહોતું ’ એ લગભગ એમ કહેવા બરોબર છે કે “ વ્યભિચાર કરવો ઉચિત હતો ”–જગત્‌ને તેનો જાહેર વાંધો નથી અને નહોતો. પોતાની કિર્તિનો ભોગ આપવો કબુલ કીધો પરંતુ અન્ય સંબંધ ન રાખવા અને જગત્ ઠગાવા તૈયાર હોવા છતાં તેને ન ઠગવા, દયારામ તથા તેમનાં નવાં પત્નીએ સ્વીકાર કીધો એ તેઓનાં અસાધારણ નૈતિકબલ તથા જાહેર હીમ્મત માટે એટલા અંશમાં તો તેમને સંગીન ધન્યવાદજ ઘટે છે. તેઓએ જગત્‌ને પોતાનો અન્યાય કરવા હાથે કરીને પ્રસંગ આપ્યો પરંતુ જગત્‌ને અન્યાય ન કીધો એ સિદ્ધ કરે છે કે તેઓ ગમે તેમ પરંતુ ઉચ્ચતર ભૂમિકાના મહા ચારિત્ર્યવાન્ સ્ત્રીપુરૂષ છે. સામાન્ય ક્ષુદ્ર મનુષ્યો કે જેથી પણ બદતર તેમને રંગવામાં આવ્યા છે તેવાજ તેઓ હતે તો તેમણે જાણીતો સહેલો રસ્તો અંગીકાર કરીને, પ્રજાની આંખમાં મરચું પડે તેટલું અબીલ ગુલાલ નાખ્યું હતે અને તેમને હોઠ ઉઘાડવાની પણ તક આપી નહતે. હમે તો તેથી દયારામ પર ક્રોધની નહીં પણ દયાનીજ દૃષ્ટિથી જોઇએ છીએ. એ યોગભ્રષ્ટને હમે સામાન્ય સુધારકો અને ઉત્તમ રૂઢીરક્ષકો કરતા હજીએ ઘણા ચઢીયાતા માનીએ છીએ. એ ઘી ખોરૂં થયું પરંતુ તેલ દિવેલ કરતાં તો ચઢીયાતુંજ રહ્યું છે. “ આ લગ્નથી સુધારાના કામને ફટકો પડશે ! સુધારકો પરનો લોકોનો વિશ્વાસ ઉઠી જશે, ” ઇત્યાદિ ટીકા કરવામાં આવે છે. ફટકો કોણ મારશે ? એ કોઇ કહેતું નથી. જૂના વિચારવાળા કે નવા વિચારવાળા ? જૂના વિચારવાળાને તો ઉદ્ગારનો પણ અધિકાર નથી કેમકે બહુસ્ત્રીત્વ તેમજ વૃદ્ધ લગ્ન તેમને શાસ્ત્ર તેમજ વ્યવહારથી સમ્મત છે. જૂના વિચારના પ્રતિપાદક “ ગુજરાતી ” એ તો સ્પષ્ટ બહુલગ્નની તરફેણમાં એવી મતલબનું લખ્યું છે કે “ જેને બ્રહ્મચર્ય પાળવું હોય તેને માટે હનુમાનનું, એક સ્ત્રીગામી થવું હોય તેને માટે રામચંદ્રનું અને બહુસ્ત્રી કરવી હોય તેને માટે કૃષ્ણનું દૃષ્ટાંત છે. ” તેતો છાતી ઠોકીને કહે છે કે એક પત્નીવ્રત તો લગભગ અશક્ય છે ! અને નિષ્ફળ છે–કારણ કે થોડા પાશ્ચાત્ય લેખકો પણ એમ કહે છે ! જૂના વિચારવાળા તો

આ પ્રમાણે ઉજરો આ કામને ટેકો આપે છે. અને સુધારકો પોતે સુધારાને ફટકો મારે એ તો અશક્ય છે. તેઓએજ રા. દયારામની વિરૂદ્ધ સૌથી સખ્ત ટીકા કરી છે, તેથી સુધારકો પરથી વિશ્વાસ ઉડી જવાનો પણ ભય નથી. હજારો સુધારકોમાં એક અનિષ્ટ લગ્ન કરે તેથી વિશ્વાસ ઉડી જાય એ અસંભવિત છે. બહુ તો તેજ મનુષ્ય સુધારકોમાં અપ્રિય અને અવિશ્વસ્ય થઇ પડે. યુરોપમાં આવાં લગ્નની વિરૂદ્ધ કોઇ બોલતે નહીં. અહીં એમ કહેવામાં આવે છે કે સુધારો બાલ્યાવસ્થામાં છે, હજી પ્રજામત સુધારા વિરૂદ્ધ છે તેથી આવાં લગ્નથી તેમનો વિશ્વાસ હજુએ વધુ ઉઠી જશે. અર્થાત્ અજ્ઞાત પ્રજાને શાંત કરવાનેજ, તેમનો ક્રોધ તૃપ્ત કરવા, સુધારકોએ રા. દયારામનો ભોગ આપ્યો છે, સુધારકોએ આ લગ્નમાં સહજ અનિષ્ટતા હોવા સારૂ તેને સર્વથા વખોડ્યું છે એ અનિશ્ચિત પક્ષવાળી પ્રજાના અજ્ઞાનજનિત મતના તેમના ભયનુંજ પરિણામ હમને લાગે છે. જ્ઞાતિબંધનનો લોપ, સ્વયંવર ઇત્યાદિ સુધારાની ફતેહો, નામની પણ દ્વિતીય પત્ની હોવાથી ઝાંખી પડે છે એ સત્ય છે. તે ફતેહોમાં એજ હોવાથી તે માટે બહુ અભિમાની ન થવું પરંતુ એટલું બધું શરમાવાનું શું છે ? દયારામના દાખલાથીજ કોઇ પહેલી છતાં બીજી કરવાનો સંભવ નથી. સામાન્ય મતજ તેની એટલો વિરૂદ્ધ છે કે એ અપવાદ રૂપ રહેશેજ. ઘણા આપવાદિક સંજોગોમાંજ આ લગ્નમાં પત્નીની દ્વિતિયતા થઇ ગઇ છે એ સ્પષ્ટ છે, તેથી બીજાઓ માટે આ દાખલા રૂપ થઇ શકશે નહીં. સદ્ગત મહાસુધારક કવિ નર્મદાશંકરે પણ એજ પ્રમાણે સુધારક હોઇ પ્રથમ છતે બીજીવાર વિધવા સાથે લગ્ન કર્યું હતું. તેમાં જેમ આપવાદિક સંજોગો હતા તેમ આમાં છે. બીજી પત્નીની શાસ્ત્રોની તેમજ ન્યાતીઓની છૂટ છતાં બહુસ્ત્રી લગ્ન નથી થતાં, તેથી સિદ્ધ થાય છે કે રા. દયારામનાં લગ્નમાંના એ તત્ત્વનું અનુકરણ થવાનો સંભવ નથી. જ્યારે બીજાં તત્ત્વો અનુકરણીયજ રહેશે.

× × × ×

દયારામભાઇનાં છેલ્લાં કૃતની ક્ષમ્યતા—અક્ષમ્યતાનો વિચાર કરતાં, ક્ષમ્યતાની માર્ક આપતાં કામદેવની અજેયતા માટે પણ કેટલીક છૂટની માર્ક આપવી પડશે. એ દેવ ક્યારે જાગૃત થશે તે કોઇ અભિમાનથી કહી શકતું નથી. બ્રહ્મચર્યની મહાપ્રતિજ્ઞા કરનારા દીક્ષિત રોમન પોપો પણ ચલિત થયા હોવાનાં દ્રષ્ટાંતો ઇતિહાસમાં છે, ગ્રહસ્થો પણ યાવજ્જીવન સાધન તથા પ્રસંગ છતાં રામચંદ્ર જેવા એક પતિનગામી રહેવાનાં દ્રષ્ટાંતો વિરલ છે. પ્રાચીનકાળમાં બ્રહ્મચર્યના મહિમા ગાનારા આ દેશમાં પણ ખરી સતીઓ તો પાંચજ થઇ અને ખરો એક પત્નીગામી તો કરોડોમાં, કરોડો વર્ષે એકજ ( રામ ) થઇ ગયો, મહાદેવ વિષ્ણુ આદિ મહાન-દેવો પણ એક યા બીજે સમયે પતિત થયા છે એ પૌરાણિક માન્યતા પ્રજા સ્વીકારે છે તેજ, *યાવજ્જીવન બ્રહ્મચર્ય પાળવું સર્વથા નહીં પરંતુ લગભગ અશક્ય છે એજ સૌથી સ્પષ્ટ રીતે* સિદ્ધ કરે છે. વળી ઉર્મિલા જેવી મોહક, બુધ્ધિમતી, વિદુષી યુવતીથી વશ ન થવું એજ એક મહા પરાક્રમ છે. દયારામ સામે આરોપ એ છે કે જે દેવતાઓ પણ ન કરી શક્યા તે તમે કેમ નહીં કીધું ? ! દયારામના પક્ષમાં એક બીજી એ વાત પણ છે કે, તેમણે પ્રજાની નીતિનો ઉપદેષ્ટા થવાની કદાપિ ચેષ્ટા પણ કરી નથી. લેખ કે વચનથી પણ પ્રજાના નીતિગુરૂ હોવાનો તેમણે દાવો કર્યો નથી. ઉલટું, પ્રજાને શારીરિક નીતિ માટે બોધ કરવા તેમણે એક પણ ખાસ ભાષણ આપેલું જાણ્યામાં નથી. ઉલટું, તેઓ એમણે પોતાના

આદર્શ તરીકે સ્વીકારેલા, પોતાના ગુરૂ સ્વ. મલબારીનું અનુકરણ કરીને, જાહેરમાં દેખાવ ન આપવાનો નિયમ કરી બેઠા હતા. આથી કાંઇ અપરાધ નષ્ટ થાય છે એમ હમે સૂચવતા નથી, પણ તેથી તેની ગંભીરતા ઘણી ઓછી થાય છે એજ હમારો પક્ષ છે. કાયદાની ભાષામાં કહીએ તો, એમના અપરાધ માટે એમને કાયદાએ કહેલી સૌથી વધારે નહીં કિંતુ તેણે કહેલી સૌથી ઓછી સજા કરવી ઘટે છે. તેમના સદ્‌ગુણો કાંઇ આ લગ્નથી નષ્ટ થતા નથી. પરંતુ જે મૂલ દુર્ગુણ તથા અપરાધ હમે ઉપર વર્ણવ્યો તે સ્પષ્ટ રીતે તરી આવે છે. અપરાધીને પણ હદથી વધારે શિક્ષા કરવી એ અન્યાય છે અને તે અન્યાય ઘણા ખરા લેખકોએ કર્યો છે તેથીજ હમારે આટલા લંબાણથી લખવું પડ્યું છે. હમે દયારામનો પક્ષ કીધો છે એમ કોઇ માને તો તેનો ભ્રમ છે, કારણ કે હમે તેમનાં દર્શન પણ કર્યાં નથી.

---

## અમૃતસર અને તેનું મહા પ્રખ્યાત સુવર્ણમંદિર.

( લખનાર, રા. મગનલાલ મા. ઝવેરી. )

પ્રસંગવશાત્ ઉત્તરહિંદુસ્તાનની મુસાફરીએ જતાં અમૃતસરનું આ પ્રખ્યાત 'ગુરૂદ્વારો' જોવાનું મન થયું; અને ત્યાંની શોભાથી મુદિત થઇ 'સત્ય' ના વાંચકોને પણ તેવો પ્રસંગ મળતાં એની શોભા નિહાળવાની ઉત્કંઠા થાય અને ન મળતાં વર્ણનથીજ સંતોષ મળે તે સારૂ ત્યાંનું કંઇક વર્ણન આપવાની આજે ઇચ્છા છે.

### લાહોર અને અમૃતસર વચ્ચે ભેદ.

પંજાબમાં અમૃતસર જ્યારે એક નાનું અમથું ગામડું હતું, ત્યારે તેનું નામ 'ચક' હતું. પણ હવે મનુષ્ય ગણનાનુસાર તે ભારતવર્ષમાં ૧૯ મું, અને આખા પંજાબમાં ત્રીજું શહેર છે. જો કે આખા પંજાબનું મુખ્ય શહેર લાહોર ગણાય છે છતાં વેપારનું મુખ્ય મથક તો અમૃતસરજ છે. લાહોરમાં ગવર્નમેંટ ઑફીસો આદિ પુષ્કળ છે અને તેથી ત્યાંનો શિક્ષિતવર્ગ મુખ્યત્વેકરી નોકરીઆત છે. અમૃતસરમાં વ્યાપાર વધારે હોવાથી ત્યાંના પ્રજાવર્ગમાં અંગ્રેજી શિક્ષિતવર્ગ પ્રમાણમાં ઓછો છે અને મોટો ભાગ વેપારી વર્ગનોજ છે.

લાહોર શહેરના રસ્તા એટલા બધા સાંકડા છે કે એક ગાડી સામેથી આવતી હોય તો બીજીને ખૂણોજ શોધવો પડે ! ગંદાઇ વિશે તો પંજાબ પ્રખ્યાત જ છે ! અમેરિકામાંથી હિન્દીઓને હાંકી કાઢવાનો પ્રયત્ન ચાલે છે તેનું બ્હાનું પંજાબીઓની ગંદાઇએ મેળવી આપ્યું છે. સાધારણ રીતે લાહોરમાં સખ્ત પડદો છે. અજફળ શાકની વીશી પાસે માંસ વેચનારની દુકાન હોય તો કશો વાંધો લેવામાં આવતો નથી.

અમૃતસરમાં પડદો બહુ સખ્ત રીતે પળાતો નથી—માત્ર નામનોજ પળાય છે. ઉનાળામાં દરેક સ્રીપુરૂષ સાધારણ રીતે હાથમાં પંખો રાખે છે, અને તેના સાધારણ પવન ખાવાના

ઉપયોગ ઉપરાંત સ્ત્રીઓ તેનો એક ખાસ ઉપયોગ કરે છે. બ્હાર જતાં કોઇ ઓળખીતા પાળખીતાની દુકાન આવતાં, કે જ્યાં કંઇક મોઢું ઢાંકવાની જરૂર જણાય, તેઓ પંખાને આડો દે છે અને તે દુકાન પસાર થતાં સૂર્યનો પડદો પણ જો કરવાની જરૂર હોય તો, તેજ પંખાથી કરે છે ! ત્યાંના રસ્તા લાહોર જેટલા સાંકડા સાધારણ રીતે નથી તેમજ એકંદરે માંસની દુકાનો લાહોરની માફક ગીચવસ્તીમાં જણાતી નથી—લાહોરનો નિયમ તે અમૃતસરનો અપવાદ છે. જો હું ભૂલતો ન હોઉં તો માંસાહારીઓ પણ પ્રમાણમાં ત્યાં ઓછા છે. લાહોરમાં આર્યસમાજનો જેટલો પ્રચાર છે તેટલો અમૃતસરમાં જણાઇ આવતો નથી. કેટલાક પંજાબી વૈષ્ણવો પણ નજરે પડે છે. જો કે તેઓએ પોતાના આચરણમાં માંસાહારના ત્યાગ શિવાય કોઇ ખાસ ફરક કરેલો જણાતો નથી ! પણ માંસાહારનો ત્યાગ તો બીજા હીંદુઓએ પણ કરેલો હોવાથી એ વૈષ્ણવધર્મનોજ ખાસ પ્રતાપ છે એવું કહી શકાતું નથી. લાહોરમાં કોલસાના એક વેપારી, એકાદ બે પ્રોફેસરો અને બીજા મિશ્રિત ૫–૧૦ માણસો શિવાય ગુજરાતીઓની વસ્તી નથી; જો કે કેટલાક મહારાષ્ટ્રીઓ ગાંધર્વ મહાવિદ્યાલયની શાખામાં અને બીજે છે. પણ અમૃતસરમાં ગુજરાતીઓની વસ્તી ઘણી છે અને તેમાં કોલસાના વેપારીઓ ઉપરાંત મુંબઇના રંગ અને કાપડ આદિની દુકાનવાળાઓનાં માણસો મુખ્ય છે. જે મોટા રંગવાળાઓની દુકાન મુંબઇ, કલકત્તા, દિલ્લી, મદ્રાસ, હાથરસ, કાનપુર, કરાંચી આદિ સ્થળે હોય તેની અમૃતસરમાં પણ હોવાનીજ ! જો કે ઘણુંખરું તેઓ આડતીયા માર્ફત કામ કરે છે છતાં કેટલાકોએ હવે પોતાની દુકાનો પણ કરી છે અને સારો નફો મેળવે છે. મહારાષ્ટ્રીઓ નોકરીઆત વર્ગ હોવાથી તેઓ લાહોરમાંજ ઉપયોગી થઇ પડે છે.

આખા પંજાબમાં મોટી મોટી ન્હેરો છે અને તે મુજબ અમૃતસરમાં પણ છે. ગામમાં કોઇ ખાસ નદી નથી. નદીની ગરજ ગામબહાર આવેલી આ ન્હેરજ સારે છે. શહેરીઓને હવા ખાવા સારૂ, ઘણુંખરૂં આખા પંજાબમાં જેમ હોય છે તેમ, ' કંપની બાગ ' ( Owen's gardens ) છે.

ન્હેરનું પાણી ઉનાળામાં બહુ ઠંડું હોય છે; કારણકે પહાડપરનો બરફ ધીમે ધીમે ઉનાળાના અખર તાપથી પીગળી પંજાબી નદીઓમાં મળે છે. તે ઉપરાંત કુવાનું પાણી પણ બહુ ઠંડું હોય છે, અને તે બહુ ઉંડા પણ હોતા નથી. કેટલાક કુવાઓને ખાસ ફટકડી આદિ પદાર્થો નાખી શિયાળામાં Air tiggt બંધ કરવામાં આવે છે અને ઉનાળામાં ખોલી તેનું પાણી કે જે આઇસના પાણી જેવું ઠંડું હોય છે, તે વાપરવામાં આવે છે. લાહોર જેટલો અમૃતસરમાં નળે પગપેસારો કર્યો નથી. પાણીની 'પરબો' પણ ઘણી હોવાથી ઉનાળાને દહાડે લોકોને જેમ મધ્ય પ્રદેશોમાં પડે છે તેમ પાણીની બીલકુલ અગવડ પડતી નથી. મધ્યપ્રદેશમાં ઘણું ખરું કેટલાક અપવાદ શિવાય, કુવાનું પાણી ન્હાવા ધોવાના કામમાં આવે છે અને નળનું પીવામાં; ત્યારે આ બાજુ નળનું ન્હાવા ધોવામાં અને કુવાનું પીવામાં ! પંજાબમાં પડદાની વિચિત્રતાની પણ હદ છે ! આમ તો સાધારણ રીતે પડદો રાખશે પણ નદીએ—કે જેને તેઓ ઘણું ખરું 'સમુદ્ર' કહે છે—નગ્ન થઇ ગોપીઓની માફક ન્હાવામાં તેઓ બીલકુલ સંકોચાશે નહીં ! તેમજ પુરૂષોને ત્યાં ન જવાનો કોઇ ખાસ પ્રતિબંધ પણ નથી ! વિચાર વગરનો આચાર તે આનું નામ !

એક વિચિત્રતા એ છે કે જ્યારે આપણે ત્યાં મલમૂત્રના ત્યાગને સારૂ નિચે જગ્યા હોય છે ત્યારે અહિં ઘરની સૌથી ઉંચામાં ઉંચી અગાશીમાં. ( ઘરને છાપરાં હોતાં નથી. ) તેમની માન્યતા એવી છે કે સૂર્યના તાપથી ગંદકીનો નાશ થઇ જાય છે તેથી એ ઉપરજ રાખવાં જોઇએ. પણ વરસાદની મોસમનો કડવો અનુભવ પણ તેઓ મેળવે છે કે જ્યારે ચોપાસ દુર્ગંધ ફેલાઇ જાય છે.

આખા પંજાબમાં વીશલાખ.શીખ છે અને તેમની લિપિ ગુરૂમુખી છે કે જેમાંજ ગ્રન્થ સાહિબ પણ લખાયલા છે.

## અમૃતસરના હેલ્થ ઑફીસરનો એક સ્તુત્ય હુકમ.

અમૃતસરમાં હમણાં એક નવા હેલ્થ–ઑફીસર આવ્યા છે; જેમણે એક હુકમ બહાર પાડી જાહેર કર્યું છે કે દરેક ખાવાની ચીજ વેચવાવાળાએ યા તો તેને કાચની બરણી, ડબા આદિમાં રાખવી યા તેની ઉપર માખી ન બેસે તે સારૂ કપડું ઢાંકવું. આ નિયમનો ભંગ કરનારનો બધો માલ લૂંટી લેવામાં આવશે.હું ધારૂંછું કે દુષ્ટ માખીઓ, કે જેઓ અનેક રોગના ફેલાવા વાસ્તે જેખમદાર છે, તેમનાથી જનસમાજને બચાવવા સારૂ દરેક હેલ્થ–ઑફીસરે આવો હુકમ કાઢવો ઘટે છે.

હેલ્થ ૦ફીસર શહેરની બીજી ગંદાઇ પણ ઓછી કરવાનો પરિશ્રમ કરે છે.

## અમૃતસરની સ્થાપના.

શીખોના ત્રીજા ગુરૂ અમરદાસજીની આજ્ઞાનુસાર ચોથા ગુરૂ રામદાસજીએ વિક્રમ સંવત્ ૧૬૨૯ માં આ ' ચક ' ગામડાની ઉન્નતિ કરી, અને પોતાનાં નામપરથી એનું નામ ' રામદાસપુર ' રાખ્યું. ગુરૂજીએ પ્રથમ પોતાને રહેવાને સારૂજ ત્યાં મંદિર બધાવ્યાં કે જે હજી સુધી ' ગુરૂકે મહેલ'ને નામે પ્રસિદ્ધ છે. બાદ ગુરૂજીએ પોતાનાં મકાનોની આસપાસ બાવન જાતિના લોક વસાવ્યા.

### તળાવ.

વિક્રમ સંવત્ ૧૬૩૪ ના માહ માસમાં ગુરૂજીએ પોતાના અનેક શિષ્યોને બોલાવી શહેરનાં કેન્દ્રસ્થલમાં એક મોટું તળાવ ખોદાવવું શરૂ કર્યું. ગુરૂજી પોતે પણ પોતાનાં કર કમલોથી ટોકરી ભરી ભરી માટી કાઢતા, ત્યારથી ગુરૂજીએ એનું નામ ' અમૃતસર ' રાખ્યું.

## આ શહેર અને તળાવનું નામ અમૃતસર કેમ પડયું ?

એ વિષે એમ કહેવાય છે કે રાજા ઇક્ષ્વાકુએ આ સ્થલે સો અશ્વમેધ યજ્ઞો કરેલા તેથી તેને સ્વર્ગમાંથી ' અમૃત ' પ્રાપ્ત થયેલું, અને તેણે તે પોતાનું કામ થઇ રહ્યા પછી આ જગ્યાએ દાટેલું!

બીજી કથા એમ પણ છે કે મહાત્મા બુદ્ધ જ્યારે અહિંથી પસાર થતા હતા ત્યારે તેમણે જંગલથી વીંટળાયલા આ નાનાં તળાવને જોઇ એમ કહ્યું હતું કે " બુદ્ધ ભિક્ષુકોને નિર્વાણ પ્રાપ્ત કરવા સારૂ આવું બીજું ઉત્તમ સ્થલ આ પ્રદેશમાં કોઇ નથી. "

આજ નાનાં તળાવને ગુરૂજીએ મોટું કર્યું હોય એમ જણાય છે; કારણકે આગળ જતાં 'દુઃખભંજન કુંડ' નું વર્ણન આવશે જે એનેજ મળતું આવે છે. જેમ હરિદ્વારની 'હરકી પાયરી' છે તેમ આ મોટા તળાવના એક કિનારા માત્રનું એ નામ છે. આ તળાવનું અને મંદિરનું કામ ગુરૂ અર્જુનદેવ કે જે પાંચમા ગુરૂ હતા, તેમણે પૂરું કરી પ્રસિદ્ધ કરેલું: આ અમૃત+સર (તળાવ) થી તેની આસપાસ જે શહેર વસાવવામાં આવ્યું, તેનું નામ પણ 'અમૃતસર' પડ્યું. ત્યારથી, અને ખાસ કરીને રણજીતસિંહના સમયથી, એની ઉત્તરોત્તર ઉન્નતિ થતી ગઈ.

## તળાવની હમણાંની સ્થિતિ.

આ વખતે એ તળાવ ૪૭૫ ફુટ લાંબુ અને એટલુંજ પ્હોળું છે. એની ચારે બાજુ સંગેમરમર અને કાળા તથા ભૂરા રંગના ચોખુણા પથ્થરથી બનેલી ૨૪ ફુટ પ્હોળી પગથી છે. સંગેમરમરનાં કામનો કેટલોક ભાગ કેટલાક રાજાઓએ અને પછી દેવળના અધિકારીઓએ તથા કપૂર્થલા અને ઝીંદ સ્ટેટના મહારાજાઓએ કરાવી આપ્યો છે. તળાવમાં નીચેથી ઉપર સુધી ચારે બાજુ સંગેમરમરનાં પગથીઆં છે, અને ત્રણ તરફ રાજા અને સરદારોનાં મકાનો છે જે હાલમાં પ્રજાજનના બેસવા આદિ કામોમાં આવે છે. તળાવમાં પાણી બહુ ઉંડુ છે. તળાવ પાસે કોઇને જોડા પહેરીને જવા દેવામાં આવતા નથી તેમજ તેમાં અપવિત્ર વસ્ત્રો ધોવા દેવામાં આવતાં નથી. એમાં ન્હાવું પુણ્યમય ગણાય છે; અને શીખોનું એ મુખ્ય તીર્થ છે.

## અકાલ બુંગા.

પશ્ચિમ દરવાજેથી દાખલ થતાંજ ડાબે હાથે પાંચમા ગુરૂ અર્જુનસિંહના સમયમાં બનેલું એક શીખ મન્દિર છે જેને અકાલ બુંગા કહે છે. તેના ગુંબજપર પણ સુનેરી ગીલીટ ચઢાવેલો છે. મન્દિરમાં જવા સારૂ પગથીયાં કરેલાં છે. મંદિરમાં સુનેરી સિંહાસનપર વસ્ત્રથી ઢાંકેલી અનેક ચીજો પડેલી છે, જેમાં ચાર ફુટ લાંબી ગુરૂ ગોવિન્દસિંહની એક તલવાર અને એક સોટો મુખ્ય છે. અહિં હથિઆર મૂકેલાં છે એમ કહેવાય છે અને તેથી કોઇને ત્યાં દાખલ થવા દેવામાં આવતા નથી. શીખોનો 'પૌહલ'[૧] સંસ્કાર અહીંજ થાય છે.

---

૧. પૌહલ સંસ્કારની મૂળ કથા નીચે મુજબ છેઃ—

ગુરૂ ગોવિન્દ સાહેબે એક વખતે ધર્મને વાસ્તે ભોગ આપવા એક સેના તૈયાર કરવા સંકલ્પ કરી પોતાના શિષ્યોમાંથી બલિદાન આપવા પ્રથમ કોણ તૈયાર છે, એમ પાંચવાર પૂછ્યું. દરેક વખતે એકેક જણ તૈયાર થયો અને તે દરેકને કાપી નાંખ્યાનો ગુરૂજીએ બધાને ભાસ કરાવ્યો. બાદ બીજે દિને આ પાંચે સહિત એક દરબાર ભર્યો અને પંચામૃત એકઠું કરી તેમાં દરબાર સાહેબનું પાણી મેળવી ખૂબ હલાવ્યું. પછી 'જપજી સાહેબ' (ગ્રંથ સાહેબના અધ્યાય વિશેષનું નામ છે) નો પાઠ કરી તેને મંત્રી, તેનું નામ અમૃત રાખી, ગુરૂજીએ કટારની ટોચથી પાંચ વાર તે પોતાનાં મોંમાં મેલ્યું, અને પાંચ વાર પેલા પાંચેને એનું આચમન કરાવ્યું તેમજ તેમનાં શરીરપર પણ છાંટ્યું. આ વખતે બધા શીખોએ એક સાથે "વાહ ગુરૂકી ફતેહ" નો ધ્વનિ કર્યો. બસ, આનુંજ નામ પૌહલ। ખાલસા ધર્મનો

### ઝંડા બુંગા.

તેનીજ પાસે એ ઝંડાવાળું એક સ્થાન છે જેને ઝંડા બુંગા કહેવામાં આવે છે. અને

---

એ મૂળ સિદ્ધાંત છે. દરેક શીખ આ ક્રિયા કરાવે છે, પણ હવે તો 'બાપ ગયા ને લીસોટા જ રહ્યા છે!'

આ ક્રિયા પછી તે પાંચે શીખોનાં નામ 'સિંહ' શબ્દયુક્ત કરવામાં આવ્યાં અને ગુરૂજીએ પોતાનું નામ પણ તેવુંજ કર્યું.

આ પંથના નિમ્ન લિખિત સ્થિર નિયમ છેઃ—

૧ પાંચ શીખોની સાથે મળી પૌહુલ-પાહુલ-પાન કરવું; ૨ તેનું પાન કર્યાં બાદ 'સિંહ' શબ્દ યુક્ત પોતાનું નામ કરવું. ૩ પાંચ શીખ જ્યાં હોય તેને પૂરો ખાલસા સમજવો. ૪ દરેક સિંહે શિરપર વાળ, હાથમાં કડું, વાળમાં કાંસકી, કચ્છો અને કટાર—એ પાંચ રાખવાં આવશ્યકીય છે. એનેજ શીખ લોક 'પંચ કકાર' કહે છે. ૫ સિંહોમાં જાતિભેદ નહીં રાખવો જોઇએ. ૬ બધા સિંહોએ 'કીર્તિનાશ' 'કુલનાશ,' 'ધર્મનાશ' અને 'કર્મનાશ' થવું જોઇએ. ૭ સિંહોએ પોતાની શક્તિ લોખંડ પર ખર્ચવી-યુદ્ધ પ્રિય થવું. 'બુંગા' એટલે વિશ્રાન્તિગૃહ. નામદાર સરકારે આને વાર્ષિક રૂ. ૬૫૦૦) ની જાગીર આપેલી છે. ૮ લડાઇમાં મરનાર સિંહની ઉત્તમ ગતિ થાય છે. ૯ યજ્ઞોપવિત કોઇએ ન પહેરવું. ૧૦ ખાલસા ધર્મથીજ•મુક્તિ માનવી. ૧૧ હિન્દુઓની રીતિને છોડવી; પરંતુ તેમની રક્ષા કરવી. ૧૨ યવન કુલનો નાશ કરવો શીખોનો પરમ ધર્મ છે. ૧૩ એક ઇશ્વરની ઉપાસના કરવી. ૧૪ કોઇને ન નમવું. ૧૫ ગુરૂ નાનકનેજ પોતાના દેવ માનવા, તેમના ગ્રન્થ સાહેબનીજ પૂજા કરવી—બીજા કોઇની નહીં. ૧૬ અમૃતસરનો તળાવને શીખોનું મુખ્ય તીર્થજ માનવું. ૧૭ "વાહ ગુરૂકી ફતેહ" અને "વાહ ગુરૂકા ખાલસા" સિંહોનો મૂલ મંત્ર છે. ૧૮ તંબાકુને ન અડકવું.

બ્રાહ્મણ ક્ષત્રિયોએ આનો બહુ વિરોધ કર્યો પણ નીચ જાતિઓ આથી બહુ ખુશ થઇ. નીચલાઓને, આ ધર્મના શત્રુ ગણી કે યુદ્ધને નાલાયક ગણી, ખાલસા ધર્મમાં દાખલ કરવાની ગુરૂ ગોવિંદસિંહે મનાઇ કરી છે. બાકી સાધારણ નિયમ તરીકે તો કોઈ પણ જાતિ ખાલસા ધર્મ અંગીકાર કરી શકે છે! અપવાદમાંઃ—

૧ ધર્મશાળાઓના પ્રબંધ કર્તાઓ.
૨ ધરિમલના ચેલા.
૩ રામરામના શિષ્ય.
૪ વૈશ્ય
૫ જૈન-શ્રાવક.

ઉંચ જાતિમાંથી વીરતા, ધર્મ, અને અન્ય સદ્ભાવ નાશ્યા ગયા હતા તેથીજ ગુરૂજીને નીચ જાતિપર આધાર રાખવો પડ્યો હતો. એમના શિષ્ય એમના પૂર્ણ પુજક હતા. એકવાર એમને કોઇ શિષ્યે એક બંદુક ભેટ આપી. ગુરૂજીએ કહ્યું કે "મારી ઇચ્છા છે કે કોઇ શીખને આનું નિશાન બનાવું." તેજ વખતે અનેક સિંહ ગુરૂની બંદુકનું નિશાન થવા તૈયાર થયા. આ ગુરૂભક્તિથી ગુરૂજી બહુ ખુશ થયા અને પોતાની 'પૌહલ' ક્રિયાને સાર્થક માની.

બે મોટા ' ઝંડા ' છે જેમાંના એક શીખ રાજાઓએ મૂકેલો છે અને બીજો પંજાબ કેસરી રણજીતસિંહે. દીવાળીના મેળાને સમયે અત્રે બેસવાના માથા દીઠ ત્રણ ત્રણ રુપીઆ પડે છે !

### ખજાનો.

પુલ આગળ જવાના દરવાજાની પાછળની બાજુ સુંદર હાથીદાંતનું નકશી કામ છે. તેની ઉપર એક સુંદર ઝરૂખો છે, જ્યાં શીખોના ગુરૂ બેસતા. અહિં ૯ ફુટ લાંબા અને ૪½ ઇંચ વ્યાસના ૩૧ ચાંદીના ' ચોબ* ' છે. ચાર તો સોનાના છે. ખજાનામાં એક મોટી પેટી છે. તેમાં સુનેરી ગીલ્ટના ત્રણ સોટા, એક પંખો અને બે ચમર છે. પાંચ ખંગાળી શેર સોનાનો એક ' ચાંદ ' ( ચંદરવો ) છે, જે પર હીરા, માણેક, પાનાં, જડેલાં છે. મન્દિરનો એક સુંદર નકશો પણ અત્રે છે. ઉપરાંત નવનીહાલસિંહજી જે હીરાનો મુકુટ ધારણ કરતા, કે જેને મોતીની ઝાલરો લાગેલી છે, તે પણ અત્રે છે. બીજી પણ અનેક સુંદર ચીજો અને જવેરાત અત્રે છે. ગ્રન્થની યાત્રા વખતે એ બધું તેની સાથે જાય છે. અહિં સાધારણ રીતે કોઇને દાખલ થવા દેતા નથી. અત્રે સાધારણ ઝાડુથી ઝાડુ ન કઢાતાં મોર પીંછથી ઝાડુ કાઢવામાં આવે છે. કહે છે કે કાબુલના નામદાર અમીરને એ પણ બતાવવામાં આવ્યું હતું.

### મંદિરનો પુલ.

એ તળાવની વચમાં સુવર્ણ-મંદિર અર્થાત્ શીખોનું ગુરૂદ્વારા છે. આ મંદિરનાં ચાર નામ છે—૧—દરબાર સાહેબ, ૨. હરિમન્દિર, ૩.—ગુરૂદ્વારા, ૪.—સુવર્ણ મન્દિર. તળાવની વચમાં ૬૫ ફીટ સમચોરસ જગ્યામાં એ બનેલું છે. તળાવના પશ્ચિમ કિનારાથી મન્દિર સુધી ૨૦૦ ફીટ લાંબો પુલ છે, અને એ પર દાખલ થવાના માર્ગપર એક નકશીદાર વિશાળ દરવાજો છે જેની પાછળની બાજુ હાથીદાંતની નકશી બહુ ઉત્તમ કરવામાં આવી છે. અત્રે દાખલ થતી વખતે કોઇને પણ બીડી આદિ પીવા દેવામાં આવતી નથી; તેમજ દરેક ઉંબરાપર પગ મૂકી કોઇ જતું નથી—તેને ઓળંગીને જાય છે—કારણકે ઉંબરાપર પગ મેલી જવું એ એક અપમાન ગણાય છે. ભાવિકો અહીં નમન કરી આગળ વધે છે. પુલની જમીન સફેદ અને નીલા માર્બલ—સંગેમરમર—ની પટીઓની બનેલી છે અને તેની બેઉ બાજુએ માર્બલના થાંભલાપર વીશ સુનેરી લૅમ્પ લગાડેલા છે. જતાં ડાબે હાથે એક જૂની ઢબનું ઘડીઆળ આવે છે, જે હિન્દનાં પ્રાચીન વખતનાં ઘડીઆળોનો સ્પષ્ટ ચિતાર આપે છે. તેનો આકાર, સાધારણ રીતે, એક ચોખંડા પથ્થરપર, અર્ધવતૂંલ કાઢી તેની બરાબર વચમાં એટલે કે ૯૦° પર તેટલીજ ઊંચીનું, (રેક્ટેંગલના આકારનું ) માર્બલનું એક ત્રિકોણ ઉભું કરેલું છે, અને સૂર્યની ગતિ પર એનો બધો આધાર છે. એને નથી તો ચાવી દેવી પડતી અને નથી એમાં કાંઇ ભાંગવા તૂટવાનો ભય પણ મારા ધારવા પ્રમાણે સૂર્યનાં દર્શન સ્પષ્ટ નહીં થતાં હોય તે વખતે મુશ્કેલી પડતી હશે. આવુંજ, પણ આનાથી અનેક ગણું મોટું. એક ઘડીયાળ દિલ્હીના ' જંતર મંતર ' માં છે.

* ચોબ એટલે નગારું ( Drum ) વગાડવાના દાંડીઆ.

## મન્દિર.

આ મંદિરની લંબાઈ પશ્ચિમથી પૂર્વે સુધી ૫૫ ફીટ અને પહોળાઇ લગભગ ૩૫ ફીટ છે. મન્દિરના શિરો ભાગ પર વચમાં એક મોટો ગુંબજ છે. ચારે ખૂણે ચાર બીજા નાના ગુંબજ છે. મન્દિરની દીવાલપર સુંદર ચિત્રકામ છે જે પણ રંગીન પથ્થરથી જડીને કરવામાં આવેલું છે. મંદિરમાં દાખલ થતાંજ ઉમરા આગળ જે રંગીન પથ્થરની* જડાઇથી કાચબા માછલી આદિનો સાથીઓ કરેલો છે, તે હિન્દી કારીગીરીનો ખાસ જોવા લાયક નમૂનો છે. બધા ગુંબજો પર ત્રાંબાનાં પતરાં જડી સોનાનો ગીલીટ ચઢાવેલો છે; આથીજ એ સુવર્ણ મંદિર કહેવાય છે. મંદિરની દીવાલ પર-ગુરૂ-ગ્રન્થ સાહેબનાં અનેક પદો ખોદેલાં છે. મંદિરના દરવાજા પર ચાંદીની નકશીનું કામ બહુ સુંદર છે. છતમાં નાના નાના કાચ જડી કુન્દન કરેલું છે.

પૂર્વની તરફ મંદિરનો પ્રધાન ગ્રન્થી ચમર હાથમાં લઇને બેસે છે. ત્યાં ગુરૂ-ગ્રન્થ સાહેબ બીરાજેલા હોય છે, વચમાં એક ચાદર પાથરેલી હોય છે. જે પર યાત્રીઓ પૈસા રૂપિયા, ફૂલ, મોહનભોગાદિ ધરાવે છે.

શીખ લોકોના છેલા ગુરૂ, ગુરૂ ગોવિંદસીંહજીએ પોતાની પછી કોઈ યોગ્ય શિષ્યન મળવાથી ગ્રન્થ સાહેબને ગુરૂ તરીકેનું બધું માન આપવાનું ફરમાવેલું હોવાથી તેઓ તેને ઇશ્વરની સમાન માને છે. આથી તેઓ સવારમાં ગ્રન્થ-સાહેબની લુછપાછ કરી તેને 'ચંદરવા'ની નીચે ગાદીપર પધરાવી તે પર ચમર કરે છે. સાંજના તેમને પાસેનાં પવિત્ર મંદિરમાં લઇ જાય છે જ્યાં રાત્રે તેઓ સુનેરી બિછાનાં પર શયન કરે છે!

મન્દિરની ઉપરનો ખંડ બહુ સુન્દર છે, ચારે બાજુ સુન્દર ઝરૂખા પણ છે; જ્યાં બેશી, જતાં આવતાંને જોઇ શકાય છે. કાચના મોટા આરશા ભીંતમાં જડેલા છે. વળી ઉપર જતાં મંદિરના ચાર તરફના ચાર નાના ગુંબજ પર ચઢી શકાય છે. અહિં એક ફરતું છત્ર છે જેને ગુરૂ નાનક સાહેબનું છત્ર કહેવામાં આવે છે ને જેને દર્શકની લાકડી કે છત્રી લઇ, બતાવનાર પૂજારી દર્શકનાં નામથી ફેરવી તેને ભેટ ધરવા કહે છે; જે ભેટ તેમના ખીસામાં તુરતજ પ્હોંચી જાય છે! પણ ગુરૂ નાનક સાહેબ સૌથી પ્રથમ ગુરૂ હતા અને દેવળ તો પાંચમા ગુરૂની હયાતિમાં પૂરૂં થયું તો એ છત્ર ગુરૂ નાનકનું કેમ હોઇ શકે તે વિશેનું રહસ્ય સમજવામાં આવતું નથી! ત્યાંજ આગળ એક મોરપીચ્છની ઝાડુ પડેલી હોય છે. બતાવવા આવનારમાંથી એક પૂજારી બની જઇ કંઇ મંતરમંતર ભણી તેને ભેટ ધરાવવા કહે છે! તેમજ આ રીતે ઉપર ચઢી આવવાનું તાળું ખોલીને સગવડ કરી આપવા સારૂ તથા પૂજારીની મહેનત સારૂ પણ કંઇક 'લવાજમ' વગર માગ્યે આપવું પડે છે; ઉપર જતાં ગ્રન્થ સાહેબની ઉપર બાંધવામાં આવેલા 'ચંદરવા' માં કબૂતરોએ ઇંડાં આદિ મૂકેલાં હોય છે—જો કે નીચેથી તો બધું બહુજ સાફ રાખવામાં આવે છે—તે જગ્યાઇ આવી દર્શકને શીખોની સફાઇ પર હસવું આવે છે.

## કૌલસર.

આ આખું મંદિર દરબાર સાહેબને નામે ઓળખાય છે: તેમાં તળાવો છે; જેમાંના એકનું વર્ણન આપણે વાંચી ગયા. બીજું 'કૌલસર' કહેવાય છે. એની પૂર્વે સાતમાળનું

બાબા અટલનું દેવળ છે. એ લાહોરના કાઝીની પુત્રી ' કૌલને ' કે જે પોતાના પિતા એેડે છઠ્ઠા ગુરૂ સાહેબની સેવામાં આવી રહી હતી, તેની યાદગારીમાં ઇ. સ. ૧૬૨૨માં ખોદાવવામાં આવ્યું હતું.

બાબા અટલ.

ગુરૂકા બાગ નામના બાગમાંથી જતાં બાબા અટલનાં દહેરાં પાસે–કહોકે કબર પાસે જવાય છે. આ જવાન છઠ્ઠા ગુરૂનો પુત્ર હતો. ઇ. સ. ૧૬૨૯માં એક સમયે તેનો એક મિત્ર મરણ પામતાં તેણે તેને ઘેર જઇ તેને જીવતો કર્યો ! છઠ્ઠા ગુરૂ સાહેબને તેની જાણ થતાં તેઓ આ બાબતસર તેના પર બહુ ગુસ્સે થયા. બાબા અટલે કહ્યું કે તેણે તેને પોતાની જીંદગી આપી છે. એમ કહી તે સૂઇ ગયા; તપાસ કરતાં તેમના પ્રાણ નીકળી ગયેલા માલુમ પડ્યા ! કૌલસરની પૂર્વે એમની કબર છે. એમના પર લોકોની એટલી બધી શ્રદ્ધા છે કે તેઓ તેનાં પગથીયાંને, જેમ એક માણસના પગ દાબતા હોય તેમ, દાબે છે; જેથી તેમના બાબા સાહેબની પાદસેવા કર્યાનું ફળ પ્રાપ્ત થતું મનાય છે !

( અપૂર્ણ ).

## મોંબાસા ( આફ્રિકા ) માં પ્રવાસ–ત્યાંની હીંદી તથા દેશી પ્રજાનું વર્ણન.

( નાશિક ગુરૂકુલના ઉપદેશક, હમારા મિત્ર કવિ–પંડિત મહાશંકર શર્મા તથા તેમની સાથે એમનાં વિદુષી પત્ની શ્રીમતી ઇચ્છાદેવી મહાશંકર હાલમાં આફ્રિકામાં ધર્મ-પ્રવાસે ગયા છે. તેઓ પ્રથમ મોંબાસા ઉતર્યા હતા અને ત્યાંથી તેઓએ લખેલા ખાનગી પત્રોના જાહેરને ઉપયોગી ભાગ હમે આનંદથી આપીએ છીએ. આફ્રિકામાં આપણા દેશીઓની તેમજ ત્યાંની સ્વદેશી જંગલી પ્રજાની સ્થિતિનું તેથી કાંઇ સારૂં જ્ઞાન થાય છે–તંત્રી ).

અહિં વસ્તીમાં ગુજરાતી સ્ત્રીઓ બિલકુલ બિનકેળવાયેલી છે. અવિદ્યાની સાક્ષાત્ મૂર્તિ જોવી હોય તો તે આએ છે. ભિખારીઓને રહેવાનુંજ જંગલીઓમાં એટલે પૂછવુંજ શું ? લાજ પડદાનું જોર વિશેષ છે. હવે હું અહિંની સ્થિતિ આપને જણાવું છું. આ દેશની અંદર ઘોડા ગાડી છેજ નહિ, એટલે કસરત કરવા ચાહિએ તો ઠીક છે અને ન ચાહિએ તો પણ છુટકોજ નહિ. અહિં ઘોડા ન હોવાનું ખાસ કારણ એજ છે કે આ દેશમાં ગરમી ઘણી પડે છે જેથી ઘોડા જીવતા નથી, અને અહિંના જંગલી ઘોડા પકડી શકાતા નથી. અહિં નાની લોઢાની ગાડી હોય છે જેમાં બે માણસો બેસી શકે અને તે પાટા ઉપર ચાલે છે. તે ટ્રોલી એવા નામથી ઓળખાય છે. તે બે જંગલીઓ ખેંચે છે. અહિં દૂધ બહુજ મોંઘું મળે છે અને તેનું કારણ ઢોરોની અછત છે કે આપણા દેશમાંથી ગાયો અહિં લાવવામાં આવે છે. અને તે પણ ગાભીને લઇને એકાદ વર્ષ જીવે છે. અહિંની જંગલી ભેંસો ઘણી ક્રૂર હોય છે. જો એમનો અને આપણો મેળ થઇ ગયો હોય તો આપણા ભોગ મળે. સિંહ–વાઘ કરતાં પણ ભેંસોના ભય

વધારે. મુંબઇના સામાન્ય રસ્તા તે અહિંના મોટા રસ્તા મનાય છે. અહિં ચોરનો ભય ઘણો લાગે છે. અને અહિંના જંગલીઓ ચોરી કરે છે. ચોરી કરવા આવ્યા હોય અને જો આપણે જાગી જઇયે તોપણ આંખો મીંચીને પડ્યાં રહેવાનું. જો બોલીએ તો આપણો ઘાટ ઘડી નાખે. હાથમાં ચકચકતા છરા લઇને તેઓ આવે છે. યુરોપિયનોના મકાનમાં કોઇ દિવસ જવાની હિંમત ન કરી શકે પરંતુ ગરીબ બિચારા હિંદુને સારી રીતે પજવે. "બનીયાની" એવાનામથી આપણને ઓળખે અને બનીયાની એટલે કાંઇ હિસાબમાં નહિ! રાત્રિને સમયે પેન્ટલુન પ્હેરી નીકળે તો ઠીક પરંતુ જો ધોતિયું પ્હેરીને કોઇ હિંદુ નીકળ્યો હોય તો બિચારાના ભુંડા ભોગ મળે. જંગલીની ભાષા એવી તો ગોટાળા ભરેલી હોય છે કે આપણને કાંઇ સમજણ ન પડે. અહિં ઘણાં વર્ષો થયાં આપણા હિંદુ રહે છે તે એમની ભાષા જાણે છે. અહિં એક એવો રિવાજ છે કે આપણે ઘેર કોઇ આવે યા આપણે કોઇને ઘેર જઇયે તો " હોડી " એવો શબ્દ બોલવો જોઇયે. સામેથી " હોડી " એવો ઉત્તર મળે ત્યારે એમના મકાનમાં પ્રવેશ થઇ શકે. અમારી તબીયત સ્ટીમરમાં ઘણીજ સારી રહી હતી. દરિયો પણ ઘણોજ શાન્ત હતો પરંતુ એક દિવસ એક લુવાણીયે સ્ટીમરમાં અશાન્તિ ફેલાવી દીધી હતી. ધણી ધણીઆણી વચ્ચે કંઇ કલેશ થયો અને બાઇ સમુદ્રમાં પડવા જવાનું કહીને છુપાઇ ગયાં. એમના ધણીએ કોલાહલ મચાવ્યો કે મારી બૈરી સમુદ્રમાં પડી ! સ્ટીમર ઉભી રાખવામાં આવી. મછવો નાંખવામાં આવ્યો, ત્યારે બાઇ સાહેબ છુપાઇ ગયાં હતાં તે બ્હાર નીકળ્યાં. આખર એના ધણીના મનમાં ભય પેસી ગયો કે હવે મારી પર કેસ ચાલશે. હું શું કરીશ ? ત્યારે તે પાયખાનાની બારીમાંથી સમુદ્રમાં પડ્યો. ઘણી શોધ કરી પરંતુ તે બિચારો મળ્યોજ નહિ.—**ઇચ્છાદેવી.**

અહિં આજકાલ વર્ષા ઋતુ છે. આ સાલ અનેક ગત વર્ષો કરતાં વરસાદ વધારે વર્ષે છે, એમ અત્રસ્થ લોકોનું કથન છે. ગરમી પણ જરાક ચટકી દેખાડે છે. અહિંના હબસીઓની કૃષ્ણતાનું આશ્ચર્ય ગરમી જોઇ દબાઇ જાય છે.

આ સ્થળેથી યુગાન્ડા રેલ્વે શરૂ થાય છે જે લગભગ દરીઆની સપાટીથી ૭૦૦૦ ફીટ સુધી ઉંચે ગયેલી છે. કહે છે કે આ રેલવે બાંધવામાં ગવર્મેન્ટે ( ૮૪૦૦૦૦૦૦ ) ચોરાસી કરોડ રૂપિયા કાંકરા પેઠે ખર્ચ્યાં છે. અહિંથી ત્રણસો ચારસો માઇલ દુર નૈરોબી નગર છે, જ્યાં ગવર્નર તથા અન્ય ઇંગ્લીશ અમલદારો રહે છે. નૈરોબીમાં નિરંતર સરદી રહે છે. અમને ત્યાંથી આમંત્રણ આવી ગયું છે. દશ બાર દિવસમાં અમે ત્યાં જઇશું. નૈરોબીમાં પંજાબીઓ મોટા પ્રમાણમાં વસે છે. ત્યાંથી કમ્પાલા, કીસુમુ ગમાર આદિ સ્થળોએ જવાશે. આ રસ્તામાં *વીક્ટોરીઆ ન્યાંઝા સરોવર ( મીઠા મેરામણ ) તથા નાઇલ નદીનો ફોલ ( ધોધવો )* છે જે જોવાનું ફળ મળશે. તે તે પ્રદેશોની હકીકતો યથાસમય આપને લખતો રહીશ. અહિં બોહ્રા મોટા વેપારીઓ છે. બીજે નંબરે હોલ મુસલમાનો. ભાટીઆઓ દિનપર દિન ઉતરતા જાય છે. અહિંઆંનાં જંગલોમાં હાથીઓ મારવામાં આવે છે અને તેના દાંતનો વેપાર અહિંથી આરંભાય છે. અહિંના એક વેપારીની દુકાને જુદી જુદી જાતના આખા દાંતો મને બતાવવામાં આવ્યા, જેમાંના કેટલાક Curiosity નવાઇ ખાતર રાખવામાં આવ્યા છે. એક દાંત બીજના ચન્દ્રની માફક ◡ આમ વળેલો છે. બીજો ✓ આવા પ્રકારનો છે. કહે છે કે ૨૪૫ રતલનો એક દાંત એમ બે દાંતો રૂ. ૭૦૦૦ માં વેચાયા ! એવડા મોટા દાંતો પાછા મળ્યા

નથી. મને એક ૧૦૬ રતલનો દાંત બતાવવામાં આવ્યો જેને બે માણસો પણ માંડ ઉંચકી શકે. ત્યારે ૨૪૫ રતલની વાતજ શી! હાથી પ્રાણી પણ મહાસાગરનું જબ્બર ખારકસ થયાનું છે!! એવા હાથી બસો અઢીસો વર્ષની આયુના હોય છે.

મોંબાસા, તા. ૨૩ મી મે, ૧૯૧૩.

મહાશંકરેકર

# સત્યજીત્.

( એક ' ઓરીજીનલ ' વાર્તા—ગતાંકથી અનુસંધાન. )

લખનાર—પ્રવાસી.

## પ્રકરણ ૧૩—(સમાપ્ત )

### ઠર્યું ક.

હવેથી વાત જેવી પરજળમાં જાહેર થઈ કે તરત લોકોનાં ટોળેટોળાં જે જગ્યાએ સભા ભરાવવાની હતી ત્યાં જવા લાગ્યાં. તેઓનાં મન હલકાઈ ગયાં હતાં અને જો રસ્તે કર્યું ક જોવામાં આવે તો તેનો અંત લાવવાનો તેઓએ નિશ્ચય કર્યો હતો. ધીરે ધીરે મુની મોહનજી પણ રોમનાની ઇચ્છાને માન આપી ત્યાં પહોંચ્યા પણ લોકોએ તેમને કંઈ સન્માન આપ્યું નહીં, કારણ કે લોકોની આજે એનાપર વક્રદ્રષ્ટિ હતી.

બાર વાગ્યા. લગભગ પ્રત્યેક હજાર મનુષ્યો સભામાં આવી પહોંચ્યા. બાર થવામાં પાંચેક મીનીટ બાકી હશે એટલામાં સૃષ્ટિના શણગાર રૂપ રોમના આવી પહોંચી અને પોતાને માટે રાખેલા ખાસ આસનપર જઇ બેઠી.

કુમારિકા રોમના દેવતાદિવ્ય જણાતી હતી. રાજ્ય ચલાવવાના ગુણો હોવા છતાં એ પોતાના માણસો તરફ માયાળુ હતી; સત્તાવાળી હોવા છતાં એ સદાચારિણી હતી; કુમુદસુંદરી જેવી લાલિત્યવાળી હોવા છતાં એ દ્રઢ મનવાળી હતી અને કુમુદ સુંદરી જેવી વિશાળ હોવા છતાં એ તરંગી તરંગો સેવતી નહોતી.

સરસ્વતીએ રોમનાને વિદ્યા આપી હતી, લક્ષ્મીએ રૂપ આપ્યું હતું, સીતાએ સદ્દગુણશીલતા આપી હતી, અને ગુણીયલે સદ્દગુણો આપ્યા હતા.

આવા રૂપગુણોથી ભરપૂર થયલી બાળાને જોઇને આખી સભા દિંગમૂઢ થઈ ગઈ હતી; તેના રૂપથી આકર્ષાઇ આવી તારાઓ આકાશમાંથી ઉતરી આવી બેઠી ત્યાં આવેલા મનુષ્યોની આંખોમાં વાસ કીધો હોય એમ જણાતું હતું. આવી મનોરમા જોઇ ચંદ્ર પણ પોતાની સીને તરછોડી રાત્રી

બની જાણે શોભનાનું વારંવાર દર્શન કરવા પૃથ્વીની આસપાસ ફરતો હોય એમ લાગતું હતું. અને હરિતા લજ્જાઈ જઈ પોતાના પતિ પાસે આશ્વાસન લેવા સડસડાટ પરજાજ આગળથી વહી જતી હતી.

બારના ટકોરા થયા અને તરત ન્યાયમૂર્તિ ચૈતન્યપ્રસાદ' સભામાં આવી પહોંચ્યા અને પોતાના આસનપર બીરાજ્યા. ચૈતન્યપ્રસાદની રજા મળ્યા બાદ નીચે મુજબ સભાનું કામ શરૂ થયું. "આજે સાંજના સાડાસાત વાગતે નિલોહીતજી ઘેર એકલા હતા. કર્યૂક જે આપણા ગામમાં કેટલોક વખત થયાં આવ્યો છે, તે બપોરે લાંબા વખત સુધી ગામ બહાર ફર્યા કરતો હતો. આશરે સાડાછ વાગે એ નિલોહીતજીને ઘેર ગયો. પોતાના આવ્યાની ખાસ ખબર એણે કોઈને આપી નહોતી. જ્યારે પ્રધાન વેર તદ્દન એકલા પડયા કે તરત તક સાધી કર્યૂકે એક સખત હુમલો નિલોહીતજી પર કર્યો અને અંતે એનો જીવ લીધો. કર્યૂકના ખુલાસા પરથી માલમ પડે છે કે, આવું કુકર્મ કરવાનો વિચાર એણે અગાઉ કીધો નહોતો; પણ રેંકી કે જે કુસુમપુરના હાલના સરદાર નીમ્નાનો એક જાસુસ છે, તેના કહેવાથી અને બદલા તરીકે મોટી લાલચ આપવાથી એ આવું કામ કરવા તત્પર થયો હતો. રેંકી આ વાત કબૂલ કરે છે. જે વીંટી નિલોહીતજી હમેશા પહેરતા હતા તેજ વીંટી રેંકી કનેથી મળી આવી છે; અને તેથી એ એ કામમાં સામેલ છે કે નહિ તેને માટે વધારે પુરાવાની જરૂર રહેતી નથી."

"હે ન્યાયવિભુ ચૈતન્યપ્રસાદજી"! રેંકી અને કર્યૂક તરફથી શ્રી મુની મોહનજી બોલવા લાગ્યા, "જે બીના અત્રે જણાવવામાં આવી છે તે તદ્દન ખરી છે એમ રેંકી અને કર્યૂક માને છે. એ બંને જણનો અંગત સ્વાર્થ નહોતો, અથવા તેઓને દીવાના જણાવી હું તેઓને નિરપરાધી ઠેરવવા માગતો નથી. તેઓ ન્યાયની રૂએ અપરાધી છે અને તેથી સામાન્ય રીતે શું પરિણામ આવવું જોઇએ તે સર્વ કોઇની જાણમાં છે; પણ મારે માથે નિષ્પક્ષપાતપણે તેઓનો બચાવ કરવાની ફરજ આવી છે અને તેથી જો હું મ્હારા પોતાના વિચાર અનુસાર તેઓનો બચાવ ન કરૂં તો હું પોતેજ દોષિત ઠરૂં એમ છે. આપણે નવીન યુગના ઉપાસકો છીએ. આપણે સામાન્ય બંધુત્વના ઉપદેશકો છીએ. કર્યૂકે નિલોહીતનો જાન લીધો એ સામાન્ય બંધુત્વના નિયમથી ઉલટું છે; પણ તેથી આપણે એ બંધુત્વ તોડી કર્યૂકનો જાન લેવો એ કોઈ રીતે વ્યાજબી નથી. કર્યૂકને ફાંસીને લાકડે ચઢાવવાથી જો કદાચ નિલોહીતજી આપણને પાછા મળે એમ હોય તો જુદી વાત છે; પણ જો આ રીતે મોતને બદલે મોત લેવામાં આવે તો આપણે આપણી વેરની લાગણીને તૃપ્ત કરવા સિવાય બીજું કંઈ કરતા નથી. કિર્યૂકે નિલોહીતજીનો અંત આણ્યો અને તેથી આપણો કર્યૂકનો અંત લાવવો એ તદ્દન કનિષ્ઠ વિચાર છે. જો આપણે હજુ સુધી પણ એમને એમજ વર્તીએ તો પછી આપણા મનની મોટાઈ કયાં રહી? આપણે એકજ ઇશ્વરના પુત્રો છીએ એવી માન્યતામાં વજન શું રહ્યું? મનુષ્ય જીવ ઉત્પન્ન કરી શકતો નથી તો તેને નાશ કરવાનો શું હક છે? એ હક આપણે પોતેજ લઈ બેઠા છીએ. એક મહાપુરૂષ કહે છે કે, જે દેશમાં મનુષ્ય એમ ધારે છે કે આ મારૂં છે અને આ મારૂં નથી તે દેશ શ્રેષ્ઠ છે. એજ વિચાર પ્રમાણે આ મારા પોતાના હકકો છે અને આ મારા પોતાના હકકો નથી, એમ ગણી જો મનુષ્ય પોતાનું હમેશા રાખે તો હજુ પણ આપણી સુખની સીમા વધી શકે. આથી મારૂં કહેવું એમ છે કે કર્યૂક અને રેંકીને મોતની સજા ન થવી જોઇએ. તેઓના અધર્મી આચરણથી ફક્ત એટલુંજ ઠરે છે કે, તેઓ સમાજને યોગ્ય નથી; તેઓ ફક્ત સમાજના સંબંધી તરીકે રહેવા લાયક નથી અને તેથી એ સંબંધને અને એટલો મર્યાદામાં રહી થઇાડી નાંખવાની આપણી ફરજ છે અને તેમ કરવા આપ યોગ્ય પગલાં લેશો એવી મારી અરજ છે." આટલું બોલી શ્રીમુની મોહનજી બેસી ગયા.

"હે પરજાજના પિતાતુલ્ય ચૈતન્યપ્રસાદજી! આપણા શાસ્ત્રીજીએ જે વિચારો દર્શાવ્યા છે તે ખરેખર મારા પિતાશ્રીના વિચારોના પ્રતિબિંબરૂપ છે. બનવાનું બની ગયું છે, તે શોકપ્રદ છે પણ તેને ટાળવાનો કોઇ ઉપાય નથી. આથી આપને જે ધર્મરૂપ જણાય તે કરશો એવી મારી ઇચ્છા છે." શોભનાએ ટુંકમાં જણાવ્યું.

" પ્રિયબંધુઓ તથા ભગિનીઓ ! આપણા નિલોહીતજીના મરણથી નહિ પૂરી શકાય એવી ખોટ ગઇ છે પણ હવે તેને માટે અફસોસ કરવો નકામો છે. આપણે જે વિચારોનો ઉપદેશ કરીએ છીએ તેની કસોટીનો વખત હમણાં આવ્યો છે; પણ તેને પ્રસંગે નવીન યુગને એકેકની ટોચે પહોંચાડવામાં આપણે ઢીલાપણું દર્શાવીશું નહિ અને આપણા મુની મોહનજીના વિચાર અનુસાર આપણા હકોની મર્યાદા પણ ઓળંગીશું નહિ.

" હે કર્યૂક અને રેંકી ! તમારા પર આરોપ સાબીત થઇ ચૂક્યો છે અને તે તમે કબૂલ પણ કરો છો. આથી હું તમને શિક્ષા ફરમાવું છું કે તમને એવી રીતે પરજળના ખાસ કેદખાનામાં રાખવામાં આવશે કે જેથી તમે તમારા બાંધવોનું મ્હોં કોઈ દીવસ જોઇ શકશો નહીં. તમારા ઓરડા સિવાય અને ઉપરના આકાશ સિવાય તમારી દૃષ્ટિમાં કંઇ આવશે નહિ. તમારી એકાંતતાજ તમારી દુષ્ટતાને બાળી નાંખી તમને સુધારશે, અને ફરીથી એવું કુકર્મ કરવા મન ન થાય એવી ઈશ્વર પાસે યાચના કરી માફી માગવા તમને દોરવશે. જગત્ તમારે માટે લાયક નથી. જગત્ તમારી સાથે બને એટલો ઓછો સંબંધ રાખવા માગે છે અને નવીન દુનિયામાં તમારા યોગ્ય સંસ્કારો ઉદ્ભવે એવી ઇશ્વર પાસે માગણી કરવા વખત આપે છે તેનો દુરૂપયોગ કે સદુપયોગ કરવો તમારા હાથમાં છે.

" બીજું બંધુઓ ! આજેજ સત્યજીવનનો આપણા કિશોર પર કાગળ છે અને તેઓ પોતાના માણસો સાથે કુસુમપુર છતવા નીલ-પર્વત પરથી નીકળી ચૂક્યા છે એમ જણાવે છે. તે પ્રસંગે આપ સર્વ એમને સહાયભૂત થશો એવી અમારી અંતિમ ઇચ્છા છે. "

આટલું બોલી શ્રી ચૈતન્યપ્રસાદે સભા બરખાસ્ત કરી.

---

## પ્રકરણ ૧૪.

### પાછા કુસુમપુર.

જોત જોતામાં બે વરસ વહી ગયાં. કુસુમપુરમાં નિહુઓ મોજ શોખમાં જીવન ગાળતા હતા અને તેથી તેઓ કર્તવ્યહીન બન્યા હતા. તેઓનો સરદાર નીગ્ના તે છતાં ઘણો સાવધ હતો. એના સાથીઓ જેવું અધમજીવન એ ગાળતો નહોતો. સ્વયત્નથી બને એટલી કુસુમપુરની સ્થિતિ ફેરવવા એણે મહેનત લીધી હતી. નિહુઓ પોતાનો સ્વાર્થ સમજે તેટલા માટે એ તેઓને વારંવાર બોધ આપતો હતો. આવા મૂર્ખાનંદો સાથે રાજ્યની ધુંસરી પોતાના ખભાપર લાંબા વખત સુધી રાખી શકશે નહીં એ એ સમજતો હતો. જ્યારે એણે જોયું કે,પરજળના લોકો નિલોહીતના હાથ નીચે કુસુમપુર પાછું મેળવવા તૈયારી કરતા જાય છે ત્યારે એણે રેંકીને ઘણી લાલચો આપી નિલોહીતને પૂરો કરવા પરજળ મોકલ્યો હતો; પણ તેમાં એ નિષ્ફળ થયો હતો. કુસુમપુરની આગળ પાછળનો કોટ એણે સમરાવી નાખ્યો હતો. નગરના દરવાજા રાતના હમેશના નિયમ તરીકે બંધ રાખવામાં આવતા હતા અને કુંચીઓ જો કે નિદંસ નામના સેનાપતિ કને રાખવામાં આવતી હતી તોપણ નીગ્ના ઘણું ખરૂં રાતના છૂપી રીતે એ નિયમ બરાબર સચવાય છે કે નહિ તેની તપાસ કરી આવતો હતો.

નિદંસ નીગ્નાનો એક જૂનો મિત્ર હતો. નીલપર્વતની ટોચપર નીગ્નાની જીંદગી બચાવવામાં એણે અગ્રભાગ લીધો હતો. એના બદલા તરીકે નિદંસને કુસુમપુરમાં સેનાપતિનું પદ આપવામાં આવ્યું હતું. નિદંસનું શરીર સાધારણ રીતે ઘણું કસાયલું હતું. જ્યારે એને પોતાનું શારીરિક બળ બતાવવાનો પ્રસંગ આવતો હતો ત્યારે એ અસાધારણ બળ બતાવતો હતો. કુસુમપુરપર એકાએક હુમલો

લઇ જવાનો વિચાર એણેજ બતાવ્યો હતો. સેનાની વ્યવસ્થાનું કામ નિહંસ પોતાની સાધારણ બુદ્ધિથીજ કરતો હતો અને તેથી ત્યાંની સેના લૂટારૂઓની ટોળી જેવી લાગતી હતી. મોટામાં મોટી ખોડ નિહંસમાં એ હતી કે જેટલું એનું શરીર મજબૂત હતું તેટલું એનું મન બળહીન હતું. નગરના રહીશોને એનું નામ માત્ર ત્રાસજનક હતું. એની આંખોમાં એવો વિચિત્ર ભાવ રહેતો હતો કે એને જોઇને નગરની સ્ત્રીઓ પોતપોતાના ઘરમાં હોવા છતાં થરથરી જતી હતી. આટલું છતાં પણ નીમ્ના આગળ નિહંસ વિરૂદ્ધ ફરિયાદ કરવા કોઈની હીંમત ચાલતી નહોતી; કારણ કે ફરિયાદ કરનારનું નામ જો નિહંસના જાણવામાં આવે તો ફરિયાદીના કેવા હાલ થાય તે સર્વ કોઇને ખબર હતી. આથી નિહંસ નીડર કુસુમપુરમાં પોતાની ઇચ્છા પ્રમાણે વર્તતો હતો.

ઉપલાં કારણોને લીધે નિહંસ જો કે નીમ્નાનો જમણો હાથ હતો તો પણ લગભગ નકામો હતો. નીમ્નો થોડી ઘણી આ બાબત જાણતો હતો પણ નિહંસને પોતાનો શત્રુ કરવા એની હીંમત ચાલતી નહોતી. આથી ચંદ્રસેનના હાથ નીચે જેવી કુસુમપુરની સ્થીતિ બિનસહીસલામત હતી તેવીજ નીમ્નાના હાથ નીચે હતી. ફેરમાત્ર એટલોજ કે તે વખતે રાજ–કુટુંબ રાજ્યવહીવટ ચલાવતું હતું અને હમણાં તે કામ નીમ્ના અને એના સાથીઓ કરતા હતા.

જ્યારથી નીમ્નાને ખબર પડી કે સત્યજીત કુસુમપુર તરફ નીકળી ચૂકયો છે ત્યારથી એના રામ રમી ગયા હતા. જીવતાં છતાં એ પોતાને મુવેલા જેવો જણાતો હતો. પાયા વગર એણે પોતાનું ઘર બાંધ્યું તેથી એને પશ્ચાત્તાપ થવા લાગ્યો. મૂર્ખાનંદ સરસ્વતિઓના સરદાર થવા કરતાં વિદ્વાનોની સેવા કરવી એને ચઢીયાતી લાગી. વિચારની વિમુઝણમાં એ નિહંસની સલાહ લેવા રાતની વખતે એને ઘેર ગયો. બારણું બંધ હતું તે એણે ઠોકયું. દશેક મીનીટ પછી નિહંસે તે ઉઘાડયું. ત્યાં નીમ્નાએ શું જોયું ?

એક તરૂણ બાળા ચીંથરેહાલ સ્થિતિમાં થર થર ધ્રૂજતી પોતાના આગળ પડેલા શબને જોઇ રડતી ઉભી હતી. તે શબ પુરૂષનું હતું. એનું ખૂન હમણાંજ કરવામાં આવ્યું હોય એમ જણાતું હતું. આ જોઇ નિમ્નાની નિરાશા ક્રોધમાં ફેરવાઇ ગઈ અને ક્રોધે એનું મગજ ફેરવી નાખ્યું. અત્યાર લગી નિહંસને એના આચરણ માટે શીક્ષા ન કરી તેથી એ પોતાને દોષિત ગણવા લાગ્યો.

" નિહંસ ! આજ લગી હું એમ સમજતો હતો કે, અનીતિની આગથી બળીને તું સુધરશે પણ આ ક્ષણે મને માલમ પડે છે કે કોલસો હજુ સુધી કાળો રહ્યો છે. એ આગથી પોતાનો રંગ બદલશે નહિ પણ નાશજ પામશે. " નીમ્નાએ શબ્દોના રૂપમાં પોતાનો ક્રોધ જણાવ્યો.

" નીમ્ના ! તું કુસુમપુરનો સરદાર ભલે હશે પણ મારા ઘરનો માલીક તું નથી. મારા ઘરમાં પ્રવેશ કરી મ્હારા પર અંકુશ રાખવાને તને કાંઇ હક નથી. " નિહંસે બે પરવાઈથી જવાબ આપ્યો.

" અરે સ્વચ્છંદી ! તું શું બોલે છે ? આ એક નિર્દોષ મનુષ્યનું ખૂન કરે, આ એક નિર્દોષ સ્ત્રીને સતાવે અને તેને માટે કોઇએ ત્હારાપર અંકુશ નહિ રાખવો એમ તું શું કહેવા માગે છે ? "

" હા, કારણકે મ્હારાપર કોઇપણ જાતનો અંકુશ રાખવા કોઇને હક નથી. "

" હે નાદાન ! આજ લગી મેં ત્હારા દોષો પ્રતિ આંખ આડા કીધા તેનુંજ આ પરીણામ છે. તને તે દોષો માટે શિક્ષા ન થઇ પણ હવે સામટી થશે. કુસુમપુર આજે આપત્તિના વાદળથી ઘેરાઇ ગયું છે અને તે આપત્તિમાં તેં વધારો કીધો છે. આ સર્વે અપરાધો માટે ઇશ્વર પાસે માફી માગવા જા.........સંભાળ ! ! " એમ કહેતાં કહેતાં નીમ્નાએ એક પલકારામાં પોતાની પીસ્તોલ કાઢી તે વડે નિહંસને ત્યાંનો ત્યાં ઠાર કીધો.

" હે નિર્દોષ સ્ત્રી ! તું હારો વૃતાંત ટુંકમાં કહી જવા કૃપા કર. આ પુરૂષ કે જેને હું હારો પતિ સમજું છું તેનું તથા હારૂં રક્ષણ કોઇથી ન થઇ શક્યું એમાં હું મારોજ દોષ સમજું છું. " નીમ્નાએ નજી તરફ નજર ફેરવી કહ્યું.

" હે ન્યાયી પુરૂષ ! જો કે મારા આ ક્ષણે મન દઇને મ્હારો વૃતાંત કહી શકાય એમ નથી પણ તમારી ઇચ્છાને આધીન થઈ હું કહીશ. મારૂં નામ નજી છે. હું કુસુમપુરના સાતમા ખૂણામાં રહું છું કારણ કે ગરીબોને વાસ્તે એથી સારી જગ્યા જડવી મુશ્કેલ છે. આ શબ જે તમે અહીં જુઓ છો તે તમારા સમજવા પ્રમાણે મ્હારા પતિનું છે. અમે બંને તદન નિર્ધન અવસ્થા ભોગવતાં હતાં. મ્હારા પતિ કુસુમપુર જે દયાની બાબતમાં દરિદ્ર છે ત્યાં નોકરનું કામ કરતા હતા. જ્યારે કુદરત ઉંઘે છે ત્યારે અહીંના લોકો જાગે છે, તેથી તે લોકોની ચાકરી કરી મ્હારા પતિ હમેશ રાતના મોડા આવતા. મારા જીવનનું સાધન રેંટીઓ છે. હું ઘણું ખરૂં મારા પતિની રાહા જોતાં રાતના રેંટીઓ ફેરવતી બેસતી. આજે રાતની વખતે જ્યારે હું એ કામ કરતી હતી ત્યારે નિહંસ મારા આગળ ઘોડો દોડાવતો આવ્યો અને ઘોડાપરથી ઉતરી મારી નજદીક આવી મને એની સાથે જવા કહ્યું. મેં તેમ કરવા ના કહી પણ અફસોસ ! એક અબળાનું આવા રાક્ષસ પુરૂષ આગળ શું ચાલે ? એણે મને બાથમાં લઈ ઘોડાપર બેસાડી, ને પાછળ બેસી ઘોડો દોડાવ્યો. મેં છુટવાને ઘણાં ફાંફાં માર્યાં પણ નકામાં. થોડા વખતમાં મને આ ઘર આગળ લાવવામાં આવી. હું શોકગ્રસ્ત હતી પણ મેં હીંમત ખોઇ નહોતી. આ દુષ્ટ મને આ જગ્યાએ ખેંચી લાવ્યો અને મારાપર બળાત્કાર કરવા લાગ્યો, એટલામાં મારા પતિ સતીશ આવી પહોંચ્યા. બહારનું બારણું ઉતાવળમાં ઉઘાડું રહી ગયું હતું તેથી સતીશને અંદર આવતાં હરકત નડી નહીં પણ એ આવ્યા તે મરવાને ખાતરજ. આ દૈત્યે મારા સતીશને એક ચપટીમાં મારી સમક્ષ સ્વર્ગવાસી કરી દીધા. એટલામાં આપ આવી પહોંચ્યા. " આટલું કહી નજી ચોધાર આંસુએ રડવા લાગી.

નીમ્નાનું હૃદય પીગળ્યું અને આખરે આખે શરીરે પરસેવાના ટીપાં છુટવાથી જાણે એનું શરીર પણ પીગળ્યું હોય એમ જણાવા લાગ્યું. નિહંસનો અપરાધ એ પોતાનોજ અપરાધ ગણવા લાગ્યો.

" હે સ્ત્રી ! હારાપર જે દુઃખ આવી પડયું છે તેમાંથી તને સંપૂર્ણ રીતે મુક્ત કરવાને હું અશક્ત છું તોપણ હારી ગરીબ સ્થિતિમાંથી તું મુક્ત થાય તેટલા માટે આ હું મારી હીરાની વીંટી આપું છું. " એમ કહી પોતાની આંગળીપરથી વીંટી કાઢી નીમ્નાએ નજીને આપી અને જે પીસ્તોલ એની પાસે હતી તેના વડે એણે પોતાનો આત્મઘાત કીધો.

ઉપલી બીના બીજે દિવસે સવારે કુસુમપુરમાં પવનની ઝડપે પ્રસરી ગઈ. નિહુઓ ધણી વગરના ઢોર જેવા થઇ પડયા. તેઓની હઠ ઉડી ગઇ પણ તે નકામી. તેઓ નીમ્ના અને નિહંસની પદવીઓ યોગ્ય માણસોને સોંપે ત્યાર પહેલા તો સત્યજીતે પરનગરના માણસો અને નવીન નિહુઓ સહિત કુસુમપુરમાં અચાનક પ્રવેશ કીધો. અને વિરૂદ્ધ થતાર પક્ષ છિન્નભિન્ન હોવાથી તરતજ તે શહેરનો કબજો લીધો.

---

## પૂર્ણાહુતિ.

નવીન સૂર્ય ઉગ્યો. કુદરતે પ્રકાશનું પાથરણું સર્વત્ર પાથરી દીધું હતું. જ્ઞાનદેવીએ પૂર્વના ઉમરા પર રંગબેરંગી સાથીઆ પૂરી દીધા હતા. સોનેરી યુગનાં વાજંત્રો જ્યાં ત્યાં વાગી રહ્યાં હતાં. સ્નેહ અને ઉત્સાહસૂચક ધ્વજાઓ ફરકી રહી હતી. સ્વલ્પમાં વિપત્તિનું વાદળ ખસી જવાથી કુસુમપુરની કુસુમ રૂપ સ્વાભાવિક શોભા ત્યાં આવી વસી હતી.

થોડા વખતમાં કુસુમપુરવાસીઓએ નીમકહલાલ નીહુઓ સાથે મળી સત્યજીતનો રાજ્યાભિષેક

ઘણી ધામધૂમથી કર્યો. આખા નગરમાં ઉત્સવ વ્યાપી ગયો અને ત્યાંની પ્રજા ચંદ્રસેનની જગાએ એના પુત્ર સત્યજીતને જોવાનો પ્રસંગ મળ્યો તેથી પોતાને ભાગ્યશાળી માનવા લાગી.

કીશોર સત્યજીતને રાજ્ય-કાર્યમાં મદદ કરવા લાગ્યો. ચૈતન્યપ્રસાદને નિલોહીતની જગ્યા આપવામાં આવી. સુકેતલાને મુખ્ય સેનાપતિની પદવી સોંપવામાં આવી અને બીજા યોગ્ય માણસોને યોગ્ય પદવીઓ અથવા બક્ષીસો આપવામાં આવી.

વખત જતાં સત્યજીતનાં શોભના સાથેનાં માનસિક લગ્ન પ્રત્યક્ષ સ્વરૂપમાં આવ્યાં અને કીશોરનાં લગ્ન પણ એક સુહીલા નામની કુલીન કન્યા સાથ થઈ ગયાં. આ સર્વ પ્રસંગોથી કુસુમપુરનું વાતાવરણ મંગલમય થઈ ગયું.

નિલોહીતે જનસમાજના જે નવીન નિયમો પોતાની સત્તાથી ચાલુ કર્યા હતા અને જે સુધારાને આવકાર આપ્યો હતો અને શોભનાની ખંતથી સ્ત્રી વર્ગની ઉન્નતિને માટે જે ઉપાયો યોજવામાં આવ્યા હતા તે સર્વને સત્યજીતે કુસુમપુરમાં સ્થાન આપ્યું.

આ રીતે સર્વ ધીરે ધીરે વ્યવસ્થિત થઈ ગયું. સત્યજીત અને કીશોર ચૈતન્યપ્રસાદની મદદવડે સહેલાઇથી પ્રજાને સુખ થાય એવી રીતે રાજ્ય-તંત્ર ચલાવતા હતા. શોભના અને સુહીલા સુમતિને પોતાની માતા તરીકે માન આપતાં હતાં અને દિવસે કોઈકોઈવાર સુમતિ કને એની પાછલી જીંદગીની કથા સાંભળતાં હતાં.

ચંદ્રસેનનું સ્મરણ સુમતિને ઘણીવાર થતું અને તેથી એનું વદન ખિન્ન થતું પણ તેના સદ્ગુણી પુત્રો જોતાં પાછું પ્રસન્ન થતું. વિદુષી સુમતિ પોતાની પ્રજાના સુખમાં સુખ માનતી અને પોતાના પુત્રોને તેમ કરવા પ્રબોધતી હતી. આ રીતે એક વખતનું છૂટું છવાયું દુઃખી રાજ-કુટુંબ ફરીથી સુખી થયું.

એક વખત જમ્યા પછી આપણા કીશોરને ભાઈની સાથે સંગીત ચલાવવા મન થયું અને તેને માટે ભાઇની સંમતિ લીધી. કીશોરે પોતાનો વિચાર શોભનાને જણાવ્યો. અને એણે સત્યજીતની ઇચ્છાથી પોતાની ઇચ્છા ભીન્ન નથી એમ જણાવ્યું. આથી સર્વ સંગીતનો આનંદ લેવા દીવાનખાનામાં એકઠા થયા.

સત્યજીતે સતાર લીધી અને કીશોર પોતાને માટે સારંગી લઇ આવ્યો અને સતાર સાથે મેળવી દીધી. શોભના અને સુહીલાએ પણ શું ગાવું તે નક્કી કરી દીધું.

દીવાનખાનાની વચ્ચોવચ્ચ એક સુંદર દીવો બળતો હતો. એની ચારે બાજુએ ભપકાબંધ શણગારેલી હતી. ભીંત અને છત પર આસમાની રંગ હોવાથી તે દિવાના તેજ સાથે એક થઇ જતો. ચારે તરફની બારીઓમાંથી બ્હારના ચંદ્રનો પ્રકાશ અંદર આવતો હતો અને તેથી ઓરડાની અંદર અને બહાર લગભગ એક સરખો પ્રકાશ દેખાતો હતો. બહારના બાગમાંથી પવન સાથે મિશ્ર થઈ પુષ્પોનો સુવાસ ઓરડામાં આવતો હતો અને તેના સંબંધમાં આવનાર દરેકને આનંદ આપતો હતો.

સંગીત શરૂ થયું. સતારનો અવાજ સ્હેજ સ્હેજ સંભળાતો હતો. સારંગીનો અવાજ બહાર પડતો હતો. શોભના અને સુહીલા બંનેના સ્વરો એકમેકથી ચઢીયાતા લેવા છતાં એક બીજાને અનુકુળ હતા. જડ અને ચેતન સ્વરનો સંયોગ થયો અને તેથી પૃથ્વી ડોલાયમાન થવા લાગી અને બન્ને ગુંર્હલા સાથે સાથે ગાવા લાગી કેઃ—

પદ.

" જગપતિરાય ! અજ્ઞાન વિલાય, પ્રેમબંધ બંધાય, એવી અતિ દેજોરે,
" દેશ સુખી થાય, કલેશ દુર થાય, ધર્માંધતા જાય, એમ કૃતિ કરજોરે. "

" કિશોરભાઇ જરા ધીમેથી, " " સુહીલા બ્હેન હવે અગાડી ચલાવો "—આ વિગેરે વાક્યોના ફુવારાઓ ચારમાની ઓરડામાં દિવાના તેજની સાથે ચમકારો કરવા લાગ્યા, અને તેમાંથી પડતાં ફોરાંઓ પ્રકાશીત ઓરડામાં અમૃતની વૃષ્ટિ કરવા લાગ્યાં.

ઇશ્વર પણ જાણે મનુષ્ય–આનંદથી આકર્ષાઇ દીપકના તેજના ગોળાકારના રૂપમાં ત્યાં પધાર્યા હોય એમ જણાતું હતું. દિશાઓ આરમાની વસ્ત્રો ધારણ કરી ચારે બાજુએ આ આનંદનો ઉપભોગ કરવા ઉભી હતી. કાળ પોતાનું કામ ભૂલી ગયો. જગતનો ચંદ્ર મકારાના રૂપમાં બારીને રસ્તે ઓરડામાં આવવા બહુ ફાંફાં મારતો હતો પણ શાંતો એને પાછળું થાપ નક્યું કે ગમે તે કારણથી એનું મન હોવા છતાં પણ અંદર આવી શક્યો નહિ.

નિર્દોષ સંગીત ! ત્હારા વિના જગત્ શૂન્ય છે. જ્યાં તું નથી ત્યાં માત્ર ધૂળ ઉડે છે. ત્હારા સંબંધથી થતો આનંદ ત્હારા રસિક ગ્રાહકોજ ભોગવે છે. ત્હારી અસર આંખને થતી નથી પણ હૃદયનેજ થાય છે.

આ રીતિ સંગીત ચાલતું હતું એટલામાં બહારના અવાજથી ખલેલ થઇ.

" સત્યજીત અને કીશોર તમે અહીંઆ છો કે ? " સુમતિએ અંદર આવી પૂછ્યું.

" જી, હા તેઓ અહીંજ છે " શોભના અને સુશીલાએ ધીરે સાદે સુમતિ સામું જોતાં કહ્યું. સત્યજીત્ અને કીશોર વિસ્મય થતાં સુમતિ સામું જોઇ રહ્યા. સુમતિ પોતાનાં કુટુમ્બ પર એક ટસે આનંદ સહિત જોઇ રહી અને મલકાઇ. આઠે આંખો સુમતિ પ્રતિ વળી અને ઠરી. પ્રત્યેક અણુમાં આનંદ વ્યાપી ગયો અને પૃથ્વી સ્વર્ગને હસવા લાગી.

સમાપ્ત.

---

## ગ્રન્થાવલોકન.

### ગુજરાતી.

**( ૧ ) હિંદુસ્તાનનું આરોગ્યશાસ્ત્ર; ( ૨ ) અકસ્માતમાં પ્રાથમિક મદદઃ**—સેન્ટ જ્હાન એમ્બ્યુલન્સ એસોસીએશનનાં અંગ્રેજી પુસ્તકોને આધારે, એક પારસી લેખકની કલમથી હિંદુ–ગુજરાતી ભાષામાં લખાયલાં આ બે અતિ ઉત્તમ પુસ્તકો છે. પુસ્તકોમાં વિષયને સારી રીતે સમજાવવા સારૂ અનેક આકૃતિઓ પણ મેલવામાં આવી છે. સેન્ટ જ્હોન એમ્બ્યુલન્સ સોસાઇટીનાં નામથી,તેના શિષ્યોએ નામદાર લોર્ડ હાર્ડિંજને થયેલા ભોગભ-અકસ્માત્ વેળાએ જે કીમતી મદદ કરી હતી ત્યાર પછી તો, ભાગ્યેજ કોઇ શિક્ષિત અજાણ્યું હશે. તેની તરફથી જુદે જુદે ઠેકાણે જુદાં જુદાં શહેરોમાં અનેક કલાસો ચલાવવામાં આવે છે કે જ્યાં જનસમાજને પ્રાથમિક મદદનું કીમતી જ્ઞાન આપવામાં આવે છે. આ કીમતી જ્ઞાનનાં અંગ્રેજી પુસ્તકો ઉપરથી ઉપજાવી કાઢેલાં આ પુસ્તકો પણ કેવાં કીમતી હશે તેનો ખ્યાલ વાંચક વર્ગને મુશ્કેલ નથી. પહેલું પુસ્તક ઑન. સરજ્યન જનરલ સર પાર્ડી લ્યુકિસ તથા મેજર આર. જે. બ્લેકહેમના " ટ્રોપીકલ હાઇજીન " નામનાં ઇંગ્રેજી પુસ્તકનું ભાષાંતર છે જ્યારે બીજું આ ભાષાંતરકારના " અકસ્માત અને તેના તાત્કાળિક ઉપાય " નામના પુસ્તકનું રૂપાંતર છે. બેઉ પુસ્તકો સારી સ્ટેશનરીનો ઉપયોગ કરી છપાવવામાં આવેલાં છે ને તે બેઉ પાકાં પૂઠાંના છે. પણ અમારે ઘણીજ દિલગીરી સાથે જણાવવું પડે છે કે બ્લોક જેટલા સ્પષ્ટ જોઇએ તેટલા સ્પષ્ટ બનાવવા તરફ રા. મ્હેતાએ ધ્યાન આપ્યું દેખાતું નથી. આશા છે કે બીજી આવૃત્તિમાં એ ત્રુટિ સુધારી લેવામાં આવશે. બેઉ પુસ્તક મળી લગભગ ૧૫૦ આકૃતિઓ છે તે, તેમજ પુસ્તકનો દેખાવ, તરફ જોતાં પહેલાંની કીમત રૂ. ૧–૧૦–૦ તથા બીજાંની રૂ. ૧) બીલકુલ વધારે નથી. કર્તા મી. ધનજીભાઇ હોરમસજી મ્હેતા, એલ. એમ. ઍન્ડ. એસ., મુમ્બઇ, પી. મોલ્ય

અમારી તરફની સમાલોચનામાં અમે ટુંકમાં એટલુંજ જણાવીશુ કે પુસ્તકો ઘણાંજ ઉત્તમ હોઇ દરેક કુટુંબે જરૂર ખરીદવાં ઘટે છે.

અમે અત્રે લેખકનું એક નજીવી બાબત તરફ ધ્યાન ખેંચીએ છીએ. " અકસ્માતમાં પ્રાથમિક મદદની પ્રસ્તાવનામાં ૧૧ મી લીટીમાં " હાલ ઓગણીસમી સદીના જમાનામાં " લખ્યું છે, પણ હાલ વીસમી સદી ચાલે છે, તેથી બીજી આવૃત્તિમાં, અમે આશા રાખીએ છીએ કે આ ત્રુટિ પણ જરૂર દુર કરવામાં આવશે.

( ૩ ) **દુઃખમાં વિદ્યાભ્યાસઃ**—જ્યૉર્જ ક્રેકરચિત " પરસ્યુટ ઑફ નોલેજ અન્ડર ડીફીકલ્ટીઝ " નામનાં પુસ્તકનું મદ્રાસની ક્રીશ્ચીયન લિટરેચર સોસાઇટીએ કરેલાં ટુંક રૂપાંતરનું રા. રત્નસિંહ દીપસિંહ પરમાર પાસે ભાષાંતર કરાવેલું સસ્તાં સાહિત્યની વિવિધ ગ્રન્થમાળાનું આ ૩૨ સું પુસ્તક છે. પાનાં આશરે દોઢસો. કાચું પુઠું મૂલ્ય ૦–૨–૬ પાકું પુઠું ૦–૫–૦

પુસ્તક વાંચવા યોગ્ય છે.

( ૪ ) **લગ્ન મિતાક્ષરીઃ**—સારા કાગળપર કુમકુમ રંગની શાહીથી છપાયેલું આ પુસ્તક જુદા જુદા હિન્દુ તેમજ અંગ્રેજી લેખકોના લગ્ન વિષેના વિચારોનું પધમાં દિગદર્શન કરાવે છે. પ્રસિદ્ધ કર્ત્તા પ્રો૦ ટી. કે. ગજ્જર-વડોદરા. મૂલ્ય લખ્યું નથી.

આ જાતનું આ પ્રથમજ ઉત્તમ પુસ્તક લેખાય.

( ૫ ) **વિશાદિશાવાળ વિવિધ વાંચનમાળા મણકો ૧:**—પ્રસિદ્ધ કર્ત્તા તુલજારામ જમનાદાસ શાહ અને શકરાભાઇ મૂલાભાઇ ગાંધી. એ જ્ઞાતિની પ્રથમ પરિષદ્‌માં થયેલાં ટુંક વ્યાખ્યાનોનો આ સંગ્રહ છે. કીંમત છ આના રાખી છે જે હોવી જોઇએ તેના કરતાં ચાર ગણી છે !

( ૬ ) **શ્રી કૃષ્ણ રાસમાળાઃ**—( ત્રીઅંકી ભાગ ૧ લો ) રચનાર મૂળજીરામ પ્રાણશંકર ત્રવાડી, રાયપુર-અમદાવાદ—પ્રથમાવૃત્તિ ૧૯૧૧. ગદ્યપધમાં ગોપી-કૃષ્ણની લીલાની વર્ણનનું આ પુસ્તક એ બનાવને સત્ય માનનાર ભાવિક ભક્તોને લાયકનું છે. કાર્ડબોર્ડનું પુઠું. કીંમત ૪ આના મોંઘી નથી.

## ઇંગ્રેજી.

( 7 ) *Simplified Theory and Practice of Ratio, Proportion and Variation*:—By H. M Desai, B. A,—Baroda. Price Anna 6.

( 8 ) *Note on Longman's English Reading Books for Indian Students*: Book II:—By two gradnate teachers : Publisher, M. K. Gadgil, B. A. Secretary, Mahila. Vidyalaya, Poona. Price 8 Annas.

( 9 ) *Notes on The Matriculation Poetry Book;* By the Same auotbers and publishers. Price Annas 4.

( 10 ) *Select Lyrics* : By S. V. Pendse B. A. and H. M. Desai B. A. Raopura—Baroda. Price 4 annas.

ઉપરનાં ચારે અંગ્રેજી પુસ્તકો વિદ્યાર્થીઓને કામનાં હોઈ કીંમત પણ યોગ્યજ રાખવામાં આવેલી હોવાથી વિદ્યાર્થીઓ તેનો લાભ લઇ જરૂર અર્થસિદ્ધિ કરશે.

## मराठी.

( ११ ) **गद्यसुमनहारः**—સીતારામ વાસુદેવ પેંડસે, બી. એ. અને વિષ્ણુ સીતારામ દેવ કીં. ૧૦ આના. પ્રકાશક એમ. સી. કોઠારી, કાપડી પોળ વડોદરા, થી પ્રાપ્ય; ઉત્તમ પ્રખ્યાત મરાઠી

લેખકોના જુદાં જુદાં પત્રોમાં આવેલા કેટલાક લેખોનો આ સંગ્રહ છે. ચુંટણી બહુ સારી કરવામાં આવી છે. લેખો કેવા હશે તેનો મરાઠી લેખકોનાં નામ સાથે પરિચિત 'માણસને પૂછવાનું પ્રયોજનજ રહેતું નથી. ૧૫૦ ઉપર પાનાંનાં આ પુસ્તકની કીંમત દશ આના યથાર્થ છે. ગુજરાતી સુંદર લેખોનો આવો સંગ્રહ કોઈ બ્હાર પાડશે ?

## હિન્દી.

૧૨. પ્રભા:—આ નામનું એક સચિત્ર રોયલ અષ્ટપેજી આઠ ફોર્મનું માસિક ખંડવાના પ્રસિદ્ધ વકીલ રા. કાલુરામ ગંગરાડે તરફથી બ્હાર પડે છે જેના અત્યાર સુધીના બહાર પડેલા બે અંકો અમને મળ્યા છે. ' ટાઇટલ પેજ ' રંગીન છે. હિન્દીના લગભગ બધાજ જાણીતા લેખકો અને કવિઓની પ્રસાદી આ એક અંકમાં નજરે પડે છે, અને વિષય વિવિધતા પણ એવી છે કે સુપ્રસિધ્ધ સર્વોત્તમ ગણાતાં હિન્દી માસિક ' સરસ્વતી ' ના જે કેટલાક સર્વોત્તમ અંકો નીકળે છે, તેની સાથે હરિફાઇ કરી શકે. ' મર્યાદા ' ' સરસ્વતી ' ની હરીફાઇમાં કાઢવામાં આવ્યું હતું પણ તે કોઈ પણ રીતે 'સરસ્વતી' ની બરોબરી હજી સુધી કરી શક્યું નથી; જ્યારે. જો આ માસિકના બધા અંકો આવાજ નીકળે તો, તે ' સરસ્વતી ' સાથે ટક્કર બરાબર લઇ શકશે એમાં કશો શક નથી. પૂનાના ચિત્રશાળા પ્રેસમાં છપાય છે.

M. M. J.

---

## અપવાસનો અવધિ—અપવાસના ગુણદોષ.

મનુષ્યશક્તિની અન્ન વિના જીવવાની મર્યાદા નિશ્ચિત કરવાનો આ લઘુ લેખનો આશય છે. આ દેશમાં જૈન બંધુઓ તથા બ્હેનો તેના પ્રયોગો પર્યુષણમાં કરે છે. અનેક વૃદ્ધ શ્રાવિકાઓ તથા સાધુઓ ૪૦-૪૫ દિવસ કેવળ ભોજન વિના રહેલા સાંભળ્યા છે. પરંતુ તેમ કરતાં કેટલાક હદબહાર જતાં મરણવશ થાય છે, જ્યારે બીજા મારેલી ભૂક ઉતારતાં ન આવડતાં, ભુખને લીધે પેટની ગરમી માથે ચઢી જતાં અપંગતા આદિ રોગના ભોગ થઇ પડે છે. અપવાસ કરવામાં આવે છે ધર્મશ્રદ્ધાથી અને તેથી કાંઇક લાભ થાય છે વિજ્ઞાન વિધાને ! પરંતુ વિલાયતમાં તો વિજ્ઞાન વિધાના લાભ સારૂજ ભુખ્યા રહેવાના પ્રયોગો કરવામાં આવ્યા છે, ૧૮૯૦માં લંડનમાં સ્કુસી નામનો ગૃહસ્થ ૪૦ દહાડા ભુખ્યો રહ્યો હતો તે એક મહાન પરાક્રમ ગણાયું હતું, જો કે એટલા દિવસ તો આ દેશમાં અનેક સાધારણ જૈન રહ્યા છે. અને મી. સ્કુસીએ તો પોતાના ઓરડાનું વાતાવરણ ગરમ રાખ્યું હતું અને વળી અીનાસવાળી દવા પણ તેમાં દાખલ કર્યા કરી હતી. ભુખ સહન કરવામાં આ બે બાબત મદદગાર છે. ખાણમાં અકસ્માત થતાં તેમાં દટાઇ જનારા કામદારો લાંબો વખત જીવી શકે છે. તેનું કારણ તે સંજોગો ભોંય નીચેની ખાણોમાં કુદરતી રીતે હોવાનું છે. એક ૧૫ વર્ષનો કામદાર એ પ્રમાણે ૨૫ દહાડે બહાર નીકળ્યો હતો અને તેમાંના પહેલા ૧૦ દહાડા સુધી તો તેને પાણી પણ ઉપરથી પહોંચાડી શકાયું નહોતું. મી. સ્કુસી પ્રથમ ૩૦ દહાડાના અપવાસમાં ૨૮ રતલ ઘટી ગયો હતો—૧૨૬ નો મટી તે ૯૮ રતલનો પણ અંદર આવી ગયો.

## ૬૩ દીવસનો લાંઘણ કર્નારા વીર !

૧૮૮૦ માં ન્યુ યૉર્કના ડૉક્તર ટર્નરે પણ ૪૦ દહાડા અપવાસ કરીને જગપ્રસિદ્ધિ મેળવી હતી.

જેક્સ નામના એક ફ્રેંચ સીપાઇએ ન્યુ યોર્કની એક ગાયન શાળામાં ૬૦ દિવસની લાગલગાટ લાંઘણ કરી બતાવીને તેથી પણ વિશેષ નામના મેળવી હતી.

પરંતુ સૌથી આશ્ચર્યજનક દ્રષ્ટાંત ટુલો ( ફ્રાન્સ ) નગરના ગ્રેની નામના એક ખૂનીનો છે. તેને ફાંસીએ ન જવું પડે તે સારૂ તેણે પકડાયો ત્યારથી અન્નજળ તજ્યાં. તેનાં ભોંયરાંમાં તેણે લલચાવવા-ઇંદ્ર તપ કરતા ઋષિઓને તપ ભંગ કરવા લલચાવવા સર્વાંગ સુંદર ઉર્વશી આદિ અપસરા મોકલતો તેમ !—અત્યંત સ્વાદિષ્ટ મિઠાઇઓની તથા ફલોની રકાબીઓ સત્તાવાળાઓ મુકી જતા. છતાં તે તો શનમાં નજ ડગ્યો. જોર જુલમથી ખવડાવવા જનારને પણ તેણે ન ખાવાની હઠીલાઇથી હરાવ્યો. આ પ્રમાણે તે ૬૩ દહાડા જીવ્યો. ૬૪ દહાડે તે સ્વર્ગે ગયો—આવાં પરાક્રમ અને આટલાં અપવાસ છતાં પણ જો ત્યાં ન જાય તો બીજે કયાં જાય ? છતી ભૂખે અને વગર રોગે, સ્વેચ્છાથી સૌથી લાંબો અપવાસ તે જગતના ઇતિહાસમાં આ ૬૩ દિવસનોજ છે. જેને મરવાની ઇચ્છા હોય તેણેજ ગ્રેનીની સ્પર્ધા કરવા તૈયાર થવું.

## વિલાયતી પ્રેમાબાઈ.

અહીંની પ્રેમાબાઇ લુહાણીની કથા તો છેક ૧૯૦૦ ની છે. છતાં પ્રજાના સ્મરણમાં તે તાજી છે. તેવીજ એક વાર્તા ૧૮૬૮ માં ઇંગ્લંડમાં બની હતી. વેલ્સના લીધરનેનાદ ગામની એક યુવતી સ્ત્રી સારા જેકબે પ્રતિજ્ઞા પૂર્વક વિદિત કીધું કે અનેક ( ૧૬ ) વર્ષ થયાં મેં સર્વથા ભોજનવર્જન કર્યું છે અને ત્યાંના પાદરીએ વળી તે ઉપર શેરો માર્યો તેથી લોકોમાં હોહા થઇ ગઇ. પ્રખ્યાત ગાયઝ હોસ્પીટલના ડૉકટરોએ તથા નર્સોએ આ સૃષ્ટિ નિયમ વિરૂદ્ધ દેખાતો કેસ, તેનાં સત્યાસત્યનો નિર્ણય કરવા પોતાના હાથમાં લીધો, અને તેને એકાંત ભોજન રહિત રાખી. બીજેજ દહાડે તે ફીકી પડવા લાગી. ૬ ઠ્ઠે દિને તો અશક્તિ ગંભીર થઇ પડી. શરીર નબળું પડયું પણ તે હીમ્મત નહીં હારી. ડૉકટરોએ તે કન્યાના માબાપને ચેતવણી આપી ત્યારે તેઓએ તો નિશ્ચિંત રીતે કહ્યું કે, " એવો અશક્તિનો દેખાવ તો ઘણી વાર એને થાય છે તેમાં શું ? વાસ મારતાં લાકુની પોટલી સર ભાલચંદ્રની કમીટીની નર્સો અને પ્રેમાબાઇ પાસેથી જડી—તેવું તો કાંઇ મીસ જેકબ્સ પાસેથી જડયું નહીં. આઠમે દહાડે તો તે બિચારી મરી ગઇ. વૈદક સર્ટીફીકેટમાં મરણનું કારણ " ભૂખમરો " લખ્યું હતું. બધાની કમબખ્તી આવી લાગી ! સરકારે તે કન્યાના માબાપ, ડાકટરો તથા નર્સો પર મનુષ્યવધના અપરાધનો ચાર્જ મૂકયો. બાપને ૧૨, તથા માને ૬ માસની શિક્ષા થઇ તથા નિર્દોષ ડૉકટરો તથા નર્સો નિર્દોષ ઠર્યા.

## વૈદક વિદ્યાના લાભ સારૂ ખાસ અખતરાઓ.

ઉપલો દાખલો તો ધર્મની ગાંડાઇ અથવા માત્ર બહાદુરી બતાવવાના સંબંધમાં છે. પરંતુ કેટલાકોનો વર્તમાન સમયમાં એવો અભિપ્રાય તેમજ અનુભવ છે કે અનેક દિવસ

અપવાસ કરવાથી શરીરમાં જે કચરો નહીં તો નષ્ટ થઇ શકતો નથી અને ઉલટો વધે છે તે, એની મેળે બળી જાય છે. આ વિચારના નિર્ણયાર્થ ફ્લમીન્સ્ટરના ડૉ. એફ. પેનીએ ૩૦ દહાડા અપવાસ કરીને ૩૦ રતલ વજન ઘટાડયું હતું. તે દરમીયાન માત્ર જલ પીતો. ૧૯૧૦ ના પ્રારંભમાં કેંટના મી. ચાર્લ્સ સ્પેન્સર નામના એક આર્ટીસ્ટે તેને અત્યંત ભૂખ લાગતી તેના ઉપાય તરીકે ૪ર દહાડા અપવાસ કરી જોયો હતો. તેથી તેને લાભ થયો હતો, અને હમેશ માટે ભુખ ઘટી હતી. અમેરીકાનો જાણીતો લેખક મી. અપટન સીંકલેર તો ૧૦–૧૫ દહાડા ભૂખ્યા રહેવાથી કોઇ પણ રોગ મટી જાય છે એમ સ્વાનુભવથી કહે છે. આપણા વૈદકમાં પણ અજીર્ણના ઉપાય તરીકે અપવાસ સર્વોત્તમ કહ્યો છે પરંતુ એમાં સંદેહ નથી કે ખાસ અથવા દવાથી ન મટે એવો રોગ ન હોય છતાં દીર્ઘ અપવાસ કરવાથી તે અશક્તિ તથા બીજી હાનિઓજ છે. એટલુંજ નહીં પણ પુરતાં વૈદકીય જ્ઞાન તથા સંભાળ વિના થોડા દહાડા પણ અપવાસ કરવા એ જોખમ ભર્યું છે. મી. સ્ટેડના " રીવ્યુ ઓફ રીવ્યુઝ " માં એક વર્ષ પર હમે વાંચ્યું હતું કે છાપાઓમાં અપવાસનાં બહુ વખાણ સાંભળીને જોહાનીસબર્ગ ( ટ્રાન્સવાલ ) ના એક સોલીસીટરે પણ અપવાસ આરંભ્યા અને આઠમે દહાડે મરી ગયો. માટે લાંબા અપવાસ, બીજા ઉપાયોનો અંત આવી ન જાય ત્યાં સુધી કરવાની હમે સલાહ આપી શકતા નથી. છાપાનાં વખાણથી કોલ્હાપુરના છત્રપતિ તથા દુર્ભંગાના મહારાજાઓએ પણ ૩–૪ દહાડાના સામટા અપવાસ કર્યા હતા એમ કહેવાય છે. તેમનો અનુભવ પ્રગટ કરવા તેઓ કૃપા કરશે તો તેથી આપણને ઘણો લાભ થશે:

## ભુખ્યા રહેવાની એક વિશેષ યુક્તિ.

ભૂખને મારવી કેવી રીતે એ મોંઘવારી અને રઝળતી વસ્તીના આ જમાનાનો એક મહા પ્રશ્ન છે. યુરોપના ભિખારીઓ ભુખ્યા ડાંસ હોય ત્યારે તેઓ પોતાના ફાટેલા પાટલુન પરનાં તુટેલા કમ્મરપટાનાં છિદ્રોમાં અટનો ચઢાવતા જતા, અર્થાત્ તે વધારે તાઇટ કરતા જોવામાં આવે છે. આ તેમની રીતિથી જર્મન પ્રોફેસર રૂડાલ્ફને સેનહોક આશ્ચર્ય પામ્યો અને તેમાં કાંઇ રહસ્ય હશે કે નહીં તેનો નિશ્ચય કરવા વિચાર કર્યો. અખતરાથી તેણે ખાતરી કીધી કે પેટપર પાટો ટાઇટ બાંધવાથી ભુખ વધુ લાગતી અટકે છે ! તેણે નક્કર ખોરાક અમુક આદમીને આપીને પછી તેના પેટને ટાઇટ કમ્મરપટાથી દબાવ્યું. આથી તેનાં પેટની હોજરી દબાઇ અને તેથી ઓછું કામ કરવાથી તે માણસને પ્રમાણમાં ઓછે ખોરાકે તેની ક્ષુધાશાંતિ થઇ. પરંતુ આ નિયમ નક્કર ભોજ્ય પદાર્થ માટેજ છે. જો દૂધ વગેરે પીણાંની ચીજ આપશો તો ગમે તેટલા પાટા બાંધશો તેથી કાંઇ ઓછું પેટ ચાલશે નહીં. ઉલટું જો તમે માણસને મોંઢે પીવાની ચીજ પીવાને બદલે તે નળીમાંથી સીધા પેટમાં ઉતારશો તો તેને ક્ષુધાશાંતિ માટે બેવડો જથ્થો જોઇશે ! ભુખે રહેવા માંગનારાઓને આ શોધ એક આશીર્વાદ સમાન થઇ પડશે. પણ કેદમાં જઇને જબરજસ્તી છુટવા માંગનારી અને હાથે કરીને તે સારૂ ખોરાક ન લેનારી મતાભિલાષી (સફ્રેજેટ) અંગ્રેજ સ્ત્રીઓના સ્વાર્થની વિરૂદ્ધ આ તુક્કો હોવાથી તેઓ તેનો લાભ લે એ સંભવિત નથી !

# ડૉક્ટર સેમ્યુઅલ જૉન્સનનું ( હાસ્ય રસિક ) જીવન ચરિત્ર.

( ૨ )

જૉન્સન હવે થાકી થાકીને પોતાની લીગણી દેવીને લઇને લંડન સાહસ કરવા આવે છે. સાહિત્યના ઉપાસકો માટે એ ચોથડીયા જેવો કંગાલ અને પ્રતિકુલ સમય નહોતો. આગલા રાજ્યમાં વિદ્વાન્ લેખકને સરકાર તથા સત્તાધિકારી ઉમરાવો તરફથી ઉદાર આશ્રય અથવા કામ વગરનો મોટો ઓદ્ધો મળતો. પરંતુ જૉન્સને લંડનમાં પગ મેલ્યો તે વખતે મોટાઓ તેને આશ્રય આપતા બંધ પડ્યા હતા અને નાના કર્તાના પુસ્તકો ખરીદીને આશ્રય આપતા થયા નહોતા. જે થોમસનની , ' સીઝન્સ ' ( ઋતુ વર્ણન ) દરેક લાઇબ્રેરીમાં હતી, જે ફીલ્ડીંગનો નાટક ' પેસ્ક્વીન ' લાંગો વખત થયાં સૌથી વધારે રાત ભજવાયો હતો, તેવાઓને પણ માંડ પોતાનો સર્વોત્તમ કોટ ગીરો મુકીને ભોંયરામાં આવેલી વીશીમાં ભોજન મળતું અને ત્યાં હાથ તો ટુવાલને બદલે રુંવાટવાળા કુતરાની પીઠ પરજ લુછવા પડતા ! જ્યારે ભલભલાની આ કહાણી હતી તો નવાસવાજ બિચારા જૉન્સનના શા આશરા ? જૉન્સનને લખતાંજ આવડતું તેથી લખીને લંડનમાં પેટ ભરવાનો સંકલ્પ કીધેલો. એક પુસ્તક પ્રગટ કરનારી પેઢી વાળાને તે મળ્યો ત્યારે તેનું પ્રચંડ અને બેડોળ શરીર જોઇને તેણે તો ઉલ્ટી એવીજ સલાહ મફતમાં આપેલી કે "કોઇ પાટી લે અને હેલ પાટી કર !" મૅકોલે કહે છે કે આ શિખામણ પણ તદ્દન ખોટી નહોતી, કારણકે જૉન્સનના સમયમાં કવિઓ કરતાં હેલકરીઓ કંઇ કમ કમાતા નહીં ! ગુજરાતના કવિઓ નિઃસંદેહ વધારે ખબરદાર છે. કમાવા માટે કવિતા નથી રચતા–તે માટે તો નોકરીજ કરે છે. અને તેથી શોખ પુરો કરવા "આ મારી કવિતા પ્રગટ કરેથી તમારો ઉપકૃત થઇશ" એમ માસિકોના તંત્રીઓને લખે છે.

જૉન્સનનાં અનેક વર્ષ કાગળની હજામપટ્ટી કરતાં લંડનમાં નીકળી ગયાં. ધસડબોડાથી ગમે તેમ અંતે પેટ તો ભરવામાં આવતું પરંતુ ઉદારજનોને વારંવાર રોજની રોટી ખરીદવા પેની બે પેનીની સહાય તેને કરવી પડતી. આ સમયમાં જૉન્સનને લુટાવાનો ભયજ નહોતો. તેને મુખ્ય મદદ કરનાર રાજદ્વારી હાર્વે હતો. જૉન્સન પાછલા વર્ષોમાં કહેતો કે "એ હતો તો દુરાચારી પણ મને દયાલુ હતો. તમે કુતરાને પણ હાર્વે કહેશો તો હું તેને ચાહીશ." દુઃખ અને દરિદ્રતાના અનેક વર્ષોના આ લાગલાગટ મારાએ જૉન્સનના સ્વભાવ તથા રીતભાત પર પોતાની એવી છાપ મારી હતી કે તે છેક છેલ્લે સુધી ભુસાઇ શકી નહોતી. તેની રીતભાતમાં કદાપિ સફાઇ કે નાજુકાઇ તો હતીજ નહીં. દુઃખથી તો તે જંગલીજ થઇ ગઇ. તેને વારંવાર મેલાં કપડાં પહેરવાં પડતાં. અને હવે તો તે ગંદોજ થઇ ગયો. ખાવા મળતાં તે વારંવાર બહુ ભુખ્યો હોવાથી વરૂની પેઠે ખાતો–તે પણ તેને ટેવરૂપ અંત સુધી થઇ પડી. ગમે તેવું સડેલું માંસ જોઇને તેનાં મોંમાં પાણી છુટી જતું અને તે એવા તો સ્વાદ અને જોસથી ખાતો કે ખાતી વખત તેની નસો ફુલી આવતી અને કપાળે પસીનાના ઝરમેઝરભા છુટતા ! દરિદ્રાવસ્થામાં તેને જે અપમાન કરવામાં આવતાં તેથી બીજા તો ખુશામતખોર અને

નીચ થઈ જાત પણ આ તો બહુજ અસહ્ય થઇ ગયો ! જે પણ જૉન્સનને ચીઢવતું તેને જૉન્સન ઠોકતો ! પણ બીજા ચુપ રહેતા ત્યારે ઑાસબર્ન નામનો એક મૂર્ખ ' પબ્લીશર ' ગામમાં દાંડી પીટતો કે " જે ગંદાને મેં હાર્લેઅન લાઇબ્રેરીનાં બાંકા ફુંકવા ભાડે રાખ્યો હતો તેણે મને ગબડાવી પાડયો હતો ! "

## જૉન્સનના વગર કારણના મતો.

જૉન્સનને લંડનમાં રહેતાં ૧ વર્ષ થવા બાદ તેને એક પત્રમાં નિયમિત રીતે લખવાનું કામ મળ્યું હતું. પાર્લામેંટમાં ચાલતાં કામની તેને વ્યંગ રીતે ટીકા કરવાની હતી. પોતે ટોરી (હાલના કન્સર્વેટિવ પક્ષનું મૂલ સ્વરૂપ) હતો તે માટે કારણ એટલુંજ હતું કે તેણે નાનપણમાં જ્યારે તેને બોલતાં પણ નહોતું આવડતું અને ૩ વર્ષનો પણ નહોતો ત્યારે વિરોધી વ્હીગ પક્ષની વિરૂદ્ધ તેણે ભાષણ સાંભળ્યાં હતાં. તેનો આંતર મત તો એવો હતો કે બન્ને પક્ષ સરખા બુરાં ભલાં છે. જૉન્સનના રાજદ્વારી વિચારો વિચિત્ર હતા. ચાર્લ્સ બીજો તથા જેમ્સ બીજા જેવા દાંભિક અધર્મી રાજાઓ શ્રેષ્ઠ હતા, અને હેંપડન જેવા દેશાભિમાની બંડખોર હતા ! વળી સ્કૉટ લોકોનો પણ એને તિરસ્કાર હતો, જો કે તેનાં કારણની એને ખબર નહોતી. આવા પક્ષપાત છતાં તેણે વ્હીગ વક્તાઓને પોતાની ટીકામાં ઠીક ન્યાય આપ્યો હતો.

## જૉન્સન જેવાજ જૉન્સનના મવાલી મિત્રો.

જૉન્સને બાદ ૧૭૩૮માં લંડન નામક એક સુંદર કવિતા નનામી લખી. તેનાં હસ્તલિખિત પ્રતનાં વેચાણથી તેને મળ્યાં તો ૧૦ જ પાઉંડ. પરંતુ છાપેલી પ્રતો એકદમ પ્રજા પ્રિય થઈ પડી અને ૧ અઠવાડીયામાં બીજી આવૃત્તિ કાઢવી પડી. આ વખતે કવિ પોપજ અપવાદ રૂપે ધનાઢ્ય હતો. તેણે ' લંડન ' ના લેખકની ભાળ કાઢી અને જણાવ્યું કે એનો લેખક લાંબો વખત અપ્રસિદ્ધિના અંધકારમાં છુપાઇ રહી શકે નહીં. જૉન્સનને કોઇ નિશાળમાં હેડ-માસ્તર નીમાવવા પોપે પ્રયત્ન કર્યો, પરંતુ તેમાં કાંઇ વળ્યું નહીં. ચોપડીવાળાઓના ભાડુતી તટ્ટુ તરીકેજ જીવન ગાળવાનું ચાલુ રાખવાનું જૉન્સનના લલાટમાં લખ્યું હતું તે કેમ મિથ્યા થાય ? જૉન્સનના આ વખતના ધંધાભાઇઓ પણ એના જેવાજ મવાલી હતા. એક બોઇસ કરીને કવિરાજ હતો તેનાં 'શર્ટ' જ્યારે ગીરો મુકાયાં હતાં ત્યારે પથારીમાં બેઠો, ધાબળીમાનાં બે કાણાંમાંથી બે હાથ બહાર કાઢીને લખતો. તેણે દારૂ નહિ પીધેલો હોય ત્યારે સારી કવિતા લખતો પણ દારૂ પીધો હતો ત્યારે ગાડીની અડફટમાં આવી મરી ગયલો. તેનો એક બીજો દોસ્ત તે રીચર્ડ સેવેજ હતો. તે ' અર્લ ' નો પુત્ર થાય અને જીવતનો ઝેરટ પ્રકરણ અને ઝઘડાનો અનુભવી હતો. હાલ તે મોચીને ત્યાં જોડા શીવવાનું શીખતો હતો ! રાજારજવાડાઓ સાથે મહેલમાં ભોજન પણ તેણેજ લીધેલું અને ન્યુગેટના કારાગ્રહમાં પગમાં સવામણ લોખંડનાં સાંકળા છેડા પહેરીને પણ તેજ સૂતેલો. સેવેજ ગમે તેવો હતો પરંતુ તેનામાં કેટલાક ખાનદાની ગુણ હતા. મોટે ખાંચરેના માણસોની અંદરની વાતો તે કરતો તે તેની પાસેથી સાંભળતાં જૉન્સનને રસ પડતો. બન્ને પક્ષના આગેવાન રાજદ્વારીઓ જ્યારે દેશાભિમાનનો બુરખો કાઢીને જે વાત કરતા, વડા પ્રધાનો ખાનગીમાં હાસ્યમાં જે બોલતા તે સઘળું સેવેજે પોતાની સંપત્તિના સમયમાં પોતાને કાને સાંભળેલું. આ વાતો જૉન્સનને તે સંભળાવતો અને તેથી મોચીના આ ઉમરાવ શાખાહીથી

જ્યારે જૉન્સનને છુટા થવું પડ્યું ત્યારે આંખમાં સ્વાભાવિક રીતે આંસુ આવી ગયાં હતાં. સૅવેજનું જીવનચરિત્ર પણ જૉન્સને નનામી રીતે લખી પ્રગટ કર્યું હતું.

છાપાવાળાઓ અને ચોપડીવાળાઓ ધસડઓડો કરાવીને બિચારા જૉન્સનનું લોહી પી જતા હતા. પરંતુ ગમે તેવું હલકું લખવાનું કામ કરતો તેમાં પણ એની તેજસ્વી બુદ્ધિ તરી આવતી. એની શૈલીમાં જે વિરલ પ્રતિભા હતી તે ગમે ત્યાં દખાતા છતાં પ્રકાશ્યા વિના રહેતી નહીં. અને ધીમે ધીમે પણ સાહિત્યમાં પંડિત તરીકે એની કીર્તિ પ્રસરવા લાગી. અને ૧૭૪૭માં તેની અંગ્રેજી સાહિત્યના લેખક તરીકે એટલી તો કીર્તિ થઇ ચુકી હતી કે, પ્રસિદ્ધ બુકસેલરોની એક મંડળીએ તેને અંગ્રેજી ભાષાનો કોશ લખવાનું ઘણું મુશ્કેલ કામ સોંપ્યું. આ માટે તેને ૧૫૦૦ પાઉંડ આપવાનું ઠરાવ્યું હતું. આ રકમ બહુજ નાની હતી. કારણ કે કોશ તૈયાર કરવાને જે અનેક વિદ્વાનો તથા કલાર્કોને રાખવા જોઇએ, તેનો પગાર એમાંથીજ જૉન્સનનેજ આપવાનો હતો.

## લૉર્ડ ચેસ્ટરફીલ્ડ અને જૉન્સન.

આ કોશનું પ્રૉસ્પેક્ટસ જૉન્સને પ્રખ્યાત અર્લ ઑફ ચેસ્ટરફીલ્ડ–જેને ગુજરાતીઓ તો " પિતાના પુત્ર પ્રતિના પત્રો " નામના તેનાં પુસ્તકો ગુજરાતીમાં થયલાં ભાષાંતરથીજ મુખ્ય કરીને જાણે છે–ને અર્પણ કર્યું. ચેસ્ટરફીલ્ડ સભ્યતાના ચાળા કરવામાં એક્કો, મહા વાકચતુર અને મસ્કરાતમાં નાજુક વિવેક કરવાની શક્તિવાળો ગણાતો. ઉમરાવની સભામાં તે સૌથી સારો વક્તા હતો. કટોકટને વખતે આયર્લેંડના પ્રધાન તરીકે તેણે ઘણી કુનેહમંદી, દૃઢતા તથા દયાળુપણે તે દેશનો કારોબાર કર્યો હતો. જૉન્સનને આપેલા માનના પ્રત્યુત્તરમાં તેણે તે હાજત મંદ વિદ્વાનનો થોડી ગીનીથી સત્કાર કર્યો તેથી જૉન્સન રોજ એની મુલાકાત લેવા આવતો. પરંતુ એવા મેલાઘેલાને રોજ મળવું પડે તે લૉર્ડ સાહેબને રૂચ્યું નહીં. જૉન્સન તો આખા લંડનના કાદવથી તેના ગાલીચા કાળા કરી નાંખે, તેનાં ઓપુરૂષ પરોણાઓના કપડાંપર દારૂ અને સુપનો છંટકાવ કરે ! તેથી જૉન્સન જ્યારે પણ મળવા જતો ત્યારે બહારથી લૈયો કહેતો કે " લૉર્ડ સાહેબ ઘરમાં નથી. " જૉન્સન અંતે ચેત્યો અને જવાનું છોડી દીધું. જૉન્સનને એની આશા હતી કે કોશનું કામ જલ્દી પુરૂં થઇ જશે. પરંતુ તેને બધા સાત વર્ષ થયાં. દરેક શબ્દની વ્યાખ્યા તે લખતો તથા ગ્રંથકારોમાંથી અર્થદર્શક શબ્દોવાળાં વાક્યો ઉતારવાને તે " માર્ક " કરતો. આ ધસડઓડ દરમીયાન તેણે " મનુષ્યની ઇચ્છાની વ્યર્થતા " નામક એક કટાક્ષાત્મક કવિતાનું પુસ્તક લખ્યું હતું જે માટે તેને રોકડા ૧૫ પાઉંડ મળ્યા હતા.

## ધનાઢ્ય નાટકકાર ગૅરીક અને ગરીબ ગુરૂ જૉન્સન.

તેનો ઉપરોક્ત શિષ્ય ડેવીડ ગૅરીક હવે ઇંગ્લંડના સૌથી પ્રખ્યાત તથા જૂનાં ડ્રુરી લેન થીએટરનો મેનેજર થયો હતો. ગુરૂશિષ્યની પ્રકૃતિ એકબીજાથી અતિ ભિન્ન હતી. તેઓ એક બીજાથી આકર્ષાતા તેમજ–પરંતુ એકને બીજાને માટે તિરસ્કાર પણ હતો. શિષ્ય તો ગંદુકની ગોળી પેઠે ઠેક ટોચ પર ઉડીને ચઢી બેઠો હતો. જ્યારે વિદ્વાન ગુરૂરાજ તો સમરકાની પેઠે જ્યાંના ત્યાંજ હજી ફર્યા કરતા હતા સંપત્તિ અને પ્રતિષ્ઠાનો શીઘ્ર થયલી પ્રાપ્તિથી ગૅરીકનું મગજ, જરા ફરી–ચસકી ગયું હતું–નહીં ચસક્યું હોય એવા તો વિરલજ છે. અજાણતાં, પોતાને

ખબર પણ ન પડે એવી રીતે ઘણા ખરાનું જરાતરા તે ફરેજ છે. બીજા હાથ પર, ચાલુ આપત્તિને લીધે જોન્સનના સ્વભાવમાં ખટાશ આવી ગઇ હતી. જૉન્સનના જેવા મહાપુરૂષને ઉચિત નહોતું પરંતુ તેને અદેખાઇ આવતી કે ગૅરીકથી અતિ મહાન પુરૂષોએ જે લખેલું તે ગોખીને માત્ર રંગભૂમી પર ચાળા ચસ્કા કરીને બબડી જનારને ત્યાં આવો વૈભવ, આવી સુંદર તબકડીઓ, આવી મોહક ચિત્રછબીઓ, આવું સુંદર ઘર અને હું તેનો ગુરૂ તેને ત્યાં સાદડીના પણ વાખા, અને કપડાના પણ વાંધા ! મિથ્યાભિમાની ગૅરીકને પણ એજ સાલતું કે જ્યારે એનાં અભિનયને આખું જગત્ માત્ર મુક્તકંઠે પ્રશંસા કરતું, ત્યારે જોન્સનજ એક એવો હતો કે જેના મુખમાંથી પ્રશંસાનો એક પણ ઉદ્ગાર નીકળતો નહીં ! ગૅરીકની વાનર જેવી તુમાખીથી જોન્સન, અને જોન્સનની વરૂ જેવી અસભ્યતાથી ગૅરીક, એમ એક બીજા પર ક્રોધાયમાન હતા. તે સઘળું છતાં તેઓને પરસ્પર સહાનુભૂતિ તો હતીજ. કરૂણાજનક જોન્સને "આઇરીન" નામક એક કરૂણારસિક નાટક લખ્યો હતો જે ગૅરીકે પોતાની નાટકશાળામાં ભજવ્યો હતો. તેણે જોન્સનના લેખમાં એટલો બધો ફેરફાર કીધો કે તે જોન્સનને ગુસ્સે કરવા પુરતો હતો છતાં શ્રોતા વર્ગની પુરતી સંખ્યાને આકર્ષવા પુરતો નહતો. ૯ રાત ભજવાયા બાદ તે બંધ કરવામાં આવ્યો પણ જોન્સનને "થેનીરીટ નાઇટ"નું લવાજમ મળ્યું અને કુલ ૩૦૦ પાઉંડ હાથ આવ્યાં જે તેને મન તો ઘણી મોટી રકમ હતી.

## બે વર્ષ પત્ર ચાલી બંધ પડયું.

નાટકમાંથી પરવારી જોન્સને હવે નિબંધો લખવા શરૂ કર્યાં. નીતિ, રીતિરિવાજ તથા સાહિત્ય પર "રૅમ્બલર" નામના પત્રમાં, એડીસનનાં "સ્પેકટેટર" માં આવેલાં તે વિદ્વાનનાં નિબંધોની ફ્લેહથી બીજાઓ પેઠે તેણે આ પ્રમાણે નકલ કરી હતી. પરંતુ બીજાઓ નિષ્ફલ થયા, અને જોન્સન પણ કાંઇ બહુ ફાવ્યો નહીં. થોડા વિદ્વાનોએ તેની પ્રશંસા કરી અને પ્રીન્સ ફ્રેડરીકે ૭ નકલોના ગ્રાહક થઇને આશ્રય આપ્યો. પરંતુ અર્લ ઑફ ચેસ્ટરફીલ્ડે મોટાઓના આશ્રય કેટલો વાર નભે છે તેનો જોન્સનને એવો અનુભવ આપ્યો હતો કે તેમના પર તેણે આશા બાંધીજ નહીં. પ્રજા તો ઠંડીજ રહી અને ૧૭૫૦ થી ૧૭૫૨ બે વર્ષ તે પત્ર ચાલ્યું પરંતુ પુરા ૫૦૦ ગ્રાહકો પણ થયા નહિ. પછી બંધ પડયું. પરંતુ જ્યારે સમગ્ર ઉડતાં પાનાંઓ એકઠાં થયાં અને લેખો પુસ્તકાકારે જેમ સામટા છપાવા માંડ્યા તેમ તેની ખુબીઓ માલમ પડી. તે પ્રજાપ્રિય થયા અને માત્ર ઇંગ્લંડમાંજ જોન્સનનાજ જીવનમાં તેની ૧૩૦૦૦ નકલો ખપી ગઇ હતી ! સ્કોટલેંડ અને આયર્લૅંડ માટે જે ખાસ આવૃત્તિઓ છપાઇ હતી તે જુદી. વર્તમાન પત્રોમાં જે સુંદર લેખો આવે છે તેની યોગ્ય કદર નથી થતી, પરંતુ તે જ્યારે જાડા પૂંઠામાં સામટાં દબાય છે ત્યારેજ તેનું સત્ય સ્વરૂપ પ્રકાશિત થાય છે. એ આત્મવિશ્વાસી લેખકો સ્મરણ રાખશે તો તેમને કદાચિત્ લાભ થશે.

જોન્સનના આ લેખોએ પ્રશંસકો તેમજ નિંદકોના હોઠ ઉઘાડ્યા. પ્રશંસકોએ તેની શૈલીને સંપૂર્ણતાની રાશિમાં મુકી, જ્યારે નિંદક ટિકાકારોએ તેની શૈલી પુનરૂક્તિવાળી, કૃત્રિમ તથા ઉછાળા મારતી વર્ણવી. છતાં તેઓને પણ સ્વીકારવું પડયું કે નીતિ તથા રીતિ સંબંધી તેનું અવલોકન સૂક્ષ્મ હતું, દર્શાવેલા મુદ્દા નિરંતર ચોક્કસ અને સત્ય હતા, ભાષામાં ઝમક હતી,

અનેક ભાગો વજનદાર અને પ્રૌઢ વકતૃત્વથી સિંચિત હતા તથા કેટલીક નાની બાબતોનું વિવેચન ગંભીર પરંતુ આનંદ ઉપજાવે એવા હાસ્યરસથી ભરપુર હતું.

રૅમ્બ્લરનો અંતિમ અંક શોકના કલાકમાં લખાયો હતો. મીસીસ જોન્સન-ભૂત પૂર્વ મીસીસ પોર્ટર-ની આશા ડોકટરોએ છોડાવી દીધી હતી. ત્રણ દિન બાદ તે મરણ પામી. પતિ તેથી બળીને ખાખ થઇ ગયો. લોકો આશ્ચર્યચકિત થતા કે જોન્સન આ વાંદરી પાછળ શું ઘેલાં કહાડતો હશે ? આવો પ્રતિભાવાન્ અને વિદ્વાન્ પુરૂષ પોતે કોઇ પણ જાતનું સુખ સગવડ ન ભોગવતાં, પોતાની કદરૂપી પ્રિયાને અનેક મોજની ચીજો પુરી પાડવા સવારથી રાત સુધી ગદ્ધા વહીતરૂં કરતો-અને આ વૃદ્ધા જરા પણ કૃતજ્ઞતાના સંકલ્પ વિનાજ તે સઘળું હક હોય તેમ સ્વીકારતી. જોન્સનને મન સર્વોત્તમ માસિકો કરતાં પણ એની વ્હાલી તેટીના મતની ઘણી વધુ કીમ્મત હતી. કોશ એ જોન્સનના જીવનનું સૌથી મોટું પરાક્રમ હતું પરંતુ તેમાં પણ ઉદ્દેશ એજ હતો કે તે વડે જે ધન પ્રાપ્ત થશે તેથી મીસીસ જોન્સનના કોડ તે પુરા પાડવાની સ્થિતિમાં આવશે ! અંતે ૩ વર્ષ બાદ કોશ તૈયાર થયો.

પ્રજાની એવી માન્યતા હતી કે આ યાદગાર ગ્રંથ જે મહાપુરૂષને તેનું પ્રૉસ્પેકટસ અર્પણ કરવામાં આવ્યું હતું તેનેજ અર્પણ કરવામાં આવશે. ચેસ્ટરફીલ્ડ પણ એ અસાધારણ-માનની કદર કરતો હતો. તેથી જેમ તે પ્રગટ થવાનો વખત ખુટવા લાગ્યો તેમ તેમ જોન્સનના પોતે કરેલા અપમાનનું પ્રાયશ્ચિત્ત કરવા લાગ્યો. પોતાના વાજીંત્રમાં ઘણી ખૂબીથી તેણે જોન્સનની લેખન શક્તિ તથા તેના લેખકની ભારોભાર પ્રશંસા કીધી. અરે, તેને અંગ્રેજી સાહિત્યના આચાર્ય અને પોપ ઠરાવવાની તેણે સૂચના કરી. અંગ્રેજી શબ્દોનાં અર્થ, ઉચ્ચારણ તથા અક્ષરવિન્યાસ સંબંધી મતભેદ હોય તેમાં જોન્સનના મતને સર્વેએ અંતિમ ગણી સ્વીકારવો એટલે સુધી નનાગી રીતે ચેસ્ટરફીલ્ડે લખ્યું, અને બાદ લખનાર પોતેજ છે એ વાત જોન્સનને કાને જાય એમ પ્રગટ થવા દીધી; પરંતુ માની જોન્સનને થયલો મર્મચ્છેદ આવા મલમપટ્ટાથી કાંઇ રૂઝાય એમ હતુંજ નહીં. પોતાના સંદિગ્ધ આશ્રયદાતાની સલાહ અમાન્ય કરનારો તેણે તેના ઉપર જે પત્ર લખ્યો છે તે એવો તો સુભાષિત રચના યુક્ત છે કે, અંગ્રેજી ભાષાના સાહિત્યમાં તે નમૂના રૂપ ' ક્લાસીકલ ' થઇ પડયો છે. કોશ તેણે અર્પણ પત્રિકા રહિતજ પ્રગટ કીધો. અને પ્રસ્તાવનામાં તેણે વાસ્તવિક રીતે જાહેર કીધું કે મોટા તે ખોટા છે, તેમની સહાયતા વિનાજ આ મહાન કામ તેણે પાર પાડયું છે, અને પોતાને જે મુસ્કેલીઓ કોશ કરતાં વેઠવી પડી હતી તેનું તેણે એવું તો ચિત્તાકર્ષક તથા લાગણીવાળું વર્ણન કર્યું હતું કે પ્રસ્તાવનાનો તે ભાગ તેનો સૌથી દુષ્ટ દુશ્મન હોને તુક પણ આંખમાં અશ્રુ ભરાઇ આવ્યા વિના વાંચવા અસમર્થ હતો !

## જોન્સનના કોશની ખુબીઓ-મેલ કર્યંત મોચીના મોચી.

દુન્યામાં સૌથી શુષ્ક પુસ્તક કોશ છે. વ્યાકરણ ગમે તેટલું શુષ્ક પરંતુ આદિથી અંત પર્યંત તેને વાંચનારા અને રટણ કરનારા અનેક મળી આવશે. પરંતુ કોશનાં પહેલાંથી બીજા પુઠાં સુધી વાંચતા આવી લાગતાં પહેલાં દિવાનાશાળાને દરવાજે આવી લાગવું પડે. છતાં જોન્સનનો કોશ તો એક નોવેલ જેવો રસ ભર્યો હતો. શબ્દોની વ્યાખ્યાઓ એટલી " ઓરી-

જીનસ, ".સુંદર અને મધુર હતી કે તે પણ એક અભ્યાસ હતો. વળી શબ્દાર્થ દર્શાવવા ઉદાહરણ તરીકે કવિઓ, ફિલ્સુફો તથા ધર્મગુરૂનાં પુસ્તકોમાંથી જે વાક્યો ઉતાર્યાં હતાં તેની ચુંટણી એવી તો સરસ તથા પ્રાસંગિક હતી કે તેથી પણ જ્ઞાન સાથે આનંદજ પ્રાપ્ત થતો. તેનો એકજ દોષ હતો. અંગ્રેજી શિવાય બીજી ભાષાનું તેને જ્ઞાન નહોતું. તેથી શબ્દોના ધાતુઓ માટે તેને બીજા પર આધાર રાખવો પડ્યો હતો, અને તેઓએ મરજી માફક "લાંગડો" વાટ્યો હતો. એક બીજો દોષ એ હતો કે પોતાને અણુગમતી ચીજોની તેણે નિંદા કરી હતી! નિંદાનું સદન કોશ કરવાનું તેનેજ સુઝ્યું હતું. પરંતુ જોન્સનની બુદ્ધિ જેટલી ઓજસ્વતી તેટલીજ વિપરીત હતી એ આપણે જોયું છે. "એક્સાઇઝ" જકાત તેને ગમતી નહીં તેથી 'એક્સાઇઝ'નો અર્થ કોશમાં એ નામનો એક ધીક્કારવા લાયક કર એવો કીધો હતો! આપણા ગુજરાતમાં કવિ નર્મદાશંકરે રચેલો ગુજરાતી કોશ પણ જોન્સનના કોશનુંજ ફેરેફારવાળું અનુકરણ હતું. શરીરરચનામાં નર્મદાશંકર એકવડા બાંધાના તેના ફોટોથી જણાય છે. ભેદ શિવાય ઉભય મહાન્ લેખકો અનેક વાતોમાં મળતા આવતા હતા. નર્મદાશંકર પણ એવાજ માની, એવાજ સાહસિક, એવાજ સ્વતંત્ર વિચારના હતા. અને તેઓ ગુજરાતના જોન્સન કહેવાય છે તેમાં કોઇ પણ રીતની અત્યુક્તિ નથી. નર્મદાશંકરે પણ પોતાના ગુજરાતી કોશ માટે આટલીજ મહેનત લીધી હતી. પરંતુ ગુજરાત નર્મદના ભોગને યોગ્ય નહોતું. એ મહાત્માની બરોબરી તો રહી પરંતુ કદર કરવાની પણ તેનામાં બુદ્ધિ નહોતી! નર્મકોશમાં નર્મદે આપેલી વ્યાખ્યા વારંવાર જોન્સનની બરોબરી કરી શકે, પરંતુ તેની ઘણી પ્રતો જ્યારે ખપી નહોતી, ત્યારે જોન્સનના કોશો ચટણી પેઠે ખપી ગયા હતા. એટલો ગુજરાત અને ઇંગ્લંડ વચ્ચેનો ભેદ! આ છતાં જોન્સનને કાંઇ દ્રવ્ય સંબંધી લાભ કોશથી થયો નહોતો. તેની કીર્તિ ઉજ્જ્વલ થઇ. ઇંગ્લંડના સાહિત્યાચાર્યની પદવી તેને પ્રાપ્ત થઇ. પરંતુ તેના પુરૂષાર્થનું ફલ તો તેના છપાવનારાઓ ખાઇ ગયા. બુદ્ધિવાનોનું વારંવાર એમજ થાય છે. શોધકો બિચારા ખીચડી ખાય છે ત્યારે શોધ વેચાતી લઇ, તેનું પેટંટ મેળવીને તેનો વ્યાપાર કરનાર ખીરંજ ઉડાવે છે! ઘાસ ખાવા લાયક, ખીરંજ ખાનારા બને છે અને ખીરંજ ખાવા લાયકને એ ઘાસ ખાવા લાયક મનુષ્યો ખીચડીઓ પૂરી પાડે છે ત્યારે પેટ ભરી શકે છે! જગત્માં એવો દેખાતો અન્યાય ધમધોકાર હજીએ આ યુગમાંએ ચાલે છે. વિદ્વાનો માટે પરમાત્માએ સંગીજ નિર્માણ કરેલી લાગે છે. જૉન્સનકૃત કોશથી જ્યારે તેના પબ્લીશરોને ત્યાં ટંકશાળ પડતી ત્યારે જૉન્સનને "કેદ" માં બે વાર તેના લ્હેણદારો પકડી ગયા હતા અને કાચી જેલમાં તેને સાથું ભરતા હતા! કોશ પ્રગટ થયા પછીના એક વર્ષમાં બેવાર તેને આમ પકડી ગયા હતા એમ લખતાં આંખમાં આંસુ ભરાઇ આવે છે. હજી પણ એ મહાપુરૂષના લલાટમાંથી ઉદર પોષણાર્થ વેઠીયાવાડ મટી નહોતી. ઇંગ્લંડના સૌથી વિદ્વાન મનુષ્યનું મગજ ગમે તેટલું ભરેલું હતું પરંતુ પેટ તો ખાલીજ હતું. કમાવા તેણે અનેક યુક્તિઓ કીધી. ઘણુએ લખ્યું ભુંસ્યું પરંતુ ભાઇ તો મેલ કર્વત મોચીજ રહ્યા. ૧૮૫૮ની વસંતથી ૨ વર્ષ પર્યંત "રેમ્બ્લર" ના અનુસંધાનમાં તેણે આઇડલર નામક પોતાના નવીન સાપ્તાહિકમાં નવા નિબંધો લખ્યા હતા. તે બહુ વંચાતા અને બીજાઓ તે લેખકના નામઠામ વિના પણ સારા ઉતારી લેતા!

(અપૂર્ણ).

# સાયન્સ, વિજ્ઞાન, વિદ્યા આદિ સંબંધી નવીન શોધો તથા વિચારો ( સટીક. )

**દાભડીયાઓ કદાપિ સારા વકતા હોતા નથી !**—દાભડીયાપણાની ફિલસુફી વિષે હમે એ એકવાર લખી ગયા છીએ. તેના સંબંધમાં નવીન વિશેષ પ્રકાશ પડતો રહે છે. અવલોકનથી જણાયું છે કે, દાભડીયાઓ કવચિતજ સારા વકતા હોય છે. તેનું આશ્ચર્યજનક કારણ એ છે કે તેઓના મગજની ડાબી બાજુ જમણી કરતાં નબળી હોય છે. વાણીમાં બલ આપનારો અધિષ્ઠાતા દેવ મગજનો જમણો ભાગ છે. જેઓનાં મગજનો જમણો ભાગ વધારે પ્રફુલ્લિત હોય છે તેઓ હમેશાં સારા વકતા હોય છે. મગજને દાભડીયાપણાં સાથે કાર્ય કારણનો સંબંધ આ પ્રમાણે છેઃ—ડાબા કે જમણા હાથથી કામ કરવાની સ્વાભાવીક ફાવટનું કારણ મગજના જમણા ડાબા ભાગોની ખીલવણીપર છે. જેનાં મગજની જમણી બાજુ વધારે ખીલેલી તેના ડાબા હાથમાં વધારે તેજી હોય છે, અને જેના મગજની ડાબી બાજુ વધારે ખીલેલી તેના જમણા હાથમાં તેજી વધારે હોય છે અર્થાત્ તે દાભડીયો થતો નથી. મગજની બાજુઓ સામી બાજુના હાથપર વધારે પ્રેમ રાખે છે. પડોશી જોડે હમેશાં લડાઇ અને ત્રીજા ઘર સાથે સલાહનો નિયમ સંસારમાં જોવામાં આવે છે તેને આથી કાંઇક પુષ્ટિ મળે છે !

**વીજળીનો તમારે સ્વાદ ચાખવો છે ?**—આ કાંઇ હસવાની વાત નથી પણ રસપ્રકરણની વાત છે. જીભપર વીજળીનો સ્વાદ સહેલાઇથી લઇ શકાય છે. ક્રિયા બહુ સહેલી છે. પાવલી જેટલો કલઇનો કટકો તમારી જીભની નીચે, તથા બરોબર તેની ઉપર, જીભના ઉપલા ભાગપર રૂપાની પાવલી મૂકો. એ બન્ને ધાતુઓનાં ગોલકોની અણી એકબીજાની પાસે લાવો અને તેમનો સ્પર્શ થતાંવારજ તેમાંથી વીજળી ઉત્પન્ન થશે અને તે ઉત્પન્ન થતાં તેનો ખાટો-તુરો સ્વાદ તમારી જીભને લાગશે. એ વીજળીક પ્રવાહ ગોળ ચક્ર લેતાં તમારી જીભમાંથી પસાર થવાથી એ સ્વાદ આવે છે.

**સભામાં ધાંધલ કરનારાઓને ઠેકાણે લાવવાનું ' પેટંટ ' યંત્ર !**—એક રશીયને શોધી કાઢયું છે. એનું લક્ષણ એ છે કે સભાસદ સભાને અણછાજતું વર્તન કરે, બરાડા પાડે, અને ઘંટડી તથા પ્રમુખના ધાંટા કાંઇ કામ ન કરતા હોય તો એક બટન ચાંપવાની સાથેજ તેને તરત ખુરશીપર બેસી જવુંજ પડે ! પછી ચાંપ ઉઘાડે નહીં ત્યાં સુધી તેનાથી ઉઠાયજ નહીં. સભાની ફરશબંધ તથા ખુરશી સાથે વીજળીક તારનું ખાસ જોડાણ કરવામાં આવ્યું હોય છે. તેના શોધકે એવું યંત્ર રશીયાની પાર્લામેંટ ( ડ્યુમા ) માં જોડી આપવા માગણી કરી હતી, અને એ મહાસભાના પ્રમુખ મોંસ્યુ રોડઝીઅંકોએ તેની ભલામણ પણ કરી પરંતુ પ્રેસીડેન્શીયલ બોર્ડે તેની જરૂર જોઇ નહોતી. જ્ઞાતિના સાંજનાઓમાં આ એક આશીર્વાદ થઇ પડશે ! ખાસ કરીને ભાટીયાઓની મહાજન વાડીમાં !

**૩૨ વર્ષની નિંદ્રા !**—અતિનિંદ્રા એ એક પ્રકારનો ' હીસ્ટિરીયા ' અથવા માંદગી છે. સ્વીડન પાસેના ઓકુઆના ટાપુમાંની એક કન્યા કેરોલીન ઓલ્સન ૧૮૬૬ માં જન્મી પછી ૧૮૭૫ થી ૧૯૦૭ સુધી એટલે ૩૨ વર્ષ સુધી ઉંઘીજ ગઇ હતી ! યોગી શું સમાધિ લગા-

વતો હતો ? આ નિંદ્રા પ્રસંગે તેને ટાંચણી ઘોંચતાં પણ તે ભાનમાં નહોતી આવતી. પરંતુ રોજ બે પ્યાલાં દુધ પીતી હતી ખરી–એટલો વખત જાગતી હતી. તે શિવાય એક વાર એની માતાને રડતાં સાંભળીને હોઠ ફફડાવવા પ્રયત્ન કર્યો હતો. વળી એનાં ભાઇ ડુબી જવાના સમાચાર સાંભળીને રડવું આવ્યું હતું. અને તે બાદ તે ધીમે ધીમે એની મેળે જાગરિત થતી ગઇ. એક દહાડો તેના ઓરડામાં ખોરાક મુકવામાં આવતાં તે ખાઇ ગઇ. ભાન આવ્યું ત્યારે બીજા ભાઇઓને તે ભૂલી ગઇ હતી. માત્ર માતા યાદ આવી. ૪૬ વર્ષની વયે ભાન આવ્યું ત્યારે તે તદ્દન તંદુરસ્ત હતી. નિંદ્રાના ૩૨ વર્ષનું તેને કાંઇ જ્ઞાન નથી. જો કે બચપણની વાત યાદ છે. ડોકટરો આ 'કેસ'નો કોઇ પણ જાતનો ખુલાસો આપી શકવાને બદલે આડી તેડી વાતો કરે છે.

**કોંક્રેટની સ્ટીમર !**—"કોંક્રીટ" જેને કાંકરેટ કહે છે અને જે રેતી, મરડીયા, પત્થરના કકડા વિગેરેને ડામર કે સીમેંટ સાથે ભેગું કરીને રસ્તા પર ફરસબંદી કરવા વાપરવામાં આવે છે તેનું હવે અમેરીકા (બાલ્ટીમોર–મેરીલેંડ) માં એક ૫૦૦ ટનના વજનનું વહાણ બનાવવામાં આવ્યું છે. લાકડાં ગયાં, પોલાદ ગયું અને હવે વહાણ બાંધવાના સાધનની આ નવી શોધ થઇ છે. ફીલીપનોએ એવાં કેટલાંક અગાડીથી કીધાં છે. પ્રસ્તુત વહાણ ૧૧૦ ફુટ લાંબું, ૨૮ પહોળું તથા ૧૦॥ ફુટ ઉંડું છે. અગાડી બનાવ્યાં હતાં તે કરતાં આ મોટું છે. લાકડાંને બદલે કોંક્રીટથી વહાણ બનાવવાથી ખાસ લાભ એ છે કે લાકડાં પેઠે તે સડતું કે ફાટતું ન હોવાથી, સમાર કામનો ખર્ચ બહુ બચી જાય છે. તેના બાંધનારાઓ કહે છે કે, હવેથી વહાણો તેનાજ બંધાવા માંડશે.

**ઘોડીની પૂંછડી કાપી નાંખવાના અનેક સાયેન્ટીફીક નુકશાનો**—ઇંગ્લંડનો એક જાણીતો ખેલાડી વર્ણવે છે. તે આંગળીનું ટેરવું કાપી નાંખવા જેવુંજ દુષ્ટ છે એ તો નિર્વિવાદ છે. લાભ માત્ર તેની શોભા વધવાનો મિથ્યા ખ્યાલ છે. તે શિવાય હાનિ અનેક છે. કાપેલી ટુંકી પૂછડીવાળો ઘોડો કદાપી પૂરી પૂછડીવાળા જેવી સારી રીતે કુદી શકતો નથી. તેથીજ શરતના ઘોડાની પૂછડી કદિ કાપવામાં આવતી નથી. ઘોડાના શરીરને સમતોલ રાખનારાં ત્રાજવાનાં લીવરની ગરજ તે સારે છે. વળી માખ કે જેના ત્રાસથી ઘોડા વારંવાર દિવાના થઇ જાય છે તે પણ પૂંછડીના પંખાથીજ ઘોડો દૂર કરી શકે છે. તે લેખકના મતાનુસાર કાયદાથી પૂંછડી કાપવી એ એક ગુન્હો ઠરાવવો જોઇએ.

**કાગળની તોપો !**—અલંકાર રૂપે વર્તમાનપત્રોને હમે "કાગળની તોપો" કહેતા નથી. હમે અહીં તો સર્વથા શુષ્ક સત્યજ કહીએ છીએ. એ કાગળનું શું નથી બનતું ? તે પ્રશ્નના ઉત્તરમાં પણ "તોપ" શબ્દ વાપરી શકાશે નહીં. કારણ કે તોપ બનાવવાના દુન્યામાં સૌથી મોટા એવા ક્રુપના જર્મન કારખાનામાં કાગળની ખરેખરી તોપો બનાવવામાં આવે છે. તે કાંઇ શોભા કે ભ્રમ સારૂ કે રમકડાં તરીકે નહી પરંતુ લડાઇમાં ગોળા ફેંકવા માટે વપરાય છે. જ્યાં મોટી લોખંડી તોપ લઇ ન જઇ શકાય ત્યાં આ તોપ ખાસ કામ આવે છે. તે એટલી હલકી છે કે એક પાયદળ તેને ખભા પર ઉંચકી લઇ જઇ શકે છે. તેના મોંનો વ્યાસ બે ઇંચજ છે પણ તેનું જોશ, પોલાદની તોપની એટલા વ્યાસની તોપથી જરા વધારે છે ! જ્યાં રેલ્વે માટે કાગળનાં પૈડાં બનાવાય છે, પાણીની ભરવાની બાલદી બને છે, રૂમાલ તથા શર્ટ બને છે, ત્યાં તોપ કાંઇ બહુજ આશ્ચર્યજનક નથી.

**પારાની ખાણમાં કામ કરનારાઓની થતી ભયંકર સ્થિતિ**—પારો દેખાવમાં સુંદર લાગે છે. પરંતુ તે અનેકનો ભોગ લઈને આવે છે. એ ધાતુ ઝેરી છે. તેની ખાણમાં કામ કરનારા ચાલુ કામ કરે તો બેજ વરસમાં તેની હવા પેટમાં જતાં મરણ પામે અને તે પહેલાં તો અનેક સંસ્કારો થાય. ધાતુ પેટમાં જતાં મોંમાંથી લાળ ગળવા માંડે છે અને તેથી બધા દાંત ખરી જાય છે. પછી જઠરાગ્નિ મંદ પડી જાય છે અને મનુષ્ય હાડપિંજર થઈ જાય છે. અને પછી મરણ નીપજે છે. સપાટીની સફાઈ હેઠળ ગંદકી ભરાઈ બેઠી છે ?

**પૃથ્વીના સૌથી સુંદર ગાનારનાં ગળાંની સાયેન્ટીફીક દૃષ્ટિથી તપાસ**—નિસ્સંદેહ પુરૂષોમાં ગાનાર તરીકે કેરૂઝો સૌથી પ્રથમ આવે છે. ફોનોગ્રાફ માટે એક ચુડીમાં ગાયન ઉતારવા માટે એકજ વાર ગાવાના તેને ૮૦ પાઉંડ ખુશીથી આપવામાં આવે છે. ન્યુ યોર્કમાં છેલ્લી ઋતુમાં તેણે ૬૦ જ વાર ગાયન ગાયાં તેનાં તે પા. ૪૨,૦૦૦ બ્હારી લાવ્યો ! મેડમ મેલબાને દર રાત્રીના પા. ૫૦૦ મળે છે તે કરતાં પણ કેરૂઝો ચઢી જાય છે. મધ્ય સૂર-સવન અથવા દ્વિતીય સવન કાઢનાર ગાયક ( Tenor-ટેનોર ) તેના જેવો પશ્ચિમમાં કોઈ નથી. આ પાશ્ચાત્ય તાનસેનનું ગળું અનેકવાર, ગળાંના ખાસ અનુભવી, લંડનના ડૉ. વીલીયમ-લોઈડે તપાસ્યું છે. તે કહે છે કે એના જેવો સંપૂર્ણ ગાયન યંત્રની જોડી નથી. તેનાં ગળાંની વિશેષતા એ છે કે, તેનાં અગ્ર દાંતથી તે તેનાં ગળાંમાંના વાચા ઉત્પન્ન કરતા તંતુઓ બીજા કોઈ પણ 'ટેનોર' ગાનાર કરતાં ઓછામાં ઓછા ા ઇંચ વધારે દૂર છે. તેના અવાજમાં સૂરની મધુરતા, ગંભીરતા, તથા બુલંદતા વગેરે ગુણો છે તે, અવાજને મુખમાં વધારે લંબાણને લીધે મળતો વિશેષ અવકાશ છે એમ તે ડોક્ટર જણાવે છે. ગાયકોના ગળા તથા મુખની 'સર્વે' કરવાની ખાસ જરૂર છે.

**બોલતી બેંક-નોટો !**—બેંક-નોટોના સંબંધમાં જે "ફોર્જરીઓ" થાય છે તેનો અટકાવ કરવાને એક જણે ઇંગ્લંડમાં તેના સંબંધમાં પેટંટ લીધું છે. અમુક વાક્ય બોલતી ફોનોગ્રાફની બારીક ચુડી રૂપ એ નોટની ધારનો એક ભાગ થઈ શકે છે. દરેક જાતની નોટ માટે જુદાં જુદાં ગુપ્ત વાક્યો રચીને પછી તે ધારમાં ગુપ્ત વાક્ય ભરવામાં આવતાં, જ્યારે તે નોટ ખરી હોવા વિષે શક જાય ત્યારે તેની ધાર ઉપર જે વાક્ય પાડયું હોય તે પર સોય ફેરવતાં જે વાક્ય મુકયું હોય તેજ બોલે તો તે ખરી છે કે નહીં તે જણાઈ આવશે. ફોર્જરી કરનારા આનો પણ ઉત્તર શોધી કાઢશે પણ વાર લાગશે.

**સૂર્ય કરતાં ચંદ્રપ્રકાશ કેટલો ઓછો છે ?**—આના સંબંધમાં હાર્વાર્ડ ( અમેરીકા )માં મી. ઇ. પી. બોંડે ૧૮૬૦ માં, અને લીપઝીક ( યુરોપ ) માં મી. એફ. ઝોલનરે, ૧૮૬૪ માં અખતરા કીધા હતા. તેમણે આપેલી સંખ્યાની રાસ લેતાં સૂર્યનો પ્રકાશ ચંદ્રના પ્રકાશ કરતાં **પાંચ લાખ સીત્તેર હજાર ગણો** વધારે છે ! પણ કવિઓ કેવા ઉંચા છે ? સૂર્ય પ્રકાશ કરતાં ચંદ્રના પ્રકાશની લાખો ગણી વધારે પ્રશંસા કરે છે !

**હાસ્યની શારીરિક અસર**—રડો ત્યાં સુધી જરૂર હસો !—અતિશય હસવામાં પણ જોખમ છે ! હસતી વખતે નિયમિત શ્વાસ બદલાઈ જઈને, ટુંકા ઝડપી રેચક પ્રાણાયામ થાય છે તેનું હસવામાં ભાન રહેતું નથી. હવા શ્વાસમાં ન લેવામાં આવવાથી આખાં શરીરનાં માંસસ્નાયુઓ પણ સંક્ષિપ્ત તથા સંકુચિત થઈ જાય છે, અને

મુખભાગમાંની લોહીની નસો તે કારણથી રૂધિરથી ભરાઈ જાય છે—તેથી મોં લાલ અથવા વખતે કીરમજી થઈ જાય છે. જો આ ક્રિયા બહુ ચાલુ ચાલે તો તેથી માથે લોહી ચઢી જવાથી મરણ નીપજવાનો અથવા મગજ ચસકી જવાનો પણ સંભવ છે, માટે પ્રત્યાઘાત થાય અર્થાત રડવું આવે ત્યાં સુધી હસવું એજ સૌથી સહીસલામત છે! અશ્રુ અમૃત છે. તે મગજને તાજગી અને રાહત આપનારાં પ્રભુનાં બિંદુઓ છે. અતિ શોકમાં પણ અંતે રડવાથીજ મગજમાંથી ગરમી ઝરી જાય છે અને તે ગાંડો થતો બચી જાય છે. રૂદન પણ ભગવાને નિરર્થક નથી યોજયું!

**ગરમ પાણીથી ઠંડા પાણી કરતાં શરીર કેમ વધારે સારૂં ધોવાય છે?**—તે થોડાજ જાણે છે, જો કે વધારે સારૂં ધોવાય છે તે બધા જાણે છે. શરીરમાં કરોડો છિદ્રોમાંથી પસીનો તથા ચરબી નિરંતર બહાર વહન કરે છે. દરેક છિદ્ર પાતાલભેદી કૂવા જેવું છે! એ દુર્ગંધી વસ્તુઓનાં પ્રવાહી પરમાણુઓ ચામડીની સપાટી પર ઠરી જાય છે. તેના પર બહારનો મેલ તથા ધૂળ ચોંટી જાય છે. આ ચોરેલા મેલને પદભ્રષ્ટ કરવા સારૂ, પ્રથમ પોતાના સિંહાસન રૂપ બનાવેલી ચરબીને પલાળીને કાઢી મેલાવી જોઈએ. પરંતુ ઠંડા પાણીમાં ઠરેલી ચરબીને પ્રવાહી કરવાની સત્તા નથી, ઉલટું તેથી તે વધારે નક્કર થાય છે. ઠંડીથી દરેક ચીજ વધારે નક્કર બને છે. ઠંડા પાણીથી, આથી માત્ર ઉપરનો થોડો બહારનોજ મેલ જાય છે; પરંતુ ગરમ પાણીની ગરમીથી પેલી ચરબી ઓગળી જાય છે, અને તેની સાથે સઘળું સાફ થાય છે. માટે સ્નાનનો હેતુ જો શરીરનો મેલ ઉતારવાનો હોય તો તો ગરમ પાણી તથા સાબુએજ ન્હાવું જોઈએ. કેવલ ત્રિકાલ સંધ્યા કરવા સ્નાન કરવું હોય તો ઘડો ઉથલાવવો બસ છે.

**કામદારોનેજ નહીં પણ ધાતુઓને પણ રવિવારની જરૂર છે!**—આ કંઈ હાસ્ય નથી પણ 'સાયન્સ' છે! ધાતુ જીવમાન છે એમ પ્રો. જગદીશચંદ્ર બોઝે સિદ્ધ કીધા પછી તેની પુષ્ટિમાં પ્રમાણો પશ્ચિમમાં પણ વધતાંજ જાય છે. અનેક અખતરાથી સિદ્ધ થયું છે કે પોલાદ (સ્ટીલ) તેમજ કેળવેલાં અથવા પકવેલાં (રૉટ–wrought) લોખંડ અતિ આંદોલનો (વાઇબ્રેશન) થી થાકીને બીડ જેવું કડક થવા માંડે છે, તેથી એ ધાતુનાં યંત્રોપર ઘસારો ચાલુ ન હોવો જોઈએ. તેને પણ માણસ પેઠે અંતરે અંતરે રાહત આપવી જોઈએ, નહીં તો તે ઓચીંતા, અસહ્ય થાકના ચડી જવાથી, અંતે તુટી પડે છે. લૉર્ડ કેલ્વીને પણ અખતરાથી સિદ્ધ કર્યું છે કે આખાં અઠવાડીયાં સુધી વાપરેલા લોખંડનાં તારનાં દોરડાંને રવિવારે શાંતિ આપો તો સોમવારે તે નવીન ચેતનથી આગલા શનિ કરતાં ઘણું વધારે સારૂં કામ કરે! તેણે એ પણ બતાવ્યું છે કે જે લોખંડનો સળીયો ખેંચવાના કામમાં લીધો હોય તેને ૩ અઠવાડીયાં એમનો એમ રહેવા દ્યો તો તે 'ફરી'ને અંતે તેની સ્થિતિસ્થાપકતામાં બરોબર ૧૦ ટકાની વૃદ્ધિ થાય છે. બીબાંમાં પાડેલાં લોઢાં (કાસ્ટ–આઇયર્ન) ની વાત ન્યારીજ છે. તે જાત ઉક્ત જાતોના લોખંડથી ઉલટીજ રીતે વર્તે છે. જેમ કેટલાંક સુગંધી પદાર્થોની કચડતાં વાસ ચાલી જાય છે ત્યારે કેટલાંકની વળી કચડતાંજ, તેનાં તેલનીજ સુવાસ આવે છે તેમ કાસ્ટ–આઇયર્ન જેમ વાપરો અને તેને આચકાનો અથવા ઓચિંતા દબાણ કે ધકા મારો વંપારતા જાઓ તો તે મજબુત થતું જાય છે. કાસ્ટ–આઇયર્નની એક મહીનાપર બનાવેલી તોપો ૭૦ કે ૮૦ મો ગોળો છોડતાં તુટી ગઈ. પણ એજ જાતની જે તોપ ૭–સાત

વરસ થયાં થોડી થોડી વપરાતી હતી તે ૨–૩ હજાર ગોળા છોડવા છતાં અખંડ રહી હતી. તેના સળીયા પુષ્કળ આચકા અથવા ઓચિંતા ધક્કા મારતાં, નવા કરતાં જૂના થાય ત્યારે બરોબર બમણાં મજબુત બને છે. દેખિતી રીતે, કોટના શેઠીયાઓ પોતાના માણસોને પોલાદના સમજે છે તેથી રવિવારે રજા આપે છે, જ્યારે માંડવી અને કાલબાદેવીની પેઢીવાળા શેઠીયાઓ તેમને કાસ્ટ–આયર્નના બનેલા સમજે છે !

**અર્વાચીન કાળના મત્સ્યવેધી અર્જુનોનું આવી બન્યું છે !**–પ્રોફેસર રાદ વગેરે મત્સ્યવેધી અર્જુનો માટે આ કલીયુગમાં અવકાશ નથી. તેમને માટે દ્રૌપદી કે દ્રવ્ય કે યશ કશું હવે રહેવાનું નથી. કારણ કે વગર અભ્યાસે નવીન શોધને પ્રતાપે લક્ષ્યબિંદુ પર, પીસ્તોલમાંની ગોળી, ચાંપ માત્ર દાબવાથી જઇને પડે એવી શોધ કરવામાં આવી છે. તેનો શોધક એક ફ્રેંચ છે. તેણે ' રીવૉલ્વર ' પર એક નાની વીજળીક બત્તી ગોઠવી છે. તેની આગળ લેન્સીસ તથા દર્પણો ગોઠવીને એવી યુક્તિ કરી છે કે તે બત્તીનો પ્રકાશ લક્ષ્યબિંદુપરજ જઇને પડે છે. અને ચાંપ દાબતાં, ગોળી છૂટીને જે બિંદુ પર પ્રકાશક કીરણ પડયું હોય તેના પરજ આબાદ ગોળી વાગે છે ! ગમે તેવો અનાડી પણ આ રીવૉલ્વરથી અર્જુન બની જઈ શકે છે. સાઠ વાર સુધી તો કોઇની ધારેલી આંખ પણ ફોડી શકાય છે. અને ૧૦૦ વાર સુધી તસુ માત્રનોજ ફેર પડે છે. તે જાતની રીવોલ્વર હવે મોટા જથામાં બની છે અને યુરોપના બજારમાં વેચાતી પણ મળી શકે છે.–" **વીકલી સ્કૅાટ્સમેન.** "

**પ્રોફેસર ઘોડાઓ કે ઠગોના ગધેડાઓ ?**–એલ્બરફેલ્ડ (જર્મની) ના ઘોડાઓ ગણિતના અઘરા દાખલાઓના ખરીના ઠોકારાથી જવાબ આપી શકે છે તે વીગત હમે ' સત્ય ' ના ગતાંકમાં આપી છે. પેરીસનું પ્રખ્યાત " માતેં " પત્ર હવે જણાવે છે કે, એ વાત તો ખરી છે પણ એ ઘોડાનાં ભેજાંનો નહીં પણ વગર તારના સંદેશાઓની શોધનો પ્રતાપ છે એમ તેને એક ઘોડા કેળવનાર ખબર આપે છે. તે કેળવનાર કહે છે કે, મેં પોતે દરેક જાતના પેચ તથા ( કે દગો ? ) કરામત કરતાં પશુઓને શીખવવા માટે માર્કોનીની એ શોધમાંથી ઉપ–શોધ કરી છે. આ ઉપશોધ એવી છે કે ઘોડાની લગામમાં સંદેશા લેવાનું ' સ્ટેશન ' આપવામાં આવે છે અને ઘોડો કેળવનાર કે તેનો મદદનીશ દૂરથી " ટ્રાન્સમીટર " માંથી જવાબ મોકલે છે. આ જવાબ કોડની જે ભાષામાં મોકલવામાં આવે છે તે ઘોડાને થોડા વખતમાં શીખવી શકાય છે ! એલ્બરફેલ્ડના ઘોડાઓના સંબંધમાં આજ યુક્તિએ કામ લેવામાં આવે છે એમ હજી સિદ્ધ થયું નથી. પરંતુ તેજ વધારે સંભવિત લાગે છે. સામાન્ય નિયમ એવો છે કે બે ખુલાસાઓમાં જે સંભવિત વિશેષ હોય તે માનવો, જો કે જુના વિચારના ઘણા હોદુઓ હજી એ નિયમ સ્વીકારતા નથી.

**૧૮ વર્ષની વયે ડૉક્ટર ઑફ ફીલૉસોફી !**–સૌથી નાની વયનો સૌથી વિદ્વાન્ મનુષ્ય કોણ છે ? એ પ્રશ્નનો એકજ ઉત્તર છે અને તે મી.–અરે ભૂલ્યા–ડૉ. નોર્બટ વીનર છે. ૧૮ મહીનાનો હતો ત્યારે તેને બારાખડી આવડી. ૩ વર્ષનો થયો ત્યારે વાંચતો લખતો. ७એ અંક તથા બીજ ગણિત તથા ભૂમિતિની સમાપ્તિ કરી. આઠે, લૅટીન જર્મન, ફ્રેંચ અને રશીયન ભાષાનાં ગ્રંથો ઉથલાવી માર્યા. નવે શૂન્યલબ્ધિ તથા ત્રિકોણમિતિ ( Calculus તથા Trignomotry ) ના ઉચ્ચતર ગણિતના દાખલા કરતો, બારે રસાયણ શાસ્ત્રી થયો

અને ૧૮ વર્ષનો થતાં હવે અમેરીકાની સૌથી મોટી તથા જૂની હાર્વાર્ડ યુનીવર્સીટીએ તેને "ડોકટર ઓફ ફીલોસોફી" ની ડીગ્રી આપી છે. આવા અપવાદો ગુરૂકુળમાં ૨૫ વર્ષ રહીને શું કરે ? સિવાય કે શિખવવાને બદલે શિખવે ! મનુષ્યની બુધ્ધિ કેટલી તીવ્ર કુદરતમાં હોઇ શકે છે તેનો આ છોકરો જાગતો પુરાવો છે. આજ દેશમાં શંકરાચાર્યો થતા નથી એ આથી સિદ્ધ છે.

**બિલાડી શું સાપને હીપનોટાઇઝ્મ કરે છે ?**—બિલાડી તથા નોળીયા સાપને મારી નાંખે છે, તેથી કેટલાકનો એવો ખ્યાલ છે કે તેને સાપનું ઝેર લાગતું નથી. પરંતુ ખરૂં કારણ તે સાપથી બ્હીવાને બદલે સાપ તેનાથી બ્હીવાનું છે. ઝેર તો સરખુંજ ચઢે છે. એમ જણાય છે કે બિલાડીની આંખના તેજથી સર્પ સડાક થઇ જાય છે. 'ફીલ્ડ' પત્રમાં એક હીદી-અંગ્રેજ આ વિષયમાં પોતાનો અનુભવ તથા અવલોકન વર્ણવે છે. તેના ઘરમાં એક દહાડો તેણે બિલાડીને સાપ સામે ઘુરકતી જોઇ. સાપનાં બિલાડીને જોઇને ગાત્ર ઢીલાં થઇ ગયાં અને મોં પણ ડંખ મારવા ઉઘાડ્યું નહીં. તે બેભાન જેવો થઇ જતાં બિલાડીએ તેને મારી નાંખ્યો. બીજી વાર તે ઓટલે આરપાઇ પર સુતો હતો. એક તરફ સર્પ ફણા કાઢીને બેઠો હતો, બીજી તરફ બિલાડી તેની સામે આંખ ફેરવી ઉભી હતી ! સાહેબ ઘરમાં રીવોલ્વર લેવા દોડ્યો. પાછો આવતાં સાપને ફણા કાઢેલી પણ સડાક દીઠો. પીસ્તોલની અણીથી સાહેબે સાપના માથાને હલાવ્યું પણ તે જરા ચસક્યું નહીં. પછી તેણે અખતરા તરીકે બિલાડીની આંખ ઉપર હાથનો પડદો કીધો તેની સાથેજ સાપે સુસવાટા ભરવા માંડ્યા ! તરત હાથ લઇ લેતાં પાછો તે સડાક અને નિશ્ચેષ્ટ થઇ ગયો, અને બાદ સહેલાઇને તેણે તેને ગોળીથી વિંધી નાંખ્યો. પ્રાણીની આંખમાં સામાને વશીકરણ કરવાની અદ્‌ભુત નૈસર્ગિક શકિત છે, અને તે, અભ્યાસથી ખીલવનાર હીપ્નોટીસ્ટ કહેવાય છે. જેનામાં બીજા કરતાં વિશેષ તેનો તે, કુદરતી કે કેળવાયલો હીપ્નોટીસ્ટ. ઘણા ધણીઓ, બહાર જંગે બહાદુર છતાં, ઘરમાં સ્ત્રી આગળ પેલા સાપ જેવા હોય છે. તેનું કારણ તેની સ્ત્રીની આંખમાં બિલાડીના જેવી નૈસર્ગિક વશીકરણ—હીપ્નોટિક શકિતજ હોવું જોઇએ ! એ વશીકરણ શક્તિનું મૂળ કારણ વીજળી કે શું તે હજી વીજળી વિદ્યાના પ્રોફેસરોએ પણ શોધી કાઢ્યું નથી. જો કે આ જગતમાં ગતિ તથા પ્રકૃતિથીજ બધા ભેદો છે એમ સામાન્ય રીતે તેઓ કહે છે, પરંતુ સર્વે ક્રિયાઓનો ક્રમ તેઓ શોધવા અસમર્થ છે.

**અજ્ઞાતી વનસ્પતિઓ મરતી મરતી વીજળી કાઢે છે !**—એમ પ્રોફેસર જગદીશચંદ્રે સિધ્ધ કર્યું છે. થોડા સમયપર કલકત્તામાં તેણે માત્ર અર્ધા વટાણામાંથીજ, એટલે એક લીલા વટાણાની એકજ દાળમાંથી કેટલી વીજળી નીકળે છે તે બતાવ્યું હતું. તેણે મરતાં મરતાં એક 'વોલ્ટ' ના ૨૦ મા ભાગ જેટલી વીજળીનો પ્રવાહ છોડ્યો હતો. પ્રોફેસર કહે છે કે જો બે હજાર વટાણાઓને એઓ કહે તેજ ક્રમમાં ગોઠવીને બાફવામાં આવે તો તેમનો સામટો દેહાંત થતાં તેઓ એટલો મોટો વીજળીક આંચકો ઉત્પન્ન કરી શકે કે જેથી રસોડામાંથી નીકળેલી વીજળી રસ્તાજ પ્રકાશિત નહીં કરે પણ વટેમાર્ગુઓનાં પણ મોત નીપજાવી શકે ! રાંધવામાં પણ કેટલું ગુપ્ત જોખમ છે ! કુદરતની સૃષ્ટિની અદ્‌ભુત પરંતુ ગુપ્ત શકિતઓનો શતાંશ પણ હજુ વિદ્વાનો પણ જાણતા નથી.

## સમાજ શાસ્ત્ર (સટીક).



**દરજી નવલકથાકાર તરીકે !**—પશ્ચિમની પ્રજાની વિદ્યાપ્રિયતાનો એકજ દ્રષ્ટાંત બસ થશે. લંડનમાં મી. અર્થર મોલ્ટબી નામનો એક શોધનો સરદાર છે. તેણે એક એવી જાતનો સંયુક્ત "સુટ" શોધી કાઢયો છે કે જે સાથેજ પહેરતાં થોડાજ વખતમાં પહેરી સે-વાય છે. આથી નિર્વાહ પુરતું તે ૭ દહાડાનું ૪ દહાડામાં કમાઇ શકે છે. તેથી અઠવાડીયાંના ૩ દહાડા તે વિદ્યા તથા હુન્નરનાં સાહિત્ય પાછળ કાઢે છે. તેણે ૩ નવલકથાઓ અત્યાર સુધીમાં લખી છે. ૩ જી અને છેલ્લીનું નામ "ડીટેન્ડ બાઇ ધી કીંગ" છે, જેમાં પેલા પ્રખ્યાત મહા-દુષ્ટ જજ જેફ્રીઝનાં જીવનનો ચિતાર છે. સ્વયં રાજા જોર્જની લાઇબ્રેરી માટે એ નવલકથા લેવામાં આવી છે. આપણા દેશમાં જ્યારે ગ્રેજ્યુએટો પણ પુસ્તકથી કંટાળે છે તો કામદાર વર્ગનો શો દોષ કાઢવો ? અવકાશના વખતમાં વિદ્યાભ્યાસ કરવો એ આ દેશમાં આનંદને બદલે ત્રાસ જેવું લાગે છે. જ્યાં સુધી આ સ્થિતિ છે ત્યાં સુધી પ્રજા જ્ઞાની અને ખબરદાર થાય એ અસંભવિત છે.

**આનું નામ તે યુક્તિ !**—સીયામના રાજાને સ્ત્રીની લગ્ન ન કરવાની સ્વતંત્રતાના સિધ્ધાંતમાં શ્રધ્ધા નથી. જે સ્ત્રી અમુક વય સુધીમાં જાતે લગ્ન ન કરે તેણે રાજાને તેની ખબર આપવાની હોય છે. અને તે તેની "દત્તક" પુત્રી બને છે. રાજા આ દત્તક પુત્રી માટે જમાઇ રાજમહેલમાંથીજ શોધી કાઢે છે. તે રાજમહેલને ગ્રામ્ય ભાષામાં કેદખાનું કહે છે. જે પણ કેદી પેલી દત્તક પુત્રી સાથે લગ્ન કરવા હા પાડે તેને મુક્ત કરવામાં આવે છે. ત્યાં બહુ સ્ત્રીલગ્નનો વાંધો નથી. તેથી સ્થૂલ કેદમાંથી મુક્ત થવા સ્ત્રીના સૂક્ષ્મ કેદમાં, કુવામાંથી હવાડામાં અને ચૂલા-માંથી હોલામાં ઝંપલાવા અનેક તૈયાર થઇ જાય છે. આથી કન્યાઓ તેમજ કેદીઓ એવી બે બલા એકનો ઉતાર બીજે થવાથી દુર થાય છે. સીયામીઝોને આ એકલી વાત પરથી બુદ્ધિમાન ઠરાવવા જોઇએ. પરણેલા કેદીઓ તો નહીં પરંતુ જે કેદીઓ વાંઢા હોય તેઓ અનાથ સ્ત્રીઓ સાથે લગ્ન કરે તેમને અમુક શરતે તથા સંજોગોમાં મુક્ત કરવા એવો કાયદો પશ્ચિમમાં જ્યાં પુરૂષો સ્વાર્થ દ્રષ્ટિથી લગ્ન કરતા નથી ત્યાં આવકારદાયક થઇ પડવાનો સંભવ છે.

**ચીનાઓની અક્ષર માત્રપર અતિશ્રદ્ધા**—છાપેલા કાગળ ઉપર બેસવું ઇત્યાદિ ક્રિયાથી તેનું અપમાન થઇ પાપ થાય છે—જે પાપ માટે જૈન ધર્મમાં 'આશાતના' નામનો પારિભાષિક શબ્દ છે—એમ ચીનાઓ પણ જૈનો પેઠે માને છે ! પરંતુ ચીનાઓ તો જૈનો કરતાં અનેક દરજ્જે ચઢી જાય છે. લખ્યું તે ચોક્કસ અને માન્યું એ પણ એજ માન્યતાના પ્રતાપ છે. જે ચોપડીમાં લખાયું તે ખોટું માનવું પણ પાપ ! સ્વતંત્ર બુદ્ધિ ન વાપરતાં બીજાનાં ગમે તેવાં લખાણ માની બેસવા તેનુંજ નામ "જૂના વિચાર." જૈનો કદિ ભૂલે ચૂકે પણ છાપાપર નહીં બેસે. તેમ ચીનાઓ પણ કદિ બેસશે નહીં. તેમજ લખેલા નકામા કાગળ ગમે ત્યાં ફેંકશે નહીં. અક્ષર માત્ર પવિત્ર છે. રોજ ઑફીસમાં કાગળોનો કચરો થાય તેનો બહુ ગાનપૂર્વક અગ્નિ સંસ્કાર ચીનાઓ કરે છે. સૅન ફ્રૅન્સીસ્કો ( પૃ. ૨૯. ) માં ચિનાઓના લત્તામાં નકામા કાગળો, છાપાઓ વગે-

તેની ઉત્તર ક્રિયા કરવા માટે એક ખાસ મીનારપુર બાંધવામાં આવ્યું છે ત્યાં વેસ્ટ-પેપર-બાસ્કેટનું એ સાહિત્ય ખાસ માણસદ્વારા મોકલી આપવામાં આવે છે દરમીયાન નકામાં કાગળો બહુજ સાવજતથી ઘડી વાળીને સાચવી રાખવામાં આવે છે એ ભઠ્ઠી પવિત્ર છે ચીનના 'લૅસ' નામક દેવ સમક્ષ તે ઉભી કરી છે તેના સમક્ષ એ ગામનો ખાસ અમલદાર તેબાળે છે પેકીનમાં તો રાજકર્તાનું કાગળ બાળવાનું સ્વતંત્ર ખાનગી સ્મશાન છે અને તે કાગળનો ૧૧ મો સત્કાર ખાસ ધર્મગુરૂ કરે છે ! ચીનના બધા મોટા શહેરોમાં અક્ષર મુદ્રિત કાગળો બાળવાને ખાસ પવિત્ર ભઠ્ઠીઓ સ્થાપવામાં આવી છે આ કાગળની ભસ્મ થાય છે તે પણ ઉડવા દેવામાં આવતી નથી પરંતુ હોડીમાં ભરીને તે સમુદ્રમાં પધરાવવામાં આવે છે વિદ્યાની સ્થૂલ પૂજા તે આનું નામ. પશ્ચિમમાં એવી અક્ષર પૂજા ન હોવા છતાં વિદ્યાનો પ્રચાર વિશેષ છે તેનું કારણ તેઓ અક્ષરની ખરી પૂજા તેના અભ્યાસમાં-નહી કે તેની આવૃત્તિઓની જાળવણી તથા દર્શન પૂજનમાં-માને છે, તે છે

પશ્ચિમમાં પૂર્વ-પશ્ચિમના સુધરેલા દેશોમાં ગુફાઓમાં તપસ્યા કરનારા હવે નથી એમ ધારવામાં આવે છે મધ્ય કાલમાં ત્યાં એવા તપસ્વીઓ ઉભરાઇ જતા હતા પણ હજીએ ઇટલીમાં તો એવા ઘણા છે. તે દેશની છેલ્લી મર્દુમશુમારી ( સેંસસ ) પ્રમાણે હજીએ ત્યાંના પહાડોની ગુફાઓમાં નવસો નેવું તપસ્વીઓ એકાંત જીવન તપસ્યામાં વ્યતીત કરે છે ! એમાંના ૧૬ જણ ૯૫ વર્ષની વય ઉપરાંતના અને ૩ સોની વય ઉપરાંતના છે

---

## ઉત્તમ અંગ્રેજી માસિકોના લેખોનો સારાંશ ( સટીક ).

**પ્રાચીન કાલના હીંદુઓ અને પરદેશગમન**—એક પ્રજા તરીકે હીંદુઓ પરદેશ જનારા પ્રવાસીઓ નહોતા એમ લખતાં ગયા મે માસના હીંદુસ્તાન રીવ્યુ ( અલ્હાબાદ ) માં લખતાં **શ્રી ગૌરાંગનાથ બેનરજી** બી એ લખે છે કે કોઇ પણ હીંદુ શાસ્ત્રમાં ગમે તેવા અપરાધ માટે દેશનીકાલની સજા લખી નથી ! તેથી જણાય છે કે તેમને પરદેશ સબંધી બહુ થોડી માહિતી હતી હીંદુઓ આળસુ, ઘરકુકડા, નાજુક છે તેનામાં વળી પરદેશ જવા જેટલું સાહસ કે શક્તિ નથી જીજ્ઞાસા કે લોભ પણ તેમને પરદેશ જવા પ્રેરતા નથી જન્મેલો તથા ઉછરેલો હોય તે મહોલ્લાના નાકા બહાર જવાની તસ્દી ન લે જ્ઞાતિના નિયમો અટકાવે છે હીંદુ જે આબો હવામાં રહે છે તે, તેનો ખોરાક તેમજ સઘળા સંજોગો પરદેશગમન વિરૂદ્ધ એકસપ કરે છે તેમની તો માનીતી કહેવત છે કે ' ચાલવા કરતાં બેસવું ભલું અને જાગવા કરતાં ઉંઘવું ભલું ! ' પ્રાચીન સમયમાં આર્ય રાજાઓ પરદેશ ગયા હતા તેના કેટલાક જાણીતા દાખલા લેખક આપે છે અફઘાનીસ્તાન તથા ઇરાનની સરહદો પર આવેલા હેલ્મંત-એ બે દેશ વચ્ચેની લડાઇનાં મૂળ રૂપ-ને શબ્દ હરિપુર પરથી થયો છે એમ કર્નલ ટૉડને આધારે તે કહે છે. બેબીલોનીઆમાં સુધારો વધારો કરનારાં

પણ ઇરાનીઓ ઉપરાંત હીંદુઓ હતા એમ લેખક અનેક પ્રમાણોથી બતાવે છે. ઇરાનનો રાજા Xerxes (ગ્રીકનામ) ગ્રીસ પર ચઢાઇ લઇ ગયો તેનો તેમજ એલેકઝાંડરના લશ્કરમાં તે સમયના હીંદુઓ લશ્કરી તરીકે જોડાયા હતા. ૧૮૧૧ ના સાલમાં લખતાં કર્નલ વીલફર્ડ કહે છે કે "અરબીયામાં ઘણાં સ્થાનનાં જૂનાં નામો સંસ્કૃતથી વ્યુત્પન્ન છે, અને બ્રહ્મા તથા બ્રાહ્મણને માનનારા હજી એ દેશમાં અનેક છે !" પ્રાચીન કાલમાં પરદેશગમન ઓછું કે વતું થતું. હાલમાં જરૂર માત્ર જનારા વીરોની છે. પછી પ્રાચીન કાલનાં શાસ્ત્રીય અને ઐતિહાસિક પ્રમાણો શોધવાની બહુ જરૂર નહી પડે.

**હીંદી કૃષિકાર**—આ વિષય પરનો મે માસના મૉડર્ન રીવ્યુ મધ્યેનો નતામો લેખ કેળવાયેલાના કાનોમાં સીસું રેડે છે ! દરદયાલનો આ પ્રત્યાઘાત છે. પરંતુ તે આખા માસિકમાં સૌથી ટુંકો છતાં સર્વોત્તમ તથા સત્યથી ભરપૂર હોવાથી હમે આનંદથી તેનો સાર આપીએ છીએ. લેખક કહે છે કે હીંદમાં સૌથી હિતયોગ્ય આકૃતિ તે મને ખેડુતની ભાસે છે. હું તો તેને સ્વામીથી પણ ઉચ્ચ પાયરીયે સ્થાપું છું કેમકે સ્વામીને ખવડાવીને તેને જીવતો રાખે છે ! ઉપયોગિતામાં બીજી પંક્તિએ કારીગરો આવે છે, જેઓ ખેડુતનાં કાચા કામને સાફ કરે છે. ત્રીજી પંક્તિએ અંગત સેવા કર્નારાઓ—ઝાડુવાળા, ધોબી, ખાનસામા, રસોઇયા, ઘોડાવાળા વગેરે આવે છે. પરંતુ મજુરીના આ રાજ્યમાં મરણનીજ જેવી શાંતિ વર્તે છે ! ખેડુત, કારીગર તથા સેવક સઘળા મુંગા છે. તેમને અવાજનું દાન કોણ દેશે ? તેમનો કવિ કોણ થશે ? તેમનાં રામાયણ અને મહાભારત કોણ લખશે ? હીંદનો ખરો કવિ હજી જન્મવાનો છે, કેમકે લોકો કાંઇ બંગલામાં નહીં પણ ઝુંપડામાં રહે છે.

સુંદર વસ્ત્ર પહેરનારા આબરૂદાર વર્ગો જેઓ રાત્રીએ ખેતરમાં કસારીઓ જેટલો અવાજ કરે છે તેમને બદલે એ ત્રણ વર્ગોમાંજ હું શા માટે હિત લઉં છું ? કારણ સ્પષ્ટ છે. હીંદના લોકો તેઓજ છે. રાજાઓ, જાગીરદારો ગ્રેજ્યુએટો, પંડિતો, વકીલો, શાહુકારો, ડોકટરો સ્વામીઓ અને પંડિતો તો થોડા છે પણ પેલા તો લાખો અને કરોડો છે ! વળી દેશની દોલત તો તેઓજ પેદા કરે છે. ખેડુત, પ્રજાનો અન્નદાતા વિષ્ણુ છે ! તે સૂર્ય છે. બીજા બધા તેનાજ પ્રકાશથી પ્રકાશતા ગ્રહો માત્ર છે ! ગ્રેજ્યુએટોએ ખેડુતો, કારીગરો તથા દાસો પ્રત્યેની મારી વફાદારીથી બબડવાનું કાંઇ કારણ નથી. હું સમાજ (સોસાઇટી) ને તળીયેથી જોઉં છું, તેઓ ઉપરથી જુવે છે. તેઓ જે ધનાઢ્યો મહાલયોમાં રહે છે, તેની પૂજા કરે છે, હું જેઓ તે મહાલયો બાંધે છે તેની પૂજા કરું છું.

આશ્ચર્ય છે કે પ્રાચીન કાલથી કૃષિકાર તથા શિલ્પીની નિંદા તથા નિસ્પૃહા થઇ છે. ૪ વર્ણોમાં તેમને છેલ્લી બે બનાવવામાં આવી છે. આ વ્યવસ્થાની અતિ પ્રશંસા કરવામાં આવી છે, પરંતુ એ તદ્દન હાસ્યજનક છે. તેમની વર્ણ શ્રેષ્ઠ હોવી જોઇએ. અલબત આ વાત કાંઇ ગ્રેજ્યુએટ સ્વીકારશે નહીં. ડીગ્રીઓમાથી તે અંધ બની ગયો છે. રાજા કાંઇ લુહારને નમશે નહીંજ—મહેલ તેના તથા સત્યની વચમાં આડો પડશે છે. માત્ર કૃષિકારજ આ નવીન સંદેશો આનંદથી સ્વીકારશે. ત્યારેજ તેનામાં અભિમાન આવી તે પોતાની પૂરી કીમ્મત સમજશે. હીંદુઓ રાજા રાણી પાછળ અજબ ગાંડા થયા છે. તેમની બાલકોની વાતોમાં

પણ તેજ નાયક નાયિકા હોય છે બાલકની બુદ્ધિ મૂળથી આમ વિપર્યય કરવામાં આવે છે. આપણા સ્વામીઓ પણ રાજાઓ તથા ધનાઢ્યો પાછળ ઘુમે છે—જો કે પોતે તો ધન અને જમીનનો ત્યાગ કર્યો છે! તેમની એશઆરામ ભોગવનાર સાથની એ સંધિ અપવિત્ર તથા ધર્મ વિરુદ્ધ છે. દરેક જાહેર હીલચાલ પણ સારી સ્થિતિના લોકોનીજ હાજતો સુધારવાના હેતુની છે. કોંગ્રેસ તેમનેજ માટે રાજ્યકાર્યમાં વધારે હીસ્સો માગે છે. તેમનેજ માટે શાળા તથા કૉલેજ સ્થાપાય છે અને રાજાઓ ખેડુત પાસેથી લીધેલો પૈસો ધનાઢ્યો માટેની યુનીવર્સીટીઓમાં આપે છે! એથી મધ્યમ તથા ઉચ્ચતર વર્ગોને લાભ છે. ખેડુતને શો? પંજાબ તથા દક્ષિણમાં કેળવણીના કામમાં આત્મભોગ આપનારાઓ પણ આત્મભોગ મધ્યમ વર્ગના સ્વાર્થનેજ તૃપ્ત કરવામાં આપે છે. "એકસ્ટ્રીમીસ્ટો" પણ ખેડુતો તથા શિલ્પીઓ માટે દરકાર કરતા નથી. આપણે ગંદા વર્ગોથી આટકીએ છીએ, પરંતુ ખરી માણસ જાત તો ત્યાંથી શરૂ થાય છે! આપણે ખોટા દેવોની પૂજામાં નૈવેદ્ય ચડાવીએ છીએ. પૈસાદાર વર્ગો ખોટા સીક્કાઓ છે. 'મોતી સમુદ્રની તળીયે છે, અને ઉપર તો કચરોજ તરે છે! સમાજમાં પણ એમજ છે. ગરીબોને ઉન્નત તથા પ્રતિષ્ઠિત કરવાનું કર્તવ્ય "કેળવાયલા" વર્ગોનું છે. ન્યાય ખાતર કહેવું જોઈએ કે મજુરોને મુક્તિ અપાવનારા વારંવાર ઉચ્ચતર વર્ગોમાંથી પાક્યા છે. જેમને ગરીબની સેવા કરવી હોય તેમણે ગરીબ બનવું જોઈએ જો તમારે તેમની સેવા કરવી હોય તો તેમની સાથે જઈને રહો.

આ લેખમાં બુદ્ધિવાનોના હીસ્સા તથા આવશ્યકતાની હદબહાર અવગણના કરવામાં આવી છે. પણ તે માત્ર પ્રત્યાઘાત રૂપે છે. લેખમાં વળી વ્યાવહારિક સૂચના કરવામાં આવી નથી, છતાં લક્ષ ખેંચનારા લેખ તરીકે તે સારી ગરજ સારશે.

**હજામતની લંબાઈ**—કેટલાક અપ્રમેય પરમાત્માની લંબાઈ કલ્પિત શોધી કાઢવામાં નિરર્થક કલ્પનાક્ષેપ કરે છે. તેના પ્રમાણમાં એક પુરુષના હજામતની લંબાઈની ગણતરી વધારે સાર્થક છે. વિલાયતની શિક્ષિત સમાજના સભ્યો ઘણાખરા આપહજામ છે, જેમ આ દેશના રૂઢી રક્ષકોમાં સ્વયંપાકનું માહાત્મ્ય છે, તેમ પાશ્ચાત્યોમાં સ્વયંમુંડનનું માહાત્મ્ય છે. પરંતુ હજામતના ઉક્ત ગણિતવેત્તાએ જાતે હજામત કરવામાં શક્તિ તથા કાળની ઘણી વિશેષ બરબાદી થાય છે એમ ગણતરીથી શોધી કાઢ્યું છે. આંકડા શાસ્ત્રી 'એમેચ્યુર' હજામ કહે છે કે એક દહાડો મને સ્ફુરણ થઈ કે હજામતની ક્રિયાને લગતા તમામ આંકડા તથા તેનું ખાસ ગણિતશાસ્ત્ર શોધી કાઢું! હજામત કરાવતા તેણે જાણ્યું કે હજામને, દાઢી, ગાલ તથા હડપચી મળીને કુલ ૨૩૬ પગલાં અસ્ત્રો ઉપાડવો પડ્યો હતો, અર્થાત એટલા ઘસારા થયા હતા. જાતે હજામત કરતા ૧૯૬ ઘસારા થયા હતા દરેક ઘસારો એક ઈંચ લાંબો ગણાય, અને હજામ રોજ ૩૧ જણને એટલે વર્ષે ૯૮૦૦ જણાને મુંડતો ગણતાં તેનો અસ્ત્રો દર વરસે ૨૭ માઇલ ૩૫૩ વાર અને ૧ ફુટની મુસાફરી કરે છે! દીદીણાની વાર્ષિક ઝડપ હજામના અસ્ત્રા જેટલીજ ધીમી છે!

**ધણીઓને અંતે મળનારી રાહત**—પશ્ચિમમાં પરણ્યું તોળવાનું ન હોવા છતાં પુરુષો પરણતાં બીવે છે તેનું કારણ સ્ત્રીઓનાં કપડાં તથા ખાસ કરીને ટોપલાં, બૂટ તથા મોજાં

જેમાંના એકની પાઇ પણ આ દેશમાં ખર્ચવાની નથી-પાછળનો લખલૂટ ખર્ચ છે, એક ધણીએ સ્ત્રીને વઢતાં કહ્યું કે મારા પગારનો મોટો ભાગ તારાં કપડાં પાછળ ચાલ્યો જાય છે. સ્ત્રીએ ઉત્તર દીધો કે " બાકીના ભાગનું શું કરો છો ? " આ કલ્પિત સંવાદ પાશ્ચાત્ય પતિઓની દયાજનક સ્થિતિ પર અર્થસૂચક પ્રકાશ પાડે છે. અમેરીકામાં એવી સૂચના કરવામાં આવી છે કે યુનાઇટેડ સ્ટેટ્સની પાર્લમેન્ટ એ ત્રણે ચીજ, સ્ત્રીઓએ એલ્યુમીનીયમ ધાતુનીજ ફરજ્યાત પહેરવી એવો કાયદો ઘડવો, અને કોઇકે તે મતલબનું બીલ પણ આણેલું કહેવાય છે તે પસાર થવાનો સંભવ નથી, પરંતુ આણવાની બીના ત્યાંના પુરૂષોની ચિંતાની જેવી તેવી સાબિતી નથી. એલ્યુમીનીયમના તારની બનાવેલી ટોપીઓ ' પનામા ' નામના પ્રખ્યાત ઘાસ-તાડછાંની બનાવેલી પ્રખ્યાત મોંઘી પરંતુ મુલાયમ તથા સુંદર ટોપીઓ જેવીજ હલકી તથા મુલાયમ બનાવી શકાઇ છે. અને વળી તે પાંચ શીલીંગમાં નહે વેચી શકાય એમ છે. તેથી સૌથી વિશેષ ખૂબી એ છે કે, એકજ ટોપી અનેક ઘાટોમાં ચ્હાય ત્યારે બદલીને પહેરી શકાય. તેની અનેક વાળેલી પાંખો ગમે-તેટલી ઉઘાડી દઇ શકાય. આશ્ચર્યનો અંત અહીંજ આવતો નથી. કપડાં કે તાડછાંની ટોપી કાંઇ જલ પ્રતિબંધક ( વૉટર-પ્રુફ ) નથી તેમજ તે અમર આયુની નથી. પણ આ બન્ને છે, અને વળી જૂની પણ થતી નથી. સ્ત્રીઓ બેશક બંડ ઉઠાવશે કારણ-કે રેસોડાં વગર એલ્યુમીનીયમ તેઓએ જાણ્યું નથી. તેઓ ગાજી ઉઠશે કે શું હમે માથે પેણી પહેરીશું ? અને હાલની પીછાંવાળી ટોપીના બનાવનારા તથા વેચનારે આલાપ આપશે કે " કદિ નહીં ! " પરંતુ તેની ઉપયોગિતા મધ્યમ તથા કનિષ્ઠ વર્ગો માટે તો નિરશંક છે અને વગર વિલંબે તે વર્ગોમાં તેનો પ્રચાર થશેજ તથા એલ્યુમીનીયમના બૂટ તો જરૂર સર્વત્ર સાર્વજનિક ઉપયોગમાં આવવા નક્કીજ છે. એ બૂટ તારના હોવાથી મુલાયમ, હલકા અને અનેક વર્ષો ચાલે છે. વળી વૉટરપ્રુફ છે તેથી પગે સરદી લગાવાનો પણ સંભવ નથી. એ બૂટ હીંદુસ્તાનમાં આવતાં પાલીતાણાના પવિત્ર તીર્થ પર બૂટ પહેરીને જવાની પ્રાચીન તકરારનો પણ અંત આવી જશે. જીવ દયાની ફત્તેહ પણ થશે કારણ કે હાલના પગરક્ષકો તો પશુઓના ભક્ષકો છે, પરંતુ એ ફત્તેહનું બીજ હીંદને બદલે અમેરીકામાં રોપાયું એ એક આશ્ચર્ય છે.

---

# બેકા રેકર્ડ!

૧૦" ( દસ ઇંચ ) ડબલ સાઇડેડ બેકા રેકર્ડ—દરેકના રૂા. ૨—૦—૦

*Arya Samaj Bhajan*—આર્ય સમાજના ભજન

*Mangat Ram* નવા ઓડીઅન રેકર્ડ ! મગતરામ

૧૧૫૩ } ૯૫૪૭૦ તેરી દિન દિન આયુ ઘટતી જાય — આશાવરી
} ૯૫૪૭૧ કમીઠા ફલ પાના હોગા — ,,

૧૧૩૪ } ૯૫૩૫૪ અરે રાવન તુ ધમકી દીખાતા કીસે — માંડ
} ૯૫૩૫૫ ધરમ કે સાથ હર એક કી મોહબત — દેસ

૧૧૩૫ } ૯૫૩૫૬ હર જગાહ મૌજુદ હૈ — ભૈરવી
} ૯૫૩૫૭ સત જુગમે સત ભરતી હરીચંદ્ર — ભજન

*Sukh Lal ( Delhi )* સુખલાલ ( દીલ્હી )

૧૧૨૯ } ૯૫૩૩૮ દેહધારી ધાર ધાર સબ અંત સમે — ખ્યાલ
} ૯૫૩૩૯ સુરમકર આહાર ભજન ફીર બૈઠકર — ,,

૧૧૩૦ } ૯૫૩૪૦ તીરથ વ્રત અસનાન ધ્યાન કર્મક્રિયા ઉત્તમ — ,,
} ૯૫૩૪૧ જપરસી વસ્તુ વેદ પદારથ હાસિલ હોવેગા — ,,

૧૧૫૯ } ૯૫૪૦૮ આંખદહીંઇશ્વરને તુને તો, આંખ ખોલકર ચલો સજનભા૧ હો ખ્યા
} ૯૫૪૦૯ કસુર જિસ જીસમેં હોવે સબ દેખે ચાધરી ભાગ ર લે — ,,

તે શીવાય બીજા ઘણા ઉતમ ગાયનો ભરવામા આવેલા છે અરેબીક, બગાલી બરમીઝ, કેરો, ચાઇનીઝ, ઇજીપ્શીઅન, ઇંગ્લીશ, ગુજરાતી, હીંદુસ્તાની, જાત, કેનેરીઝ, મરાઠી, નેપાલીસ, ફારસી, પજાબી, પુશ્તુ, સંસ્કૃત, શીખ, સીંધી તામીલ, તેલગુ, ટર્કીશ, ઉર્દુ વીગેરેના કેટલોગ મગાવો, જે મફત મોકલી આપવામાં આવે છે.

અગ્રેજી બેકા, ઓડીઅન, અને જુમબો, રેકર્ડો તથા સીનો કેટલોગ મંગાવો.

## THE TALKING MACHINE & INDIAN RECORD CO.

Homeji Street Circle, FORT, BOMBAY

શાખાઓ—કલકતા અને રંગુન



અમારે ત્યાં પ્રાઇમસ સ્ટોવ અને
તેને લગતો છુટક સામાન
કીફાયતે મળશે.

---

એજંટો જોઇએ છે.

---

## લક્ષ્મીદાસ ભવાનજી.

મેન્યુફેકચર્સ હિન્દ સ્ટોવ અને લાઇટ બરનર
મોહનબીલ્ડીંગ, ગીરગામ—મુંબઇ.

---

## ધી પાયોનીઅર કં. લીમીટેડ—મુંબઇ.

શાખા અને એજંસી—માંડવી (મુંબાઇ) બરેલી, દિલ્હી,
ગોધરા, મીરજ, સાંગલી, અને હુબલી.

સન ૧૮૮૨ ના ઇન્ડીયન કમ્પનીના એકટ (છઠ્ઠા) મુજબ રજીસ્ટર થયેલી.

થાપણ રૂ. ૫ ૦,૦૦, ૦૦૦.

દર પચ્ચીસ રૂપીઆના ૨, ૦૦,૦૦૦ શેરોમાં વહેંચાયલી.

દર શેર દીઠ ફક્ત રૂ. ૧૦) લેવામાં આવશે રૂ. ૨) બે અરજીની સાથે: રૂા.) ત્રણ આપતી વખતે અને રૂા. ૫) પાંચ શેર અપાયા પછી એક મહીને બાકીના રૂા. ૧૫) પંદર હાલ તુરત રીઝર્વ કૉલ તરીકે રાખવામાં આવશે અને જરૂર પડેથી ત્રણ હફ્તેથી ત્રણ માસના અંતરે માગવામાં આવશે.

બેંકને લગતું તમામ કામકાજ કરવામાં આવે છે. બાંધી મુદતની ડીપોઝીટ ઉપર દર વરસે દર સેંકડે ૫) ટકા વ્યાજ આપવામાં આવે છે. ચાલુખાતામાં ૩) ટકા નાણાં રોકનારાઓ માટે આ એક ઉત્તમ ખાતું છે વધુ ખબર તથા ટુંક મુદતના ડીપોઝીટો માટે મેનેજરને લખો યા મળો.

**વગવાળા, ચાલાક અને આબરૂદાર એજંટો જોઇએ છીએ.**

મેનેજર—ભગવતલાલ ગોકળદાસ ગજીવાળા એમ એ એલ એલ. બી
વકીલ હાઇકોર્ટ, મુંબઇ,—પ્રીન્સીપાલ, ગોંસ લૉ કોલેજ.
રજીસ્ટર્ડ ઓફીસ નં. ૧૪ હમામ સ્ટ્રીટ, કોટ—મુંબઇ.

# કુદરતાં—અખતરો.

## એક ત્રીજોરી ઉપર બે વખત ચોરોનો હુમલો !

### પુરતો વખત મળવા છતાં ત્રીજોરી ટુટી નહી.

### તે ત્રીજોરી કોણની હતી ?

બંગડી બજારવાળા લાલા કન્હીયાલાલ એન્ડ સન્સની હતી.

**તે વિશે મુલજી જેઠા મારકીટવાળા શ્રીમાન શેઠ માવજી લીલાધર શું કહે છે ?**

## કહે છે કે:—

અમે એક ચોકસ કારણસર બરોલી રહેવા ગયા હતા તે વખત અમારો કુલે જોખમ જે લાલા કન્હીયાલાલની એક ત્રીજોરી જે તા. ૨૦-૨-૧૦ ના રોજે ખરીદેલી હતી તેના અંદર મુકી ગયા હતા તે દરમીયાન રાતના વખતે ગલીમાંથી બારી તોડીને ચોર દાખલ થયા અને ત્રીજોરી ઉપર ઘણીએક મહેનત કરી છતાં ત્રીજોરી ટુટી નહીં અને ચોરો નીરાશ થઇને નાશી ગયા.

સવારે અમોને ખબર પડતાં અમો એકદમ ગભરાયા પણ ત્રીજોરી ખોલતાં સંતોષ થયો હતો તે દિવસે અમોએ બારીઓનો પકો બંદોબસ્ત કરાવ્યો હતો અને તેજ રાત્રે ફરીથી ચોરો આવ્યા અને એક તાળું જે દરવાજા ઉપર લગાડયું હતું તે પણ લાલા કન્હીયાલાલનું હતું તે તાળું તા. ૨૨-૧-૧૧ ના રોજે ખરીદ કર્યું હતું તેને તોડવાની બહુજ મહેનત કરી છતાં ન તુટવાથી બારણાનો નકુચો કાપીને અંદર દાખલ થયા અને ત્રીજોરી ઉપર પુરતી મહેનત કરી પણ ત્રીજોરી તુટી નહી તેમ ખુલી પણ નહી.

સવારે અમોને ખબર પડતાં અમો ઘેર આવ્યા અને તે બનાવ જોઇને તથા હેન્ડલ તુટેલો જોઇને અમો ગભરાઇ ગયા પણ ત્રીજોરીને ચાવીથી ખોલતાં અંદરનો સરસામાન સલામત નીકળ્યો તેથી અમોને ઘણોજ સંતોષ થયો છે. અમોને લખતાં ઘણીજ ખુશી ઉત્પન્ન થાય છે અને તમારી ત્રીજોરી વીશે અમારા દીલમાં સંપુર્ણ ખત્રી થઇ છે. એજ.

તા. ૧૫-૪-૧૧ — લી૦ માવજી લીલાધર દા, પોતાના

## અખંડ પેટંટ ત્રીજોરીઓ અને તાળાં બનાવનાર

# લાલા કન્હીયાલાલ એન્ડ સન્સ.

| કારખાનું | દુકાન |
| --- | --- |
| ભાયખલા—મુંબઇ. | બંગડી બજાર—મુંબઇ. |

# ગુજરાતી સાહિત્યને શોભાવનારાં પ્રતિષ્ઠિત પુસ્તકો.

| પુસ્તક | કિંમત. |
|---|---|
| ૧ શ્રીમદ્ભગવદ્ગીતા | ૮—૦—૦ |
| ૨ મુક્તા | ૩—૦—૦ |
| ૩ પાકર અને કૈસર | ૩—૦—૦ |
| ૪ રામ અને રાવણ | ૧—૦—૦ |
| ૫ પાંડવાશ્વમેધ | ૨—૦—૦ |
| ૬ ગુજરાતી ગ્રંથકારો | ૧—૮—૦ |
| ૭ ચિકિત્સાબ્ધિ | ૨—૦—૦ |
| ૮ આર્યોનાં ઔષધ | ૨—૦—૦ |
| ૯ સંક્ષિપ્ત કાદંબરી | ૦—૮—૦ |
| ૧૦ આયુર્વેદમાર્ગોપદેશિકા | ૦—૮—૦ |
| ૧૧ નતોત્સવ | ૧—૦—૦ |

પોસ્ટેજ વગેરે તેની કીમત ઉપરાંત સમજવું. વિશેષ વિગત જાણવા આઇમલીસ્ટ મગાવો

**વૈદ્યશાસ્ત્રી મણીશંકર ગોવિંદજી.**

બ્રાંચ ઓફીસ, મુમ્બાઈ
કાલબાદેવી રોડ } જામનગર-કાઠીયાવાડ.

---

સુખનો ખરો માર્ગ જાણવા માગો છો ?

# કામશાસ્ત્ર.

જીંદગીની પાયમાલી કરનાર ખરાબ ટેવ તથા ખરાબ વિચારોના નાશકારક પરિણામો બતાવી ઉંચા પ્રકારની તંદુરસ્તીના ઉપાયો સમજાવનાર ઉપયોગી પુસ્તક જુદી જુદી ભાષાઓમાં મળી સાત લાખથી વધારે નકલો વહેંચવામાં આવી છે કીમત કે પોસ્ટેજ કાંઇ પણ લીધા વગરજ મોકલવામાં આવે છે ન વાંચ્યુ હોય તો અવશ્ય મગાવો

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**

જામનગર-કાઠીઆવાડ.

---

ॐ तत्सत् ।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોપર
ચર્ચા કરનારૂં અને અન્ય માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં
ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૩ જું. ] ઑગસ્ટ, સન ૧૯૧૩. [ અંક ૨ જો.

વિષયાનુક્રમણિકા.



તંત્રી અને વ્યવસ્થાપક,
મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,
હાઇ કોર્ટ-વકીલ
નં. ૮૨ કાંદાવાડી-મુંબઈ.

વાર્ષિક મુલ્ય રૂ. ૨—૩—૦ પોસ્ટેજ સાથે.

વડોદરા—શિયાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઇ
છાપી તેજ ઠેકાણે તા. ૨૮—૮—૧૯૧૩ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

# ધી બૉમ્બે પ્રાવિનશ્યલ બેંક, લીમીટેડ.

(સને ૧૮૮૨ ના હિન્દી કંપનીઓના છઠ્ઠા કાયદા પ્રમાણે રજીસ્ટર થએલી)

## થાપણ રૂ. ૨૫,૦૦,૦૦૦

દર,રૂ. ૨૫) ના ૧,૦૦,૦૦૦ શેરોમાં વહેંચવામા આવેલી છે.
એમાંથી હાલ ૫૦,૦૦૦ શેરો બહાર કહાડવામાં આવેલા છે.

## ડાયરેકટરો:

સર ભાલચંદ્ર કૃષ્ણ, નાઈટ, જે. પી., એલ એમ, ચેરમેન

હીઝ હાઈનેસ મહારાજા દોલતસિંહજી બહાદુર, લિબડી સ્ટેટના ઠાકોર સાહેબ

ઓનરેબલ સરદાર કુપુસ્વામી વી મુદલીઆર કયસરે હિંદ, પુનાવાળા.

શેઠ રણછોડદાસ ત્રિભુવનદાસ મોદી, લંડવોઈ અને બેંકર.

શેઠ મગનલાલ હરગોવનદાસ, લેંડલોર્ડ અને બેંકર

શેઠ રણછોડદાસ વનરાવનદાસ પટવારી, બી એ, એલ એલ બી, મુખ્ય દિવાન, ગોંડલ

શેઠ દાદામિયાં દાઉદ આહમદ ખડવાણી

શેઠ ગીરધરદાસ ઝીણાભાઇ કંત્રાક્ટર, ભાવનગર

શેઠ જેવાકર જગજીવન ઝવેરી

શેઠ દામોદર સુંદરદાસ ધરમસિંહ, ધી ગો ક. બારસી કોટન પ્રેસની બોર્ડના ચેરમેન

શેઠ મગનલાલ દેવપતરામ ખખ્ખર, લેંડલોર્ડ.

શેઠ ધરમદાસ નાગરદાસ

શેઠ દેવીદાસ ત્રીકમદાસ દેસાઇ, બી. એ. એલ એલ. બી, સોલીસીટર, મુંબઇ હાઇકોર્ટ.

શેઠ બાપુભાઇ કહાનદાસ, પાલનપુર રાજના મુંબઇ ખાતેના એજંટ

## શાખા ઓફિસ.

સરાફ બજાર ખારા કુવા પાસે ડોસાભાઇ બીલ્ડીંગ.

## ચાલુ ખાતાંઓ.

રૂપીઆ એકસોથી ખાતાં ઉઘાડવામાં આવે છે અને રૂપીઆ એકસોની રોજની ઉપર વ્યાજ દર વરસે દર સેંકડે ટકા ત્રણ પ્રમાણે ગણવામાં આવે છે

## સેવીંગ બેંક.

એક કરતા વધારે નામે ખાતાં ખોલવામાં આવે છે અને ઓછામાં ઓછી રકમ રૂ. એક તથા વધારેમાં રૂપીઆ એક હજાર સુંધી લેવામાં આવે છે અને તેના ઉપર વરસે દર સેંકડે ટકા ચાર પ્રમાણે વ્યાજ ધારા પ્રમાણે મળે છે

ઉપરના કામ ઉપરાંત આ બેંક પસંદ કરેલી જામિનગીરી ઉપર ધિરધાર કરે છે બાર બાંધી મુદતની ડિપોઝીટનું વ્યાજ પાંચ ટકા તથા ટુંક ડિપોઝીટનું વ્યાજ ઓછુ મળશે.

એજંટ

બાપુભાઇ કહાનદાસ એન્ડ કં



सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् જાણવા લેગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम्) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે (ऋजीयः) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૭ મું. ઑગસ્ટ, સન ૧૯૧૩. અંક ૨ જો.

## સંસાર કે સ્વાર્થની ખેંચાતાણ ?

( ધન્યાશ્રી—ભજન. )

સ્વાર્થી મેં સર્વ જોયાં,—આ જગમાં.
સાધન-ધન સર્વ ખોયાં—આ જગમાં.

માત, પિતા, સ્ત્રી, સુત, ભ્રાતા સહુ, સ્વાર્થે સ્નેહ બતાવેઃ ભાઇ !
સ્વાર્થ સરે તો નાચે-નચવે, ન સરે ત્યારે કોઇ પાસ ન આવે.—આ જગમાં.
મતલબીઆ મિત્રો માયાના, મોહ પાપના મેલાઃ ભાઇ !
સ્નેહ બતાવે સ્વાર્થ સાધવા, લહુના-લાલચે ભરેલા.—આ જગમાં.
ઉપર અમૃત સરિખું હસવું, અંતર ઝેર ભરેલાઃ ભાઇ !
વિષ વિષયોનું ચૂસી નિરંતર, નસેનસ રેડે વિષને, એ વિષયેલા.—આ જગમાં.
રમણી રામા, નમણી નજરે, બહુ બહુ નેહ બતાવેઃ ભાઇ !
ઝેરી નાગણ છંછેડાતાં વચન બાણના ડંખો લગાવે.—આ જગમાં.
શક્તિ, ભક્તિ, યુક્તિ ને મુક્તિ, સઘળું સ્વાર્થ શીખાવેઃ ભાઇ !
સ્વાર્થ ન સરતાં નયન ફેરવી, આગે મળતાં મ્હોં ન બતાવે.—આ જગમાં.
સાચા સ્નેહી સુખમાં-દુખમાં, સરખે ભાવે રહે છેઃ ભાઇ !
ખોટે ગર્વ રહ્યું હોય તેને, પામર, ખોટે ભાવે ચડે છે.—આ જગમાં.

મોહક માયા, કામિની કાયા, નિરખી શું ભરમાયાઃ ? ભાઇ !
પાર્થિવ આ પળના પડછાયા, પકડી ચૂમાડા (તમે) અહિં શું કમાયા ?—આ જગમાં.
" મારાં મારાં " કરીને મરતા, ધીધન પાછળ ધાયાઃ ! ભાઇ !
અંત સમયે કોઇ કામ ન આવે, વીતી વસંત તરૂ કરમાયા.—આ જગમાં.

સુરત, " વસંત મંદિર " } વસંત.

---

## ધીર પુરૂષ.

( વસંતતિલકાવૃત્ત. )

કાન્તા કટાક્ષથી ચળે નહિ ઉર જેનું
કોપાગ્નિથી પ્રજળે નહિ ચિત્ત જેનું
લોભાય લેશ નહિ ઐહિક વિષયોથી
તે માનવી વિજયી ધીર ત્રિલોકમાંહી.× ૧

ગર્વિષ્ટ જે નવ બને કદી સુખ કાળે
આપત્તિના સમયમાં નવ ધૈર્ય ખૂએ;
રાખે અવિચળ નતિ મતિ ધર્મમાં જે
તે માનવી સકળ વિશ્વમહીં પુજાયે. ૨.

ઉદ્યોગને ધીરજથી સહુ કષ્ટ કાપે
ચૂકે નહિ વિચરતાં કદી સત્ય પંથે;
કાર્યો અનેક કરતો શુભ આચરે જે
છે ધન્ય ધન્ય કૃતકૃત્ય પુરૂષ એવો. ૩

નિષ્કામ ભક્તિ કરતો પ્રભુ એક ચિત્તે
વૃદ્ધો અને વડિલને સનમાન આપે;
બુદ્ધિ અને મન વળી પ્રભુમાંહી અર્પે
આનંદ શાશ્વત લહે પૃથિવી મહીં તે ૪

મુંબઇ વિલ્સન કોલેજ રેસીડેંસી. } હીરાલાલ મ. દેસાઇ.

---

× ભર્તૃહરિના નીચલા શ્લોક ઉપરથીઃ—

कांताकटाक्षविशिखा न दहन्ति यस्य
चित्तं न निर्दहति कोपकृशानुतापः ॥
कर्षन्ति भूरिविषयाश्च न लोभपाशै—
र्लोकत्रयं जयति कृत्स्नमिदं स धीरः ॥ नीतिशतकम्.

## " વિયોગી વ્હાલાંઓ. "

( અંજની ગીત. )

વ્હાલાંઓ વિયોગી થાતાં,
અંતરપટ આવીને પડતાં,
સ્નેહ શૃંખલા તૂટી જાતાં,
આંસુડાં ઢાળે.

તૂટી સાંકળ સંધાવાની,
અંતરપટ આધો ખસવાની,
પાછાં વ્હાલાંને મળવાની,
આશા એ રાખે.

વ્હાલાંઓ વિયોગી થાતાં,
સ્નેહભીનાં મુખડાં દૂર થાતાં,
નેત્ર હળેલાં જુદાં પડતાં,
આંસુડાં ઢાળે.

નેત્ર હળેલાં મેળવવાની,
સ્નેહભીનાં મુખનાં દર્શનની,
પાછાં વ્હાલાંને મળવાની,
આશા એ રાખે.

વ્હાલાંઓ વિયોગી થાતાં,
સંનિધિ મળીને આચરતાં,
વિનોદમયી વાણી તે સ્મરતાં,
આંસુડાં ઢાળે.

પુનઃ સંનિધિમાં મળવાની,
વિનોદમયી વાણી વદવાની,
પાછાં વ્હાલાંને મળવાની,
આશા એ રાખે.

વ્હાલાંઓ વિયોગી થાતાં,
સુખદુઃખની વાતો કરતાંતાં,
સ્મરી 'અંતરના પટ ખોલાતાં',
આંસુડાં ઢાળે.

સુખદુઃખની વાતો કરવાની,
અંતરપટ ખુલ્લાં કરવાની,
પાછી વ્હાલાંને મળવાની.
આશા એ રાખે.

“ સરસ્વતી મંદિર ”
કતારગામ (સુરત.)

છોટુભાઈ દાજીભાઈ દેસાઈ.

---

## ગઝલે—મસ્તાન.

ન્હાર કરો ગોરી ગુમાની ગુનાહ પર
ખફા ન થશો ગોરી હો હમારી આહ પર ૧

મન્ઝીલે મકસદ જવા મળવાને રૂબરૂ
મોજીલા અમે ઇશ્કના તે ઇશ્ક રાહ પર ૨

પરવા કશી નર છે હમારે બેખીકરાઇને
દીલ મલિન ન, ન ગમગીન, યકિન પનાહ પર ૩

બપાંઓમાં બીરાદર મળી ઉડાવીશું ચમન
ચાહીશું દીલથી અમે મરીશું એ ચાહ પર ૪

ફાવીશું અમે ઇશ્કમાં દોસ્તી નથી નાદર
ગુનીઆહ ઇશ્કની માની બસ મોજ મઝાહ પર ૫

દરબારમાં લગાવું અડંગા હો શાહે હુસ્ન
મહબ્બતે મગરૂર ના દીલ મારો જાહ પર ૬

જહાંને ઇન્ત સોંપી છે બેકામની મસ્તાન
આફ્રીન સદ હજાર બસ આફ્રીન નિગાહ પર ૭

ટી. બી. કંથારીઆ.

# સૂક્ષ્મદર્શક માં થી.



રયુટરની તાર-એજન્સી, લંડન, તા. ૧૯ મી જુલાઇ ૧૯૧૩ ના સંદેશામાં ખબર આપે છે કે, ફ્રેંચ રાજસભાની બજેટ કમીટીએ ૩૦ વર્ષ ઉપરના એ કુંવારા પુરૂષો ઉપર કર નાંખવાનો ઠરાવ પસાર કર્યો છે. સ્વતંત્રતાના મહાસિદ્ધાન્તની જન્મભૂમીમાંજ સ્વતંત્રતાના એક પ્રથમ અધિકાર પરજ, સમસ્ત યુરોપમાં પ્રહાર કરનાર તે પ્રથમ નિવડયું છે એ પણ વિધાતાનો એક સૂક્ષ્મ કટાક્ષ છે! તથાપિ સ્વતંત્રતાનો સિદ્ધાંત મહાન્ છે, પરંતુ આવશ્યકતા અને અનિવાર્યતા એ પણ ઓછું સત્ય નથી કે, એ તેથી પણ મહત્તર સિદ્ધાન્ત છે. ફ્રેંકો-પ્રશીયન વિગ્રહ પછી ફ્રાન્સની વસ્તી લગભગ સદંતર વધતી અટકી ગઇ છે. જન્મની સંખ્યા માટે દર વરસે એવો રીપોર્ટ જન્મનોંધ ખાતાંનો વડો કરે છે કે " આગલા કોઇ પણ વર્ષ કરતાં જન્મની સંખ્યા ઓછી છે. " પોતાની પાડોશી, હરીફ તથા શત્રુ જર્મન પ્રજા જ્યારે " ફૂદકે અને ભૂસકે " વધતી જાય છે ત્યારે જે ફ્રેંચ પ્રજા ખસો વર્ષ પર જર્મનીથી બમણી હતી તે હવે તેનાથીએ અર્ધી થઇ જવા આવી છે એ બિનાથી સ્વદેશાભિમાની ફ્રેંચ રાજદ્વારીઓ અને ' છોકાનોમિસ્ટો ' ચિંતાગ્રસ્ત થઇ ગયાં છે. પ્રજા-ન્યૂનતાના એ રોગનું નિદાન તથા ચિકિત્સા કરવાના કામમાં એ રાજકીય વૈદ્યો હવે ઉદ્યત થયા છે. અનેક નાનાં નાનાં બીલો અત્યાર આગમચ ફ્રેંચ રાજસભાએ સ્ત્રીઓની પ્રજાવૃદ્ધિ કરવા ઉત્તેજીત કરવાને પસાર કર્યાં છે, પણ આ નવો નિબંધ સૌને શિર ચઢી જાય છે. અત્યાર સુધી રાજનીતિ પ્રજા વૃધ્ધિને આડકતરી રીતે સહાય કરવાનીજ હતી. ગર્ભવતી સ્ત્રી કામદારોનો પગાર શેઠો ન કાપે તેનો કાયદો કર્યો. પ્રસવ તથા સુવાવડ દરમીયાન તેમને સુમારો મળે એની વ્યવસ્થા કરી, વ્યભિચારોત્પન્ન બાલકો પણ ફ્રેંચ મહાપ્રજાનાં ઉપયોગી અંગો બને તેની વ્યવસ્થા કરી તથા 'સુધારી-પરંતુ તેથીએ બાજી મન માનતી સુધરી નહીં'. જન્મનોંધ ખાતાના રજીસ્ટારનાં રોદણાંનો એકનો એકજ સૂર કાયમ રહ્યો. તેથી ફ્રેંચ રાજદ્વારીઓ રોગનાં મૂલની વધારે સમીપ આવવા લાગ્યા છે. યુરોપમાં નવીન વિચારોનું કેંદ્ર ફ્રાન્સ છે અને ફ્રાન્સનું કેંદ્ર પેરીસ છે. જે પણ નવીન વિચાર પ્રવર્તે છે તે મૂળ ફ્રાન્સમાં ઉત્પન્ન થઇને પછી યુરોપના ઇતર ભાગોની ચતુર્દિશામાં ગળે છે. શું પોશાકની ફેશનમાં, શું ભોજનની બનાવટમાં, શું સમાજના બંધારણમાં, શું સોશીયેલીઝમના પ્રકરણમાં, તથા શું છેલ્લામાં છેલ્લી સામટી હડતાલ પાડવાની સીંડીકલીઝમ '-ની પદ્ધતિમાં, ફ્રાન્સ યુરોપનો જગદ્‌ગુરૂ અને યુરોપને મોખરે, સામાન્યરીતે તથા એક નિયમ તરીકે છે.

× × × ×

સંતતિની સંખ્યા અંકુશમાં રાખવાની યોગ્યતાના સિદ્ધાંતની આચાર્ય પ્રજા પણ નેપોલીયન બોનાપાર્ટનીજ રૈયત છે ! યુરોપના પશ્ચિમ ભાગની મહા પ્રજાઓ, પૂર્વ ભાગની પ્રજાઓની અપેક્ષા સુધરેલી છે. પશ્ચિમ ભાગમાં પ્રજોત્પત્તિ પર અંકુશ મેલવાની " ગૃહનીતિ " ફ્રેંચ પ્રજાનાં તે વર્તનનાં અનુકરણની બદૌલત ઘણી પ્રચરિત થઇ ચુકી છે. ફલરૂપ જર્મનોને પણ તેના છાંટા ઉડી ચુક્યા છે. પણ હજી પશ્ચિમ યુરોપમાં એ પ્રણાલી કેવલ શિક્ષિત ઉચ્ચતર વર્ગો-જેઓ સ્વાભાવિક રીતે બીજા કરતાં પોતાનો સ્વાર્થ વધારે સારી રીતે સમજી શકે છે-

માંજ પ્રવૃત્ત થાય છે, પરંતુ ફ્રાન્સમાં તો ઉતરતા વર્ગોમાં પણ ઘેરેઘેર એ સિદ્ધાંત પ્રમાણે કામ લેવામાં આવે છે ! ઉતરતા વર્ગો પણ ફ્રાન્સમાં જેટલા સુખવિલાસી તથા બુદ્ધિશાળી છે તેટલા બીજી કોઇ પ્રજામાં નથી. ફ્રાન્સમાં દંપતીની એ સમજુતી હોય છે કે બે કે ત્રણથી વધારે પુત્ર પુત્રીઓ ઉત્પન્ન કરવાં નહીં ! આથી ફ્રેંચ કુટુંબ મોટામાં મોટું તો પંચ હોય છે. જેને ત્યાં ૫-૭ છોકરાંઓ હોય તે તો ચમત્કાર ગણાય છે. તેઓ કાંઇ ગર્ભપાત કરતાં નથી, તેમજ બ્રહ્મચર્ય પણ પાળતા નથી. વિવિધ અવાચ્ય કૃત્રિમ રીતિઓથી ગર્ભધારણજ તેઓ મૂળથી અટકાવે છે. અને તે જુદી જુદી પદ્ધતિઓમાં કઇ સૌથી સહેલી અને સારી છે તે વિષે તેના શોધક ડૉક્ટરો વચ્ચે એક જાતની હરિફાઇ ચાલી રહી છે ! છુટથી પુસ્તકોમાં તે પદ્ધતિઓ સમજાવવામાં આવે છે. અને એ પદ્ધતિ દર્શાવનારી એક અમેરીકન પુસ્તકની નકલો માત્ર છાપીને પ્રગટ કરવા માટે અનીતિનો પ્રચાર કરવાનો આરોપ તેના પ્રગટકર્તાઓ મીસીસ એની બીસંટ અને મી. બ્રાડ્લા ઉપર મુકવામાં આવ્યો અને કાયદાની બારિકીને લીધેજ તેઓ અપીલમાં દંડથી છટકી ગયા તે વાતના દહાડા તો કયારનાએ વહી ગયા છે. પાદરીઓ આ એક પ્રકારના કુકર્મની વિરુદ્ધ પોકાર ઉઠાવે છે, પરંતુ એ વર્ગના પોતાના અન્યપ્રકારના કુકર્મોથી તેમની પ્રતિષ્ઠા એટલી ઘટી ગઇ છે કે એ " આઉટ ઑફ-ડેટ " જરી પુરાણા વિચારવાળા તરીકેજ હસાતા વર્ગનું કથન તો અરણ્ય રુદન સમાન થઇ પડયું છે. એક સમય એવો હતો કે વંધ્યત્વનો દોષ શાપ ગણાતો. વિચારપરિવર્તનનો શું વિચિત્ર ચમત્કાર છે કે તે હવે ફ્રેંચોના પ્રતાપે એક ' ફેશન ' અથવા આશીર્વાદ થઇ પડયો છે ! જે પુત્રો માટે હજી આ દેશમાં યજ્ઞો થાય છે અને માનતા લેવાય છે તેને ખાળવા માટે અતિ સુધરેલી પ્રજાઓમાં યત્નો થાય છે ! ફ્રાન્સની રાજસભાએ " બ્રહ્મચારીઓ " ઉપર કર અથવા રાજસ્વ નાંખવાનો ઠરાવ જુદીજ જાતનો કર્યો છે તેનો હેતુ એજ હોઇ શકે કે કરના ભયથી કુંવારા લગ્ન કરે. પરંતુ ફ્રાન્સમાં કંઇ લગ્ન ખાસ ઓછાં થતાં નથી. ૧૯૦૦ નાં વસ્તીપત્રક પ્રમાણે દર હજાર મનુષ્યે ફ્રાન્સમાં ૨૦ થી ૫૦ વર્ષની વયના ૮૨ ( આશરે ૧૨ મો જ ભાગ ) પુરુષોજ કુમારા છે. અન્ય દેશોમાં ખાસ ઓછા નથી, કેટલેક સ્થળે વધારે છે. ઇંગ્લંડમાં ૭૭, સ્કૉટલેંડમાં ૯૦, આયર્લેંડમાં બધા ૧૨૫, જર્મનીમાં ૭૬, તથા ઇટલીમાં ૭૧ છે. ફ્રેંચ લોકો પતિ થવા કોઇ નાખુશ નથી, પિતા થવાજ નાખુશ છે ! સમસ્ત યુરોપમાં લગ્ન કરવાની ખાસ દરકાર તો કોઇને છેજ નહિં, પણ ફ્રાન્સ કાંઇ લગ્નની સંખ્યામાં બીજા દેશોથી ખાસ ઉતરતું નથી. ૧૫ થી ૪૫ વર્ષ સુધીની ( એટલે કે લગ્નયોગ્ય વયની ) દર હજાર સ્ત્રીએ ૧૨૦ પરણેલી તથા ૧૦૦ અપરિણીત સ્ત્રીઓ ફ્રાન્સમાં છે. ઇંગ્લંડમાં ૧૧૭ પરણેલી તથા ૧૨૭ નહીં પરણેલી છે. ટુંકમાં ગૃહસ્થાશ્રમને ભરતી ઉમરની સ્ત્રીઓમાં સમસ્ત યુરોપમાં અર્ધોઅર્ધ કુમારી હોય છે ! મોડા વહેલા તો ઘણા ખરા પરણે છે, અને મરતી વખતે પણ કુમારા કે કુમારી એવાની રાસ તો બહુ ન્હાની છે પરંતુ તેમને આ દેશના જેવી લગ્ન કરવાની ઉતાવળ કે દોડધામ નથીજ. અહીં તો ઉપરના દાંત આવીજ, ભરાયા વગરજ આવે. અત્યાર સુધી-ત્રીસકા પહેલાં-તો યુરોપમાં લગ્ન બહુ વધારે સાધારણ હતાં. કિંચિત્ સુખપૂર્વક રહી શકો એટલું કમાવા લાગતાં લગભગ બધાજ પરણતાં પરંતુ હવે એ નિયમ રહ્યો નથી. સુવિખ્યાત રેવરંડ માલ્થસે મહા દરિદ્રાવસ્થામાં લગ્ન કરવા દેવા ના પાડી અને તેવાં લગ્નથી બાળમરણ તેમજ માતા-

પિતા કેટલાં દુઃખી થાય છે તેનું ભયાનક ચિત્ર ઇંગ્લંડમા દોર્યું. તેનું ઉંધુંજ પ્રતિબિંબ ફ્રાન્સની આર્સીમાં પડ્યું છે. " માલ્થુશીયેનીઝમ " તો કોરે રહ્યું પણ તે સિદ્ધાંતનો અમલ, " નીયો (નવીન) –માલ્થુશીયેનીઝમ " અર્થાત્ ( કૃત્રિમ ઉપાયથી પ્રજાપ્રતિબંધ ) થી કીધો. ફ્રેંકો–પ્રશીયન યુદ્ધમાં મળેલી હારને પરિણામે આલ્સેસ–લૉરેનનો પ્રાંત ફ્રાન્સે ખોયો છે. દેશાભિમાની ફ્રેંચ એ ખુન્હારી એક અંગત નામોશી ગણે છે. તે ગમે ત્યારે પણ પાછું લેવું એ તેની ગુપ્ત પ્રતિજ્ઞા છે. પરંતુ પોતાથી બેવડી વસ્તીવાળો જર્મની પાસેથી લેવાની તેની હાલ મગદુર નથી. ફ્રેંચો જર્મન હરીફને પહોંચી વળવા પ્રજાવૃદ્ધિ ઇચ્છે છે, પરંતુ પ્રજાનાં સુખસ્વાર્થ સન્મુખ તેમના રાજદ્વારીઓના સર્વે ઉપાયો નકામા જાય છે. પરણેલી કામદાર સ્ત્રીઓને પ્રસવ વખતે આખો પગાર કારખાનાના માલીકે આપવો એવો કાયદો પ્રજોત્પત્તિ ઉત્તેજનાર્થે ઘડ્યો છે તેને પરિણામે કારખાનાંવાળાઓ કુમારીઓ તથા પુરૂષોનેજ પરણેલી સ્ત્રીને બદલે રાખવાનું પસંદ કરે છે ! તાત્પર્ય કે, કાયદો વ્યવહારમાં નિષ્ફળ નીવડે છે. જ્યાં સુધી વ્યક્તિ પોતે સ્વેચ્છાથી નહીં સુધરે, દેશ સારૂ આત્માનો ભોગ આનંદથી અણમાગ્યો ન આપે ત્યાં સુધી બલાત્કારની ગુલામગિરીથી તો બહુજ ઓછો લાભ મહેનતના પ્રમાણમાં મેળવી શકાશે. ૨૦ ટકાના કરના ભયથી કુંવારા પરણ્યા તેથી કદાચ લગ્નની સંખ્યા વધશે; પરંતુ તેઓ પ્રજા ન કરવાનો એક સંપ કરે તેનો ઉપાય શું ? શું વંધ્યાકર નવો નાંખવો ? અને કૃત્રિમ તથા કુદરતી વંધ્યત્વનો વેદક કે કાયદાથી વિવેક કરવો અશક્ય છે. એ કર તો ખંભાતના ઘાંચીઓના ધારા જેવો થઇ જાય. તેઓ માટે કહેવાય છે કે, કોઇ સ્ત્રીનું અમુક વર્ષ સુધીમાં અઘરણી ન આવે તોપણ પછી ન્યાત જમાડવીજ પડે. તેમની દલીલનો મુદ્દો એ છે કે એને ન આવ્યું તેમાં હમારો શો કસૂર કે ન્યાત ન જમીયે ? તાત્પર્ય કે પ્રજાવૃદ્ધિ કાયદાથી કરવાનો ઉપાય બહુજ અસંતોષકારક અને અપરિણામજનક નીવડશે. કોમાર્યકરની આવક ગરીબ માતાઓને તેમના સંખ્યાબંધ સંતાનો ઉછેરવા આપવાથી પ્રજાવૃદ્ધિને ઉત્તેજન મળવાનો સંભવ છે ખરો પરંતુ કેવલ ધનના લોભથી ગમે તેવો ગરીબ મનુષ્ય પ્રજા ઉત્પન્ન કરવા લલચાય એ બહુ સંભવિત તો નથીજ. ઉછેરવાની મહેનતના પ્રમાણમાં તેને ઝાઝો નફો રહે એમ છેજ નહીં. દેશાભિમાન, ગૃહસ્થાશ્રમની ઇચ્છા, પતિપત્ની વચ્ચેની ગાઢ પ્રીતિ તથા પુત્રવાત્સલ્ય એ ભાવોથીજ પ્રજાવૃદ્ધિ થઇ શકે છે. સાદાં જીવન ભણી વળવાનો ફ્રાન્સની મુક્તિનો એકલો માર્ગ છે. એ સિધ્ધાંત ઠસાવવાને કોઇ વીર ગ્રંથકાર, કોઇ નવો રૂસો કે નવા વૉલ્ટર ફ્રાન્સમાં, કહો કે યુરોપમાં અવતરવાની જરૂર છે; પાદરીઓના શુષ્ક બોધથી હાની પ્રજા હવે કશું કરે એવી રહી નથી. જે ગ્રંથકારોએ બાજી બગાડી અને મૂક મારી તેજ ગ્રંથકાર વર્ગે તે બાજી સુધારી મૂક પાછી છોડવવી છે.

X X X X X

પશ્ચિમ યુરોપ માત્રમાં દર હજાર માણસે જન્મની સંખ્યા ઓછી થઇ ગઇ છે. ૧૮૪૧–૫૦ ના દસકામાં દર એક હજાર મનુષ્યે આશરે ૩૫ નવા જન્મની દર વરસે સરેરાસ આવતી. તે દસકામાં પણ ફ્રાન્સ તો બધાને મોખરે, બધાથી ઓછુંજ ફલદ્રુપ હતું. તેની રાસ તો ૨૭.૩ જ હતી. જર્મની જે સૌથી ફલદ્રુપ હતું ( ૧૮૭૧–૭૫ માં ૩૯ ટકા હતા ) તે પણ ૧૯૦૦–૫ના પંચકમાં ૩૫૫ ટકા પર આવી ગયું છે. અને ફ્રાન્સ તો તેજ પંચકમાં છેક ૨૧.૭ પર આવી ગયું છે. આ હિસાબે બીંદુ પર જન્મ મરણના થર્મોમીટરનો પારો આવી જતાં અને ફ્રાન્સ શીતલ સહારા થતાં સૌ બસો વર્ષજ જોઇએ ! હજી સુધી કોઇ પણ દેશ ૨૫ ટકા નીચે નથી અને ઘણું ખરૂં હજારે ત્રીસથી ઓછા જન્મ નથી થતા. જર્મની

તથા તેનું પિત્રાઈ ઑસ્ટ્રીયા તો ૩૫ ની સરેરાસ બતાવે છે. અર્થાત્ ફ્રાન્સથી ૧ાા ગણું, ૭૫ ટકા, જણવામાં આગળ દોડે છે. ! જ્યારે જર્મની તથા ઑસ્ટ્રીયામાં ૨૮૪ જન્મો ૧૫ થી ૪૫ વર્ષની દર હજાર સ્ત્રીઓમાં થાય છે, ત્યારે ફ્રાન્સમાં માત્ર ૧૫૭ જન્મો થાય છે. પ્રજાકીય અધોગતિ અને અવનતિ તેના લલાટમાં આ આંકડા વડે નિશ્ચિત લખેલી જણાય છે. અંગ્રેજ રાજ્યની કૃપાથી તેમજ હીંદુઓની પ્રચંડ સંખ્યા તથા બાળલગ્નનાં સામ્રાજ્યને લીધે આ પ્રશ્નો હીંદુઓને મુંઝવતા નથી એ અર્ધાપર્ધા સંતોષની વાત છે.

× × × × ×

પ્રાચીન કાળમાં આર્યાવર્તમાં પરમાર્થ અથવા પરલોકાર્થે બ્રહ્મચર્યવ્રતનું પાલન પુરુષો કરતા. બ્રહ્માએ પ્રજાવૃદ્ધિ અર્થે ૧૦ પ્રજાપતિઓ ઉત્પન્ન કર્યાં પરંતુ તેઓ તેમ ન કરતાં તપસાર્થે વનમાં ચાલી ગયા; તેમજ સનક, સુનંદન, સનત્કુમાર આદિ અન્ય ૪ પુત્રો તેમજ કાર્તિકસ્વામીએ પણ એજ માર્ગ ગ્રહણ કર્યો. શંકર અને રામાનુજથી માંડીને દયાનંદ પર્યંત-ના આચાર્યોએ પણ બાલ્યાવસ્થાથી બ્રહ્મચર્ય ધારણ કર્યું અને જગત્ તથા પ્રભુની સેવા નિમિત્તે દેહ અને આત્મા અર્પ્યો. ભીષ્મપિતામહે પિતાના સુખસાર એવુંજ વ્રત અંગીકાર્યું. પરંતુ સ્વાર્થ સારુજ લગ્ન ન કરવાની કથા તો પશ્ચિમમાંજ આપણે પ્રથમ સાંભળી. પૂર્વ એથી અજ્ઞાત છે. પરમાણુ ( atom ) ની 'થીયરી' નો શોધક જૉન ડૅલન કહેતો કે I have no time to marry ( મને પરણવાની ફુરસદ નથી ). મહા પુરુષો, મહા-વિદ્વાનો તથા મહાત્માઓ યાવત્ કૌમારવ્રત પાળે તે સમજી શકાય છે પરંતુ સામાન્યો માટે તો તેનો અવકાશજ નથી. ગાર્હસ્થ્ય એ તેમની ફરજ છે. કમનસીબે, મોટો ભાગ તો પશ્ચિમમાં કેવળ યથેચ્છ વ્યભિચાર કરવાજ પરણતો નથી એ પ્રખ્યાત છે. યુરોપની પડતી કેવળ આટલા દુર્ગુણથી નહી થાય, કેમકે તેમનામાં આ દેશવાસીઓ કરતાં બીજા સદ્ગુણો છે. પરંતુ તેની દૂરની પડતીનું આ એક કારણરૂપ થઈ પડશે એ નિશ્ચિત છે. અન્ય દુર્ગુ-ણોને પ્રવિષ્ટ થવાનું આ સ્વચ્છંદતા કલિનું મહા છિદ્ર છે, જે પણ દેશમાં લગ્નનું આલસ્ય તથા નિસ્પૃહા વધી પડી છે ત્યાંની પ્રજાનું અસ્તિત્વ ભયમાં આવી પડ્યું છે. પ્રાચીન ગ્રીક નગર સ્પાર્ટામાં એવો કાયદો આ ફુશીના વાંઢાઓ વિરુદ્ધ કરવામાં આવ્યો હતો કે, અમુક વય પછી કુમારા રહેનારાઓને કુમારીઓના જે જાહેર તાલિમના જલસા થતા તેમાં દાખલ કરવામાં આવતા નહીં. વળી દર શરદીની ઋતુમાં તેમને ચૌટાની સર્વસ આકારે પ્રદક્ષિણા કરાવવામાં આવતી અને આ શિક્ષાનું વાજબીપણું દર્શાવનારું ગાયન તેમને રસ્તે ગાતા જવાની ફરજ પાડ-વામાં આવતી ! પ્રાચીન રોમના મહારાજ્યમાં પણ ઇ. સ. પૂર્વે ૧૮ તથા ઇ. સ. ૯ ના સાલમાં નહીં પરણેલા વિરુદ્ધ કાયદા કરવામાં આવ્યા હતા. તે પ્રમાણે અમુક છોકરાંવાળા માતાપિતાને અમુક રાજ્યહક્કો પણ આપવામાં આવ્યા હતા, અને જે માબાપો સંતતિ રહિત હોય તેમના પર કર નાંખવામાં આવ્યો હતો ! ૧૭૯૮ માં ઇંગ્લંડમાં પણ કુંવારાપર વડા પ્રધાન પીટે કર નાંખ્યો હતો પણ તેનો હેતુ નેપોલીયન સાથેના વિગ્રહનો ખર્ચ પુરો પાડવાનોજ હતો. અને તે વખતે તો જન્મનાં છોકરાં માત્રપર પણ કર નાંખ્યો હતો. હર્બર્ટ સ્પેન્સર Principles of Ethics ( "નીતિશાસ્ત્રનાં તત્ત્વો" ) નામક પુસ્તકમાં ( પૃષ્ટ ૫૨૨ ) કહે છે કે "યુગાન્ડા ( આફ્રિકા ) ની સ્ત્રીઓમાં છોકરું થયા બાદ પતિપત્ની ૨-૩ વર્ષ છુટાં રહે છે અને પતિ માટે તેના મિત્રો દાસી આપે છે. તેથી તેમની પ્રજા બહુ ઓછી

હોય છે." યુરોપીયનોની કૃત્રિમ પધ્ધતિ કરતાં આ રીતિમાં, નીતિનું તેમજ આરોગ્યશાસ્ત્રનું સંગીન તત્વ સમાયું છે એમ કોણ ના પાડી શકશે ? જંગલી કોણ તે વિષે આ બાબતનો વિચાર કરતાં તો સંદેહ પડી જાય છે. બેકન સત્યજ સંક્ષેપમાં કહે છે કે ".The true greatness of a state consists essentially in population and breed of men," અર્થાત્ પ્રજાની વસ્તી તથા મનુષ્યની ઉછેરની બાબતમાં મુખ્યત્વે કરીને રાષ્ટ્રની મહત્તા સમાઇ છે." સ્વાર્થત્યાગ, સાહસ, સ્વદેશાભિમાન, દેશની ભાવિ ઉન્નતિ, પ્રગતિ તથા વૃદ્ધિની ઇચ્છા, સંતોષ, પત્નીવાત્સલ્ય, સંતતિવાત્સલ્ય, એ અનેક સદ્ગુણો હોવાથીજ પ્રજાની નિરંતર વૃદ્ધિ તથા આબાદી થઇ શકે છે. યુરોપમાં ભોગવિલાસનાં સાધનો તથા ધનપ્રાપ્તિનાં દ્વારો વધી જવાથી એ સદ્ગુણો કેટલાક વર્ગોમાં તથા દેશોમાં ઓછા થવા માંડ્યા છે. એ એક ચિંતાજનક મામલો છે અને તેનો ખરો તથા એકલો ઉપાય ઉક્ત સદ્ગુણોનું ધારણજ છે. કર, દંડ આદિ સ્થૂલ ઉપાયોનો ઉપયોગ બહુ અલ્પ છે. તે માત્રથી વિજય સિદ્ધિ નથી. ફ્રાન્સના રાજદ્વારીઓએ તથા લેખકોએ રાજદ્વારી ઉપાયો માત્રનું નહીં કિંતુ પ્રજાના હૃદયને પીગળાવે એવા ઉપાયોનું આવાહન કરવું આવશ્યક છે.

તંત્રી.

---

# સંયુક્ત કુટુંબ કે વિભક્ત ?

## સંયુક્ત વ્યવસ્થાથી થયલી બાલલગ્નની ઉત્પત્તિ !

કેટલાક કહે છે બાલલગ્નની ઉત્પત્તિ મુસલમાનોના યુવતી, અપરિણિત સ્ત્રીઓ પ્રત્યેના અત્યાચારને લીધે થઇ. તેઓ ખબર આપે છે કે મુસલમાનો હીંદના સ્વામી થયા પછી તેઓ કુમારી હીંદુ કન્યાઓનું હરણ કરી તેમને જબરજસ્તી વટલાવી પોતાના જનાનખાનામાં ઉમેરતા તેથી ભયભીત થઇ હીંદુઓ કન્યાઓને નાની વયથી પરણાવવા લાગ્યા—જાણે કે કન્યાઓનાં શરીર ઉપર "પરણેલી છે" એવું "રાહદારીઓનો રસ્તો નથી" એવું પાટીયું ટાંગ્યું હોયને ! અને તે પાટીયું વાંચી હતાશ—નાસીપાસ થઇ હરણ કરવા આવેલા મુસલમાનો વીલે મોએ પાછા ફરતા હોયને ! પરણેલીને પકડી જવામાં કાંઇ કુમારીને પકડી જવા કરતાં વધુ પાપ નથી કે પરણેલીને છોડી દે ને કુંવારીનેજ પકડી જાય ! એવા બલાત્કાર કરનારને તો બધીજ સરખી "હલાલ" છે! મુસલમાન ધર્મમાં પરણેલી સ્ત્રીને ફરી પરણવા લઇ જવાની મનાઇ હોવાનું અને કુમારીને લઇ જવાની રજા કે પુણ્ય હોવાનું કહ્યાની હમને ખબર નથી. તેમ હોય તો એ, હીંદુઓ કાંઇ પરણતી કન્યા પર છાપ નહોતા મારતા કે "પરણેલી હોવાથી અસ્પર્શ્ય, કે અહરણ્ય છે." એ ભયને લીધેજ કન્યાઓને વહેલા પરણાવે, બાલલગ્નનાં ભયંકર પરિણામ ભોગવે તથા વૈધવ્યનો ભય સ્વીકારે એ અસંભવિત છે. વગર લગ્ન કરે ખોટી છાપ મારે કે ધુમાડો ઉરાડે તે વધુ સંભવિત છે ! બાલલગ્નની એ ઉત્પત્તિની કલ્પના કેવલ પાયા વિનાની અને અનૈતિહાસિક છે તે સિદ્ધ કરવા એટલુંજ કહેવું બસ છે કે મુસલમાનોને આર્યાવર્તનો ગંધ આવ્યો કે સ્વપ્ન

કરી સંબંધ કરી શકે એટલી વયના અર્થાત્ છોકરો ૧૬–૧૮ વર્ષનો થતાં તથા છોકરી ૧૩–૧૪ વર્ષની થતાં થતા હશે. પછી ધીમે ધીમે, સગવડ ખાતર તથા ભવિષ્યમાં પરણાવતાં અડચણ ના આવે એ ભય ટાળવા આગળથી (in anticipation) કરવામાં આવતાં થયાં હશે. જે પુત્રનાં ૧૬ વર્ષનો થવા છતાં લગ્ન ન થઇ શકતાં તેના માતા પિતાને, કન્યાને ખવાડવા જેટલું મળતું નથી એવી નિંદા થવા લાગી હશે તેથી બાલવયમાં લગ્ન કરવા સન્માન સાચવવા લગભગ ફરજીઆત પણ થઇ પડયું હશે. આ સ્થિતિ થવા પછી બાલલગ્ન પ્રશસ્ત તથા સાર્વજનિક થયું. તે પછી તથા તેમાંથી સ્વાભાવિક અનુમાન (corollary) થયું કે, अधिकस्याधिकं फलम् । અધિકનું અધિક ફલ. તેથી બાલલગ્નનું માહાત્મ્ય વધ્યું. કન્યા પરિપકવ થવાના પ્રારંભમાં, તેનાં ચિહ્ન તેમજ સિદ્ધિરૂપે તેમની રજસ્વલા થવાની સ્થિતિને લગ્ન તથા ગૃહસ્થાશ્રમ કરવાની વયની છેલ્લી હદનો ખુટો (standard of maximum age-limit of marriage and consummation) શાસ્ત્રીય ભૂમીમાં ઠોકવાનું જબરજસ્ત હથીઆર, બાલલગ્નના પ્રચલિત તથા પ્રશસ્ત થઇ પડેલા રીવાજનું માહાત્મ્ય વધે તે સારુ તેને ધર્મરૂપ બનાવવાની પ્રજાની ઇચ્છાને તૃપ્ત કરવા ઉત્કંઠ શાસ્ત્રરચયિતાઓને, થઇ પડયું! તેઓએ રજસ્વલા થતાં તો ગર્ભાધાન થવુંજ જોઇએ એમ ધર્મપોથીમાં અડાવીને અને પછી પાછું તેમાંથીજ તે કાઢીને, ધર્મની સરકારી મોહર છાપ, એક અધાર્મિક રીવાજપર મારી. તેઓએ ગુણકર્મે શૂદ્ર એવા રીવાજને દ્વિજનું ઉપનયન આપ્યું! હમને સંદેહ નથી કે, જો ભોગજોગે ઇશ્વરીય બંધારણમાં પુરૂષના વયમાં આવતાં તેને સ્ત્રી જેવાં લાક્ષણિક વિશેષ ચિહ્ન પ્રગટતાં હને તો તેનો લાભ લઇને તેનાં પણ લગ્ન, તે ચિહ્ન પ્રગટતાં થવાંજ જોઇએ એવી વ્યવસ્થા શાસ્ત્રીઓ લખતે. પરંતુ તેવું કાંઇ સાધન જડયું નહીં. વળી, તેથી પુરૂષોને કન્યા ન મળતાં પછી મોટી વયે લગ્ન કરતાં વાંધો આવતે, તેથી વધારે સરતી તેમજ જેની સાથે ગમે તેમ વર્તી શકાય એવી સ્ત્રી જાતિનાંજ બાલલગ્ન બંધનકારક ગણીને સંતોષ માનવામાં આવ્યો. અને કન્યાનાં બંધનકારક બાળલગ્ન થવાથી, વ્યાવહારિક રીતે પુરૂષનાં પણ બંધનકારી (અમુક અંશે) થઇ પડયાં, કારણ કે તે પણ પ્રમાણમાં નાનો હોવોજ જોઇએ. તેને તો ઉલ્ટું સારું થયું કે છટકવું હોય તો બારી રહી, ત્યારે કન્યાનો તો માર્ગજ રૂંધાઇ ગયો. હમારા નમ્ર અભિપ્રાય પ્રમાણે જો વિભક્ત કુટુંબની વ્યવસ્થા ન હતે તો કદાપિ બાલલગ્ન શકય થતે નહીં. તે તેનું વિષ, તેનો કાલશત્રુ છે. બાલલગ્નનો ઠરાવ પસાર કરવાની દરખાસ્ત મુકનાર સંયુક્ત વ્યવસ્થા હતી, તથા ટેકો આપનાર 'સાદું' (ખરું નહીં પણ ખોટું) જીવન ગાળવાની માનીતી થઇ પડેલી ઝીલસુરી ભરી 'થીયરી' હતી. અને એ થીયરી પણ સંયુક્ત વ્યવસ્થાનીજ ઉત્પત્તિ ઘણે અંશે છે તે હમે આગળ બનાવ્યું છે.

હજી પણ જોવામાં આવે છે કે બાલલગ્નનો રીવાજ અંગત તથા ઉંચી આવડત ઉપરજ આધાર રાખતા એવા મોટા શહેરના દ્વિજ વર્ગોમાંથીજ નષ્ટ થયો છે. તેમને પરાવલંબ પેટપુરતો આહાર કરીને સંતુષ્ટ થવા નામરજી થઇ છે. જેઓ વધુ વર્ષ ભણી ગણીને અંતે સારી આવક ધરાવતા થવાની ઇચ્છાવાળા થયા છે તેઓમાંજ બાલલગ્ન નષ્ટ થયાં છે, અને તેજ વર્ગોમાં સંયુક્ત કુટુંબની વ્યવસ્થા તેજ સરખા પ્રમાણમાં નષ્ટ થઇ છે.. ગામડામાં ખેડુત વર્ગમાં હજી બન્ને છે. ખેડુતોને તૈયાર જમીન હોય છે. નવયા ખેડવા જેટલી નથી મળી શકે

છે. તેમાં જોઈએ તેટલા માણસ ખપે છે. તે ભારે પડતા નથી. તે પણ કામ આવે છે. ખાસ આવડત કે હોશીયારીની જરૂર પડતી નથી. એક બીજા જેવોજ સારો છે. માત્ર મજુરી કરવામાં, બુદ્ધિમાં ઊંચ નીચ ભેદ કે ફેર માટે અવકાશ નથી. આથી ખેડુતના કુટુંબમાં, દરેકની આવક દરેકનો ધંધો સરખોજ છે. તેથી તેમનામાં સંયુક્ત વ્યવસ્થા ખાસ હાનિકારક પણ નથી. તેથીજ તે ટકી રહી છે. પરંતુ સુધરેલા નાગરિકોમાં જુદીજ રીત છે. તેમનામાં તો જેઓ ભણેલા, અથવા બીજી કોઈ ખાસ લાયકાત ધરાવતા હોય તેઓજ કમાવાનો સંભવ છે. અને તેની હદ નથી. એક ખેડુતના સઘળા પુત્રો તન મન અને ધનની, લગભગ એકજ સપાટી તથા પંક્તિપર હોય છે અને સમ સંસ્કારી કે અસંસ્કારી હોવાથી સાથે રહી પણ શકે છે. જેમનાં સંસ્કાર એક પંક્તિના, સમાન હોય, જેમનો ધંધોધાપો, રહેણીકરણી વગેરે એકજ જાતનાં હોય તેમને એક સાથ રહેવું ફાવે એ સ્વાભાવિક છે. તેમને માટે તે ખાસ હાનિકારક પણ નથી. જેઓનાં જીવન શુષ્ક તથા ક્ષુદ્રમાં હોય; જેમને ખાવા પીવા કરતાં વિશેષ કરવાનું નહીં હોય, તેઓ ભલે સાથે રહે. તેમાં કેટલીક હાનિઓ તો અનિવાર્ય છે અને તેમાં એક ગંભીર હાનિ એ છે કે તેઓ ચીલેચલુ કીચડની બહાર પગ કહાડી શકશે નહીં. તેમને ગમતાં કહેવાતાં સારાં જીવનને તેઓ નવીન ઉમેદોવાળું, નવીન અભિલાષાવાળું બનાવવાની તેમને ઇચ્છા કે જ્ઞાન સરખું પ્રાપ્ત થવાનો દહાડો–વારોજ નહીં આવે! તેઓ સુધરતાં ( civilize થતાં ) બહુ મુશ્કેલ થઇ પડશે. છતાં તત્કાળ તો તેમને કશું ખોવાનું નથી. તેમની પાસે છે શું કે ખોવાઇ જાય? વધારે શું છે કે ખુટે? તેવી ગરીબ ગામડીયાની સ્થિતિ છે. પરંતુ નાગરિકો અવશ્ય કરીને દ્વિજ ( બુદ્ધિમાન, વિદ્વાનવર્ગ ) માં તો તેમ ચાલી શકે એમજ નથી. તેઓની ઉન્નતિનો આધાર મજુરીપર કે મનમાનતા વરસાદ પર નહીં પરંતુ અંગત લાયકાત પર હોવાથી તેઓને તો જરા વસમું થાય તો ભારે પડી જાય. તેમને હાનિનો ભય અતિ વિશેષ છે. તેમનામાં કૃષિકાર પેઠે સરખી કમાઇ જેવું કશું નથી. હાઇકોર્ટના જજનો ભાઇ કદાચ કોઇ નહીં પણ ૫૦ રૂપિયાનો કારકુન હોય. જો કે ભાગ્યવાન ભાઇ અવશ્ય એવા ભાગ્યહીન ભાઇને બનતાં સુધી ઉપર લાવવા પ્રયત્ન કરશે તોપણ અત્યંત અંતર અવશ્ય રહેશે. નાગરિકોમાં ભાઇભાઇઓ વચ્ચે પણ સ્વાભાવિક અતિ વિષમતા હોય છે. ભિન્ન ભાવ ( differentiation ) ની સીમા તેઓ વચ્ચે ઘણી મોટી હોય છે. દરેકના સંસ્કારમાં, આચાર વિચારમાં, શિષ્ટતા—સભ્યતા ( etiquette ) માં, મિત્રમંડળની જાતમાં, ઇત્યાદિમાં ઘણો અંતર હોય છે. એક પ્રમાણમાં અભણ હોય ને બીજો મહા જ્ઞાની હોય. દરેકના રસ ( taste ), કેળવણી ( education ) તથા ખીલવણી ( cultivation ) ભિન્ન ભિન્ન પ્રકારનાં તથા ભિન્ન ભિન્ન ક્રમમાં વિકાસ ( development ) પામેલા હોય છે તેથી તેઓના શોખો, ઇચ્છાઓ, હાજતો, તૃપ્તિઓ પણ બહુ બહુ ભિન્ન હોય છે એટલુંજ નહીં પણ વિરુદ્ધ સુદ્ધાં હોય છે. એક જે ખાસ પ્રિય તે બીજાને અપ્રિય હોય છે. બધાનાં ચારિત્ર્ય ( character ) બહુ જુદાં જુદાં હોય છે. એકસાથ રહેવાથી તેઓ પોત પોતાને ગમતી દિશામાં પ્રવૃત્ત થઇ શકતા નથી. એક બીજાની અથડામણ થાય છે, અને તેને પરિણામે ઉત્તરાયણમાં મકરસંક્રાંતિને દિને ઉડતાં પતંગોની પેઠે પરસ્પર પેચ કપાય છે. જ્યાં મનના મોટાનોજ મેળ ત્યાં તે

એકજ ઢાલ ( mould ) માં કેમજ રહી શકે ? દરેક નાની ચીજ પોતાની આકૃતિના મોટા ઘાટના ઢાળમાં રહી શકે છે. ગોળ ચીજને ચોખડો ઢાલ પ્રતિકૂલ પડે છે, નાગરિક માત્રમાં સર્વેનાં ચિત્ત વિશેષ અથવા ઓછાં પ્રફુલિત થયાં હોય છે, દરેકના સ્વભાવ તથા ચારિત્ર્ય અમુક આકૃતિદાર (cristallized) બન્યાં હોય છે. તે ઓછા અથવા વત્તા તીવ્ર તથા નાજુક હોય છે. તેમને એકજ પ્હોળી ખોળમાં ભરવાને બદલે, દરેકને સુરક્ષિત રાખવા માટે જુદી જુદીજ સ્વતંત્ર વ્યવસ્થાજ આવશ્યક છે. હીરાને, તથા પત્થરને એકજ પેટારામાં ભરવાની સખત વિરૂદ્ધ થવા વગર ચાલતું નથી. તેમાં બન્નેને અંતમાં હાનિ છે. એકજ ઘાટનો જોડો દરેકના પગને જબરજસ્તી બેસાડવા જેવું બલાત્કાર યુક્ત તથા અનુચિત સંયુક્ત વ્યવસ્થા છે. દરેક તકીયાને તેના ઘાટ પ્રમાણે જુદા ગલેફની જરૂર સમજવામાં આવે છે. પરંતુ મનુષ્ય માટે એકજ ઘરનો કોથળો પુરતો ધારવામાં આવે છે ! ભાઇ, ભત્રિજા તથા પિત્રાઇઓની મન તથા ધનની સ્થિતિમાં, તથા તેમની અનેક વિવિધ શકિતઓ વગેરેમાં ઊંડો અંતર રહેવાથી-અને નાગરિકોમાં તો તે અવશ્ય રહેશેજ-સર્વેને માટે વિભક્તજ રહેવું શ્રેય છે.

તંત્રી.

---

## અમૃતસર અને તેનું મહા પ્રખ્યાત સુવર્ણ મંદીર-શીખ ધર્મની કેટલીક વિશેષતાઓ.

( ૨ )

( લખનાર-રા. મગનલાલ મા. ઝવેરી, મુંબઇ. )

### શાહીદ-બુંગા.

કેટલાકની માન્યતા છે કે બાબા દીપસિંહ તેનું મસ્તક કપાઇ ગયા પછી પણ લડેલા. તળાવની દક્ષિણે તેનાં ધડની કબર છે અને તેનાં મસ્તકની કબર-તરન તારન નામના શીખોના પવિત્ર ગામ પાસે છે.

આ રીતે દરબાર સાહેબમાં પાંચ મુખ્ય મંદિર છેઃ ૧ અકાલ બુંગા. ૨. બાબા અટલ ૩. ઝંડા બુંગા. ૪. હરમન્દિર અને ૫. શહીદ બુંગા.

એ સિવાય પરસુરણ કબરો અને એક દેવળ છે કે જેની અંદર હનુમાન, રામ લક્ષ્મણ ગણપતિ ઈત્યાદિ કેટલાક દેવતાઓની નાગી કોતરેલી મૂર્તિઓ છે (પણ તે સર્વેને કાગળ કે કપડાથી ' નાગી ની ઢાંકી ' કરવામાં આવી છે. )

### બાગ.

મોટાં તળાવની દક્ષિણ બાજુએ શરૂનો બહુ મોટો બાગ છે, જેમાં સુંદર પુવારા છે. અમૃતસરની સ્ત્રીયોએ પોતાના પૈસાથી વળી તેમાં સુધારણા કરાવેલી છે. અહિ જુદા જુદા

મતના વ્યાખ્યાતાઓ, પંડિતો, મુનિઓ, વગેરે આવીને પોતપોતાના ધર્માનુસાર છુટથી ઉપદેશ કરી શકે છે. કોઈ ભજન કરે છે: કોઈ ગ્રન્થ સાહિબ વાંચે છે. ગુરૂ ગોવિંદસિંહજીનો ઉપદેશ આપવાનો પ્લૅટફોર્મ પણ અત્રે છે. એક ધર્મશાળા તથા મીઠાઈ આદિની દુકાન પણ મધ્યમાં આવેલી છે. ફૂલવાળા અનેક બેસતા હોવાથી ફૂલની સુગંધ ચોમેર પ્રસરી રહે છે. ખાવાનું પણ મળી જાય છે અને પાણી માટે તો અસંખ્ય કૂવા દરબાર સાહેબમાં છે જેનો ઉલ્લેખ આગળ કરીશું. બેસવાની જગ્યા બાગમાં પુષ્કળ છે. જેને મકાનમાં બેસવું હોય તેને સારૂ તળાવની આસપાસ રાજા રજવાડાઓ અને સરદારોએ બંધાવેલાં મકાનો ખુલ્લાં છે. બાગમાં ગુરૂનું ક્ષેત્ર છે જ્યાંથી સાધુઓને અન્નાદિ પણ મળે છે. આ રીતે સર્વેને તેમની મરજી મુજબનો નિર્દોષ આનંદ અત્રે મળે છે.

" વાહ ગુરૂકી ફતેહ ! વાહ ગુરૂકા ખાલસા ! "

જ્યારે ગ્રન્થ સાહેબનાં પદ ભણતી ફરતી ભજન મંડળીઓ પસાર થાય ત્યારે ત્યાં બેઠેલાઓએ ઉઠી ઉભા થઇ તેને માન આપવું એવો નિયમ છે. શીખોએ એ વખતે ખાસ " વાહ ગુરૂકી ફતેહ, વાહ ગુરૂકા ખાલસા, " શબ્દો બોલવા જોઇએ.

## ગ્રન્થ સાહેબનો વરઘોડો.

ગુરૂ ગ્રન્થ સાહેબને હરિ મન્દિરમાં સવારે ૧૧ વાગે પાલખીમાં પધરાવી વાજતે ગાજતે લાવવામાં આવે છે અને સવારના પહોરમાં ત્રણ વાગે પાછા શયનભુવનમાં પધરાવવામાં આવે છે.

## હિન્દુ શિવાયના અન્ય વર્ગને દાખલ થવાનો સમય.

ક્રીશ્ચીયન-મુસલમાનો અને યુરોપીયનોને ૧૦-૪ સુધી દાખલ કરવામાં આવે છે. તેઓ મંદિરના ઉંબરા આગળથીજ દર્શન કરી શકે છે—અંદર જવાની તેમને છુટ નથી.

## મેળા.

વરસમાં દરબાર સાહેબના ત્રણ મોટા મેળા ભરાય છે; પોશ માસમાં ગુરૂ ગોવિંદસિંહના જન્મ દિવસ વૈશાખ શુદ પડવે, અને દીવાળી પર. તેમાં સૌથી મોટો મેળો દીવાળીનો હોય છે. જે વખતે અસંખ્ય લોક આવે છે અને મંદિરને ખૂબ શણગારવામાં આવે છે.

## વીજળીની રોશની.

*બાગની પૂર્વે વીજળીનું એંજીન છે જેથી સમસ્ત દરબારમાં વિજળીક રોશની થાય છે.* ઘણું ખરૂં દરેક માસની વદ પાંચમથી વીજળીક લાઇટ કરવામાં આવે છે. આથી મંદિરની શોભામાં બહુ વધારો થાય છે. વીજળીક લાઇટ આશરે ૧૦-૧૨ વર્ષ પર લાવવામાં આવી ત્યારે ધર્મસ્થાનમાં એ મ્લેચ્છ વસ્તુ લાવવાથી તે દુષિત થશે એવો વાંધો લેવાયો હતો. પણ હવે તેનો કોઇ વિચાર નથી કરતું.

## ક્લૉક ટાવર.

તળાવની ઉત્તરે એક મોટો ક્લૉક-ટાવર છે, જેના ટકોરા આખા શહેરમાં સંભળાય છે. આ ટાવરપરના અંગ્રેજી લેખપરથી જણાય છે કે તે લાલા ધીલનદાસે ઈ. સ. ૧૮૯૪ માં લૉર્ડ મેલગીનની અમૃતસરની મુલાકાતની યાદગિરીમાં બંધાવી આપી મંદિરને અર્પણ કર્યો છે.

### બાબા બુદ્દેકી બેર.

આ ક્લૉક ટાવરની પાસે એક બોરડી છે, જે બહુ પ્રાચીન છે. કહેવાય છે કે બાબાબુદ્દા નામનો, ગુરુજીનો એક વ્હાલો શિષ્ય, એની નીચે મન્દિર બંધાતું તે વખતે ચૂનો અને રેતીનો 'ગારો' મંદિરને સારૂ તૈયાર કરતો હતો. તેથી એ બાબા બુદ્દેકી બેરને નામે ઓળખાય છે

### દુઃખ ભંજન કુંડ !

આની કથા એવી છે કે પાંચમી બાદશાહીના* જમાનામાં (ઇ. સ. ૧૫૮૧–૧૬૦૬) પટ્ટી નામનાં ગામે એક પૈસાદાર માણસ રહેતો, જેને કેટલીક બહુ ખૂબસુરત પુત્રીઓ હતી; જેમાંથી એક બહુ ભક્ત હતી; તે ઇશ્વરપર બહુ શ્રદ્ધા રાખતી; આથી તેના બાપે તેને એક લંગડા જોડે પરણાવી ઇશ્વરી સત્તાનો અનુભવ મેળવવાને પ્રસંગ આણી આપ્યો.

દુઃખી બાળા આ સ્થિતિમાંએ સંતોષ માની ઇશ્વરપર આધાર રાખી ધણીને ટોપલીમાં બેસાડી માથે મેલી ભીખ માગતી અને મનને સંતોષતી. એટલામાં તે હાલ જ્યાં દરબાર સાહેબ છે ત્યાં આવી અને પોતાના ધણીની ટોપલી એક ઝાડ નીચે મેલી જોડેનાં ગામડાંમાં ભીખ માંગવા ગઇ. એટલામાં તે માણસને જણાયું કે એક લંગડા કાગડાએ પોતાના પગ તે પાણીમાં બોળતાં તે આખો સફેદ થઇ ગયો અને સાજો પણ થઇ ગયો. આથી ધીમે ધીમે તેણે પણ તેમ કર્યું અને તે પણ સાજો થઇ ગયો ! તેની સ્રીને તે ન ઓળખતાં આખરે બેઉ ગુરુજી પાસે ગયાં, જેણે અમૃતની શક્તિનું માહાત્મ્ય વર્ણવી તેને સંતોષી. આથી આ જગ્યાનાં નાનાં મંદિરને 'દુઃખભંજની બેરી મન્દિર' અને એ કિનારાને 'દુઃખભંજની કુંડ' કહેવામાં આવે છે; એ નાનાં દેવળમાં એક ગ્રન્થ સાહેબ છે અને આ બાબતનું દર્શન કરાવતું એક ચિત્ર છે. એની પાછળ સ્રીઓને વસ્ત્ર બદલવા સારૂ જગ્યા છે, ઘણુંખરૂં સ્રીઓ અહિંજ ન્હાય છે. પુરૂષોને પણ અહિં ન્હાવાની છુટ છે.

### મોહન ભોગ.

ઘણીક વખતે દર્શકને શીરો તથા ફુલની માળા આપી ભેટ ધરવાનું કહેવામાં આવે છે; જેથી દર્શક પોતાની શક્ત્યાનુસાર ભેટ ધરે છે, જેને "મોહન ભોગની ભેટ" કહે છે.

### રૂબાબી.

કેટલાક મુસલમાન ભજનિક પણ મન્દિરમાં હોય છે જેને 'રૂબાબી' કહે છે. તેઓનાં આચરણ લગભગ હિન્દુ જેવાં હોય છે. ગુરૂ નાનકના ધર્માનુસાર હિન્દુ મુસલમાન ધાર્મિક દ્રષ્ટિથી સરખા ગણવામાં આવતા હોવાથી તેમજ એ ધર્મના ગુરૂઓના કેટલાક મુસલમાનો પણ અનુયાયીઓ હોવાથી કેટલાક મુસલમાનો Hinduized થયેલા છે–માત્ર જન્મથી મુસલમાન છે ! આ લોકો ત્યાં ભજન કરે છે.

### જોડાની 'સેફ્ટી'

હંમેશા એક માણસને દર્શન કરવા સારૂ કહેવામાં આવે છે ત્યારે તેને પોતાના જોડાના વિયોગનો સૌથી પ્રથમ ભય લાગે છે ! કારણકે તેનું હરણ જલદીથી થઇ જતું હોવાથી

* શીખ લોકોના દરેક ગુરૂનો સમય 'બાદશાહી' કહેવાય છે.

હતી.૧ બીજા દેવતાઓમાં દેવીની ( ભીષ્મપર્વમાં ) અને સૂર્ય અને કાર્તિકેયની ( એઉની વનપર્વમાં ) સ્તુતિ અત્યંત કરવામાં આવેલી છે. વિષ્ણુનાં અને શિવનાં સહસ્ર નામ અનુશાસન પર્વમાં ( અનુક્રમે અધ્યાય ૧૪૯ અને ૧૭ માં ) આપેલાં છે.

શંકરાચાર્ય, રામાનુજાચાર્ય, વગેરે આચાર્યોએ ઈશ્વર વિષયક જ્ઞાનનો ઉહાપોહ કરી જે સિદ્ધાંત ઠરાવ્યા છે તે મહાભારત અને રામાયણમાં કેટલે દરજ્જે સુધી મળી આવે છે તેનું વિસ્તારપૂર્વક પૂર્ણ વિવેચન કરવું અત્રે શક્ય નથી. અત્રે માત્ર ટુંકમાં દિગ્દર્શન કરવા સિવાય બીજો ઉપાય નથી. પંચ રાત્ર સિદ્ધાન્તની શાંતિપર્વમાં ( અધ્યાય ૩૪૦ વગેરે ) જે સ્તુતિ આપેલી છે તેપરથી એવું જણાય છે કે રામાનુજાચાર્યે જે વિશિષ્ટાદ્વૈત સિદ્ધાન્ત સ્થાપિત કર્યો છે તેવાજ પ્રકારનો સિદ્ધાંત મહાભારતકારને સંમત હતો. પંચરાત્ર સિદ્ધાન્તનું ખંડન શંકરાચાર્યે પોતાનાં ભાષ્યમાં કર્યું છે ( વેદાન્તસૂત્ર ભાષ્ય અધ્યાય ૨. ૨. ૪૨-૪૫ ). આવું છે તોપણ અમે એમ બતાવી આપીશું કે શંકરાચાર્યના જે વિશિષ્ટ સિદ્ધાન્તો છે તે મહાભારતમાં મળી આવે છે. ઉદાહરણાર્થઃ—

૧. બ્રહ્મ નિર્ગુણ છે, તે 'સત્' કિંવા 'અસત્' એ બેઉ શબ્દોથી વર્ણવી શકાતો નથી— તે કેવળ આત્મામાંજ જોવાનો છે. આવા પ્રકારનું વર્ણન અનેક સ્થલે છે. ૨

રામાનુજના મત પ્રમાણે બ્રહ્મ નિર્ગુણ હોઈ અનેક કલ્યાણગુણોથી મંડિત છે.

૨. રામાનુજાચાર્યના મતથી જ્ઞાન અને કર્મ એ બેઉનો સમુચ્ચય મોક્ષસાધન સારૂ આવશ્યક છે; અને મોક્ષપ્રાપ્તિ જ્ઞાન કરતાં ભક્તિથીજ પ્રાપ્ત થાય છે એવું તે પ્રતિપાદન કરે છે. કર્મથી જીવને બંધન થાય છે અને જ્ઞાનથી મોક્ષ મળે છે તેથી દૂરદર્શી યતિઓ કર્મ કરતા નથી, એવા અર્થના શ્લોક મહાભારતમાં છે. ૩ આ મત શંકરાચાર્યના મતને મળતો આવે છે. શંકરાચાર્યનો સિદ્ધાન્ત એવો છે કે જ્ઞાનથીજ મોક્ષ મળે છે ( ( ज्ञानादेव मोक्षः न तु कर्मसमुच्चयात् ) કર્મ ( નિષ્કામ હોય તો ) માત્ર ચિત્તશુદ્ધિ કરનારૂં છે. ગીતામાંજ માત્ર ભક્તિમાર્ગને ઘણું પ્રાધાન્ય મળેલું છે; પરંતુ એકંદર મહાભારતમાં જ્ઞાનમાર્ગજ શ્રેષ્ઠ છે, એવું બતાવનારાં પુષ્કળ સ્થલો છે.

૩. ભાસમાન જગતનું કારણ માયા છે એવું પ્રતિપાદન કરેલું જો કે બહુ જણાતું નથી, છતાં અવિદ્યા ભાસમાન પ્રપંચનું કારણ છે એવું અનેક સ્થલે કહ્યું છે.૪ રામાનુજાચાર્યના બહુ માનીતા 'ચિત્' અને 'અચિત્' ( બ્રહ્મનું શરીર ) શબ્દો તો બીલકુલ આવતાજ નથી.

૪ રામાનુજાચાર્યના મતે જીવાત્મા અણુપરિમાણ હોઈ પરબ્રહ્મ મૂર્તિનો અંશ છે; પરંતુ જીવાત્મા અને પરમાત્મા એવું અભિન્નત્વ કેવલ અદ્વૈત સિદ્ધાન્ત પ્રમાણે પણ ઠેકાણે કહેલું છે. ૫

१. दृश्यते ब्रह्ममूर्तिश्च रक्षते पौरुषी तनुः । रौद्रीभावेन शमयेत्तिस्रोऽवस्थाः प्रजापतेः ॥ वन० २७२. ४७.

२. धातारमजमव्यक्तं यमाहुः परमव्ययम् । कैवल्यं निर्गुणं विश्वमनादिमजमव्ययम् ॥ आदि० १२. १०२; अक्षरं परमं ब्रह्म असच्च सदसच्च यः । अनु० १४-१५; अतीन्द्रियमचिन्त्यादर्शं सर्वसंस्थानमनादिनिधनम् । आदि० १. २५६; वन० १३३. १९; वन० १४७. ८.

३. कर्मणा बध्यते जन्तुर्विद्यया तु प्रमुच्यते । तस्मात्कर्म न कुर्वन्ति यतयः पारदर्शिनः ॥ शांति० २४२. ७.

४. अविद्यामाहुरव्यक्तं सर्गप्रलयधर्मि वै । सर्गप्रलयनिर्मुक्तां विद्यां वै पंचविंशकः ॥ शांति० ३०८.२; अहंकारे विमूढः सन्परमेतेप्रविशता जगत् । शांति० २३३-५.

५ आत्मा क्षेत्रज्ञ इत्युक्तः संयुक्तः प्राकृतैर्गुणैः । तैरेव तु विनिर्मुक्तः परमात्मेत्युदाहृतः ॥ शांति० १८७, २३; शांति० ३४०. २१; ३५८. २८

ઉપરનાં વિવેચનથી એવું જણાઇ આવે છે કે પરમાત્મા સંબંધી એકજ મતનો અનુવાદ મહાભારતમાં નથી. શંકરાચાર્યને સંમત મતોજ મહાભારતમાં છે એવો અમારો આગ્રહ નથી. જે મુજબ પરબ્રહ્મ અને વિષ્ણુનો અભેદ માનેલો છે, તેજ મુજબ શિવ અને પરબ્રહ્મનું અભિન્નત્વ પણ પ્રતિપાદિત્યું છે.

**સૃષ્ટિની ઉત્પત્તિ.**

સૃષ્ટિની ઉત્પત્તિ કેમ થઇ, તેનો વિચાર એક ગ્રંથોમાં અનેક વખત કરવામાં આવ્યો છે. તેમાં બધેજ ઠેકાણે જોકે એક સરખીજ વાતો જણાતી નથી, છતાં સૃષ્ટિ ઉત્પત્તિ વિષે વિશેષ કરી નીચે લખેલી માન્યતાઓ તે વખતે હતી એવું જણાય છે:—

૧. પ્રથમ સર્વ સ્થલે જલ હતું. તે જલમાં પૃથ્વી ઉત્પન્ન થઇ. બાદ સર્વ દેવતા સાથે બ્રહ્મા પ્રાદુર્ભૂત થયા. તેણે વરાહરૂપ ધારણ કરી વસુન્ધરાને ઉપર આણી.[૧]

૨. અક્ષરમાંથી આકાશ, આકાશમાંથી વાયુ, વાયુથી તેજ, તેજમાંથી જલ, અને જલથી પૃથ્વી થઈ, એવું એક ઠેકાણે લખ્યું છે. [૨]

૩. પ્રથમ સર્વત્ર તમ હતું અને ત્યારબાદ એક મોટું ઇંડું ઉદ્ભૂત થયું. તેમાંથી બ્રહ્મદેવ થયા અને તેણે સૃષ્ટિ નિર્માણ કરી. [૩]

૪. કેટલેક ઠેકાણે સૃષ્ટિની ઉત્પત્તિ સાંખ્યસિદ્ધાન્ત પ્રમાણે કહી છે. પરમાત્માથી અવ્યક્ત (જેને સાંખ્યો 'પ્રધાન' કહે છે) ઉત્પન્ન થયું. શાંતિપર્વ, અ૦ ૩૦૩, માં એમ લખેલું છે કે નારાયણથી હિરણ્યગર્ભ, તેનાથી મહત્ અને તેનાથી અહંકાર, એવી રીતે સૃષ્ટિ ઉત્પન્ન થઇ.

**જીવાત્મા.**

આત્મા અમર છે. તે એકમાંથી બીજાં શરીરમાં જાય છે.[૪] આ સંસારમાં દેખાતું વૈષમ્ય પૂર્વજન્મમાં સંચિત કરેલાં કર્મનું ફલ છે. "જેવું કરવું તેવું ભરવું" એવી કલ્પનાઓ અત્યંત રૂઢ થએલી હતી.[૫] ધર્મ, અર્થ કામ અને મોક્ષ, એ ચાર પુરૂષાર્થ કહેલા છે. એમાં મોક્ષ એ પરમ પુરૂષાર્થ છે, એવું અનેક સ્થલે કહેલું છે. પહેલા ત્રણ એ તો ઉચ્ચપદ પ્રાપ્ત કરી લેવાના ઉપાયો માત્ર છે. કર્મ, ઉપાસના અને જ્ઞાન એ ત્રણ નિઃશ્રેયસ પ્રાપ્ત કરી લેવાના માર્ગ છે. જ્ઞાનથી મોક્ષ સાધ્ય છે (ज्ञानेन मोक्षो विज्ञेयः । વન ૨૦૦. ૧૧૮). યજ્ઞયાગાદિ કર્મોનું યોગ્ય રીતે સંપાદન કરતાં સ્વર્ગ પ્રાપ્તિ થાય છે, પરંતુ સ્વર્ગપ્રાપ્તિ થાય તોએ મોક્ષની તુલ્યે આવે નહીં. સ્વર્ગસુખ પણ નશ્વર છે. સ્વર્ગસુખ ભોગવ્યા બાદ પુનઃ જન્મમરણના ફેરામાં પ્રાણી પડે છે. તેથી સુખદુઃખની આત્યંતિક નિવૃત્તિ થાય એવી તજવીજ કરવી જોઇએ, એવું મહાભારતમાં આગ્રહપૂર્વક કહેલું છે.

સર્વે ધાર્મિક અને આધ્યાત્મિક બાબતોમાં વેદોનો અધિકાર શ્રેષ્ઠ માનવામાં આવતો. "જે વેદ અને શિષ્ટાચારને પ્રમાણ માનતો નથી તે ઇહલોક અને પરલોક એ બેકમાંથી વઞ્ચિત થાય છે," એવું

૧. सर्वं सलिलमेवासीत्पृथिवी तत्र निर्मिता । ततः समभवद् ब्रह्मा स्वयंभूर्दैवतैः सह ॥ स वराहस्ततो भूत्वा प्रोज्जहार वसुन्धराम् । અયોધ્યાકાંડ ૧૧૦. ૩–૪.

૨. अक्षरात्खं ततो वायुस्ततो ज्योतिस्ततो जलम् । जलात् प्रसूता जगती जगत्यां जायते जगत् ॥ શાંતિ૦ ૨૦૧.૧; આજ કલ્પના તૈત્તિરીયોપનિષદ્‌માં (૨.૭) છે.

૩. આદિ૦ ૧.૨૯; આ કલ્પના ઋગ્વેદ ૧૦.૧૨૯.૩. આ ઋચામાં પણ છે.

૪ न जीवनाशोऽस्ति हि देहभेदे मिथ्यैतदाहुर्म्रियतीति मूढाः । जीवस्तु देहान्तरितः प्रयाति दशार्धतैवास्य शरीरभेदः ॥ વન૦ ૨૦૬,૨૬.

૫. यादृशं कुरुते कर्म तादृशं फलमश्नुते । ઉત્તરકાંડ ૧૫,૨૩; शुभकृच्छुभमाप्नोति ... फलहेतुकम् । ... सर्वं प्रत्य शुभाशुभम् ॥ કિષ્કિન્ધા૦ ૨૧,૨; ... पतति ... तासु तास्विह योनिषु । अविद्याकर्मतृष्णाभिर्भ्राम्यमाणोऽथ चक्रवत् ॥ વન૦ ૨,૭૧.

કહેવું છે કે લોકોની મનોવૃત્તિમાં આ જે ફેર પડ્યો, તે ગૌતમ બુધ્ધના ઉપદેશનું ફલ છે; પરંતુ એ કહેવું સોપપત્તિક લાગતું નથી. વેદકાલમાં યજ્ઞયાગનો જે એક 'મેનીયા' ( mania ) લોકોને લાગ્યો હતો તેમાંથી છુટવાની ઇચ્છા પ્રબલ થાય એ સ્વાભાવિક છે. યજ્ઞયાગાદિક કર્મકાંડોની ખટપટનો લોકોને જ્યારે કંટાળો આવવા લાગ્યો ત્યારેજ બુધ્ધનો પ્રાદુર્ભાવ થયેલ. અહિંસા તરફ લોકમત વળ્યો એ બુદ્ધના ઉપદેશનું કાર્ય ન હોતાં, કારણ માત્ર છે.

**વર્ણવ્યવસ્થા.** સનાતન ધર્મનો પાયો વર્ણવ્યવસ્થાપર રચાયલો છે. ચાતુર્વર્ણ્ય પ્રત્યક્ષ પરમેશ્વરેજ નિર્માણ કરી છે એવી માન્યતા મહાભારતના કાલમાં હતી. પુરૂષસૂક્તમાં ( ઋગ્વેદ ૧૦–૯૦–૧૨ ) ચાર વર્ણોનો ઉલ્લેખ છે. ચાતુર્વર્ણ્ય સંબંધી આથી પ્રાચીન ઉલ્લેખ મળવો કઠીન છે. ભારતરામાયણ કાલમાં આ ચાર વર્ણોની અનેક જાતિઓ અને જ્ઞાતિઓ થઇ હશે. આ વીશમી સદીમાં પણ જાતિભેદનું પૂર્ણ મંડન કરનાર મનુષ્ય ચાતુર્વર્ણ્યપરજ પોતાનો આધાર રાખશે. મૂળ ઈશ્વરેજ નિર્માણ કરેલા વર્ણોનો વિકાસ તેજ આધુનિક અનેક જાતિ અને ઉપજાતિ છે, એવું તે કહેશે. અયોધ્યાકાંડમાં ચાર વર્ણોની ઉત્પત્તિ પુરૂષસૂક્તથી સહેજ જુદા પ્રકારની કહી છે. બ્રાહ્મણ પરમેશ્વરના મુખથી ઉત્પન્ન થયા, ક્ષત્રિય વક્ષઃસ્થલથી, વૈશ્ય જંઘાથી, અને શૂદ્ર પગથી.[1] સમાજની બાલ્યાવસ્થામાં વર્ણભેદ ન હોતાં, કાલાંતરે ગુણ, કર્મ અને આચાર વિચારનાં વૈષમ્યથી જુદા જુદા વર્ણ ઉત્પન્ન થયા, એવી માન્યતા મહાભારત કાલમાં પ્રચલિત હતી[2]. વર્ણોત્પત્તિની આ ઉપપત્તિ બરોબર હોવાનો સંભવ છે. સમાજની જરૂરીઆતો જેમ જેમ વધતી જાય છે તેમ તેમ જુદા જુદા ઉદ્યોગધંધા નીકળી શ્રમ વિભાગનું તત્વ પ્રચારમાં આવે છે. આવી રીતે સમાજના જુદા જુદા સંઘ બને છે.

આ સઘોને જાતિભેદનું રૂપ હિંદુસ્થાનમાંજ વિશેષેકરી શાસારૂ આવવું જોઇએ. અને પૃથ્વીની સપાટી પરનાં ઇતર દેશોમાં તે બહુજ થોડાં પ્રમાણમાં દૃષ્ટિએ પડે. કિંબહુના જરાયે દૃગ્ગોચર કેમ ન થાય, એનો ઉત્તર સમાધાનકારક રીતે આપણાથી આપી શકાશે નહીં. આરંભમાં વર્ણભેદ માત્ર નામનો—ઢીલો—હોવાનો બહુ સંભવ છે; પરંતુ ધીમે ધીમે જુદા જુદા ઉદ્યોગધંધાને લીધે પડેલા વિભાગ વજ્રલેપ સમાન થઇ કેવલ જન્મથીજ મનુષ્ય અમુક જાતિનો, એવું ઠરવા લાગ્યું; અને એવો જાતિભેદ આજે હિંદુ ધર્મનું એક મુખ્ય લક્ષણ થયો છે. એક ઠેકાણે પ્રત્યેક વર્ણમાંના મનુષ્યના શરીરનો વિશિષ્ટ રંગ છે, એવું કહેલું છે. બ્રાહ્મણોનો શુભ્ર વર્ણ, ક્ષત્રિયનો લાલ, વૈશ્યનો પીળો, અને શૂદ્રનો કાળો.[3] આ શ્લોકનો થિયોસોફીસ્ટો તરફથી કદાચ એવો અર્થ કરવામાં આવશે કે ઉપર કહેલો રંગ તે સ્થૂલ શરીરનો નહીં પણ સૂક્ષ્મ શરીરનો માનવો જોઇએ. વર્ણોત્પત્તિનું મૂળ ગમે તે હો, પણ રામાયણમહાભારત કાલમાં વર્ણવ્યવસ્થાપરજ સર્વ સામાજીક બંધનો અવલંબિત હતાં. પ્રત્યેક સમાજમાં વ્યક્તિનું પરસ્પર તારતમ્ય ઠરાવવાનાં કંઇક તત્વો હોય છેજ. પાશ્ચાત્ય દેશોમાં પણ સંપત્તિ અને પદવીને યોગે મનુષ્યામનુષ્યમાં જાતિભેદ પ્રમાણેજ ઉચ્ચનીચ ભાવ માનવામાં આવે છે. ઉચ્ચ અને નીચ મનાયલા કુટુંબોનો પરસ્પર સંબંધ ઘણું ખરૂં દૂરાપસ્તજ હોય છે; પરંતુ પાશ્ચાત્યોની સમાજ ઘટના કેવલ જન્મથી પ્રાપ્ત થયેલી પદવીને મહત્વ આપતી નથી. તેમની સમાજમાં અતિ નીચ દર્જાના માનવામાં આવેલા માણસને પણ અતિ ઉચ્ચ દર્જાના માનવામાં આવેલા અમીર ઉમરાવના પૂંઠળથી પૂંઠળ

---

૧. मुखतो ब्राह्मणा जाता उरसः क्षत्रियास्तथा । ऊरुभ्यां जज्ञिरे वैश्याः पद्भ्यां शूद्रा इति श्रुतिः ॥ પુરૂષસૂક્તમાં બાહુથી ક્ષત્રિય થયા એવું લખેલું છે.

૨. न विशेषोऽस्ति वर्णानां सर्वं ब्राह्ममिदं जगत्। ब्रह्मणा पूर्वसृष्टं हि कर्मभिर्वर्णतां गतम् ॥ શાંતિ૦ ૧૮૮, ૧૦

૩. ब्राह्मणानां सितो वर्णः क्षत्रियाणां तु लोहितः । वैश्यानां पीतको वर्णः शूद्राणामसितस्तथा શાંતિ૦ ૧૮૮, ૫.

લગાડી બેસવું શક્ય છે; એટલુંજ નહીં પણ તે પોતે પણ ઉમરાવપદ પ્રાપ્ત કરી શકે છે. ભારતવર્ષમાં પણ પ્રથમ વર્ણવ્યવસ્થાનાં બંધન ઉપર કહ્યામુજબ ઢીલાંજ હોવાં જોઇએ. વિશ્વામિત્ર બ્રહ્મર્ષિ થયાની વાત એવીજ સ્થિતિની સૂચક છે. એવા અનેક દૃષ્ટાંતો એ બે પુસ્તકોનું અવલોકન કરતાં મળી આવશે. પરંતુ મહાભારતના વખતમાં વર્ણવ્યવસ્થાનું દીઠું બંધન તંગ થયું હતું—એક જાતિનો મનુષ્ય બીજી જાતિમાં, કંઇ નહીં તો એકજ જન્મમાં તો જઈ શકતો નહીં. બ્રાહ્મણ અને ક્ષત્રિય પોતાની વર્ણને—પદવીને-છાજે તેવું વર્તન જ્યાંસુધી રાખતા ત્યાંસુધી વિશેષ કુરકુર થતી નહોતી. જ્યારે બ્રાહ્મણક્ષત્રિય પોતાનું કર્તવ્ય છોડી દેવા લાગ્યા, પોતાનાં ઉચ્ચ સ્થાનથી ભ્રષ્ટ થઈ, બીજાંનાં કર્મ કરવા લાગ્યા, ત્યારે જાતિભેદનું ' શલ્ય ' નીચ મનાયલા લોકોનાં હૃદયમાં ખૂંચવા લાગ્યું.

આ વીશમી સદીમાં અનેક સુશિક્ષિત લોક જાતિભેદને તિલાંજલિ આપવા નીકળ્યા છે. તેમનાં કાર્યક્રમની યુક્તાયુક્તતા કે શક્યાશક્યતા ઠરાવવાનું પ્રસ્તુત લેખકમાં સામર્થ્ય નથી તેમ આ નિબંધમાં તેમ કરવાનું કારણે નથી. જાતિભેદનું નિર્મૂલન કરવા સારૂ જે પ્રયત્નો ચાલુ છે તે વિશે આ લેખકનો માત્ર એવો મત છે કે એકંદરે નીચ માનવામાં આવેલી જાતિની ઉંચ માનવામાં આવેલી જાતિમાં પોતાની ગણના થાય, એવી બહુ ઇચ્છા હોય છે અને પ્રયત્નો પણ તેવાજ ચાલે છે. જ્યારે પ્રમાણમાં નીચ મનાયલી જાતિને પોતાનામાં શામીલ કરી લેવાને કિંવા, તેમની સાથે બરોબરીથી વર્તવાને, સંતોષ પણ ખટપટ ઉંચ કહેવાતી જાતિઓ તરફથી થતી નથી ! ! વર્ણવ્યવસ્થામાં અગ્રભાગે બ્રાહ્મણ હતા અને શૂદ્રનો દરજ્જો સર્વથી નીચો મનાતો. મહાભારતના કાલમાં શૂદ્રને વેદાધ્યયનનો અધિકાર નહોતો.[1] આથી એવું સમજવાનું નથી કે તેમને કેવળ અજ્ઞાનાંધકારમાં કુંડાં મારતાજ રાખવામાં આવ્યા હતા. મહાભારત જેવા બીજા ગ્રંથો વાંચવાની કિંવા પઠન કરવાની શૂદ્રને પૂર્ણ છૂટ હતી; અને સ્વધર્મ—સેવકર્મનું યથાર્થ પાલન કરવાથી તેમને સારૂ પણ મોક્ષનાં દ્વાર ખુલ્લાં થશે, એવી સાર્વત્રિક માન્યતા હતી.[2]

આમ ત્રણ વર્ણમાં પરસ્પર થોડી ઘણી સહાનુભૂતિ હતી. પરંતુ શૂદ્રને દ્વિજના કોઈ પણ વિશિષ્ટ હક નહોતા. તેમના ઉપનયનાદિ સંસ્કાર થતા નહોતા, તેમ તપશ્ચર્યા કરવાનો પણ તેમને હક નહોતો. શંબૂક નામક શૂદ્રને સ્વધર્મને અનુચિત એવું તપશ્ચરણ કરવાથી રામે તેનો વધ કર્યો હતો. એકલવ્ય નામના નિષાદને દ્રોણે ધનુર્વિદ્યા શીખવી નહોતી. કર્ણ દાસીપુત્ર છે, એવી માન્યતા પ્રચલિત હોવાથી કૃપાચાર્યે તેને અર્જુનસાથે યુદ્ધ કરવા દીધું નહોતું. ભીમે પણ કર્ણને મ્હેણું માર્યું હતું કે ' તું તારા કુલને ઉચિત એવો જે ચાબુક તે હાથમાં લે. '[3] શૂદ્રોએ બ્રાહ્મણોની દૂરથીજ સેવા કરવી, એવું પણ એક ઠેકાણે લખેલું છે ![4]

ત્રણે ઉંચ વર્ણોમાં બ્રાહ્મણ શ્રેષ્ઠ મનાતા અને તેમને વિશિષ્ટ હકો પણ પુષ્કળ હતા. બ્રાહ્મણો સર્વ સમાજના અગ્રગણ્ય હતા. પોતે દારિદ્ર્ય રહી વિદ્યાદેવીની તે નિઃસીમ આરાધના કરતા. આથી બ્રાહ્મણોએ આર્થિક બાબત શિવાય બીજી દરેક બાબતમાં અતિ ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું હતું; રાજાઓ સુદ્ધાં તેમના કહ્યા મુજબ ચાલતા. મહાભારતમાં અનેક ઠેકાણે બ્રાહ્મણોની વિપુલ સ્તુતિ કરેલી છે.[5]

---

१. न च शूद्रसमाभ्यासे वेदानुच्चारयन्त्युत । आदि० ६४. २०.

२. अनुशासन पर्व, १४३.

३. न त्वमर्हसि पार्थेन सूतपुत्र रणे वधम् । कुलस्य सदृशस्तूर्णं प्रतोदो गृह्यतामयम् ॥ आदि० १३१. ६.

४ दूराच्छूद्रेणोपचर्यो ब्राह्मणोऽग्निरिव ज्वलन् । अनु० ५९ ३३.

५ ब्राह्मणा हि महद्भूतमस्मिँल्लोके परत्र च । अस्य सर्वजगादिदं मुख्याः प्रत्यक्षदर्शिनः ॥ अनु० १६०. १२; न क्षत्रियस्याहुर्ब्राह्मणा धन्वत्तराः । ब्रह्मक्षत्रबलं दिव्यं क्षात्राच्च बलवत्तरम् ॥ बालकांड, ५४ १४; ब्राह्मणानां नमस्कारैर्दिवि सूर्यो विराजते ॥ वनपर्व २०२ १६.

# ડૉ. સેમ્યુઅલ જૉન્સનનું (હાસ્યરસિક) જીવનચરિત્ર.

(૩)

## માતાની ઉત્તરક્રિયા સારૂ આઠ દહાડામાં લખેલી ચોપડી.

"આઇડલર" લખાતું હતું તેની મધ્યમાં એક બીજો ઘા જૉન્સનને લાગ્યો. ૯૦ વર્ષની વયે તેની વૃદ્ધ માતાનો લીચફીલ્ડમાં દેહાંત થયો. પુત્રને લંડન રહેતો હોવાથી તેને લાંબો વખત થયાં માતા સાથે મેળાપ થયો નહોતો. પરંતુ પુત્ર માતાવત્સલ હતો. જો કે પોતા પાસે સુદામાથી બહુ વિશેષ ધન નહોતું, છતાં તે માતાના નિર્વાહાર્થે ગમે તેમ કરીને થોડુંઘણું બચાવીને પણ મોકલવા ચુકતો નહીં. માતાની ઉત્તરક્રિયાનો ખર્ચ કરવા તથા તેણે કરેલું કેટલુંક દેવું પતાવવા તેની પાસે કાંઇ ધન નહોતું. તેની સંપત્તિમાં તેની તર્કશક્તિજ હતી. તેની તેણે પાછી આરાધના કરી. માતાના સુતકમાંજ તેણે રેસેલાસ નામક પ્રખ્યાત નવલકથા એક અઠવાડીયામાં ફરફડાવી કાઢી, જેના તેને બુકસેલરોએ ૧૦૦ પાઉંડ આપ્યા. આ રેસેલાસને એબીસીનીયાનો શાહજાદો કલ્પ્યો છે, અને વાર્તામાં વસ્તુસંકલના તથા 'સ્થિતિપ્રાસંગિકતાનો લેશ નથી. એજ દોષો માટે તેણે શેકસ્પીયરની વિરૂદ્ધ ટિકા કરી હતી તેજ સર્વાંશે આ એની નવલકથામાં પ્રગટ થાય છે! જૉન્સને પોતાના શાહજાદાને પ્રાચીનકાળનો કલ્પ્યો હતો, પરંતુ તેમાં ૧૮ મી સદીની શોધો દમ બાંધીને દાખલ કરવામાં આવી હતી! ન્યુટને કરેલી ગુરૂત્વાકર્ષણની મહા શોધનો કેમ્બ્રીજ યુનીવર્સીટીમાં પણ બરોબર સ્વીકાર નહોતો થયો પણ એબીસીનીયામાં તો સામાન્ય જનોમાં એ શોધના જ્ઞાનનો પ્રચાર થયો હતો. જ્યાં બહુ સ્ત્રી લગ્ન એક નિયમ છે, જ્યાં તલાક તો તડાકામાં વન–ટુ–થ્રી–કરતાંની સાથે અપાય છે, જ્યાં વગર જોયે સ્ત્રીપુરૂષોનાં લગ્ન થાય છે, એવી હબસ્તાનની ભૂમિમાં પ્યારમાં પડવાનું, લગ્નની અકાટ્ય ગાંઠમાં જોડાવાનું અને એવું એવું ૧૮ મી સદીની યુરોપનીજ સમાજને બંધ બેસતું જૉન્સને ચીત્રી કાઢ્યું છે! કલ્પ્યામાં તેણે પંચાંગની સ્થાપના કરી છે! વળી રેસાલાસનું પાછળથી શું થયું તેનો પત્તોજ નથી. એકદમ વચગાળેજ તેની ભર યુવાનીમાં કથા બંધ થઇ જાય છે! છતાં ભાષાની રમકઝમક, વિચારની શ્રેષ્ઠતા આદિને લીધે આ નવલકથા અંગ્રેજી સાહિત્યનું રત્ન થઇ પડ્યું છે. અને એ પુસ્તક કાંઇ એવું નામના ખાતર નહીં પણ પ્રાહમ્સ ઉપર્જન, કેટલાક સ્પષ્ટ હેતુથી ચપચપણાથી કાઢ્યું હતું. આટલા દોષ વાળી પણ આટલી સુંદર કથા ૮ દહાડામાંજ માતાવત્સલ પુત્રે લખી એજ કૌતક છે.

### ૩૦ વર્ષની શનિની દશા હવે ઉઠે છે.

આવાં આવાં કૃત્યોથી ૧૭૬૨ સુધી જૉન્સને પોતાનો સંસાર ટગમગ ચલાવ્યો. હવે તેની શનિશ્ચરની દશા ઉતરે છે. સુખનો સૂર્ય પ્રકાશવા માંડે છે. મહાદેવે તપ કરાવીને ઋષિની ભક્તિની કસોટી કરી લીધી. રાજકર્તા વંશની તે બચપણથીજ વિરૂદ્ધ હતો. જે "એક્સાઇઝ"ની જગાત આવક કરવાનું રાજકર્તાના માનીતા વ્હીગ પક્ષનું

સૌથી માનીતું સાધન હતું તેના તેણે કોશમાં કેવા અર્થ કીધા હતા તે આપણે જોઇ ગયા છીએ. દ્રોહી શબ્દના ઉદાહરણ તરીકે તેને કોશમાં " લૉર્ડ ગ્રીવી સીસ " લખતાં ભાંડભાંડ અટકાવવામાં આવ્યો હતો ! પેન્શનનો અર્થ તેણે pay given to a state hireling to betray his country ( પોતાના દેશને દ્રોહ કરવા ભાડુતી માણસને સરકાર જે પગાર કરે છે તે ) તથા, પેન્શનરનો અર્થ " શેઠને તાબે થવા માટે ભાડે લીધેલો સરકારનો ગુલામ " એવો કર્યો હતો. આવી નમૂનેદાર વ્યાખ્યાઓના કર્તાને સરકાર પેન્શન આપે એ કરતાં વિશેષ અસંભવિત શું ? જૉન્સનને તેની ગમે તેવી વ્યાખ્યા છતાં પેન્શન પ્રિય નહોતું એમ તો નહોતુંજ. તેને માત્ર પેન્શનનો દ્વેષ હતો. રાજા જ્યૉર્જ બીજો મરણ પામ્યો અને પિતાનો વિરોધ કરતો પુત્ર ત્રીજો જ્યૉર્જ ગાદીએ આવ્યો. તેણે પિતાની રાજનીતિ બદલી નાંખી. પિતાના માનીતા ' વ્હીગ ' રાજદ્વારી પક્ષને તેણે ખસેડયો અને જૉન્સનના માનીતા ' ટોરી ' પક્ષને તેણે સત્તામાં આણ્યો. લૉર્ડ બ્યુટ ખજાનચી નીમાયો અને તેને વિદ્વાનોના આશ્રયદાતા ગણાવાની અભિલાષા હતી. જૉન્સન યુરોપના વિદ્વાનોમાં એક સૌથી અગ્રેસર હતો તેમજ સૌથી "ભુખડીબારસ" પણ હતો. પેન્શન માટે એથી યોગ્યતર પાત્ર અપ્રાપ્ય હતું. દેશનાં સાહિત્યની જૉન્સને કરેલી સંગીન સેવાની પીછાનમાં ૩૦૦ પાઉંડનું વર્ષાસન તેને રાજ્ય તરફથી આપવાની માગણી કરવામાં અને ભુખ્યા ડાંસ વરુએ વ્યાખ્યાઓ ગળી જઇને વગર આનાકાની અને વગર રકઝક તે પેન્શન સ્વીકાર્યું !

### કુંભકર્ણની નિંદ્રામાં સૂતેલો જૉન્સન-ભૂતે ઉઠાડયો !

જૉન્સનનો બેડો પાર થયો. ત્રીસ વર્ષનાં ગદ્ધા વહીતરાંથી તે આજેજ મુક્ત થયો. ત્રીસ વર્ષે પ્રથમજ વાર તે આળસ મરડી શકયો ! સ્વભાવે મહા દીર્ઘસૂત્રી તેને ૩૦ વર્ષ સુધી સતત ચિંતા સહિત અખંડ ઉદ્યમ કરવો પડયો હતો. પહેલીજવાર તેને પોતાના સ્વભાવને રૂચતા પ્રમાદથી વર્તવાની સ્વતંત્રતા પ્રાપ્ત થઇ. તેના જીવનનું ટાઇમ ટેબલ હવે ઉલટાઇ ગયું. તેને અત્યાર સુધી નીરાંત અને આરામ નહોતાં. આડું સૂતો તો છાપખાનાવાળાઓ કોપી માટે બુમ મારતા તેમજ દેવાને લીધે શેરીફના બેલીફનાં ભૂતનો પણ તેને ભય રહેતો. પરંતુ હવે એ જંજાળ મટી ગઇ. હવે તે બપોરે બેએ ઉઠતો અને સવારે ચારે સૂતો ! ! હવે તેણે ખડીયા કલમ પરથી ૩૦ વર્ષની જબરજસ્તીની જપ્તી ઉઠાડી. તે કશું લખતો છપાવતો નહીં. દેવ સૂતી અગ્યારસ પછી દેવ ઉઠી અગ્યારસ આવવા પામતેજ નહીં અને દેવતા ઉઠતેજ નહીં પરંતુ તે એક વચનથી બંધાઇ ગયો હતો. તેણે પેન્શનની પહેલાં, તેની આશાના સ્વપ્ન વાયાં હતાં તેની પૂર્વે શેક્સપીયરનાં નાટકોની સ્વહસ્તે શોધન કરેલી તથા સટીક આવૃત્તિ કાઢવાનું વચન આપ્યું હતું અને આગળથી ગ્રાહકોના પૈસા ઉદાર રીતે લઇ મૂકયા હતા. પણ વરરાજ તો હવે ભૂખને બદલે અજીર્ણથી પીડાતા હતા તે શેક્સપીયરનો શિકાર કરવા કેમ ઉદ્યત થાય ! વચન સાંભરતાં તેને પશ્ચાતાપ બહુ થતો, અને લખવા બેસવા ઘણી ઇચ્છા થતી. પરંતુ આવતાં પેન્શનથી તેના દિલમાં આળસનું એવું ભૂત ભરાઇ ગયું હતું કે તેનાથી ટેબલ પર કેમે કરવા છતાં બેસાતું નહીં. " હે પરમાત્મન્ ! મારાં આલસ્યનો તું નાશ કર ! " એવી પ્રાર્થના તે કરતો પરંતુ પ્રભુ બહેરો કે લાચાર હતો. ભૂત ગયું નહીંજ. મહિના પર મહિના અને વરસ પર વરસ પસાર થયું; પરંતુ જૉન્સનનું આળસ ગયું નહીં. અને જૉન્સનના શરીરમાં વાસ કરેલા

આ ખરા ભૂતને એક ખોટા ભૂતે કાઢયું. જૉન્સન વિદ્વાન હતો, પરંતુ વહેમી પણ તેટલોજ હતો. તે ભૂત પલિતની હસ્તી માનતો. લંડનની કૉકલેન નામની ગલીમાં એક ભૂને અનેક જાતનાં તોફાન, વિચિત્ર બોલચાલ અને હિલચાલ કરવાની વાત તેના સાંભળવામાં આવી. જૉન્સન અદ્દભુત પરંતુ ઐતિહાસિક વાત વારંવાર ન માનતો. પાવડી પનાના પોર્ટુગલના પાટનગર લીસ્બનમાં ૧૭૬૦ માં જે ધરતિકંપમાં હજારો મનુષ્યો મરી ગયા તથા હજારો ઘરો હળી ગયાં એ પ્રસિદ્ધ ઐતિહાસિક બનાવ ખરો માનતાં જૉન્સન અચકાતો ! પરંતુ કૉકલેનનાં કલ્પિત ભૂતની વાત એણે ખરી માની અને એક દહાડો જાતે જોવા નીકળી પડયો ! ભૂત તરફથી તેને કાંઇ સંદેશો મળવાથી તેના ચિત્તની શાંતિ થવાની તેને આશા હતી. તે સારૂ તે મિત્રસહ એક દેવળમાં ગયો. ભૂતને મંત્રાદિ પ્રયોગ કરીને આમંત્રણ કરવામાં આવ્યું પરંતુ ભૂત હઠીલો થયો અને નજ આવ્યો. જૉન્સનને નિરાશા ઘણી થઇ પણ શ્રદ્ધા ઓછી થઇ નહીં. બાદ ખબર મળી કે ભૂત બીજું કોઇ નહીં પણ અગયાર વર્ષની એક છોકરી ઘરમાં સંતાઇને માત્ર ગેબી ભૂતને માનનારા શ્રદ્ધાળુઓને ભોગે ગમ્મત કરતી હતી ! ! ભલા ભલા ફિલસુફો જે ભૂતને પ્રત્યક્ષ જોવાની આશામાં આવેલા તેને તે નાનકડી બાળાએ બેવકૂફ બનાવેલા ! જૉન્સનના ચર્ચીલ કરીને એક શત્રુને જૉન્સનની આ ભૂતયાત્રા અને તેનાં પરિણામની ખબર મળી ! તેને તો જૉન્સન પર ઉલ્ટી પડવાને કાંઇ બહાનું જોઇતુંજ હતું. તરતજ તેણે જૉન્સનની ભૂતયાત્રાની મશ્કરી કરનારી એક કવિતા લખી કાઢી અને અતિ મ્હેણું માર્યું કે, જે ગ્રંથ પ્રકટ કરવાનું જૉન્સને વચન આપ્યું હતું અને જે માટે આગળથી ગ્રાહક બનીને ઉદાર આશ્રય આપવામાં આવ્યો છે તે ગ્રંથનું શું થયું ? તેણે નીતિકાર જૉન્સન પર છેતરપિંડી કરવાનો સીધો આક્ષેપ મૂકયો ! આક્ષેપે રામબાણ અસર કરી ! પ્રાર્થનાથી જે સિદ્ધિ ન થઇ તે કટાક્ષથી થઇ. ફકત ૯ વર્ષ પછી, સરસ્વતી ચંદ્રના ૧ લા પછી ૨ જા ભાગની પેઠે, વચન આપેલો ગ્રંથ બહાર પડયો. નવ વર્ષે જૉન્સનની નિંદ્રા ઉડી. ગોવર્દ્ધનરામનો માત્ર અન્ય કાર્યવ્યવસાય હતો. નવ માસને બદલે નવ વર્ષ જૉન્સનના માનસિક ગર્ભમાં રહેલા આ ગ્રંથના જન્મથી જૉન્સનની પ્રામાણિકતા સિદ્ધ થઇ પરંતુ તેથી વિદ્યા તથા બુધ્ધિની તેની નામનામાં કાંઇ વૃદ્ધિ થઇ નહીં. પ્રસ્તાવનામાં કેટલાક ભાગો સુંદર હતા; પરંતુ મેકોલે કહે છે કે પ્રખ્યાત ગ્રંથની આ કરતાં વધારે અનિયમિત રીતે લખાયલી તથા વધારે નમાલી આવૃત્તિ પ્રગટ થઇ નથી. લૉર્ડ રોઝબરી એ ટીકાને ટેકો આપે છે. જો કે બીજાઓ કહે છે કે, શેકસપીયરના અર્થ જૉન્સન જેવા બીજા કોઇએ સમજાવ્યા નથી. તેની આવૃત્તિની વિરૂધ્ધ તેના અદેખા શત્રુઓએ અનેક નીચ પ્રહારો પણ કીધા; પરંતુ તેની પૂર્વે પ્રાપ્ત પ્રસિદ્ધિથી તેનો નિર્વાહ થયો. સરકારે તેની વિદ્યાની કદર કરી એટલે સૌ ધાયા. રોટીના કુતરાના મરણમાં આખું ગામ ડાધુ. રાજા પછાડી ગામ ગાંડું. જેને પૂર્વાવસ્થામાં શાળાના શિક્ષક તરીકે પણ નોકરી ન મળી તેને રૉયલ એકડેમીએ હવે પ્રોફેસરની પદ્દવી, અને ઓક્સફર્ડની યુનિવર્સીટીએ બી. એ. પણ થયલો હોવા છતાં એલએલ. ડી. ની મહોપાધિનું અસાધારણ માન આપ્યું. રાજાએ પણ તેને "ઈંટર્વ્યું" નું માન આપ્યું અને એ મુલાકાત દરમીયાન થયલી ખુશનુમા ખુશ ગુફતગોમાં રાજા ત્રીજા જ્યોર્જે એવી આશા દર્શાવી હતી કે તેના જેવો પંડિત લખવાનું જારીજ રાખશે. પરંતુ પેન્શન પછીના ૧૭૬૫ થી ૧૭૭૫ સુધીના ૧૧

વર્ષમાં તેને આળસ તથા નિદ્રાતંદ્રાનો એવો સકવા થયો હતો કે બે ત્રણ રાજદ્વારી વિષયનાં ચોપાનીયાં લખવા સિવાય કાગળને કાળો કર્યો હોય તો એને એની " મારી લાડકી વ્હાલી ન્હાની વેરી " ના સમ !

## કલમ સૂતેલી પણ જીભ જાગેલી !

જોક જોન્સને કલમ આ પ્રમાણે કાને ખોસી દીધી હતી; પરંતુ તેથી પોતાની બુદ્ધિ તથા જ્ઞાનનો તે જગતને કોઇ પણ સાધનથી લાભ નહોતો આપતો એમ નહોતું. એની કલમ કરતાં પણ એની જીભ વધારે સતેજ હતી. લખનાં બોલાતું નહીં. પણ લખાણ મંદ પડતાં જીભડી છુટી થઇ. " ગપ્પાં " મારવાનો તેને અજબ્ય શોખ હતો. પણ એનાં ગપ્પાં તોપના ગોળા જેવાં હતાં. વાર્તાલાપી અર્થાત્ વાર્તાલાપ કરનાર ( conversationalist ) તરીકે એ જોડો ફિરસ્ફ અદ્વિતીય હતો. તેનાં મુખમાં વાક્યોની જે ધારા વહેતી તે તેનાં " રૈમ્બલર " પત્રમાં આવેલાં સુંદરમાં સુંદર નિબંધોનાં મધુરમાં મધુર વાક્યો જેવીજ હતી. ચપલબુદ્ધિનો, તીવ્ર સમજનો, સાહિત્યનો તથા જીવનના પ્રત્યેક પ્રકારના જ્ઞાનના ભંડાર રૂપ, સર્મ, નર્મ ( હાસ્યરસના ' વીટ ' તથા ' હ્યુમર ' નામક બે સૂક્ષ્મ વિભાગો ) માં કુશલ, તથા પેલા લહુંઆ ઉમરાવ પુત્ર સેવેજ જેણે અંતે મોમ્નીને શુરૂ કરી તેની દુકાને બેઠેલો તેની તથા તેના જેવા બીજા તેના મિત્ર કનેથી સાંભળેલી વિચિત્ર કિસ્સા કહાણીઓ તથા રમુજી બનાવો તથા ખબરોના સંગ્રહ રૂપ ડૉ. સૅમ્યુઅલ જોન્સન હતો. આ જાતના દારૂગોળાનો ઉદ્ધાર કલમની તોપ કરતાં જીભની બંદુકથી ઘણી વધારે અસરકારક રીતે ઉપયોગ થઇ શકે એમ હતું. અમુક વાતો મોંએ કહેલી સાંભળવી રૂચે તે કાગળ પર લખેલી વાંચતાં કંટાળો આવે એવી હોય છે. જોન્સનને ચિંતાની નિરાંત થતાં, તથા લખવાનો બોજો ઉતરતાં જીભડી હલાવવી શરૂ કરી અને તેમાં પોતાનો વિવિધ જ્ઞાન, અનુભવ તથા અવલોકનનો એવો મસાલો ભર્યો કે જેના ધ્વનિએ તેને સાંભળનારા મિત્રોને આંજી નાંખ્યા અને તેમની દ્વારા સામાન્ય પ્રજામાં થયલા પ્રતિધ્વનિ ( echo ) એ પ્રજાને મોહિત કરી દીધા. જોન્સનના લખાણમાં આપણા કેટલાક ગુજરાતી સાક્ષરોના દોષ હતા. જેમ એ ગુજરાતી સાક્ષરોને સંસ્કૃત શબ્દો ઠસોઠસ સીંચવાનો શોખ હોય છે તેમ જોન્સનને પણ ભારે ભારે લેટીન ભાષાના લાંબા લાંબા અઘરા અઘરા શબ્દો વાપરવાનો શોખ હતો. છ પદનો શબ્દ મળે ત્યાં સુધી ત્રણ પદનો વાપરતો નહીં. chain of events ને બદલે concentenation of events એનાથી લખાતું; પરંતુ આ દોષથી એનાં વ્યાખ્યાન મુક્ત છે. તે મોંઢેથી તો સારપૂર્ણ અર્થગર્ભિત, માર્મિક અને સૂત્ર રૂપ ટુંકાંટુંકાં વાક્યોજ બોલતો. તેમાં તો સાદી સરળ પણ જુસ્સાદાર ભાષાજ વાપરતો. બોલતી વખતનો બુલંદ અવાજ, દમ લેતાં આવતી અટક તથા મોંઢાની થતી મચડ, પ્રચંડ શરીરનું થતું ડોલન એ સર્વેથી રહસ્યમય ટુંકા ટુચકાઓની ઉક્તિતાં અસરકારકપણામાં ઓર ખુબી આવતી અને વિશેષ વૃદ્ધિ થતી. તેને લખવાને કંટાળો હતો પણ બોલતાં તે વાંધો નડતો નહીં. આનંદથી, મિત્રો તથા પ્રશંસકો તથા મુલાકાત લેવા આવનાર સાથે અને કોઇ ન મળે તો જે સાથે જમતો હોય અથવા આગગાડીમાં સાથે બેઠો હોય તેની જોડે, તે રસિકતા, તર્કવાદ, વિદ્યા આદિ અસંખ્ય વિદ્વત્તાયુક્ત વિષયો પર રસભરી ભેસભરી વિનોદપૂર્ણ ચર્ચા ચલાવતો. હસ્તાં પ્રફુલ્લિત

## સાયન્સ વિજ્ઞાનાદિ.

**સૌથી પ્રાચીન મનુષ્યની હાલમાં શોધાયલી ખોપરી-તે પરથી થતાં અનુમાનો.-** આ દુનિયામાં અત્યાર સુધીમાં ભૂમીના ગર્ભમાંથી શોધી કાઢવામાં આવેલી ખોપરીમાં સૌથી જુની મનુષ્યની ખોપરી સાઉથ કેનીંગ્સ્ટન ( લંડન ) ના-નેચરલ હીસ્ટરી મ્યુઝીયમના સંગ્રહસ્થાનમાં હાલ મુકવામાં આવી છે. જે શખ્સની આ ખોપરી છે તે 'પ્લીઓસીન' ( પત્થરકાળ ) સમયની સ્ત્રીનું છે, જે સમય ભુસ્તરશાસ્ત્રીઓની ગણત્રી પ્રમાણે મોટે ભાગે ૫૦,૦૦૦ થી ૨૦૦,૦૦૦ વર્ષો પહેલાનો ગણાય છે. તેના મગજનું વજન, હાલની સામાન્ય સ્ત્રીના મગજના વજનથી, બે તૃતીઆંશ માત્ર છે, જ્યારે તેનાં જડબાં અને કપાળ વાંદરા ( Chimpanzoo ) ને મળતાં છે. આવી રીતે તેને મનુષ્યો અને વાનરોની વચ્ચે ડાર્વિનની "ખુટતી કડી" ( Missinglink ) ગણવામાં આવે છે.

**હરિણની પ્રાચીનતા**-ગ્રીસ દેશની એક ગુફામાં હરણનાં શીંગડાંની એક માળા મળી છે જેને સ્વીટઝરલેંડના પુરા તત્વવેત્તાઓ ૧ લાખ ૩૦ હજાર વર્ષથી ૬ લાખ ૩૦ હજાર વર્ષ સુધીની કહે છે.

**શેરડીના રસમાંથી** કાગળ-ક્યુબા દ્વીપમાં શેરડીનો રસ કાઢવાની એક નવી રીત નીકળી છે જેથી શેરડીના રેસા તૂટી જતા નથી, આ રેસામાંથી કાગળ બની શકે છે.

**ગટરના કચરાના ધંધામાં પણ 'સાયન્સ' ને પ્રતાપે રહેતો નફો !**—ગટરો, નાળાં, આદિમાં જે કીચડ અને ગંદુ પાણી વહે છે તેમાંથી યે કંઇ લાભ ઉઠાવાય કે કેમ તેનો પ્રયોગ ઉત્તર ઇંગ્લંડના ડોકટર ગ્રાસમેન કરે છે. તેમણે એનાથી આર્થિક લાભ થઇ શકે છે એમ સિદ્ધ કર્યું છે. પ્રથમ કડક પદાર્થોને જુદા કરવા. પછી એ ગંદાં પાણીને ટાંકીઓમાં ભરી કેટલાક દિવસ એમનું એમજ ઠરવા દેવું. બાદ ઉપરનું નીતરૂં પાણી નીતારી લેવું અને ગાળને પણ નીચોવી લેવો. આ પાણીમાં કેટલાંક રાસાયનિક પદાર્થો મેળવી તેને ખૂબ ગરમ બાફ દ્વારા તપાવવું. બાફથી મળીને પાણીમાંથી ચીકાશ ઉપર તરી આવે છે અને એક યંત્રનાં શીતલ પાણીપર તે ઉતારવામાં આવે છે. ગટરોમાં સાબુનો ઘણો ભાગ વહી જાય છે તેનીજ આ ચીકાશ હોય છે, અને તે ઘણાં કામમાં લઇ શકાય છે. બધું પાણી બાફ થઇ નીકળી જવા પછી નીચે એક પ્રકારની કાળી કાળી શુષ્ક ભૂકી રહી જાય છે. તેમાં નાઇટ્રોજનનો અંશ ખૂબ હોય છે. એક ટન ( ૨૮ મણ પાકા ) ગંદા કાદવમાંથી ખર્ચ જતાં આ રીતે રૂ. ૧॥।- ચોખ્ખો નફો થાય છે !

**સાપની ત્વચાનાં વસ્ત્ર**-બનાવવાની હાલ તો શરૂઆત થઇ છે. સંભવ છે કે થોડા દિનમાં અજગર અને સાપના ચામડાંનાં કપડાં મોટે પાયે બનવા માંડશે, તે સાધારણ સુતરાઉ અને ગરમ કપડાં કરતાં ઘણી રીતે સારાં જણાયાં છે. ( ૧ ) તે ચઢી જતાં નથી તેમજ ઢીલાં પણ થઇ જતાં નથી, તેથી તેનાપર જે કાંઇ કામ કરવામાં આવશે તે બગડશે નહિ. ( ૨ ) એનાં કપડાં વૉટરપ્રુફ થશે. ( ૩ ) પગનાં મોજાં એવાં તો સુંદર થશે કે ગમે તેવા કદ્રુપા પગ પણ સુંદર દેખાશે. તેમાં ગોળાઇ, પ્હોળાઇ, મોટાઇ, આદિ વધારવી સ્હેલાઇથી બની શકશે !

**વીજળીના ચમકારા વખતે શાથી ચેતવું ?**–જે વખતે વાદળમાં ખૂબ ગડગડાટ થતો હોય અને વિજળી પડશે એવું લાગતું હોય તે વખતે કદી પણ કોઇ ઝાડ કે બહુ પાંતરાંવાળી ડાળીની નીચે ઉભા રહેવું નહિ. ઘાસની ગંજી તથા કોઇ મોટાં મકાનની હવા ન આવતી હોય તે બાજુએ જઇ આવે સમયે ઉભા રહેવું પણ ભય ભરેલું છે. તારના થાંભલાથી પણ બને તેટલું દૂર રહેવું, ટેલીફોનનું કામ આવે સમયે બંધ કરી દેવું જોઇએ. મેદાનમાંથી પસાર થતાં આવો પ્રસંગ આવે તો નાની ઝાડીમાં કે ખુલી જમીનપરજ ચત્તા પડી જવું. એવે સમયે છત્રી ઓઢવી મોતને નોતરું દેવા બરાબર છે. વીજળીના તોફાનમાં સુકાં કપડાં પહેરીને છત્રી ઓઢી હોય તોપણ વીજળીનો સખ્ત ધક્કો લાગે છે; પણ કપડાં ભીનાં હોય ત્યારે તો મૃત્યુ થવામાં કશીજ સંશય રહેતો નથી. સર્વથી સારી જગ્યા તો ઘર છે. બારી બારણામાં કાચ લગાડેલા હોય અને તોફાન શરૂ થતાં તે બંધ કરી દેવામાં આવે તો ભય રહેતો નથી —કાચમાંથી વીજળી જઇ શકતી નથી.

**૩૦૦૦ દિવસ સુધી બળે તેવી બત્તી**–હાલમાં અમેરિકાના એક મહા ધનાઢ્ય પીરપાંટ માર્ગનનો દેહાંત થઇ ગયો છે. તેમનાં નામનો દીપક રોમનગરના 'સેંટપીટર્સ ચર્ચ'માં બાળવામાં આવે છે. એ દીપક મીણબત્તીના આકારનો છે. એની લંબાઇ ૧૬ ફીટથી પણ વધુ અને વજન ૫ મણથી પણ વધુ છે. તેની તૈયારીમાં હજારો રૂપિયા ખર્ચ કરવામાં આવ્યા છે. બત્તીની આસપાસની નકશી, કે જે 'ફલાદિની ડીઝાઇન' છે, તેનુંજ ખર્ચ સાડા-ચાર હજાર રૂપિઆ તો આવ્યું છે! બત્તી રાખવાનાં પાત્રમાં મરનારનું એક કીંમતી ચિત્ર રાખવામાં આવ્યું છે. પ્રત્યેક ( ખ્રીસ્તી ) તહેવારને દિવસે એ બત્તી બાળવામાં આવે છે. જો બુઝાવવામાં ન આવે તો તે ચાલુ ૩૦૦૦ દિવસ અથવા આઠ વર્ષથી પણ વધુ વખત બળી શકે છે; આવીજ એક બત્તી એક ઇટાલીયન ગવૈયાએ દેવળને ભેટ આપી છે, જે રાતદિન બળવા છતાં હજી બે ચાર વર્ષ સુધી તેના બુઝાવાનો ભય નથી ! !

**સોનારૂપાના વર્ક બનાવવાનો હુન્નર તથા તેની ખુબીઓ**—દવામાં તથા પાનની પટ્ટીની શોભામાં તે મુખ્ય કરીને વપરાય છે. એ ધાતુઓ ટૉનિક છે. પરંતુ આ હુન્નર હીંદમાંજ છે એમ નથી. વિલાયતમાં છે. અને ત્યાં પણ તે હાથના હુન્નરથીજ બનાવવામાં આવે છે. યંત્રને વશ ન થનારી ચીજોમાં અપવાદ રૂપે આ છે. ૨૪ કૅરેટ સોનાનાં પત્રાં 'રોલીંગ-મીલ'માંથી પ્રથમ મંગાવવામાં આવે છે. ૧ા ઇંચ પહોળી પટીઓ ૧ ઇંચના એક હજારમા ભાગ જેટલી જાડી પટીઓ કરીને કારીગરને તે મીલો પૂરી પાડે છે. પછી પાતળાં ચામડાંની વચમાં આ દેશ પેઠે તે ૧૪ રતલી હથોડાથી ટીપવામાં આવે છે. એ ચામડું બહુજ મજબુત તથા પાતળું હોય છે. અને બળદનાં મોટાં આંતરડાંમાંની જાડી છાલ જેવી ચામડી આ કામમાં આવે છે. બહુ પાતળું થતાં એકના ચાર કટકા કરી તે પાછાં ચામડી વચ્ચે મુકીને ટીપીને પાછાં વધુ પાતળાં કરવામાં આવે છે. ટીપી ટીપીને એટલાં બારીક કરવામાં આવે છે કે તેનો ૧ ઇંચ જેટલો ઉંચો મીનારો કરવાને પચાસ હજાર વર્કો રૂપી ઈંટો એકપર એક ચણવી જોઇએ।

**અપકવ (કાચું) ભોજનની હીમાયત**–એક અમેરીકન લેખક વીલાયતના એક ત્રિમાસિકમાં નીચે પ્રમાણે કહે છેઃ–કાચા એટલે વગર રાંધેલા, બહુ તો માત્ર ભીંજવેલા ખોરાક

ખાવાથી ઘણાં દરદો દૂર થઇ જાય છે, અને તે હોજરીના રોગને માટે ચોક્કસ ઉપાય તરીકે લેખાય છે. જો જાડા મનુષ્યો કાચો ખોરાક ( Raw food ) ખાય તો શરીરની ચરબી ઓછી થઇ તેઓ પાતળા થઇ જાય છે; અને પાતળા મનુષ્યો જાડા થાય છે! તેનાથી શરીરના અવયવોની સમાનતા તથા સુપ્રમાણ જળવાય છે. વધુમાં આવા ખોરાકનો ઉપયોગ કરવાથી ચહેરાની ખુબસુરતીમાં વધારો થાય છે એવું જાણી સ્ત્રીઓ ખુશી થશેજ. વળી ચામડી સ્વચ્છ અને શુદ્ધ થાય છે; આંખો પ્રકાશિત અને માંસ મુલાયમ રહે છે. કાચા ખોરાકના હીમાયતી ડૉક્ટરો કહે છે કે તેનું કારણ તો એજ છે કે તેની ખૂબી એવી છે કે ચામડીનાં છિદ્રોમાં કચરો ભરાતો નથી અને તત્વો આવી રીતે ચામડીને ખડબચડી અને કદરૂપી બનાવતા નથી. ઘણી સ્ત્રીઓએ હવે ( અમેરીકામાં ) કાચો ખોરાક લેવો શરૂ કરી પોતાની ખુબસુરતી અને તનદુરસ્તીમાં વધારો કર્યો છે.

જુદી જુદી જાતનાં પશુના દુધના ગુણદોષ નીચે પ્રમાણે છે:

**કાળી** ગાયનું દુધ-વાયુને હરણ કરનાર અને અત્યંત ગુણકારી હોય છે.

લાલ ગાયનું દુધ-વાતહર અને પિત્તહર હોય છે.

**ધોળી** ગાયનું દુધ—કંઇક કફ કરનાર હોય છે.

તરત વીઆયેલી ગાયનું દુધ—ત્રણે દોષ ( ત્રિદોષ ) ને ઉત્પન્ન કરનાર હોય છે.

વગર વાછડીની ગાયનું દુધ—એમાં પણ ઉપર મુજબજ ગુણ હોય છે.

સામાન્ય રીતે જોતાં ગાય વીઆયા પછી બે ચાર મહિના થઇ જાય તેવી ગાયનું દુધ ઉત્તમ હોય છે. એ સિવાય જે પ્રમાણે ગાયને ખોરાક આપવામાં આવે તે પ્રમાણે તેના ગુણ દોષ તથા દુધમાં ફરક હોય છે.

ભેંસનું દુધ—જો કે ભેંસના દુધના ગુણો ગાયના દુધને મળતા આવે છે તો પણ ગાયના દુધની અપેક્ષાએ ભેંસના દુધમાં એટલું અધિક હોય છે કે તે બહુ મીઠું, ઘણું ગાઢું, ભારી અને અધિક વીર્યને વધારનાર છે. કફ કરનાર અને નિંદ્રા વધારનાર છે. રોગી મનુષ્યને માટે ગાયનું દુધ જેટલું પથ્ય છે તેટલું ભેંસનું નથી.

બકરીનું દુધ—મીઠું, ઠંડું, અને હલકું છે. રકતપિત, અતીસાર, ક્ષય, કાસ અને જીર્ણજ્વરની અવસ્થા ઇત્યાદિ રોગોમાં પથ્ય છે.

ઘેંટીનું દુધ—ખારૂં, મીઠું, ગરમ અને પથરીના રોગને મટાડનાર છે. વીર્યપિત્તને કફને ઉત્પન્ન કરનાર છે. વાયુને મટાડનાર અને ખાટું તથા હલકું છે.

ઊંટણીનું દુધ—હલકું, મીઠું, ખારૂં, અગ્નિદીપક અને ઝાડો લાવનાર છે. કૃમિ, કફ, કોઢ, પેટનો આફરો, શોથ અને જલોદર ઇત્યાદિ પેટના રોગોને મટાડે છે.

સ્ત્રીનું દુધ—હલકું, ઠંડું, અને અગ્નિદીપક છે. વાયુ, પિત્ત, નેત્રરોગ, શૂળ અને વમનને મટાડે છે.

ધારોષ્ણ દુધ—શક્તિદાતા, હલકું, શીતળ, અગ્નિદીપક તથા ત્રિદોષને હરણ કરનાર છે. એ દુધની વૈદ્યકશાસ્ત્રમાં ઘણી પ્રશંસા કરવામાં આવી છે તેમજ ઘણાખરા મનુષ્યો પણ એની અત્યંત પ્રશંસા કરે છે. એટલા માટે જો આ પ્રકારના દુધની પ્રાપ્તિ થઇ શકે તો અવશ્ય કરીને એ સેવન કરવાનો અભ્યાસ રાખવો જોઇએ. એનું કારણ એ છે કે આવી જાત-

તું દુધ બાળકથી માંડીને વૃદ્ધ પર્યંતને માટે હિતકારક છે, તથા સર્વ અવસ્થાઓમાં પથ્ય છે. ધારોષ્ણ દુધ એટલે, ગાય યા ભેંસ દોતી વખતનું તરતનું દુધ હોય તે—

ધન્વંતરી ( વિસનગર ).

સુકા બટાટા વિ. તાજા બટાટાઓ—જર્મનીના એક દુઃખની કથા એ હતી કે તેની રસાળ ભૂમીમાં બટાટાના કંદ, ખવાય અને ખપે તેથી પણ બહુ વધારે પાકતા હતા ! એ બદબખ્તો નકટા પણ કેવા કે આવા આવકાર રહિત જન્મ છતાં પણ વગર ઈજારાયે, સડે કે સુકાયે-પડી રહેતા ! જર્મનોએ આનો હવે તોડ કીધો છે. તેઓ અનેક રાસાયણિક ક્રિયાઓથી એ વધારાના બટાટા સુકવી નાખે છે કે જેથી તેનાં જીવડાં મરી જતાં તે લગભગ હમેશને માટે ખાદ્ય રહે છે. લીલા બટાકા એમને એમ બહુ લાંબો વખત સારા રહેતા નથી. અંતે થાકીને, હતાશ થઇ સડવા માંડે છે. બટાટા સુકવવા તથા વેચવા માટે જર્મનીમાં સઘળે સ્થળે કારખાનાંઓ ઉભાં કરવામાં આવ્યાં છે. વળી પ્રયોગોથી રાસાયણિકોએ સિદ્ધ કર્યું છે કે ઘોડાઓને ચણા વગેરે પૌષ્ટિક અન્નના પદાર્થો આપવામાં આવે છે તેનો ત્રીજો ભાગ જેટલો જથો જો આ સુકવેલા બટાટાનો આપવામાં આવે તો તેથી ઘોડાઓના તેમજ ઘોડાઓના માલેકોના હકમાં પણ ઘણો લાભ થશે. આ દેશમાં લીલા બટાકા ખાવાનો એવા જે ઘોડાના શોખને વાંધો હોય તેઓને પણ પોતા માટે જુદો ' ઓર્ડર ' આપવો પડશે નહીં.

## ૭૫ વર્ષના ડોસાએ કેટલો કચરઘાણ કાઢ્યો હોય છે ?

*ધારો કે તમે સાધારણ ઉંચા, સાધારણ કદના અને સાધારણ ખોરાક લેનારા છો. આવી સ્થિતિમાં તમે ૭૫ વર્ષ પર્યંત જીવો તો તે દરમિયાન તમે કેટલો ખોરાક ખાઇ જાઓ તેનો કદિ પણ વિચાર કર્યો છે ? તે મુદત દરમિયાન તમારા ખોરાકમાંના નક્કર અને પ્રવાહી બન્ને સાથે લઇ તેનું વજન કરતાં માલુમ પડશે કે તેનું વજન તમારા શરીરમાંના વજન કરતાં ૧૨૦૦ ઘણું વજન વધારે થશે. અથવા તે મુદત દરમિયાન તમારા પેટમાં ૫૪ ટન નક્કર અને ૫૩ ટન પ્રવાહી પદાર્થ દાખલ થાય છે ! કદાચ તમે મિતાહારી હશો તોપણ તમારા પેટમાં ૭૩ ટન રોટલી અને ૧½ ટન ઘી જશે ! જો તમે માંસાહારી હોઇ ડુક્કરનું માંસ ખાતા હશો તો તમે તે મુદ્દત દરમિયાન એટલું બધું માંસ ખાઇ જશો કે કદાચ તેની એક સળી બનાવવામાં આવે તો તે ચાર માઇલ સુધી પહોંચી શકે તેટલી લાંબી થશે ! તે ઉપરાંત તમે પાંચ ટન માછલીઓ અને ૧૨૦૦૦ ઇંડાં ખાઇ જશો ! જો તમને પનીર ખાવાનો શોખ હશે તો તમે ૪૦૦ રતલથી પણ વધારે પનીર ખાઇ જશો ! તમે ૭૫ વર્ષ દરમિયાન કેટલું શાક પાન ખાઇ ગયા તે જોવાની મરજી થાય તો ખરેખર તેને માટે ૩½ માઇલ લાંબી ટ્રેન જોઇએ વળી તે ઉપરાંત ૧૦,૦૦૦ રતલ સાકર અને ૧૫૦૦ રતલ મીઠું પણ તમારા પેટ રૂપી સમુદ્રમાં સમાઇ જશે ! જો તમે તંબાકુ પીનારા હશો તો તમે ઉપરોક્ત મુદત દરમિયાન ½ ટન તંબાકુ ફુંકી મારશો, ૨,૫૦,૦૦૦ સીગારેટ અને ૨૦,૦૦૦ ચીરૂટોની આહુતિ આપી દેશો !

લાંબો તાડ વધતો અટકાવવાને માટે શસ્ત્રવૈદ્યકનો આશ્રય-લેવાની જરૂર ફીલાડેલફીયા ( યુ. સ્ટેટસ ) ના જોન મીચલ નામના છોકરાને પડશે એમ લાગે છે, હજી તો ૧૫ વર્ષનો છે એટલામાં તો તેણે ૭ ફુટ અને સાત ઇંચનો બાંધ કાઢી નાંખ્યો અને હજીએ દિનપ્રતિદિન ઇંચનો અમુક અંશ તાડ પેઠે વધનોજ ચાલ્યો જાય છે. આ કાંઇ અતિ નિરોગ નથી પરંતુ રોગ છે ! આ છોકરો તે નગરની મેડીકો—ચીમર્જીકલ હોસ્પીટલના

ડૉક્ટરોની તપાસ હેઠળ છે. તેઓ એવા નિર્ણય પર આવ્યા છે કે મગજની પેઠક આગળ અમુક ગાંઠ છે તે શસ્ત્રથી કાપી નાંખવાથીજ તે આકારનું વધુ મેળન કરતો અટકશે. તેઓને ખાતરી છે કે આથી જરૂર લંપુસપણાના રોગને અટકાવી શકાશે. કમનસીબે માત્ર રોગ આગળ વધતો અટકાવવા જેટલીજ શોધ થઇ છે. જો વધી ગયલાને ઘટાડવાની કોઇ શોધ તેઓ કરે તો ઘણા લંપુસોના આશીર્વાદને તેઓ પાત્ર થાય. આ શસ્ત્રવૈદ્યક જોન મીચલ પર કરવાને ડૉક્ટરોએ તેના માતાપિતાની સમ્મતિ લીધી છે; આ કાંઇ બહુ જોખમ ભર્યું 'ઓપરેશન' નથી. તેમજ નવું પણ નથી. વારંવાર કરવામાં આવે છે અને ઘાતના દાખલા કવચિતજ બને છે. એટલુંજ નહીં પરંતુ માનસિક શક્તિ બગડવાનો પણ ભય નથી. આગળ વધીને કહી શકાય કે તે ઉલ્ટી સુધરવાનો સંભવ છે, કારણકે શરીરની પ્રચંડતા મગજની પ્રચંડતાને ભોગે વારંવાર થાય છે એ ઘણાક લાંબા મનુષ્યોના ચરિત્રોથી ઘણાના જાણ્યામાં હશે.

આપણે આપણો અવાજ બીજાથી જુદોજ સાંભળીયે છીએ!—આથી ભડકી જવાની જરૂર નથી, કારણકે આપણાં દરેક કામ બીજાથી જુદીજ દ્રષ્ટિથી આપણે જોઇએ છીએ! અવાજ તો એ નિયમમાં અપવાદ હશે એવી સમજ પણ ખોટી ઠરી છે એજ ભેદકારક છે. લેલૉય નામના જે વૈજ્ઞાનિકે આ વિષયનો અભ્યાસ કીધો છે. આપણો અવાજ આપણે માત્ર આપણા કાનથીજ મિત્રો પેઠે સાંભળતા નથી. મુખમાંથી નીકળીને તે કાનના પડદા ઉપર વચમાંના નક્કર શારીરિક ભાગોમાંથી પ્રવેશ થાય છે. તેથી આપણા પોતાના કાનપર સુરની જાતમાં ફેર પડે છે. તે તેને બીજાને સંભળાય છે તે કરતાં વધારે મોટેથી (બેવડી રીતે સાંભળવામાં આવવાથી સંભળાય છે. અને જાતમાં પણ ફેર પડે છે. આ વાત ખરી છે તે માટે એક સાદી યુક્તિ બસ છે. તમારાં ગાયલાં ગાયનની ફોનોગ્રાફની સુડી તમે સાંભળશો ત્યારે તમે તે કોનો અવાજ છે તે પારખતાં તમને જરા વાર લાગશે. મિત્રના ગાયલાં ગાયનની સુડી પર 'પીન' ફરતાં તમે તે કોનું ગાયલું છે તે તમારા પોતા કરતાં વધારે ઝડપથી કહેશો! કેટલાક વક્તાઓ બહુજ ધીમે સાદે બોલે છે તેનું એક કારણ એજ લાગે છે કે પોતાને પોતાનું મોટેથી સંભળાય છે તેથી બીજા પણ તેટલેજ મોટે સાંભળતા હશે એમ માની લે છે! તેઓ તેની પેઠે અંદરથી પણ નથી સાંભળતા તે તેને યાદ રહેતું નથી.

અતિ શીતળતાથી, માથે પડેલી તાલ પર એની મેળે વાળ આવે છે!—દક્ષિણ ધ્રુવ પ્રદેશ તરફની શોધો કરવા માટે પ્રખ્યાત થયલા સર અર્નેસ્ટ શેકલ્ટન જણાવે છે કે, જ્યારે તે એક વખત દક્ષિણ ધ્રુવ તરફ પ્રવાસ કરતો હતો ત્યારે તેની સાથે કેટલાક એવા મનુષ્યો હતા કે જેઓના શિર, વાળના અભાવ માટે પ્રસિદ્ધ હતા. તે પ્રદેશમાં મુસાફરી કરતાં તેમને ભાગ્યેજ બે અઠવાડીઆં પુરાં થયાં હશે તેટલામાં તો તેના સાથીઓના વાળની વૃદ્ધિ થવા લાગી. જ્યારે તેઓ સફરમાંથી પાછા ફર્યા ત્યારે તેઓના બાડા અને પુષ્કળ વાળને માટે તેઓ આશ્ચર્યભુત થયા. વળી તે કહે છે કે જે મનુષ્યો દિવસના મોટા ભાગમાં ઠંડી વખારોમાં કામ કરે છે તેઓના વાળ ભરાવદાર હોય છે. સાધારણ રીતે પશુઓનો દાખલો લઇશું તોપણ આપણી ખાતરી થશે કે વાળની વૃદ્ધિને માટે ઠંડી અકસીર છે. ઉત્તર ધ્રુવના શીત પ્રદેશમાં પ્રાણીઓના શરીરપરના વાળ જેવા જાડા અને ભરાવદાર હોય છે, તે દુનિયાના કોઇ પણ પ્રદેશના પ્રાણીના શરીર પર હોતા નથી.






ત્મારામ અનુભવ–આ નામનું એક ૧૨૫ પાનાનું પુસ્તક " સત્ય " ને તેના કર્તા રા. આત્મારામ કેશવજી દ્વિવેદી, કચ્છ–અંજારની ડીસ્પેન્સરીના ચીફ ડૉકટર તરફથી અવલોકનાર્થે મળ્યું છે. પ્રસ્તુત પુસ્તકમાં કર્ત્તાએ પોતાની સાઠ વર્ષ કરતાં વધુ ઉમરમાં શા શા અનુભવ મેળવ્યા, શું શું જોયું અને તેમાંથી શું શું તત્વ ગ્રહણ કર્યું, જુદા જુદા ધર્મોનો અભ્યાસ કરી તેમાં શા શા ગુણ દોષ દેખ્યા, જુદી જુદી ધાર્મિક બાબતો સંબંધી તેમનો શો મત છે, તેવા મત બંધાવાનાં શાં કારણો છે, ઇત્યાદિ બાબતો સંકલિત કરી છે. હંમેશાં જાતિ અનુભવથી જે કાંઇ લખાય છે તેમાં જરૂર કંઇક વિશેષતા હોય છે અને તે સહુ જાતે અનુભવેલું–નજરે જોયેલું–હોવાથી તેમાંનો ઘણો અંશ માનવા યોગ્ય હોય છે. પ્રસ્તુત લેખકને અનેક વર્ગનાં અનેક માણસો સાથે સમાગમ થયેલો હોવાથી અને પોતે અંધશ્રદ્ધાળુ ન હોવાથી, જે જે તેમની બુદ્ધિએ સુઝાડયું તે તે પ્રસ્તુત પુસ્તકમાં લખેલું હોવાથી વાચકને લખાણ બહુ રમુજી, રસમય અને જ્ઞાનદાયક લાગે એ તદન સ્વાભાવિક છે. આ સંજોગોમાં અમારી ઉપર પણ એ પુસ્તકનો સાધારણ કરતાં કંઈક વધુ પ્રભાવ પડી, ' સત્ય ' ના વાચકોને પણ તેમાંની કેટલીક બાબતોનો ટુંકમાં પરિચય કરાવવાનું મન થાય તો તે સ્વાભાવિકજ છે; અને ખરેજ એમાંની કેટલીક બાબતોના દાખલા તો એવા નવીન છે કે જેને મળતા પણ આજ દિન સુધી કોઇએ જાણ્યા નહીં હોય. પ્રસ્તાવના વધારે લંબાવવા કરતાં હવે આપણે મૂળ વિષય તરફજ વળીશું.

આ પુસ્તકની સૌથી સારી વિશેષતા તો એ છે કે એમાંનું કંઇ લખાણ બીલકુલ કૃત્રિમતા વગરનું છે એમ માનવાને કશી હરકત લાગતી નથી. તે અંતઃકરણના નિખાલસ ભાવથી પોતાની કંઇક કચ્છી મિશ્રિત ગુજરાતી ભાષામાં લખાયલું છે ને તેમાં કર્તાએ પોતાની માનસિક નિર્બળતા આદિ દોષો પણ ખુલ્લે દિલે કબુલ કરેલા છે. તે પર ઢાંક પીછોડો કરવાની, હમણાંના ઘણાક લોકોની માફક, જરાયે કોશિશ કરવામાં આવી નથી. પોતાના પુસ્તકને એક આરસીની માફક પારદર્શક કરી કર્ત્તા તેમાં પોતાની પ્રતિમા–પોતાનાં જીવનના અનુભવ–બતાવે છે, જો કે પાછલા કેટલાક પાનામાં પોતાને કોની કોની સાથે ગાઢ સંબંધ હતો તેને લગતી કેટલીક બીન જરૂરી બાબતો લખેલી છે એમ અમારે જણાવવું જોઇએ. પણ તે બહુજ અલ્પાંશમાં છે. કર્તા કોઇ અમુક ધર્મપંથના નથી, પણ કહે છે કે આર્ય સમાજને તેઓ કેટલેક અંશે માને છે. અંથ જોતાં તો તેઓ તેમનાથી અને બ્રહ્મ સમાજીઓથી પણ કેટલીકવાર આગળ વધી જતા લાગે છે. 'કેટલેકજ અંશે,' કેમકે પુનર્જન્મ પણ યથાયોગ્ય માનતા નથી, ઈશ્વર વિષે પણ શક છે ઇત્યાદિ. તેમના અનેક મત તેમજ કેટલીક પ્રકારનાં ખંડન સાથે હમે મળતા થતા નથી. પરંતુ લેખકના હૃદયની સરળતા તથા નિર્દોષતા તેમજ તેમના વિચિત્ર અનુભવની વાતોજ હમને મોહિત કરે છે.

કર્તાનાં દાદીમા–પિતાજીનાં માતા–શિવ દર્શન ઉપરાંત પુરાણોની કથા પણ સાંભળવા જતાં અને કર્તાને પણ પોતાની બાલ્યાવસ્થાથીજ તેનાં શ્રવણનો લાભ મળેલો. પણ બાલ્યાવસ્થાથીજ કર્તાને કોણ જાણે કેની પ્રેરણાથી તેમાંની કેટલીક અમાનનીય વાતોની શ્રદ્ધા નહોતી, અને પોતાનાં સગાં વહાલાં તથા કથાકારને તેઓ અનેક વિચિત્ર પ્રશ્ન પૂછતા જેનો જવાબ ઘણીક વખતે તેમને નાસ્તિક કહેવામાંજ

આવતો ! કર્ત્તા તેનું એક રમુજી દૃષ્ટાંત આ મુજબ આપે છે. એક વખત હું વગર નાહે પાણીને ગોળે અડક્યો. દાદીમાએ આથી મને ઠપકો આપી કહ્યું કે યજ્ઞોપવીત લીધા પછી એમ અડકાય નહીં. મેં પૂછ્યું " શું થાય ? " તો કહે " પાપ પડે ? " કર્ત્તાએ મહા પાપી અજામેળ કે જેણે અસંખ્ય પાપો કર્યાં હતાં પણ પોતાના દીકરાનું નામ "નારાયણ" રાખ્યું હતું અને મરતી વખતે તેને નામ લઇ બોલાવ્યો હતો તેથી તેનાં બધાં પાપ ટળી ગયાં હતાંની વાત સાંભળેલી તેથી તુરતજ કહ્યું કે કંઇ નહીં, " નારાયણનું નામ લેશું તો બધાં પાપ ટળી જશે. " દાદીમાએ કહ્યું " ભટ કહેતા હતા ( કે આ છોકરો નાસ્તિક થશે ) તે બરાબર લાગે છે. " શું કરે બિચારાં ? આ રીતે પોતાનાં ટાંટીયા પોતાનાજ ગળામાં આવ્યા હતા ! !

કર્ત્તા આવા કેટલાક દાખલાઓ આપી તેમાંના ન માનવા યોગ્ય તત્વોનું કંઈક પ્રદર્શન કરાવે છે, અને મહાનુભાવ મહાત્મા કૃષ્ણની કેટલીક પાછળથી કલ્પી કાઢેલી લીલાઓનાં ગીતોમાંનું એક કે જે તેમણે એક સોળ સત્તર વર્ષની જુવાન સ્ત્રીને સવારના પહોરમાં ગાતાં સાંભળ્યું હતું તે આપી શોક કરે છે. કર્ત્તાને પાછળથી જણાય છે કે એવાં વ્યભિચારયુક્ત ગીતોની તે સ્ત્રીની ચાલ ચલગત પર પણ અસર થઇ હતી. આગળ ચાલતાં કેટલાક અર્વાચીન સંસ્કૃત કવિઓએ પણ કૃષ્ણ વિષે આવા પ્રકારના શ્લોકો બનાવેલા છે તે પ્રત્યે શોક કરતાં કર્ત્તા નીચેનો શ્લોક નમુના સારૂ આપે છેઃ—

नीतं नव नवनीतं कियदिति प्रश्नं यशोदया कृष्णः ।
इयदिति गुरुजन संसदि करधर राधा पयोधरः पातु ॥

અર્થઃ—યશોદાએ કૃષ્ણને પૂછયું કે, તમે તાજું માખણ કેટલું લઇ ગયા ? તેનો જવાબ કૃષ્ણે ગુરૂજનોની વચ્ચે અને પોતાની પાસે ઉભી રહેલી રાધાનું એક સ્તન પકડી આશરો બતાવ્યો કે આટલું. એવા જે કૃષ્ણ તે સર્વનું રક્ષણ કરો !

કવિઓ પોતાના અલંકાર ચઢાવવા સારૂ લખતી વખતે કેટલું બિભત્સ, અસંબદ્ધ, અસંભવનીય, અને અમર્યાદ લખી મારે છે તેનું આ એક ઉદાહરણ છે. આ વાંચી અમને ' વેણી સંહાર ' નામના ભટ્ટ નારાયણે લખેલા એક નાટકના મંગલાચરણમાંનો એક શ્લોક યાદ આવે છે કે જેનો અર્થ આ પ્રમાણે છેઃ—

" રતિક્રીડા સમાપ્ત થયા પછી લક્ષ્મી એક હાથે શરીરનો સર્વભાર શેષનાગપર નાંખી બીજે હાથે પડેલું વસ્ત્ર ઠીક કરતી કરતી શેષશય્યાપરથી ઉઠતી હતી; તેની વેણી છુટી જઈ તેના સ્કંધપ્રદેશ પર પડી હતી; તે વખતનું તેનું લાવણ્ય જોઈ શ્રીવિષ્ણુને બેવડી પ્રીતિ ઉત્પન્ન થઇ, અને તેમણે તેને આલિંગન આપી પુનઃ શય્યાપર સુવાડી; ત્યારે તેના જડ થયેલા બાહુને યોગે અધિકજ શોભા પામેલું તેનું શરીર તમને પાવન કરો ! "

આવા આવા તો અનેક દાખલા અપાય. મતલબ કે કવિઓને ઈશ્વરની સંસારક્રીડાનું વર્ણન કરવામાં પણ શરમ આવતી નથી !

ટુંકમાં, આ પ્રકરણમાં કર્ત્તા કૃષ્ણ ગોપીની શૃંગારિક અને વ્યભિચારી વાતોવાળાં ગીતોથી, તેમજ પાપોનું ક્ષાલન અમુક કંઈક કર્યાથી થઇ જાય છે, એવી કથાઓથી, જનસમાજપર કેવી અસર થાય છે તેનું વર્ણન કરે છે, ને પુરાણોની કેટલીક અમાનનીય વાતો પ્રત્યે શોક કરે છે.

### એક મજૂરણદાદીની વાર્તા.

બીજા પ્રકરણમાં કર્ત્તા વૈષ્ણવ પંથ સંબંધીનો પોતાનો અનુભવ કહે છે. શરૂઆતમાં શૈવોએ શિવનું અને ભસ્મ, રૂદ્રાક્ષ, આદિનું વધારેલું માહાત્મ્ય અને વૈષ્ણવોએ કંઠી, તિલક આદિનું

વધારેલું માહાત્મ્ય અને તે બેની હરીફાઈમાં એક બીજાની કરેલી બેઉએ નિંદા, તેનો કંઇક ચિતાર આપી મરજાદીનાં તોફાનનો એક રમુજી, પણ પોતે જોયેલો દાખલો આપે છેઃ—

નળીયા ગામનાં તળાવપર એક ધર્મશાળા છે જેમાં એક ભાટીઓ સ્ત્રી સહિત ઉતરેલો (તે માંડવીથી નારાયણ સરોવર જતો હતો.) તેની સ્ત્રીએ ત્યાં રસોઈ કરી અને જમવાનો વખત થતાં રસોડાની આડે એક લાકડું રાખી પતિને તે લાકડાનાં સામયિક ચોકાની બ્હાર જમવા બેસાડી દૂરથી પીરસ્યું. આથી ગાડીવાળાને શક ગયો કે આ સ્ત્રી બ્રાહ્મણ જાતિની હોઇ ભાટીઓ તેની સાથે આડો વ્હેવાર રાખનાર છે! આથી જ્યારે તે ગાડીવાળાને જમી રહ્યા બાદ તેણે ગાડી જોડવા કહ્યું ત્યારે ગાડીવાળાએ તેને સાફ ના પાડી! ભાટીઆએ તેનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે વખતે પાછળથી પોલીસ ચડી આવે તો હું ગરીબ માણસ સપડાઇ જાઉં. ' ભાટીઆએ જણાવ્યું, ' મેં કાંઇ ચોરી બોરી તો કરી નથી કે પોલીસ ચડી આવે. ' ગાડા વાળાએ જવાબ આપ્યો કે આટલો વખત તો હું આપ બેઉને ધણી ધણીઆણી લેખતો હતો પણ તમારો જમતી વખતનો દેખાવ જોઈ હું સમજી ગયો કે બાઇ કોઇ બ્રાહ્મણી છે અને તમે ભાટીયા છો, તે કોઇની રાંડ લઇને નાશતા હો તો પાછળથી પોલીસ કેમ ન આવે? ભાટીયો બિચારો ખીશીઆણો પડયો અને ગાડાવાળાને મરજાદ રહસ્ય સમજાવવા લાગ્યો. તે નિખાલસ હૃદયનો ગામડીઓ ગાડીવાળો કેમે કર્યો સમજ્યો નહિ ત્યારે એ ટંટો ગામને ચકલે આવ્યો, અને ભાટીઆની ખૂબ ફજેતી થઇ! આખરે ગામના લોકોએ ચુકાદો આપ્યો કે, " તું મૂર્ખ છે કે એ ભાટીયો તે તો પરમેશ્વર જાણે પણ દુનિયામાં એવી મૂર્ખાઈ છે ખરી. તને પોલીસ પકડશે તો અમે કહીશું કે એ કામમાં ગાડાવાળાની સમંતિ બીલકુલ ન્હોતી. " ત્યારે મહામહેનતે ગાડાવાળાએ ગાડું જોડયું.

## મરજાદનાં માહાત્મ્યની હાસ્યજનક અત્યુક્તિ.

શૈવવૈષ્ણવની જોડી કાઢેલી વેરની વાર્તાઓમાંની એક ચોર્યાશી અને બસોબાવન વૈષ્ણવની વાર્તામાંથી કર્તા ટાંકે છે, જેનો સાર એ છે કે એક વખતે એક ગંધર્વ મૃત્યુ લોક જોવા સારૂ વિમાનમાં બેસી નીચે ઉતર્યો. ત્યાં એક શિવનો પૂજારી મરણ પામેલો તેનું શબ બળતું હતું, જેના નખમાં શિવ લિંગપર ચડેલો એક ચોખાનો દાણો ભરાઇ ગયો હતો; જે દાણાનો ધૂમાડો ઉંચે ચડતાં વિમાનને લાગ્યો તેથી તે વિમાન અધ્ધર અટકી પડ્યું!! આથી ' મને પાપનો છાંટો લાગ્યો ' કહી ગંધર્વે પોકાર કર્યો અને લોકોને પોતાનું કંઇક પુણ્ય તેને આપવા વિનંતિ કરી કે જેથી તેનો છુટકારો થાય. કોઇકે પોતે કરેલી બધી એકાદશીઓનું, કોઇકે ગોદાનોનું, કોઇકે પોતે બ્રાહ્મણોની ચોર્યાશી જમાડયાનું, એમ સર્વેએ કંઇક કંઇક પુણ્ય આપ્યું પણ વિમાન ઉંચે ચડ્યું નહીં. તેટલામાં એક ડોશી ખાસાનું જળ ભરવા જતી હતી તેણે ' આ બધું શું છે? ' એમ પૂછ્યું. હકીકત ખબર પડતાં પોતે ઘેરથી નીકળી ત્યાંસુધી આવી તેનું પુણ્ય તે ગંધર્વને આપી દીધું જેથી તેનું વિમાન તુરત ઉપર ચઢી ગયું! લોકો સ્વાભાવિક રીતે આશ્ચર્ય પામ્યા કે ઘેરથી નીકળી અહિંસુધી આવી તેમાં તો ડોશીએ એવું તે કેવુંક પુણ્ય નાંખ્યું કે જેના પ્રમાણમાં બીજા બધાનાં પુણ્ય ઝાંખાં પડી ગયાં? આથી એક મરજાદી વૈષ્ણવે કહ્યું કે ડોશી મરજાદી છે ને તે ખાસાનું જળ ભરવા જતી હતી. તે જળ ભરવા નીકળી ત્યારથીજ ડગલે ડગલે અશ્વમેધ યજ્ઞનું ફળ મળે છે તેથી અહિં સુધી આવતાં તેણે જેટલાં ડગલાં ભર્યાં તેટલા અશ્વમેધ થયા! આથી ખાસાનાં જળનો અને મરજાદનો મહિમા વધ્યો અને મહાદેવના લિંગની પૂજાનું અને તેની ઉપર ચડાવેલા ચોખામાંના એક માત્ર ચોખાનું પાપ કેટલું બધું છે તે લોકોને જણાવ્યું. આવી વાતો જે મનુ માને તેની ઉન્નતિની શી આશા?

## સ્વામીનારાયણમતની પ્રશંસા.

ત્રીજા પ્રકરણમાં કર્તા સ્વામીનારાયણના પંથપર ઉતરે છે. તેને કહેવામાં આવ્યું હતું અને નેમતે જોયું પણ હતું કે બીજા પંથોમાં જ્યારે સેવકોને માલમલીદા ઉડાવવા મળે છે ને કામ કંઈ કરવું પડતું

નથી ત્યારે એ પંથમાં સાધુઓને પૈસા તેમજ સ્ત્રીજાતિનાં એક બચ્ચાં સરખાને પણ અડકવાનો હુકમ નથી. માત્ર ૩-૪ વસ્ત્રો, એક તુંબડું, એક બે પોથી, અને સ્વામીનારાયણની છબીની પૂજા-એટલુંજ રાખી શકે છે. જમવામાં પણ ઘી, દુધ, કંઈ ન ખાવું-માત્ર રોટલા, શાક, દાળ કે છાશ, અને તેમાં પણ પાણી નાંખીને. એકલાં કોઇ પણ ઠેકાણે જવું નહીં. મજુરી મંદિર આદિનાં જ્યાં કામ ચાલતાં હોય ત્યાં-કરવી, ગામમાં કોઈ પણ માગવા નીકળવું. મંદિરમાંથી તો જ્યારે જમવાનું હોય ત્યારે લુખા રોટલાજ મળે છે.

બીજા પંથો કરતાં એ પંથને કર્તા સારો ગણે છે કારણકે " હમણાંના દુકાનદારીનો ધંધો લઇ ઇશ્વરના ઘરના આડતીઆ બની લોકોની આંખોમાં ધૂળ છાંટી પૈસા પડાવી ગાદીપતિ બની અનેક તરેહની મોજો માણે છે તેવા પંથોના આચાર્યો અને સાધુઓ જેવો વ્યભિચાર અને સ્વછંદ આ સંપ્રદાયના સાધુઓમાં પેઠો નથી, બીજા પંથના સાધુઓ જેવી હરામખોરી એ પંથમાં દાખલ થઇ નથી; તેમજ વ્યભિચાર ઇત્યાદિ અનાચારથી " ના લાયક" જણાતા આચાર્યને ગાદી પરથી દુર કરવાની સાધુઓ અને સત્સંગીઓને છુટ છે, અને વડતાલની ગાદીના આચાર્યને દુર કરી એ હકની બજાવણી વ્યવહારમાં પણ મેલાઇ છે.

## વામમાર્ગનો ચિતાર.

ચોથાં પ્રકરણમાં કર્તા વામ માર્ગપર ઉતરી તેના કેટલાક સિદ્ધાંતો સમજાવે છે ને કહે છે કે વીશ કરોડની હિંદુ વસ્તીમાં ૩/૪ ભાગ એ પંથનો અનુયાયી છે. (આ કેવલ અત્યુક્તિ છે) તેમજ જેમ હિંદુઓ મુસલમાનોને યવન, મ્લેચ્છ, આદિ કહે છે, હિંદુઓને મુસલમાનો કાફર કહે છે, વૈષ્ણવો પોતાને દૈવી જીવ અને બીજાઓને આસુરી જીવ કહે છે; સ્વામીનારાયણીઓ પોતાને સત્સંગી અને બીજાઓને કુસંગી કહે છે તેમ, કર્તા લખે છે કે, વામમાર્ગીઓ પોતાને સિદ્ધ અને બીજાઓને કંટક અથવા પશુ કહે છે! વામમાર્ગ વિશે લોકો હવે અજાણ્યા ન હોવાથી તેમજ " હરીશ નિર્ભિક થયો રક્તપાત " નામના આ પત્રમાં છપાયેલા લેખમાં તે સંબંધી ઘણીક હકીકતો પ્રકટ થઇ ગયેલી હોવાથી અમે તે આપવાની જરુર જોતા નથી.

છઠ્ઠાં પ્રકરણમાં ખ્રીસ્તી ધર્મપર આવતાં તેમાં પુરાણો જેવીજ વાતો આવે છે એમ કર્તા લખે છે.

## મુસલમાનો અને મુર્તિપુજા.

સાતમા પ્રકરણમાં ૧૩૦૦ વર્ષ અગાઉ અરબસ્થાનમાં મહમદ પેગંબરે સ્થાપેલા મુર્તિપૂજા વિરોધક મહમદિય્યત અથવા મુસલમાન ધર્મઉપર કર્તા આવે છે.

એકેશ્વરવાદી, મુર્તિને અંગે થતા ઢોંગ ધતુરાદિનું સખ્ત ખંડન કરનાર મહંમદ પેગંબરે વખતે અરબસ્થાનમાં ચાલતી મુર્તિપૂજાનો નાશ કરી મસજીદો બંધાવી. આથી મુલ્લાંઓની પેદાશ બંધ થઇ, ત્યારે બીજી રીતે ઓલીયાએ કે જેમણે ધર્મ સંબંધી કાંઇક વિશેષ મહેનત કરી હોય તેમની મુર્તિઓ નહીં પણ કબરો પૂજવા લાગી! મુ[illegible] મુર્તિપૂજાઓ સદંતર નાબુદ થઇ નથી. હજ કરવા જતાં ' કાબા ' નામની જગ્યામાં એક મોટો [illegible]ર છે જેને ' હજરલ અસવદ ' અથવા ' એ. લુકાલ્ ' પણ, પણ કહે છે અને જે મહમદના બાપની મોતીની મુર્તિ હતી તેને બધા ચુંબન કરે છે અને એ કાબાની તરફ મોઢું રાખી બધા મુસલમાનો નિમાઝ પડે છે! ( કોઇ મુસલમાન ભાઇ આ હકીકત કેટલે અંશે સત્ય છે તે વિદિત કરશે તો હમે ખુશી થઇશું ).

## યાહુદી ધર્મ.

આઠમા પ્રકરણમાં કર્તા યાહુદી ધર્મ પર આવે છે. યાહુદીઓ પોતાના ધર્મનો બહુ હહાપોહ કરતા નથી પણ એમના જુના ધર્મને ત્યજી ઇસુએ નવો ધર્મ ચલાવ્યો તેથી એમણે તેને ' ક્રોસના લાકડા ' ઉપર હાથ પગ બાંધી છાતીમાં ખીલા ઠોકી મારી નાંખેલો. આજે વેર વીશ સદીઓ થઇ ગઇ છતાં ખ્રીસ્તી-

એ તરફથી વાળવામાં આવતું ચાલુજ છે. રૂશિયા આદિ દેશોમાં યાહુદિઓ બહુ મુશ્કેલીમાં છે. યાહુદિઓ એટલે આપણા મારવાડીઓ. શનીવારે કંઇ કામ એ લોકો કરતા નથી. ઘરમાં આગ લાગે તો તે પણ બુઝવે નહીં ! તેમજ શનીવારે દારૂ ખાસ પીવો જોઇએ—નાનામાં નાના બાળકના મોંમાં પણ એકાદ બે ટીપાં મૂકવાં જોઇએ—એવું ફરમાન છે ! સુન્નત કરવાનો પ્રથમ રીવાજ એમનાજ પંથનો છે, જે ખ્રીસ્તીઓએ કાઢી નાંખ્યો પણ મુસલમાનોમાં પ્રચલિત છે ! મુએલો છોકરો જન્મ્યો હોય તોએ તેની યાહુદિઓ સુન્નત કરી પછી દાટે છે કે જેથી સ્વર્ગે જતાં વાંધો ન આવે.

નવમું પ્રકરણ જરથોસ્તી ધર્મ પર છે.

## આગાખાની ધર્મ.

દશમું પ્રકરણ આગાખાની ધર્મને લગતું છે. જેમાં પીર સદરદીને જે લોકો એ ધર્મને પાળે છે તે હિંદુ મુસલમાન બેઉ કરતાં ચઢીઆતા છે એમ બતાવવાની બહુ કોશીશ કરી છે, જેનો થોડોક નમૂનો:—

### જ્ઞાન.

રોવે રોવે હિન્દુઅડા, દુજા મુસલમાના,
રોવે બ્રાંભણ જોશીડા, વાંચન પોથ પુરાણાં.
રોવે મુલ્લાં કાજીઅડા, નોકો પઢણ કુરાણાં,
રોવે ફકા સુન્ની સગ, સચે શાહ ન સીભાણાં,
રોવે જંદા જોગીઅડા, છકો મરત મસાણાં,
રોવે રોવે સંસારી, તે સઘળા રોવે,
એક ન રોવે જીન્ને શાહ પીર પાયા.

આ ધર્મમાં આવી વાતોને લીધે ઘણાક હિંદુઓ પણ ભરત છે; આગાખાનના પૂર્વજો ઇરાનમાં રહેતા અને તે શ્રી કૃષ્ણનો અવતાર છે એમ પણ મનાવાતું. હાલના આગાખાનને તો તેઓ શિવ, બ્રહ્મા અને વિષ્ણુનો એક ભેગો અવતાર માને છે ! ઇરાનમાં મૂળ આગા સાહેબને કંઇક વિરોધ થતાં હિન્દ આવ્યા. એમની પેદાશમાં ( દરેક ઘર દીઠ ) જો દશ રોટલા રંધાયા હોય તો તેમાંથી એક, એ મુજબ બધા રોટલા ભેગા થયા બાદ તેનું લીલામથી વેચાણ થાય તેની ઉપજ વધારો કરે છે; તેમજ ગમે તે કરો—ન્યાત જમાડો, મરો, જન્મો, પરણું કરો, પણ તેમાં આગાખાનનો દશમાંશ તો લાગુ છેજ ! આવા ભારી કરોથી કેટલાક કંટાળી ગયા અને તેથી કેટલાકો સુન્ની ખોજા થઇ ગયા અને પાછળથી ' શીઆ અસનાશ્રી ' અથવા ' તનાશ્રી ' નામે એક જુદો વર્ગ પડયો છે જેની સંખ્યા વધતી જાય છે.

અગીયારમા પ્રકરણમાં કર્તા સુધારાના પંથો—બ્રાહ્મસમાજ, આર્ય સમાજ તથા સ્વામી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી વિવેકાનંદ ઈત્યાદિના વિચારો વિષે ઉલ્લેખ કરે છે.

રમુજી પણ ખરા બનેલા દાખલાઓથી રેલછેલ આ પુસ્તકમાં સંસાર સુધારની બાબતમાં એક દાખલો કર્તા આપે છે કે કાઠીઆવાડના પોલીટીકલ એજંટ પાસે તેનો એક લાલીઓ બબરચી ચાહ પાવા આવતો. તે ઓફીસના બીજા કલાર્કોને અડકયા વિના સાહેબ પાસે જતો; કારણ કે જન્મના સંસ્કાર પ્રમાણે તે જો ઉચ્ચ વર્ણનાને અડકે તો તે નર્કે જાય એમ તે પણ માનતો. એક દિવસે સાહેબની ધ્યાનમાં આ વાત આવતાં તેણે તેનું કારણ પૂછ્યું. પછી કલાર્કોને બોલાવી પૂછ્યું કે તમારા બધામાંથી ઉંચું કોણ ? ત્યારે તેમણે જવાબ આપ્યો કે બીજી ન્યાતો કરતાં વાણીયો ઉંચો, વાણીયા કરતાં બ્રાહ્મણ અને સર્વે બ્રાહ્મણો કરતાં નાગર, કારણ કે નાગર કોઇનું રાંધેલું ખાતા નથી આથી સાહેબે પૂછ્યું કે ત્યારે એક ન્યાત બીજી ન્યાતનું રાંધેલું ખાય નહિ તો તે ઉંચી ગણાય, એમજ ને ? કલાર્કોએ હા પાડી. ત્યારે સાહેબે પૂછ્યું કે આ ઢેડ લાલીયા કરતાં હું તેના હાથનું રાંધેલું ખાઉં છું તેથી નીચો, એમ આપનું

કહેતું છેને ? કઠાકોનું મોઢું બંધ થઇ ગયું ને ગલ્લાતલ્લા કરવા મંડયા. પણ સાહેબે તેમની આચાર વિચિત્રતા પર હાસ્ય કર્યું !

## ગોરાણીની ધૂર્તતાનો ઠકરાણીએ આણેલો ઉતાર.

કાઠીઆવાડ, કચ્છ, રજપુતસ્થાન ઇ. ના ગરાશીઆ રજપુતો જન્મ અને લગ્નનાં પ્રસંગ કરતાં મરણ પ્રસંગે ગોરોને બહુ આપે છે—તે એટલે સુધી કે કપડાં, જવાહર ઉપરાંત પાલખીઓ, અને હાથી હોદ્દા સુદ્ધાં બ્રાહ્મણને આપી દે છે કે જેથી મરનારને સ્વર્ગમાં તે બધું મળે. એક વખતે એક સારી જાગીરવાળો મરી જતાં તેની સ્ત્રીએ ભાવથી બહુ બહુ ચીજો ગોરને આપી. પણ ગોરજીનાં ગોરાણી બહુ લોભી હતાં તેથી તે થોડા થોડા દિવસને આંતરે બાઇ પાસે આવીને કહે કે આજે મારા સ્વપ્નમાં ઠાકર સાહેબ આવ્યા હતા તેમણે મને કહ્યું છે કે " હું તો ચાંદીનો હુક્કો પીતો તેને બદલે ( તમારી માર્ફત ) મને પીતળનો મોકલાવ્યો તેથી મને મારા સોબતીઓમાં હલકું લાગે છે " માટે ઠાકોર સાહેબનો ચાંદીનો હુક્કો આપો. આ મુજબ ઘણીક ચીજો જ્યારે ગોરાણીએ ધુતી લીધી ત્યારે રાજપુતાણી ચેતી ગઈ તેથી એક દીને ગોરાણીને આવતાં તેણે તેને કહ્યું કે " આજે તો ઠાકોર સાહેબ મારાં સ્વપ્નમાં આવ્યા હતા તે કહેતા હતા કે તમે અફીણ શરબદાનમાં દાબડો ભરી મોકલ્યું હતું પણ ગોરે સ્વીકાર પણ ખાધું નથી તેથી મને તે ન પોંચતાં ટાંટીયા બહુ તૂટે છે. અફીણ ખાયા વિના ચેન પડતું નથી તો જેમ તમે ચાંદીની તાંસળીમાં મને કસુંબો કરી પાતાં તેમ ગોર મહારાજને મારી માફક એકી વખતે પા તોલાનો કસુંબો પાજો. " ગોરાણી આ ભાખણું જેવી નરમ માંગણીનો સ્વીકાર ન કરતાં ભવિષ્યમાં કદી ઠાકોર સાહેબનાં સ્વપ્નાની વાત લાવ્યાંજ નહીં.

## ગીતને તાલે ફૂદકા !

કાઠીઆવાડ અવિદ્યાનો ભંડાર છે એક જ્ઞાતિમાં એવો રિવાજ છે કે કોઇ મરી જાય તો તેની પાછળ દરરોજ એક બ્રાહ્મણને જુદાં જુદાં મિષ્ટાન્નવાળી રસોઇ જમાડે અને તે બ્રાહ્મણ જમવા બેસે ત્યારે મરનારની સ્ત્રી કે બીજી કોઇ સગીબાઇ મોઢું ઢાંકી રોવા બેસે અને રસોઇનું ' પ્રોગ્રામ ' બોલતી જાય તે મુજબ ગોર આરોગતા જાય. જેમકે " તમને તો દુધપાક બહુ વ્હાલો હતો રે—" એમ કહે એટલે જમનાર દુધપાકનો સબડકો મારે ! એમ મંત્રો (!) બોલતા જાય તેમ તેમ બ્રાહ્મણ મિષ્ટાન્નની આહુતિ વદનકુંડમાં નાખે !

## જ્યોતિષ્ અસત્ય હોવાના દાખલા.

સત્તરમું પ્રકરણ જ્યોતિષના ફલગ્રંથો વિશેનું છે જેમાં ગણિત જ્યોતિષને ખરૂં માની કર્તા ફલિતને ખોટું માને છે અને તેના ઘણા દાખલા આપે છે. ' સત્ય ' ના કોઇક અંકમાં કદાચ અમે પુનાની ' વસંત વ્યાખ્યાન માળા ' નામની એક મહિના સુધી લાગલાગટ ચાલતી માળામાંનાં એક આ વિષયપરનાં વ્યાખ્યાનનો સાર આપીશું તેથી અત્રે તે વિશે કશું લખતા નથી કારણકે એઓના વિચાર એ વિશે સરખાજ છે. પણ કર્તા પોતાના પુત્ર વિશેની એક હૃદયદ્રાવક બાબતનું પાપ જ્યોતિષના ફલ-ગ્રંથોને શિર મેલે છે તે નીચે મુજબ છે:—

" મારા નાના દિકરાનું સગપણ કરતી વખતે મારા પિતાજીએ બેઉના ગ્રહ બરાબર જોયા હતા. પરણાવતી વખતે મને તેનામાં ક્ષયનાં પ્રાથમિક ચિન્હોનો ભાસ થયો અને મેં લગ્ન કરવા ના પાડી; વેવાઇએ સાંભળ્યું નહીં અને કહ્યું કે આવતું વર્ષ સિંહસ્થનું છે તેથી લગ્ન થશે નહીં અને ત્યાર પછીના વર્ષમાં પણ લગ્નનું જોઇતું સારું મુહૂર્ત નથી આવતું અને અમારી કન્યાનો કન્યાકાળ જાય છે માટે લગ્ન કરવાંજ પડશે. કર્તાએ બહુએ ના પાડી પણ આખરે એ મરજી વિરૂદ્ધ લોક અને વેવાઇનાં કહેવાને આધીન થવું પડ્યું. પરિણામમાં એ બાર વર્ષની છોકરી વિધવા થઇ અને તેનું કારણ કર્તા આ રીતે જાહેર હિંમત બતાવી પોતાની તે વખતની માનસિક નબળાઇનો સ્વીકાર કરે છે.

## સુન્નતની ભલામણ !

અઢારમું પ્રકરણ દેવતાઓ અને પીરોની માનતા પરનું છે, અને પીરો, ફકીરો, આદિ કેમ લુંટ મારે છે તેનું આબેહુબ વર્ણન એમાં છે. ઓગણીશમું ભૂત, પલીત, ડાકણો અને ખવીસો ઇત્યાદિ પર છે. વીશમામાં હિંદુઓની દાન ધર્મની પદ્ધતિ અને એકવીશમું ધર્મ અને પયગંબરોથી દુનિયાને લાભ અને હાનિ વિશે છે, જેમાં કર્તા સુન્નત કરવાની ભલામણ કરે છે. તેઓ લખે છે કે:—

" મારા ડોકટર તરીકેના આશરે પીસ્તાળીશ વર્ષના અનુભવમાં હજારો દર્દીઓ જનનેંદ્રિયના દરદના આવી ગયા છે તેમાં ધાતુ વિકારનાં દરદવાળા—જેઓમાં ઘણા ખરા ચાલીશ વર્ષની અંદર નામર્દ બની ગયેલા, કેટલાકને ધાતુસ્રાવનો વિકાર, કેટલાકને વીર્યસ્થંભનની ખામી અને કેટલાક ધાતુવિકારનાં કારણથીજ નામરદાઈનાં દરદના ભોગ થઇ પડેલા તેવા બધામાં સેંકડે નેવું ટકા હિંદુ હતા. તેમને ધાતુવિકારનાં કારણ પૂછતાં કબુલ કરવું પડેલું કે ૧૩–૧૪ વર્ષની કાચી ઉમરમાં થાનો તેમના માબાપે પરણાવેલા થાવો તેમને હસ્તક્રિયા દોષ ( Masterbation અથવા Self-abuse ) ની ટેવ પડેલી. આવા પારસી અને યુરોપીયનોમાં પણ બહુ 'કેસ' થાય છે પણ સુન્નત વાળાઓમાં આવી કૃત્રિમ નાગૃતિ મેં જોઈ નથી." કર્તાએ પોતાના પુત્રની સુન્નત કરાવી છે એમ પોતે કહે છે.

બાવીશમું પ્રકરણ પૂર્વ જન્મનું લેણું દેણું વસુલ કરવા વિશે અને ત્રેવીસમું ધર્મ ફેરો જોઇએ તે વિશે છે. તેમાં કર્તા મરહુમ કચ્છના દીવાન મણીભાઇ જશભાઇની ઉદારતાનાં અને મરહુમ રા. બા. ગોપાળરાવ હરિ દેશમુખનાં સૌજન્યનાં દૃષ્ટાંતો આપે છે તેમજ વેદમાં બધીજ નાની મોટી દરેક બાબતને લગતી પૂર્ણ હકીકતો લખેલી છે તેવી વાતોનો પ્રતિકાર કરી કહે છે કે માત્ર એકલા વેદનેજ ભણી ને તેમાંથી કોઈ વિમાન, તાર, ટેલીફોન, ઇત્યાદિ કાઢી આપે ત્યારે હું માનું કે તે સર્વે તેનાં છેડામાં ઉંડા રૂપમાં વેદમાં વર્ણવેલાં છે.

ચોવીશમું પ્રકરણ ધર્મનાં પુસ્તકો ઉપર લોકોની અંધશ્રદ્ધા વિશે અને પચીશમું ઇશ્વરવાદ અને કર્મવાદના અનુભવ વિશેનું છે.

આ પુસ્તકનો આટલો લાંબો ખાસ 'રીવ્યુ' લેવાનું કારણ—કર્તાના મત તથા ખંડન સાથે હમે કેટલેક અંશે ન મળતા થવા છતાં—એજ છે કે, કર્તાએ, કોઇ પણ પુરૂષ કે સંસ્થા પ્રતિની નિસ્પૃહા કરીને કેવલ સત્યનેજ અવલંબીને, નિર્દોષ નિડરતાથી પોતાનું હૃદય ખાલી કર્યું છે. તેમનું કથન સર્વાંશે સત્ય હો કે નહો, પરંતુ તેમણે તો પોતે જે સત્ય જાણ્યું તથા માન્યું છે તે પોતાની વિરૂદ્ધ જાય તોપણ કહ્યું છે. એમની સત્યપ્રિયતાની કદર સત્યપ્રિય મનુષ્યો અવશ્ય કરશે.

M. M. J.

# સમાજ શાસ્ત્ર ઇત્યાદિ મિશ્રિત વિષયો.–( સટીક ).

**એક નવીન સામાજીક અમેરીકન પ્રયોગ**—સમાજની સુવ્યવસ્થા તથા ઉન્નતિ માટે અમેરીકના નવીન પ્રયોગો કરવામાં જેટલા આગળ પડતા છે તેટલા દુનીયાની બીજી કોઇ મહા પ્રજા નથી. છિદ્ર દેખાયું કે તરત ગમે તેમ તે પુરવાની ચેષ્ઠા કરવા તેઓ મંડી પડે છે. શહેરોમાં રખડતા બદમાશો તથા ઝીણી અનીતિનાં કામ કરતા નાના છોકરાઓને પકડવા તથા શિક્ષા કરવા ચાલુ પોલીસ અસમર્થ હોય છે. આ સ્થિતિ જોઇને પોર્ટલેંડ નગર ( ઓરેગોન, યુ. સ્ટેટ્સ ) માં માત્ર ૧૦ થી ૧૫ વર્ષની વયના ૨૦૦ છોકરાઓની એક વોલંટીયર પોલીસ પલટણ ઉભી કરવામાં આવી છે. ગુન્હેગાર છોકરાઓને પકડવાનું તેમનું કર્તવ્ય છે. ઉંદર પાછળ ઉંદર અને બિલાડી પાછળ બિલાડી એ ન્યાય કામે લગાડયો છે. સીગરેટ ( છોકરાઓએ સીગરેટ પીવી એ એ દેશમાં અપરાધ છે ) પીતા, શાળામાંથી " ટ્રેંચ લીવ " લઇને ન્હાસી જતા, રખડતા, પથરા ફેંકતા અને એવા, ગંભીરતર અપરાધોની શરૂઆત શિખવનારા ગુન્હાઓ પકડવામાં તેઓ કામે લાગ્યા છે. જો આ દેશમાં સમાજમાં જેમ નવી ખામીઓ માલમ પડે તેમ તેના નિવારણાર્થે નવા કાયદાઓ ઘડી તે અમલમાં મેલવાની વ્યવસ્થા સ્મૃતિકારોએ ચાલુ રાખી હોત તો, હીંદુ સમાજમાં જે અનેક ભયંકર સડાઓ દાખલ થયા છે અને તેથી એકંદર જે અવ્યવસ્થા થઇ ગઇ છે તે થવાનો અવકાશજ રહેતે નહીં. દિવાલમાંથી કાંકરો ખરતાં પણ જો તેની તરત મરામત થાય છે તો તે દિવાલનું આયુષ્ય તેમજ બલ અખુટ રહે છે.

**અમેરીકામાં સ્ત્રી પાદરીઓ** !–" છે " એજ સૌથી ટુંકું ક્રિયાપદ ઘણાને તોપના ગોળાના ધડાકા સમાન થઇ પડશે અને જ્યારે હમે કહીશું કે, છે તો શું પણ ત્યાં ધાર્મિક ઇત્યાદિ ઉપદેશ આપવાનો ધંધો કરનારી સ્ત્રીઓની સંખ્યા પાંચ હજારની છે, ત્યારે તો કેટલાકને વગર શિખે રેચક પ્રાણાયામ પાંચ મીનીટ સુધી થઇ જાય એ મહા અસંભવિત નથી ! પાશ્ચાત્ય પાદરીઓ લગ્ન, મરણાદિ ક્રિયાઓ કરાવે છે, તેમ આ સ્ત્રીઓ પણ એ ક્રિયાઓ કરાવવામાં નિપુણ છે. એક દેવી, રેવરંડ સારા એ. ડીકસન મેસેચ્યુસેટસના કૉંગ્રિગેશનલ ચર્ચમાં પાદરી છે અને દેવમંદિરમાં નિયમિત ભાષણો આપે છે. " ન્યુ થૉટ ચર્ચ " જે ખ્રીસ્તી ધર્મ સંબંધી નવીન વિચારોનું પ્રતિપાદન કરે છે, અને આત્માની શક્તિ પર ખાસ ભાર મૂકે છે તેની આ બાઇ " બીશપ " અર્થાત્ વડી પાદરી છે, એટલે કે તેના હાથ નીચે અનેક પુરૂષ પાદરીઓ છે. ઇંગ્લાંડમાં એકજ સ્ત્રીએ પાદરીની એક સૌથી ઉંચી પરીક્ષા હાલમાં પસાર કરી છે. તે સ્ત્રી મીસ થીઓડોરા ડે છે. રેવરંડ પેટક્રોલ્ડ નામની સ્ત્રી એકજ ઇંગ્લંડમાં સ્ત્રી પાદરી છે, તેને ઘણા પુરૂષ હરિફોને નાપસંદ કરીને ફ્રી ક્રીસ્ચીયન ચર્ચ ( લીસ્ટર ) ના પાદરીની જગ્યાએ ચુંટી કાઢવામાં આવી હતી. એ બાઇ ઘણી સુંદર વકતા છે. "સ્ત્રી ડાક્ટરોની જરૂર છે તો ખાસ કરીને સામાન્ય સ્ત્રીઓ સારૂ સ્ત્રી પાદરીઓ અર્થાત્ સ્ત્રી ધર્મ ગુરૂઓ–આત્માના ડાક્ટરોની કેમ નહીં ! એ સત્ય છે કે સામાન્ય રીતે ઘરજ સ્ત્રીની બુદ્ધિ તથા શક્તિને સૌથી અનુકુલ છે. પરંતુ જે સ્ત્રીઓ અસાધારણ હોય, જેમની ઇચ્છા તેટલી સંકુચિત હદમાં

રહેવાની ન હોય, જેઓ મહા બુદ્ધિશાલી હોય તેમને પણ બલાત્કારથી એ સો સમચોરસ વારની વાડમાં ગોંધી રાખવી એથી અંતે તો સમસ્ત સમાજ અને પુરૂષ વર્ગનેજ હાનિ છે. અપવાદ તરીકે અસાધારણ બુધ્ધિની તથા ઉત્તમ નીતિની સ્ત્રીઓને પુરૂષનાજ ઇજારા રૂપ ગણાતા વિદ્વત્તાભર્યા ધંધાઓમાં પડવાની છુટ આપવામાં આવવી જોઇએ. હીંદુ ધર્મમાં સ્ત્રી દેવપદ પ્રાપ્ત કરી શકે છે, પણ ' નર્સ ' થનારને પીંખી ખાવામાં આવે છે ! ' નર્સ 'નું કામ દેવીપદ કરતાં ઘણું વધારે અઘરૂં હશે.

**દુનીયાના ઇતિહાસમાં અપાયલું સૌથી મોટી રકમનું દાન**—તેનો આપનાર પણ દુન્યાનો સૌથી પૈસાદાર આદમી, ઇંગ્લંડ, જર્મની અને રશીયના રાજાઓથી પણ અતિ ધનાઢ્ય, અમેરીકન રેલ્વેઓ, બેંકો, કારખાનાંઓ તથા ઘાસલેટના કુવાઓનો માલિક, આ સમયનો કુબેર અને કારૂન, જેની દર મીનીટની આવક હજારોની છે, પણ જેને ડોકટરો ભાતજ ખાવાની રજા આપે છે એવો મહા વિચિત્ર જોન ડી. રોકફેલર છે. તાતાનું ૩૦ લાખનું પ્રખ્યાત દાન તો આનાં છેલ્લાં દાન આગળ સૂક્ષ્મદર્શકમાંથીજ દેખાય એટલું ઝીણું થઇ જાય છે. ગરમ દેશોનાં ખાસ રોગોનાં નિદાન તથા ચિકિત્સા સારૂ તેણે હાલમાં ત્રીસ કરોડ રૂપીયાનું દાન આપ્યું છે ! (રૂટરનો તાર તા. ૧૯ મી જુલાઇનો) વળી હાલ તો એ ગુપ્ત દાન છે ! માત્ર રૉકફેલરજ હોઇ શકે એમ અનુમાન કરવામાં આવે છે—બીજાનાં ઘરનાં છાપરાં પર તો એટલાં નળીયાંએ નથી ! આ પુરૂષને કેટલાક સોશીયેલીસ્ટો રાક્ષસ્ કહે છે કેમકે લાખો ગરીબ કામદારોના પસીનાથી તેનો પૈસો પેદા થયો છે અને થાય છે. પણ તે પોતે તો સ્વચ્છ્વનચરિત્ર (જે તેણે પોતાની માલીકીની ઘાસલેટનો વેપાર કરનારી સ્ટાંડર્ડ ઓઇલ કંપનીનાં ખાસ " મેંગેઝીન " માં થોડા વર્ષપરજ પ્રગટ કરી હતી ) માં કહે છે કે હું પૈસા કમાવા ખાતરજ કમાતો નથી—તેમાં આનંદ નથી. પરોપકારાર્થે ખર્ચું એજ હેતુથી કમાઉં છું અને કરોડોનાં દાન તેણે અદ્યાપિપૂર્વ કીધાં પણ છે. તે જોતાં તેનું અર્ધું શરીર ભલે રાક્ષસી હોય પરંતુ શેષ અર્ધું તો જરૂર દેવી છે. ( આ છપાયા પછી ખબર મળી છે કે મી. રોકફેલર એકલો દાતા નથી, જો કે સૌથી મોટો ભાગ આપનાર તો તેજ છે. )

**આપણી જ્ઞાતિઓના સુધારાઓ સાથે અમેરીકન રાજ્યોના કાયદાની તુલના**—કરવી અપ્રાસંગિક નથી. જેમ આપણી સમાજમાં લગ્ન સિમંતાદિ પ્રસંગે વિચિત્ર રીવાજો છે તેમ ત્યાં પણ હોય છે કેમકે મનુષ્યસભાવ તો અંતે સર્વત્ર એકજ હોય છે. કુતરાની પૂંછડી સર્વત્ર વાંકી. જેમ અહીં અઘરણી પ્રસંગે ભાભીને દેવર તમાચો ( 'બુસટ' ) મારે છે અને લગ્નમાં ચલ્લી ચોરે છે તેમ અમેરીકામાં પરણીને દેવળમાં ચાલી જતાં જોડાં પર પીઠ પરથી ટીખળી મિત્રો જૂનાં ખાસડાં અથવા ચોખાની પોટલી ફેંકે છે. આ તોફાન ઓહીઓ સ્ટેટના પોર્ટસમાઉથના અમલદારોને પસંદ ન પડવાથી તેઓએ કાયદાથી એમ કરવું એ ગુન્હો ઠરાવ્યો છે ! દંપતીને એ મશ્કરીનો વાંધો ન હોય તોપણ તેનું હવે ચાલશે નહીં અને ગુન્હેગારોપર પોલીસજ કામ ચલાવશે. ત્યાંનો મેયર તથા પોલીસનો વડો જણાવે છે કે " આવા ત્રાસ કરતાં તો બ્રહ્મચારી રહેવું પરવડે ! નવિન દંપતીને અભિનંદન રૂપે ચુંબન તથા હસ્તધૂનન ખરા મિત્રો માટે બસ થઇ પડવું જોઇએ. " ગાંડા ઘેલા રીવાજોનો અંત આણવા માટે જંગી સભાઓ

અને ઠરાવો કરતાં પોલીસનેજ તે રીવાજો ગુન્હાઓમાં ઠરાવવાની સત્તા હોવી જોઈએ. પરંતુ જ્યાં સુધી પ્રજા એકરસ ન હોય, અને તે જુદા જુદા ધર્મો તથા જાતિમાં વિભક્ત હોય ત્યાં એ સીધી સાદી રીત અશક્ય છે.

**કેટલી પૂંજીથી વેપાર કરવાથી ફતેહ મળે ?**—નીચલી અર્ધા ડઝન કંપનીઓએ વેપારને સારૂ શરૂઆતમાં કેટલી પૂંજી રોકેલી તેનો કંઈક ખ્યાલ આવશેઃ—

| | |
|---|---|
| વ્હાઇટલેનું કારખાનું | ૨૦૦ પૌંડ. |
| લીપટનનું ,, | ૧૦૦ ,, |
| ગ્રેમેજનું ,, | ૪૦ ,, |
| હેરેડનું ,, | ૧૦૦ ,, |
| રોકફેલરની તેલની કંપની. | ૧૦૦ ,, |
| કાર્નેગીનું પિટર્સબર્ગનું લોખંડનું કારખાનું. | ૨૦૦ ,, |

ઉદ્યોગનુંજ એક પરિણામ છે કે આજે ઉપલી કંપનીઓની થાપણ કરોડો રૂપીયાની થઇ ગઇ છે. અમેરિકામાં ઘણુ એવા કરોડપતિ વેપારીઓ છે જે પહેલાં ઓફીસોમાં ' સીપાઇ ' નું કામ કરતા !

**જર્મનીમાં ઔદ્યોગિક શિક્ષાઃ**—જર્મનીનો શિક્ષાપ્રબંધ ઘણોજ ઉત્તમ કહેવાય છે. વિદ્યાર્થી સ્કુલ છોડવાની તૈયારીમાં હોય છે ત્યારે હેડમાસ્તર તેનાં વાલીપર એક નાનું પુસ્તક મોકલી આપે છે જેમાં આસપાસનાં નગરોમાં કયા કયા ધંધા કરવામાં આવે છે અને તે શીખવા તેમજ નોકરી અથવા સ્વતંત્ર વ્યાપાર કરવાના કયા કયા ઉપાય છે તે બધું લખેલું હોય છે. એક ઓફીસ પણ એવી હોય છે કે જ્યાંથી બાલકોને દેશના જુદા જુદા ઉદ્યમોની તેમજ ધંધાની માહિતી મળે અને પોતાની ઇચ્છાનુસાર એક ઉદ્યમ કે ધંધો કરવામાં લાગે. કેટલાક વિદ્યાર્થીઓ, કે જેઓ પોતાની આર્થિક નબળી સ્થિતિને લીધે વધુ વખત કમાવા વગર રહી ન શકતા હોય અને ઉદરપૂર્તિ સારૂ કંઇ કામ તુરત હાથ ધરવા ચાહતા હોય તેમને સારૂ ' કંટીન્યુએશન સ્કુલ્સ ' હોય છે, જેમાં તેમને ફુરસદને વખતે જુદાં જુદાં કામો શીખવવામાં આવે છે. જર્મનીમાં ડ્રૉઇંગ પણ એવી રીતે શીખવવામાં આવે છે કે તે તેમને ધંધામાં કામ લાગે. ફેન્સી કાગળ પર છાપવાની જુદી જુદી સુંદર ' ડીઝાઇનો ' તેમજ પડદાઓ પરની સુંદર ચિત્રકારી એનુંજ પરિણામ છે. તેમજ એક દરજીને કપડાંનાં ચિત્રો બનાવવાનું પણ ખાસ શીખવવામાં આવે છે.

**સેન્સસના એક ઓફીસરે કરેલી રમુજી ભૂલઃ**—ઇ. સ. ૧૯૦૧ ના સેન્સસ વખતે એક ઓફીસરે પોતાને અશિક્ષિત લખી માર્યો હતો, કારણ કે તેની માન્યતા એવી હતી કે જે અંગ્રેજી જાણતું હોય તેજ ભણેલું ગણાય ! ( તેનું નામ શુમાર કુનિન્દે હતું. ) એક બીજાએ એક મુસલમાન પીરની કબર પર નંબર મારી દઇ તેનું નામ, જાતિ, ઉમર, બાપનું નામ, આદિ લખી લીધું હતું ! એક ત્રીજાએ તો સૌથી રમુજી ગણત્રી હતી—ગણપતિના એક મંદિર પર નંબર લગાડી દઇ નીચે લખેલી બાબતો તેને વિષે લખી હતીઃ—

નામ—ગણેશ.
બાપનું નામ—મહાદેવ.
ઉમર—૨૦૦ વર્ષ.
ધર્મ—હિન્દુ.
સ્ત્રી કે પુરૂષ—પુરૂષ.
કુમારો કે પરણેલો—પરણેલો.
નિર્વાહ—નૈવેદ્યથી ! ! !

**લખલૂટ ખર્ચ તે આનું નામ !**—એવું કહેવાય છે કે રૂશિયાનો ઝાર યુરપના કોઇ પણ ભૂપતિ કરતાં કપડાંમાં વધારે ધન ખરચે છે. તેના મુલકી દરજી અને સૈનિક દરજીનું બીલ દર વર્ષે અનુક્રમે ૨,૦૦૦ અને ૩,૦૦૦ પૌંડ આવે છે. તેના માથાની ટોપીની કીંમત પાંચ પૌંડ હોય છે. અને રૂવાના એક કોટ પછવાડે ૫૦૦ પૌંડ ખરચે છે. તેના પોશાકના એક જોટા ( Suit ) ની કીંમત ૧૨ પૌંડ હોય છે અને તે માત્ર ત્રણ વખતજ પહેરે છે. તેની સાથે સરખાવતાં કૈસર તદ્દન હલકાં કપડાં પહેરે છે એમ લાગે છે, તેના પોશાકના એક જોટા ( Suit ) ની કીંમત સાત પૌંડ અને દશ શીલીંગ છે. તે ઉપરાંત તે ત્રીશ વખત પહેરે છે. નૉર્વેનો રાજા હેકન નોરવેનો સાધારણ ગાંધી પોતાના પોશાકના જોટા પછવાડે જેટલો ખરચ કરે છે તેથી વધારે કરતો નથી.

---

## ગ્રંથાવલોકન.



**શ્રી શિવાજી છત્રપતિ**—મરાઠીપરથી અનુવાદક-રા. દાહ્યાભાઇ રામચંદ્ર મહેતા. પ્રસિદ્ધ કર્તા-સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય-મુંબઇ-૨. પ્રથમાવૃત્તિ. સોનેરી પાકું પૂઠું, ઉંચા કાગળ. કીંમત માત્ર રૂ. ૧. પાનાં આશરે ૩૫૦.

પ્રસ્તુત ચરિત્ર સરકારી મદદથી ચાલતા " જગદ્વૃત્ત " નામના મરાઠી અઠવાડિક સચિત્ર પત્રના અધિપતિ રા. કૃષ્ણરાવ અર્જુન કેળુસ્કરનાં લખાણનું ભાષાંતર છે. મૂળ લેખકને એ બદલ રૂ. ૧૩૫૦) નાં ઈનામો મળ્યાં છે એટલુંજ નહિ પણ નામદાર મુંબઇ સરકારનાં કેળવણી ખાતાંના ડિરેકટર સાહેબે એને સ્કુલ લાઇબ્રેરી સારૂ મંજુર કર્યું છે. પુસ્તકના અંતમાં ભૂખણ કવિનાં મહારાજ શિવાજી વિષેનાં કેટલાંક કવિત પ્રસિદ્ધકર્તાએ ઉમેરેલાં છે. પ્રસિદ્ધકર્તાએ પોતાની ' વેદાંત ગ્રન્થમાળા ' ને ' બૃહદ્ ગ્રંથમાળા ' માં ફેરવી નાંખી છે, જેના પ્રથમ ગ્રંથ તરીકે શ્રી જ્ઞાનેશ્વરી ભગવદ્ગીતા, બીજા ગ્રંથ તરીકે શ્રીમદ્ ભાગવત ભાષાંતર, અને ત્રીજા તરીકે આ ચરિત્ર લેખાશે.

પુસ્તકની ગુજરાતી ભાષા સારી છે, અને પ્રસિદ્ધકર્તાએ તેનું બાહ્યાંગ પણ સુંદર કરવામાં કશી કચાશ રાખી નથી. ઐતિહાસિક બાબતોના વાંચનારાને આ પુસ્તક વાંચવા અમારી ભલામણ છે.

**પ્રેમ પ્રેમ અને પ્રેમઃ**—સ્વર્ગવાસી ' કલાપી ' ને અર્પણ થયેલાં રા. અમૃતલાલ સુંદરજી પઢીઆરનાં આ પુસ્તકની આ બીજી આવૃત્તિ એક રૂપિઆની કીંમતે ( જે પહેલી આવૃત્તિ કરતાં ઉંચી સ્ટેશનરી વાપર્યા છતાં ઓછી છે ) બ્હાર પડી છે. આ પુસ્તકમાં કર્તાએ પોતાના હૃદયમાં પ્રેમના જે ઉભરા ઇ. સ. ૧૮૯૬-૯૭ માં આવ્યા હતા તેજ સંકલિત કર્યા છે-તેમાં કશો સુધારો વધારો પુસ્તક પ્રકટ કરતી વખતે ( ૧૯૦૪ માં ) તેમજ બીજી આવૃત્તિ વખતે પણ કર્યો નથી, તેથી આપણે રા. પઢીઆરનો આજથી ૧૬-૧૭ વર્ષપૂર્વનો પરિચય મેળવી શકીયે છીયે.

પ્રેમને અમૃત સાથે સરખાવી પહેલાને બીજા કરતાં પણ ઉત્તમ ઠેરવી, પ્રેમ ભક્તિની મા છે એવું સમજાવી, કર્તા ' પ્રેમ વ્યષ્ટિમાં નહીં પણ સમષ્ટિમાં કરવા ' યોગ્ય ભલામણ કરે છે. અને નીચલા શબ્દોમાં પુસ્તકની પૂર્ણાહુતિ કરે છે:— બન્ધુઓ ! પ્રેમ સદા આપૂર્ણ અપૂર્ણ ને અપૂર્ણજ છે. તે સર્વના હૃદયમાં ઉત્પન્ન થતો નથી. ઉત્પન્ન થાય તે બધાથી જીરવાતો નથી. માયામાં વીંટાયેલા હૃદયથી તે જાણ્યો જતો નથી, પૃથ્વીમાં તે સમાતો નથી, એક ભવથી તે પૂરો થતો નથી, અને બ્રહ્મથી તે પૃથક્ નથી, આવા સર્વવ્યાપી, સર્વ શક્તિમાન સ્વયંભૂ પ્રેમને...અનુભવવામાંજ મનુષ્યની સફલતા છે...અને તેમાંજ પ્રેમની સાર્થકતા છે. "

કથા ગુચ્છ, ભાગ ૧ લો:—બંગાળીમાંથી અનુવાદ કરી સંગ્રહ કર્તા રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત; પ્રકટ કર્તા, સસ્તું સાહિત્યવર્ધક કાર્યાલય, કાલબાદેવી રોડ, મુંબઈ. મૂલ્ય અઢી આના.

વિવિધ ગ્રંથમાલાનો ૧૫૦ પાનાનો આ ૩૩ મો મણકો છે જેમાં કુલે ૯ નાની નાની સુંદર વાર્તાઓ સમાવવામાં આવી છે. " ગ્રંથ લેખકના બે બોલ " માં સંગ્રહ કર્તા પોતાના સ્વર્ગસ્થ મિત્ર રા. નરસિંહરાવ હરિલાલ મુન્શી પ્રત્યે પોતાને આવી ટુંકી વાર્તાઓને ગુજરાતીમાં ઉતારવાનું ઉત્તેજન આપવા સારૂ ઉપકારભાવ પ્રકટ કરે છે. રા. નરસિંહરાવની જીવન જ્યોતિ અકાલે બંધ થતાં તેમનું " જ્યોતિ " પણ બંધ પડયું તે જો તેમના અનેક સુયોગ્ય મિત્રોમાંથી કોઇ ચાલુ કરે તો મરનારની ઇચ્છા સફલ કરેલી ગણાય, એવી અમારી સૂચના અસ્થાને ગણાશે નહીં; " તંત્રી સાહેબનો ઘોટાળો " અને " છેવટનો ફેંસલો " નામની બે વાર્તાઓ ગુજરાતીમાં કોઇ પણ ઠેકાણે પ્રકટ થઇ નથી એમ કર્તા કહે છે. પણ રા. ભોગિન્દ્રરાવ રતનલાલ દિવેટીયાની " કાઉન્ટ ટોલસ્ટોયની 'ટુંકી વાર્તાઓ" માંની " છગન મોદીની વાતને " છેવટનો ફેંસલો " આબેહુબ મળતો આવે છે તેથી જણાય છે કે બંગાળીઓ અંગ્રેજીપરથી કેટલીક વાર્તાઓ કેટલીક વખતે લે છે. તેમજ " તંત્રી સાહેબનો ઘોટાળો " " માસિક મનોરંજન"ના કોઇ જુના અંકમાં આવી છે તે પરથી જણાઇ આવે છે કે મહારાષ્ટ્રીઓનો આધાર પણ ઘણું ગુજરાતી વાર્તા લખનારાઓની માફક બંગાલી પર છે. આવી રીતે એકની છાયા બીજા પર અને બીજાની ત્રીજાપર પડે છે. પુસ્તક બહુ મનોરંજક છે, અને આવા પ્રામાણિક પ્રયત્નો સ્તુત્ય છે.

---

## શું પ્રાચીન આર્ય ગોભક્ષ હતા ?

પ્રાચીન આર્યો ગોભક્ષક હતા એમ યૂરોપીય અને તેઓને અનુસરનારા વિદ્વાનો માને છે અને મનાવવા પ્રયત્ન કરે છે. એ માન્યતામાં કેટલું સત્ય રહેલું છે, તે વિષેમાં કાંગડી ગુરૂકુળના પ્રોફેસર શ્રીમાન રામદેવજી એ પોતાના ભારતીય વર્ષના ઇતિહાસના દ્વિતીય ભાગના છઠ્ઠા પરિચ્છેદમાં ઘણું સારૂં વિવેચન કરેલું છે. આ વિવેચન આપણા હાલના અંગ્રેજી ભણેલા અને અંગ્રેજી ઉપરથી સંસ્કૃત જાણનારાઓને વિચારણીય છે. તેથી કેટલુંક આ જગાએ બતાવવામાં આવે છે.

યૂરોપીય વિદ્વાનો પોતાની માન્યતાની પુષ્ટીમાં " અતિથિ " ને સંસ્કૃતમાં " ગોઘ્ન " કહેવામાં આવે છે, અને " ગોઘ્ન " એટલે જેને સારૂ ગાય મારવી પડે એવો અર્થ કરી બતાવે છે. શ્રીમાન રામદેવજી આ વિષયમાં જણાવે છે, કે આ અર્થ કેવળ વૈદિક શિક્ષાથી પ્રતિકૂલ તો છેજ પણ સાધારણ બુદ્ધિની પણ વિરૂદ્ધ છે. કેમકે ,—

વેદોમાં ગાયને વાસ્તે " અઘ્ન્યા " શબ્દ પ્રયુક્ત થયેલ છે.

अघ्न्या हेन्तव्या भवति । अघघ्नीति वा तस्य एषा भवतिः—

सूयवसाद् भगवती हि भूया अथो वय भगवन्तः स्यामः ।

आद्धि तृणमघ्न्ये विश्वदानीं पिब शुद्ध मुदकमाचरन्ती ॥

ઋગ્વેદ મંડળ ૧, સૂક્ત ૧૬૫, મંત્ર ૪૦

અઘ્ન્યાનો અર્થ "જે વધ કરવા યોગ્ય ન હોય" તે થાય છે. જ્યારે અઘ્ન્યા શબ્દનો ધાત્વર્થજ જે મારવાને યોગ્ય નહિ એવો છે. ત્યારે વેદોના સાહિત્યમાં ગોવધ કરવાની આજ્ઞા મળવાનો સંભવજ કેમ હોય ? વળી વાસિષ્ટ સૂત્ર અધ્યાય ૨૧ સૂત્ર ૧૮ માં લખ્યું છે કેઃ—યદિ કોઇ ગોવધ કરે તો તે પાપ સારૂ છ મહિના સુધી કૃચ્છ્ર અથવા તપ્ત કૃચ્છ્રવ્રત કરે તથા ૭ મહિના સુધી જે કે ગાયને મારી હોય તેનું કાચું ચામડું ઓઢી તથા પહેરીનેજ ફરે તથા ગૌતમ સૂત્ર અધ્યાય ૨૨ સૂત્ર ૧૮ માં ગોવધ કરવાનું પ્રાયશ્ચિત્ત એક વૈશ્યને મારવાના પ્રાયશ્ચિત્ત જેટલું કહેલું છે. એજ સૂત્રના અધ્યાય ૧૯ સૂત્ર ૧૪ માં ગૌશાળાને તીર્થસ્થાન બતાવ્યું છે. સૂત્ર ૧૮ માં યુદ્ધક્ષેત્રમાં જે લડવૈયો પોતાને ગાય છું એમ કહે તેને કદિ પણ મારવો નહિ એમ સ્પષ્ટ આજ્ઞા કરી છે.

આવી રીતે ગૌરક્ષા માટે સેંકડો બલ્કે હજારો વાર વૈદિક સાહિત્યમાં આજ્ઞા આપ્યા પછી તથા ગાયનું મહાન ગૌરવ બતાવ્યા છતાં ગોવધ કરવાને પણ એજ સાહિત્યમાં આજ્ઞા આપે એ વાત કોઇ પણ સાધારણ બુદ્ધિ વાળો પુરૂષ માન્ય કરી શકશે ? છતાં પણ યૂરોપીય વિદ્વાનો "યજ્ઞમાં પશુ વધના સમર્થનમાં

सप्तभ्यामष्टभ्यां वाश्वयुजी पक्षे तु वत्स तर्ही रेवालभेरन उस्णो विसृजेयुः

તાણ્ડય બ્રાહ્મણમાંથી આ વાક્ય બતાવીને તેમાં "આલભેરન" શબ્દ આવ્યો છે તેનો અર્થ "વધ" નો કરે છે. પણ વેદ સંબંધી સાહિત્યમાં "આલભેરન" શબ્દનો અર્થ કોઇ પણ પ્રકારે "વધ" થઇ શકતો નથી. "આલભેરન" શબ્દનો ખરો અર્થ "સ્પર્શ કર્યો" થાય છે. આ શબ્દ "આ" "લભ" એવા બે શબ્દોના યોગથી થયો છે. આ એટલે "સારી રીતે" અને લભ એટલે પ્રાપ્તિ. (डुलभष् प्राप्तौ) आलभिरे, आलभ्य, आलब्ध, आलम्य, आलम्भ એ બધા आलभनां થોડાં થોડાં બદલેલાં રૂપ છે. અને એ બધાનો અર્થ સ્પર્શ સંબંધી થાય છે. આ શબ્દનો અર્થ મનુસ્મૃતિમાં પણ સ્પર્શના અર્થમાંજ લીધાનું પ્રોફેસર શ્રીમાન રામદેવજી બતાવે છે. જુઓ.

द्युतं च जनवादं च परिवादं तथानृतम् । स्त्रीणां च प्रेक्षणालम्भमुपघातं परस्य च ॥

( મનુ અધ્યાય ૨ શ્લોક ૧૭૯ ) એવીજ રીતે મિમાંસા દર્શન અધ્યાય ૨ પાદ ૩ ના ૧૭ મા સૂત્ર ઉપર સુબોધિની ટીકા છે તેમાં પણ आलम्भનો અર્થ સંસ્પર્શ કર્યો છે કેમકેઃ— एतेन वत्सस्य धेनु समीप स्थितौ दुग्ध प्रस्रावः प्रसिद्धो लोके तदर्थं वत्सस्य समीपे आनयनार्थमालम्भः स्पर्शोऽभवति-તો પછી આલભેરનનો અર્થ વધ કર્યો છે, તે કેવળ યૂરોપીય વિદ્વાનનો પોતાના અભિપ્રાયને અનુસરતો આગ્રહ માત્ર છે.

યદિ કોઇ માની પણ લીએ કે પ્રાચીન આર્ય ગોભક્ષક હતા. તોપણ કોઇ બુદ્ધિમાન આ વાતનો સ્વીકાર કરી નહિ શકે કે જ્યારે કોઇ અતિથિ પ્રાચીન આર્યને ઘેર આવે ત્યારે તે અતિથિને લીધે ગોવધ કરે—યૂરોપમાં ગોમાંસ એક સાધારણ ભોજન છે. પરંતુ ત્યાં પણ ઘેર ઘેર કાંઇ કસાઇખાનું નથી. આવા વિજ્ઞાનનો પણ વિદ્વાન અતિથિની સ્વાગત સાથે ગોવધનો એટલો બધો ગાઢ સંબંધ હોય કે જેથી અતિથિનો અર્થજ જેને માટે ગાય મારવામાં આવે એવો માનવાને માટે તૈયાર નહિ થાય. જો "ગોઘ્ન" નો યથોચિત કોઇ બીજો અર્થ ન હોય તો તો નિશંક આપણે એજ અર્થ સ્વીકૃતજ કરવો પડશે. પણ "ગોઘ્ન" ના અર્થ ઉપર વિચાર કરીએ તો "ગો" અને "હન" એ બે શબ્દના સંયોગથી આ શબ્દ બન્યો છે. હવે "ગો" શબ્દના અનેક અર્થ છે. "ગો" એટલે વાણી; પૃથિવી, જળ, સ્વર્ગ, માતા, ઇંદ્રિય,

નેત્ર, સૂર્ય, ચંદ્ર. " હન " શબ્દના મહર્ષિ પાણીની હિંસા અને ગતિ એવા બે અર્થ બતાવે છે. અને " ગતિ " નો અર્થ જ્ઞાન, ગમન, અને પ્રાપ્તિ થાય છે. એ અનુસાર તો " ગોઘ્ન " નો અર્થ નીચે પ્રમાણે થાય.

૧ જેને સારૂ જળની પ્રાપ્તિ કરવામાં આવી હોય.

૨ જેને સારૂ સુખની સામગ્રી એકઠી કરવામાં આવી હોય.

૩ જેનો વાણીથી સત્કાર કરવામાં આવ્યો હોય.

૪ જેના તરફ આંખો લાગી રહી હોય.

અતિથિનો આવો અર્થ તો સાધારણ બુદ્ધિ પણ સ્વીકાર કરી શકશે. કેમકે લગભગ સઘળા સભ્ય દેશોમાં પોતાના મેમાનને માટે ઘર ધણી પોતાના ઘરથી બહાર થોડું ઘણું પણ ચાલે છે ( ગતિ ), તેને પ્રિય વાણીથી બોલાવે છે ( વાણી ) તેને માટે જળ, દુધ પણ રજુ કરે છે ( જળ ) તથા યથા સંભવ તેના સુખને માટે સામગ્રિયો પણ રજુ કરે છે. આ પ્રમાણે કરેલાં સ્વાગતથી પોતાનો મેમાન સંતુષ્ટ થયો છે, કે નહિ તે જાણવાને પોતાની આંખો તેના તરફ લાગી રહે છે. આવો શુદ્ધ અને સરળ અર્થ " ગોઘ્ન " નો મૂકી યૂરોપીય વિદ્વાનો ગાય મારવાનો વિષમ અર્થ કે જે અર્થ વેદ, શાસ્ત્ર, લોકોક્તિ, ભારતીય અંતઃકરણથી વિરૂદ્ધ છે, અને જેને સાધારણ બુદ્ધિ પણ સ્વીકાર કરી શકતી નથી, તેવો શા સારૂ લેતા હશે એ વિચારણીય છે.

આતિથ્ય સત્કાર કેવી રીતે કરવો જોઈએ તેને માટે આપસ્તંબ સૂત્ર પ્રશ્ન ૨, પટલ ૨, ખંડ ૪, સૂત્ર ૧૧ તથા ૧૪ માં શી આજ્ઞા કરી છે તે જોવા યોગ્ય છે. આજ્ઞા કરી છે કેઃ—

" ગૃહપતિને યોગ્ય છે, કે બીજાને ભોજન દેતાં પહેલાં અતિથિને ભોજન આપે. યદિ તેના ઘરમાં ભોજન પદાર્થ ન હોય તો સ્થાન, જળ, આસન, પ્રિય વાણી જરૂર આપે. કેમકે સારા મનુષ્યના ઘરમાં આ વસ્તુનો કદિ પણ અભાવ હોતો નથી. આ સૂત્રમાં જે વસ્તુઓ આપવાનું જણાવ્યું છે તે લગભગ ગો શબ્દના અર્થવાચક છે.

એજ રીતે ગૌતમ સૂત્ર અધ્યાય ૫ સૂત્ર ૩૫, ૩૬, ૩૭ માં લખ્યું છે કેઃ—

" યદિ અતિથિ વિદ્વાન ન હોય પણ સદાચારી હોય તો તેનું પણ સન્માન, આસન, જળ અને સ્થાનથી અવશ્ય કરવું. યદિ તે પણ ન હોય તો કમમાં કમ પ્રિય વાણીથી તો અવશ્ય કરવું. અને જે ભોજન અતિથિને આપો તેનાથી ઉત્તમ ભોજન કદિ પણ પોતે ન ખાઓ. આ આતિથ્ય સત્કારમાં પણ જે વસ્તુઓ બતાવી છે તે પણ ગો શબ્દના અર્થ વાચક છે. માંસ ભક્ષણના પક્ષપાતી વિદ્વાનો શતપથ બ્રાહ્મણમાંથી પોતાનો પક્ષ સિદ્ધ કરવા માટે બતાવે છે કેઃ—

अतिथिर्वाऽएष एतस्या गच्छति यत्सोमः क्रीतस्तस्मा

एतद्यथा राज्ञे वा ब्राह्मणाय वा महोक्षं वा महाजं पचेत दह

मानुष हविर्देवाना मेव मस्याऽएतदातिथ्यं करोति ॥

આમાં " મહોક્ષ " શબ્દનો અર્થ મોટો બળદ અને " મહાજ " શબ્દનો અર્થ મોટો બકરો કરવામાં આવે છે. અને એથી જ્યારે કોઈ પણ ગૃહસ્થને ત્યાં બ્રાહ્મણ અથવા રાજા અતિથિ તરિકે આવે ત્યારે તેને માટે મોટો બળદ અથવા મોટો બકરો રાંધવામાં આવતો હતો એમ બતાવે છે.

આ બે શબ્દોના અર્થ તેઓ બતાવે છે, તે સિવાય બીજા જો ન થતા હોય તો તે અર્થ માન્ય કરવોજ પડશે, પણ અહીં એવી અવસ્થા નથી. કેમકે " મહોક્ષ " શબ્દ " મહા " " ઉક્ષ " એવા બે શબ્દોના સંયોગથી થયો છે. " મહા " એટલે મહત્ અને " ઉક્ષ " એટલે સોમ ઓષધ છે, જે વિશેષ કરીને બળવર્ધક ગણાય છે. તેનાં પ્રમાણ નિચે બતાવીએ છેએ.

વાચસ્પત્ય બૃહદભિધાનમાં " ऋषभौषधि " લખેલ છે. उक्षा, भद्रो बलिवर्द, ऋषभो, वृषभो वृष, अनड्वान, सौरभे योगौ. श्रृंगितु ऋषभो वृष, ( अमर ) અર્થાત " ઉક્ષ " શ્રૃંગી, કાકડાશીંગી નામની ઔષધી છે.

રાજ નિઘંટુ પૃષ્ઠ ૪૪૦ માં લખ્યું છે, કે શ્રૃંગી, અતિવિષા, કર્કટશૃંગી, ઋષભગન્ધ ,અર્થાત શ્રૃંગી ઔષધીના અન્ય નામ અતિવિષા, કર્કટશૃંગી, અને ઋષભ છે. રાજનિઘંટુમાં જ્યાં " ગુડુચ્યાદિ " ગણનો પાઠ છે, ત્યાં ઔષધિયોનું વર્ણન છે. ત્યાં " ऋषभ " ઔષધિના પાઠમાં,

ऋषभो गोपतिर्धीरो नृपाणी धुर्धरो वृषः कुकुद्मान पुंगवो वोढाश्रृंगी धुर्यन्च भूपतिः
અર્થાત ઋષભૌષધિના અન્યાન્ય નામ ગોપતિધરી, નૃપાણિ, ધુર્ધર, વૃષ, કકુદ્માન, પુંગવ, વોઢા, શ્રૃંગી, ધુર્ય અને ભૂપતિ પણ છે.

હવે "મહાજ" શબ્દ રહ્યો. "મહાજ" એ પણ " મહા " " અજ " એવા બે શબ્દોના સંયોગથી થયેલો છે. " મહા " એટલે મહત્ અને " અજ " એટલે અન્ન. આનું પ્રમાણ મહાભારત શાંતિ પર્વમાં પણ છે.

बीजैर्यज्ञेषु यष्टव्यमिति वा वैदिकी श्रुतिः अजसंज्ञानि बीजानि छागनो हन्तु मर्हथ અન્નનાં બીજથી યજ્ઞ કરવામાં આવે એજ વૈદિકી શ્રુતિ છે. અજ નામ છે અજ બીજનું, એટલે બકરાને મારવો એ અર્થ યોગ્ય નથી.

પંચતંત્ર જેવા ગ્રંથમાં પણ અજનો પ્રયોગ અન્નાર્થમાં કરવામાં આવ્યો છે अजैयष्ट व्यं तत्राजा व्रीहिवः

આ પ્રમાણે ઉપરથી શતપથ બ્રાહ્મણમાં આવેલા શબ્દોના ખરા અર્થ ઉપરથી એ આજ્ઞાનો અર્થ તો " જ્યારે કોઇ ગૃહપતિને ત્યાં બ્રાહ્મણ અથવા રાજા અતિથિ થાય તો તેઓને બળવર્ધક ઔષધિ રૂપ ભોજન દેવું જોઈએ, અથવા ઉત્તમોત્તમ અન્ન ખવરાવવું જોઈએ " એવો થાય. આ આજ્ઞાને પુષ્ટિકર્તા એજ બ્રાહ્મણના ત્રીજા કાંડના એકવીશમા ચાકના પ્રથમાધ્યાયના બીજા બ્રાહ્મણમાં કેવી સ્પષ્ટ આજ્ઞા કરી છે, તે આપણે જોઇએ.

सधेन्वै चा न डुहश्चनाश्नीयाद्धेन्वन डुहौ वाऽइदं सर्वं विभृ तस्त देवा अब्रुवन धेन्वेन डुहौ वाऽइदं सर्वं त्रिभृतो तद्वैतत्सर्यामिव यो धेन्वेन डुहयोरश्नाय दन्त गतिरिव तं हाद्भतम् मिजानिता जीयायैगर्भं निर वधीदिति पापमक्रदिति पापी कीर्ति स्तस्माद्धेन्वन डुहयो र्नाश्नीयात

ગાય વા બળદનું માંસ ન ખાવું કેમકે ગાય અને બળદ નિસંદેહ અહીં સર્વ પદાર્થનું પોષણ કરે છે. દેવતાઓએ કહ્યું છે, કે ગાય અને બળદજ સર્વનું પોષણ કરે છે. એથી જો કોઇ ગાય અથવા બળદને ખાશે તો તેને સર્વ ભક્ષી તથા સર્વ નાશક માનવામાં આવશે. અને તે પુરૂષ અદ્‌ભૂત યોનિમાં જન્મ લેશે, ભ્રૂણ હત્યાનું પાપ તેને લાગશે. તેની નિંદા થશે.

શતપથ બ્રાહ્મણમાં બળદ અને ગાયને યજ્ઞ તથા સાવિત્રી તુલ્ય માનવામાં આવેલ છે.

છતાં એજ બ્રાહ્મણમાંથી માંસ ખાવાની આજ્ઞા બતાવવામાં આવે તે કોઇ અક્કલવાળો પુરૂષ માની શકશે ?

માંસ ભક્ષણના પક્ષપાતી બૃહદારણ્યકોપનિષત્‌માંથી પણ પોતાના પક્ષને બળ આપવા સારૂ અધ્યાય ૮ બ્રાહ્મણ ૪ વાક ૧૮. માં આવેલા " માંસ " શબ્દ બતાવી તેનો અર્થ એવો કરે છે :

યદિ કોઇ પુરૂષ પોતાને વિદ્વાન, સુવક્તા અને વેદને જાણનારો તથા લાંબા આયુષ્ય વાળો પુત્ર ઉત્પન્ન કરવાની ઇચ્છા રાખે તો તેણે બળદનું માંસ તથા ઘી ખાવું જોઇએ.

આમાં બુદ્ધિમાન પુરૂષની સમજમાં નહિ આવે કે ઉક્ત ગુણો ધરાવનાર પુત્ર જન્મવામાં બળદના માંસનો શો ગાઢો સંબંધ છે. પણ પ્રોફેસર શ્રીમાન રામદેવજી આપણને જે બતાવે છે તે અર્થની સાથે તો બેશક કોઈ ગાઢો સંબંધ હોય એમ દેખાઇ આવે છે.

ગર્ભવતી સ્ત્રીઓને આવા પુત્રો ઉત્પન્ન કરવા સારૂ કયી વસ્તુઓ લાભદાયક થાય તે સાબીત કરવાને માટે વૈદ્યક ગ્રંથનો આશ્રય લેવો જરૂરી છે. અને તે આધારે પ્રોફેસર શ્રીમાન રામદેવજી બતાવે છે કેઃ—

નિરૂક્તમાં " માંસ "નો અર્થ શું કર્યો છે તે પ્રથમ તપાસશું. " मांसं " माननं वा मानसं वा मनोऽस्मिन्सीदतीति वा ( નિરૂક્ત અધ્યાય ૪, પાદ ૧, ખંડ ૩ ) અર્થાત મનને ભાવે તેને માંસ કહે છે. ઉક્ષ અને કાકડા શૃંગી નામની મહૌષધિ છે એમ આગળ બતાવેલું છે. અને તે ગર્ભવતી સ્ત્રીઓને વિશેષ લાભકારી છે એમ સુશ્રુતમાં જણાવ્યું છે.

काकोल्या दिरपं पित्त शोणितानिल नाशनः

जीवनो वृंहणो वृष्यः स्तन्यश्लेष्मकरस्तथा

તે ઉપરાંત રાજ નિઘંટુનો ઉપરમાં ટાંકેલો દાખલો પણ એજ પુષ્ટિ આપે છે. અને એ ઉપરથી બ્રહદારણ્યકોપનિષદમાં આવેલ ગોપતિ. વૃષ, માંસનો અર્થ જે આયુર્વેદના શબ્દોથી અનભિજ્ઞ હોય અને સાધારણ સંસ્કૃતનો અથવા માંસ ભક્ષણના પક્ષપાતી હોય તે નિઃસંદેહ બળદ સિવાય બીજો નજ કરે પણ પ્રકરણ પ્રમાણે આ જગાએ એ અર્થ લાગુ પડતો નથી અને તેનો ખરો અર્થઃ—

જે પુરૂષને પંડિત, સુપ્રસિદ્ધ, સભામાં જવા યોગ્ય, સુંદર ભાષણ કરવા વાળો, સર્વ વેદોનો વક્તા તથા લાંબા આયુષ્ય વાળો પુત્ર ઉત્પન્ન કરવાની હોય તેણે પોતે તથા પોતાની પત્નીએ મનોવાંછિત ભોજન કરવું અને ઉક્ષ નામની ઔષધિ જેને ઋષભ પણ કહે છે તેનો પ્રયોગ કરવો.

આ પ્રમાણે પ્રાચીન આર્ય નિરામિષ ભાજી હતા અને ગોરક્ષા એ પોતાના ધર્મનું એક પ્રધાન અંગ માનતા હતા. અતઃ જ્ઞાત થાય છે, કે પ્રાચીન આર્ય ગ્રંથોમાંથી માંસભક્ષણ પરક જે વાક્યો યૂરોપીય વિદ્વાન ઉધૃત કરે છે. તે તેઓના વૈદિક અર્થ શૈલીના અજાણપણાને લઇનેજ કરે છે.

# ઉત્તમ અંગ્રેજી માસિકોમાંના કેટલાક ઉત્તમ લેખોનો સારાંશ (સટીક).



**વેદોમાં કહેલા રાક્ષસો તે સૂક્ષ્મ જંતુઓ છે**:—એ વિષય ઉપર હરિદ્વાર ગુરુકુલના છેલ્લા (૧૧ મા) વાર્ષિક મહોત્સવ પ્રસંગે, મૂળ દક્ષિણી પરંતુ લાહોરમાં ઘર કરી રહેલા, પં. શ્રીપાદ દામોદર સાતવળેકર (જેઓએ મરાઠીમાં લખેલા વર્ણધર્મના ગ્રંથ માટે નામદાર ગાયકવાડ સરકાર તરફથી રૂ. ૧૦૦૦ નું ઇનામ મળ્યું છે) તેમણે આપેલા ભાષણનો સાર તો ' સત્ય ' ના ગયા જૂનના અંકમાં (પાનું ૫૮૪) આપ્યો છે. ઉક્ત સંસ્થાની મુખપત્રિકા વૈદિક મેંગેઝીનના શ્રાવણ માસના અંકમાં આપેલા એ ભાષણના ૨ જા ભાગમાં, એ સિદ્ધાંતની સિદ્ધિમાં જે પ્રમાણો આપ્યાં છે તેથી, તેનું સપ્રમાણ કોઈ વિદ્વાન ખંડન ન કરે ત્યાં સુધી તો, એમનો પક્ષ ખરોજ છે એમ માનવાનું મન થયા વિના રહેતું નથી. વેદની ઋચાઓના મનમાનતા અર્થ કરવાની હાલમાં ભારે ધારા ચાલી છે. મી. ટી. પરમશિવ આયરે થોડા સમય પૂર્વે The Riks or Primeral Gleams of Light and Life નામક પોતાના પુસ્તકમાં ઋગ્વેદના મંત્રોના અર્થ એજ બતાવવા અર્થ કર્યા હતા કે વેદમાં માત્ર હીમયુગનું જ વર્ણન છે. બરફ ઓગળીને પૃથ્વી ધીમેધીમે નક્કર તથા વસવાલાયક થઇ તે સમયની સ્થિતિનું વર્ણન તેમણે ઋચાઓ પરથી તારવી કાઢ્યું હતું. વિષ્ણુનો અર્થ 'જ્વાલામુખીનો 'લાવા' ઇંદ્ર તે જ્વાલામુખી અને સોમરસ તે ' ધાસલેટ ' છે ! એવા અણુધાર્યા, અદ્ભુત પૂર્ણ અર્થો તેણે કર્યા હતા ! મી. આયરના ગ્રંથનું અવલોકન હમે સત્યના જાનેવારી ૧૯૧૨ ના અંકમાં કર્યું છે (પા. ૨૯૫). પં. સાતવળેકરનાં પ્રમાણો બુદ્ધિમાં ઉતરે એવાં છે. તેઓ કહે છે કે વેદમાં સર્વે વિદ્યાઓ સંપૂર્ણ છે એ પક્ષ વેદના તો અર્થજ ન થાય ને તે તો ગોખવાનાજ એવા પક્ષ જેવોજ અસંતોષકારક છે. અતિ સૂક્ષ્મ જંતુઓનું શાસ્ત્ર ખીલવવાનું માન પાશ્ચાત્ય ' બેક્ટીરીયૉલૉજીસ્ટોને' જ નિસ્સંદેહ ઘટે છે. પરંતુ મૂલસિદ્ધાંત તો વેદોમાં અનેક સ્થળે મળે છે. યજુર્વેદમાં લખ્યું છે કે ये अन्नेषु विविध्यंति पात्रेषु पिबतो जनान् (य.) અર્થાત " ભોજન તથા પીણાં આદિમાં એ અદૃશ્ય સૂક્ષ્મો શરીરમાં પ્રવિષ્ટ થઇ વિવિધ રોગો ઉત્પન્ન કરે છે. " અથર્વ જેની આયુર્વેદ શાખા રૂપ છે અને જેમાં વૈદ્યકનો મૂલ ગ્રંથ છે તેમાં પણ આ સ્પષ્ટ મંત્ર છે:—

अन्वान्त्र्य शीर्षण्यमयो पार्ष्टेयं क्रिमीन् ।

अवस्कवं व्यध्वरं क्रिमीन् वचसा जंभयामसि ॥

અથર્વ , ૨-૩૭-૪.

અર્થ:—" આંતરડાં, માથું તથા પીઠમાં અવસ્કવ અને વ્યધ્વર એ બે જાતોના જે જંતુઓ (क्रिमीन्) હોય છે તેનો હમે નાશ કરીએ છીએ. "

આ અર્થ એટલો સ્પષ્ટ કે થોડું સંસ્કૃત જાણનાર પણ તે સમજી શકશે. વ્યધ્વર જાતના સૂક્ષ્મનું નામ પણ અર્થ ગર્ભિત છે. તે वि + अध्वर શબ્દનો બન્યો છે. वि = વિરુદ્ધ અને અધ્વર = યજ્ઞ (અધ્વર્યુ = યજ્ઞ કર્તા, એ તો પ્રસિદ્ધ શબ્દ છે) અર્થાત્ જે સૂક્ષ્મો યજ્ઞના ના થવાથી ઉત્પન્ન થાય છે તે ! ' રૂદ્ર ' નો અન્ય અર્થ અનેક છે પરંતુ એક જાતના સૂક્ષ્મનું નામ પણ તે છે. नमो रुद्रेभ्यो ये पृथिव्यां ये अंतरिक्षे ये दिवि येषामन्नं वातो वर्षमिषवः (યજુર્વેદ) નો અર્થ મી. સાતવળેકર જંતુ તરીકેજ ઘટાવે છે. અર્થાત એ જંતુ પૃથ્વી, અંતરિક્ષ અને આકાશમાં પણ છે, વાયુ જેનું ભોજન છે અને વર્ષા જેનાં તીર છે—અર્થાત્ વર્ષા આવતાં જે મરણ નીપજે છે—' તેને નમસ્કાર કરો'. એ કાંઇક ભાંગતું કાણું સોપારી છે અને પં. તેનો અર્થ સમજાવતા નથી, પરંતુ 'તેનાથી

ચેતતા રહો ' એજ અર્થ કરી શકાય. યજુ ( ૭ ) માં सहस्राणि सहस्रशो ये रुद्रा अधिभूम्याम् અર્થાત્ " આ પૃથ્વી પર અસંખ્ય રૂદ્રો છે " એ મંત્રથી અહીં રૂદ્રનો અર્થ પરમાત્મા આદિ નથી એટલું તો સ્પષ્ટ છે. તે સૂક્ષ્મ જંતુનો પણ હોઇ શકે.

राक्षस् નાં અન્ય નામો रात्रीचर આદિ છે તેનું રહસ્ય પંડિત એમ સમજાવે છે કે એ સૂક્ષ્મો સૂર્ય પ્રકાશના અભાવથી રાત્રીએજ જોર પકડે છે અર્થાત્ જાગૃત થાય છે અને વધે છે. તેથીજ તેમને रात्रीचर એવું સાર્થક નામ આપ્યું છે. રાક્ષસો રાતનાજ ભટકે છે એમ તો પુરાણો પણ કહે છે, અને હાલની સાયન્સ પણ સૂક્ષ્મો માટે એમજ કહે છે. પુરાણોમાં ત્યારે રાક્ષસોને અતિ પ્રચંડ શરીરધારી કેમ વર્ણવ્યા છે ? પરંતુ તેઓ સૂક્ષ્મ સ્વરૂપ પણ લે છે એટલું સ્વીકારે છે. પં. સ્પષ્ટ કરતા નથી, પરંતુ હમે અનુમાન કરીએ છીએ કે, જંતુઓની ભયાનકતાને લીધે તેમનું શરીર પાછળથી વાર્તામાં મૂલ અર્થ ભૂલી જતાં, કુદરતી રીતે અતિ મોટું કલ્પી લેવામાં આવ્યું છે. શતપથ બ્રાહ્મણ ગ્રંથ આ વિષે ઘણો પ્રકાશ પાડે છે. ૪-૭૪-૪ માં તેમાં જે લખ્યું છે તેનો સાર એ છે કે, યજ્ઞ કરનાર, કૃષ્ણમૃગનું ચર્મ ઉપાડતાં તે પ્રથમ હવામાં ઝાટકીને બોલે છે કે " રાક્ષસો દુર થયા-દુશ્મનો નષ્ટ થયા. " યજ્ઞમાં અશુધ્ધ જંતુ આદિ ચીજ ન પડવાની સંભાળ રાખવા સંબંધી ઉક્ત વાત છે અને વળી મૃગચર્મમાં રહેલાં જંતુઓનાં શરીરનાં કદ પર પણ આ વાર્તાથી પ્રકાશ પડે છે. ઉક્ત ગ્રંથમાં રાક્ષસો નાશ કરવાના ૩ ઉપાય બતાવ્યા છે ( ૧ ) ऋषभ = એક જાતની વનસ્પતિ જેનો અનર્થ કરીને ' ગોધો ' અર્થ પણકે કર્યો છે. ( ૨ ) जाया प्रयोग અર્થાત્ મનુપત્ની ( બુદ્ધિ ) થી એટલે કે મેસ્મેરીઝમ will power થી જંતુથી ઉત્પન્ન રોગનો નાશ કરવો તથા ( ૩ ) યજ્ઞ. એ ૩ માંના પ્રથમ ૨ તો વ્યક્તિઓ માટેજ કામનાં છે. પરંતુ સમગ્ર નગરના રોગોદ્ધાર માટેનો શો ઉપાય-તે ૩ જો છે, કે જેથી ગામના તમામ સૂક્ષ્મો નાશ પામે ! વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે, " વિષ્ણુદૂત તો હમેશાં યમદુતોને હઠાવે છે." તેનો અર્થ વક્તા ઘણો સુંદર કરે છે. યમદુત તે રોગના જંતુઓ, વિષ્ણુ તે સૂર્ય ( તે અર્થ હમે આ પત્રમાં અનેક વાર સિદ્ધ કર્યો છે ) અને વિષ્ણુ દૂત તે સૂર્યનાં કીરણો છે. ખરો અર્થ ન સમજવાથી આકાશ પાતાલ સૂધીજ એ દૂતોની અસ્થા ફેલાઇ ગઇ છે.

અથર્વ વેદમાં લખ્યું છે કે, यत्र आयंज रक्षः सर्वान् गंधेन नाशय ( ૪-૩-૨ ) અર્થાત્ ' અમુક વનસ્પતિની વાસથી સઘળા રાક્ષસો નષ્ટ થાય છે '-અર્થ સ્પષ્ટ થાય છે. ખચ્ચીત, વૈદ્યોનો જેટલા લાંબા રાક્ષસો તો અથર્વવિદ્યાકારના લક્ષમાં નજ હોઇ શકે ! તુલસીથી મેલેરીયા ભાગે છે. તેજ ઉલ્લેખ કેમ ન હોય ? વળી લખ્યું છે કે,

यो अग्रतो रोचनानां समुद्रादधि जज्ञिषे ।
शंखेन हत्वा रक्षांसि अत्रिणो विषहामहे ॥

અથર્વ—૪-૧૦-૬.

તાત્પર્ય કે શંખથી રાક્ષસો ( જંતુઓ ) નાશ પામે છે. અને પાણીમાં પત્થર પર શંખ ઘસીને તે પીવાથી શરીરમાંનાં રોગોત્પાદક જંતુઓ નાશ થાય છે એમાં શક નથી. દેશી વૈદ્યામાં એ પ્રસિદ્ધ દવા છે. અહીં પણ વર્તમાન અર્થના રાક્ષસો અસંભવિત છે. અગ્નિથી સૂક્ષ્મ જંતુઓ નષ્ટ થાય છે. સૂર્યના કીરણોથી નષ્ટ થાય છે એનાં પ્રમાણો પણ પંડિત આપે છે.

उद्यन्नादित्य क्रिमीन्हन्तु

અર્થ:—" ઉગતા તથા આથમતા સૂર્ય પોતાના કીરણોથી સૂક્ષ્મો નષ્ટ કરે ! તે સૂક્ષ્મો પૃથ્વી

પર તેમજ આકાશમાં વસે છે. અનેક જાતના છે તેમાં, કેટલાકને ચાર આંખ છે. કેટલાક શ્વેત, કેટલાક રાતા ઇત્યાદિ છે. તેમને બે ઉભા શ્રૃંગો છે જેથી પ્રાણીઓને તે કરડે છે. વળી તેમને વિષની કોથળી પણ હોય છે." આંખ શિવાયની વાતમાં અર્વાચીન શોધો સર્વથા વેદમતને મળતી આવે છે. ખચિત, આ સિદ્ધાંત ઠરી કાઢવાને ભંડલે વિદ્વાન સંસ્કૃતજ્ઞોએ તે પર ગંભીર વિચાર કરીને મત આપવાને યોગ્ય છેજ.

ગ્રીક, ચીનાઇ હીબ્રુ આદિ પ્રાચીન દેવો તેમજ સર્વ સ્થલોનાં મૂલ નામો સંસ્કૃતમાંથી છે!—એમ એક નનામો લેખક (' સંસ્કૃતનો અભ્યાસી) વૈદિક મેગેઝીન ( હરિદ્વાર-શ્રાવણ ) ના અંકમાં સિદ્ધ કરવા પ્રયત્ન કરે છે. મી. સાતવળેકર જેટલાજ ઉંડા પરિશ્રમનું આ ફલ છે. તેમણે આપેલી ટીપ ઘણીજ જાણવાજોગ છે, તેથી ચુંટી કાઢેલા દેવો તથા સ્થલોનાં નામ જે મૂલ સંસ્કૃતનું તે નામ અપભ્રષ્ટ છે તે અર્થ સહિત હમે હેઠળ આપીએ છીએ.

તૈ ( ચીનાઇ )=द्यौ=તેજસ્વી.
ઝ્યોસ્ ( ગ્રીક )= „ = „
જ્યુપીટર ( લૅટીન )=द्यौष्पितृ=આકાશી પિતા.
અહુર્મઝ્દ ( ઇરાની )=असुरमघ=બલવાન્, પવિત્ર પરમાત્મા.
યુરેનસ ( ગ્રીક )=वरुण=શ્રેષ્ઠ.
કૈખુશરૂ ( ફારસી )=कवि सुश्रव=ડાહ્યો, પ્રખ્યાત.
કૈકોબાદ ( „ )=कवि कवाट.
કૈગુસ્તાસ્પ ( „ )=कवि विदाश्व.
અહરીમાન ( „ ) अंगिरामन्यु.
આદમ ( હીબ્રૂ )=आदिम=આદ્ય અથવા આત્મા.
નોઆ ( „ )=नोधा=ऋषि.
અબ્રાહમ ( „ )=ब्रह्म=ऋषि.
સારા ( „ )=सरमा.
જોસફ ( „ )=यशप.
જેકબ ( „ )=कश्यप.
ઇઝાક ( „ )=इक्ष्वाकु.
સોલોમન ( „ )=सुलोमन्.
સૉક્રેટીસ ( ગ્રીક )=सुकृति.
એરિસ્ટોટલ ( „ )=अरिष्टताति.
એલેકઝાંડર ( „ )=अलेंद.
હરક્યુલીસ ( „ )=हरिकुलेश.
એશીઆ=अश्व=ઘોડો.
યુરોપ=सुरुप=સુંદર.
આફ્રિકા=अभ्रक=ખનીજ.
ટીબેટ=त्रिविष्टप.
સીઆમ=श्याम.
ચીન=चण=ચાલાક.
નિપોન=निपुण=ચાલાક.
મોંગોલીઆ=मुद्गल=ચણા ખાનાર.
સીબીરીયા=शिबिर=તંબુ.
તુર્કસ્તાન=तारकस्थान.
ઈરાન=आर्याणो.
પર્સિયા=पर्शु=કુહાડી.
મીડીઆ=मेध्य, मध्य.
આર્મીનીયા=अर्यमन्.
અરેબીયા=अर्वन=ઘોડો.
પેલેસ્ટાઇન=पालिस्थान=ભરવાડની જમીન.
જ્યુડીઆ=यदु=यादव=હિંદુસ્થાન છોડી જ્યુડીઆમાં જઇ વસેલી કોમ ( જાદવો ).
સીરીઆ=सूर्य=સૂરજ.
અસીરીયા=असुर.
રશીઆ=ऋक्ष=રીંછ.
સ્કૅન્ડીનેવીઆ=स्कंदनाभिक.
આયર્લૅન્ડ=आर्यनद.
ઇંગ્લૅન્ડ=अंगिरनद.
ટ્રીપોલી=त्रिपुर=ત્રણ શહેર.
મોરોક્કો ( મૂર )=मूर=આતાની.
કીરાત=किरात=શીકારી.
યાર્કંદ=आर्यखंड.
તારકંદ=तक्ष (क) खंड.
સમરકંદ= { शवरखंड. समरखंड=रणक्षेत्र.

| | |
|---|---|
| નાઇલ=નીલા=ભૂરી. | ઇરાવદી=ઇરાવતી. |
| થેમ્સ=તમસા=ધુમસ ભરેલું. | સીંગાપુર={ સિંહપુર. / શ્રૃંગપુર. } |
| લંડન=નંદન=આનંદિત કરતું. | રોમ=રામ. |
| કેસ્પીઅન=કશ્યપી. | હીબ્રૂ=વભ્રુ=પીળા થવું. |
| ઓક્સસ=ઉક્ષ=વહેતું. | જર્મન={ શર્મન્=સુખ. / જરિમન્=વૃદ્ધ. } |
| પર્સીપોલીસ=પર્શુપુર. | ઇંગ્લીશ=અંગિરસ=ઋષિ. |
| { બાલ્કન / બાલ્ખ / બાલ્કશ / બેકલ } =વાલખિલ્ય=ઋષિ. | |

# ‘સત્ય’ ના ગ્રાહકોને નિવેદન.

આ અંકના વિલંબનું કારણ—ગયા માસમાં હમે ભેટબુક વી. પી. કીધાં તેની ગરબડનું હતું. હવેથી અંક નિયમિત નીકળશે.

આફ્રીકાના ગ્રાહકોને ખાસ વિનંતિ.—આફ્રીકાના જે ગ્રાહકોએ હજી ભેટબુકના ટપાલ સહિત રૂ. ૨-૧૪-૦ નથી મોકલી આપ્યા તેમને ખાસ વિનંતિ છે કે તે હવે તરત મોકલી આપવા. નહીં તો હવે પછી અંક અવશ્ય બંધ કરવા પડશે.

ગયા જાનેવારીથી ગ્રાહકો થનારાઓને હમારા આ વર્ષના પાછલા અર્ધા વર્ષના લ્હેણાં લવાજમ માટે રૂ. સવા નું ( ખર્ચ મળીને ) ભેટબુકનું વી. પી. પૂર્વથી ખબર આપ્યા પ્રમાણે કર્યું હતું. પરંતુ કેટલાંકે તે ‘ રીફ્યુઝ ’ કીધાં છે. તેમને ભેટબુક આ સાલનું બાકીનું લવાજમ તથા ભેટબુકનો ટપાલ ખર્ચ મળીને રૂ ૧-૩-૦ મોકલી આપેથીજ ભેટબુક મોકલવામાં આવશે. આ વર્ષનું પૂરું લવાજમ આપનારનેજ ભેટબુક ઉપર હક છે.

મિત્રમંડળ, સર્ક્યુલેટીંગ તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ—જેઓ વડોદરા સેંટ્રલ લાઇબ્રેરી તરફથી ગયા જાનેવારીથી ગ્રાહક થઇ છે, તેમની તરફથી પણ ભેટબુકની માંગણી થાય છે તેમને ઉપર પ્રમાણેનો ઉત્તર આપવામાં આવે છે. પરંતુ જે લાઇબ્રેરીના સેક્રેટરીઓ પ્રતિજ્ઞાપૂર્વક લખશે કે હમે આવતા વર્ષ પણ ગ્રાહક રહીશું તેમને, ખાસ બાબત તરીકે, ભેટબુક મોકલવામાં આવશે, પરંતુ તેમણે ભેટબુકના ટપાલના એક આનાની ટીકીટ હમને અગાઉથી મોકલવીજ જોઇશે.

મોતીલાલ નિ. દલાલ.
વ્ય—તંત્રી, “ સત્ય. ”

# મહાપરોપકારી મી૦ " ઇત્યાદિ " નું આત્મ-જીવન.

શબ્દ સમાજ માં મારૂં જેવું તેવું માન નથી, લેખક અને વક્તા તો મને જબરદસ્તીથી ખેંચી લઇ જાય છે. કોણ જાણે આખા દિવસમાં મારે વાસ્તે કેટલાં તેડાં આવતાં હશે. દરેક સભામાં જવા આવવાને લીધે મને શાંતિપૂર્વક ઉંઘ લેવાની પણ ફુરસદ મળતી નથી. વગર બોલાવ્યે પણ જો કોઇ ઠેકાણે જાઉં તો મારૂં સન્માનપૂર્વક આદરાતિથ્ય થયા વગર રહેતું નથી. ખરૂં પૂછાવો તો જો હું ( ઇત્યાદિ ) શબ્દ સમાજમાં ન હોત તો બિચારા લેખકો અને વક્તાઓની શી દુર્દશા થાત તે કહી શકાતી નથી ! પણ લેખકોની કૃતઘ્નતાની પણ હદજ છે. મારી આટલી બધી મદદ લેવા છતાં અને ઉપયુક્તતા જાણવા છતાં પણ કોઇ લેખકે હજી સુધી મારૂં ચરિત્ર લખ્યું નથી અને તેથીજ મારી પોતાની ઉપર તે ફરજ આવી પડી છે. યદિ કોઇ રહેજ લોકોપયોગી કામ કરે છે તો તુરત લેખક વર્ગ તેનું ચરિત્ર મીઠું મસાલો ભરી લખવામાં શાહીના ખડીયાના ખડીયા ખાલી કરે છે અને પોતાથી બને તેટલી તેને પ્રસિદ્ધિ અને મોટાઇ આપે છે. પણ હાય ! એ નિમકહરામોએ મારે વાસ્તે હજી સુધી એક લીટી સરખીયે લખી નથી !

પરન્તુ એમનું આવું વર્તન એક રીતે યોગ્યજ છે. જો એ મારા ગુણ સર્વ સાધારણને બતાવતા ફરે તોએ પોતાની યોગ્યતાનો ભરમ એક ક્ષણમાં ગુમાવી દે કારણ કે તેમનાં શબ્દ દારિદ્ર્યમાં હુંજ એક એમનો આધારસ્તંભ છું. આવું હોવાથી એ પોતાનેજ હાથે પોતાની દરિદ્રતા કેમ પ્રકટ કરે ? જેમ કેટલાક લેખકો પોતે જે પત્રોમાંથી ચોરી કરતા હોય તે પત્રો બીજા ગ્રાહકો ન થાય ( કે જેથી તેમની ચોરી પકડાઇ જાય ) એવી ઇચ્છા રાખે છે અને તેવાં પત્રોને બને તેટલી અપ્રસિદ્ધિમાં રાખવા પ્રયત્ન કરે છે તેમ આ નિમકહરામ લેખકો મારા સંબંધમાં પણ કરે છે અને વક્તાઓને પણ મારો આભાર માનતા મેં કદી સાંભળ્યા નથી. આટલો ખુલાસો કરવાનું કારણ એટલુંજ કે મને કોઇ આત્મ-પ્રશંસક ન કહે. આથી હું મારી પ્રશંસા કરવા નથી ચાહતો પણ એક સભ્ય તરીકે આવા નિમકહરામોની બદમાશી બહાર પાડવા ચાહું છું.

મારા જન્મ સંબન્ધી સન, શક, સવત, માસ, પક્ષ, તિથિ, વાર, નક્ષત્ર, ચરણ, સમાદિની મને કંઇ યાદ નથી પણ એટલું યાદ છે કે એક વખતે જ્યારે શબ્દોનો મોટો દુકાળ પડ્યો હતો ત્યારે મારો જન્મ થયો છે. મારી માનું નામ " ઇતિ " અને બાપનું નામ " આદિ " છે. મારી માતા ' અવ્યય ' કુળની પુત્રી છે. ' અવ્યય ' કુળ સાથે સંબંધ હોવો કંઇ જેવા તેવા ગૌરવની વાત સમજતા નહીં, કારણકે ' અવ્યય ' વંશના લોકો મહા પરાક્રમી હોવાને લીધે ' પ્રત્યય ' રાજાને કદી પણ આધીન થયા નથી અને થશે નહિ ! મારા બચપણમાં મારા પિતાએ એક જ્યોતિષીને મારી પત્રિકા બનાવી ' ફલ ' કાઢવા કહેલું. તે જ્યોતિષીએ ગણિત ગણી એમ કાઢયું કે તમારો પુત્ર બહુ વિખ્યાત અને

* મરાઠીને આધારે-ફેરફાર તેમજ સુધારા વધારા સાથે.

પરોપકારી થશે. સમાજમાં તે બધાને પ્રિય થશે; પરન્તુ ખરાબ એટલુંજ છે કે તેને લગ્ન-યોગ નથી ! અને જ્યારે ભાર્યા-યોગ નથી તો સંતતિ પણ હોવી અસંભવિતજ છે ! આ વાત સાંભળી મારા માબાપને પ્રથમ કિંચિત ખેદ, જ્યોતિષીઓની વાત ખરી માની જેમ ઘણુંકા ખેદ કે આનંદ ફલની જાત પરથી કરે છે તેમ, થયો. પણ બીચારા શું કરે ! તેમને ભવિતવ્યતા કહી પોતાના મનનું સમાધાન કરવું પડ્યું. મારી પછી વંશનો ક્ષય થશે એમ જાણીને મારાં માત પિતાએ મારૂં કોઇ ખાસ નામ ન પાડતાં પોતાનાંજ નામો એક બીજા પાછળમેલી દઇ મારૂં નામ બનાવી દીધું ! પહેલાં મારૂં નામ બહુ પ્રખ્યાત ન્હોતું. કારણ કે જ્યારે હું નાનો હતો ત્યારે મારી ઓળખાણ ઘણાં માણસો જોડે ન્હોતી; અને તેથી જેમ જેમ બુદ્ધિમાનોને પોતાના શબ્દ ભંડારનું દેવાળું ફુંકાવા જેવું લાગ્યું તેમ તેમ મારી ઓળખાણ વધતી ગઇ, અને આજકાલની તો વાતજ શી ! ( શબ્દ ) સમાજમાં મારા જેવો બોલિ એકાદજ હશે ! જેમ જેમ મારૂં માન વધતું ગયું તેમ તેમ મને અનેક નામો મળતાં ગયાં. સાંપ્રત મારાં અનેક નામો છે. ભિન્ન ભિન્ન ધર્મના લોકો જેમ ઇશ્વરને ભિન્ન ભિન્ન નામથી સંબોધે છે તેમ ભિન્ન ભિન્ન ભાષાના લોકો મને ભિન્ન ભિન્ન નામથી ઓળખે છે. જુદાં જુદાં સ્થાનોમાં મારો પોષાક પણ જુદો જુદો હોય છે-કારણ કે ' દેશ તેવો વેશ ' રાખી હું સર્વત્ર સંચાર કરૂંછું. ઇશ્વરે અમને (શબ્દોને) સર્વ વ્યાપી બનાવેલા છે, તેતો બધા જાણે છેજ. આથીજ હું એકજ સમયે ગોપીઓના રાસમાં તેમજ નંદને ઘેર દર્શન દઇ શકું અહીં હિન્દુસ્થાનનાં સનાતન ધર્મ મંડળમાં હાજર છું. ત્યાં હું વિલાયતી પાર્લામેંટમાં પણ ઉપસ્થિત છું. કદાચ તેજ વખતે ઝારનો ડ્યુમા મને નિમંત્રણ આપે । હું ત્યાં પણ પધરામણી કરવામાં પાછો તે હટું નહીં ! ટુંકામાં જ્યાં જુઓ ત્યાં પરોપકારને વાસ્તે હું તૈયારજ છું ।

મારામાં સૌથી મોટો ગુણ તો એ છે કે હું કોઇપણ સ્થલે કોઇને પણ ત્યાં કોઇ પણ વખતે જવામાં સંકોચ કરતો નથી. પછી તે રાજા હો કે રંક, અમીર હો કે ફકીર, પંડિત હો કે મૂર્ખ-તેમાં હું માન-હાનિ યત્કિંચિત્ પણ માનતો નથી પરંતુ બીજા શબ્દોમાં આ ગુણનો અભાવજ છે. બહુ આદરથી નિમંત્રણ દેવા છતાંયે તેઓ આવવામાં અકડાય છે -એટલુંજ નહીં પણ આવ્યા પછી પે કદી તેમનું યોગ્ય સન્માન ન થયું અને તેમને યોગ્ય સ્થાને ન બેસાડવામાં આવ્યા તો વિદ્વાનોની સામે લેખક અને વક્તાની ફજેતી થાય છે પણ મારૂં તેમ નથી. મને ગમે ત્યાં બેસાડવામાં આવે તો અથવા માનપાન નયે આપવામાં તો તો હું તેમાં કંઇ ખોટું મનાવતો નથી-ઉલટું તેવા એમનું એવું દોષિત વર્તન કોઇને ખબર ન પડે તે સારૂ હું તેમની કલમ કે જીભપર તુરત સ્વાર થઇ જઇ તેમની આબરૂ જતાં બચાવી રાખું છું. એથીજ તો હું બધાને સસ્તો અને મીઠો લાગુ છું.

( અપૂર્ણ ).

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે મુંબાઇ ઇલાકામાં પ્રાથમીક કન્યાશાળાઓ માટે ઇનામ તેમજ લાયબ્રેરી માટે મંજુર કરેલું. તથા શ્રીમન્ત વડોદરા સરકારે શાળા લાયબ્રેરી તથા શાળાઓમાં ઇનામ ખાતે મંજુર કરેલું:—

# સૌભાગ્ય શિક્ષાબ્ધિ.

## ( આવૃતિ ચોથી )

આ પુસ્તક ખરીદનારે " ચોથી આવૃતિ " હોય તેજ તપાસી ખરીદવા વિનંતિ છે. સારા કાગળ, સારી છપાઇ તથા સુન્દર સુશોભિત પુઠું. કિંમત રૂપીઓ સવા વી. પી. ખર્ચ જુદું.

**સૌભાગ્ય શિક્ષાબ્ધિ પુસ્તકમાં આવતાં પ્રકરણો:**—પ્રકરણ ૧ લું–બાળકના શરીર તરફ માતાએ પ્રથમથીજ ધ્યાન દેવાની જરૂર. પ્ર. ૨ જું–માતાએ ઘરગતું દેશી વૈદક ઉપાયે બાળકના હિત માટે જાણવાની જરૂર. પ્ર. ૩ જું–પુત્રીઓને કેવા પ્રકારનું શિક્ષણ ઉપયોગી થાય ? પ્ર. ૪ થું–કન્યાવિક્રય એ પણ અસમાન લગ્નનો પોષાક છે. પ્ર. ૫ મું–બાળલગ્નથી થતી હાણ. પ્ર. ૬ ઠું–લગ્ન સંબંધે વિચારવા જેવી બાબતો. પ્ર. ૭ મું–કન્યા તરફથી લગ્ન વખતે લેવાતી પ્રતિજ્ઞાઓ ( સપ્તપદી ). પ્ર. ૮ મું–પતિધર્મ–પત્નિની પતિ પ્રત્યે ફરજ. પ્ર. ૯ મું–પત્ની પતિને કેવી રીતે પૂર્ણ વશ કરી શકે ? પ્ર. ૧૦ મું–સ્ત્રીને, સાસરું કેવી રીતે સુખરૂપ થાય ? પ્ર. ૧૧ મું–પરણ્યા પછી પિયરયાં તરફ કેવી રીતે વર્તવું જોઇએ ? પ્ર. ૧૨ મું–સાસરિયાએ વહુ તરફ કેવું વર્તન રાખવું જોઇએ ? પ્ર. ૧૩ મું–સૌભાગ્યવતી સ્ત્રીઓના વ્રત નિયમની સફળતા શાથી થાય ? પ્ર. ૧૪ મું–નીતિમય સંગીતથી સ્ત્રીના તનમન ઉપર થતી ઉમદા અસર. પ્ર. ૧૫ મું–સ્વચ્છતા અથવા સુઘડતાનાં શોખીન થવાથી શરીરને થતા લાભ. પ્ર. ૧૬ મું–તરૂણીઓએ સહવારમાં વહેલાં ઉઠવાથી થતો ફાયદો. પ્ર. ૧૭ મું–તરૂણીઓએ રાખવી જોઇતી ઉત્તમ ગૃહવ્યવસ્થા. પ્ર. ૧૮ મું–તરૂણીઓએ પાકશાસ્ત્રમાં પ્રવીણ થવાની જરૂર, તે પર આપવું જોઇતું ધ્યાન અને ખોરાક માટે રાખવી જોઇતી સંભાળ. પ્ર. ૧૯ મું–આહાર વિહારમાં નિયમિત રહેવાથી મળતા લાભ. પ્ર. ૨૦ મું–રજોદર્શન ( અટકાવ ), સગર્ભાવસ્થા અને સુવાવડના થતા છેવલેણ રોગો તરફ તરત ધ્યાન આપવાની જરૂર. પ્ર. ૨૧ મું–તરૂણીઓએ ઉદ્યમી થવાથી થતા લાભ; અવકાશને વખતે શું કરવું જોઇએ. પ્ર. ૨૨ મું–તરૂણીઓએ કરકસરથી રહેવાથી થતો ફાયદો: સંતોષ એજ ખરૂં સુખ. પ્ર. ૨૩ મું–દેણા ( કરજ ) થી વળતો દાટ. પ્ર. ૨૪ મું–અનુકમ્પા ( દયા ) પરોપકાર કરવો એજ પુણ્ય અને અવરને દુ:ખ દેવું એજ પાપ. પ્ર. ૨૫ મું–અપર માતાની પદવી ભોગવતી તરૂણીઓનું વર્તન કેવું જોઇએ ? પ્ર. ૨૬ મું–પાડોશી તરીકે કર્તવ્ય. પ્ર. ૨૭ મું–પરોણા ( મહેમાન ) સત્કાર. પ્ર. ૨૮ મું–તરૂણીઓની ચાકર સાથેની વર્તણૂંક. પ્ર. ૨૯ મું–તરૂણીઓનું પરપુરૂષ પ્રત્યેનું વર્તન. પ્ર. ૩૦ મું–કોઇ પણ ટેવને અતિ આધિન થવાથી યુવતિઓની થતી કફોડી સ્થિતિ પ્ર. ૩૧ મું–તરૂણીઓને રખડવાની ટેવથી થતાં નુકસાન. પ્ર. ૩૨ મું–સારી નઠારી સોબત તેની અસર, અને પરિણામ પ્ર. ૩૩ મું–સન્નારીઓની સભામાં ભાગ લેવાથી સ્ત્રીઓને થતા લાભ. પ્ર. ૩૪ મું–સ્ત્રીઓએ શું અને કેવી રીતે વાંચવું ? પ્ર. ૩૫ મું–કેટલાક અઘટતા રીવાજો. પ્ર. ૩૬ મું–મંદવાડ સમયે સ્ત્રીની ઉપયોગીતા, અને દરદીની માવજત સંબંધે ખાસ લક્ષમાં રાખવા જેવી બાબતો ( આ પ્રકરણમાં સ્ત્રીની સ્વાભાવિક યોગ્યતા, દરદીનો ઓરડો, દરદીનું ફરનીચર, દરદીના ઓરડામાં છુટ, હવા અને અજવાળું, દરદીને જોવા આવનારાઓની વધુ ભીડથી થતાં નુકસાન, સૂર્ય પ્રકાશના ફાયદા, દીવાની રોશની, દરદીને લગતી ચીજોની સાફસુફ, ડૉક્ટરની પસંદગી અને ઇલાજ, ડૉક્ટર, દવા અને દરદીની સ્થિતિ, દરદીની સાથે કેવું વર્તન રાખવું. દરદીના ખોરાક પોષાક વગેરેની વ્યવસ્થા વગેરે અતિ અગત્યના વિષયો સહેજસાજ ગુજરાતી ભણેલી સ્ત્રીઓ પણ સહેલાઇથી સમજી શકે એવી રીતે લખવામાં આવ્યા છે. ) પ્ર. ૩૭ મું–સ્ત્રીની શ્રેષ્ઠતા. પ્ર. ૩૮ મું–સદ્વર્તનની સુન્દરીઓ માટે સાક્ષરોના મતો ( કુલીન કાન્તાઓની કિંમત આ એકજ પ્રકરણના વાંચનથી થઇ શકે તેમ છે ). પ્ર. ૩૯ મું–સુખદાયક શિખામણો ( આ પ્રકરણનું ધ્યાન પૂર્વક વાંચન-મનન, શ્રીમન્ત કે ગરીબ દરેક સ્ત્રીને સુસખીરૂપ થઇ પડે તેમ છે. ) આ બધા મુખ્ય વિષયોમાં અનેક બીજી નાની નાની સી ઉપયોગી બોધક બાબતોનો સમાવેશ થઇ જાય છે. ગુજરાતી સિવાય હિંદી ભાષામાં આ પુસ્તક છપાવવા માગણી થઇ છે એજ તેની વિશેષ ઉપયોગીતાનો પુરાવો છે.

પુસ્તક મળવાનું ઠેકાણું:—( કર્તા. ) નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ–રાજકોટ (કાઠીઆવાડ.)

# પાયોનીઅર બેંક લીમીટેડ.

૧૪ હમમ સ્ટ્રીટ, કોટ, મુંબઈ. શાખાઓ—દીલ્હી અને બરેલી

રજીસ્ટર્ડ થાપણ રૂ. ૫૦,૦૦,૦૦૦.

હાલ ભરાવવાની થાપણ રૂ. ૨૫,૦૦,૦૦૦.

ભરાયેલી થાપણ રૂ. ૨૫,૦૦,૦૦૦

વ્યાજના દર :
વારષીક ડીપોઝીટ—૫ ટકા.
સેવીંગ્સ બેંકમાં—૪ ટકા.
ચાલુ ખાતામાં—૩ ટકા.

દરેક જાતનું બેંકને લગતું કામકાજ જેવું કે લોન્સ ઓવર ડ્રાફ્ટસ કેશ—ક્રેડીટસ, ગવર્નમેન્ટ પેપરસ, અને દરેક જાતના સ્ટોકનું વેચાણ અને ખરીદ શેરોના સહીસલામત હવાલા સીકયુરીટીઝ અને તે ઉપરનું ડીવીડન્ડ અને વ્યાજ વીગેરે એકઠું કરવામાં આવે છે.

વધુ ખુલાસા માટે નીચેના સરનામે લખો.

બી. જી. ગજીવાળા,
એમ. એ. એલ. એલ. બી.,
મેનેજર.

---



લાલાશ
હોય, હાથ
શક્તિ બરોબર ન થ
ખાત્રી કરશો, આ પીલ્સ, ઉ
આપે છે. કી. રૂ. ૭॥

અમારે ત્યાં પ્રાઇમસ સ્ટોવ અને
તેને લગતો છુટક સામાન
કીફાયતે મળશે.

---

જોઇએ છે.

## સોમેશ્વર ઘૃત.

આ ઘૃતના સેવનથી ગમે તેવો નબળો માણસ પણ—
કી. રૂ. ૧૫

સોમેશ્વર-ઔષધાલય-નજી.
હસનઅલી સ્ટ્રીટ રામબાગ—ગાડી બરનર
કરાંચી. —મુંબઈ.

ॐ तत्सत् ।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોપર
ચર્ચા કરનારૂં અને અન્ય માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં
ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૩ જું. ] સપ્ટેમ્બર, સન ૧૯૧૩. [ અંક ૩ જો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને વ્યવસ્થાપક,

મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,

બ્યારીસ્ટર-વકીલ.

નં. ૯૨ કાંદાવાડી-મુંબાઈ.

વાર્ષિક મુલ્ય રૂ. ૨-૩-૦ પોસ્ટેજ સાથે.

વડોદરા—ઘિયાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કરે
છાપી તેજ ઠેકાણે તા. ૧૧-૯-૧૯૧૩ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

---



सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसो पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७–१०४–१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, સત્+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબા- વાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં (ऋजीयः) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, ને ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૩ જું. સપ્ટેમ્બર, સન ૧૯૧૩. અંક ૩ જો.

## શુદ્ધ પ્રેમ.

૧

નહીં ચન્દ્ર સમા મુખ ચારૂ વિશે;
નહીં રમ્ય કપોલ ગુલાબી વિશે;
નહીં અમ્બુજ નેત્ર વિશે જરીએ
શુદ્ધ પ્રેમ કદી સ્થિરતા ધરતો
લવ લેશ દિસે !

૨

અધરોષ્ઠજ રક્ત પ્રવાલ વિશે
નવ સાત્વિક સુન્દરતા જ દિસે;
નવ યૌવન ગુલ્શન નાશ થતે
બધી સુન્દરતા મૃદુ કાય તણી
થતી નાશ ખરે !

૩

પણ જ્યાં પ્રણયી ઝરણાં ફુટીને
હૃદયે ઉછળી અવિચ્છિન્ન વહે—
જહીં પ્રેમ ગુંથ્યો ગુણ રજ્જુ થકી
તહીં સૃષ્ટિ રચાયજ સ્વર્ગ સમી
રૂડી પ્રેમ તણી ! !

ચોપાટી–મુંબઇ. હીરાલાલ મગનલાલ દેશાઇ.

## અગાધ લીલા.

દુમિલા—કદિ અભ્રવિહીન નભે રવિરાજ પ્રભા ભરતો ઉગતો દિસતો
સરવારિ વિષે ખિલતાં કમળો પ્રણુયી કરથી ખુશની હસતો ૧

પણ એક પછી ક્ષિતિ જે ઘન વાદળ શ્યામ ધસે પર વેગ ચઢી
નિર્ઝર કુસુમથી બને પળવાર વળી રશ્મિ સરે પકળી ૨

મૃદુશીતલ લ્હેર સમીરતણી ઘન વાયુ પ્રચંડ રૂપે પકડી
ક્ષિતિથી રજગોટ લઇ ગગનો દર ભાય પ્રભા દિનનાથ તણી ૩

ગિરિશૃંગ વિશાલ કરી કકડાટ તુટી ઢળીતા પળમાં ધરણી
તરૂગુલ્મ પ્રશાખ ટીશી સુકુમાર વિશીર્ણ થયેલ પડે ઉખડી. ૪

પણ અન્ય પળે પિગળી ઘનમેઘ દ્રવે જળ બિન્દુ રસાળ ઘણાં
ઉડ્યું ચાતક ચિત્ત વિષે ચમકી અહવા જળ સ્વાતિ તણું નભમાં ૫

વરસ્યો વરસ્યો બહુએ વરસ્યો તરબોળ કીધી જળથી પૃથિવી
પણ સત્વ જતાં ઘનમાં લવલેશ રહ્યું અવશેષ ન બિન્દુ જરી ૬

વિખરાઇ ગયું ઘન વાદલને ક્ષણમાં ઘન વાત પ્રચંડ શમ્યો
ફરી અભ્રવિહીન થયું નભને રવિરાજ પ્રભા નિજ વરી હસ્યો ૭

અતિમૂઢ મનુષ્ય ઉરે ભય વિસ્મય ના વમળો ઘુમરાય અરે !
પણ રે ! કદિના મતિમંદ અગાધ લીલા પ્રભુની સમજ્ય શકે ૮

પ્રતિ જીવનનો સુખ સૂર્ય છવાય ઘડી દુઃખ વાદળથી જગમાં
વરસી દુઃખધાર અસહ્ય શીરે મુઝવે જનને તિમિરોદરમાં ૯

પણ જીવનમાં દુઃખ વાદળ કે દુઃખાધાર કદિ ટકશે સ્થિર ના
પ્રભવાન્ત તણા નિયમે નકી અન્ત હશે સરજ્યો દુઃખનો જગમાં ૧૦

પ્રભુતા પ્રભુની શિખવે નીતિ પાઠ નિસર્ગ વિષે રહીને જનને
અપકાર ભુલી ઉપકાર કરી જયમંત્ર દયા ભરતી હૃદયે ૧૧

મુજ ઉર વિષે ત્યમ અન્ય ઉરે બહુએ પણ દુઃખતણા ખટકે
પણ શાન્ત અને સ્થિર ચિત્ત થકી સહતાં સહને સુખ પ્રાપ્ત થશે. ૧૨

મુંબાઇ—તા. ૩૧—૮—૧૩ અવનીધર

# રાત્રી અને મેઘ.



ધરી શૃંગાર અનુપમ રજની સુંદરી,
વાટલડી જોતી પ્રિયતમની આજજો—
આવ્યો ત્યાં અલબેલો ધનરસ ઢોળતો,
નષ્ટ કર્યો તેણે વેણીનો છે સાજજો—
એ અજોડે ન્હાનકડો શશિ રાજતો.

શ્વેત વસન ઝુંટાવી પ્રિય પત્નીતણું,
અર્પ્યું શ્યામે મનગમતું પરિધાનજો—
તારલીયા ભય પામીને નાશી ગયા,
મન્દ અનિલ ત્યાં કરતો કંઇ કંઇ ગાનજો—
વિલસે મદભર ઘન શર્વરીના સાથમાં.

ચળકતી ચંદાનું પીયૂષ જતું રહ્યું,
ટમકે ટમુટમ અમૃત એ ઘન રાજજો—
દિવ્ય-રૂપેરી દામિની કંઇ ચળકાટથી,
મલકાવે રજની મુખ મધુર ઉજાસજો—
અજબ વિલાસે દંપતિ એ વિલસી રહ્યાં.

અવની તલપર મૌક્તિક કણ વરસી રહ્યાં,
તપતાં હૈયાં ઝીલે એ રસધારજો—
વાદળીઓ હસતી ને રમતી સંચરે,
મંજુલ ગુંજે તરૂપર કંઇક મયંકજો—
વિશ્વ અખિલમાં શાંતિ ત્યાં વ્યાપી રહી.

તિમિર છવાયું વ્યોમ અને ધરણી પરે,
અબુધરસે રજની થઇ અતિ રળીઆતજો—
દિવ્ય સુંવાની અદ્‌ભુત એ રસરેલથી,
ભિંજ્યાં હૈયાં પ્રિય-દંપતીનાં અથાગજો—
અતિ કમનીય બની ત્યાં રજની સુંદરી.

કલ રવતી કોકિલ કો તરૂના વૃંદમાં,
મુંડુક રવથી ઘેર્યું જગ ઉદ્યાન જો—
પૃથ્વી એ વારીથી રસબસ થઇ રહી,
તદપિ તૃષ્ણા ચાતકની અવશેષ જો—
સ્વાતીની આશમાં 'પિયુ' રટતો રહ્યો.

પોર
તાલુકે-દસક્રોઈ. } ' ધીરજ.'

# ગઝલે-મસ્તાન.



બતાવો દોસ્ત ગર તમને સનમની રાહ રોશન છે
અમો ગુમરાહ બયાંબાંમાં અછી કર્યા રાહે ગુલશન છે —૧

થયો હું બે પવર જ્યારે ખબર મુજને પડી પુરી
સબબ મુજ ઘેલછાનો તો ફક્ત માશુક જોબન છે —૨

કરીને કત્લ આશકને રીકાયાં'તાં એ અનળ મહબુબ
ભલેને તરબતર ખુને મગર એ પાક દામન છે —૩

અજબ દો રંગી દુનીઆના મને તો ઢંગ નવ ગમતા
દીઠું ના સ્નેહી દીલ એકે, એક એક દુશ્મન છે —૪

ઝડપથી લઇ જજે પેધામ કબુતર અમે ભલા કાસીદ
કહે મુજ ઝીન્દગીનો તાર સનમ દેદાર દરશન છે —૫

દવા એને મદદ દેજે અગર તું જાય તો કહેજે
કરે તૈયાર એ તલવાર અયં તૈયાર ગરદન છે —૬
મુશાફર હો અગર ઇશ્કી કદમ લે કાલ-ખાનામાં
મઝાતો વસ્લની મરતાન હમેશાં બાદે મુરદન છે —૭

ટી. બી. કંથારીઆ.

## પ્રાતઃકાળની પ્રાર્થના.

### ગઝલ–કવ્વાલી.

પ્રભુજી ! જન્મના દાતા ! તમે સાચા પિતા માતા !
તમે આશા તમે ઇચ્છા ! અમારી છો તમે ત્રાતા !
શશી ને સૂર્ય-ગ્રહ-તારા, રચ્યાં બહુ માળમાં ન્યારા;
નિયમ બાંધી ચલવનારા, તમે તેના અધિષ્ઠાતા !
તમે ધન-માન દોલતમાં, તમે છો સર્વ દૈવતમાં.
અમારા સાક્ષી ચેતનમાં, તમે આત્મા તમે જ્ઞાતા !
કરી ફલ-ફુલની લ્હાણી, રચ્યાં પ્રેમે પવન પાણીઃ
ઉજાણી માણતાં આણી, તમારા સર્વ ગુણ ગાતા.
નિરખવાને નયન દીધાં, અટન કરવા ચરણ કીધા;
રટન માટે હૃદય લીધાં, તમારાં સૌ ભજન ગાતા.
વિવિધ સુખસાધનો ન્યારા, કરૃણાના પૂર્યા ક્યારા;
ભૂલી ઉપકારને પ્યારા ! બને છે મૂર્ખ મદ માતા
પિતાજી ! બુદ્ધિના દાતા ! કરો કંઇ પ્રેરણા ત્રાતા;
તમારાં રૂપ ને ધ્યાતા, બને ભક્તો બધા બ્રાતા.

વસન્ત.

## મૂર્ખતાની મહત્તા !

### હરિગીત.

જન સર્વ આ સંસારમાં સુખ કાજ ફાંફાં મારતાં;
મનમાં ગમ્યું જે ઠીક તેને સુખ સાચું માનતાં;
પણ કષ્ટ વિણ ના સુખ તે કો જીવ પામર પામતાં;
જહીં કષ્ટ છે તે સુખ ના; ખરૂં સુખ મૂર્ખાં મ્હાણતા ! !
જ્ઞાની જનો મનથી સહે કે જ્ઞાનમાં સુખ છે ભર્યું !
વિદ્વાન કેરૂં સુખ સર્વે પુસ્તકોમાંહી ઠર્યું !

સમજુ અને ડાહ્યા જનોને સુખ સ્વપ્ને છેજ કયાં ?
છે મૂર્ખતા એ સુખ કેરૂં સ્થાન આ સંસારમાં !

ચિંતા ત્યજી નિશ્ચિંતથી રે'વું સદાએ ચેનમાં !
જમવું મળે જ્યારે અને જોવું વળી આનંદમાં !
કરી સોડ્ય લાંબી પોઢવું પછી દિન આખો ઘેનમાં !
વિણુ મૂર્ખ આવું ભોગવે કો સુખ કહો સંસારમાં !

મરજી પડે ત્યારે અને મનને ગમે તે બોલવું !
પરવા નહીં સંસારની તેને ખરૂં ખોટું કશું !
દિન રાત કૈંક તરંગમાં આકાશ કિલ્લા બાંધવા !
વિણુમૂર્ખતા શું રહેલ છે આ માર્ગ અન્યે સાધવા ?

તકલીફ ના લગરીય લેવી કાર્ય કો કરવા તણી !
કદી લ્હેરથી થઇ જાય તો પરિણામ કેરી શી પડી ?
વળી માનને અપમાન સરખાં ઉચ્ચ દિલે માનવાં !
વિણુ મૂર્ખ આવી ભાવના કો અન્યથીજ સ્થાપના !

વળી રોગ સઘળા મૂર્ખ જનથી બ્હી દૂરે ભાગતા !
દૃઢ હોઇ નિજ શરીર ભોગવતી પુરી આરોગ્યતા !
તૃણમાત્ર ગણતાં સર્વને બહુ રાચવું નિજ રંગમાં !
આવાં અનુપમ સુખ સાચાં મૂર્ખતાના સંગમાં !

સંસારના ડાહ્યા જનો સૌ મૂર્ખને ધિક્કારતા !
પણુ મૂર્ખ જન ડાહ્યા નરોને લેશ ના ગણુકારતા !
વૈચિત્ર્ય આવું ચાલતું આવ્યું અનાદિ કાળથી !
મનથીજ મૂર્ખો માનતા નિજ પરમહંસ તણી ગતિ ! ! !

તા. ૮–૬–૧૩ વીઠલવાડી—મુંબઇ } પ્રભાશંકર જયશંકર પાઠક.



## સૂક્ષ્મદર્શક માંથી.

### યુરોપમાં વ્યભિચારની ભયંકરતા.

માનનીય ઇતિહાસકાર લેકીએ યથાર્થજ કહ્યું છે કે, Modern civilization has succeeded in abolishing crime, not vice અર્થાત્ સાંપ્રત સુધારો વધારો અપરાધનો નાશ કરવામાં વિજયવંતુ નિવડયું છે, પણ અનીતિનો નાશ કરવામાં નહીં. જ્યાં પેરીસમાં તમને મળતો દર પાંચમો માણસ " ફાઉંન્ડલીંગ હૉસ્પીટલ* " નો ભૂતપૂર્વ અનાથ હોય, જ્યાં

*વ્યભિચારથી ઉત્પન્ન થતાં બાળકોને, શરમના માર્યા કુમારી કે વિધવા માતા ન મારી નાખે તે સારૂ એવાં બાળકોને ગુપચુપ સુપ્રી આપીને રક્ષણ આપવાની યુરોપમાંના દરેક મોટા નગરમાં સ્થપાયલી શાળા.

માત્ર એકજ નગર મોસ્કોના ફાઉન્ડલીંગ હાઉસમાં પંદર હજાર બાલક એક સાથે ઉછરતાં હોય, જ્યાં ૧૯૦૫ ના એકજ સાલમાં ફ્રાન્સમાં ૧૪૯,૮૦૩ ( લગભગ ૧॥ લાખ ) એવાં વ્યભિચારોત્પન્ન નિર્ભાગી અને અભાગી બાળકોને એ હતકર્મી હોસ્પીટલનો લાભ આપવામાં આવ્યો હોય–ત્યાં વ્યભિચાર, એક જંગી જથાબંધ વ્યાપાર તરીકે કેવો ધીકતો અને ધમધોકાર ચાલતો હોવો જોઇએ તેનું માપ કરવું મુશ્કેલ કામ નથી. આર્યાવર્ત્ત કે બીજા પૌર્વ પ્રદેશો, પશ્ચિમ તથા પાતાલ ખંડથી લિંગીય નીતિના પ્રકરણમાં અતિ વિશેષ ચઢીયાતા છે એ પક્ષ સ્થાપવાનો હમારો ઉદ્દેશ નથી. નવાબી સમયના લખનૌના અખાડાની મશહુરી, શુજાઉદ્દૌલાને ગયાને ૫૭ વર્ષ વીતી ગયાં હોવા છતાં હજી લખનૌનાજ નહીં પણ હીંદના સ્મરણપટ પરથી ભૂસાઇ ગઇ નથી. ઇરાનના ૧–૨ વર્ષના કરારના "મુતા" લગ્ન પણ સારી છાપ પાડતા નથી. આપણાં મહાભારત આદિ પુરાણ–ગ્રંથોમાં આવતી અપ્સરાઓની કથાઓ પણ કાંઇ આપણી બહુ તરફેણ કરનારી વીગતો નથી ! પરંતુ, એટલું તો અવશ્ય કહી શકાશે કે, પશ્ચિમના જેવો ઉઘાડો અને ગંજાવર વેશ્યાવાડો પૃથ્વીના આ ભાગમાં નથીજ. વ્યભિચાર જનિત ઉપદંશ, પ્રમેહ આદિ રોગોનો પ્રચાર પશ્ચિમમાં જે ભયંકર પ્રમાણમાં હાલ થઇ પડયો છે તેજ ત્યાં અનીતિ તથા વેશ્યાગમત અતિ વિશેષ હોવાની અચુક અને અખુટ સાક્ષી પૂરે છે. પશ્ચિમની સામાજીક સ્થિતિના સંજોગમાં પૂર્વમાં પણ એવીજ સ્થિતિ ન હતે એમ કહેવાનો આશય નથી. ઉઘાડા વ્યભિચારના પ્રતિબંધક રૂપ, બાલલગ્ન, બહુસ્ત્રીલગ્ન, પત્નીની પરતંત્રતા, ઉઘાડું ઉપપત્નીગમન, વિધવાગમન ઇત્યાદિ કારણો પણ કાંઇ બહુ શોભાપ્રદ નથી. વ્યભિચારના મોંમાં થુંકે તો વ્યભિચાર પણ કદાચ વટલે એવાં ઉક્ત કારણોથીજ જો આ દેશમાં ઉઘાડો વ્યભિચાર કમી હોય, ઉપદંશાદિ રોગ અલ્પ હોય, ફાઉન્ડલીંગ હોસ્પીટલની આવશ્યકતા ઓછી હોય, તો તેટલેથી આપણે કૃતકૃત્ય માનવાનું નથી. સમાજશાસ્ત્રી રેવરંડ માલ્થસ કહે છે કે સમાજ એક તેવી વિચિત્ર લીલાઓ વાળી ઘટના છે કે તેના એક ભાગમાંથી રોગ કાઢો તો બીજા ભાગમાં બીજે રૂપે તે દેખાય છેજ ! તે તદ્દન ખટતોજ નથી. તેને છિદ્ર ક્યાંયને ક્યાંય જડી આવે છેજ. માટે પશ્ચિમથી આપણે નીતિના અમુક ભાગમાં, અમુક દ્રષ્ટિએ નિસ્સંદેહ ચઢીયાતા છીએ તેથી હર્ષિત ન થઇ જતાં, જેમ પશ્ચિમ પોતાના રોગોનાં નિવારણ અર્થે નિદાન અને ચિકિત્સા કરે છે તેમ આપણે આપણા રોગોનાં નિવારણ અર્થે નિદાન ચિકિત્સા કરતાં શીખવું જોઇએ છે.

× × × ×

હવે ઉપર કહ્યું તેમ ઉપદંશ ( syphilis ) ના રોગનો પશ્ચિમમાં બહુ પ્રચાર છે. છતાં તેને માટે પશ્ચિમમાં ચાંપતા ઇલાજ લેવાતા નથી. એ કંગાલ વિષયનો સ્પર્શ કરવાની કોઇને ઇચ્છા થતી નથી. સભ્યતા અને મર્યાદાના પ્રદેશની સીમાનું ઉલ્લંઘન કર્યા વિના એ અરોચક વિષયને અડકી શકાતો નથી. અંતે રોગનું પ્રમાણ ભયંકર વધી પડવાથી પશ્ચિમના ડોકટરોનું અંતઃકરણ જાગૃત થયું છે, અને તે એક કેવી રાષ્ટ્રીય આફત છે તે પ્રતિ તેઓએ રાજદ્વારીઓનું લક્ષ ખેંચ્યું છે. ગઇ તા. ૨૨ મી જુલાઇના તારમાં લંડનથી રૂયુટરની એજન્સીએ આપણને ખબર આપી હતી કે ૩૦ નામચીન ભીષગાચાર્યોની સહીથી આ વિષય પર ઢાંકપીછેડો કરવામાં હવે માલ નથી એમ બતાવનારો એક "મેનીફેસ્ટો" તેઓએ બહાર

પાડયો છે. એજ અર્સામાં લંડનમાં મળેલી દેશ પરદેશોના ડૉકટરોની કૉંગ્રેસે પણ એ પ્રશ્ન પર જોશભેર ચર્ચા કરી, મેનીશ્ફિરોના મતને અનુમોદન આપ્યું હતું. પરિણામે પ્રજાની લાગણી ઉશ્કેરાવાથી તેનું સાંત્વન કરવા ગઇ તા. ૧૧ મી ઑગસ્ટની રાત્રીએ આમની સભામાં મહા પ્રધાન મી. ઍસ્કીથે જાહેર કીધું હતું કે એ સમસ્ત વિષયના સંબંધમાં તપાસ ચલાવવા એક કમીટી નીમવાનો સરકારે સ્વીકાર કીધો છે. હમને ભય છે કે આનું પરિણામ પૂર્વની કમીટીઓનું જેવું આવ્યું છે તેવુંજ શૂન્ય આવશે. પશ્ચિમમાં અનીતિનો આભ ફાટયો છે, ત્યાં કમીટીના આ થીંગડાની અસર થવી ગગનપુષ્પ સમાન છે. એક ખરો અને મૂલનો ઉપાય તે પ્રજાએ નીતિમાન થવાનો છે. અને કાયદા કે લાલચથી પ્રજાને નીતિવતી કરવી એ અશક્ય છે. મોજ શોખ, એશઆરામ, ખર્ચાળપણું, અધાર્મિકતા, અનેક સ્ત્રી ભોગની ઇચ્છા, એકલપેટાપણું, અતિ સ્વતંત્રતા ઇત્યાદિ વ્યાધિઓ પાશ્ચાત્ય પ્રજામાં એટલે અંશે વધી પડયા છે કે, તેના અંગ તથા પરિણામ રૂપે વ્યભિચાર પણ પ્રમાણમાં વધેજ અને પછી ઉપદંશનો ઉપદ્રવ અનિવાર્ય છે. એ ઉપદ્રવ જીવલેણ છે, તે ચેપી છે અને વળી વશ્ય ( hereditory ) છે. એ એની ખરી બદબખ્તી છે. પણ ઉપાય કાંઇ માત્ર હોસ્પીટલ નથી. ડૉકટરો અહીંજ, હમારા નમ્ર મત પ્રમાણે ભૂલ કરે છે. તેઓને દુઃખ વ્યભિચાર માટે નથી લાગતું, તેના પરિણામ માટે લાગે છે. પ્રથમને એમનો એમ રહેવા દઇ અથવા બીજાને ખાતર માત્ર અંકુશમાં રાખીને ઉપદંશનો નાશ તેઓ કરવા મથે છે. પિતાને રહેવા દઇ તેને માત્ર પ્રજા રહિત કરવાનું તેમનું લક્ષ્યબિંદુ છે. તેઓ લગભગ કહે છે કે ભલે પુત્રાનો અને વાંઢાઓ વેસ્યાગમન કરે. પરંતુ વેસ્યાઓને ઉપદંશ નહીં હોય તેનીજ સંભાળ રાખવી. તેમને એ વિષયથી મુક્ત રાખવી. વૈદક તપાસ માટે તેમને હોસ્પીટલમાં આવવાની ફરજ પાડવી. સભ્ય ધાર્મિક પ્રજા આની સખ્ત વિરૂદ્ધ છે. તે પ્રત્યુત્તર આપે છે કે, વ્યભિચારીઓનો માર્ગ, હમારે ખર્ચે સરલ કરી આપવાની હમારી ઇચ્છા નથી. રોગ લાગવાના જે ભયથીજ વ્યભિચારીઓ વ્યભિચારી થતાં અટકે છે તે પણ તમે ખસેડી લ્યો, પછી તો તેમને અટકાવનાર આ પૃથ્વીમાં રહ્યુંજ કોણ? હમને ખબર છે ત્યાં સુધી પશ્ચિમના કેટલાક દેશનું અનુકરણ કરીને મુંબઇમાં પણ આજથી ૩૦-૪૦ વર્ષ પર આજ કામની વેસ્યાઓની તપાસ માટેની લૉક હોસ્પીટલ નામની હોસ્પીટલ હતી. તેનો નિભાવ ખર્ચ આપવા ઉક્ત કારણથી મ્યુનીસીપેલીટીએ ના પાડવાથી મુંબઇની સરકારે કુંદાકલમથી ( bludgeon clause ) એટલે કે પોતાનીજ સત્તાની કાયદાની કલમ લાગુ પાડીને, પોતાને મ્યુનીસીપેલીટીને જે દેવું હતું તેમાંથી ઉપલી રકમ હિસાબે કાપી લીધી! મ્યુનીસીપેલીટીએ ઠેઠ હીંદી પ્રધાન સુધી લડત ચલાવી જેને પ્રતાપે સરકારને પાછી ભરપાઇ કરવી પડી અને એ નામાંકિત હોસ્પીટલ ખર્ચના વાંધાને લીધે અંતે નીકળી ગઇ. આમાં ધાર્મિક ઉપરાંત બીજા કેટલાક વ્યાવહારિક વાંધાઓ તથા મુશ્કેલીઓ પણ છેઃ— ( ૧ ) વ્યભિચારિણીઓ તથા વેસ્યાઓ ડૉકટરો તથા પોલીસથી, શરમ આદિ કારણોથી દૂર ભાગવા મથે છે અને પોતાનો પેશો છૂપાવે છે. ( ૨ ) વ્યભિચારી રોગગ્રસ્ત પુરૂષો કે જેઓ વળી સ્ત્રીઓમાં એ રોગનો ચેપથી પ્રચાર કરવાના બહુ ઓછા જવાબદાર નથી, તેઓ પર પણ તેટલોજ અંકુશ—જો અકસીર ચાંપતો પ્રતિબંધ કરવો હોય તો—રાખવો આવશ્યક છે. પરંતુ તેઓનો કાંઇ વેસ્યા વર્ગ જેવો સ્વતંત્ર વર્ગ નથી કે તેઓને પકડાઇ પણ શકે. એક

આખરનો ઉપાય કાયદાના હાથમાં છે અને તે એ કે ઉપદંશગ્રસ્ત સ્ત્રીપુરૂષ માત્રને શિક્ષા કરનારી કલમ ફોજદારી કાયદામાં ઉમેરવી, રોગનિવૃત્તિ પછી ૬ માસમાં લગ્ન ન કર્યું હોય તો કરવાની ફરજ પાડવી, તથા વેશ્યાનો પેશો લેનાર તેમજ વ્યભિચાર કરનારને શિક્ષાપાત્ર ઠરાવવા. પરંતુ સ્વતંત્ર પાશ્ચાત્ય પ્રજા આટલી હદ સુધી જવાની દરકાર કરે એ બહુ સંભવિત નથી. અને જાય તો પણ કાયદાને, ચાલાકીથી, બહારથી માન આપી અંદરથી અપમાન કરવું આ પ્રકરણમાં બહુ મુશ્કેલ નથી. એ સર્વે જાણે છે. તેથી એવો વ્યર્થ સખ્ત કાયદાની હિમાયત ગમે તેવા નીતિના આગ્રહી કરતા નથી. એથી તો વળી તૃતીય જાગે. નીતિને બદલે પોલીસ માબાપનેજ લાભ થાય ! તેઓ ગમેતેવો જુલમ ગુજારે અને પૈસા ઓકાવે એ ભય પણ સંગીન છે. તાત્પર્ય કે શારીરિક નીતિનું રક્ષણ કાયદા કે સાયન્સની ઉન્નતિથી બહુજ અલ્પાંશે થનારૂં છે. આત્મા અને મનની શુદ્ધિ એજ તેનો ઉપાય છે. જર્મનીમાં વેશ્યાઓ પર, સૌથી વધારે અંકુશ છે, ત્યાં કુટણખાણાં, ફ્રાન્સથી વિરૂધ્ધ, કાયદા વિરૂધ્ધ છે. અમુક હદમાંજ તેમને રહેવું પડે છે. અને બીજા અનેક અંકુશ તેમના પર છે. તેમ હોવાથી સંસસના કોઠામાં મોટા નગરોમાં વેશ્યાની સંખ્યા બહુ થોડી છે છતાં પ્રશીયન સરકારે ઉપદંશના રોગનો પ્રચાર કેટલો છે તેની તપાસ કીધી ત્યારે શું પરિણામ જણાયું ? સરકારે ડૉકટરોને પત્રો લખીને તેમના હાથ હેઠળ તે વર્ષમાં કેટલા ઉપદંશના દર્દીઓ આવ્યા તે પૂછાવ્યું. ૬૯ ટકા જેટલા ડૉકટરોએ જવાબ લખી મોકલ્યા. તે પરથી જણાયું કે, એકજ વર્ષ ( ૧૯૦૫ ) માં માત્ર પ્રશીયામાં ઓછામાં ઓછા પાંચ લાખ જણને ઉપદંશનો નવો રોગ લાગુ પડયો હતો. સૌથી સખ્ત કાયદાના સ્વર્ગમાં આ હાસ્યજનક પરિણામ ! જર્મનીમાં અંકુશથી એક વિચિત્ર પરિણામ એ આવ્યું છે કે, વેશ્યાઓ, તેમને ફેરવનારા અધમાધમ પુરૂષો સાથે નામનાં લગ્ન કરીને, પોલીસની આંખમાં તપખીર છાંટવા સારૂ, તેઓની " ધર્મપત્ની " બને છે ! કુટણખાણાં નિરૂત્તેજન અર્થે બંધ કર્યાં છે છતાં તે એક યા બીજે નામે યા રીતે જુગારખાનાં પેઠે ચાલેજ છે અને તેના ચાલાક ચાલકો પર ફોજદારી માંડવા છતાં, દર વરસે જેટલા હજાર કેસ થવાતા તે ઓછા થતાજ નથી ! અહીંના કોકેનના " કેસો " પેઠે બને છે. સજા કરો, ફિર કરો, પણ એના એ !

× × ×

મોટા શહેરોમાં ગાઢી વસ્તીને લીધે ગમે એવી પોલીસ, વેશ્યા તથા વ્યભિચારનો પ્રતિબંધ કરવા અસમર્થ નીવડી છે. અસમર્થ નીવડે છે ત્યારે નિશાશામાં, અમેરીકાના શહેરોમાં બન્યું છે તેમ, ભાગીદાર તરીકે ઉલટી સામેલ થાય છે પરંતુ નાના શહેરોમાં વ્યવસ્થા થઇ શકે છે અને શહેરીઓને નહીં તો પણ લશ્કરીઓને તો દાબમાં રાખી શકાયજ છે. વીસ વર્ષ પર લશ્કરીઓમાં એ અવાચ્ય રોગનું પ્રમાણ દર હજાર લશ્કરીએ નીચે પ્રમાણે હતું:—

| જર્મન | ફ્રેંચ | રશીયન | ઑસ્ટ્રિયન | ઇટેલીયન | અમેરીકન | બ્રીટીશ (ઇંગ્લંડ) | બ્રીટીશ ( હીંદ ) | ડચ ( ઇંડીઝ ટાપુઓ ) |
|---|---|---|---|---|---|---|---|---|
| ૨૭.૨ | ૪૩.૬ | ૪૩ | ૬૩॥ | ૮૬.૩ | ૭૭.૪ | ૨૦૩.૬ | ૪૩૮ | ૪૫૫.૬ |

પ્રતિબંધની સુવ્યવસ્થા પ્રમાણે આ પ્રમાણ છે. છેલ્લા બે આંકડા બહુ મોટા છે પરંતુ તેનું કારણ તેઓ પરદેશ સ્વદેશથી તથા પત્નીઓથી દુર રહેવાનું છે. ખાસ વધારે

અનીતિનું નથી. કેંપમાં ગમે તે સ્ત્રીને દાખલ ન થવા દેવાની વ્યવસ્થા થઇ શકે છે. લશ્કરીઓ દરેક રીતે પરતંત્ર છે, તેમના પર દેખરેખ રાખનારા, તથા સારી દેખરેખ રાખી શકે એટલા પુરતા, લશ્કરી તેમજ વૈદ્યક અમલદારો હોય છે. પરંતુ નગરની પચરંગી, સ્વતંત્રતગામી, ખાનગી વસ્તીમાં એવો પ્રબંધ અશક્ય છે. એજ કારણથી, રોગપ્રચાર ચાહે તો અટકાવાય એવું જે ડોકટરો, લશ્કરીઓનું જે ઉદાહરણ આપીને કહે છે તે ઉદાહરણ લાગુ પડતું નથી. એ સત્ય છે કે ડોકટરો કાંઇ વ્યભિચારના ઉત્તેજક નથી. તેને સર્વથા અટકાવવો અશક્યવત્ જાણવાથીજ તેને તેનો માર્ગ લેવા દેવા કહે છે, તેમને વ્યભિચારીઓની દયા નથી. જો કે ધંધાના સંસ્કારોને લીધે જાઇએ તેટલો દ્વેષ પણ નથી. ઉપદંશનો નાશ કરવાથી વ્યભિચારને ઉત્તેજન મળશે એ સામાન્ય પ્રજાની દલીલ પણ બરોબર નથી. તેમ કિંચિત્ અંશે થતું પણ હોય તોપણ નાશ, નિર્દોષોને ખાતર આવશ્યક છે. એ રોગ ચેપી તથા વંશ્ય છે. ઉપદંશ-ગ્રસ્ત માતા કે પિતાની સંતતિ પણ જન્મથીજ એ ભયંકર રોગ લઇને જન્મે છે ! અને ઘણા કુમળાં બાળકો માતા કે પિતાની મૂર્ખતાને લીધે નાક, તાળવું ઇત્યાદિ અવયવો બાલ્યાવસ્થામાં ખોઇ બેસે છે. વૈદ્યકના પ્રોફેસરો ખચ્ચિત ખરૂંજ કહે છે કે, પારો કે આર્સે-નીકની રશીયન પ્રો. એહર્લીચવાળી નં. ૬૦૬ વાળી પ્રખ્યાત રસીની દવા એ કાંઇ પુરતા ઉપાય નથી. આરામકારક નહીં પણ પ્રતિબંધક ઉપાયની અપેક્ષા છે. એક રોગીનું ઝેર તેના રુવાલમાં આવતાં, તે રુમાલનો ઉપયોગ કરતાં આખાં કુટુંબને એ રોગ લાગુ પડે. તેના મોંની પાઇપ પોતાના મોંમાં મુકનાર નિર્દોષ પણ ઉપદંશ ગ્રસ્ત થાય. ધાવણ આપનારી નિર્દોષ સ્ત્રીનાં સ્તનદ્વારા ઉપદંશગ્રસ્ત બાલક તે નિર્દોષ સ્ત્રીને પણ ચેપી કરે. આ ચેપની શક્તિ એ રોગમાં છે તેથીજ તે રોગનો પ્રતિબંધ આવશ્યક છે. પર સ્ત્રી કે પરપુરૂષ ગમન, પુરૂષ તેમજ સ્ત્રીએ મહાપાતક સમજવું-પ્રાચીન સ્મૃતિઓનો એ સિદ્ધાંત સર્વે વૈદ્યક સાવચેતીઓ કરતાં લક્ષ ગણો કીમતી છે—એ કરતાં સરળ, વ્યાવહારિક તથા સહજ ઉપાય બીજો એક જડતો નથી. સ્ત્રી પુરૂષનાં યુવાવસ્થા થતાં સાર્વજનિક લગ્ન એ પણ બીજો મહાન્ ઉપાય છે. એ સ્થિતિ પ્રાચીનકાલમાં આ દેશમાં હતી, તેથીજ એ દેશમાં એ રોગ વિષે આપણે બહુ સાંભળતા નથી. તોપણ હવે પ્રચાર વધવા લાગ્યો છે માટે બાલલગ્નથી દૂર ભાગતાં, એકદમ પશ્ચિમની અલગ્ન કે વૃદ્ધલગ્ન સુધી પણ ન જતા રહીએ તેની સંભાળ રાખવાની છે. યુવાન સ્ત્રી પુરૂષ માત્રે, ધર્મપૂર્વક પતિ પત્નીના પવિત્ર પ્રેમપૂર્વક સંબંધથી જીવન વ્યતીત કરવું અને લગ્ન ન કરવાં તો તે બ્રહ્મચારી રહી દેશની ઉન્નતિ કરવાની શરતેજ. એ મહા સિદ્ધાંતનું જેટલે અંશે પાલન કરવામાં આવશે તેટલે અંશેજ આવા દુર્ગુણોથી આપણે મુક્ત રહીશું. એ અંશમાં જેટલે અંશે પશ્ચિમ ભ્રષ્ટ થઇ છે, તેટલે અંશે તેને હવે તીવ્ર રીતે સહન કરવું પડે છે.

તંત્રી.

# સંયુક્ત કુટુંબ કે વિભક્ત?



( ૭–ગતાંકથી સમાપ્ત ).

## હાનિ લાભની તુલના.



આ ઘણો વિશાલ થઇ ગયલો લેખ હવે, તેની કેટલીક મિશ્રિત હાનિઓનું ટુંકામાં દિગ્દર્શન કરાવીને આપણે સમાપ્ત કરીશું.

### પતિપત્ની વચ્ચે રહેતો અવ્યવહાર.

સંયુક્ત કુટુંબમાં લગ્ન કેવલ સંતતિ ઉત્પન્ન કરવા અર્થેજ હોય, એમ વ્યક્તિઓને વર્તવું પડે છે. પતિ પત્ની વચ્ચે કાંઇક એકાંતમાં જ્ઞાન આદિની નિર્દોષ વાર્તાલાપ, નિર્દોષ હાસ્ય, નિરંતર પ્રશ્નોત્તર ઇત્યાદિ થઇ શકતાં નથી. સઘળાની હાજરીનું વાતાવરણજ એ વ્યવહારની પ્રતિકૂલ છે. તાત્પર્ય કે પતિ પત્ની સહવાસથી જે નિર્દોષ સુખ સ્વતંત્ર હોય તો ભોગવી શકે તેનો ચતુર્થાંશ પણ ભોગવવા અસમર્થ હોય છે. જ્યાં લાજપડદાનો રીવાજ છે–અને તે ગુજરાતના સુરત તથા ભરૂચ જીલ્લા અને મહારાષ્ટ્ર શિવાય આખા હીંદમાં વત્તો ઓછો પ્રવર્તે છે–ત્યાં તો બન્નેને આખો દહાડો એક બીજાથી જાણે કે ભડકીને દૂર ભાગતા રહેવાનો, ઢોંગ કરવો પડે છે અને બહુ તો છાનામાના અને અત્યંત urgent જરૂરી મુદ્દાની બાબત પરજ ટુંકાક્ષરમાં વાતચીત આટોપી લેવી પડે છે.

સંયુક્ત કુટુંબમાં એવો પ્રસંગ તો અલ્પજ છે કે જ્યારે પુરૂષ વ્યક્તિ સ્ત્રી સાથે વાર્તાલાપનો આનંદ ભોગવી શકે છે, અને તે આનંદ તેને નિંદ્રાને ભોગે નિંદ્રાના સમયમાંથી ચોરવો પડે છે, વળી થાકેલા પાકેલા હોય તેવે ચોઘડીએ વાતચીતમાં ઝાઝો આનંદ કે ઉત્સાહ પણ હોવો બહુ સંભવિત નથી. પતિ શયનના સાત કલાકજ સ્ત્રીનો પતિ રહી શકે છે. પછી તો દરેક પોતપોતાના ઘરેડમાં પડી જાય છે. નિંદ્રામાંજ તેઓનું પતિ પત્નીત્વ રહે છે. જાગૃતાવસ્થામાં તો ભાઇ બ્હેન બરોબર! તેથીએ નપેતર–ભાઇ બ્હેન તો છૂટથી બધાનાં દેખતાં વાતચીત તથા હસાહસ પણ કરી શકે; પરંતુ પતિપત્ની તો એક નિયમ તરીકે વાતજ પણ કરી શકે.

આ સઘળું છતાં, આપણે એ વાતનો સ્વીકાર કરીશું કે, કેટલાંક એવાં સંયુક્ત કુટુંબો છે કે જેમાં ઉપર વર્ણવેલા દોષોમાંના થોડાજ હાજર છે. ભાઇભાઇઓ તેમજ જેઠાણી દેરાણીઓ વચ્ચે બહુજ સારો બનાવ હોય છે. અને દરેક પરસ્પરને પ્રિય કરવા ઉત્કંઠિત હોય છે. પરંતુ એ અપવાદોજ છે. સોએ એકજ કુટુંબ એવું હશે. અને એ અલ્પ સંખ્યાના અપવાદો તો મુખ્ય નિયમ સિદ્ધ કરે છે. સાથે હળીમળીને રહેનાર ભાઇઓ ભલે સાથે રહે. પરંતુ તેઓ વિભક્ત રહેતા ભાઇઓ કરતાં કોઇ રીતે વધારે સુખી છે એનું કોઇ પ્રમાણ નથી. તેમને બને છે તે બાબત બહુ તો એક દ્રષ્ટાંત, એક નમૂના તરીકે જગતને કામ આવે એમ

કહી શકાય. પરંતુ એથી તેમને કે દુન્યાને શો લાભ ? ઘીના બંગલા બનાવવાને શો લાભ ? તે લાકડાનાં બંગલાથી વધારે મુશ્કેલ પણ વધારે સગવડ ભર્યાં કેવી રીતે ? ધારો કે દુન્યામાં બધા ભાઇઓ તથા પિત્રાઇઓને બનતું હોય ને એક બીજાની સાથે રહેતા હોય તો પણ તેથી સાથે રહેનારને કે દુન્યાને કશો વિશેષ લાભ નથી. મારીમચડીને, અસાધારણ પુરૂષાર્થ કરીને તેઓ એક બીજા જોડે બનાવે છે તે છતાં તેમને વિભક્ત કુટુંબ કરતાં તો વધારે અગવડો પડે છેજ. તેઓ માત્ર વધારે સહનશીલ છે એટલુંજ સિદ્ધ થાય છે. સાધુઓનાં એકાહાર, એક પગે ઉભા રહેવા વગેરે તાપસી ક્રિયાઓ જેવી તે વ્યર્થ છે.

## સંયુક્ત કુટુંબમાં નિરર્થક વધી પડતી મુશ્કેલીઓ તથા પરતંત્રતા.

સારામાં સારૂં આદર્શરૂપ સંયુક્ત કુટુંબ પણ સૌથી નિકૃષ્ટ વિભક્ત કુટુંબ કરતાં વધારે સુખી નથી. ફેર એટલોજ પડે છે કે, જે કામ વિભક્ત કુટુંબવાળો મરજી પડે કે તરત કરી શકે છે તે કામ સંયુક્ત કુટુંબવાળો બીજાને પૂછીને, બીજાની મરજીને અનુકૂલ કરીને કરી શકે છે. તેને બધું ગોળ ચકરાવો ખાઇને કરવું પડે છે. સ્વતંત્ર વ્યકિત વ્યાસ પર સીધોજ જઇને તે તરત કરી નાંખે છે. સ્વતંત્રતાની તથા છુટની મંદમંદ લ્હેરોમાં તે હસતો અને રમતો વિચરે છે, જ્યારે સંયુક્ત કુટુંબવાળો અનેક બંધનો અને બેડીઓમાંથી ખાસ નીકળે છે ત્યારેજ કરી શકે છે. ઝીણામાં ઝીણી વાત પણ તેને મન મુશ્કેલ છે. તેની બાદબાકીના આંકડાઓજ મોટા હોય છે. પરિણામ કાંઇ વધારે સંખ્યાનું આવતું નથી. તેના આંકડા નકામા લાંબા હોય છે. તે બીજાનાં દબાણથી હમેશાં ખેંચાવલી સ્થિતિમાં રહેલો હોય છે. ફેર એટલોજ છે કે, તે ચહાય છે તે કરી શકે છે ત્યારે ખુશ થાય છે, પણ વિભક્ત વ્યક્તિ તેટલી ખુશ થતી નથી. કારણ કે તેને મન તે કાંઇ ફતેહ નથી. સંયુક્ત કુટુંબમાં જે કામ વાઘજ કરી શકે છે તે વિભક્ત કુટુંબમાં બકરી કરી શકે છે! કારણ પરતંત્ર વાઘ કરતાં સ્વતંત્ર બકરી કદાચ ચઢેજ છે. બીજાની છુટ એકનાં બલની ગરજ સારે છે. ધારો કે તમે જૈન છો; તમે સંયુક્ત કુટુંબના સભાસદ છો. તમેજ માત્ર સુધારાવાળા છો તથા જૈન કોન્ફરન્સના ઠરાવ પ્રમાણે તમારા પુત્રનાં જૈન વિધિથી લગ્ન કરવા ચાહો છો. તમારા જૂના વિચારના વડિલો તમારી વિરૂધ્ધ થશે, અને તમે વાઘ જેવા હશો, પણ તમારામાં અસાધારણ નૈતિક બળ ( moral courage ) હશે તો જ તમે તમારી મરજી પ્રમાણે વર્તી શકશો. ધારો કે તમે સ્વતંત્ર છો, વિભકત છો, તો તમને રજા લેવાની કે મેળવવાની નથી, માત્ર તમારા વડિલોને ખબર જ કરવાની છે. તેઓ પણ જાણે છે કે આપણને વાંધો લેવાનો હક્ક નથી. ધુળ જેવી બાબત પણ સિદ્ધ કરવા અસાધારણ નૈતિક–આત્મિક બળ તમારે ખર્ચવું પડે છે, તો જ સંયુક્ત કુટુંબમાં તમારી ઇચ્છા પ્રમાણે તમે એકલા–બીજાની તો વાતજ નથી–પણ વર્તી શકો છો. જો તમારે તમારા મનથી ચાલવું હોય છે, તો તમારે હમેશ ભરતીની તથા પવનની વિરૂધ્ધ દિશામાં તરવું પડે છે. નહીં તો પ્રવાહમાં જ ઘસડાવું પડે છે. બેથી ત્રીજો માર્ગ નથી. શકિતની બરબાદી એટલી અત્યંત થાય છે કે અંતે તે ખર્ચાઇ નષ્ટ થઇ જાય છે. તમારી તરત ખાતરી થાય છે કે એ સાંકળમાંથી મુકત થયેજ મુકિત છે. સ્વમત માટે માન ધરાવનાર, પોતાની બુદ્ધિ પ્રમાણે વર્તનારનો તો સયુંક્ત કુટુંબમાં ખપ જ નથી. તેને

મરે છે. સ્વતંત્ર વિચાર કરનાર પુરૂષો સંયુક્ત કુટુંબોમાં વિરલ હોય છે તેમાં કશું આશ્ચર્ય જેવું નથી. તેવા તો તેમાંથી ખસી જ જાય છે. તેઓ તેની ઝેરી હવામાં ટકી કે નભી શકતા જ નથી. આગળ પડેલા વિચારના પુરૂષો, નવીન પ્રકાશના પ્રેમી પુરૂષો, સત્યપ્રિય તથા ન્યાયપ્રિય પુરૂષો, સુધરેલા વિચારના પુરૂષોજ સયુંક્ત કુટુંબમાં સૌથી અપમાનિત, અપ્રતિષ્ઠિત જોવામાં આવે છે. તેમને તો ગાંડા ગણી કાઢ્યા હોય છે ! તેમનું ઘરમાં કશું નીપજી શકતું નથી. સામટા પ્રવાહમાં તેમનું શું ચાલે ? ૯૯ ભંગેડીઓની મધ્યમાં એકજ ડાહ્યો હોય તેનેજ તેઓ ભંગેડી ગણી કાઢે તેમ ઘરમાં આગળ વધેલા નવીન વિચારવાળા પુરૂષનું થાય છે. કવચિત્ જ તે સમસ્ત કુટુંબને પોતાના મતનું કરી શકે છે. મોટે ભાગે તો તે વેળાસર નથી છુટો પડતો તો તે પોતે પાછો મૂળ હતો તેવોજ થઇ જાય છે. તેના નવીન વિચારો તથા નવીન પ્રકાશ અસ્ત થઇ જાય છે. આગલા વખતમાં અનેક પ્રસિદ્ધ સુધારકો થોડાં વર્ષ ઉત્સાહી સુધારક રહી પાછા ગાડરીયા પ્રવાહમાં સામેલ થઇ ગયેલા ઘણાના જાણવામાં હશે. જો સંયુક્ત કુટુંબની ઘટમાળમાં તેઓ ફસાયલા ન હતે તો ઘણાખરા કરસનદાસ મૂળજી તથા અન્યો, છેક છેલ્લી ઘડી સુધી જેવા ચુસ્ત સુધારક રહ્યા હતા તેવા રહ્યા હતે. હાલના સમયમાં સુધારકો પુનઃ પતિત થવાનો બહુ ઓછો સંભવ છે તેનું એક કારણ સંયુક્ત કુટુંબની બેડી ઓછી થઇ છે તે છે. તે ઉપરાંત બીજાં બંધનો પણ ઓછાં થઇ ગયાં છે. પ્રકાશ વધારે ઘટે છે, પ્રજામત વધારે કેળવાયું છે તે વગેરે બાબતો પણ વ્યક્તિના સુધરેલા વિચારને વધારે અનુકૂલ છે.

## સંયુક્ત કુટુંબમાં યુવાન પુત્રો બુદ્ધિમાં સગીરજ રહેછે.

સંયુક્ત કુટુંબની એક સૌથી મોટી હાનિ એ છે કે, તેથી પુત્ર યાવજ્જીવન અક્કલ હોશીયારીમાં સગીર વયનોજ રહેવાનો ભય રહે છે. લોખંડ જેમ ઘસાય છે, તેમ ચળકે છે, તેમજ માણસ પણ જેમ સ્વતંત્ર અનુભવથી ઘડાય છે, તેમ સુધરે છે, પરંતુ પિતા તથા વડિલોના હાથ નીચે તેમને કવચિતજ સ્વતંત્ર બુદ્ધિ ચલાવવાનો કે મત આપવાનો પ્રસંગ હોય છે. તે માત્ર ચાઠીનો ચાકર હોય છે. સંસાર સમુદ્રના તટ ઉપર, તે તટસ્થજ રહે છે. તેની મધ્યમાં બાથ ભીડી મોજાં તોડવાનો ને તે દ્વારા બાહુબલ વધારવાનો તેને પ્રસંગજ આવતો નથી. પશુ તથા મનુષ્યના ભોજનાદિ જે સમાન ધર્મો કહ્યા છે તેજ તેને કરવાના રહે છે. તેની અક્કલની કસોટી કદિ લેવાતી નથી. તેથી તેમાંથી કસ જતો રહે છે. જેમ વાળ કતરાય છે તેમ વધુ ઉગે છે, કુવ ઉલેચાય છે તેમ વધુ પેદા થાય છે ! તેમ બુદ્ધિ પણ જેમ ઉપયોગમાં આવે છે તેમ વધે છે. પરંતુ તે વપરાતી ન હોવાથી કટાઇ અથવા સડી જાય છે. આથી પિતાનું દીર્ધાયુ તથા આરોગ્ય સંયુક્ત કુટુંબમાં પુત્રને આશીર્વાદને બદલે એક શાપ સમાન થઇ પડે છે. તેની બુદ્ધિને કદિ દોડાવવામાં ન આવેલી હોવાથી તે અંતે વેગથી ચાલતી બંધ પડી જાય તેમાં નવાઇ નથી ! તે યાવજ્જીવન બુદ્ધિ તથા ચપલતામાં સગીરજ રહે છે. ૧૮ મા કે ૨૧ મા વર્ષની વય પ્રાપ્ત કરવાની વર્ષગાંઠ બીજાને મનને વિપ્લવકારક તથા ઉથલપાથલ કરનારી ( psychological ) ઘડી ( moment ) થઇ પડે છે, પરંતુ તે તો જેવાને તેવો ઘોઘલા મૂળા જેવોજ, ઇશ્વર જેવો ફેરફાર વિનાનો ( changeless ) રહે છે ! જો તેને આપ-

બળથી કમાવાની તથા જાતેજ એકલા સંસાર ચલાવવાની ફરજ પાડો તોજ તેને મુશ્કેલીઓની કદર થાય, તેના ઉપાય કરવાની આવશ્યકતાની પીછાન થાય, તેનું મન તથા ચિત્ત જાગૃત થાય અને આવતી મુશ્કેલીઓનો તોડ કાઢવા તેનામાં શક્તિ સ્ફુરણ થાય. પણ સંયુક્ત વ્યવસ્થામાં તો તે અનુપયોગથી ઉલ્ટી સુકાઇ તથા કરમાઇ જાય છે. સંયુક્ત કુટુંબના ભાયડાઓ જો કે પોતાની બાયડી સાથે વાતચીત કરી શકતા નથી પણ તેના ઘરમાં બાયડીઓનાં તો ઝુંડના ઝુંડ હોય છે, તેઓ બન્ને નવરાં પણ પુષ્કળ પડે છે તેથી તેમની સાથે વાતચીત કરવાની ઘણી સવડ પડે છે. જેથી તેઓ બાયલા બનવામાં બાકી રહેતા નથી. સ્વપત્નીની સાથે પ્રાસંગિક ચર્ચા તથા વાતચીત એટલી પુષ્કળ કરવાની હોય કે તેમના સંસર્ગથીજ બાયલાપણું આવતું નથી. તેની સાથે પણ હદથી ઝાઝી વાતચીત કરો તો જરૂર તેનાં સ્ત્રૈણ ગુણ તમારામાં આરોપિત થશે. પરંતુ જ્યાં એકને બદલે અનેક સ્ત્રીઓ વાતો કરનારી મળે અને તે પણ નકામી તથા કુથલીની–ત્યાં પછી બાયલાપણામાં સોળે કળા પૂર્ણ નિપુણ થવામાં શો વાંધો હોય? હમારો જાતિ અનુભવ છે ત્યાં સુધી, મોટાં સંયુક્ત કુટુંબોમાં પુરૂષોનો બહુજ મોટો ભાગ બૈરક સ્વભાવનો હોય છે. મોટાં કુટુંબ માટે લોકો સાધારણ રીતે બોલતા સાંભળ્યા છે કે 'એ ઘરમાં તો તો ફલાણાભાઇજ દીવા છે, બાકી બધા ઠીકજ છે.' કોઇ કહાનીયો, તો કોઇ અલ્લાની ગાયડી, તો કોઇ અક્કલટોપુ તો કોઇ બીજાસનું ઝાડકણુ તો કોઇ વળી નીસાસીયોજ માલમ પડશે. એકાદ સંપૂર્ણ હોય બાકી બધા, અથવા ઘણા અપૂર્ણાંકો તથા અપ–અંગોજ હોય છે. સંયુક્ત વ્યવસ્થાની વાતાવરણ તથા બંધારણથીજ મોટે ભાગે એ હીનતા આવી છે તે સંપૂર્ણપણે જોઈ શકાતું નથી એ મહાશોકનું સ્થાન છે.

## સંયુક્ત કુટુંબના એક બે સ્પષ્ટ લાભ.

સંયુક્ત કુટુંબના એક બે લાભ છે જે વિભક્ત કુટુંબમાં નથી તે હમે આનંદથી સ્વીકારીએ છીએ. વિભક્ત કુટુંબમાં જ્યારે કોઇ માંદુ પડે છે ત્યારે જે આપદા પડે છે તે સંયુક્ત કુટુંબમાં માંદાની માવજત કરનારા આદમીઓ હોવાથી પડતી નથી. વળી સ્ત્રીઓ રજસ્વલા થાય કે સુવાવડ સુએ તે વારે વિભક્ત વ્યક્તિને ભોજનાદિની જે આપદા પડે છે તે સંયુક્ત વ્યક્તિને પડતી નથી. પરંતુ અનેક હાનિઓમાં આ લાભ કાંઇ બહુ મોટો નથી. અને વિભક્ત કુટુંબ પણ શા માટે તે લાભ વિભક્ત હોવા છતાં ન ભોગવી શકે તે સમજી શકાતું નથી. માંદગી તથા અડચણને વખતે સાથે જમવા અને જરૂર પડે સાથે રહેવામાં કશો વાંધો નથી. પરંતુ તે વ્યવસ્થા કામ ચલાઉજ હોવી જોઇએ, હમેશની નહીં. આપત્ત્યાદિક આપત્તિ સારૂ નિયમિત ગોઠવણો કરવી, એ યોગ્ય નથી. મિત્રભાવથી છુટા રહેતા હોઇએ તો શા સારૂ જરૂર પડે એકત્ર ન થવું જોઇએ? સદ્‌ભાવની લાગણી જૂદા માત્ર રહેવાથી શિથિલ કરવાનું કે થવાનું કાંઇ કારણ નથી. તેવું કશું કુદરતમાં નથી. હાલ ઘણુંખરૂં લડીને જૂદા પડે છે તેથીજ જૂદા પડયા પછી જરૂર છતાં પાછા ભેગા થતા નથી. બલ્કે બોલવા ચાલવાનો વહેવાર પણ ટળી જાય છે, જે અનેક વર્ષના શોક પછી અથવા બીજી પેઢીએજ પાછો ચાલુ થાય છે. આરોગ્યવાન્ શરીર હોય તો ભવિષ્યમાં રોગિષ્ટ થવાના સંભવ માત્રથી કોઇ દવા ખાતું નથી. માંદુ પડે ત્યારેજ ખવાય છે. તેમજ વિભક્ત કુટુંબોએ અડચણ દરમીયાનજ અડચણની દવા તરીકે સાથે જમવું તથા રહેવું જોઇએ.

## સયુંક્ત કુટુંબના લાભ વિભક્ત કુટુંબ ન ભોગવી શકે શું ?

આપણા દેશમાં અડચણોના વેચાતા ઉપાય મળતા નથી તેથીજ વધારે આપદાઓ પડે છે. વળી ઘણી ખરી અડચણો તો કલ્પિત વહેમથીજ ઉભી કરીએ છીએ. વળી અડચણો દૂર કરવામાં સગા સંબંધીઓ ઉપર જ જોઇએ તે કરતાં વધારે આધાર તથા આશા રખાય છે. મિત્રો તથા પડોશીઓ ખુશીથી સગાઓની ગરજ સારી શકે. તેથી નવીન સંબંધ પણ પરસ્પર સહાયતા કરવાના રીવાજથી વધી શકે. કુટુંબની અંદરજ બધી ગટપટ સટપટ કરવાના રીવાજથી હિંદુઓમાં પડોશીઓ તથા મિત્રો વચ્ચે જોઇએ તેવો ગાઢ સંબંધ હોતો નથી. તેમનો ઉપયોગ આપણે જોઇએ તેથી ઓછો કરીએ છીએ તથા સંબંધીઓ અને ખાસ કરીને પિતૃપક્ષના સંબંધીઓ ( સંયુક્ત કુટુંબના માણસો ) પાસે જોઇએ તે કરતાં વધારે આશા કરવામાં તથા આધાર રાખવામાં આવે છે. માતૃ પક્ષ તથા સ્ત્રી પક્ષના સંબંધીઓ, અને પુત્રી પક્ષના સંબંધીઓ પાસે પણ શા માટે ઓછી સહાયતાની આશા કરવી ? એ તો પરસ્પર છે. તે સંબંધ ઓછા નિકટ છે એમ માનવામાં હીંદુ બંધુઓ ઘણી ગંભીર ભૂલ કરે છે, અને નદીના પાણીને ખેતરમાં વહેવડાવવાને બદલે એમનું એમ ખારા દરીયામાં મળી જવા દે છે. ઇતિશમ્

---

## જન્મની બધિરતા અને મૂકતા-તેનાં કારણો, લક્ષણો અને ઉપાયો.

( ૨-ગત જૂન માસના અંકથી અનુસંધાન ).

### બ્હેરાપણાનું એક ફલરૂપ કારણ સગોત્ર સપિંડ લગ્ન છે !

જન્મ પછી બાલ્યાવસ્થામાં અકસ્માતથી બ્હેરા થનાર માત્ર માતા કે માત્ર પિતાની સંતતિમાં સોએ ૧, માતા પિતા ઉભય જન્મ પછી બહેરાં થતાં, આશરે બે, એ પ્રમાણે જેમ જેમ જન્મ પછી બ્હેરાપણું, પતિ સાથે પત્નીનું બ્હેરાપણું, વંશપરંપરાનું બ્હેરાપણું વધતું જાય છે તેમ તેમ તેમની બ્હેરી સંતતિનું પ્રમાણ વધતું જાય છે અને ઉપર કહ્યું તેમ છેક સોએ ૩૦ ટકા જેટલું આવે છે, પરંતુ મુળ જણને બહેરાંપણું કેમ લાગુ પડ્યું? તેનું એક મુખ્ય કારણ નિસ્સંદેહ લગ્ન સંબંધી છે. આપણા આર્યોએ અગાધ દીર્ઘદ્રષ્ટિથી પરસ્પર લગ્નનો પિતાના ગોત્રમાં સાત તથા માતાના ગોત્રમાં ૩ પેઢી પર્યંત પ્રતિબંધ કીધો, અને તે પછી પણ ૧૪ પેઢીએ તો "સમાનોદક" સંબંધ પણ નષ્ટ થવા છતાં, સગાંમાં લગ્ન કરવાથી ભડકેલી અનેક હીંદુ જાતિઓ ૨૫ કે ૫૦ પેઢી થતાં પણ લગ્ન કરતી નથી ! હજુએ લોહાણ લોહાણ સાથે અને રાઠોડ રાઠોડ સાથે લગ્ન કરશે નહીં -જો કે તેમના પૂર્વજ તથા વર્તમાન વંશજ વચ્ચે કુંડીબંધ પેઢીઓ વ્યતીત થઇ ગઇ છે. પરંતુ આર્યો શિવાયની જાતિઓમાં ભાઇ ભાઇનાં છોકરા છોકરી-જેને આપણે ભાઇ બ્હેન કહીએ છીએ-તેનાં લગ્ન થાય છે, એ ઉલટું પ્રશસ્ત ગણાય છે !

પાર્સીઓ અત્યાર સુધી ધારતા કે એવા ઘરગથ્થુ લગ્નથી કુટુંબની દોલત પરકુટુંબમાં ઘસડાતી બચી જાય છે ! એવાં લગ્નો હવે પૂર્વ કરતાં ઓછાં થયાં છે, કારણ કે એવા લગ્નની સંતતિમાં નપુંસકતા, મનની દુર્બલતા, આદિ દોષોનું, નવાં લોહીના અભાવથી એકજ જાતના લોહીને લીધે, બહુ મોટું પ્રમાણ આવતું દેખાયું છે. તે દોષો ઉપરાંત બધિરતા પણ છે. ડો. કેર લવ તેમજ પ્રો. એલન ફેના ગ્રંથોથી એ સિદ્ધ થાય છે. ઈંગ્લંડની ૧૩ બધિર શાળાઓના બધિર વિદ્યાર્થીઓનાં માતા પિતા જેઓ પરસ્પર સગાં હતાં તેમની સંતતિનો ઓછામાં ઓછો ૮ ટકા જેટલો ભાગ જન્મથી બ્હેરો હતો ! અને પ્રો. ફેએ ૩૧ પિત્રાઇઓએ તેમની પિત્રાણીઓ સાથે લગ્ન કરવાના જે દ્રષ્ટાંતોનું અવલોકન કર્યું હતું તેમાંનાં ૧૪ દંપતીઓને તો સઘળીજ સંતતિ બ્હેરી મુંગી નીવડી હતી, અને કુલ સો છોકરાં સાંપડયાં હતાં તેમાંથી ૩૦ બ્હેરાં મુગાં હતાં ! આમાં દેખીતો વાધો એ આવે છે કે હીંદુસ્તાનમાં હીંદુઓની વસ્તી સૌથી મોટી છતાં, અને તેઓ માબાપના સગપણમાં પોતાનું નવું સગપણ ન વધારતા હોવા છતાં તેમનામાં બધિરોનું પ્રમાણ યુરોપ કે જ્યાં એવાં લગ્ન પ્રચલિત છે તેથી વિશેષ કેમ ? તેનો ઉત્તર એજ હોઇ શકે કે, હીંદુઓ શિવાયની ૧૦ કરોડ પ્રજાથીજ પ્રમાણ મોટું આવતું હશે તેમજ ૨૦ કરોડ હીંદુઓમાં જંગલી, તથા મામાની પુત્રી સાથે લગ્ન કરતી દક્ષિણ આદિ દેશોની કોમો બાદ કરીએ તો ૧૦ કરોડથી વધારે હીંદુ ગોત્ર સંબંધની પવિત્રતા જાળવતા નહીં હોય. મોટાં પ્રમાણનું બીજું કારણ અજ્ઞાન, વહેમ તથા દારિદ્રયની વિશેષતાને લીધે, બાળકોને જન્મ પછી રોગાદિને પરિણામે યોગ્ય ચિકિત્સા ન થવાથી એ પરિણામ મોટે ભાગે આવતું હોવાનું હોવું જોઇએ.

## જન્મ પછી લાગુ પડતું બ્હેરાપણું.

અને એ સંખ્યા પણ કાંઇ નાની નથી. અનેક રોગોનું પરિણામ જાયુકનું બ્હેરાપણું આણે છે. કવીનાઇનથી તો માત્ર તે ઝાઝં ખાવામાં આવવાથી જે બહેરાપણું આવે છે તે કાળે કરીને એની મેળે જતું રહે છે. પરંતુ રોગોથી તો જાયુકનું વારંવાર લાગુ પડી જાય છે. રોગોથી કેટલા પ્રમાણમાં બ્હેરાપણું, પ્રાપ્ત થાય છે તે નક્કી કરવા સારૂ ૩૮૦૪ કેસોનાં કારણોનું પૃથક્કરણ કરતાં નીચે લખેલા વ્યાધિઓ તેનાં મુખ્ય કારણ રૂપ જણાયા હતાઃ—

| | |
|---|---|
| ૧ સ્કાર્લેટ ફીવર ( જેમાં શરીર રાતું થઇ તાવ આવે છે ) | ૯૭૮ |
| ૨ કરોડના રોગ તથા તેથી લાગુ પડતા તાવ. | ૫૩૬ |
| ૩ મગજના રોગો, મગજના તાવ, મગજનું ભરાઇ જવું. | ૪૦૪ |
| ૪ ' ટાઈફોઇડ ' તથા ' ટાઇફ્સ ', એકાંતરીઓ તાવ, પિત્તને લીધે થતા તાવો મળીને | ૩૦૦ |
| ૫ માથામાં ગુમડું, પરૂ વગેરે થવાથી | ૨૭૬ |
| ૬ શિતલા | ૧૯૧ |
| ૭ ઉધરસ વગેરે ગળાંનાં દરદો. | ૧૭૧ |
| ૮ સરદી તથા તેને લીધે આવેલો તાવ. | ૧૮૨ |
| ૯ આંકડી તથા ફેફરૂં તથા દાંત આવવાથી | ૯૨ |

૧૦ ક્વીનાઇન—રર તથા બીજી દવાઓ—૭ ર૯

૧૧ સજ્જડ લાત કે થપ્પડ મારવાથી ૩૧

આ પરથી જણાશે કે જેથી પણ કાન પર અસર થાય છે તેથી બ્હેરાંપણું લાગુ પડવાનો ભય રહે છે. સાંભળવાનાં ગુણ ધરાવતી ચામડી બહુ નાજુક પડ છે. કેટલાક લોખંડની સળીઓથી અનાડીઓથી કાનનો મેલ કઢાવે છે અને તેમને તેઓ બ્હેરા કરી વિદાય કરે છે. આ અસાધ્ય રોગ છે. ચશ્માં જેમ આંખ થોડું દેખતી હોય તો વધારે દેખાડી શકે છે તેમ અમુક ભુંગળીની યુક્તિઓ નાના અવાજને મોટો કરી શકે છે. પરંતુ એકવાર ફાટેલો પડદો દવાદારૂથી તો સાંધાતોજ નથી. એ વિધવા સતી કદાપિ નિયોગ કે નાતરૂં કરતી નથી !

## બહેરાંઓનું શિક્ષણ—પ્રાચીન રોમનો તેમને મારી નાખતા !

જન્મથી બ્હેરો મનુષ્ય જે ભાષા શીખ્યો નથી તેને વિદ્યા પ્રાપ્તિમાં ખાસ બાધા નડે છે, કારણ કે વિદ્યા પ્રાપ્તિનાં, બે ઇંદ્રિયો ચક્ષુ તથા કર્ણ—સાધન છે. તેમાંનું એકજ એની પાસે છે. આથી બાલક બ્હેરાઓનું કેટલુંક અજ્ઞાન જેટલું દયાજનક તેટલુંજ હાસ્યજનક વારંવાર થઇ પડે છે. વારંવાર તેઓ પૂછે છે કે બિલાડી શું વાત કરે છે ! પરંતુ બીજી રીતે તેમની બુદ્ધિ કમ છે એમ નથી. જો તેમને વિદ્યા પ્રાપ્ત કરાવવામાં આવે તો તેઓ સાંભળતા જેવાજ સારા નિવડે છે. અનુભવથી તેઓ સમાન સિદ્ધ થયા છે. પરંતુ પ્રાચીન કાળમાં તેઓ વિષે ઉલટુંજ સમજવામાં આવતું. તેઓને ભ્રમચિત્ત જેવા જડ અને ભારરૂપ સમજવામાં આવતા અને પ્રાચીન ગ્રીક તથા રોમન રાજ્યોમાં તેમને રાજ્યની આજ્ઞાથી નદીમાં ડુબાવી અથવા અન્યથા મારી નાંખવામાં આવતા ! મનુષ્યતા વધતાં એ નિરપરાધીઓને દેહાંત દંડની કઠોરતા શિથિલ તો થઇ છતાં તેઓ બોલતા નહી, તેથી તેમનાં બોર તો નજ વેચાતાં. તેઓ મૂર્ખ અને ગાંડા તો માનવામાં આવતાજ અને દયાથી જીવવાં દેવામાં આવતા. તેમનામાં વસીયતનામું કરવાની બુદ્ધિ છે એમ ધારવામાં આવતું નહીં. અને તેમ કરવાની તેમને કાયદાથી મનાઇ હતી ! જો કે જન્મ બાદ ભણ્યા ગણ્યા પછી બ્હેરા થનાર માટે તેવો પ્રતિબંધ નહોતો. એ સમયમાં અજ્ઞાનનો અંધકાર કેટલો ગાઢ હશે કે એરીસ્ટોટલ જેવા 'ફીલસુફોના રાજા'નો પણ એવો મત હતો કે મગજની કાંઇ ખરાબીથીજ તેઓ બોલતાં નહીં હોય. એ બ્હેરા બિચારા મૂર્ખો એટલા પણ ડાહ્યા તો ખરાજ કે **मूर्खाणां बलं मौनम्**નાં સૂત્રનું મહાસત્વ જન્મથીજ સમજતા, જે થોડાજ માટે ભણે પણ આ જમાનામાં સમજે છે ! હાલમાં જેમ અમુક અકસ્માત્ થતાં ગત વાચા એકદમ સ્ફુરી આવવાનાં ઉદાહરણો બને છે તેમ પ્રાચીન કાળમાં થતું. જગતના પ્રાચીન ઇતિહાસનો પ્રથમ લેખક, ગ્રીસનો વ્યાસ, અને "ઇતિહાસનો પિતા" હીરોડોટસ કહે છે કે ક્રોઇસસનો એક પુત્ર બ્હેરો હતો પણ તેના પિતાને દેહાંત દંડની શિક્ષા થનાર હતી તેથી તેના મન પર એવી અદ્‌ભુત અસર થઇ ગઇ કે તેની વાચા ખુલી ગઇ ! ખ્રીસ્તી ધર્મના પ્રવર્તક મહાત્મા ઇસુ ખ્રીસ્ત તો બ્હેરાં મુંગાંના મગજમાં નહીં પણ માત્ર કાનના પડદામાંજ ખોડ છે એ સારી પેઠે સમજ્યા હતા. તેને માટે કહેવાય છે કે બ્હેરામુંગા તેને સાંભળી શક્યા અને તેને જોઇ બોલવા લાગ્યા ! ને એના સ્પર્શથી જેમ અપંગો જીતા તેમ બ્હેરામુંગા સાંભળતા બોલતા થયા, અને

તેઓ એઓને ઉપદેશ જરૂર કરતા. પરંતુ ઉક્ત ચમત્કારનો વાસ્તવિક અર્થ એજ છે કે, એ મહાત્મા બ્હેરાંઓને તેમની કુદરતી ભાષા–નિશાનીઓની–માં સંભળાવતા તથા સાંભળતા, એના ભકતોએ એનું મહાત્મ્ય વધારવા ખાંખુખાં એ સરસવનું ચમત્કારાત્મક સરોવર માત્ર રચ્યું છે. જો ઇસુમાં એવી શક્તિ હતે તો યાહુદીઓનાં ફુટેલાં ભેજાં જે ઓછાં રોગી હતાં તેજ કેમ ઠીક નહીં કરતે? ગમે તેમ હો, પરંતુ ઇસુ ખ્રિસ્તની ધર્મપ્રચારક શકિત બ્હેરાંઓને પોતાને આશ્રયે લેવાની વૃત્તિ પરથી જણાઇ આવે છે. નિયમિત રીતે મુંગાઓને બોલતાં શિખવવાનો તથા તેમને સમાજના ઉપયોગી વ્યકિત કરવાનો પ્રથમ પ્રયત્ન તો ઇ. સ.ની ૧૬મી સદી સુધી થયોજ નહોતો. ધર્મભોળાપણાંનાં ઉંધા ચશમામાં પરલોકની બાબત આ જન્મથી શનતઃ અધિક ઉપયોગી દેખાવાથી આ લોકની ક્ષુલ્લક વાતોપર પ્રજાની રૂચી નહોતી. છેક ૧૬ મી સદીની અધવચમાં એક સ્પેનીશ સાધુ પેડ્રો પોન્સ દ લીઓને બ્હેરાંમુંગાઓને બોલતાં તથા ઇશારત કરતાં પ્રથમ શિખવ્યા હતા, એવું જૂનાં દફતર જોતાં જણાય છેઃ પણ અહીં પણ મુખ્ય હેતુ પરલોકનો હતો. એ બધિરોનો આજન્મ નહીં પરંતુ પરલોક સફલ કરવા પ્રભુની પ્રાર્થનાપૂજન કરવા સારૂ તથા મરણ સમયે Confess કરવા સારૂ ( ખ્રીસ્તીઓ એમ માને છે કે એ સમયે સઘળાં પાપ પાદરી આગળ કબુલ કરવાથી ઇશ્વર તે માફ કરી દે છે–આથી રાજારાણીઓ પણ પોતાના ભયંકર વ્યભિચાર આદિ પાપો, આદિથી અંતપર્યંત, અંતકાલે ખુલ્લે હૃદયે કહી દે છે!) જ મુખ્ય કરીને તેમને આ શિક્ષણ આપવામાં આવ્યું હતું. પેડ્રો પછી એના શિષ્ય બોનેટે નિયમિત શિક્ષણ શરૂ કર્યું. નામ, ચીજ બતાવીને તથા ક્રિયા કરીને શિખવતો. આ પછી અનેક શિક્ષકોએ એ વિષય ઉંચકી લીધો અને વિવેચક તથા પ્રતિપાદક ગ્રંથો લખાયા. કેટલાક નિશાનીથી, કેટલાક લખવાનું શિખવાને તેમજ કેટલાક તે ઉપરાંત મુંગાને હોઠ વગેરે ફફડાવી અવાજો કાઢતાં અને બાદ શબ્દો બોલતાં શિખવીને શિખવવા લાગ્યા. એક બહાદુર શિક્ષકે તો નિશાનીઓનો કોશ રચવો શરૂ કર્યો પણ તે એટલો મોટો હતો કે મરી ગયો તોએ તે પૂરો થયો નહીં! લંડનમાં ૧૭૨૦ માં એક હેન્રી બેકરે મુગાંબ્હેરાંની પ્રથમ શાળા કાઢી, અને બાદ ૧૭૬૦ માં એક બ્રેડવુડે એડીનબરોમાં કાઢી. જર્મનીમાં મોરીટઝ હીલે મુંગાઓની શિક્ષણ કળામાં એવો સિદ્ધાંત રજુ કીધો કે તેમને શિખવવા માટે તેમને નિશાનીઓ વગેરે બતાવવાની કડાકૂટમાં ન પડતાં તેમને બોલતાજ કરવા અને બોલી બોલાવીનેજ શીખવવું. ૧૮૮૦ માં બ્હેરાંમુંગાઓના યુરોપના શિક્ષકોની જે કોન્ફરન્સ મીલાન ( ઇટલીમાં ) મળી હતી તેણે એ સિદ્ધાંત સ્વીકાર્યો અને બાદ જર્મની વગેરે સ્થળે યાહોમ કરીને તેજ પદ્ધતિ વ્યવહારમાં લાવવામાં આવી. એકલી 'ઓરલ મેથડ' થી જોઇએ તેટલો લાભ થતો નથી, એમ હવે અનુભવથી સિદ્ધ થયું છે. વિદ્યાર્થીની બુદ્ધિપર તેની ફત્તેહનો ઘણો આધાર રહે છે. ઘણાનું એમ ધારવું છે કે જન્મથી બહેરાંમુંગાઓ કદાપિ બોલી શકેજ નહીં; પણ આ એક ભ્રમ છે. હજારોને બોલતાં કરાય છે. માત્ર તેમને સાંભળતા કરી શકાતા નથી–ખામી કાનમાં છે, મોંમાં નથી. ક્યાં પ્રાચીન રોમનોનું કુબાડવું અને અર્વાચીન યુરોપીયનોનું બોલાવવું ? બુદ્ધિ, પરિશ્રમ અને દયા શું ચમત્કાર નથી કરતાં !

**અમેરીકામાં બહેરાંઓની કોલેજ—પ્રીન્સીપલ બહેરી શિષ્યા સાથે પરણે છે!**

અમેરીકામાં ૧૯ મી સદીના આરંભસુધી બ્હેરાંમુંગાની બ્હેતરી માટે કાંઇ સુપ્રબંધ

નહોતો. પણ જોગાનુજોગ કૉનેક્ટી ( યુનાઇટેડ સ્ટેટ્સ )ના એક ડાકટરની બ્હેરી છોકરી અવતરી તેથી તેને બ્હેરી જીંદગીપર સ્વાવલોકનથી દયા આવી. પોતાના સ્ટેટમાં કેટલાં બ્હેરાં છે તે ગણતાં ૮૪ નીકળ્યાં. તેણે એક ડૉ. ગેલાઉડેટ તથા બ્હેરાંઓની એક સ્ત્રી શિક્ષકને તેમની શિક્ષણકલાનો અભ્યાસ કરવા ૧૮૧૫ માં યુરોપ મોકલ્યા. પાછા ફરી તેઓએ ૭ વિદ્યાર્થીઓથી કૉનેક્ટીકટમાં એક શાળા સ્થાપી. ડૉ. ગેલાઉડેટ પોતાના કામમાં હોંસથી મંડ્યા. અને બ્હેરા મુંગાઓ-માટે અંતઃકરણથી એટલું માન અને દયા હતાં-કસમમાં કમ કટકટ કરનારી ઓઆ માટે તેને એટલો તિરસ્કાર હતો-કે મીસ ફાઉલર નામની પોતાની બ્હેરીમુંગી શિષ્યાની સાથેજ તેણે લગ્ન કર્યાં ! આ લગ્ન ઘણુંજ સુખી નિવડ્યાં, અને તેમનો પુત્ર કોલંબીયાની બ્હેરાં-મુંગાઓની કૉલેજનો શિક્ષક થઇને અંતે પ્રેસીડંટ થયો હતો ! આ કૉલેજનો નિભાવ સરકાર કરે છે. ૧૮૯૩ ની સાલમાં એ કૉલેજના સેંકડો બ્હેરાંમુંગાં-હવે તો બ્હેરાં બોલતાં કહેવાં જોઇએ-ગ્રેજ્યુએટોની કૉલેજ પછીની કારકીર્દી નીચે પ્રમાણે જણાવવામાં આવી હતી:-૫૭ શિક્ષકો છે ( મુખ્ય કરીને બ્હેરાંઓનાંજ ). ૪ પાદરીનો ઝભ્ભો પહેરે છે. ૩ તો પત્રોના તંત્રીઓ છે. બીજા ૩ ઉપતંત્રીઓ છે. ૧૫ સરકારી અમલદારો હતા જેમાંના એકે તો હાઇકોર્ટમાં બેરીસ્ટર તરીકે ' પ્રેક્ટીસ ' કરવા રાજીનામું આપ્યું હતું. એક તો યુનાઇટેડ સ્ટેટ્સનો સરકારી બોટનીસ્ટ (વનસ્પતિશાસ્ત્રી) છે. આ ઉપરાંત કેટલાક ખેતીવાડી, હુન્નર, વગેરેમાં પડેલા છે. હાલમાં એ કૉલેજમાં ૧૦૦ ઉપર વિદ્યાર્થીઓ કૉલેજ વિભાગમાં છે. એ શાળામાં કંઠમુખાદિ વાચાના અંગોની રચનાનું, અવાજના ગુણોનું, બ્હેરાંઓને શિક્ષણ આપવાની ખાસ કલાનું, નિશાનીનું, તથા એવું ખાસ વિશેષ જ્ઞાન આપવામાં આવે છે. તે ઉપરાંત બીજા જેવુંજ-જેટલુંજ સામાન્ય શિક્ષણ આપવામાં આવે છે.

## બ્હેરાં સાથે રાખવામાં આવતાં સાંભળતાં !

આ ૧૦૦ અંડર-ગ્રેજ્યુએટો સાથે અર્ધો ડઝન સાંભળતા પણ સાથેજ રાખવામાં આવે છે. તેમનો ઉદ્દેશ ભવિષ્યમાં બ્હેરાંઓનાં શિક્ષક થવાનો હોય છે, અને બ્હેરાંઓ સાથે નિકટ સમાગમમાં આવવાથી તેઓને બ્હેરાંઓની હાજતો તથા ગુણદોષોનું ઘણું સચોટ જ્ઞાન થાય છે. આ બ્હેરાંઓની અહીંના જેવી કોલેજ નથી-તે તેમનું ગુરૂકુલ છે ! ત્યાંજ તેઓ ભોજન લે છે તથા રહે છે. અમેરીકનો વ્યાપારાદિ સર્વે વિષયોમાં દિગ્વિજય મેળવતા રહે છે અને હરીફાઇમાં જર્મનો તથા અંગ્રેજોને પણ હરાવી દે છે તેનું એક કારણ તેઓના શિક્ષણની સંપૂર્ણતા છે તેમને શિક્ષણ એટલું તો વ્યાવહારિક તથા ઉપયોગી થઇ પડે એવું આપવામાં આવે છે કે ભવિષ્યમાં ગમે તેવી ટક્કર તે સહેલાઇથી ઝીલી શકે.

પાશ્ચાત્યો પોતાના આ બ્હેરાંઓની પણ કેટલી સંભાળ રાખે છે તે જુવો ! તેમના હિતાર્થે ૧૮૮૬ માં ઇંગ્લંડે ખાસ બાદશાહી કમીશન નીમ્યું હતું, અને ૧૮૮૯ માં તેનો રીપોર્ટ પ્રગટ થયો હતો. એને પરિણામે બ્હેરાં બાળકોને તેમની ખાસ શાળામાં મોકલવાનું કાયદાથી ફરજ્યાત કરવામાં આવ્યું હતું. આ દેશમાં સાંભળતા માટે પણ ફરજ્યાત કરવાનો વખત નથી આવ્યો એમ નામદાર મહારાજા સયાજીરાવથી જુદા પડી તેઓ કહે છે !

( અપૂર્ણ ).

પુષ્કળ સ્થલે બ્રાહ્મણ દેવસમાન છે, એમ કહેલું છે, 'તે ક્રુદ્ધ થશે તો જગતને ભસ્મ કરી નાંખશે; ક્ષાત્ર બલ બ્રાહ્મણોનાં બલની આગળ બહુજ ફીકું છે; બ્રાહ્મણોના નમસ્કારથી આકાશમાં સૂર્ય પ્રકાશે છે,' જો કે બ્રાહ્મણોએ સમાજનું સ્વાર્થનિરપેક્ષબુદ્ધિથી કલ્યાણ કર્યું હતું, છતાં તેમની સ્તુતિ એટલી બધી વખત અને એટલી બધી અવાસ્તવ કરેલી છે કે છેવટે વાંચનારને પણ કંટાળો આવે છે. ૧ બ્રાહ્મણ અવિદ્વાન હોય તો પણ તેને માન આપવું જોઇએ, એવું પણ એક ઠેકાણે કહેલું છે ! ૨

બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોને પરસ્પર એક બીજાનું અન્ન ખાવામાં વાંધો ન્હોતો; પરંતુ શુદ્રનું અન્ન ત્રણે વર્ણને વર્જ્ય હતું. 'જે શુદ્રનું (સંધિલું) અન્ન ખાય છે તે પૃથ્વીનો મલ ખાય છે, ૩' એવું એક ઠેકાણે કહેલું છે. બ્રાહ્મણાદિ ત્રણ વર્ણોનો પોતાના વર્ણની કે પોતાનાથી હલકા વર્ણની કન્યા સાથે વિવાહ થઇ શકતો; પરંતુ પોતાનાથી ઉંચ વર્ણની કન્યા સાથે લગ્ન થઇ શકતાં ન્હોતાં. એટલે કે, બ્રાહ્મણ, ક્ષત્રિય કે વૈશ્યની કન્યાનું પાણિગ્રહણ કરી શકતો; તેમજ ક્ષત્રિય, વૈશ્ય કન્યાનું પાણિગ્રહણ કરી શકતો; પરંતુ ક્ષત્રિયનો અથવા વૈશ્યનો બ્રાહ્મણકન્યા જોડે વિવાહ થઈ શકતો નહીં. ઋચીક અને તેનો પુત્ર જમદગ્નિ પોતે બ્રાહ્મણ છતાં ક્ષત્રિય કન્યા પરણ્યા હતા. શંતનુએ અક્ષત્રિયકન્યાનું પાણિગ્રહણ કર્યું હતું; પરંતુ શુક્રકન્યા દેવયાનીએ જ્યારે યયાતિ રાજાની રાણી થવાની ઇચ્છા દર્શાવી ત્યારે તેણે કહ્યું કે, "દેવયાની, તારા બાપની વર્ણનો અને ક્ષત્રિયનો વિવાહ થવો શક્ય નથી." ૪

જુદી જુદી વર્ણનાં સ્ત્રીપુરુષોના સંબંધથી અનેક પેટાજાતિઓ નિર્માણ થઇ. ૫ અનુશાસન પર્વના ૪૮ મા અધ્યાયમાં ચાર વર્ણ અને પેટાજાતિઓનું વિસ્તારપૂર્વક વર્ણન છે. શાંતિપર્વમાં અંબષ્ઠ, સૂત, માગધ, શ્વપાક વગેરે અનેક જાતિઓનો ઉલ્લેખ છે. ૬

**ચારે વર્ણોનાં કર્તવ્યો.**

યજ્ઞાનુષ્ઠાન, વેદાધ્યયન અને દાન–એ ત્રણે કર્તવ્યો બ્રાહ્મણાદિ ત્રણે વર્ણોને સમાન હતાં ઋત્વિક્કર્મ, વેદાધ્યયન, અને દાન લેવું–એ ત્રણ બ્રાહ્મણોના વિશિષ્ટ હક્ક હતા. ક્ષત્રિયોનું વિશિષ્ટ કર્મ પ્રજાપાલન, વૈશ્યોનું કૃષિકર્મ અને વાણિજ્ય, અને શુદ્રોનું ત્રણે વર્ણની સેવા. ૭ અનુશાસન પર્વના ૧૪૧ મા અધ્યાયમાં ચારે વર્ણનાં કર્તવ્યો વિસ્તારથી આપવામાં આવેલાં છે. બ્રાહ્મણો પોતાના હક્કની બહુ સંભાળ લેતા. પ્રત્યેક ક્ષત્રિયનો કુલક્રમાગત એક પુરોહિત–ગોર–હોતો. જો તેને છોડી બીજાને ગોરપદું આપવામાં આવતું તો તે યજમાનને શાપ મળવાનો સંભવ રહેતો. ત્રિશંકુએ વસિષ્ટને છોડી વિશ્વામિત્રને પુરોહિત કરવાથી તેને શાપ દેવામાં આવ્યો હતો. વિશ્વામિત્ર રાજર્ષિ હોઈ શાપથી ચાંડાલ

---

૧. જુઓ અનુ० અધ્યાય ૨૩, ૨૪ અને ૧૬૦.

२. यथा स्मशाने दीप्तौजाः पावको न प्रदुष्यति । एवं विद्वानविद्वान्वा ब्राह्मणो दैवतं महत् ॥ वन० २००–८९.

३. शूद्राणामेथ यो भुंक्ते स भुंक्ते पृथिवी–मलम् ॥ अनु० १३५.

४. अविवाह्या हि राजानो देवयानि पितुस्तव । आदि. ८१, १८.

५. चतुर्णामेव वर्णा नामागमः पुरुषर्षभ । अतोऽन्ये त्वतिरिक्ता ये ते वै संकरजाः स्मृताः ॥ शांति० २९७. ७.

६. क्षत्रियातिरथाम्बष्ठा उग्रा वैदेहकास्तथा । श्वपाकाः पुल्कसाः स्तेना निषादाः सूतमागधाः ॥ अयोगाः करणा व्रात्याश्चण्डालाः ॥ २९७. ८–९.

७. यज्ञाध्ययनदानानि त्रयः साधारणाः स्मृताः । याजनाध्यापने विप्रे धर्मश्चैव प्रतिग्रहः ॥ वन० १५०. ३४–३५. पालनं क्षत्रियाणां वै वैश्यधर्मश्च पोषणम् । सुश्रूषा च द्विजातीनां शूद्राणां धर्म उच्यते ॥ वन० १५०. ३५–३६.

થયેલા ત્રિશંકુસાર જ્યારે યજ્ઞ કરવા લાગ્યા ત્યારે બ્રાહ્મણોએ કહ્યું કે ' પોતે ચાંડાલ અને ઉપાધ્યાય ક્ષત્રિય છે. જેનો, એવાને ત્યાં દેવ હવિર્ભાગ કેમ ગ્રહણ કરશે ? ' ૧

ઉપર કહ્યામુજબ જો કે બ્રાહ્મણોના હક્ક મોટા હતા, અને તે હક્કોનું રક્ષણ આંખમાં તેલ આંજી તેઓ કરતા હતા, છતાં કેવળ જન્મથી પ્રાપ્ત થયેલા ઉચ્ચનીચ ભાવ ભૂલી જઈ ઉચ્ચતા કે નીચતાની કલ્પના મનુષ્યનાં શીલ અને કૃતિપરથી કરવી, એવું મહાભારતમાં પણ કેટલેક સ્થલે કહેલું છે: ' જે મનુષ્યમાં સત્ય, દાન, ક્ષમા, શીલ, તપશ્ચર્યા, અને દયા દેખાય તે બ્રાહ્મણ છે. કુલ,વેદાધ્યન કિંવા વિદ્વત્તામાત્રથી દ્વિજત્વ પ્રાપ્ત થતું નથી, પણ તે ઉત્તમ આચરણથીજ પ્રાપ્ત થાય છે. ઉપર કહેલા ગુણ જો શૂદ્રમાં હોય તો તેને પણ બ્રાહ્મણ સમજવો; અને બ્રાહ્મણમાં તે ન હોય તો તે બ્રાહ્મણ નથી '[૨] વિશેષતઃ સર્પ અને યુધિષ્ઠિરના અને યક્ષ અને યુધિષ્ઠિરના સંવાદોમાં આ મુદ્દાપર જોર દેવાયલું છે. ' બ્રાહ્મણોને વગર કારણે આટલા બધા ચઢાવી દેવામાં આવ્યા છે, પ્રજાપાલન એ ક્ષત્રિયોનો ધર્મ છે, ક્ષત્રિયોપર બ્રાહ્મણો અવલંબિત છે—તેમનાથી તેઓ પોષાય છે—તેથી ક્ષત્રિયજ શ્રેષ્ઠ, બ્રાહ્મણ શ્રેષ્ઠ કેમ થાય ? ' એવું સહસ્રાર્જુન કાર્તવીર્યને અનુશાસન પર્વમાં પૂછે છે. ૩

દારૂ, માંસ, ચામડાં અને લોખંડ વેચનાર, ઘાંચી ( તેલી ), શસ્ત્રક્રિયા કરનાર ( Surgeons ) મૃગયા રમનાર અને ચાંડાલ, સમાજમાં અત્યંત નીચ મનાતા.[૪] માણસ ગમે તેટલું નીચ જાતિનું હોય તોપણ તેણે પોતાનાં કર્મ કરવાં જોઇએ; જો તે છોડી દે તો તેને પાપ લાગે—એમ ધર્મવ્યાધે પ્રતિપાદન કર્યું છે. ૫

અવતાર.

સાધુ પુરુષોનો છલ થઇ લોક દુર્વૃત્ત થાય ત્યારે સાધુઓનાં રક્ષણ સારૂ અને દુષ્ટોનાં શાસન સારૂ પરમેશ્વર અવતાર લે છે, એવી માન્યતા ભારતરામાયણના કાલમાં હતી;[૬] અને તેજ આજે પણ અનેક ધાર્મિક અને ભાવિક લોકોની છે. ભીષ્મપર્વના ૬૫ અને ૬૬ મા અધ્યાયમાં આ કલ્પનાપર વિશેષ જોર દેવામાં આવ્યું છે. રામ વિષ્ણુનો

૧. क्षत्रियो याजको यस्य चण्डालस्य विशेषतः । कथं सदसि भोक्तारो हविस्तस्य सुरर्षयः । बाल० ५९. १३–१४.

२. सत्यं दानं क्षमा शीलमानृशंस्यं तपो घृणा ॥ दृश्यन्ते यत्र नागेन्द्र स ब्राह्मण इति स्मृतः ॥ वन० १८०, २१; शृणु यक्ष कुलं तात न स्वाध्यायो न च श्रुतम् । कारणं हि द्विजत्वे च वृत्तमेव न संशयः ॥ वन० ३१३. १०८; शूद्रे चैतद्भवेल्लक्ष्यं क्षत्रिये तच्च विद्यते । न वै शूद्रो भवेच्छूद्रो ब्राह्मणो न च ब्राह्मणः ॥ शांति० १८९. ८.

३. ब्राह्मणाः संश्रिताः क्षत्रं न क्षत्रं ब्राह्मणाश्रितम् । श्रिता ब्रह्मोपधा विप्रा खादन्ति क्षत्रियान् भुवि ॥ क्षत्रियेष्वाश्रितो धर्मः प्रजानां परिपालनम् । क्षत्राद्वृत्तिर्ब्राह्मणानां तैः कथं ब्राह्मणो वरः ॥ अनु० १५२. १७–१८.

४. अनुशा० १२५. ९ इत्यादि; शांति० २९५–५ इत्यादि.

५. कुलोचितमिदं कर्म पितृपैतामहं परम् । वर्तमानस्य मे धर्मे स्वे मन्युं मा कृथा द्विज ॥ वन० २०७. २०; स्वकर्म त्यजतो ब्रह्मन्नधर्म इह दृश्यते । वन० २०८. १८.

६. यदा धर्मो ग्लाति वंशे सुराणां तदा कृष्णो जायते मानुषेषु । अनुशा० १५९–१२; नष्टधर्मव्यवस्थानां काले काले प्रजाकरः । उत्पद्यते दस्युवधे शरणागतवत्सलः ॥ उत्तरकाण्ड ८. २७.

અવતાર છે, એવું પ્રતિપાદન અનેક ઠેકાણે કરવામાં આવ્યું છે.[૧] કૃષ્ણ વિષ્ણુનો અવતાર છે, એવું પ્રતિપાદન કરી તેની અતિ ઉદાત્ત સ્તુતિ આખાં મહાભારતમાં ઠેકઠેકાણે કરેલી છે. આદિપર્વના ૧૯૭ મા અધ્યાયમાં કૃષ્ણ, વિષ્ણુના કૃષ્ણ-કેશથી ઉત્પન્ન થયા, એવું વર્ણન છે. અનુશાસન પર્વના ૧૪૭ મા અધ્યાયમાં કૃષ્ણ અને પરબ્રહ્મનું તાદાત્મ્ય રિતે પ્રતિપાદિત કર્યું છે. શાંતિપર્વમાં ( અ૦ ૩૪૦, ૭૭ થી આગળ ) વિષ્ણુના વરાહાવતારથી કૃષ્ણાવતારપર્યંતનું ભવિષ્યકથન કરેલું છે.[૨] આ અવતારકથનમાં બુદ્ધનું નામ નથી. આજકાલ મનાતા વિષ્ણુના દશ અવતારમાં હંસનું નામ નથી. બુદ્ધને ચોર અને નાસ્તિકનાં વિશેષણો રામાયણમાં આપવામાં આવ્યાં છે.[૩]

## ૧ ( બ ) તત્વજ્ઞાન.

ધર્મ અને તત્વજ્ઞાન હિંદુસ્થાનમાં કદીપણ જુદા પડયા નથી. વિચારસ્વાતંત્ર્યના માર્ગમાં સ્પેનમાંના ઇન્કિવઝિશન પ્રમાણે કોઇ પણ પ્રકારની બ્હીક ન્હોતી. બે ત્રણેક સનાતન સિદ્ધાંતોને માન્ય રાખે અને પછી તેની બીજી માન્યતાઓ ગમે તેવી હોય છતાં તેને આસ્તિક માનવામાં આવતો. સનાતન ધર્મ પ્રમાણે જો કે એકાદેક મનુષ્યની કે સમૂહની માન્યતા ન હોય તોપણ તે મનુષ્ય કે સમૂહને પોતાનો છલ થવાની બીલકુલ બ્હીક રહેતી ન્હોતી. વેદોનું પ્રામાણ્ય, ચાતુર્વર્ણ્યનું અનાદિત્વ અને પુનર્જન્મ, એ ત્રણ બાબતો પ્રત્યેક આસ્તિક તત્વજ્ઞાનીને કબૂલ રાખવીજ પડતી. તેમ ન કરેતો તેને નાસ્તિક અને પતિત સમજવામાં આવતો. જો કે બુધ્ધભગવાને વેદ અને ચાતુર્વર્ણ્યને દૂર કર્યાં, છતાં પુનર્જન્મની મોહક કલ્પનામાંથી તો તે પણ છૂટી શકયા નહોતા!

ભારતરામાયણની રચના થવા પૂર્વે તત્વજ્ઞાનવિષયક વિચારમાં બહુજ મોટી ક્રાન્તિ થઇ હતી. વેદ અને બ્રાહ્મણગ્રંથોમાં યજ્ઞયાગનું બહુ પ્રાધાન્ય છે, એમ આપણે ઉપર જોઈ ગયા; પરંતુ મનુષ્યનાં મનને જેથી ચટપટી લાગી રહે છે એવા પ્રકારનાં સંસારમાંનાં ગૂઢ તત્વો યજ્ઞયાગમાંના કવાયત સરખાં કર્મોથી થોડાંજ વિશદ થનાર છે? આથી વેદબ્રાહ્મણકાળથીજ વિચારશીલ લોકો સૃષ્ટિચમત્કાર અને માનવી અંતઃક-

---

૧ स हि देवै रुदीर्णस्य रावणस्य वधार्थिभिः । आर्थितो मानुषे लोके जज्ञे विष्णुः सनातनः ॥ अयोध्या० १. ७.

२ हंसः कूर्मश्च मत्स्यश्च प्रादुर्भावाद्द्विजोत्तम ॥ वराहो नारसिंहश्च वामनो राम एवच ॥ रामो दाशरथिश्चैव सात्वतः कल्किरेव च ॥ शांति० ३४०. १०३-१०४.

३ यथा हि चोरः स तथा हि बुद्धस्तथागतं नास्तिकमत्र विद्धि । तस्माद्धि यः शक्यतमः प्रजानां स नास्तिके नाभिमुखो बुधः स्यात् ॥ अयो० १०९-३४.

બીજા અનેક શ્લોકોની પ્રક્ષિપ્તતાનો આ લેખમાં વિચાર કરવામાં આવેલો નથી—તેનો સાર પણ, આપવા યોગ્ય હોય તો, આપવામાં આવ્યો છે, કારણ કે અત્રે તો એ બેઉ મહાન ગ્રંથો હાલ જે સ્થિતિમાં મળી આવે છે તેવાજ માનવામાં આવ્યા છે; પણ આ શ્લોક સંબંધે તેમ ચલાવી લેવાય તેમ નથી. કારણ કે ( ૧ ) ઇશ્વરાવતારમાં શ્રદ્ધા રાખનારા, ઇશ્વરને નહીં માનનાર તરીકે ગણાતા મહાત્મા બુદ્ધ, કે જેને પણ એક અવતાર તરીકે માનવામાં આવે છે, તેના સંબંધનું આ લખાણ છે; ( ૨ ) આથી વાલ્મિકી-રામાયણ બુદ્ધના સમય પછી રચાયું ગણાય; ( ૩ ) ઉક્ત શ્લોકનો આજુબાજુ કશો સંબંધ મળતો નથી; ( ૪ ) મુંબઇ અને તેને આધારે છપાયેલાં રામાયણો શિવાય કોઇ પણ પ્રાચીન આવૃત્તિના રામાયણમાં—ગૌડાવૃત્તિ કે ઇટાલીયન સુપ્રસિદ્ધ ગોરેશિયોના છપાયલામાં—ઉક્ત શ્લોક મળતો નથી; ( ૫ ) બુદ્ધના કોઇ વિરોધીએ તે ઘુસાડી દીધો લાગે છે; ( ૬ ) બુદ્ધના દશરથ જાતક નામના ગ્રંથમાં સ્પષ્ટ લખ્યું છે કે બુદ્ધદેવ અગાઉ રામના રૂપમાં થઈ ગયા છે.

—અનુવાદક.

રહસ્યસંબંધી ગહન વિચાર કરવા લાગ્યા હતા. આવી રીતે સેંકડો વર્ષ વિચાર ચલાવ્યા પછી દિવ્ય પ્રતિભા-સંપન્ન ઋષિઓને જે જ્ઞાન પ્રાપ્ત થયું, તે ઉપનિષદાદિ ગ્રંથોમાં તેમણે ગૂંથ્યું. પુષ્કળ ઉપનિષદોમાં યજ્ઞયાગ સંબંધી વિશેષ આદર દર્શાવવામાં આવેલો નથી. "યજ્ઞયાગ એ ફુટેલી હોડીઓ છે; યજ્ઞયાગપરજ જેમનો આધાર છે તેમને જન્મમરણના ફેરામાં પડવું પડે છે;[1]"—"નિઃશ્રેયસ્ પ્રાપ્ત થવાને જ્ઞાનજ કારણ છે, એવું કહેલું છે. મહાભારતમાં સુધ્ધાં આજ ઔપનિષદ સિદ્ધાંતપર ભાર દેવામાં આવ્યો છે. તથાપિ આપણે કોણ, ક્યાંથી આવ્યા, ક્યાં જઈશું, દુઃખ અને સુખ શાથી પ્રાપ્ત થશે,—વગેરે જે ગહન પ્રશ્નો છે તેના ઉત્તર દેવાનો પ્રયત્ન કરનારાં અનેક દર્શનો મહાભારતમાં જણાય છે. આથી તે સમયે તત્વજ્ઞાન વિષયક ચર્ચાથી જનસમાજમાં મોટો ખળભળાટ મચી રહ્યો હતો, એવું અનુમાન બાંધવામાં હરકત નથી.

વેદાંત તત્વજ્ઞાન તે વખતે સર્વમાં પ્રધાન હતું; તેનું દિગ્દર્શન ઉપર કર્યુંજ છે. તે કરતાં વધુ દિગ્દર્શન આ નાનકડા નિબંધમાં કરાવવું શક્ય નથી. વેદાન્તથી બીજે નંબરે સાંખ્યદર્શનનો ઉલ્લેખ અનેક ઠેકાણે આવે છે.

અત્રે એટલું માત્ર લક્ષમાં રાખવું જોઇએ કે સાંખ્ય સિદ્ધાન્તનું પ્રતિપાદન જ્યાં જ્યાં મહાભારતમાં મળી આવે છે, ત્યાં ત્યાં સાંખ્યકારિકા વગેરે તે શાસ્ત્રોપરના પ્રમાણભૂત ગ્રંથોમાં જેવો નિર્ભેળ સાંખ્યસિદ્ધાન્ત જણાય છે તેવો મહાભારતમાં જણાતો નથી. સાંખ્ય અને વેદાંત એ બેઉનું મિશ્રણ પુષ્કળ સ્થલ મળી આવે છે. મહાભારતમાંનો સાંખ્ય સિદ્ધાંત ઇશ્વરનું અસ્તિત્વ માને છે; પરંતુ ખરા નિર્ભેળ સાંખ્ય સિધ્ધાંતમાં ઈશ્વરનું અસ્તિત્વ સિધ્ધ કરી શકાતું નથી, એવું સ્થાપિત કરેલું દિસે છે. કદાચ સાંખ્યદર્શન વેદાન્ત સિધ્ધાંત જેટલું પ્રાચીન નહીં હોય, તો પણ તે પ્રાચીન દર્શનોમાંનું એક તો નિર્વિવાદ છે. શ્વેતાશ્વતર વગેરે ઉપનિષદોમાં સાંખ્યદર્શનનો અનુવાદ મળી આવે છે. સાંખ્યતત્વજ્ઞાનના આદ્ય પ્રવર્તક જે કપિલમુનિ, તેમણે તે આસુરિ નામના પોતાના એક શિષ્યને શીખવ્યું; અને આસુરિએ પંચશિખને શીખવ્યું, એવું શાંતિપર્વમાં ( અધ્યાય ૨૧૮. ૯–૧૫ ) કહ્યું છે.[2]

સાંખ્યસિદ્ધાંત આવો છેઃ—પ્રકૃતિ કિંવા પ્રધાન અને પુરુષ એવાં બે મૂલતત્વો છે. પ્રકૃતિ સ્વતઃ અચેતન છે; પુરુષ સચેતન હોઇ પ્રેક્ષકવત્ છે. આ બે તત્વોનાં સંપર્કથી સર્વ પ્રપંચ એક વિશિષ્ટ પ્રકારીને નિર્માણ થાય છે. સત્વ, રજસ્ અને તમસ્ આ ત્રણ ગુણોની સામ્યાવસ્થા એટલેજ પ્રકૃતિ કિંવા પ્રધાન. આ સામ્યાવસ્થાનો ભંગ થતાં સૃષ્ટિ ઉત્પન્ન થાય છે. પ્રકૃતિથી મહત્, તેથી અહંકાર, તેથી અત્યંત સૂક્ષ્મ પંચ તન્માત્ર, અને તેથી પંચમહાભૂતો, આવો ક્રમ છે. આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક, એવાં ત્રણ પ્રકારનાં દુઃખથી મુક્ત થઈ પુરુષને કૈવલ્ય પ્રાપ્ત થવાને સત્વ ઇત્યાદિ ત્રણ ગુણ અને પુરુષનું યથાર્થ જ્ઞાન, એજ એકમાત્ર કારણ છે. સાંખ્યદર્શનનો આજે સાર અમે આપ્યો છે તે સાર શાંતિપર્વનો ( અધ્યાય ૨૧૦, ૩૦૭, ૩૧૧ ) આધાર લીધો છે. કોઇક ઠેકાણે સાંખ્યે માનેલાં પચીશ તત્વોશિવાય છવ્વીશમું તત્વ તેમના સિદ્ધાન્તના તરીકે આપ્યું છે. આ છવ્વીસમું તત્વ પરમેશ્વર છે. શાંતિપર્વમાં ( ૩૦૧–૭૭ ) સાંખ્યતત્વજ્ઞાનથી પરમાત્માનું તાદાત્મ્ય પ્રાપ્ત થાય છે, એવું કહેલું છે; પરંતુ કપિલમુનિએ પ્રતિપાદેલા દર્શનમાં વિશ્વના નિયામક તરીકે ઇશ્વરને બીલકુલ માનવામાં આવ્યો નથી.

સાંખ્ય પ્રમાણેજ યોગદર્શન પણ બહુ પ્રાચીન છે. ઉપનિષદોમાં કોઇક સ્થલે યોગનો ઉલ્લેખ છે. મહાભારતમાં યોગના યમનિયમાદિ અષ્ટાંગોનો નિર્દેશ છે.[3] યોગમાર્ગનું એકત્વ બહુજ વર્ણવેલું

---

૧. प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषु कर्म । एतच्छ्रेयो येऽभिनन्दन्ति मूढा जरामृत्युं ते पुनरेवापि यन्ति ॥ मुंडकोप० १. १–७.

૨. એજ સાંખ્યકારિકામાં પણ કહેલું છેઃ एतत्पवित्रमग्र्यं मुनिरासुरयेऽनुकम्पया प्रददौ । आसुरिरपि पंचशिखाय तेन च बहुधा कृतं तन्त्रम् ॥ ७०.

૩. वेदेषु चाष्टगुणितं योगं प्राहुर्मनीषिणः । शांति० ३१७. ७.

છે; પરંતુ તે બહુજ દુર્ગમ છે, એવું પણ ત્યાંજ કહી દીધું છે.[૧] યોગીઓને પ્રાપ્ત થનારી અણિમા આદિ સિદ્ધિઓનું વર્ણન શાંતિપર્વમાં (અધ્યાય ૩૦૧) કરેલું છે.

ભગવાન્ નારાયણનાં મુખમાંથી પંચરાત્ર સિદ્ધાંત સાંભળી નારદે પૃથ્વીપર તે પ્રચલિત કર્યો.[૨] ભગવાન્ વાસુદેવના વાસુદેવ, સંકર્ષણ, પ્રદ્યુમ્ન અને અનિરુદ્ધ—એ ચાર વ્યૂહ તે અનુક્રમે પરમાત્મા, જીવાત્મા, મનઃઅને અહંકાર છે, એવું શાંતિપર્વમાં કહેલું છે ( અધ્યાય ૩૪૦–૪૦–૪૧ ).

તર્કશાસ્ત્ર પણ બહુ પરિણત સ્થિતિએ પહોંચ્યું હતું. પઞ્ચાવયવયુક્ત વાક્યનો ઉલ્લેખ સભાપર્વમાં ( અ. ૧૫-૫ ) કરેલો છે. તાર્કિકોની વિચારસરણીનાં ચંત્રમાં સપડાઇ બહુજનસમાજને માન્ય એવી પુષ્કળ બાબતોનો ભૂકો થયો હતો. તે એટલે સુધી કે કેટલાક તાર્કિકો તો પ્રત્યક્ષ ઈશ્વરનું અસ્તિત્વ સુદ્ધાં કબૂલ કરતા નહોતા ! આથી તાર્કિકોવિરુદ્ધ લોકમતનો પ્રવાહ વહેવા લાગ્યો. સિવાય તાર્કિકોમાં પણ અનેક બાબતો સંબંધી એકમત નહોતો. આથી મહાભારતના સમયમાં તર્કની નિંદા થવા લાગી. તર્કથી કંઈ પણ નિશ્ચિત કરી શકતું નથી. આજ એક તાર્કિકે નિશ્ચિત કર્યું તે કાલે બીજો તોડી નાંખે, એવું થતું–તેથી પુષ્કળ તત્વજ્ઞાનીઓએ એમ ઠરાવ્યું કે તર્કપર વિશેષ આધાર રાખવો નહીં. પરંતુ તર્કને બીલકુલજ ઉડાવી દેવામાં આવતો નહોતો. જે વસ્તુઓ અચિંત્ય છે તે તર્કની કસોટીએ ચઢાવવી નહીં. [૩] શ્રુતિમાં કહેલા સિદ્ધાંતોવિરૂદ્ધ જો તર્ક જાય તો તેને ત્યાજ્ય સમજવો અને શ્રુતિને જે તર્ક સંમત હોય તે સાદર ગ્રહણ કરવો, એવી મર્યાદા કરી. આથી એવું અનુમાન કાઢવાને હરકત નથી કે સપ્રમાણ અને શ્રદ્ધાયુક્ત તર્કવિરુદ્ધ વ્યાસનો કંઇજ વાંધો નહોતો.

ઉપર કહ્યામુજબ અહિંસાની સ્તુતિપરથી ભવિષ્યમાં થનાર બુદ્ધથી મહાભારતકાર જાણીતા હતા, એવું માની શકાતું નથી. સમગ્ર મહાભારતમાં બુદ્ધનું નામ નથી અને રામાયણમાં પણ જે એકજ શ્લોક મળી આવે છે તે પ્રક્ષિપ્ત હોવાનો પૂર્ણ સંભવ છે, એમ આપણે જોઈ ગયા. બુદ્ધની પૂર્વે તેના જેવાજ વિચારો પુષ્કળ લોકોને સૂઝયા હશે. તે એકાદેક ધૂમકેતુ પ્રમાણે એકાએક ઉદય પામ્યો, એવું માની શકાતું નથી. જે વિચારોએ પુષ્કળ લોકોનાં મનમાં ગરબડ મચાવી મેલી હતી તે વિચારોને મુંધનું મુખ, દ્વાર થઇ પડ્યું એટલુંજ. ઉપનિષદ્‌માં પણ વેદ અને યજ્ઞ વિષે થોડોક અનાદર બતાવેલો છે. [૪] ઋગ્વેદ વગેરે ગ્રંથોને 'અપરા વિદ્યા' ઉપનિષદ્‌માં કહેલી છે; તથાપિ મહાભારત વાંચતાં એમ ઠરાવી શકાય છે કે સનાતન ધર્મ અને તેના આધારસ્તંભ જે બ્રાહ્મણ તેમનાપર કોઇક પણ સ્થળેથી સખ્ત હુમલો થયો હોવો જોઇએ; નહીંતો પુનઃ પુનઃ ધર્મ એટલે શું. અને બ્રાહ્મણોનું એકત્વ કેટલું છે, એ વિષયો વિસ્તારથી પિષ્ટપેષણ કરી વર્ણવવામાં આવ્યા ન હોત.

આદિપર્વમાં ( ૩. ૧૨૭ ) નગ્ન ક્ષપણકનો ઉલ્લેખ છે. અયોધ્યાકાણ્ડમાં એક ઠેકાણે કોઇ પણ દેશનો નાસ્તિક ઉચ્ચારે નહીં તેવાં વાક્યો છે. જેવાં કે કોણ કોનું બાંધુ છે; મનુષ્ય એકલો જન્મે છે અને એકલોજ મરે છે; તેની સાથે કોઇ આવતું નથી; શ્રાદ્ધ વગેરે કરવાં એ અન્નનો અપવ્યય માત્ર છે; આ લોકમાં એકના ખાવાથી જો બીજાને પરલોકમાં મળતું હોય તો પ્રવાસે ગયેલા માણસને,

---

૧. दुर्गस्त्वेष महापन्था ब्राह्मणानां विपश्चिताम् । यः कश्चिद् व्रजति ह्यस्मिन् क्षेमेण भरतर्षभ ॥ शांति० ३०१. ५०.

२. सांख्ययोगकृतं तेन पंचरात्रानुशाब्दितम् । नारायणमुखोद्गीतं नारदोऽश्रावयत्पुनः ॥ शांति० ३४०. ११२.

३. अचिन्त्याः खलु ये भावा न तांस्तर्केण योजयेत् । भीष्म० ५. १२.

४. प्लवा ह्येते अदृढा यज्ञरूपा अष्टादशोक्तमवरं येषुकर्म । मुंडक खं० २–७.

ઘરનાં માણસોએ શ્રાદ્ધ કરતાં, પેટપૂર અન્ન મળવું જોઇએ. ખરેખર, પરલોક જેવું કંઇ છેજ નહીં; જે પ્રત્યક્ષ આંખોથી દેખાય તેટલું ગ્રાહ્ય સમજવું જોઇએ.'[1] સંકટને લીધે સારા માણસને પણ પુણ્ય અને પાપનો મોહ પડતો. 'પુણ્યવાનને પણ સંકટો નડે છે અને પાપી પણ આમરણ સુખમાં રહે છે—આથી ધર્મ કે અધર્મ જેવું કંઇ છેજ નહીં,' એવું લક્ષ્મણે નિરાશાથી કહેલું છે.[2]

## ૨. કૌટુંબિક સ્થિતિ.

**સ્ત્રી વર્ગ સંબંધી મત.** બીજી અનેક બાબતો પ્રમાણે આ બાબતમાં પણ પરસ્પર વિરૂદ્ધ અનેક પુરાવા છે. પ્રથમતઃ સ્ત્રીઓની જેમાં નિંદા કે અનાદર કરેલો છે એવાં કેટલાંક છુટાં છવાયાં વાક્યો લઇએ: 'સ્ત્રીઓનો એવો સ્વભાવજ જણાઇ આવે છે કે તેઓ ચંચળ, ધર્મહીન, તીક્ષ્ણ અને કલહાગ્નિ સળગાવનાર હોય છે.'[3] 'સ્ત્રીઓ અનૃતવાદી છે, એવું સૂત્રકારે ઠરાવ્યું છે.'[4] 'તેઓ સ્વભાવતઃ નિર્મર્યાદ હોઇ, વડિલ માણસો, નોકર-ચાકર, વગેરેની બ્હીકથી, તેમજ તેમને બગાડનારૂં ન હોતાંજ, મર્યાદામાં રહે છે—લાખો સ્ત્રીઓમાં એકાદીજ પતિવ્રતા હોય છે.'[5] અનુશાસન પર્વના ૩૮ મા અધ્યાયમાં સ્ત્રીઓની ખુબજ નિંદા કરેલી છે, અને તે નિંદા એક સ્ત્રી પાસેજ કરાવેલી હોવાથી તેનું તૈક્ષ્ણ્ય પણ અતિશય છે. 'સ્ત્રીઓ કરતાં વધારે પાપી કોઇજ નથી; છુરીની ધાર, વિષ, સર્પ, અને અગ્નિ, એ સર્વે, સ્ત્રીઓમાં સાથે રહેલાં છે.'[6] 'બાલપણમાં પિતા, જુવાનીમાં ભર્તા, અને બુઢાપામાં પુત્ર રક્ષણ કરે છે; તેથી સ્ત્રીઓને સ્વાતંત્ર્ય નથી, એવો પ્રજાપતિનો મત છે.'[7] કેટલેક ઠેકાણે તો સ્ત્રીઓપર એટલા મલીન અને અસભ્ય આક્ષેપો કરેલા છે કે તે અત્રે લખવા શિષ્ટાચારથી વિરુદ્ધ મનાય!

હવે સ્ત્રીઓની જેમાં સ્તુતિ કરવામાં આવી છે, એવાં કેટલાંક વાક્યો લઇએ: 'જ્યારે જ્યારે સ્ત્રીઓ આડે માર્ગે દોરાય છે ત્યારેત્યારે ખરેખર પુરૂષોજ અપરાધી હોય છે.'[8] 'જે ઠેકાણે એમને માન મળે છે તે ઠેકાણે દેવતા આનંદ પામે છે, માટે સ્ત્રીઓનું માન રાખવું અને તેમને સંતુષ્ટ

---

૧. अयोध्याकाण्ड १०८. ३. इत्यादि

२. शुभे वर्त्मनि तिष्ठन्तं त्वामार्य विजितेन्द्रियम् । अनर्थेभ्यो न शक्नोति त्रातुं धर्मो निरर्थकः ॥ भूतानां स्थावराणां च जंगमानां च दर्शनम् । यथास्ति न तथा धर्मस्तेन नास्तीति मे मतिः ॥ युद्धकाण्ड ८३. १४. १५.

३. स्वभावस्त्वेष नारीणां त्रिषु लोकेषु दृश्यते । विमुक्तधर्माश्चपलास्तीक्ष्णा भेदकराः स्त्रियः ॥ अरण्यकाण्ड ४५. २९–३०.

४. अनृताः स्त्रिय इत्येव सूत्रकारो व्यवस्यति । अनु० १९. ६.

५. अनर्थित्वान्मनुष्याणां भयात् परिजनस्य च । मर्यादायाममर्यादाः स्त्रियस्तिष्ठन्ति भर्तृषु ॥ अनु० ३८. १६. तथा शतसहस्रेषु यदि काचित्पतिव्रता । अनु० १९

६. न स्त्रीभ्यः किंचिदन्यद्वै पापीयस्तरमस्ति च ॥ अनु० ३८. १२; क्षुरधारा विषं सर्पो वन्हिरित्येकतः स्त्रियः ॥ अनु० ३८. २९.

७. पिता रक्षति कौमारे भर्ता रक्षति यौवने । पुत्राश्च स्थाविरे भावे नास्ति स्त्रीणां स्वतंत्रता॥ अनु० २०. २१; प्रजापतिमतं ह्येतन्न स्त्री स्वातन्त्र्यमर्हति । अनु० २०. १४.

८. एवं स्त्री नापराध्नोति नर एवापराध्यति । शांति० २६७. ३८.

# ડૉ. સેમ્યુઅલ જૉન્સનનું (હાસ્યરસિક) જીવનચરિત્ર.

(ગતાંકથી સમાપ્ત).

## ભદ્રંભદ્ર અને અંબાશંકરનો મેળાપ !–જેમ્સ બોઝવેલની આડકથા.

મહાપુરૂષોની આ ગપ્પા કલબમાં એક જણનું નામ લેવું રહી જાય છે, કહો કે છેલ્લે છેલ્લો પણ લેવા વિના, ટીપ અધુરી રહી જાય છે. તે બીજો કોઇ નહીં પણ આ ચરિત્રના પ્રારંભમાં કહેલો પ્રખ્યાત જેમ્સ બોઝવેલ હતો. બોઝવેલ બેરીસ્ટરનો એડીનબરોમાં ધંધો કરતો. જોન્સનની ઓળખાણ થતાં સાથે લાગલોજ તે એની સાથે જાણે “પ્યારમાં” પડયો. તરતજ તે એનો ઇષ્ટ દેવ થઇ પડયો. પ્રસંગે પ્રસંગે ખાસ તેને મળવા અને પૂછવા બોઝવેલ સ્કોટલેંડથી લંડન આવતો. (યાદ રાખવું કે તે વખતે રેલ્વે ટ્રેનો નહોતી) અને જોન્સન ગોળનું માટલું હોય તેમ તેની આગળ પાછળ માખી પેઠેજ બમણતો. જોન્સન બહુએ એ માખીને ઉરાડવા કરતો પણ માખી તો ઉડતીજ નહીં. બોઝવેલ કાંઇક વિદ્વાન હતો ખરો, ધનાઢ્ય પણ હતો, અને એની જોન્સન પર અનન્ય ભક્તિ હતી. પરંતુ અહીં પ્રશંસાનો અંત આવે છે. તે કેવલ મિથ્યાભિમાની, ગર્વિષ્ટ, ભુંડ, ખુશામતીઓ, ઘુસણીઓ અને વાતુડીયો હતો. મિત્ર ભાવે નહીં તો સેવક ભાવે પણ ગમે તેમ કરી, જોન્સન વાળી આ કલબમાં તે દાખલ થઇ ગયો. જોન્સનને વા કેમ છુટે છે તેની પણ તે ખબર કાઢતો અને, ભલું થાય એનું !–નોંધી લેતો. જોન્સનની પ્રત્યેક વિચિત્રતા, પ્રત્યેક નિર્જીવ ટેવ તથા કુટેવની સીધી તથા આડકત્રી રીતે તે ભાળ કાઢતો, તેનાં વચનમાત્ર તે દેવવાણી હોય તેમ એકદત્તચિત્ત શ્રવણ કરતો અને આ સઘળું ખાસ નોંધ બુકમાં લખી લેતો અને તે પુરતું ન હોય તેમ જોન્સનને પ્રત્યેક વિષય પર પ્રશ્ન પૂછીને સમાધાન કરતો. પ્રશ્ન પૂછવામાં આવે તેનો જવાબ આપવાની જોન્સન કાકાને ચીઢ હતી. પરંતુ કજોબજો તેનો જવાબ આ ગળેજ પડેલા, ભત્રિજાને આપવા વિના છુટકોજ ન થતો. “માન ન માન મેં તેરા મ્હેમાન.” જોન્સન તેને ગમે તેમ બ્હોણાવતો, પણ બોઝવેલ તે સાંભળતાં શરમાતો, કંટાળતો કે ચીઢવાતો નહીં. એ તો દેવાર્ચિત પુષ્પ હતાં. બહુ તો જરા ગુસ્સે થઇને થોડાજ કલાકમાં પૂંછડી જેવીને તેવી વાંકીજ કરી નાંખતો. દયાલુ જોન્સનને બોઝવેલની મૂર્ખતા છતાં, તેના પ્રતિ તિરસ્કાર છતાં, તેના પર સ્વાભાવિક રીતે પ્રેમ પણ હતો. આથી તે તેના સાથે પ્રશ્નોત્તર કરતો. એ સઘળા સંવાદ પાછળથી ટપકાવાય છે તેની તેને ખબર નહોતી. બોઝવેલ પણ તેને તરેહવાર સવાલ પૂછતો. એકવાર તો પોતાની હમેશની હૃદયની સરલતાથી એમજ પૂછ્યું હતું કે “સાહેબ, જો તમને કારાગ્રહમાં પૂરવામાં આવે અને તમારો સાથે બાળક હોય તો તમે શું કરો ?” આ તથા બીજા પ્રશ્નોના જવાબો વગેરેથી ભરેલી નોંધ પોથીઓ પરથી જૉન્સનનું બોઝવેલે જીવનચરિત્ર લખ્યું હતું. જોન્સન જેને સૌથી ધિક્કારતો તેને તે પોતાની પ્રખ્યાતિના સૌથી મોટા હીસ્સા માટે આભારી છે. એ પણ મનુષ્યની ન્યાય બુધ્ધિપર એક કટાક્ષજ છે.

## એક પરણેલી બાઇ સાથે જોન્સનને પડેલી પીછાન !

ઉપરોક્ત ક્લબની સ્થાપના પછી થોડે વખતે બોઝવેલ કરતાં પણ વધારે ઉપયોગી સંબંધ તેને મી. અને મીસીસ થ્રેલ સાથે બંધાયો. મી. થ્રેલ દારૂ ગાળવાની ભઠ્ઠીનો માલિક હતો અને આ ધંધામાં અઢળક ધન પ્રાપ્ત કીધું હતું. એ માણસ સમજદાર, નીતિમાન અને ઉદાર હતો. તેની પત્ની જે અનેક યૌવન સંપન્ન નારીઓ ચંચલ, વિલાસી, સ્વરૂપવતી, આગ્રહી, માનિની અને મિથ્યાભિમાની હોય છે, અને જેઓ સત્ય હોય કે નહીં પરંતુ રોચક તથ મોહકજ બોલ બોલે છે તેમાંની એક હતી. એ દંપતી સાથે ૧૭૬૫ માં જોન્સનને પ્રથમ પરિચય થયો અને જોતજોતામાં તેઓ સાથે ગાઢ મિત્રાચારી બંધાઈ ગઇ. જોન્સનની જી ભકદાર, ચમકદાર વાર્તાલાપથી, તેઓ ચકિત અને પ્રસન્ન થઇ ગયાં. જોન્સન જેવો પ્રખ્યાત પુરૂ લંડનમાં ભલભલાને ત્યાં ન જતાં પોતાને ઘેર આવે તે તેઓ એક માન સમજવા લાગ્યાં. સાઉથ વાર્કનાં દારૂનાં કારખાનાંને લગતાં મકાનમાં તેને રહેવા માટે ખાસ ઓરડા અને તેઓના એક સુંદર બંગલામાંથી તેથી પણ સારી જગા જોન્સનને રહેવા માટે અલાહેદી કાઢી આપવામાં આવી. આ બે સ્થળે થ્રેલ્સો જોડે જોન્સન વર્ષના વધારે મોટા ભાગ દરમીયાન આનંદથી અને મગ્ન રીતે કાલ નિર્ગમન કરતો. દારિદ્રયમાં ઉછરેલા એવાને તો આથી વિશેષ વૈભવ અકલ્પ્ય હતો. પરંતુ આ સુખ નિવાસમાં તેનો મુખ્ય આનંદ તો પોતે પોતાની "રેસેલાસ" ની નવલ કથામાં જેને "endearing elegance of female friendship" ( સ્ત્રીની મૈત્રીની હેત પમાડતી મોહકતા ) કહે છે તેજ હતું. મીસીસ થ્રેલ તેની બડી ભક્તાણી થઇ પડી હતી. તે આ ભાવુકના અતિથિની એક પગે સુશ્રુષા તથા સેવા કરતી. ફરેશતાના જેવી મિઠાશથી તે, બળીયા-કાકાના ડપકાનું ઝેર હાસ્યવદન કરીને ઉતારી નાંખતી. શરીર અને મનના એ રોગીને પ્રસન્ન કરવા મનથી પ્રાપ્ય, અને સ્ત્રી યુક્તિથી સાધ્ય માત્ર સગવડ તથા સુખ જોન્સન માટે કરી આપવામાં તે કદી કચાસ કે કંજુસાઇ કરતી નહીં. થ્રેલ્સો સાથે તે મુસાફરીએ પણ તે સાથે જતો.

### જોન્સનના પોતાના ઘરના હાલહવાલ.

એનું પોતાનું લંડનની ફ્લીટ સ્ટ્રીટ—જે ' ટાઇમ્સ ' ની ઓફીસ ત્યાં હોવા માટે પ્રખ્યાત છે—ની એક ગલીમાં ઘર હતું ખરૂં. તેનાં કાતરીયાંમાં એનું પુસ્તકાલય હતું, જેનાં ધૂળ અને બેદરકારીથી પાનાં વિખરાતાં હતાં. નીચલે માળે મિત્રને મળતો. એણે ઘરમાં કાંઇ વિચિત્ર પુતળાંઓને ભર્યાં હતાં. તેનું નોકર ખાતું નાટકશાળાના સામાન તરીકે વધારે કામ આવે એવું હતું. તેની ખાતાંની વડી વીલીયમ્સ નામની એક વૃદ્ધા હતી, જેના મુખ્ય ગુણો તેની અંધતા તથા દારિદ્રય હતાં ! તે ડોશીની ના છતાં પોતાનાં જૂના ઓળખાણની એક બીજી ગરીબ ડોશીને જોન્સને ઘરમાં કેવલ આશ્રય ખાતર ઘાલી. એ નવી ડોશીની એક કુમારી કન્યા માટે પણ જોન્સને જગ્યા શોધલ પાડી. આ પાંજરાપોળમાં લેવલ ગ્નનવર લેવેટ નામનો એક ઉંટ વૈદ હતો. તે જોન્સનની સેવામાં, માત્ર તેને સવારના ચા ઉકાળી આપતો. આ આશ્રિતોને માંહોમાંહી, અને સામટી, જોન્સનના હબસી નોકર ફ્રેંક સાથે રોજ સાઠમારી ઉડતી ! પરસ્પર લડી રહ્યા બાદ તેઓ એકસંપ કરીને સ્વયં જોન્સન પર પણ હલ્લો લઇ જતાં અને તેમની કચરીય

અને ફરીયાદથી ત્રાસ પામીને તે ઘેરથી પીડાંમાં ભાગી જતો ! આશ્રયદાતાઓના અને ભલભલા મોટાઓના જરા પણ અપમાનને સહન ન કરનારો, ચેસ્ટરફીલ્ડ જેવા ઉમરાવનો ગર્વભંજક અને ઓસ્બર્ન જેવા તુમાખી ચોપડીવાળાએ તેનું જે અપમાન કર્યું હતું તેનાથી શતગણું અધિક અપમાન કરનારો, તેનાં પોતાનાં અપંગ અલબેલાં આશ્રિતોનાં અપમાન, મુંગે મ્હોંડે સહન કરતો એ કાંઇ જેવું તેવું કૌતક નથી. તે જોન્સનની ઉદાર બુદ્ધિ અને દયાલુ હૃદયની જેવી તેવી અનુક્રમણિકા નથી !

## બોઝવાલ સાથે એક ટાપુની મુસાફરી !

પોતાનાં વયને ૬૪ મે વર્ષે તેના જીવનની સરલ ગતિમાં એક ભંગ થયો. સ્કોટલેંડની પડોશમાં હેબ્રીડીસ કરીને ટાપુ છે. ગ્રેટબ્રીટન જેવા જ્ઞાનોદ્દીપિત દેશનાં સાનિધ્ય છતાં પણ એ ટાપુવાસીઓ મધ્યકાલ જેવાજ જંગલી છે એવા બોઝવેલે આણેલા સમાચારે તેની જીજ્ઞાસા ઉશ્કેરી. લંડનના ધુમાડા, કાદવ અને ઘોંઘાટ તેને એટલા પ્રિય હતા અને એની ચંચલતા એવી અજગરના જેવી હતી કે એ તે ટાપુને દર્શને જાય એ બહુ સંભવિત નહોતું. પરંતુ એ સાહસ કરવા બોઝવેલે બહુ કાલાવાલા કર્યા અને પોતે તેને મુસાફરી દરમીયાન એસ્તંફ્ત્રાલ કરવાનું માથે લીધું. ઉઘાડી હોડીમાં વરસાદમાં ટપકતાં અને ભાગ્યેજ એનો ભાર ઝીલી શકે એવાં તટ્ટુઓ પર સ્વારી કરતાં તેમના બે માસ મુસાફરીની મજલમાં વીતી ગયા. ત્યાંથી તે પોતાના મનમાં નવી મૂર્તિઓ તથા સિદ્ધાંતો સ્થાપન કરીને પાછો પોતાને સ્થાનકે આવ્યો. આ મહાન મુસાફરીનું પુસ્તક એક વર્ષમાં તેણે લખ્યું અને તે પ્રગટ થતાં, સાહિત્ય ચર્ચાનો કેટલાક વખત સુધી મુખ્ય વિષય થઇ પડયો હતો. સ્કોટ લોકો માટે જોન્સનને જે તિરસ્કાર હતો તે હવે માત્ર મશ્કરી આટેજ અવશેષ રહ્યો હતો. અને જે રહ્યો સહ્યો હતો તે માર્ગમાં સ્કોટલેંડ વટાવતાં તેને સ્કોચ લોકોએ આપેલાં માનથી સાફ થઇ ગયો હતો. તેથી આ "જર્ની ટુ ધી હેબ્રીડીસ" માં તેણે સ્કોટ પ્રજાની પ્રશંસા કરી હતી પણ કેટલુંક કટુ સત્ય પણ કહ્યું હતું. આથી કેટલાક સ્કોટો બહુ ચીડવાયા અને છાપા, ચોપાનીયાં, પુસ્તક વગેરેમાં જોન્સનની ઘણી ખાસ નિંદા કરી. એક તો લખ્યું કે જોન્સનનો ભાર ઝીલે એવું સ્કોટલેંડમાં એકજ ઝાડ છે ! પોતાની "જર્ની" માં "ફીંગલ" નામનાં એક ગ્રંથને જોન્સને 'બનાવટી' કહ્યું હતું તે પરથી તેના લેખક મેકફર્સને સોટી વડે વેર વાળવાની ધમકી આપી હતી. જોન્સન ગાંજ્યો જાય એમ નહોતું. તેણે પૂર્વ આક્ષેપ ઘણા વધારે સ્પષ્ટ રીતે મુકયા અને તે બાદ કેટલાક વખત સુધી મેકફર્સનની સોટીનો જરૂરી પડે તો હાજર જવાબી પ્રત્યુત્તર આપવા, બહાર નીકળતો ત્યારે હાથમાં ચાબક તૈયાર રાખતો !

જોન્સને પોતા પર હુમલો કરનારા બીજાઓની કાંઇ કનેવા કીધી નહી. તેણે પ્રથમથીજ લેખિત વાદવિવાદમાં કદાપિ ન ઉતરવાનો દૃઢ સંકલ્પ કર્યો હતો, અને તે મકકમ ઠરાવને તે ઠેઠ સુધી વળગી રહ્યો હતો. આ આશ્ચર્યકારક હતું કેમકે વાદવિવાદીઓના માનસિક તથા નૈતિક ગુણો તેનામાં ભરપૂર હતા. મૌખિક વિવાદમાં તે પોતાના પક્ષનું તીવ્રતા તથા આતુરતાથી મંડન કરતો અને શાસ્ત્રાર્થમાં જે દલીલ ન જડતી તો પછી ગોળા ગબડાવતો અને તક-

માગણી એણે તરતજ સ્વીકારી. તે વિષે એને પુસ્તકોથી જે જ્ઞાન મળ્યું હતું તે ઉપરાંત એવા સાધનોદ્વારા પણ મળ્યું હતું કે જે હવે બીજાઓને સદાને માટે બંધ થઇ ગયા હતા. જે કંગાલ લેખકો એની સાથે ઓટલે સુતા હતા, જેમની સાથે એને વાતચીત થઇ હતી, જેની વાતો એણે દંતકથારૂપે તેમના મિત્રોથી સાંભળી હતી એ અન્યોને દુર્લભ સાધનોનો જૉન્સનને ઉપયોગ કરવાનો આ ઉત્તમ પ્રસંગ હતો. એનો વિચાર પ્રથમ તો નાના કવિને એક ફકરામાં તથા મોટાને ૪–૫ પાનામાં પતાવી દેવાનો હતો. પરંતુ લેખકોનાં મગજ જ્યારે ભરેલાં હોય છે, લખવાનો વિષય મગજમાં રમી અને પચી રહ્યો હોય છે ત્યારે કલમનો કાગળના કદ પર કાબુ રહેતો નથી એ લેખકોનો સર્વાનુભવ છે. લખાણ પુરૂં થતાં થોડાં પાનાં થવાનાં હતાં તેને બદલે દસ નાનાં વૉલ્યુમ થયાં ! પ્રથમ ૪ વૉલ્યુમ ૧૭૭૯ માં પ્રકટ થયાં અને બાકીનાં ૬ ઇ. સ. ૧૮૮૧ માં પ્રકટ થયાં. " કવિઓનાં જીવનો " એ જૉન્સનનો અનેક રીતે સર્વોત્તમ ગ્રંથ છે. ચરિત્ર નવલકથા જેવાં રોચક છે. જીવન તથા માનુષી સ્વભાવ ઉપરની ટીકા ઘણી સૂક્ષ્મરીતે માર્મિક તથા શુદ્ધ છે. કવિ સેવેજનું જીવન ૧૭૪૪ માં ૩૫ વર્ષ પર લખ્યું હતું તેવુંજ લગભગ અહીં રહેવા દીધું હતું. તે સાથે બીજાં જીવન ચરિત્રો વાંચતાં, એ દરમીયાન તેની શૈલીમાં થઇ ગયેલો ભેદ સ્પષ્ટ દેખાઇ આવતો હતો. લખવાનો અભ્યાસ છૂટી જવાથી અને ઘરગથ્થુ ભાષા બોલવાનોજ અભ્યાસ રહેવાથી, શૈલીમાં પૂર્વે જે ભારેપણું તથા એકપ્રકારપણાંનો દોષ હતો તે ઘણે અંશે નીકળી જઇને, ભાષાની સાદાઇ તથા સરલતા ઘણી વધી હતી. આમાંએ દ્રવ્યના પ્રકરણમાં જૉન્સને કોશની જેમજ છક્કડ ખાધી. તે ભણેલો, પણ ગણેલો નહીં. પૂર્વ સંકલ્પ થોડાં પાનાંજ લખવાનો હોવાથી તેણે માત્ર ૨૦૦ પાઉંડમાં લખવા કબુલેલું અને બહુ વધી ગયલું બુકસેલરોએ જોયું ત્યારે માત્ર સોગણું વધારે કામ માટે માત્ર ટોડું લવાજમ કરી આપ્યું ! જૉન્સન કાંઇ પૈસાનો તિરસ્કાર કરવાનો કેટલાક વેદાંતીઓ પેઠે, ઢોંગ કરતો નહોતો, પરંતુ સાટાં કરવામાં તદ્દન કાચો હતો. એ અદ્વિતીય લેખક ગણાતો છતાં બીજા હલકા લખનારા જે રકમ લેતા તેટલી તો એ માંગવાની પણ હીમ્મત કરતો નહીં. ફ્રાન્સના રાજા પાંચમા ચાર્લ્સનું જીવનચરિત્ર લખવા માટે એનાજ સમયમાં રોબર્ટસને ૪૫૦૦ પાઉંડ બહાર્યા હતા !

## મીસી ગ્રેલનું પુનર્લગ્ન–જૉન્સનનો મંદવાડ અને અંત.

જૉન્સન હવે વૃદ્ધ, ૭૨ વર્ષનો થાય છે. જે શારીરિક દોષોથી તે પીડાતો હતો તે હવે વધતા જાય છે. જે વિચિત્ર સ્ત્રી પુરુષો તેના ઘરમાં હતાં તે એક પછી એક તેનો ત્યાગ કરી ગયાં અને જૉન્સન એકલવાયો પડી ગયો. જે મૃત્યુથી તે હમેશાં ડરતો તેનો ભય હવે તેને ભયંકર રીતે ભડકાવવા લાગ્યો. મી. ગ્રેલ મરણ પામ્યો હતો અને તેની વિધવા મીસીસ ગ્રેલ સાથે જૉન્સન વારંવાર એકલો રહેતો, અને તેઓ વચ્ચેનો સંબંધ નહીં ઇચ્છવા જોગ હતો. પરંતુ તેની પાસે પણ જૉન્સનને હમેશાં રાખવા પુરતું ધન નહોતું. ૧૭૮૨ માં મીસીસ ગ્રેલ બ્રાઇટન રહેવા ગઇ તેની સાથે જૉન્સન પણ ગયો હતો, અને ૬ અઠવાડીયાં રહ્યો. પરંતુ એનો તુંડ સ્વભાવ જે વૃધ્ધાવસ્થાથી અધિક ભ્રષ્ટ થયો હતો તેથી એને દેવતુલ્ય પૂજતી અને પત્ની રૂપ થઇ પડેલી મીસીસ ગ્રેલ પણ સહન કરવા અસમર્થ થઇ પડી, તે પીઓઝી નામના એક ગાયન શાસ્ત્રી સાથે પ્યારમાં પડી. બીજાને તેની ખબર પડી પરંતુ જૉન્સન પ્રત્યક્ષ તેમનો સંબંધ

જોવા છતાં તેને શક લાગવા કરતાં વિશેષ ચેહ્યો નહીં. બાદ તે બાથ ગયો છતાં જોન્સન તેની સાથે વ્હાલભર્યો પત્રવ્યવહાર ચલાવતો રહ્યો. તેને એ વર્ષના ઉન્હાળામાં પક્ષઘાત થયો પરંતુ જુલાઈમાં સાજો થયો, અને પેલી મહાપુરૂષોની કલબમાં ભાગ લેવા લાગ્યો તથા વધુ મુસાફરીનો વિચાર કીધો. ૧૭૮૪ ના જૂનમાં તે બોઝવેલ સાથે છેલ્લીવાર ઓકસફર્ડ પણ જઈ આવ્યો અને સપ્ટેંબરમાં પોતાના મૂળ ગામ લીચફીલ્ડમાં હતો. પાછા ફરતાં તબીયત બગડી પરંતુ એ ખાવાનો શોખીન કોઈ જાતની કરી પાળવા તો સાફ ના પાડતો. રાતદિન દમથી પણ તે મુઝાતો અને અંધુરામાં પુરૂં પોતાની જૂની મિત્ર મીસીસ થ્રેલનાં પીપાઝી સાથનાં પુનર્લગ્નની હવે તેણે ખબર સાંભળી. આથી તેના ગુસ્સાનો પાર રહ્યો નહીં અને તેણે ગમે એમ લખી માર્યું. દક્ષિણમાં જવાથી તબીયત સુધરશે એમ એને લાગ્યું અને ખર્ચનો ભય ન હતે તો રોમ કે નેપલ્સ ઉપડી ગયો હતે. એટલા પૈસા નહોતા એમ નહોતું. તેની પાસે બુકસેલરોનાં કરેલાં શબ્દાવલીમાંના બે એક હજાર પાઉંડ હતા. પરંતુ એ મુંડી ઓછી કરવા તેનો સંતતિ રહિત હોવા છતાં મરતાં પણ અને મરણને દૂર કરવા ખાતર પણ વિચાર થયો નહીં. મુંડીની વાત તો ગુપ્ત રાખવાનો તેનો સંકલ્પ હતો. તેને જલંધરની અસર તો થઈજ હતી અને બીજો શીયાળો આવતાં તેનો એ રોગ એકદમ વધી પડયો. પાણી પેટમાં વધવા માંડ્યું અને એણે શસ્ત્રવૈદ્યોને હીમ્મતથી પેટ વધુ અને વધુ ઉંડું ચીરી પાણી કાઢી નાંખવા કહ્યું. લંડનના સૌથી પ્રખ્યાત શસ્ત્રવૈદ્યો તેની સેવામાં આ પ્રસંગે હાજર હતા, અને એ સાહિત્યમૂર્તિની સેવાને પણ માન સમજીને એક પેની પણ લેવા તેઓએ સાફ ના પાડી હતી. પરંતુ તેઓનો શ્રમ વ્યર્થ હતો. રોગ વધ્યો. મરણ નિકટ તથા અનિવાર્ય જાણી તેનાથી તે બ્હીતો બંધ થઈ ગયો. મરણ શૈયામાં તે પ્રભુની, પ્રીતિથી પ્રાર્થના કરતો, અને પોતાની ૭૬ મા વર્ષની વયે ૧૭૮૪ ની તા. ૧૩ મી ડીસેંબરે સાંજના ૭ા વાગે દેહત્યાગ કર્યો. એક અઠવાડીયાં બાદ જે કવિઓ અને સમર્થ લેખકો કાઉલી, ડ્રાયડન, એડીસન આદિએ દેશનાં સાહિત્યની ઝાઝુકની સંપત્તિ વધારી હતી અને જેમાં પોતે પણ નિર્જીવ હીરો આપ્યો નહોતો તેમની કબરોની પડોશમાં ઇંગ્લંડના મહાપુરૂષોના પ્રખ્યાત કબરસ્તાન વેસ્ટમીનીસ્ટર એબીમા તેની લાશ દાટવામાં આવી. આ પ્રમાણે આ વિચિત્ર બુદ્ધિશાળી વિદ્વાનનો અંત આવ્યો. જોન્સનનું જીવનચરિત્ર ધારવા કરતાં લાંબુ થયું છે. પરંતુ તે એટલું રસિક છે, તેના દોષો પણ દુષ્ટ કરતાં એટલા વિશેષ રમુજી છે કે તેની નોંધ લેવા વિના આપણો છુટકો નહોતો અને તેના જીવનની સૂક્ષ્મ વાતો કંટાળો આપવાને બદલે હમેશાં બોધ અને ચાલક નહીં તોપણ આનંદ આપનારી તો છેજ.

તંત્રી,

# મહાપરોપકારી મી૦ " ઇત્યાદિ " નું આત્મ-જીવન.

## ૨-સમાપ્ત.

પરોપકાર કરવો અને બીજાઓની આબરૂનો ખ્યાલ રાખવો એ તો અમારો ધંધો છે. એ કર્યા શિવાય મને ક્ષણભર પણ ચેન પડતું નથી. કોઇ મારી એવી ફર્યાદ કરતો હોય એવો બતાવશો કે " તેને જરૂર હોવા છતાં હું તેની ' વ્હારે ધાયો ' નથી " તો તમે કહેશો તે શિક્ષા ભોગવવા હું તૈયાર છું. જેમ દરિદ્ર લોક ભાડાનાં કપડાં લઇ શિષ્ટ સમાજોમાં ભળી જાય છે અને પછી તેમને કોઇ દરિદ્રી નથી કહેતું તેમ નાના મોટા લેખકો અને વક્તાઓની દરિદ્રતાનો અભાવ હું ઝટપટ દૂર કરી નાખું છું તેનું એક નાનું દૃષ્ટાંત નીચે મુજબ છેઃ—

વક્તા મહાશય વ્યાખ્યાન આપવા ઉભા રહ્યા છે. પોતાની વિદ્વત્તાનું પ્રદર્શન કરવા વ્યાખ્યાનમાં સર્વ શાસ્ત્રોનો ઘણો ગાઢો સંબંધ આવવો જોઇએ એવી હિંદુ સાક્ષર શ્રોતાઓની માન્યતા છે. પરન્તુ સર્વે શાસ્ત્રોની વાત તો કયાં રહી પણ તેમનામાંના ઘણાકોએ એક-શાસ્ત્રનું એક પાનું સુદ્ધાંત ઉઘાડયું હોતું નથી ! બહુ તો અહીં તહીંના બે ચાર શાસ્ત્રોનાં અને શાસ્ત્રકારોનાં નામ તેમણે સાંભળ્યાં હોય છે. સૌથી વધારેમાં વધારે તો અહીં તહીંના બે ચાર શાસ્ત્ર વચનો સાંભળેલાં તેમણે યાદ રાખ્યાં હોય છે ! ! ! બોલવા તો ઉભા રહ્યા; પણ બોલવું શું ? એવા વિચારથી તે ચિન્તાતુર થયા. ઉપવસ્ત્રને મોં સામે લાવી, કંઇક આડું અવળું કે ઘડી વાળી આમતેમ જોવા મંડયા; જરા ખંખાર્યા; મોં પર પરસેવાનાં બિંદુ ચમકવા લાગ્યાં. વ્યાખ્યાન આપવા ઉભા રહેવા પહેલાં મોં ઉપર જે નિર્ભયતા દેખાતી હતી તેનો પ્રાયઃ લોપજ થઇ ગયો હતો. શું કરે બીચારો ? બહુ ઘોર સંકટમાં પડયો.

બસ, કોઇને દુઃખી જોવું મારા જેવા પરોપકારી માણસનું કામ નહોતું, એમની આવી સ્થિતિ નીહાળી મારૂં હૃદય તુરત પીગળી ગયું અને હું તરત એમની ' વ્હારે ' વગર બોલાવ્યે ' ધાયો '. જઇને મેં તેમના કાનમાં કહ્યું કે " મહારાજ, આપ આટલી ચિન્તામાં કેમ જણાઓ છો ? હું તો આપની સહાયતાને સારૂ ઉદ્યત છું, આપ ચાહો તેમ મારો ઉપયોગ કરો; હું આપને સંભાળી લઇશ. " મારાં ઉક્ત આશ્વાસનથી વક્તાના ' જીવમાં જીવ આવ્યો '. તુરતજ એમના ચ્હેરા પર પૂર્વવત્ ચમક-દમક દેખાવા લાગી. પછી વક્તા મહારાજે પોતાનું અતિ પ્રભાવશાલી, સિંહગર્જના યુક્ત તથા બહુજ અગત્યનાં ભાષણની આ મુજબ શરૂઆત કરીઃ—

" મહાશયો ! મનુ ઇત્યાદિ ધર્મ શાસ્ત્રકાર, વ્યાસ ઇત્યાદિ પુરાણકાર, કપિલ ઇત્યાદિ દર્શનકાર અને કર્મવાદ, પુનર્જન્મ ઇત્યાદિ તત્વરત્નોનો સંચય જેણે જેણે આ ભારત ભૂમિના ભંડારમાં કર્યો છે તેમની તરફ નજર નાંખતાંજ મેક્સમુલર ઇત્યાદિ પાશ્ચાત્ય પંડિતો આશ્ચર્યમાં ડુબી જાય છે, ઇત્યાદિ ઇત્યાદિ. "

શું અહીં એ બતાવવાની જરાએ જરૂર છે કે વક્તાને ધર્મશાસ્ત્રોમાં માત્ર મનુનું, પુરાણકારોમાં વ્યાસનું અને દર્શનકારોમાં માત્ર કપિલનું નામજ ખબર હતું તેમજ કર્મવાદ અને પુનર્જન્મનાં તો માત્ર નામજ તેણે સાંભળ્યાં હતાં? પરન્તુ મેં તેમને બહારથી એવો પોષાક પહેરાવ્યો કે અંદરની એક પણ ફાટેલી ચીંથડી લોકોની નજરમાં ન આવી, અને તેમની આબરૂ બચી જઇ મહા વિદ્વાનોમાં તેમની ગણના તે દિવસથી થવા લાગી!

બીજો એક દાખલો સાંભળોઃ—

એક પુસ્તક–પરીક્ષક અને એક ગ્રન્થકાર વચ્ચે ઘણા દિનનો પરસ્પર દ્વેષ હતો. ધર્મ કર્મસંયોગે ગ્રન્થકારનો એક ગ્રન્થ ' રીવ્યુ ' વાસ્તે પુસ્તક–પરીક્ષક પાસે આવ્યો. ઘણા દીવસનો દ્વેષાગ્નિ શાંત કરવા સારૂ અચાનક સંધિ મળતાંજ પરીક્ષકના આનંદનું તો પૂછવુંજ શું? ગ્રન્થને તેણે ખૂબ લક્ષ્યપૂર્વક ઉથલાવી પાથલાવી જોયો, પરંતુ તેને કોઇ પણ વિશેષ દોષ ન દેખાયો. માત્ર છપાઇનો એકાદ દોષ તેની નજરમાં આવ્યો; પરન્તુ એટલેથીજ પાઠકોનું સમાધાન કેમ થશે?—એની ઘોર ચિંતામાં તે ડૂબી ગયો. એટલામાં એને મારી યાદ આવી. બસ, ભક્ત વત્સલ હું તુરતજ શરણાગતની સહાયતાર્થે ગયો. પરીક્ષકે ગ્રન્થપર જે અભિપ્રાય વ્યાકરણ ઇત્યાદિ સંબંધી આપ્યો તે નીચે મુજબ છેઃ—

" પુસ્તકના બધા દોષોનો સર્વને યથાયોગ્ય પરિચય કરાવી ગ્રન્થકારની અયોગ્યતાને સર્વ સાધારણની દૃષ્ટિમાં લાવવી અને એ પ્રકારે પોતાનાં પત્રનું સ્થાન ભરવું અને પાઠકોનો સમય નષ્ટ કરવો ઇત્યાદિ અમને બીલકુલ ઇષ્ટ નથી, તથાપિ જે એક બે અલંકાર વ્યાકરણ ઇત્યાદિના સામાન્ય દોષ થઇ ગયા છે તે અમારે ખાસ બતાવવા જોઇએ. તે આ છે. ઇત્યાદિ ઇત્યાદિ. "

પાઠકો, જોયું, પરીક્ષકનું મેં કેટલું મુશ્કેલ કામ કર્યું તે? જો આ અવસર તેના હાથથી ચાલ્યો જતે તો પછી તેના જેવા ગ્રન્થકારનો ક્રોધાગ્નિ ભડકાવવાનો સરસ પ્રસંગ તેને ક્યારે આવત? આ ખરાબ અભિપ્રાયની વાત કહી; હવે ખરાબમાં ખરાબ પુસ્તકોની સારામાં સારી સમાલોચના, કે જેને પ્રતાપે એક ફૂટી બદામનાં પુસ્તકની સેંકડો નકલો ચરણી થઇ જાય છે, તેને વાસ્તે પણ મારોજ આશ્રય લેવામાં આવે છે. હં: પરંતુ મારો સ્વભાવ છે કે સ્તુતિ સંક્ષિપ્તમાં કરવી. ટુંકમાં, હું મૂર્ખને પંડિત બનાવું છું; જેને યુક્તિ ન સૂઝતી હોય તેને યુક્તિ સૂઝાડું છું; યદિ લેખકને પોતાના વિચાર પ્રકટ કરવા સારૂ ભાષા સિદ્ધિ ન હોય તો હું તેના વિચારોનો સોલ એજન્ટ થઇ જાઉં છું; કવિની ઉપમાનું કામ સારૂં છું; એથી વિશેષ શું જોઇએ? કદી આ મારાં આત્મ–કથનથી કોઇની તૃપ્તિ ન થાય તો મારી તેમને સવિનય પ્રાર્થના છે કે તેમણે મારાં નામની માળા ફેરવવી, અને જુવે કે હું તો હાજર છુંજ. હવે મારી આત્મકહાણી હું પૂર્ણ કરૂં છું.

લી.

આપનો ઇત્યાદિ,

ઇત્યાદિ.

# સાહિત્યસમાલોચન

સંસ્કૃત, અંગ્રેજી, મરાઠી, ગુજરાતી, અને હિંદી.

## સંસ્કૃત.

( ૧૭ ) **संस्कृतकलिका:**—વલસાડની સંસ્કૃત પાઠશાળાના અધ્યાપક પંડિત વિશ્વામિત્ર-કૌશિક, નિરૂક્તનિધિ, તરફથી રચાયલું અને વલસાડના સરકારી વકીલ રા. દુર્લભજી રણછોડજી, બી. એ. એલ એલ. એલ. બી. તરફથી પ્રસિદ્ધ થયેલું, ત્રણ આનાની કીંમતનું, ચાળીશ પાનાનું, નિર્ણયસાગરની છપાઈનું, આ પુસ્તક અમને તેના કર્ત્તા તરફથી અવલોકનાર્થે મળ્યું છે, જેની પોંચ હમે સહર્ષ સ્વીકારીએ છીએ.

પુસ્તકના મુખ્ય બે વિભાગ-અધ્યાય પાડવામાં આવેલા છે. પહેલા વિભાગમાં ૧૫ નાના નાના પાઠો મથાળે પાઠમાં આવતા શબ્દો તથા ત્યારબાદ નાનાં નાનાં વાક્યો વાળા આપેલા છે; જ્યારે બીજામાં ૧૭ નાની નાની વાર્તાઓ છે. અંતમાં કેટલાક બોધદાયક શ્લોકો પણ આપેલા છે. પ્રથમ વિભાગની ફુટનોટમાં, તે સમજાવવા પૂરતું, ગુજરાતી, નાગરી ટાઇપમાં, રાખેલું છે તે શિવાય સંસ્કૃત વિના બીજી કોઇ ભાષાનો ઉપયોગ આ પુસ્તકમાં કરવામાં આવેલો નથી.

સંસ્કૃત શીખવાનાં અનેક પુસ્તકો હાલ પ્રાપ્ય છે, પણ તેમાં વ્યાકરણનું ભરણું વિશેષ હોવાથી શીખાઉ તે શીખતાં કંટાળી જાય છે અને એ મહાન્ માનુની માનૃ ભાષા શીખવાનો તેનો બધો ઉત્સાહ પ્રથમથીજ મંદ પડી જાય છે. આથી જેમાં માત્ર જરૂર જેટલાજ નિયમો, રૂપાંતરો— વ્યાકરણનું જ્ઞાન આપેલું હોય તેવાં એક નવીન શીખનારને માટેનાં પુસ્તકની બહુ જરૂર હતી અને અમે કહેવાને ખુશી છીએ કે રા. વિશ્વામિત્રે તે ખોટ ઘણે અંશે પૂરી પાડી છે.

પુસ્તકની ખામી માત્ર એટલીજ છે કે તેમાં સંસ્કૃત શબ્દોના અર્થો આપેલા નથી તથા ગુજરાતીમાંથી સંસ્કૃત કરવાના પાઠો પણ આપેલા નથી. આથી શિક્ષક 'અર્થ' ( Guide ) વગર આ પુસ્તક શીખવું અશક્ય થઇ પડવાનો સંભવ છે. અંતમાં જેમ "માર્ગોપદેશિકા" માં આપવામાં આવેલા હોય છે તેમ પુસ્તકમાં આવેલા શબ્દોની એક યાદી, તેના અર્થો સાથે, આપવી પણ બહુ જરૂરી છે. પહેલાં ચાર પાઠો પછી વિભક્તિઓનાં રૂપ આપેલાં છે. અમારી સમજ મુજબ તો એ બધી વિભક્તિઓનાં રૂપો સાથેજ, રૂપાવળીની પધ્ધતિ મુજબ. . આપવા કરતાં બબ્બે ત્રણ ત્રણ રૂપો પાઠને મથાળે આપી તેટલાંનોજ પાઠમાં ઉપયોગ કર્યો હોત તો વધારે સારૂં થાત. બધી વિભક્તિ-ઓનાં રૂપો એક સાથે મુખ પાઠ કરવાં સ્હેલાં પડે તે સારૂ નમુના દાખલ બે ચાર પુસ્તકોને આપ્યાં હોય તો ચાલત.

એકંદરે પુસ્તક બહુ સારી રીતે લખાયલું છે અને તેમાં બીજા વિભાગની ઇશ્વરોપાસના, ભારતવર્ષ, સંપ, સત્ય, આયુષ્ય વધારવાના ઉપાય, રામ, ભીષ્મ, પીતા, ભ્રાતૃસ્નેહ, આત્મા અને બુધ્ધિનો સંવાદ, વેદ, પરોપકાર, ઇત્યાદિ વિષયોપરની રૂડી મનોરંજક કથાઓ શીખનારનું મન આલ્હાદિત કરી મેલે તેવી છે. તેની રચના બહુજ સુંદર છે.

## અંગ્રેજી.

**AN ALBUM OF THE ATANKA NIGRAHA PHARMACY AND ITS ALL [ 1913 ]:**—મુંબઈના ધી ' ટાઇમ્સ ' પ્રેસમાં, ઉંચા આર્ટ પેપરપર, અંગ્રેજી પધ્ધતિ પ્રમાણે, છપાયલી આ ' આલ્બમ ' અમને ' આંતકનિગ્રહ ફાર્મસી ' ના ચાલક તરફથી મોકલાવવામાં આવી છે જેના ત્રીસ પાનામાં ના. શહેનશાહ જ્યોર્જ ધી ફીફ્થ અને મહારાણી, જામ સાહેબ, મરહુમ વૈદ્યશાસ્ત્રી અને લેખક તેમજ ' ફાર્મસી ' ના આદ્ય સ્થાપક રા. મણીશંકર ગોવિંદજી, તેમની ' ફાર્મસી ' ના મુખ્ય ચાર ચાલકો, આતંકનિગ્રહ ઓફીસનાં જુદાં જુદાં ખાતાં અને શાખાઓના માણસો, શ્રી આતંકનિગ્રહ ફ્રીરીડીંગ લાઇબ્રેરી—જામનગર, ' ફાર્મસી ' ના કાયદાના સલાહકાર, અને અંતે ' ફાર્મસી ' ના ભવિષ્યના માલિકોના ફોટા આપવામાં આવ્યા છે, જે જોઇ એ ' ફાર્મસી ' નું કામ કેવું ધમધોકાર ચાલે છે તેનો સારો ખ્યાલ આવે છે. ' મણીવીલા ' અને ' ગેસ્ટ હાઉસ ' તથા ' મણી બીલ્ડીંગ ' ના મકાનો ' ફાર્મસી ' નાં છે, તે માલિકોનો વૈભવ સૂચવે છે.

સૌથી વધારે ધ્યાન ' ફાર્મસી ' ની વિશાળ ફ્રી લાયબ્રેરી ખેંચે છે અને ખરેખર અમને માનવાને કારણ છે કે, ફાર્મસીના ચાલકો કહે છે તેમ, આખી દુનીયાનાં પત્રો તેમાં આવતાં હશે અને જામનગરી પ્રજાને તેનો લાભ કંઈ પણ ભોગ વિના મળતો હશે. અમે જાણીને ખુશી છીએ કે જાહેરખબરનો હુન્નર હિંદમાં પણ ધીમે ધીમે ઉન્નતિ પામતો જાય છે. અમે ફાર્મસીના વિદ્યાપ્રિય જનરલ મેનેજર મી. શંકરલાલ મ. જોશી, બી. એ. ને એને વાસ્તે મુબારકબાદી આપીએ છીએ.

**FIRST FRUITS:**—કર્તા રા. મૂળજી દુર્લભજી વેદ, દામોદરદાસ પ્રીંટીંગ હાઉસ, રાજકોટ; ૧૯૧૨: મૂલ્ય આઠ આના એન. એમ. ત્રિપાઠીની કું. પ્રીન્સેસ સ્ટ્રીટ—કોટ, મુંબઇથી મળશે.

પરભાષાની અંદર બોલવું અઘરું છે; લેખ લખવા તેથી અઘરા છે; અને કાવ્યો રચવાં એ તો સૌથી અઘરું છે. પહેલાં અને બીજાંની ઉપર હિંદીઓ દિવસે દિવસે સારો કાબુ મેળવતા જાય છે પણ ત્રીજામાં તો ગણ્યા ગાંઠ્યાજ લેખકો છે, અને તેમાંના એક રા. વેદ પણ છે, એમ તેમની પ્રસ્તુત રચના પરથી સહજ જણાઈ આવે છે. કાગળ, પૂઠું, અને છપાઈ પણ આંખને ઉડી વળગે તેવાં છે—પારદેશમાં છપાયલાં પુસ્તકોની ઘણે અંશે હરીફાઈ કરી શકે તેમ છે. આથી પ્રસ્તુત પુસ્તકમાં સોનું અને સુગંધ બેઉ મળેલાં જણાય છે.

પ્રસ્તુત કાવ્યો જુદા જુદા વિષયો પર છે અને તેમાં નાનાં બચ્ચાંનાં કાવ્યથી તે ઉંચાં તત્વજ્ઞાનનાં કાવ્ય સુધી—લગભગ બધા પ્રકારના વિષયોપર—કર્તાએ પોતાની કલમ ચલાવેલી છે; એ વિષય વિવિધતા પણ સારી રીતે સંકલિત થઇ છે.

રા. વેદનાં એક બે કાવ્યોમાંથી કેટલુંક આપણે અત્રે નમૂના દાખલ લેઇશું કે જેથી આ પત્રના વાંચકોને તેમની સાદી પણ ભાવમય સુંદર રચનાનો કંઇક ખ્યાલ આવેઃ—

બાળકો વિષે લખતાં કર્તા લખે છેઃ—

Easy to fret—hard to please,
Pleasing others being pleased,
Sweet Sunshine of family,
We welcome Your abuse,
Your insult is a fun
And all the troubles that you give
Are a labour of love.

Blessed with you, blessed is the home,
And in the homes with simple smiles,
You teach hard men,
True lesson of innocence.

ઉદય અને અસ્ત વિશે લખતાં કર્તા યથાર્થ કહે છે કે.

The Law allows
Nothing to stand still:
Like stagnation there is nil
From bad to worse-good to better, a man still grows.
Easy tis to fall, to fly is hard;
Be bold and have a start;
Up and up ye go, or you downwards roll:
Ascent or descent, heaven or hell is the law.

Heaven is in the skies, and down deep is hell,
And our home is the middle place.

Down deep and deep is hell,
—How far none can tell,
Bottomless perdition.

કર્તાની આ રચનાને સર વીલીયમ વેડર્બર્ન અને મીસીસ મેકસમુલર પ્રભૃતિ આંગ્લ વિદ્વાનોના અનેક ઉત્તમ અભિપ્રાયો પણ મળેલા છે.

અમે ટુંકમાં એટલુંજ કહીશું કે લેખકની કલમે વિવિધ વિષયોને પરઆપાનાં કાવ્યમાં ઉતારી લેવામાં કચાશ રાખી નથી! અને ખાસ ખુબી તો એ છે કે ઇંગ્રેજી ભાષાનું સાધારણ જ્ઞાન ધરાવનાર પણ તે પૂર્ણ રીતે સમજી શકે તેવી સ્હેલી ભાષામાં એ કાવ્ય લખાયલું છે,

અમે કર્તાને તેની કૃતિ માટે અભિનંદન આપીએ છીએ.

## મરાઠી.

( ૨૦ ) **શ્રીમજ્જયસિંહવિવાહઃ**—લખનાર સીતારામ વાસુદેવ પેંડસે, બી. એ.–લુહાણામિત્ર પ્રીન્ટીંગ પ્રેસ, ઘિયાપુરા, બરોડા. પ્રથમાવૃત્તિ, ૧૯૧૩. કીંમત દશ આના પાનાં ૬૦.

શ્રીમંત ગાયકવાડ સરકારના બીજા ચિરંજીવ શ્રીમંત રાજપુત્ર જયસિંહરાવ ગાયકવાડનાં આ વર્ષે થયેલાં લગ્ન અને તે પ્રસગે વડોદરામાં થયેલી ધામધુમના વર્ણનનું આ મરાઠી કાવ્ય છે, જેમાં સાત પ્રકરણ છે: ( ૧ ) તૈયારી, ( ૨ ) વિવાહમંડપ, ( ૩ ) પૂર્વ વિધિ, ( ૪ ) વરપ્રસ્થાન, ( ૫ ) વિવાહ, ( ૬ ) દીપોત્સવ અને વરઘોડો, ( ૭ ) અન્ય ઉત્સવ. પ્રસ્તુત કાવ્ય શ્રીમંત સંપતરાવ ગાયકવાડની ઉદાર મદદથી પ્રસિધ્ધ થયું છે, અને તેને તપાસવા નીમાયલા વિદ્વાનોની કમિટી ઉપરાંત અન્ય વિદ્વાનોના પણ ઉત્તમ અભિપ્રાયો મળેલા છે. પુસ્તકના કાગળ સુંદર અને પૂંઠું સોનેરી છે.

સંસ્કૃત શબ્દોથી ભરપુર આ ઉત્તમ મરાઠી કાવ્યનો મોટો ભાગ શ્લોકોમાં રચાયલો છે, તેથી બહુ કર્ણપ્રિય લાગે છે. મંગલાષ્ટક અને અંતિમ શબ્દ ' સાવધાન ' વાળા શ્લોકો ખાસ વાંચવા લાયક છે

## હિન્દી.

( ૨૧ ) હિન્દીસ્વપ્નઃ—શ્રીમાન્ પંડિત કમલાપતિ દ્વિવેદી, બોમ્બે મશીન પ્રેસ, લાહોર, કીંમત બે આના પાનાં ૩૪.

લેખકે આમાં હિન્દીની બીજી ભાષાઓ કરતાં હીંદની વિશેષ પ્રાચીનતા, ઉત્તમતા, અને ઉપયોગિતા બતાવી છે અને હિન્દીના પ્રચારાર્થે શા શા ઈલાજો યોજવા જોઈએ તે બતાવ્યું છે. કાગળ, છપાઈ આદિ સારાં છે.

## ગુજરાતી.

( ૨૨ ) કુંજલીલા વિહાર ૧, તથા ( ૨૩ ) નિજકુંજઃ—રચનાર રા. મૂલજી દુર્લભજી વેદ; સ્વદેશ બાંધવ પ્રેસ, રાજકોટ. દરેકનું મૂલ્ય બાર આના. એન. એમ. ત્રિપાઠીની કુંપની, કાલબાદેવી રોડ, મુંબાઈ, થી પ્રાપ્ય.

કર્તા તરફથી આ બેઉ પુસ્તકો અમને સમાલોચનાર્થે મળ્યાં છે. કર્તા અંગ્રેજી તેમજ ગુજરાતી બેઉ ભાષામાં કાવ્યો લખવામાં સિદ્ધ છે, એમ તેમની કૃતિઓ પરથી સ્પષ્ટ જણાઈ આવે છે. પહેલામાં ૬૦ અને બીજામાં આશરે ૭૫ કાવ્યો છે અને તે ઘણાં રસિક છે. નિજકુંજનાં કેટલાંક કાવ્યો ગદ્ય કાવ્યો છે, અને તે ખરેજ ઘણાંજ સુંદર છે. નિજકુંજની પ્રસ્તાવનામાં લેખક લખે છે કેઃ—

" પ્રભુ, પ્રભુલીલા અને પ્રભુ જીવન; આ ત્રિપુટિ સંગમનું પુણ્ય ક્ષેત્ર સંસાર યાત્રાનાં મંદિરોસમી શૃહકુંજો; કુંજોમાં વિલાસતાં દેવ દેવીરૂપ દંપતી; તેમનાં સહ ધર્માચારઃ આતિથ્ય, નવ કોડ ને નવ નૃત્ય, જીવનની ક્ષણે ક્ષણે, જીવનને પગલે પગલે પ્રભુ બેલડીનાં દર્શન સાન્નિધ્ય, મુક્તિના રસાનુભવઃ પ્રભુ સંબંધ ને અવતાર, તેને અંતે સાયુજ્ય મોક્ષનો અદ્વૈતાનંદ...આ કુંજનો કેન્દ્રબિંદુ છે...નવ કોડવતી નવ ગુજરાતના આત્મામાં આ જ્યોતિ જાગે, અને ગૃહે ગૃહે ગૃહ દેવી રસમાલિની બને; આંગણે આંગણે કુંજો પમરે આ કોડવતી નિજકુંજ ગુર્જર સંસારનાં આતિથ્ય માટે તેનાં દ્વાર ખોલે છે. "

**શ્રી ભાવનગર પાંજરાપોળનો ત્રિવાર્ષિક રીપોર્ટઃ**—રીપોર્ટ જોતાં વ્યવસ્થાપક કમીટીએ સારૂં કામ બજાવેલું જણાય છે. મુંબઈની પાંજરાપોળે વાર્ષિક જે રકમ આપવા ઠરાવેલી તે આસાર આપવામાં ન આવી તથા તેની અનેક વર્ષો સુધી માંગણી શા કારણે ન કરવામાં આવી તે સમજાતું નથી.

ઉપલી પાંજરાપોળે ' લોટરી'દ્વારા કેટલીક પેદાશ કરી કામ ચલાવ્યું છે. દાનવીરોએ પોતાનો હાથ આવી પાંજરાપોળો તરફ લંબાવવો ઘટે છે, કારણ કે અપંગ અને અનાથ ઢોરોને તેમનાં માલિકો તે ' પેન્શન ' સેવા જેવાં થતાં પાંજરાપોળોમાં મેલી દઈ જાણે તેમની કદર પુરે છે!

બીજાં કેટલાંક ઉત્તમ ગ્રંથો અવલોકનાર્થે હમારી તરફ આવ્યાં છે. સ્થલાભાવને લીધે તેનું અવલોકન હવે પછી કરીશું.

---

લાલા કનૈયાલાલ એન્ડ સન્સ—ની તીજોરીઓ તથા તાળાંઓનાં કારખાનાંની મુલાકાત લઈને તેની બનાવટનું અવલોકન કરવા હમને આમંત્રણ કરવામાં આવવાથી હમે કેટલીક વખત ઉપર અવલોકન કર્યું હતું. લાલા કનૈયાલાલ પોતે આ કામના એક અસાધારણ અનુભવી છે, અને તેઓ મેસર્સ ગોદરેજ એન્ડ બોઈસની તીજોરીઓના ઘણાં વર્ષ સુધી એજન્ટ હતા તેજ તેમની યોગ્યતા દર્શાવી આપે છે. જો કે એમના આ સ્વતંત્ર સાહસને ઘણાં વર્ષ થયાં નથી પરંતુ થોડાજ વખતમાં તેમણે ઘણી સારી ખ્યાતિ મેળવી છે. વચમાં ઉંચી તીજોરીઓ બનાવીને તેમણે અનેક પ્રથમ પંક્તિનાં ઈનામો મેળવ્યાં છે. તીજોરી

ગમે તેવી આગમાં ન બળે તે માટે તેના પડમાં જે પાઉડર વાપરવામાં આવે છે. તેનું અમુક જાતનું મિશ્રણ તેમણે ખાસ શોધી કાઢ્યું છે અને તેનું ' પેટંટ ' પણ મેળવ્યું છે. આ ' પાઉડર ' ને ધગધગતી ભઠ્ઠી ઉપર માત્ર એક તપેલીમાં મેલીને એક કલાક સુધી તપાવવામાં આવવા છતાં તે ગરમ પણ નહોતું થયું તે હમને પ્રત્યક્ષ બતાવવામાં આવ્યું હતું. કુશળ કારીગરો રાખીને જાતિ દેખરેખ હેઠળ ત્રીજોરી તથા તાળાનું કારખાનું ચલાવવામાં આવતું હોવાથી તેનો માલ ઘણો ઉંચા પ્રકારનો બને છે. અને મૂલ્યના પ્રમાણમાં ઘણો સસ્તો છે એમ કહેવામાં કાંઇ હરકત નથી. તાળામાં તો તેમણે હદજ કરી છે. તેમના જેવા સુંદર અને મજબુત તાળાં બનાવનાર તો હીંદમાં કોઇજ હમારા જાણવામાં નથી. તેને "વીસમી સદીનું તિલિસ્માતી અખંડ તાળું" વર્ણવવામાં આવ્યું છે. એમાં કાંઈ અતિશયોક્તિ નથી. તેની અનેક યુક્તિઓ ઇંગ્લંડ તેમજ હીંદ બન્ને સ્થળે અનેક યુક્તિઓ માટે પેટંટ કરાવવામાં આવી છે. અખંડ તાળા માટે તેના બનાવનારા મેસર્સ કનૈયાલાલ એંડ સન્સ જાહેર ચેલેંજ આપે છે કે, તે ભાંગી આપનારને રૂ. ૧૦૦૦ નું તેઓ ઇનામ આપશે. તે ઇનામ લેવા હજી કોઇ બહાર પડયું કે ભાગ્યશાળી થયું નથી તે તે તાળાંની સર્વોત્તમતા અવશ્ય સિદ્ધ કરે છે. આ તાળાં જેટલાં દેખાવમાં સુંદર તેટલાંજ મજબુત છે, અને વજનમાં પણ એટલાં ભારી છે કે તે તેની ઉંચી જાત બતાવી આપે છે. અનેક બેંકો પ્રતિષ્ઠિત મોટા વેપારીઓ વગેરે મોટા જથામાં એમની ત્રીજોરીઓ લે છે અને સંતોષનાં સર્ટીફીકેટો આપે છે. એ કરતાં ત્રીજોરીનાં ઉત્તમપણાનો સારો પૂરાવો મળવો મુશ્કેલ છે. આશા છે કે જાહેર પ્રજા આ સ્વદેશી સાહસને યોગ્ય ઉત્તેજન આપશેજ.

---

## સાયન્સ, ( વિજ્ઞાન ) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો તથા વિચારો ( સટીક ).

**મધપૂડાનાં કારખાનાંની મુલાકાત**—જંગલોમાં કુદરતી ઉગતા મધપૂડાઓના મધથીજ આપણે સંતુષ્ટ થઇએ છીએ. પરંતુ અમેરીકામાં તે ઉપરાંત એ માટે કૃત્રિમ " ખેતી " થાય છે. તે ખાસ ઉગાડવામાં આવે છે. જે પશુ પશુ, પક્ષીનો ખપ ઝાઝો હોય તે વનસ્પતિની પેઠેજ ત્યાં ખાસ ખેતરો સ્થાપીને ઉગાડવામાં–ઉછેરવામાં આવે છે. ફ્રાન્સની પ્રજા દેડકાનાં માંસની બહુ શોખીન છે તેથી ત્યાં દેડકા ઉછેરવા ખાસ તળાવો છે. મધપૂડાઓની માખીઓનું પણ એમજ છે. એક એક પૂડો ૨૫ થી ૫૦ હજાર માખીઓનો સમુહ હોય છે. ૦॥ લાખ માખી મધથી ભરેલી હોય તો કુલ ૫ રતલ વજન હોય છે. એ મધપુડા રેલવે પાર્સલથી પણ એકથી બીજે સ્થળે ઉત્તમ રીતે પેક કરીને મોકલી શકાય છે!–જો કે ગાડીની અથડામણમાં વારંવાર અર્ધો અર્ધ જેટલી અધમૂવી થઇ જાય છે. મધપૂડામાં ૩ જાતની માખ હોય છે, રાણી, કામ કરનારી તથા કેવળ પ્રજોત્પત્તિ કરનાર પુરૂષ માખો. ૩ જો વર્ગ મધ લાવતા નથી–અમીંઝ પુરૂષો જેવા છે તેથી તેમનો ગૃહસ્થાશ્રમ પુરો થતાંજ તેમને કાઢી મૂકવામાં અથવા મારી નાંખવામાં આવે છે; માખીઓ મહા સતી નથી, એ નક્કી છે; આ રાણી તે ખરેખાત રાણી છે. ઔપરાજની એકની એક રાણી છે. તે શોકય વિનાની છે–૧ પૂડામાં બીજી અશક્ય છે. તે જન્મ થયા પછી ૩ થી ૫ દહાડામાં ગર્ભ સ્થાપન માટે યોગ્ય થાય છે!–હિંદુ કન્યાઓથી પણ અતિ ગણી ચઢે છે! પરંતુ જો કે તેની પ્રજા અલ્પાયુ હોય છે, માત્ર ૨–૩ માસ જીવી મરણ પામે છે, પણ આ કવીન–મધર તો અનેક

વર્ષ જીવે છે. ને આ રાણી અકાલ દેહાન્ત પામે તો માખીઓ બીજીનો તરત પટ્ટાભિષેક કરે છે. જો ૨-૩ સામટી નવી રાણી ઘુસી આવે તો તેઓ વચ્ચે ઘોર યુધ્ધ જાગે છે અને અંતે એકનો જય થઇ બાકીનીનો પરાજય થાય છે. કૃત્રિમ રીતે ઉછેરાતા માખીના પૂડાની વિશેષતા એ છે કે માખીઓને મીણનો એ ઘર-કોટડી બનાવવાની તસ્દી લેવી પડતી નથી.

લાકડાની પૂડા જેવી આકૃતિ કરીને તેનાં છીદ્રો મીણથી ભરવામાં આવે છે એટલે પછી માખીઓ પોતે મીણ કાઢીને છીદ્રો ખોળી કાઢી તેમાં ભરાવા માંડે છે. જો એક પૂડામાંજ "રાણી" જાતની એક કરતાં વધારે માખીઓ જન્મે તો ૧ સિવાયની બાકીની ચાલી જાય છે ને કેટલીક માખી તેની પછાડી ચાલી જાય છે ને પોતાનું સ્વતંત્ર રાજ્ય કોઇ અન્યત્ર વૃક્ષના સંસ્થાનમાં સ્થાપે છે. ઝાડ પર બાઝેલી હોય તો તે હલાવવાથી નીચે આવે છે ને તૈયાર ખાલી પૂડો નીચે રાખ્યો હોય તેમાં ભરાઇ જાય છે. પછી તેનું પાર્સલ કરી ગમે ત્યાં મોકલો !

**મધમાખીઓના ડંખ**—સ્વાભાવિક સવાલ થાય છે કે મધમાખીઓના "ખેડુતો"ને મધમાખીઓ ડંખતી નહીં હોય શું ! ? મેથેરાનના જંગલમાં થોડાજ વર્ષ પર એક યુરોપીયન એ પૂડા સાથે "ચેંડાં" કાઢવા જતાં તેના પર તે સઘળી તુટી પડી હતી અને મરતો મરતો બચ્યો હતો એવી વાત જાહેર થઇ હતી. પરંતુ એવા અકસ્માત મધમાખના ઉછેરનારાના સંબધમાં બનવા અશક્ય છે. એ બન્નેને રાતદિવસનું એકમેક સાથે કામ તેથી બન્ને બરોબર એક બીજાને પીછાને છે. તો પણ મધમાખને પકડતાં કે લઇ જતાં વારંવાર હાથે મોજાં તથા મોંએ બુર્ખો પહેરવા પડે છે. તેમજ કદાચ કરડે છે તો પણ ટેવાઇ ગયલા હોવાથી અટકો લાગતો નથી. ચામડી વજ્રની થઇ હોય છે અને એમ જાણવાથીજ જાણે, માખીઓ પણ એમને કરડવાનું ઘણું ખરૂં માંડી વાળે છે અને ક્રોધના કુદરતી આવેશનું બુદ્ધિથી કૃત્રિમ રીતે શમન કરી લે છે, અને ખાસ કરીને મધથી ભરેલી હોય ત્યારે તો બહુજ આનંદમાં હોવાથી કરડવાની વૃત્તિજ ધરાવતી નથી. તેવે વખતે તેમના ટોળાંની વચમાં પણ હાથ ઘાલો તો હરકત નહી.

**મુલ્યઃ**—પ્રજોત્પત્તિ કરનારી "રાણી" મધમાખીના એકજ નંગની કીમ્મત મોટી છે. માસ-મોસમ પ્રમાણે તેનો ભાવ વત્તો ઓછો હોય છે. લાઇગુર્યાની મધમાખ સૌથી કીમતી ગણાય છે અને મે-જૂનમાં એક "રાણી" રૂ. ૫॥-૬ માં મળે, પણ માસ વધતા જાય તેમ ભાવ ઘટતા જાય છે. સાધારણ 'રાણી' તેથી અર્ધે ભાવે મળી શકે છે. મધપુડો રાણી સહિત રૂ. ૩૦ માં વેચાતો મળી શકે છે.

**મધમાખોના ખાસ રોગો તથા નાશક જંતુઓ**—તેમને ખાસ વ્યાધિઓ પણ હોય છે. તેમાંનો એક મરડો છે ! એમના કુદરતી શત્રુઓ અને વિરોધીઓ પણ અનેક છે. એમના મીણના ગૃહને ખાઇ જનારી ખાસ ઉધાઇ ઇશ્વરે પેદા કરી છે તે મીણ, મધ અને માખનાં ઇંડાં સંધુ ભક્ષણ કરી જાય છે ! બધાજ મધ પ્રિય છે. ઉંદર પણ લાગ આવે મીણ તથા મધ ઉડાવી જાય છે. કરોળીયાઓ તો માખીને 'કીડનૅપ' કરીને ભક્ષ કરવા માટે પ્રખ્યાતજ છે. અમુક પક્ષીઓ પણ મધકર્તી માખીનાં નાજુક માંસ માટે દુર્લભતા બતાવે છે ! દેડકાઓ પણ પવનના ઝપાટાથી જમીન પર ઢળી પડતાં માખીને રાજભોગ સમજીને તેનો

આહાર કરી જવા ચૂકતા નથી. સ્વયં માખીઓ પણ ઓછી શેતાન નથી. મોટું મધમાખનું ટોળું વારંવાર ઓછી સંખ્યાની માખીવાળાં મધપુડામાંનું મધ જબરજસ્તી ઉઠાવી જાય છે. આ સર્વે લીલાઓ માટે મધમાખી ઉછેરનાર એકને તૈયાર તથા સાવચેત રહેવું આવશ્યક છે.

**સૂર્ય દેવતાની પીઠ પર ' હાર્નીસ '**—નાખવાની શરૂઆત થઇ લાગે છે. પુરાણોમાં સૂર્યે અશ્વનું રૂપ ધારણ કરવાની કથા સત્ય પડવાનો સમય આવી લાગ્યો છે. " સૂર્યની ગરમી રણ આદિ પ્રદેશોમાં નિરર્થક બરબાદ થાય છે. એવી ગણતરી થઇ છે કે, પૃથ્વીની સપાટીના એકજ ચોરસ ફુટ પર સુરજનાં કીરણની ગરમી એક તૃતીયાંશ અશ્વ-બલ ( horse -power ) જેટલી છે. પણ તેનો ઉપયોગ કેમ કરવો એજ સવાલ છે. એ ગરમી એકત્ર કરવા ખાસ મોટર કેલીફોર્નીયામાં બનાવવામાં આવી છે. ૨ ફુટ લાંબી અને ૫ ફુટ પ્હોળી એવી ૧૮૦૦ આરસીઓ તે મોટરમાં ગોઠવી છે અને સૂર્યના એંજીનની મદદથી એવી યુક્તિ કરી છે કે સૂર્યપથના સમ કાટખૂણેજ તે સઘળી આર્સીઓ રહ્યા કરે. યંત્રની એવી યુક્તિ છે કે તે સમસ્ત ૧૮૦૦ આર્સીઓ પરના પ્રકાશની ગરમી એકજ બિંદુ પર એકત્રિત થાય. તે બિંદુ આગળજ સો ગેલન પાણીથી ભરેલું બોઇલર હોય છે. આ ગરમીથી ત્રાંબુ થોડીજ સેંકડમાં ઉકળી જાય છે અને પાણી વરાળ થઇ જાય છે. સૂર્ય તપે છે ત્યાં સુધી આ ક્રિયા ચાલે છે. ઉષ્ણ કટિબંધમાં આવેલા પ્રદેશોમાંજ પાણીની ખાસ તંગી હોય છે. સૂર્ય પણ ત્યાંજ સૌથી તપે છે-જાણે કે પાણીની ખોટ પૂરવા પોતે આવેલો હોય એમ સૂચવવા. તેથી તેવા પ્રદેશોમાંજ જમીનમાંથી પાણી ખેંચી કાઢવા સૂર્યદેવના ખાસ મદદ રૂપ થઇ પડે છે.

**ઝાડ ઉપર પણ શસ્ત્રપ્રયોગ !**—કરવામાં આવે છે. ઘણાં ઝાડ બહારથી તાજામાજા લાગે છે પરંતુ ઉપરની છાલજ સલામત હોય છે અને તેની અંદરનું શરીર માત્ર ઉધાઇથી ખવાઇને પોકળ બની ગયું હોય છે. આથી કોઇ દહાડો પવનના ઝપાટામાં તે એકાએક ગબડી પડે છે. આ ઉત્પાત અટકાવવા માટે રોગી મનુષ્ય પેઠે તેના પર પણ ઝાડપાનના શસ્ત્ર વૈદ્યો શસ્ત્ર પ્રયોગ કરે છે. તે એવી રીતે કે સડાથી પોકળ થતું માલમ પડે કે તે પોકળ પ્રથમ દવાથી સાફ કરવામાં આવે છે અને સડના ભાગ કાપી નાંખવામાં આવે છે. પછી પોકળમાં " સીમેંટ " પુરી દેવામાં આવે છે. અને માણસના જખમ દોરાથી તેમ ઝાડના જખમ લોખંડના સળીયા અથવા પટાથી સીવી લેવામાં આવે છે. પોકળ ભાગમાં ભવિષ્યમાં પાણી ન પેસે તેની ખાસ સંભાળ લેવામાં આવે છે. આ વ્હાડકાપ પછી ઝાડ સાજું થઇ જાય છે, અને તે બીજાં તંદુરસ્ત ઝાડો પેઠેજ દરેક રીતે વધે તથા વર્તે છે. ઝાડમાં પણ કેટલી બધી માણસાઇ છે !

**ઠીંગણાઓની શાપમુક્તિ**—ઠીંગણા સ્ત્રી પુરૂષો માટે ઠીંગણાપણાના શાપમાંથી મુક્તિ શોધાઇ છે. વધી ચુકેલા લાંબાને ટુંકા થવાની તો નહીં પણ વધુ લાંબા વધતા અટકવાની શોધ થઇ છે તે તો હમે આગળ અંકમાં વર્ણવી ગયા છીએ. ઠીંગણા મનુષ્યોએ યાદ રાખવું એ વ્યાધિ ૩૦ વર્ષનાં વય પછી તો અસાધ્યજ રહેવાનો; કારણકે એ વયે હાડકાં તથા સ્નાયુઓ એટલાં તો સખત થઇ ગયાં હોય છે કે તેમાં સુધારો થઇ શકતો નથી. અને અમુક કસરતોથી વધી વધીને પણ બે એક ઇંચથી વધારે ઉંચા તો થઇ શકાતું નથી. પરંતુ ઠીંગણાને તો તેનાથીએ ઘણો ફેર

પડે છે. તટાર ઉભા રહી દિવાલને અડીને હાથ એકદમ સીધા ઉંચા કરવા—પછી નીચા કરવા અને એમ રોજ દહાડામાં બે વાર સવારે તથા રાતે ૩૦—૩૦ વાર કરવાથી એક મહિનામાં પણ અર્ધો ઇંચ તો વધેજ છે. ખુંધા અથવા નીચી મુંડીએ ચાલવાથી ઠીંગણા થતા લાગીએ છીએ એટલુંજ નહીં પણ ખરેખાત ઉંચાઇ ઘટી જાય છે. આ ટેવ હીંદુઓમાં બહુ પ્રચલિત છે તે તત્કાલ સુધારવી જોઇએ. પ્રથમ તટાર ચાલવા બેસવાથી કાંઇક દુઃખનો ભાસ થાય છે પરંતુ ટેવ પડતાં તેનો ઓર આનંદ આવે છે તથા આત્મવિશ્વાસની લાગણી સ્ફુરે છે. યુરોપીયનોનું બધું ગમે તેટલું ખરાબ હોય પણ તટારજ ચાલવા બેસવાની પદ્ધતિ તો સર્વથા ગ્રહણીય છે. આથી પીઠનાં સ્નાયુઓ દૃઢ થાય છે અને તે માટે આપણા દેશી મગદળીયાં સર્વોત્તમ છે. અંગ્રેજ લશ્કરી પણ તે વાપરતા થયા છે.

**માબાપની ઉંચાઇ પર સંતતિની ઉંચાઇનો આધાર**—ઘણે અંશે છે. કુદરત હમેશાં મધ્યમ માર્ગને પસંદ કરે છે. બહુ ઠીંગણાને લાંબાં ને બહુ લાંબાને ઓછા લાંબા કરવાનું તેનું પ્રયોજન નિમ્ન નિયમથી વ્યક્ત થાય છે. જો માત પિતા બન્ને લાંબા હોય તો તેમનાં છોકરાં બન્નેથી કાંઇક ઓછાં લાંબાં થાય છે પરંતુ બન્ને ઠીંગણાં હોય તો તે બન્ને કરતાં છોકરાં લાંબાં થાય છે ! હવે જો પિતા લાંબો અને માતા વામન હોય તો, પુત્ર લાંબો અને પિતા વામન તથા માતા લાંબી હોય તો, પુત્રીઓ લાંબી થવાનો સંભવ છે. આ નિયમને અપવાદો છે પરંતુ નિયમ સિદ્ધ છે.

**દુનિયાની સૌથી મોંઘી રાસાયણિક દવા**—તે " મેસોથોરીયમ " નામનું રસાયણ છે. પાઠેલાં દરદ એનાથી અવશ્ય સારાં થાય છે. પણ એની કીમ્મત આગળ સહસ્રકુટી અભ્રક ભસ્મ તો શું પણ રેડીયમ પણ બહુ સસ્તું છે. માત્ર એક ગ્રામ જેટલા વજનની દવાના ૧૩૦૦૦ પાઉંડ થાય છે અને દરેક દરદીને સારો કરવા અર્ધો ગ્રામ જોઇએ છીએ. આથી એક એક દરદીને લગભગ એક એક લાખ રૂપીયાની દવા ખવડાવવી જોઇએ કે જેટલી કીમ્મત તો દુન્યાના માણસોના મોટા ભાગનો પોતાનો ( તેમણી કમાણીને ઉક્ત રકમનાં વ્યાજ રૂપે ગણતાં ) નથી થતી. દુન્યાનાં ઘણાં ખરા માણસો કરતાં રૂ. ૧ લાખ વધારે રળે છે. આ નવીન ધાતુ બર્લીનના ડૉ. ઓટો હ્રેન એણે શોધી કાઢી છે. તે ' થોરીયમ ' નામનાં પૃથ્વી તત્વમાંથી કાઢવામાં આવે છે. ઇન્કેન્ડે સંટ મેંટલો બનાવવામાં પણ થોરીયમ ધાતુમાંથીજ નીપજાવેલી બીજી ધાતુ કામ આવે છે.

**બહુ સખત વાવાઝાડોમાં પવન શી ઝડપે દોડે છે ?**—આમ તો તે ૫–૧૦ માઇલથી ૫૦ માઇલની ઝડપે કલાક ચાલે છે. વાદળાને તે ૧૫–૨૦ માઇલની પેસીંજર–ટ્રેનની ઝડપે લઇ જાય છે. પરંતુ વાવાઝોડામાં એ દેવ ક્રોધાયમાન થાય છે ત્યારે તો તેને માપનારો યંત્ર ' ( એનેમોમીટર ) ' નોજ તે પહેલો ખુર્દો કરે છે. મારી ઝડપ ગણનાર તું કોણ કહી તેને ઉડાવી દે છે ! કલાકના ૧૫૦–૨૦૦ માઇલથી પણ વધારે ઝડપથી પવન દોડવા માંડે છે ત્યારે એ યંત્ર પણ પવન સાથે ઘણું ખરું ઉડી જાય છે. ૧૮૬ માઇલની ઝડપથી વધારે ઝડપવાળા પવનને કોઇ યંત્રે ગણવાની હીમ્મત કરી નથી. પણ અનુમાન થાય છે કે સખત વાવાઝોડાંમાં હનુમાનનો આ કલ્પિત પિતા કલાકના ૮૦૦ માઇલની ઝડપે દોડે છે.

**કાચના રસ્તા !**–મુંબઇમાં પ્રીન્સેસ સ્ટ્રીટ અને કવીન્સરોડના રાજમાર્ગો ઘરની પરશાળ જેવા ચકચકતા, લીસા અને સાફ થયા છે. રાત્રે તેનાપર પ્રકાશનો પ્રતિબંબ પડે છે, અને ઘોડા લીસા રસ્તાપર સરરર સરી પડે છે. વીલાયતમાં રબરના રસ્તા કરવા પરવડી શકે તે માટે રબરનાં મિશ્રણની સસ્તી બનાવટ કરવાના અખતરા થાય છે. પણ હવે તો કાચના રસ્તા પણ બની ચુક્યા છે ! નાઇસ અને લાયોન્સ નગરોમાં ખાસ બનાવટના કાચની રસ્તાની ફરસબંદી કરવામાં આવી ચુકી છે. તે અખતરા ફતેહમંદ નીવડવાથી જીનોઆ ( સ્વીટ્ઝર્લેંડ ) ની મ્યુનીસીપલીટીએ પણ એવાજ કાચના રસ્તા બનાવવા ઠરાવ કર્યો છે. યુરોપથી મુંબઇ ઉલટું આવશે, પણ હીંદમાં સૌથી વહેલું થવાનો સંભવ છે એજ દીલાસો છે. હવે ઇંદ્રની અમરાવતી શોધવા સ્વર્ગે જવાનું માંડી વાળવાના દહાડા નજીક આવતા જાય છે !

**દુન્યાની સાથી મોટી લોખંડી તોપ અને તેના ગોળા**—ઇંગ્લંડના ડેવનપોર્ટના બારામાં જે નવી મનવાર " વોરસ્પાઇટ " બંધાય છે અને ૧૯૧૫માં બંધાઇ રહી પાણીમાં ઉતરશે, તેને માટે જે તોપો બનાવવામાં આવે છે તે અત્યાર સુધી લડાઇના કામમાં વપરાતી કોઇ પણ તોપ કરતાં વધારે જંગી થશે. કોઇ પણ દેશની મનવારની તોપનાં મોંનો વ્યાસ ૧૩.૫ ઇંચથી મોટો નથી. પણ આ તોપનો વ્યાસ તો સવા ફુટ થશે ! તેના ગોળા ક્યાં સુધી જશે એમ તમે ધારો છો ? તે વીસ માઇલ દૂર જશે અને એક એક ગોળો પણ નાનો સૂનો નહી પણ બીમને લાયકનો ૧૮૦૦ રતલનો. ૫૦૦ માણસોના વજન જેટલો લાડવો છે ! અને પાંચ માઇલ દૂર સુધીની મનવારમાં તે પડે તો તેના પરનાં ૧ ફુટ જાડાં પોલાદના બખતરને પણ આ ગોળો ભેદી નાંખશે ! આ ગોળાની નવી ખુબી એ છે કે જે અકસ્માતથી તે ધાર્યા જેટલો દુર ન જતાં વચમાં પડે તો તે ફુટશે નહીં એટલે મળે તો પાછો કામ આવે. હાલની તોપોના ગોળા તો શું પણ ધડાકા પણ ખમી શકાય એમ નથી ૧૨ ઇંચ વ્યાસની તોપના ગોળા છુટતાં તેનો જે ધડાકો થાય છે તે, ધડાકાની જગ્યાથી ૧૫૦૦ ફુટ દુર જેટલી જગ્યા પરના ઘરની બારી હચમચાવી દઇને તેના કાચ હવાનાં આંદોલનથી ભાંગી નાખે છે ! આ કારણથી જ્યારે તોપ ફોડવાની પ્રેકટીસ થાય છે ત્યારે ત્યાંના ગામના લોકોને તેની આગમચથી ખબર આપવી પડે છે એટલે તેઓ કાચની બારીનાં બારણાં ગમે તેટલી ઠંડી હોય તો પણ મજાગરામાંથી કાઢી લે છે અને દુકાનદારો કાચનાં બારણાં પર ગોદડાં ઓરાડી દે છે !

**મનુષ્ય કેટલું સામટું, અને કેવી રીતે, ચાલી શકે છે ?**—તેને માટે આપણને ચાલવાના હુન્નરના ચંપીયન અને સરે વૉકીંગ ક્લબના સેક્રેટરી મી. ટી. ડબલ્યુ. હેમંડનો મત લેવો પડશે. ૧૮૯૮ માં તે ૨૪ કલાકમાં ૧૩૧।। માઇલ ચાલ્યો હતો અને શરતમાં જીત્યો હતો. રાસ કલાકના ૫।। માઇલ આવી, કે જેટલું બીજા ૧ કલાક સુધીમાં પણ કદાચ ન ચાલી શકે. ચાલવાની સાધારણ શક્તિ માટે ખાતામાંજ ખાસ સંભાળ લેવાની છે. તેના મત પ્રમાણે ચાલવાની ચાલ એવી હોવી જોઇએ કે શરીર પર ચાલનાં ભાર ન પડે. થાક્યા વગર ચાલવું હોય તો, ( ૧ ) પગ મુકતાં એડી પ્રથમ મુકવી ને તે પર ભાર દઇ જમીનપર દઢ કરવી. ( ૨ ) અંગુઠો જેમ બને તેમ જમીન પરથી જલદી ઉઠાવી લેવો, કે જેથી તેના પર શરી-

રનો ભાર ન પડે. ( ૩ ) હાથ ઝુલતા નહીં પણ કોણી વચ્ચે સમ કાટખૂણે કરવો જેથી કોણી નીચેનો ભાગ અધર રહે, અને હાથ સારી રીતે છાતીની આડે હલાવતા રહેવા. ( ૪ ) ચાલતાં ખભા પણ ઉંચકવા, કે જેથી શરીરનો ભાર બધો એડીપર ન પડતાં વહેંચાઈ જાય અને તે રીતે પગલાં વહેલાં ભરાય. ( ૫ ) છાતી બ્હાર, ખભા અંદર, તથા ઘુંટણ તાન સીધા, તથા આખું શરીર ટટાર રાખવું. મી. હેમંડ કહે છે કે, ૧૯૦૨ માં તેણે ચાલવાની કસરત, તેનો હુન્નર તથા બાદ્ધ શરતો શરૂ કીધી. તે પહેલાં તે રોજ માંદો રહેતો પણ ૧૯૦૨ પછી તે એક દીન પણ માંદો પડયો નથી. ચાલવાના શારિરીક લાભની આથી વિશેષ શી ખાત્રી! ૧૩૧॥ માઇલ તે ૨૪ કલાકમાં ચાલ્યો પણ તે ૨૪ કલાકમાં તેનું વજન નવ રતલ ઘટી ગયું હતું. અતિસ્થૂલો માટે આ એક નુસખો થઇ પડવો જોઇએ.

**લંડનમાં મળેલી છેલ્લી મેડીકલ કોંગ્રેસમાં થયલી નવી વાતો**—તેમાં લાયેન્સ નગરના પ્રોફેસર વીકટર રોચેટે એમ કહ્યું હતું કે ઘણું ખરૂં ક્ષયની શરૂઆતમાં, અસર એક મૂત્રાશય પિંડપર થાય છે, તેથી સર્વોત્તમ ઉપાય એજ છે કે વ્હાડકાપથી ક્ષયરોગથી લાગુ પડેલું મૂત્રાશય પિંડજ શરીરથી દૂર કરી દેવું ( ૨ ) મી. જે. જી. ટર્નરે પાઠાંના દરદની ઉત્પત્તિ વિષે એવી કથા કહી હતી કે પાઠાંનું મૂળ કારણ મુખમાં થતો દુર્ગંધી રસ છે. તે ગળવામાં આવે છે અને તેથીજ અંતે, જો કે ઘણે ઘણે વર્ષે, પાઠાંની ઉગ થાય છે. મુખ ઉત્તમ રીતે બ્રશ આદિથી નિરંતર સાફ કરવાથી શરીરના અનેક અન્ય રોગોનું મૂળ કપાઇ જાય છે એ નિરસંદેહ છે.

**ફળના રસમાં પણ દારૂ છે?**—હવે હીંદુ શેઠીયાઓ " સ્ટ્રોબેરી " પુષ્કળ ખાતા થવા લાગ્યા છે. તેમને વિદિત થાય કે મેથરોન, મહાબલેશ્વરની એ પ્રસાદી, એ પર્વતોપર બીજું કાંઇ કામ ન હોવાથી અતિશય ખાવી એ દારૂ ભેળવીને પીવા બરોબર છે. દારૂ અર્થાત માદક પ્રવાહીનાંજ લક્ષણ " સ્ટ્રોબેરી " ના રસમાં છે. બન્નેનો ગુણ એસીડ ( ખાટાપણું ) છે. દારૂ કે ભાંગ પીવાથી જેમ ચક્કર આવે છે, માથું દુખે છે, આંખે અંધારી આવે છે, વખતે બધું બેવડું દેખાય છે તેમ અતિશય " સ્ટ્રોબેરી " નો પુરતો કરવાથી પણ થાય છે. રૂબાર્બની વનસ્પતિ કે જેના શેરાનો સટ્ટો શ્રેયસ્સાધક અધિકારિ વર્ગના ઘણાકે કીધો છે તેનું પણ એજ ફળ છે. તેમાં ' ઑક્ઝેલીક એસીડ ' ઝાઝું હોય છે. કાંઇ દારૂ પીધાથીજ છાકટ થવાતું નથી! ખાલી પેટમાં " છાટુંગ " કોરી લેવાથી પણ સહેજ છાકટ થઇ જવાય છે. ટર્પેન્ટાઇનની હવા કે ધુમાડો ખાવાથી પણ ચિત્ત ચકડોળે ચઢી જાય છે. જો ગાતિઓનું દારૂ પીનારને નાતબહાર કરવાનું કારણ તેથી છાકટપણું લાગુ પડતું હોવાનું હોય તો તો તેઓની ઉપાધિ આ નવીન સમાચારથી વધવાનો સંભવ છે!

**સમાધિ ચઢાવવાની તૈયાર ઔષધિ!**—આ મહાન શોધની નોંધ મે માસના "ઇંડીયન રેવ્યુ" પત્રે એક અમેરીકન પત્ર પરથી લીધી છે જેનો ઉતારો મીસીસ એનીબીસંટના " થીઓસોફીસ્ટ " (મદ્રાસ સપ્ટેંબર) માં લીધો છે. વાત એમ છે કે દક્ષિણ અમેરીકામાં પુરુમાયો રબર માટે જે ભયંકર ક્રુરતા કરવામાં આવી હતી ત્યાં તેની પાડોશમાં ટેકટ નામને સ્થળે ડૉક્ટર બી. એસ. બાયન નામના એક મુસાફરને વેરાનમાંથી કાઢેલી એક ઔષધિ મળી આવી છે. ત્યાંના દેશીઓ તેને યેગે ( yage ) કહે છે. લોહી ઉડી જવાનો રોગ,

બેરી બેરીનું જીવલેણ દર્દ તેનાથી મટી જાય છે. એ તો તેના નિકૃષ્ટ ગુણો છે. એ ઔષધિ વેંત મગજ સમાધિ દેશમાં ઉત્થાન કરી જાય છે ! ગુપ્ત વાતો, ગેબી ગાયન ( યોગનો અનાહુત નાદ " હશે ! ) અને દિવ્યશક્તિ તેને પ્રત્યક્ષ પ્રકાશિત થાય છે ! એ વિદ્વાન કટરના એક મિત્રે એનાં થોડાં ટીપાં રાત્રે પી જોયાં તો તેને જ્ઞાન થયું કે તેનો પિતા જે ખર આવતાં ૧ માસ લાગે એટલો દૂર હતો તે મરણ પામ્યો હતો અને તેજ સ્થળે તેની પણ ગંભીર રીતે માંદી હતી એવો તેને સમાધિ બોધ થયો. આ વાત અંતે ૧ મહિને પહોંચ્યો ત્યારે ખરી પડી ! ડો. બાયને આને " ટેલેપાટીના " નું નામ આપ્યું છે. આ જરા સસ્તી થશે તો આપણે પણ લઇશું. સમાધિ પણ આઠ આઠ આનાની દવાના ' થી ચઢે એથી બીજું શું ? પાતંજલ યોગશાસ્ત્રને હવે બાળી નાંખવું પડશે. ઉપ- અને શાસ્ત્રો ! તમારે માટે હવે સમુદ્રમાંજ જગ્યા છે !!

---

## સમાજ શાસ્ત્ર ઇત્યાદિ મિશ્રતિ વિષયો ( સટીક )



**ચીકાગોમાં સ્મશાન જવાનો વધી પડેલો ખર્ચ**—સંસારી બદીઓ પશ્ચિમમાં પણ પણ ત્યાં તથા આ દેશની બદીમાં ભેદ એ છે કે બદી વધતાં ત્યાં તે દૂર કરવાના જાગૃ- ‌થી ફતેહમંદ ઉપાય લેવાય છે, અને અહીં ઉપાય લેનારને સુધારકની ગાળ દેવામાં આવે ! ' ( સુધારક ' એ શબ્દ હવે લગભગ ગાળ તરીકે વાપરનારા વાપરે છે ). યુરોપીયનોમાં ‌ાપણી પેઠે ડાઘુઓ પગપાળા સ્મશાન જતા નથી. ગાડી ઘોડે સ્વાર થઇને જાય છે, અને નો ખર્ચ મરનારના સંબંધીને આપવાનો હોવાથી તેને તે બહુ ભારે પડી જાય છે. સંબંધી રીબ હોય ને મરનાર લાગવગવાળો હોય તેથી ઝાઝા જણ આવે તો તેનો મરોજ થાય છે. ‌ા કારણથી ચીકાગોમાં એક કંપની કાઢવામાં આવી છે. તે ખાસ મોટી ભાડાગાડીઓ ખશે. તે એવડી મોટી છે કે તેમાં શબવાળી પેટી તેમજ એકંદર ૨૭ ડાઘુ બધા માઇ જાય. ‌ગી ભૂમીદાહની ક્રિયા કરાવનાર પાદરીની પણ ખાસ જગ્યા તેમાં રાખી છે. આથી ખર્ચ ‌ાત્ર ૭ પાઉંડ આવશે. અંહી ૭ પાઉંડમાં તો શબનો આત્મા સ્વર્ગે જાય તેટલી બધી ‌રમા સુધીની ઉત્તર ક્રિયા તથા બ્રહ્મભોજન પણ થઇ શકે છે. તે જોતાં એ ખર્ચ પણ ‌હુ ભારે લાગે છે. પણ અમેરીકાનો પાઉંડ તે અંહીના રૂપીયા બરોબર છે તે સ્મરણ રા- ‌વું જોઇએ. અને હાલ થાય છે તે કરતાં તો આ રકમ ત્રીજે ચોથે હીસ્સેજ છે.

**મનુષ્યનાં વાળનો વેપાર, અને તેનું પ્રદર્શન !**—વાળનું પણ પ્રદર્શન ! સ્વરૂપવતી ‌ીઓનાં પ્રદર્શન ભરાતાં અને સૌથી સ્વરૂપવતીઓને નંબરવાર ઇનામ આપતાં આપણે સાંભ- છે. તે કરતાં પણ વિચિત્રતાના પ્રદેશમાં માનુષી વાળનું પ્રદર્શન વધી જાય છે. દર ઉના- ઋતુમાં આ પ્રદર્શન લંડનમાં ભરાય છે. જાણીને આશ્ચર્ય થાય છે કે, દરવરસે ફક્ત જે આ વેપારનું મુખ્ય મથક છે ત્યાં ૪૫ લાખ રૂપીયાના વાળનું વેચાણ થાય છે ! બરછટ અને ટુંકા વાળો નહીં પણ કન્યાઓના વાળોજ આ છે. ઇટલી, બ્રીટની અને

દક્ષિણ ફ્રાન્સની ગરીબ ખેડુત સ્ત્રીઓના માથાંનો શૃંગાર કપાઇને આવે છે. 'કીમ્મત' પણ જેવી તેવી નથી. પ્રમાણમાં અત્તર સોંઘુ છે. એક આઉંસ ઉત્તમ વાળના રૂ. ૩૭ા પડે છે। અને વિચિત્ર વાર્તા એ છે કે કાળા કરતાં સફેદ વાળ બહુ મોંઘા છે. તે તો કસ્તુરીથી મોંઘા છે. આઉંસના રૂ. ૭૫ પડે છે. તેનું કારણ એ છે કે તે પુરતા જથામાં મળતા નથી. વૃદ્ધના જે સફેદ વાળ ગણાય છે તે ઘણા ખરા તો મિશ્રિત કાળા હોય છે તેથી એક એક સફેદ વાળ ચુંટીને કાઢવો પડે છે. અને એ ૨ા ફુટથી લાંબા તો મળતાજ નથી. વળી વાળ કાંઇ ઝટ ઉગતા નથી અને થોડા રૂપીઆ ખાતર વર્ષો સુધી ઉગાવનારા પણ થોડા અને ઉગાવીને વેચનારા તેનાથીએ થોડા તેથી તેની અછત વધતી જાય છે. અને ખોટા બનાવટીનું ચલણ વધે છે.

દુન્યાની સૌથી મોટી "ફાઉન્ડલીંગ" હૉસ્પીટલ-તે રશીયાના આગલા પાટનગર મૉસ્કોની છે. તે વિષે હમે આ અંકના "સૂક્ષ્મદર્શકમાંથી" શિર્ષક લેખકમાં ઇશારો પણ કર્યો છે. તેમાં ચૌદ હજાર વ્યભિચારોત્પન્ન બાળકો એક સામટાં છે! વર્ષમાં તેની પાછળ પંદરલાખ રૂપીઆનો ખર્ચ કરવામાં આવે છે. વ્યવસ્થા પણ સર્વોત્તમ છે. દરેક બાળક દીઠ એક નર્સ હોય છે. આ હૉસ્પીટલનો ખર્ચ રમવાના કાર્ડપરના કરથી કરવામાં આવે છે. જેમ આ દેશમાં મીઠાપર કર છે તેમ રશીયામાં રમવાના પાનાંનું છે. ત્યાં જુગાર માટે તેનો સારો ખપ છે. સરકારજ તે બનાવી શકે છે અને પરદેશથી તે આયાત થઇ શકતાં નથી. આ પણ મહેસુલ કરવાની એક ઉત્તમ યુક્તિ છે અને મીઠાંને બદલે આંહી પાનાપર કર નંખાય તો તેથી લાભજ થશે, કેમકે જુગારી તથા વ્યર્થ કાલક્ષેપ કરનારા શોખીન પાનાં રમનારાઓનેજ ગરીબ વર્ગને બદલે કર આપવો પડશે!

---

## અંગ્રેજી માસિકોના કેટલાક ઉત્તમ લેખોનો સારાંશ (સટીક).

---

**દાઢી મૂછ અને પ્રાચીન રાજાઓ**—"સુપીરીયારીટી ઓફ હીંદુ સીવીલઝેશન" ના વિદ્વાન કર્તા, અજમેરના મી. હરબિલાસ શારદા, બી. એ, એફ. આ. એસ એસ (ઇ) ચાલુ ભાદ્રપદ માસના વૈદિક મૅગેઝીન (હરિદ્વાર) માં રાજાઓની દાઢીનો ઇતિહાસ લખે છે. આ લેખ અસાધારણ ઐતિહાસિક શોધખોળનું પરિણામ છે. લેખક કહે છે કે, પ્રાચીન હીંદુ રાજાઓ કદાપિ દાઢીના વાળ રાખતા નહીં. તેમનાં ચિત્રોમાં હમેશ જુદી જુદી રીતે તેઓ મૂછો રાખતાજ દેખાય છે. બહુધા થોભીયા રાખતા. પરંતુ નેપોલીયન બોનાપાર્ટ પેઠે તદ્દન સપાટ મેદાન કોઇનેજ નહોતું. મૂછ તો રાખતાજ, કારણ કે તે મર્દાઇનું ચિન્હ ગણાતું અને તેના આંકડા વાળવા એ નિસ્પૃહ અને આહ્વાન (ચૅલેંજ) ની નિશાની ગણાતી. મોટા સામે તેમ કરવું એતો ઉદ્ધતાઇજ છે, અને એટલા પરથી તો દેશમાં મોટા જંગો મચ્યા છે! અજમેરના ચોહાણરાજ સોમેશ્વર અને ગુજરાતના રાજા બીજા ભીમદેવ વચ્ચે યુદ્ધ થવાનું કારણ એજ હતું કે, ચોહાણ રાજાના દરબારમાં આશ્રિત સોલંકી પ્રતાપ, જે ભીમદેવનો પિતૃજ

થાય તેણે, રાજા સોમેશ્વરના દરબારમાં મહાભારતના વીરોની વીરતાની વાર્તા વંચાતી હતી, ત્યારે અજાણપણે મુછને તાલ દીધા ! ચોહાણ સેનાપતિ કહાનરાયે આને " આવી જા " ની નિશાની સમજીને ( પ્રથમ પૂછી જોવા જેટલું અજ્ઞાન સ્વીકારનારા એ રજપુતો કેવડે હતા ?) મ્યાનમાંથી તરવાર ખેંચી કાઢીને એક પ્રતાપના બે પ્રતાપ કીધા અને તેથી ચાલુક્યો અને ચોહાણો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું ( આજે આમાંની બેમાંની એકે મુર્ખતા બનવાનો સંભવ નથી, મૂછ પર તાલ દેવાથી મારેએ નહીં અને કદાચ મારે તો રાજદ્વારીઓ " ડીપ્લોમસી " દ્વારા ક્ષમા, નુકશાની આદિનો કલમના ગોદાથી તોડ લાવે ! પરંતુ ડહાપણ, રજપુતોની દોલત હતીજ નહીં.) ઉક્ત વાત પૃથ્વીરાજ રાસામાં લખી છે. ઋષિમુનિઓ જેઓ પંચકેશ ધારણ કરતા તેઓ દાઢી પણ ધારણ કરતા. મહારાજ પૃથ્વીરાજ ચોહાણને ( ઇ. સ. ૧૧૭૯ થી ૧૧૯૨ ) મૂછોજ હતી.

મુસલમાનો દાઢી ધારણ કરતા. પરંતુ હીંદમાં આવતાં તેઓ હીંદુના સંસર્ગથી તેમના વાળની પહેરવેશ બદલાઇ, ને હીંદુશાહી થઇ. હીંદમાં મુસલમાન રાજ્ય સ્થાપક પ્રથમ બે બાદશાહો દાઢી બોડાવતા પણ તેમની પછી મોગલ બાદશાહો દાઢી રાખવા લાગ્યા. ધીમે ધીમે હીંદુ રાજાઓ પણ મુસલમાનો પેઠે દાઢી રાખવા લાગ્યા, જો કે તેઓ જુદીજ રીતે રાખતા. તેઓ લટકતી ન રાખતા પણ તેને ઓળી, આંકડા વાળી ઉભી રાખતા ! હજી એ રજપૂતો તેમજ કરે છે. મહારાજ મહાન અકબર ( ૧૫૫૫–૧૬૦૫ ) ને તો મૂછોજ માત્ર હતી, અને તે વસ્ત્રાભિધાન પણ હીંદુ પ્રમાણેજ કરતો. કાને કુંડળ, હાથમાં મોતીની માળા અને કપાળે સુખડનો પવિત્ર લેપ ધારણ કરતો ! તેનાં જે સર્વોત્તમ ચિત્રો છે તેમાં તે શુદ્ધ હીંદુજ દેખાય છે. એના પુત્ર જહાંગીર ( ૧૬૦૫–૧૬૨૭ ) જરા થોભીયા રાખતો પરંતુ દહાડી તો નહોતોજ રાખતો. પ્રથમ દાઢી રાખનાર પ્રથમ મોગલ બાદશાહ તે શાહજહાં ( ૧૬૨૭–૧૬૫૮ ) હતો. તે પછી ઔરંગઝેબ ( ૧૬૫૮–૧૭૦૭ ) બહાદુરશાહે ( ૧૭૦૭–૧૨ ) અને જહાનદારશાહે ( ૧૭૧૨–૧૩ ) દાઢી ધારણ કરી. બાદશાહ ફરૂખશીયરે ટુંકી " ખસખસી " જ ધારણ કરી, પેલા બે પુતળાં રફીઉદ્દાર જત અને રફીઉદ્દૌલાને તો ઝીણી દાઢીજ હતી, અને મહમદશાહે તો હીંદુ રીતિ પ્રમાણે તે કઢાવી નાંખી ! તે પણ કાને મોતીનાં કુંડળ પહેરતો અને હીંદુ રાજાઓ જેવોજ લાગતો. તે પછીના ૧૮૫૭ ના છેક બહાદુરશાહ પર્યંતના બાદશાહો દાઢી ઉગાડતા.

હીંદુસ્તાનના ગવર્નર–જનરલો, વૉરન હેસ્ટિંગ્સથી તે લૉર્ડ ડેલહાઉસી ( ૧૮૫૬ ) સુધી સઘળા દાઢી મૂડાવતા. તે પછી વાઇસરોયોમાં લૉર્ડ કેનીંગ અને લૉર્ડ એલ્ગીન તેમજ લૉર્ડ મેયો દાઢી રહિત હતા. લૉર્ડ લૉરેન્સ, લૉર્ડ નૉર્થબ્રૂક, લૉર્ડ લીટન અને મહાત્મા માર્કવીસ ઑફ રીપન સઘળા દાઢીધારી હતા. ૧ ની ખાસ ટુંકી તથા છેલ્લાની ખાસ લાંબી હતી. લૉર્ડ ડફ્રીન ફ્રેંચ દાઢી રાખતો. અને લૉર્ડ લૅન્સડાઉન થોભીયા રાખતો. લેખક તે પછી રજપૂતોના જૂદા જૂદા રાજ્યના રાજકર્તાઓની દાઢી રાખવાની ખાશીયતની વીગત આપે છે.

**ફલિત જ્યોતિષના બંધનમાં સપડાયલો મુંબઇનો હીંદુ વેપારી**—એ વિષય ઉપર એક રમુજી વીગત આપનારો લેખ મી. જયસુખલાલ કે. મહેતા એમ. એ. ના તંત્રી-

પદ હેઠળ અત્રે પ્રગટ થતાં " ઓરીએન્ટલ રીવ્યુ "ના ગઇ તા. ૩૦ મી ઑગસ્ટના પત્રમાં જાણીતા ભાટીયા સુધારક મી. લીલાધર રાયસંગે પર લખે છે. લેખક કહે છે કે ઘણાક વાચકોને જાણીને આશ્ચર્ય થશે કે, હીંદુ વેપારી જોષીની સલાહ પ્રમાણેજ વેપાર ખેલે છે. જન્મથી મૃત્યુ પર્યંત જોષીબાવા તેનો પીછો છોડતા નથી. અંગ્રેજી કેળવણીએ તેનાપર ઝાઝી અસર કરી નથી. વ્યાપારનો પ્રારંભ કરવા વ્યાપારી શુભ દિવસજ નહીં પણ શુભ ઘડી પણ જોષીથી નિશ્ચિત કરાવે છે. જોષીની ગણતરીનો કેટલોક આધાર તેના ધંધાની વસ્તુનો રંગ તથા જાત પર પણ છે। મુહુર્ત આપતાં વ્યાપારીની પત્ની સંતતિની જન્મોત્તરી પણ તેને જોવી પડે છે, કેમ કે પતિના તથા તેમના ગ્રહ એક બીજાથી વિપરીત હોય તો ? મુહુર્ત નિશ્ચિત કરવાની દક્ષિણા મળ્યા પછી જ્યારે પ્રારંભ થાય ત્યારે પણ તેને દક્ષિણા મળે છે. આ પ્રસંગે જ્યાં ધંધો શરૂ કરવાનો હોય ત્યાં પૂજા થાય છે. ચોપડા તેમજ તિજોરીની પણ પૂજા કરવામાં આવે છે. તીજોરી ઉઘાડી તેમાં મંગલ તરીકે થોડા રૂપીયા રાખવામાં આવે છે. આટલેથી જોષીનું કર્તવ્ય ખલાસ થાય છે એમ ઘણા ધારશે પણ તે ભુલ છે. વીલાયત જોડે જો વેપાર કરવાનો હોય તો ત્યાં પહેલો તાર કરવાનું પણ મુહુર્ત જોવાનું હોય છે. અને ત્યાંથી આવેલા પત્ર કે તારનો, સોદો કરવો હોય તો, તરત જવાબ આપવાનો જરૂરી હોય તોએ જો મુહુર્ત ન હોય તો વિલાયતવાળાઓ વિચારીજ કરે છે કે હીંદના હમારા આડત્યાઓ શું ઉકાળે છે ? તેઓ ઘણુંએ સંભારે કે જવાબ આપો પણ અહીં આપવા દેશે નહીં. બહુ વ્હેમીલો તો વળી મુહુર્ત ૧ લો તાર લઇ જતા માણસને ઉપર સારાં શુકન થવાની પણ વાટ જોશે. વેપારીના મિત્રો જરા સાવચેતી બતાવે તો જોઇતાં શુકન અવશ્ય થાય છે. તેજી મંદીના અને લેવાલી વેચવાલીના સોદા પણ જોષીનાજ કહેવા પ્રમાણે વેપારીઓ કરે છે. વખત બચાવવા, આખા વર્ષના બનાવો લખીને જોષી વેપારીને આપે છે અને તે પ્રમાણે વેપાર ખેલાય છે. જો જોષીની સલાહ વિરૂદ્ધ બજાર ભાવ હોય તો વિરૂધ્ધ વર્તતો ગ્રહ રવાન ગ્રહ ખોળી કાઢી તેનું પૂજન થાય છે અને જોષીને દક્ષિણા પ્રાપ્ત થાય છે. કોર્ટના કજીઆમાં પણ જોષીની સલાહ લેવાય છે. ( હીંદી વેપારીઓને મુહુર્તના જોનારા યુરોપીયનો કરતાં ઘણુંખરું વધારે ખોટ, ખાસ કરીને તેજી મંદીના સોદામાં જાય છે તેનું કારણ આથી સ્પષ્ટ થાય છે ).

---

## લીમીટેડ કંપનીનો અર્થ.

( સ્થળ—હોર્નબીરોડ, કોટ, મુંબઇ. )

**છગન**—અરે મગન, અહીં પાટીયામાં નામ પછાડી " લીમીટેડ " લખ્યું છે તેનો શો અર્થ ?

**મગન**—એનો અર્થ એ કે એ કંપનીમાં નાણું ભરનારને જરા જોખમ નહીં—જેટલાના શેર લીધા તેટલાજ ગયા. હું એક પૈસો કાઢું અને તું પણ એક પૈસો કાઢે. આ બે દોઢીયાની એક બીરીડ લઇ ( બીરૂદ ) હું પીઉં ને તું ટગર ટગર જોયા કરે તો હું ડીરેક્ટર ગણાઉં ને તું શેર હોલ્ડર ગણાય, કારણ કે જોખમ હું ખેડું છું.

# કુદરતી-અખતરો.

## એક ત્રીજોરી ઉપર બે વખત ચોરોના હુમલા !

### પુરતો વખત મળવા છતાં ત્રીજોરી તુટી નહી
### તે ત્રીજોરી કોણની હતી ?

### બંગડી બજારવાળા લાલા કન્હીયાલાલ એન્ડ સન્સની હતી.

વિશે મુલજી જેઠા મારકીટવાળા શ્રીમાન શેઠ માવજી લીલાધર શું કહે છે ?

### કહે છે કેઃ—

અમે એક ચોકસ કારણુસર બરેલી રહેવા ગયા હતા તે વખત અમારો કુલે જોખમ જે લાલા કન્હીયાલાલની એક ત્રીજોરી જે તા. ૨૦-૧-૧૦ ના રોજે ખરીદેલી હતી તેના અંદર મુકી ગયા હતા તે દરમીયાન રાતના વખતે ગલીમાંથી બારી તોડીને ચોર દાખલ થયા અને ત્રીજોરી ઉપર ઘણીએક મહેનત કરી છતાં ત્રીજોરી તુટી નહીં અને ચોરો નીરાશ થઈને નાશી ગયા.

સવારે અમોને ખબર પડતાં અમો એકદમ ગભરાયા પણ ત્રીજોરી ખોલતાં સંતોષ થયો હતો તે દિવસે અમોએ બારીઓનો પકો બંદોબસ્ત કરાવ્યો હતો અને તેજ રાત્રે ફરીથી ચોરો આવ્યા અને એક તાળું જે દરવાજા ઉપર લગાડ્યું હતું તે પણ લાલા કન્હીયાલાલનું હતું તે તાળું તા. ૨૨-૨-૧૧ ના રોજે ખરીદ કર્યું હતું. તેને તોડવાની બહુજ મહેનત કરી છતાં ન તુટવાથી બારણાનો નકુચો કાપીને અંદર દાખલ થયા અને ત્રીજોરી ઉપર પુરતી મહેનત કરી પણ ત્રીજોરી તુટી નહી તેમ ખુલી પણ નહી.

સવારે અમોને ખબર પડતાં અમો ઘેર આવ્યા અને તે બનાવ જોઈને તથા હેન્ડલ તુટેલો જોઇને અમો ગભરાઇ ગયા પણ ત્રીજોરીને ચાવીથી ખોલતાં અંદરનો સરસામાન સલામત નીકળ્યો, તેથી અમોને ઘણોજ સંતોષ થયો છે. અમોને લખતાં ઘણીજ ખુશી ઉત્પન્ન થાય છે અને તમારી ત્રીજોરી સીરે અમારા દીલમાં સંપૂર્ણ ખત્રી થઇ છે. એજ.

તા. ૧૫-૪-૧૧ લી૦ માવજી લીલાધર દા. પોતાના

# સત્ય

सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે. તેનું હનન કરે છે.

પુસ્તક ૩ જું. ઑક્ટોબર, સન ૧૯૧૩. અંક ૪ થો.

## ઇશ્વરની સર્વદેશી પૂજા.

( ગઝલ—કવ્વાલી. )

પિતાજી ! વિશ્વના ત્રાતા ! પ્રભુજી ! દીનના ભ્રાતા !
બધા અજ્ઞાન ને જ્ઞાની, બહુ રૂપે તને ધ્યાતા.
કહે છે કોઇ પુરાણોમાં, કહે કાબા—કુરાનોમાં;
ઘરે—બ્હારે—વિરાનોમાં, બધે એવો તમે ત્રાતા !
ગુણી, જ્ઞાનિ અને ભક્તો, મુની, યોગી, મહાત્માઓ;
ધરીને ધ્યાન ઋષિ—સંતો, નિરંતર આપને ધ્યાતા.
ભરી છે જ્યોતિ જલ સ્થળમાં, તમે છો ગામ—જંગલમાં;
તમે ફુલ, પાન ને ફલમાં, રહ્યા વ્યાપી સદા જ્ઞાતા
રચીને વિશ્વલીલા આ, જડી જડ—મુળી કુદરતનાં;
જડયા આકાશમાં ખીલા, સીતારાના તમે ત્રાતા !
બધાં બ્રહ્માંડ સૃજનારા, પિતાજી ! પાળનારા છો !
સદા સંભાળનારા છો, તમે બંધો ! તમે ભ્રાતો !
પડે જ્યાં મોહનો ધોકો, મમત ત્યાં વાળતી ચોકો;
ભૂલીને આપને લોકો, ખતા બહુ ખોઇના ખાતા.

ગુનાહોની શિશુ જાણી, ક્ષમા આપો દયા આણી;
શુણી આ રંકની વાણી, ભરો સૌને હૃદય શાતા.
જગતના માનવો ! આવો, અને ઓ ! સ્વર્ગના દેવો !
ઉઠાવો આજનો લ્હાવો, ગજવો નાથગુણગીતા.

વસન્ત.

---

## શરણાગતને શરણે !

( તોટક—અનિયમિત )

વિલસે !
નવમેઘ.

હીંસી વિલસે !
રસલીન ધરા પિયુ સિક્ત રસે.
ચમકે ચપલા ! નિરખી કમલા,
ચમકે, થઇ વિકળ ભૃંગ ગ્રીવા વળગી પડતી સહસા અબલા.
કથતી પિયુને ભીરુ, કંથ કહો ?
મનમોહન આ શી ઉપાધિ અહો !
ચમકે ક્ષણ,
લુપ્ત ક્ષણે સહસા.
...તીક્ષ્ણથી છેદ ઉંડો સમ અંતરમાં સમ ભ્રાન્ત કીધી શીદ શીર
...પ્રિય આસ્ય બહિષ્કૃત આર્ત અતિ
...તક નિસ્વન થાન શ્રુતિ.
...હતી વ્યોમ વિષે.
...સનાન્તર શુભ્ર સુસુપ્ત દિશે !

છોટુભાઇ દાજીભાઇ દેશાઇ.



---

...ને.

મેન્યુ

કયમ મચ્છ રહે જલમાંહિ સદા ?
કયમ રે ગૂંજતા કમલે ભ્રમરા ?
દીપમાંહિ પતંગીયું કેમ પડે ?
કયમ ચાતક કો ઝૂરી ઝૂરી મરે ?

કયમ વાદળીઓ વરસે નભથી ?
કંઇ દોડતી રે દરિયે જ નદી
કયમ ગીરિયકી નીકળી નીકળી ?
કયમ છે જગ પ્રેમ-સમાધિ મહીં ?

નહિ સૂત્ર જ આ હું ઉકેલી શકું,
વહતું ઝરણું પ્રિય ! પ્રેમ તણું;

પ્રિય ! સ્નેહની છોળ અતિ ઉછળે,
પ્રભુતા મહીં આત્મ વળી વિલસે.

તુજ અંતરમાં મુજ અંતરમાં
ઝરતો નવ સાત્વિક પ્રેમ હીરા !
ગૂઢ પ્રેમતણા મધુ-ગાન સખે !
મીઠી દિલની બંસરી દિવ્ય ફુંજે.

સેંટ ઝેવીયર્સ કૉલેજ.

N. K. Kapadia,

# પ્રેમ કે પરિચય ?

### હરિગીત.

નિજ વિદ્વત્તા વય કુળ કે ધનનો ધરાએ ગર્વ જ્યાં,
અથવા ખુશામતથી ઘણી નિજ પ્રેમ દર્શાવાય જ્યાં,
નિજ ઉચ્ચતાનો પર થકી અંકુર ઉદ્ભવતો જ્યહાં,
પરિચય કહો, નહીં પ્રેમ તે, ત્યાં માન પણ ધરવાં કશાં !
જ્યહીં દોષ જોવાયે પરસ્પર, અંતરાયો જ્યાં નડે,
ધરવું પડે જ્યાં મૌન, ત્યાં શું પ્રેમનો પાનો ચડે ?
અપવાદભયથી લોકના જ્યાં પ્રેમ દર્શાવાય છે,
પરિચય કહો, નહીં પ્રેમ તે, શું માન ત્યાં અર્પાય છે ?
" બેદિલથી શાને ફરો ? " " ઓછાં કર્યાં કે હેત શું ? "
" ના ના કસમ ત્હારા મ્હને, મનમાં ન મ્હારા એ કશું. "
જ્યહીં આ પ્રમાણે પ્રેમ શંકાનો અનુભવ થાય છે,
પરિચય કહો, નહીં પ્રેમ તે, નહીં માન ત્યાંજ પમાય છે.
અંતર ઉમળકે પ્રેમને નથી ભેદ નજરે આવતો;
તન્મયપણું સ્વ સમાનતા એ પ્રેમ તો સમજાવતો;
જ્યાં છે નહીં અસ્તિત્વ એનું, તો પછી છે પ્રેમ કયાં ?
કહો તો ભલે પરિચય, તથાપિ પ્રેમ ના—એ પ્રેમ ના.

પ્રભાશંકર જયશંકર પાઠક.

# નૃત્ય શું અનીતિ વર્દ્ધક છે ?

## મીસ મૉડ ઍલન અને નૃત્યની શ્રેષ્ઠતા તથા આવશ્યકતા.



યુરોપની એક સ્વરૂપવતી યુવતી કુમારિકા, મીસ મૉડ ઍલન આ દેશમાં આવતા નવેંબરમાં પોતાની નૃત્યકલાનો સ્વાદ હીંદવાસીઓને ચખાડવા ઉતરી આવનારી છે. નૃત્યકલામાં યુરોપની એક સૌથી કુશળ સ્ત્રી તરીકે તેણે નામના મેળવી છે, અને રાજમાતા એલેક્ઝાંડ્રાએ પણ તેનું નૃત્ય જોવા કૃપા કરીને, તેથી સંતોષ પામીને તેને અભિનંદન કર્યું હતું. આ સમાચારથી, નૃત્યના શોખીન યુરોપીયનો તેમ હીંદીઓ ઘણા હર્ષ પામ્યા છે. પરંતુ સારંગીનો એક તાર તુટયો છે. કેટલાક યુરોપીયનોને મીસ ઍલનનું આ સાહસ રૂચ્યું નથી. લંડનના ૩ દૈનિક પત્રો, આ દેશના અનેક ઍંગ્લો-ઈંડીયન પત્રો તથા કલકત્તાની ઍંગ્લો-ઈંડીયન 'ડીફેન્સ' ઍસોસીએશન વગેરે યુરોપીયન મંડળોએ, તેના પ્રવાસથી મહા અશુભ થશે એવો ભય ઉઠાવ્યો છે, અને નગરોના પોલીસ કમીશનરોને તેને નાચવાની મના કરવાનો ગંભીર આગ્રહ કર્યો છે ! તેનું કારણ એવું આપવામાં આવે છે કે, મીસ મૉડ ઍલન જે જાતનાં પ્રાચીન ગ્રીક નૃત્યો કરે છે તેમાં વસ્ત્ર નામમાત્ર છે, અને આ ત્રણ ચતુર્થાંશ કે ચાર-પંચમાંશ-જે કહો તે-એવી નગ્નાવસ્થામાં તેને દેશીઓ જોય તેથી અંગ્રેજ રાજકર્તા પ્રજાની પ્રતિષ્ઠા નષ્ટજ થવાનો સંભવ છે, અને એ પ્રતિષ્ઠા તો સુરાજ્યનું જીવન છે. તેમને એ વસ્ત્રરહિતતા માટે વાંધો નથી. પરંતુ દેશીઓ તે જોય એનોજ ખટકો છે. યુરોપીયનો માટે તેમને વાંધો નથી. આ દલીલથી લાભ માત્ર એટલો થયો છે કે મીસ મૉડ ઍલન આવ્યા પૂર્વેજ તે ઘણી પ્રખ્યાત થઇ પડી છે, અને આ તકરાર ન થઇ હતે તો જેટલા જતે તેથી હવે કદાચ બમણા જશે. જો એઓએ આવાં નૃત્ય અનીતિવર્દ્ધક છે એજ કારણસર વાંધો દર્શાવ્યો હતે તો તેમની દલીલનું વધારે વજન પડતે. અહીં પણ અનેક સંજોગો વિચારવાના છે. મીસ મૉડ વસ્ત્રવિધાન 'સેલોમે'* ના નૃત્યમાં અલ્પ કરે છે તેનો હેતુ કાંઇ શ્રોતાઓની વિષયવાસના ઉત્તેજત કરવાનો નથી. એ એક એવી પ્રતિષ્ઠિત સ્ત્રી છે

---

* આ નૃત્યનું નામ 'સેલોમે' કેમ પડયું ! તેનો ઇતિહાસ જાણવા જેવો છે. યાહુદીઓના હેરોડ વંશના રાજાઓના કુટુંબમાં સેલોમે નામની અનેક સ્ત્રીઓ થઇ ગઇ છે. તેઓ જુડીયા અથવા પેલેસ્ટાઇનના રાજાઓ હતા, ( ઇ. સ. ના પ્રારંભમાં તથા તે પછી ) આ સેલોમેનું નામ ખ્રીસ્તીઓનાં બાઇબલ ( ન્યુ ટેસ્ટામેંટ ) માં અનેકવાર આવે છે. રાણી હેરોડીયાસના પહેલા પતિ હેરોડ ફીલીપની સેલોમે પુત્રી થાય. માતા પેઠે પુત્રી પણ એક પછી એક અનેક પતિઓની પત્ની થઇ હતી. તે નૃત્યમાં મહાકુશલ હતી. યાહુદી રાજા હેરોડ ઍંટીપાસ એના નૃત્યથી એટલો તો પ્રસન્ન થઇ ગયો હતો કે પોતાનું અર્ધું રાજ્ય તેને આપી દેવા માગણી કરી ! સેલોમેએ તો કહ્યું કે ઇસુ ખ્રીસ્તના આગમનની આગાહી કરનાર જોન ધી બેપ્ટીસ્ટનું માથું પણ રકાબીમાં આપો ! આ ઐતિહાસિક અદ્ભુત પ્રસંગને લઇને ગ્રીક પદ્ધતિએ નૃત્ય કરવામાં આવે છે. નાટકોના તથા બાળકોની વાર્તાઓના પ્રખ્યાત અંગ્રેજ લેખક ઑસ્કાર વાઇલ્ડે પણ "સેલોમે" નાં જીવન ઉપરથી એજ નામનું નાટક લખ્યું હતું. વાઇલ્ડના બીજા ગ્રંથો પેઠે આ ગ્રંથમાં પણ અનીતિ

કે એવી દુષ્ટશંકા કોઇ કરી શકેજ નહીં. પ્રાચીન યવનો નગ્નતાના પૂજક હતા. દોષ નહીં પણ નિર્દોષતાના અને કુદરતના આદર્શ તરીકે શરીરની નગ્નતા તેઓ આલેખતા. શરીરનાં અવયવોની તેઓ એક પ્રકારની પૂજા કરતા ! તે અવયવોની કુદરતી, સુંદરતા બિનકુદરતી પોષાકથી ઢંકાઇ જાય છે એમ માનીને તેઓ મનુષ્યનાં ચિત્રો, બ્હાવલાંઓ વગેરે નગ્નાવસ્થામાંજ બનાવતા. તેમાં વિષયનો ભાસ પણ નહોતો. હજી પણ પ્રાચીન ગ્રીક નગ્ન મૂર્તિઓજ સુંદરતાના પ્રમાણુ રૂપ શિલ્પીઓમાં સર્વત્ર ગણાય છે. પ્રાચીન પ્રખ્યાત ગ્રીક શિલ્પીઓની ભાગી તુટી નગ્ન મૂર્તિઓની કીમ્મત પણ આજે લાખો અને કરોડોની અંકાય છે. નૃત્યનો એક હેતુ શરીરના અવયવોની ચપલતાનું દર્શન કરાવવાનો છે. અને તેઓ માનતા કે શરીર માત્ર ઢાંકી દેવામાં આવે તો પગ, હાથ આદિ અવયવોની માંસપેશીઓની કર્વેટ અને ચિત્રવિચિત્ર ગતિનું નૃત્ય કેવી રીતે દેખાય ? તેથી અસ્લીલતા પ્રતીત ન થાય એટલા ભાગો ઢાંકીને બાકીના એક નિયમ તરીકે ઉઘાડા રાખતા. તે છતાં, પ્રાચીન ગ્રીકો નીતિમાં બીજી પ્રજાથી ઉતરતા નહીં. સ્પાર્ટાની નીતિ તો ઇતિહાસ પ્રસિદ્ધ છે.

× × × × × ×

આનો ઉત્તર એ છે કે, હેતુ ગમે તેવો હોય પરંતુ આ નાચ જોનારા પુરૂષો કાંઇ નૃત્યનો હુન્નર જોવાનીજ દ્રષ્ટિથી આવતા નથી. નગ્નતાની ઝાંખીથી તેઓમાં મલીન વિચારો ઉદ્‌ભવવાનો સંભવજ છે. આ સંબંધી એટલુંજ કહી શકાય કે તેમાં દોષ જોનારાઓનો વિશેષ છે. એ દલીલ પ્રમાણે તો ઘણા, માર્ગે જતી સ્ત્રીઓને પણ દુષ્ટદ્રષ્ટિથી જોય છે. તેથી શું પર્દાપોશીનો રીવાજ દાખલ કરવો ! અને મીસ મોડ એલન માટે તો વાંધો લેવો બેહુદોજ છે કેમકે મુંબઇમાં ' સીનેમા ' કંપનીઓમાં સ્પેનીશ વગેરે યુરોપીયન છોકરીઓ જે આછો પોશાક પહેરે છે તથા તેની ઝુલો ગળાં સુધી ઉડાવે છે તે માટે તો ઉંચા હુન્નરનું પણ બ્હાનું નથી, છતાં તે માટે વાંધો લેવાનું ભૂલી જવામાં આવ્યું છે. ઇંગ્લંડ જે યુરોપમાં એક નીતિવાન્ તથા સભ્ય દેશ ગણાય છે ત્યાં પણ તેના નાચ માટે વાંધો લેવાયો નથી–અને એ લક્ષ રાખવું કે જેને નગ્નતા કહી છે તે માત્ર તેનો આછો ભાસજ છે. વસ્ત્ર બારીક અથવા તંગ હોવાથી એ ભાસ થાય છે. સામાન્ય રીતે વસ્ત્રથી કટિ આદિ ગુપ્ત રાખવા યોગ્ય ,શરીરનાં પ્રદેશો પારદર્શક કે અતિ તંગ વસ્ત્રદ્વારા દ્રશ્ય રાખવાં એ ઇષ્ટ નથી એ ખરૂં છે, પરંતુ જ્યાં વિશેષ હેતુ હોય, તેમ કરનાર કોઇ પણ જેવી તેવી સ્ત્રી નહીં કિન્તુ પ્રતિષ્ઠિત સભ્યા હોય, જેના જોનારા શિક્ષિત સભ્ય વર્ગ હોય ત્યાં, કિંચિત્ નગ્નતા હોસ્પીટલના દર્દીની અને ચીરી જોવામાં આવતા શબની નગ્નતા પેઠે અપવાદ તરીકે ક્ષમ્ય ગણાવામાં આવવી જોઇએ. મીસ મોડ એલનની નૃત્યકલા એજ અપવાદોને લીધે ક્ષમ્ય છે. હીંદુઓનો પોષાક જોતાં તો તેમનો નગ્નતા માટે બહુ વાંધો લેવાનું ક્ષેત્ર નથી. જો ધર્મના પ્રકરણમાં નગ્નતા ક્ષમ્ય છે, જો દિગંબર સાધુઓ તથા પરંહંસ સંન્યાસીઓની નગ્નતા ક્ષમ્ય છે તો, ધર્મ

વિનું સૂચન હોવાથી ઇંગ્લંડમાં નાટકોના ' સેન્સરે ' તે ભજવવાની મના કરી હતી પણ પૃથ્વીપ્રસિદ્ધ નટી સારા બર્નહાર્ટ તે પેરીસમાં ૧૯૦૪ ના સાલમાં ફ્રેંચ ભાષામાં ભજવી બતાવ્યું હતું. ફ્રાન્સમાં આવી બાતોની છુટ છે. સેલોમેના ડેન્સમાં પગ ખુલ્લા તથા ગુંઠણ સુધી બારીક વસ્ત્રમાંથી દેખાય છે. કટિભાગ સર્વથા વસ્ત્રથી સુરક્ષિત છે. તે ઉપરના ભાગમાં મધ્યમાં જાડી જાળની કાંચળી પહેરી હોય છે.

જેવાજ નિર્દોષ એવા હુન્નરના વિષયમાં પણ તે ઓછી ક્ષમ્ય કેમ ? અહીં તો નામ માત્ર અને અમુક ભાગોની જ નગ્નતા છે.

મીસ એલનનો હેતુ નૃત્યની ઉચ્ચતા દર્શાવી આપીને શિષ્ટ સમાજમાં તે સ્વીકારવાનો છે. પોતે પીયાનો સંગીત આદિમાં પણ નિપુણ છે, અને પોતાના વિષય ઉપર ભાષણો કરવા જેટલી વિદ્વત્તા પણ ધરાવે છે. જે જાતના નાચો તે કરે છે તે તેની સ્વતંત્ર બુધ્ધિ અને અભ્યાસનું પરિણામ છે. ગ્રીક સાહિત્યનાં વાંચનથી પોતેજ તે સમયનાં નૃત્યનો આ કાલ માટે પુનરૂધ્ધાર કર્યો છે. નૃત્યને આપણા ઘણા હીંદુભાઇઓ એક બહુ બૂરી ચીજ સમજી બેઠા છે. જો આ ચર્ચાને પરિણામે તેઓ તેમાં કાંઇ પણ અનિષ્ટ તત્ત્વ નથી એટલું સ્વીકારવા જેટલા સંસ્કારી થાય તો મીસ મોડનાં આગમનથી પરદેશમાં ધન ઘસડાઇ જવાનું તેનો કાંઇક પણ બદલો મળેલો ગણાશે. નૃત્યને કેવળ પાશ્ચાત્ય વસ્તુ માનવી એ એક ભૂલ છે. પ્રાચીનકાલથી આ દેશમાં એ વિદ્યા છે. જો એ વિદ્યા પુરાતન કાલમાં પ્રસિધ્ધ ન હતે તો શિવનું એક નામ સંસ્કૃતમાં નૃત્યપ્રિય છે તે નહોતા. શિવ હમેશાં તાંડવનૃત્ય કરે છે એવી ભાવના છે. બીજાના નૃત્યથી પણ શિવ પ્રસન્ન થાય છે એવી ભાવના છે.✻ આઠ સિધ્ધિઓ નિરંતર શિવ સન્મુખ નૃત્ય કર્યાં કરે છે એવી માન્યતા છે. ઇંદ્ર નિરંતર અપ્સરાઓના નાચ કરાવે છે અને દેવ માત્ર તે આનંદથી જોય છે, એવી પણ કલ્પના છે. તે પણ નૃત્ય મનુષ્યોમાં પ્રિયકર હોવાની માન્યતાનુંજ પ્રતિબિંબછે. યક્ષ પ્રજાનો રાજા હિમાલય પ્રદેશ-નિવાસી કુબેરે અપ્સરાઓનું કરાવેલું નૃત્ય અષ્ટાવક્ર જેવા વૈરાગીએ પણ ૧ વર્ષ પર્યંત જોયું. (શિવપુરાણ. ૬-૪૩) સંસ્કૃત નાટકોમાં પણ નૃત્યને અગ્રસ્થાન આપવામાં આવ્યું છે. એટલુંજ નહીં પરંતુ પ્રાચીનકાલમાં રાજસ્ત્રીઓ પણ નૃત્યને સ્ત્રીએ પ્રાપ્તવ્ય વિદ્યામાંનું એક ગણી તેમાં કુશલ થતાનાં ઐતિહાસિક દાખલાઓ છે. વૈરાટ રાજાના દરબારમાં, અર્જુન પંઢને ગુપ્ત વેષે અને બૃહન્નલા ને નામે નોકરીએ રહે છે, અને તેને વિરાટ્ નગરીનો રાજા "મારી પુત્રી ઉત્તરાને તથા તેની સમાન જે બીજી કન્યાઓ હોય તેઓને પણ નૃત્યક્રિયા શિખવ" એવી આજ્ઞા આપે છે.‡ તે બિના તો, એટલું વળી વિશેષ પુરવાર કરી આપે છે કે, રાજકન્યાઓ તથા સામાન્ય કન્યાઓજ નહીં પણ મહા પુરૂષો પણ નૃત્યવિદ્યામાં નિપુણ હતા. તેથી, હાલ કેટલાક ધારે છે તેમ બાયલાપણું આવવાનો તેમને ભય નહોતો.

× × × × × ×

શિવ નૃત્યથી પ્રસન્ન છે તો વિષ્ણુ પણ છે, અર્થાત્ શૈવોજ નહીં પરંતુ વૈષ્ણવોને પણ નૃત્ય પ્રિય છે. હાલ નહીં તો આગળ તો હતુંજ. નાથદ્વારાના શ્રીનાથજીની મૂર્તિને વૈષ્ણવો સાક્ષાત્ વિષ્ણુનો અવતાર માને છે. ૨૫૨ વૈષ્ણવોની વાર્તાને પુષ્ટિમાર્ગ સંપ્રદાયના વૈષ્ણવો શ્રીમદ્ ભાગવતથી પણ અધિક માને છે. તેમાં* લખ્યું છે કે, વૈષ્ણવ ધર્મના મહાભક્ત અલીખાન પઠાણે એકદા પોતાની પુત્રી સાથે સ્વયં શ્રીનાથજીને નૃત્ય કરતાં જોયા તેથી પિતા પ્રસન્ન થયો. અન્ય ઠાકોર-

✻૨૬ (શ્રીકૃષ્ણ ભગવાનનાં સુદર્શન ચક્રથી જેના હાથ કપાઈ ગયા છે એવો) બાણાસુર શિવને પ્રસન્ન કરવા આલીઢ પ્રત્યાલીઢ ઈત્યાદિ નાચના ભેદથી નાચવા લાગ્યો—શિવ મહાપુરાણ, ૬-૭-૫૮૨

‡ મહાભારત, વૈરાટપર્વ અધ્યાય અગ્યારમો, શ્લોક ૧૦ મો.

*૨૫૨ વૈષ્ણવોની વાર્તા, ૩૩ મી વાર્તા.

ઇઓ પણ નૃત્યથી પ્રસન્ન થયાની એજ ગ્રંથમાં બીજી વાત છે. ગણિકાનું નૃત્ય જોઇને એક વૈશ્ણવે તેને ઘેર બાલાવી તેને અષ્ટાક્ષરમંત્ર ભણાવી ઠાકોરજી આગળ તેનું નૃત્ય કરાવ્યું. ઠાકોરજી નૃત્યથી એટલા પ્રસન્ન થઇ ગયા કે, વેશ્યાને સંસ્કૃત બોલવાનું જ્ઞાન પ્રેરિત કીધું અને તેની દુષ્ટવૃત્તિ નષ્ટ થઇ!* આ વાર્તાઓમાં ચમત્કારનું અસંભવિત તત્ત્વ આપણે માનવાનું નથી. તોપણ એ વાતથી એટલું તો સ્પષ્ટ થાય છે કે ૪૦૦ વર્ષ પરના વૈશ્ણવોને હાલના વૈશ્ણવો જેટલો નૃત્ય કરવા પર તિરસ્કાર નહોતો. (હાલ તેમને જોવાનોજ વાંધો નથી) નહીં તો પોતાના પૂજ્ય દેવોને તેનાથી પ્રસન્ન થતા અને ભક્તોની પુત્રીઓ તથા સ્વયં દેવને જાતે નૃત્ય કરતા કલ્પ્યા નહતે.

× × × × × ×

સૌરાષ્ટ્રના રાજાની પુત્રી અને રાજા શિખીધ્વજની પત્ની પ્રખ્યાત સતી ચુડાલા પાસેથી તેનો પતિ નૃત્ય તથા સંગીત શિખ્યો હતો. નૃત્યજ્ઞાન છતાં પણ સતી થઇ શકાય છે તેનો આ દાખલો છે. સ્ત્રી માત્રે ખાસ કરીને, અને પુરૂષ માત્રે-જો કે ઉતરતી રીતે-નૃત્ય કળા-વિદ્ હોવું જોઇએ એવો હમારો અલ્પ મત છે-જો કે વિદ્વાન તથા શ્રીમંત સ્વતંત્ર વર્ગોમાંજ તેનો પ્રારંભ થવાથી ફલ છે, કારણ કે અન્યત્ર વાતાવરણ બહુ પ્રતિકૂળ છે. સંગીત રૂપ વર્ષ ઉપર શિષ્ટવર્ગમાં અને ખાસ કરીને ભદ્ર સ્ત્રી વર્ગમાં જેટલું અપમાનિત હતું તેટલુંજ નૃત્ય હાલ છે. અનીતિમાન સ્ત્રીનાંજ તે બન્ને ભૂષણ ગણાતાં ! જો સંગીત સાથે નૃત્ય પણ આવી જોડાય તો પછી ગમે તેવા રસિક પુરૂષોને પણ પત્નીથી અપ્રસન્ન રહેવાનું બહુ પ્રયોજન નહીં રહે ! નૃત્ય અનીતિને ઉત્તેજક હોવાને સટે તે અનીતિનો નાશ કરનારૂં છે એમ માનવું વધારે વાસ્તવિક છે. ગુર્જરેશ્વર સિધ્ધરાજ માટે કહેવાય છે કે, કર્ણાટકની ગણિકાપર નૃત્યથીજ તે મોહિત થયો હતો, અને આપણાજ નગરના નાના સિદ્ધરાજો પણ એવાંજ કારણોથી પતિત થાય છે એ પ્રસિદ્ધ છે ! શ્રીમંત વર્ગોની કન્યાઓને બાલ્યાવસ્થાથીજ " સાયેન્ટીફીક " રીતે શિષ્ટ સમાજને શોભતુંજ નૃત્ય શિખવવામાં આવે, તેમજ બાલકો પણ તે શીખે અને બન્ને પ્રસંગે પ્રસંગે નૃત્ય કરે એ જો કે અપરિચયને લીધે હાલ તો કદાચ હસવા જેવું લાગે અને તે તત્કાલમાં વ્યાવહારિક પણ નહીં હોય એ ખરૂં-તોપણ તેમાં, નીતિની દ્રષ્ટિથી તો કાંઇ પણ દોષ નથીજ.

હુન્નર કાંઈક રહેલા સહેલા છે. પરંતુ એમનાં જીવન સુધરે એ સંભવ નથી, અને તેથી એમનું જ્ઞાન જગતને કામ આવવાને બદલે જ્ઞાનનેજ હાનિ પહોંચી છે. નૃત્ય માટે તો વિષ્ણુ દિગંબર જેવાજ પ્રતિષ્ઠિત, જ્ઞાનકાર હીંદુ ગૃહસ્થે, એક નૂતન શાલા ગાંધર્વ મહા વિદ્યાલય જેવી, સ્થપાવાની જરૂર છે. ત્યાંનો અભ્યાસ ન્હાનપણથીજ કર્યો કામનો છે, અને જો ન્હાનપણના સંસ્કાર ન હોય તો મોટપણમાં તેના પ્રતિનો તિરસ્કાર બહુ ઓછો થવાનો સંભવ નથી.

× × × + × ×

બાળકો અને બાળકીઓને નૃત્યકલા શિખવવાની હિમાયત કરવાનું એક સૌથી પ્રબલ કારણ નૃત્ય તેમની શારીરિક ઉન્નતિ કરે છે તે છે. મનુષ્ય સ્વભાવથી નૃત્ય પ્રિય છે. બાળકોની કુદાકુદ એ નૃત્યનું બીજ છે. તેને નિયમિત અને નિયંત્રિત કરવાને બદલે તે સમુળું કાપી નાંખ્યું છે ! નૃત્ય જેવી ઉત્તમ કસરત કોઇ નથી એવો અનેક વિદ્વાનોનો મત છે. ચાલવાથી પેટને કસરત મળતી નથી. તે અવયવને પણ નૃત્યથી ઉત્તમ વ્યાયામ થાય છે. બાલક માત્ર નૃત્ય અતિ આનંદથી કરે છે. મહાકવિ હોમર નૃત્યને sweetest and most perfect of human enjoyments. ( સૌથી મીઠું અને સૌથી સંપૂર્ણ માનુષિક આનંદભોગ ) ની ઉપમા આપે છે. નૃત્યદ્વારા ગાયનના તાલપૂર્વક કસરત થતી હોવાથી શુષ્ક કસરતને કંટાળો આવ્યા વિના કસરતના લાભ આનંદપૂર્વક મળે છે. મફત લાભ થાય છે. નૃત્યથી રૂધિરાભિસરણ પણ વિશેષ થાય છે, અને નાચવાના સ્વાભાવિક આનંદને લીધે મગજને પણ વિના ' ટોનીક, ' તાજગી મળે છે. સેંડોની શુષ્ક કંટાળાભરેલી કસરતો કરતાં નૃત્ય અનેકગણું લાભદાયક છે. નૃત્યના બીજા લાભો પણ અનેક છે. તે પ્રથમ દર્શાવનાર, પ્રખ્યાત અંગ્રેજ ફિલસુફ લોક હતો. "કેળવણી " (education) પરના પોતાના નિબંધ ( પૃ. ૬૭, તથા ૧૯૬ ) માં તે કહે છે કે, તેથી બાલકોના પગની ચાલમાં સુંદરતા આવે છે એટલુંજ નહીં પણ તેના વિચારમાં મર્દાનગી તથા યોગ્ય આત્મ વિશ્વાસ પણ સ્ફુરે છે. નૃત્યથી પગના તંતુઓ તથા શરીરના સ્નાયુઓ દ્રઢ થાય છે અને જ્ઞાનતંતુઓ પણ મજબુત થાય છે. તેના પગમાં દુર્બલતા હોતી નથી, અને પગને ચ્હાય તેમ તે રમાડી ફેરવી શકે છે. ઉત્તમ નૃત્યકાર હમેશાં ચપલ હોવાનોજ સંભવ છે. એક પ્રજા તરીકે હીંદુઓએ આગળ પડવું હોય તો, મોટા સાથે આવા નાના સુધારા પણ અનુકૂલતા પ્રમાણે મોડા વ્હેલા, તેઓએ આદરવા જોઇશે. ' કીંડરગાર્ટન 'ની પદ્ધતિ પ્રમાણે ચંદારામજી વાળી વગેરે કન્યાશાળાઓમાં કસરત સાથે તાલપૂર્વક નૃત્ય શિખવાય છે, પરંતુ તે કેવલ પ્રાથમિક છે અને બીજા પણ જોઇને રાજી થાય એવા ઉચ્ચતર પ્રકારનું હોવું જોઇએ.

આપણી એક મોટામાં મોટી ભૂલ એ છે કે, નૃત્ય બીજાને પ્રસન્ન કરવા અર્થે છે એમ માનીએ છીએ. એ હેતુ પણ સાધ્ય નથી એમ નથી પરંતુ મૂલ હેતુ તો પોતાનેજ પ્રસન્ન કરવાનો છે. નૃત્યથી નૃત્ય કરનારને જેટલો આનંદ આવે છે, તો દશાંશ પણ દ્રષ્ટાને આવતો નથી. તેમજ નૃત્ય કાંઇ જાહેર પ્રદર્શનાર્થ શિખવાનું નથી. તે દ્વારા ગુજરાન કરનારાં ભલે હોય—જોકે આ દેશમાં તેવો શિષ્ટવર્ગ થવાનો સંભવ નથી—પરંતુ આત્મ પ્રસન્નતા સારૂજ મુખ્ય કરીને તેમાં કુશલતા પ્રાપ્ત કરવી ઘટે છે. આવશ્યક સુધારાઓનો પણ આ દેશમાં થાક નથી, ત્યાં આની હિમાયત ઘણાને અકાલ લાગશે, પરંતુ સત્ય વાત એકવાર કહી મુકવાથી પણ ગમે તેટલા દુરના ભવિષ્યમાં લાભજ થવાનો સંભવ છે.

તંત્રી.



# જન્મની બધિરતા અને મૂકતા— તેનાં કારણો, લક્ષણો અને ઉપાયો.

## બ્હેરાંઓને કેવી રીતે શીખવવામાં આવે છે ?

( ૩—ગતાંકથી સમાપ્ત. )



આ માટે ખાસ પુસ્તકો છે. અહીં તો માત્ર સૂચનાજ કરી શકાશે. નિશાનીઓ બે જાતની શિખવાય છે, એક હાથની તથા બે હાથની. આ નિશાનીઓ માત્ર અંગ્રેજી બારાખડીની છે, અર્થાત્ ૨૬ છે. ૧ હાથેજ કરવાની નિશાનીમાં માત્ર જુદી જુદી આંગળીઓ બીડવાની તથા સીધી રાખવાની હોય છે. કોઇ પૂછશે કે બે હાથની નિશાની કરવાની ત્યારે શી જરૂર ? તેનો ઉત્તર એ કે તે સમજવી વધારે સહેલી છે. બે હાથ વડે દરેક અક્ષરના જેવી આકૃતિ થઇ શકે છે તેથી તે જોનારના ઝટ ધ્યાનમાં આવે છે તેમજ એક કરતાં બે હાથે ' 'સ્પેલીંગ ' વધારે ઝડપથી થાય છે. કોઇ ધારશે કે એવી રીતે બ્હેરા નિશાની કરે તેથી બોલવા કરતાં બહુવાર લાગે. પરંતુ તેમ નથી. દર મીનીટે ૧૩૦ શબ્દ એ નિશાની વડે " બોલાય " છે ! અને તે જાણે બસ ન હોય તેમ, એટલી ઝડપે સામો માણસ ખુશીથી આ નિશાની ' વાંચી ' શકે છે–મેલ ટ્રેનનો તેનો આભાસ થતો નથી.

બ્હેરા મુંગો સાંભળી શકતો તો નથીજ. સાંભળતા કરવાની રસી કે લેપ હજી શોધાયો નથી. છતાં તેઓ બીજાની વાતચીત સમજી શકે તે માટે તેમને, બીજાનાં ફફડતા હોઠ " વાંચતાં " શીખવવામાં આવે છે ! ચંચલ પરંતુ આલસુ અને અપ્રામાણિક વિદ્યાર્થી પરીક્ષામાં દૂર બેઠેલાં છોકરો શું શબ્દો લખે છે તે તેની કલમની ગતિથી વગર શિખવે જાણી લે છે, તો બ્હેરા શિખેથી હોઠાદિના હાલચાલ પરથી, શું અક્ષરો બોલાયા તે કેમજ ન સમજી શકે ? પરંતુ આ મુશ્કેલ છે અને ચતુર બુદ્ધિમાન્ બ્હેરાઓજ તે શીખી શકે છે. એવીજ રીતે પોતાને પણ હોઠ ફફડાવતાં તથા જીભને મોંના ગોખલામાં એક જાતનું વાંસીદુ વળાવતાં શિખવવામાં આવે છે અને તેથી અક્ષરોનો ધ્વનિ થાય છે. તે તેનાથી સંભળાતા નથી તે ખરૂં છે, પણ શું બોલ્યો તે તો તે પૂર્વથીજ જાણે છે, તેથી પાછળથી બેવડું જાણવું નકામું પણ છે! બીજાને સંભળાવવા તે બોલે છે અને તે બસ છે. પરંતુ આ સૂડા પોપટો કાંઇ ઓરડામાં વાંસડો ફેરે તેમ મોંમાં જીભ ફેરવે કંઇ બોલતાં શીખી જતા નથી. તેની પૂર્વે તેમનો કંઠ કેળવવા પ્રાણાયામ શિખવવાની, એ વિષયની " ટેક્સ્ટ-બુકો " માં ભલામણો કરવામાં આવી છે. અને બનતાં સુધી શિખેલા બ્હેરાઓનેજ બ્હેરાના શિક્ષક કરવામાં આવે છે કારણ કે તેઓજ બ્હેરા વિદ્યાર્થીઓના મુશ્કેલી વધારે સારી રીતે સ્વાનુભવથી સમજે છે. તેથી સાંભળતા જેટલા અધીરા તથા ચીડાઉ થઇ જતા નથી.

### મુંગા બ્હેરાઓનું જગત્ કોન્ફરન્સ !

યુરોપ તથા અમેરિકા હવે અર્વાચીન સંસ્કૃતિના પ્રતાપથી રાજદ્વારી વિષય બાદ કરતાં

ખંડ કરતાં દેશ વધુ થઇ પડ્યો છે. એ ખંડના જુદા જુદા દેશોને ત્યાંના વિદ્વાનો માત્ર જુદાં જુદાં નગરો હોય તેમ સમજે છે. મનુષ્યહિતના દરેક વિષયની ઉન્નતિ અર્થે, અમુક દેશનાં નગરમાં, તે વિષયના વિદ્વાનોનુંજ નહીં પરંતુ સમસ્ત દેશોના વિદ્વાનોનું કોન્ફરન્સ યુરોપ કે અમેરીકાના કોઇ મુખ્ય નગરમાં ભરવામાં આવે છે. અમેરીકામાં સેંટલુઇનાં પ્રખ્યાત વિશ્વ પ્રદર્શન પ્રસંગે આ બ્હેરાઓનું પણ કોન્ફરન્સ ભરવામાં આવ્યું હતું.

## બ્હેરાં મુંગાં અને વળી આંધળાં !

એમની સ્થિતિ તો ખરે સૌથી કરૂણારસિક છે, બિચારાઓને એકાદ ઇંદ્રિયનો નાશ બસ ન થતો હોય તેમ તેમની અનેક કર્મ તથા જ્ઞાનેંદ્રિયો વિધાતાએ છીનવી લીધી છે. અને એ ત્રણ ઉપરાંત વળી ચિત્ત ભ્રમ ( ગાંડા અથવા ભેજાં ગેપ ) પણ હોય છે. માત્ર ઇંગ્લાંડમાં તેવા ચારે દિશાએ અંધકાર ભોગવતા પાંચ છે, જ્યારે બ્હેરાં મુંગાં તથા સાથે અપંગ ૫૮ છે. કેવલ બ્હેરા તથા અપંગ ૪૮૯, બ્હેરાં મુગાં તથા ચિત્તભ્રમ ૧૭૬, બ્હેરાં મુગા તથા નબળા મગજનાં ૨૨૧ છે, તથા કેવળ મુંગા તથા નબળાં મગજનાં ૨૨૨ છે. આ મુંગા તે જન્મના અથવા જન્મનાં બ્હેરાંપણાને લીધે નહીં પણ જીભનો નાશ કે એવાં કારણથી છે–તેથી તેનો અત્રે વિચાર કરવાની જરૂર નથી.

બ્હેરાં મુંગાઓને તો હજી તેમની ચક્ષુનો ઉપયોગ કરાવીને શીખવી શકાય છે, તેઓ બોલવા શિવાય બધું હાથે કે પગે કરી શકે છે પરંતુ અપંગ બ્હેરાં-મુંગાઓ તો પગનો પણ દોરવ્યા વિના ચાલવા અર્થે ઉપયોગ કરી શકે નહીં! છતાં પણ પરમાર્થી શિખવનારાઓ હીમ્મત હાર્યા નથી, અને તેમને પણ શીખવ્યા છે. શિખવ્યા છે તે પણ જેવા તેવા નહીં પણ ઉંબ્જુ-એટ કર્યા છે! મીસ હેલન કેલર આજ કોદિની છે અને તેના વિષે હમે ' સત્ય ' ના ગયા નવેમ્બરના અંકમાં વિવેચન કરી ગયા છીએ. આ વિષય બ્હેરા મુંગાના શિક્ષણનો હોવાથી એવા અપંગોનાં શિક્ષણની પદ્ધતિની વાનગી પણ આપણે આપીશું. મેંચેસ્ટરની અપંગ શાળાના હેડમાસ્તર મી. ઇલીંગવર્થે ૧૯૦૭ ના રીપોર્ટમાં ડેવીડ નામના એક પ્રજ્ઞાચક્ષુ, બ્હેરા મુગા વિદ્યાર્થીને કેવી રીતે બોલતાં શિખવ્યું તેની વીગત આપી છે. શિક્ષકો કહે છે કે હમારે રોજ એની એ માથા-ફોડ ( રુટીન ) કરવાની હોય તેથી હમારી બુદ્ધિ કદાચ તેમાં શી નવાઇ ! પરંતુ તેમને પણ નવી બુદ્ધિ વાપરવાનું ક્ષેત્ર છે તે શિક્ષક ઇલીંગવર્થના દાખલાથી જણાય છે. તેણે અપંગ ડેવીડને બોલતાં શિખવવા પ્રથમ તેની કાખમાં ગલીપચી કરી–તેથી તે હસ્યો, અને હસતાં સાથે-ના કંઠની નરડી–ઘાંટીનું સાકડું કેમ હાલે છે તેનું, તેનાજ હાથ તે પર મુકાવીને " હા હા " એ હાસ્યના ધ્વનિનું જ્ઞાન કરાવ્યું. સ્પર્શેંદ્રિય શિવાય બીજી ઇંદ્રિય આ વિચિત્ર વિદ્યાર્થીને કઇ રહી કે જે દ્વારા જ્ઞાન આપી શકાય? આ પછી એક દેખતા છોકરાને ડેવિડના ખભા પર હાથ મુકાવ્યો અને તેનો હા–હા નો મોટેથી ઉચ્ચાર કરવા કહ્યું તથા એવી પણ આજ્ઞા કરી, કે ત્હારે તું શું કરવા માગે છે તેનું એકાગ્ર ચિંતન કરવું. મી. ઇલીંગવર્થની એવી માન્યતા હતી ( અને ઘણા વિદ્વાનોની છે ) કે મગજમાં દરેક વિચારનાં એક પ્રકારનાં આંદોલનો ( waves-vibrations ) થાય છે, જે સ્પર્શ, એકાગ્રચિત્ત આદિ સાધનોથી બીજાને મગજે બ્હારો બ્હાર પહોંચાડી શકાય છે. આ પ્રમાણે કરવાથી અપંગ વિદ્યાર્થીને હા–હાનો અવાજ જ્ઞાત થયો અને મોઢેથી પણ બોલવા લાગ્યો. આ પ્રમાણે જુદા જુદા અવાજો તેને શિખવ્યા. બાદ અપંગ માટે ખાસ ઉપસાવેલા અક્ષરો તેને શિખવ્યા, અને એમ કરતાં તેને સઘળું આવડ્યું.

સ્વાન્સીની એક શાળાના શિક્ષક પાસે જે વિદ્યાર્થી હતો તે તો (૧) અપંગ (૨) બ્હેરો, (૩) મુંગો અને વળી તેની (૪) ઘ્રાણ ઇંદ્રિય પણ બ્હેર મારી ગઇ હતી! સ્પર્શેંદ્રિયજ બાકી રહી અને તે તો મરણાંતેજ જઇ શકે. આ અપંગ બ્હેરાં મુંગાંઓને સામાન્ય રીતે લખતાં પણ શિખવાય છે. પ્રથમ શિક્ષકો હાથ ઝાલીને અથવા ખાડાવાળા કોતરેલા અક્ષરો પર ઘુંટાવીને શિખવે છે, પછી વગર ઝાલે પોતાની મેળે બતાવેલી રીતે હાથ વાળતાં લખે છે. આથી તેઓ જે મિત્રો દેખતા હોય તેને તેઓ સાદા અક્ષરમાં પત્ર લખી શકે છે. અમુક અમુક ઉપસેલા મીંડાના ખાસ આકૃતિના અક્ષરો તેઓ લખે છે પણ તે તો અપંગોનેજ વાંચવા માટે છે. અપંગ વિદ્યાર્થીને હાથની નિશાનીથી પણ વાત ચીત કરતાં શીખવવામાં આવે છે. એ હાથની નિશાની શીખવવા એક હાથ માસ્તર તેને ધીરતો—તેના હાથે લગાડતો એટલે અપંગ તે સ્પર્શ જાણી લઇ તે પ્રમાણે બીજા હાથ કરવા લાગતો. હવે બીજા બોલે તે અપંગ કેમ જાણી શકે? દેખતો બ્હેરો—મુંગો તો હોઠ પરથી વર્તે પણ અપંગ શું કરે? તેઓ બોલનારના હોઠ ઉપર હાથ લગાડે અને તે તથા હોઠ આગળ હવાનાં આંદોલન તથા આકૃતિભેદથી અક્ષર પીછાની જઇ શકે છે. તેમની સ્પર્શશક્તિ અત્યંત તીવ્ર હોય છે. સંસ્કૃત ભાષામાં (આંખના) અપંગને પ્રજ્ઞાચક્ષુ એ સભ્ય નામ આપવાનું પ્રયોજન એજ છે કે સ્પર્શદ્વારા તેમની પ્રજ્ઞા—તર્કશક્તિ—બહુ તીવ્ર હોય છે અને તે ચક્ષુનું કામ કરે છે. એ પ્રજ્ઞાચક્ષુ બ્હેરાં—મુંગાંઓને શબ્દોચ્ચાર તેના હાથ પર અક્ષર—પદ લખીને શીખવવામાં આવે છે! અને અક્ષર આવડ્યા પહેલાં, અક્ષરના ધ્વનિ શિખ્યા પહેલાં તેને 'સ્પેલીંગ' આવડી જાય છે! આવાં અપંગ બ્હેરાં—મુંગાં અનેક હોય છે.

## અપંગ બ્હેરી મુંગી મીસ લૉરા બ્રીજમેન—સંક્ષિપ્ત જીવન.

૧૯૦૧ ના વર્ષ સુધીમાં બ્હેરાં મુંગાંઓની સંસ્થામાં એવાં ૧૦ બ્હેરાંમુંગાં અપંગોને શિક્ષણ આપવામાં આવ્યું હતું. બોસ્ટનની એવીજ (જે પર્કીન્સ ઇન્સ્ટીટ્યુટને નામે પ્રખ્યાત છે) શાળામાં ૫ શિક્ષિત થયાં હતાં. તેમાંજ બ્હેરી મુંગી અપંગ પ્રખ્યાત મીસ લૉરા બ્રીજમેનને પ્રથમજ શિક્ષણ આપવામાં આવ્યું હતું, અને તે માટે તે ખાતાના વડા ડૉ. સેમ્યુઅલ હોને ધન્યવાદ ઘટે છે. અપંગને શિખવવું એ ખરે ધીરજ, ખંત તથા બુદ્ધિ સાથે કુસ્તી કરવા જેવું છે. મીસ લૉરા બ્રીજમેનનું જીવન એટલું ચિત્તાકર્ષક છે કે તે સંક્ષેપમાં કથવું આ પ્રસંગે અયોગ્ય થઇ પડશે નહીં. તેનો જન્મ ૧૮૨૯ માં થઇ ૧૮૯૮ માં ૬૧ વર્ષની વયે તે મરણ પામી હતી. તેનાં માબાપ ખેડુત હતાં. 'સ્કાર્લેટ ફીવર' ને લીધે બે વર્ષની વયે તે અપંગ થઇ હતી, નાક પણ બ્હેર મારી ગયું—મીસ હેલન કેલરનું તો અતિ તીવ્ર હતું—અને બ્હેરી મુંગી પણ થઇ ગઇ. ડૉ. હોએ એને પ્રથમ શબ્દો અને પછી અક્ષરો શીખવ્યા હતા. દરેક ચીજપર ચીઠી ચોઢીને ચીઠી પર તેનું નામ લખાને તે ચીજ તેના હાથમાં આપી, ચીઠી પર હાથ લગાડીને તે ચીજનું નામ તેને શિખવવામાં આવતું. બાદ એકલી ચીઠી-થી તે શું છે તે અનેક ચીજોમાંથી ચીઠીનાં નામવાળી ચીજ કાઢી આપીને કહી શકતી થઇ. બાદ તેને અક્ષરજ્ઞાન કરવામાં આવ્યું અને ૧૧ વર્ષની વયે તે પ્રથમ વાર પોતાનું નામ હાથે લખતી થઇ શકી. તે પછી ૧ વર્ષે તેને ગણિત શીખવવાની શરૂઆત કરવામાં આવી, પણ તે કેમ શીખવવું? તે માટે એવી યુક્તિ કરી કે ધાતુના એક પતરા પર ચોખંડાં કાણાં પાડ્યાં

અને તે કાબુમાં બેસતાં આવતાં ચોખડાં બીબાં તેના હાથમાં આપ્યાં. કાબુમાં જુદાં જુદાં બીબાં ગોઠવીને, અંતે સરવાળાનું જ્ઞાન કરાવવામાં આવ્યું. ૧૯ દહાડામાં તે ૩૦ સુધીનો સરવાળો બીબાં વડે કરી બતાવતી થઇ ! ૧૮૪૧ થી ૧૩ વર્ષની વયે આ કન્યા પોતાની નોંધપોથી રાખતી થઇ, જેમાં દરરોજનું કામ તથા સુઝતા વિચારો તે નોંધતી. ૧૮૪૩ માં પ્રખ્યાત અંગ્રેજી નવલકથાકાર ચાર્લ્સ ડીકન્સ અમેરીકાની મુલાકાતે ગયો ત્યારે તેણે આ સંસ્થાની તથા અદ્દભુત કન્યાની મુલાકાત લીધી હતી અને તેનું કામ જોઇ તે વિસ્મય પામ્યો હતો. આ સ્ત્રી મોટપણે ઘણી આનંદી, પ્રિય તથા આશાવાદી સ્વભાવની થઇ હતી. તેને ભૂગોળ તથા ખગોળનું જ્ઞાન તથા ધર્મનું જ્ઞાન પણ આપવામાં આવ્યું હતું. તેણે કેટલીક કવિતાઓ પણ લખી છે. આ કરતાં પણ વધારે આગળ મીસ હેલન કેલર ગઇ છે, પરંતુ અપંગ બ્હેરાં મુંગાનાં શિક્ષણની પ્રથમ શરૂઆત તો લૉરાબ્રીજમેનથીજ કરવામાં આવી હતી. યુરોપ તથા અમેરીકામાં એનું નામ ઘરગથ્થુ થઇ પડયું છે.

હાલમાંજ સમાચાર આવ્યા છે કે સ્પેનના રાજા આલ્ફોન્સોની ૩ વર્ષની કન્યા અનેક ઉપાયો છતાં બ્હેરી મુંગીજ રહી છે. કહે છે કે ગમે તેટલે પગારે પ્રખ્યાત બ્હેરી-મુંગી (હવે બોલતી) અપંગ ગ્રેજ્યુએટ મીસ હેલન કેલરને તે મૂક રાજકન્યાને શિક્ષણ આપવા માડ્રીડ ખાતે તેડવામાં આવશે.

તંત્રી.

---

## હિંદુસ્તાનના કેટલાક ઘર ગથ્થુ રિવાજોનું વૈજ્ઞાનિક મૂળ.

(લેખક—રા. રંગીલદાસ મગનલાલ કાપડીયા.)

હિંદુસમાજ ઉભરાઈ જતી વહેમી માન્યતાના રોગથી પીડાય છે અને કેટલાક અતિ કઢંગા રિવાજો અને રૂઢિઓને પરવસ પણે વળગી રહે છે એ એક સર્વમાન્ય વાત છે. દ્રષ્ટાંત તરિકે "ચોકો" કરવાનો પુરાણીયાઓનો એક અતિ પ્રાચીન રિવાજ છે, અને કોઇ તેમાં કંઇ વૈજ્ઞાનિક રહસ્ય (મૂળ) હોવાનું કબુલ કરીએ તોપણ તે એટલા બધા બુદ્ધિહીન અંત અને મૂર્ખતાની અવધિ પર્યંત લઇ જવામાં આવ્યો છે કે તેજ જાણે હિંદુસમાજમાં પેઠેલી ફાટફુટ અને અણબનાવનું કારણ થઇ પડયું નહિ હોય ! તેટલાજ માટે આપણે તે વિષયની ચર્ચામાં ઉતરવું યોગ્ય નથી; તે કારણને લીધેજ પુરાણા હિંદુ રિવાજોના બચાવમાં કંઇ પણ લખવાનું સાધારણ રીતે મન થતું નથી. હિંદુ સમાજનું વહેમ અને સુસ્તી તરફ એટલું બધું તો વલણ છે કે સહેજ પણ વૈજ્ઞાનિક ટેકો રખેને, મ્હને ધાસ્તી લાગે છે કે, કોઇ યોગ્ય કાર્યને એટલી ચીવટપણે વળગી રહેવું જોઈએ તેટલીજ સ્નિગ્ધતાથી દુરાગ્રહપણે આ "ગપ્પ" ને વળગી રહેવા હિંદુસમાજને પ્રેરે.

તેટલા માટે આવી બાબતોના પક્ષમાં કંઇ પણ કહેવું એ તદ્દન નિર્ભય તો નથીજ. કદાચ તેનાથી ભલાં કરતાં નુકસાન વધારે થાય. જ્યારે આપણે હિંદુસ્તાનમાં દરેક 'ગપાષ્ટક' ને ખરૂં સાબીત કરવા માટે વૈજ્ઞાનિક સમજુતીઓ આપવાની કેવી "ફેશન" પડી ગઇ છે તે યાદ કરીએ છીએ, ત્યારે એ ધાસ્તી વધારે સ્પષ્ટ થાય છે. તેટલા માટે હિંદુ રિવાજના વૈજ્ઞાનિક મૂળ વિશે હું જે કંઇ લખું છું તે કોઇ પણ પ્રકારે વહેમોને ઉત્તેજન આપવાના હેતુથી નહિ પણ આ પર ઘાલી બેઠેલા રિવાજો જે સમયના સ્મારકો છે તે સમયની વૈજ્ઞાનિક પ્રગતિ પર થોડો ઘણો પ્રકાશ પાડવાના હેતુથીજ.

આ દેશમાં આર્યાવર્ત્તની પ્રાચીન સભ્યતા વિષે બે તદ્દન વિરુદ્ધ મતો છે. કેટલાક એવો મત ધરાવે છે કે, પુરાણા ભારતમાં " ગામડીયા " જીંદગી સિવાય કંઈજ નહોતું અને નામ લેવા લાયક તત્વજ્ઞાન, હુન્નરકળા, અને વિદ્યાનું નામ નિશાન પણ નહોતું. આ મતને વળગી રહેનારા એમ સાબીત કરે છે કે, વેદો, શાસ્ત્રો, રામાયણ, મહાભારત, શુક્રનીતિ, હિતોપદેશ સુદ્ધાં આખા આર્ય સાહિત્યમાં " ઇસપની કાલ્પનિક વાર્તાઓ " ના જેટલું તત્વજ્ઞાન અથવા નીતિ બોધ મળતો નથી. પણ અન્ય કેટલાક એવા મતના પણ છે કે, પુરાણું ભારત સઘળી નવીન સભ્યતાઓની માતૃ-ભૂમિ હતી, અને સાધારણ આંકડાથી લઈને તે વિમાન, અને ' રેડિયમ ' સુધી ' અપ-ટુ-ડેટ ' ગણાતી એવી કોઇ પ્રગતિ નથી કે જે પ્રાચીન ભારતમાં નહિ હોય.

આ લેખમાં ઉપરોક્ત સાબિતીઓ તપાસવાનું મારૂં કામ નથી; પણ જે કંઇ મારે કહેવાનું છે તે એ છે કે, પુરાણાં કામો, રિવાજો અને રૂઢિઓ પરથી મળી આવતી નીશાનીઓના આધારે વિચાર કરતાં માલમ પડે છે કે, નૈતિક અને નૈસર્ગિક તત્વજ્ઞાનના પ્રદેશમાં હિંદુસ્તાન ધ્યાન ખેંચે એવું એટલુંજ નહિ પણ માની નહિ શકાય એટલું ઉંચું વૈજ્ઞાનિક જ્ઞાન ધરાવતો હતો. નૈતિકજ્ઞાનને બાજુએ મુકીને, પ્રાચીન લોકના પદાર્થવિષયક જ્ઞાન તરફજ આપણે ધ્યાન આપીશું.

## વીજળીનું જ્ઞાન-ચોમાસામાં વાડામાંના ધાતુનાં વાસણ.

હિંદુ સ્ત્રીઓમાં થાળી, લોટા અને બીજા ચળકતી ધાતુનાં પાત્રો ચોમાસામાં—અવશ્ય કરીને શ્રાવણ અને ભાદ્રપદ માસમાં-વાડામાંથી ખસેડી નાંખવાનો પુરાણો રિવાજ છે. એ પણ સાધારણ માહિતીની વાત છે કે, વિજળીનું ધાતુઓ પ્રત્યે કાંઇ ' ઓર ' પ્રકારનું આકર્ષણ છે અને તે મેદાનમાં ધાતુની ચળકતી સપાટી પર તુટી પડે છે એ વાત હિંદુઓ પુરાતન સમયથી જાણતા આવ્યા છે. તેઓ એક ખાસ પ્રકારનું ખરૂં લોખંડ બનાવતા કે જે, કહેવામાં આવે છે કે, તેઓ તરવાર બનાવવામાં વાપરતા. આ જ્ઞાન પ્રાચીનકાળમાં એટલું બધું તો ઘરગથ્થુ હતું કે, અભણમાં અભણ ગામડાના ગમાર સુદ્ધાં સમાજના દરેક પંક્તિના પ્રજા વર્ગને પણ તેનો ઉપયોગ અને બનાવટની ખબર હતી. એમ કહી શકાય કે આ માત્ર કુદરતી નિયમના બારીક નીરિક્ષણને લીધે મળેલું અનુભવસિદ્ધ જ્ઞાનજ હતું. તેથી પ્રાચીન આર્યો ' વજળીક ' વિષયક જ્ઞાન ધરાવતા હતા એવી કલ્પના તો કરી શકાય એમ નથી પણ જો આપણે તેને માત્ર એક અચાનક પ્રાપ્ત થયેલા જ્ઞાન તરીકે સ્વીકારીએ તો એ જ્ઞાનના તે લોકોએ કરેલા બીજી રીતના ઉપયોગ વિષે આપણે શું કહીશું ? દાખલા તરીકે લગભગ સઘળા હિંદુ દેવાલયોની ટોચ પર અણીદાર ધાતુનો સળીયો અને ધાતુની સાંકળ સાથે જોડેલો ધાતુનો ઘંટ હોય છે. હવે ત્યારે એનો શો અર્થ ? શું એ હાલની દુનીઆને અમેરિકાના ડૉ. ફ્રેંન્કલીને બતાવેલા વિજળી વાહકના ઉપયોગ વિષે તેઓ કંઈ જાણતા હતા એમ નથી બતાવતું ? શું એ એમ નથી દાખવતું કે એ જ્ઞાન માત્ર ઉંટવૈદા જેવુંજ નહિ પણ અનુમાન કરી શકાય એવી ઉંચી સ્થિતિ સુધી પહોંચેલું હતું.

એજ બસ નથી. મેં ઘણાંખરાં મંદિરોમાં જોયું છે કે, ઘંટની સાથે જોડેલી સાંકળ દેવસ્થાનની આસપાસની જમીન પર પડવા દેવામાં આવતી નથી, પણ તે દેવાલયની મધ્યમાં થોડીક જગ્યા આરસજડિત નહિ રાખવાનો અને એક પ્રકારનો કુંડ-કે જેમાં તે સાંકળનો છેડો છેક મુકવામાં આવે છે-બનાવવાનો રિવાજ હોય છે; અને પૂજારીઓ તે કુંડમાં પુષ્પો અને પાણી નાંખે છે, ઘંટ વગાડે છે, અને સાંકળ પાછી કુંડમાં મુકે છે. કેટલાક અભણ પૂજારીઓ તો જક કરે છે કે તે સાંકળ હંમેશાં તેની જગ્યાએ પાછી મુકવીજ જોઇએ. મને યાદ છે કે જ્યારે હું નાનો હતો ત્યારે એક મંદિરમાં જઇને કુંડમાંથી સાંકળ ઉંચકી અને ઘંટ વગાડ્યો, પણ કમનસીબે સાંકળ તેના સ્થળપર મુકવા ભુલી ગયો. હમારી ઘણીજ દિલગીરી વચ્ચે, પૂજારીએ અમને ઘણાજ સખ્ત શબ્દોમાં દેવસ્થાનનો રિવાજ નહિ તોડવા

અને સાંકળ હતી ત્યાં સુધી દેવા કહ્યું. અમે જાણ્યું કે પુજારી એવું ધારતો હતો કે જે સાંકળ કુંડમાં મુકે નહિ તેના પર શિવની આંખ થાય છે.

ધાર્મિક માન્યતાનો પ્રશ્ન કોર પર મુકી આપણે આ પુરાણા રિવાજનું રહસ્ય સમજવા પ્રયત્ન કરીશું. આનું કારણ તદ્દન સરળ છે. જો કદાચ દેવાલયપર વિજળી પડે તો ધાતુના સળીઆનો છેડો વિજળીક બળને સાંકળમાં ખેંચી જાય; પણ જો સાંકળ આરસના પત્થર પર પડવા દેવામાં આવે તો તે વિજળીક બળને પસાર થવામાં મુશ્કેલી નડે. માટે તે વિદ્યુતના વહનને માટે રસ્તો કરવાના હેતુથી જમીન પર કુંડમાં સાંકળ રાખવામાં આવે છે. જમીનને પણ સુકી રહેવા દેવામાં આવતી નથી, કારણ કે પૂજારીઓ આખો દિવસ પાણી રેડ્યાજ કરે છે અને તેથી તે ભીંજાયલીજ રહે છે. અને પરિણામે વિજળી ભીનાશવાળી સપાટીમાંથી જમીનમાં સહેલાઇથી પસાર થઇ જાય છે.

હિંદુઓનું વિજળી વાહક જ્ઞાન કેટલું બધું સાદું, સ્વભાવિક અને ખીન ખર્ચાળ છે ? એ રિવાજમાં સમાયલું વિજળી વિષયક જ્ઞાન, માત્ર ઉપરચોટીઉં-ઉંટવૈદા જેવુંજ નથી હોતું, કારણ કે સુકી જમીન કરતાં ભીની જમીન વિજળી વાહક તરીકે વધારે સારી ગણાય છે. એ જ્ઞાન વસ્તુના વહન વિષે અસંખ્ય શોધો કર્યા સિવાય મેળવવું અશક્ય છે.

અમુક રોગો અને પીડામાંથી મુક્ત થવાના હેતુથી જુદી જુદી બે ત્રણ ધાતુઓની બનાવેલી વીંટીઓ અને પગ પહેરવાનો હિંદુસ્તાનમાં જુનો રિવાજ છે—અને કેટલાક કેસમાં તો આ વીંટી અને પગ ઘણાજ અસરકારક નીવડે છે એ નિર્વિવાદ છે. આવી વીંટીઓનો ગુણ જાદુ અગર ભૂત પિશાચને લીધે હોય છે, એવું લોકો માને છે. પણ એની સચોટ અસર ખરી રીતે તો શરીરની ગરમીથી અગર તો શરીરના ઉત્તેજક પ્રવાહી પદાર્થ વચ્ચે બે ભિન્ન પ્રકારની ધાતુઓના સંબંધથી ઉદ્‌ભવેલા-ઉત્પન્ન વિજળીક પ્રવાહની વ્યાધિ નિવારક અસરને લીધે હોય છે.

આપણે વળી ધારીએ કે આવા રિવાજોનું અસ્તિત્વ અને તેમાં સમાયેલી વિદ્યાથી હાલના જેવા વિજ્ઞાનનું જ્ઞાન પ્રાચીન હિંદુઓને હતું એમ અનુમાન કરવા આપણે શક્તિમાન નહિ થઇએ, કારણ કે પુરાણા રિવાજો અને રૂઢિઓમાં અત્યંત આગળ વધેલા વૈજ્ઞાનિક જ્ઞાનનો ઉપયોગ કરવામાં આવેલો હોવાના જોઇએ તેટલા પુરાવા હોવા છતાં પણ કોઇ વિશ્વાસ પાત્ર ખાસ રીત શોધી કહાડીને નિયમ તરીકે લખવામાં આવી છે—કે તેમ કરવાનું સંસ્કૃતનું ખાસ લક્ષણ ગણાય છે અને જે દરેક વૈજ્ઞાનિક શોધનું લક્ષણ અવશ્ય હોવુંજ જોઇએ—એવું બતાવવા કોઇ ખાસ સાબિતી નથી. જ્યારે આપણે સૈકાઓ પહેલાં લખાયેલા વિદ્યુતજ્ઞાનનાં ગ્રંથમાં નિમ્નલિખિત શ્લોક વાંચીએ છીએ ત્યારે આ વાંધો પણ તદ્દન પાયાવિહાર હોય એમ લાગે છે.

विद्युत्तु त्रिविधा प्रोक्ता संघर्षण समुद्भवा ।
अयस्कान्त प्रसूताच तथा संसर्ग संभवा ॥

અર્થ:—વિજળી ત્રણ રીતે ઉત્પન્ન થાય છે. ઘર્ષણથી, આકર્ષણ શક્તિથી, અને બે પદાર્થના સંબંધથી.

વિજળી ઉત્પન્ન કરવાની સઘળી રીતો એક નાનકડા શ્લોકમાં વર્ણવેલી આપણને મળી આવે છે કે, જે હાલના વૈજ્ઞાનિકને ખબર હોય એવી કોઇ પણ રીત કરતાં સંક્ષેપતામાં અગર વૈજ્ઞાનિક અર્થ સૂચવવામાં એક છે.

## વીજળી સંબંધી સઘળી શોધો ન થયેલી હોવાનું કારણ.

જો કદાચ પ્રશ્ન કરવામાં આવે કે પ્રાચીન સમયમાં આવી ખાસ શોધ હોવાનો પુરાવો હોવા છતાં પુરાણા સાહિત્યમાં વિજળીની બત્તીઓ, ડાયનેમા, ટેલીગ્રાફ અને ટેલીફોન વિગેરે કંઇપણ ઉલ્લેખ

કયમ નથી આવ્યો ? તો તેના જવાબમાં આપણે પહેલાં તો આપણું સંસ્કૃત સાહિત્યનું જ્ઞાન બહુજ છાલકું છે એ વાતનો વિચાર કરવાનો છે. બીજું, આપણે ધ્યાનમાં રાખવાનું છે કે જેવી રીતે આધુનિક વિજ્ઞાન કોઈ અમુક સમયનું અનુકરણ નથી તેવીજ રીતે તે સમયના વિદ્યુત્ વિષયક જ્ઞાનનો ઉપયોગ હાલમાં તે જે રીતે થાય છે તેનું અનુકરણ બીલકુલ નહોતું. વિજ્ઞાનનો કેવી રીતે ઉપયોગ કરવો એ પ્રજાના અને સમયના વલણ, જરૂરીઆતો, અને ઉપયોગીતાપર આધાર રાખે છે. તે સમયની જરૂરીઆતો હાલ કરતાં તદ્દન જુદીજ હતી અને તેથી તે સમયના કારીગરોનાં મન આધુનિક સમયને મળતી નહિ આવે એવીજ દિશામાં વળ્યાં હોય તો તે સંભવિત છે.

## મહાભારતમાં અદ્‌ભુત વિજળીક શોધો.

દાખલા તરીકે વિજળીક વિમાનું વગણ હમણાં ટેલીગ્રાફ, વિજળીક બત્તીઓ ઇત્યાદિ તરફ છે, જ્યારે તે વખતના કારીગરનું વલણ તે સમયની જરૂરીઆતો પ્રમાણે બાણવૃષ્ટિથી વરસાદ વરસાવવા, તરવારના હાથામાં એક બટન દાબીને વિજળીનો ભયાનક પ્રહાર ફેંકવા અને દૂરથી રણક્ષેત્રમાંની હીલચાલ લેવાના પ્રયત્ન કરવા તરફ હતું. સંજયે મહાભારતની લડાઈ પોતાના જાદુઇ કાચદ્વારા જોઇ અને સૈનિકોને પોતાના જાદુઇ કાનોથી બોલતા સાંભળ્યા એવી વાત જે પ્રાચીન હિંદુ વાચકો અને ઇતિહાસ આગ્રહપૂર્વક જણાવે છે તે કંઈ નકામી નથી. રાજસ્થાનના સવાઈસિંહ પાસે એવી એક તરવાર હતી કે જેની મુઠ વડે તે વિજળીના ચમકારાથી તરવાર ચકચકિત કરી મુકતો એ કંઇ કાલ્પનિક વાત હોઇ શકે નહિ. પ્રાચીન લેખકો મહાભારત અને રામાયણના સમય સુધી વરુણાસ્ત્ર વિષે લખે અને પછી તે વિષે લખતા બંધ પડી જાય એમ બને નહિ. માટે એ વાત તદ્દન નાપાયદાર નથી.

## સૂતર કરતાં ઉન–રેશમ વિશેષ પવિત્ર કેમ ?

સૂતર કરતાં ઉન અને રેશમ વધારે પવિત્ર ગણવાનો હિંદુઓમાં બીજો એક રિવાજ છે. એક કાપડના તારને પવિત્ર લેખવો અને બીજાને અપવિત્ર એ ખરેખર વહેમ લાગે છે અને વળી સૌથી વધારે વિપરીત અને અસહ્ય તો એ લાગે છે કે આ તફાવત માત્ર ખાવાની વખતેજ રાખવામાં આવે છે, દાખલા તરીકે જો તમે ઉન અગર રેશમનાં કપડાં પહેરો તો તે કપડાં સાથે તમને ખાવા દેવામાં આવશે પણ જો સુતરાઉ કપડાં પહેરશો તો ખાવા જતી વેળા કપડાં ઉતારી નાંખવાં પડશે. પણ કપડાં સાથે અથવા કપડાં ઉતારીને ખાવાના વહેમને બાજુએ મૂકીને આપણે સુતરાઉ કાપડની વિરૂદ્ધ ઉન અને રેશમનાં કાપડને આપવામાં આવતી પસંદગીમાં સમાયલું સત્ય કારણ તપાસીશું. ઉનાળાની ઉષ્ણ ઋતુમાં સહેજ અખતરો કરવાથી માલમ પડશે કે રેશમી કપડાં કરતાં સુતરાઉ કપડાં પરસેવાથી જલદી ગંધાવા માંડે છે. આપણા વડવાઓને રેશમનો આ ગુણ જ્ઞાત હતો અને એ જ્ઞાનથી પહેરવાનાં કપડાંની પસંદગી કરવામાં તેઓ પ્રેરાયા હતા એ વાત અદ્યાપિ સુધી રેશમને પવિત્ર ગણવાના રિવાજથી સ્પષ્ટ થાય છે.

## સફેદ કપડાંની વિશેષતા.

તેવીજ રીતે આપણે જાણીએ છીએ કે આ દેશના લોકોમાં સફેદ કપડાં પહેરવાની એક જુની રૂઢિ છે જેમણે પાશ્ચાત્ય રિવાજોનું અનુકરણ કર્યું છે એવા કેટલાક સિવાય, પ્રજાના મોટા ભાગને હજુ પણ સફેદ કપડાં પહેરવાની ટેવ હોય છે–દેશના કેટલાક ભાગમાં તો કપડાં ઉપર સફેદ વસ્ત્રો પહેરવાનો ઓઓમાં પણ રિવાજ હોય છે.

લગ્ન પ્રસંગે અરસપરસ બંન્ને "પાર્ટીઓને" સફેદ ઉપરણા મોકલવામાં આવે છે. મરણ પ્રસંગે પણ બાળવા જનાર સફેદ કપડાં પહેરે છે. સફેદ કપડાંની પસંદગીનું કંઇ સમમાણ કારણ હોવું

જોઇએ. 'આપણને માલુમ પડે છે કે આ પસંદગીનું કારણ સફેદ રંગના પ્રયોજક ગુણનું આપણા વડવાએનું જ્ઞાનજ હશે. તેઓ જાણતા હોવા જોઇએ કે સફેદ કપડાંમાં સૂર્યનો તાપ સહેલાઇથી પેસી શકતો નથી, તેમજ શરીરની ગરમી ઝડપથી બહાર નીકળી જઈ શકતી નથી. અને તેથીજ ઉનાળો અને શિયાળો ઉભય ઋતુમાં પહેરવા માટે સફેદ કપડાંજ અનુકુળ પડે છે.

## ઘરમાં કે મંદિરમાં પ્રવેશતાં પગ ધોવાનો રીવાજ.

બીજો વળી એક પગ ધોવાનો રિવાજ છે. જ્યારે હું નાનો હતો ત્યારે વારંવાર દહેરે દર્શન કરવા જતો અને દરરોજ કથા સાંભળતો હતો. મોજાં અને પગરખાં બહાર કાઢી મુકવા અને કથા સાંભળવા જમીન પર બેસતાં પહેલાં પગ ધોવાની પૂજારીની આજ્ઞાથી હું વારંવાર ગુસ્સે થઇ જતો. અમને હિંદુસમાજના આ રિવાજ પ્રત્યે ઘણોજ ધિક્કાર ઉત્પન્ન થતો. એવા વિચારથી કે ટોપીની અંદર ચામડાંની પટ્ટી હોય તે સાથે અંદર લઈ જવા દેવી અને જોડાના આકારમાં ચામડાંને બહાર રખાવવું એ આપણા લોકની મૂર્ખતા અને અંધશ્રદ્ધા સિવાય બીજું કંઇજ નથી.

એક સમય બહારથી આવતા અને ભક્તોના પગરખાંની બહાર કોઈ તપાસ રાખનાર નહિ હોવાથી એક જોડ ખોવાઈ ગઈ ત્યારે તો ક્રોધ બહુજ ઉત્પન્ન થયો. આ સપડાના કારણ રૂપ આ વહેમ પ્રતિ બહુજ ધિક્કાર છુટયો. પરંતુ જાપાનમાં પણ મુસાફરોને પુરાણાં બૌદ્ધ મંદિરોની મુલાકાત સમય આવોજ અનુભવ મળે છે, એમ પાછળથી માલમ પડયું. દહેરામાં દાખલ થતાં પહેલાં બુટ મોજાં ઉતારવાની એવાજ પ્રકારની કસરત કરવી પડે છે. જ્યારે કેટલાક દેવળોમાંતો રૂપેરી સફેદ વાળની જટા-વાળા વૃદ્ધ પૂજારીઓ એટલાજથી સંતોષ પામતા નથી, પણ પગ ધોવાને બહોંસ કરે છે. આ પણ હું તો પહેલાં હિંદુ લોકનાં મૂર્ખ વહેમી રિવાજનું પરિણામ લેખતો હતો, પણ જાપાનમાં એટલો દીલાસો ધરવા જેવું છે કે બહાર પગરખાનું રક્ષણ કરવા એક માણસ હમેશાં જોવામાં આવે છે, અને તે મુસાફરોના બુટને માટે જવાબદાર હોય છે.

અમેરિકા જનાર આનંદ માને છે કે, તે દેવળની બહાર જોડા કાઢવાની પીડામાંથી મુક્ત થાય છે. એ ખરૂં છે કે કેટલીક વખતે ચોમાસામાં રસ્તાનાં આખાં પગરખાં પહેરવાં પડે છે કે જે અંદરના ઓરડામાં બીછાવેલી શેતરંજીઓ બગડે નહિ એટલા માટે દરેક ગૃહસ્થના ઉંબર આગળ કાઢી નાંખવા પડે છે. એક વખત હમારા મિત્રને એક છોકરીને તેના ઘરમાં મળવા જતાં જોડામાં પોતાનો રૂમાલ મુકતાં મેં જોયો છે. આમ કરવાનું કારણ તેને મેં પૂછ્યું, તેના જવાબમાં તેણે કહ્યું કે, " એ તમે નહિ જાણો. કેટલીક છોકરીઓ તો એવી મુંદીખોર હોય છે કે તેમને આપણાં મોજાંમાં કોહી ગયલાં ઘંડાનો વાસ આવે છે. તેનો કહેવાનો ભાવાર્થ હું તરત સમજી ગયો કારણ કે સવારથી સાંજ સુધી આખો વખત લાગલાગત મોજાં અને બુટ પહેરી રાખવાથી કેટલીક વખત ઘણોજ ખરાબ વાસ આવે છે એ તો મેં પણ ઘણી વખત અનુભવ્યું હતું; કિન્તુ ઠંડા પ્રદેશમાં કે જ્યાં એ વાસને સખ્ત જોડામાં ઢાંકી લેવામાં આવે છે અને જ્યાં રૂમાલ મૂકી સારી રીતે ચલાવી શકાય છે ત્યાં આ ખામી કંઇ અડચણ કરતી નથી.

હમણાં કેટ સુરત પરજ મને આ વિષયનો ખુલાસો થયો. લાંબા વખત પર એક શહેરમાં નાગરિકોની એક જંગી સભામાં જવાનો મને પ્રસંગ આવ્યો હતો. તે સભામાં હજારો માણસો હાજી હતા અને ખુદ હિંદુ રિવાજ પ્રમાણે શ્રોતાઓ બધા બિછાના ઉપર બેઠા હતા.

એક વખતના સૌથી વધારે સભ્ય અને દમદમાવાળા શહેરની મધ્યમાં હિંદુસમાજમાં એક સૈકા-માં થયેલો અનિષ્ટ ફેરફાર મેં દિલગીરી સાથે જોયો.

મારા જોવામાં આવ્યું કે કેટલાક આવનારા ગૃહસ્થો જોડા સાથેજ શેતરંજી પર આવી ગયા.

જ્યારે કેટલાક જોડા હાથમાં ઉંચકી પોતાની પાસે લઇને બેઠા. આ પૂર્વીય અને પાશ્ચાત્ય રિવાજોના અનિષ્ઠ મિશ્રણનું પરિણામ ખુલ્લું દેખાતું હતું.

## પૂર્વ પશ્ચિમના રીવાજનું અવિચારી મિશ્રણ.

યુરોપીયન " ફેશન " પ્રમાણે જાજમ ઉપર જોડાં સાથે ધસી જવાથી અને તેજ જાજમ પર બેસવાથી સઘળી બેઠક અત્યંત ગંદી થઇ ગઈ હતી. જાહેર રસ્તાઓના જોડા સાથે ઘસડાઇ આવેલો કિચડ ક્યારો અને અનેક જંતુથી ભરપુર ધુળ—કારણ કે થોડાજ ગૃહસ્થો ગાડીમાં બેસીને આવ્યા હતા, કે જેના જોડા સ્વચ્છ અને ચળકતા હતા—રીતભાત, સ્વચ્છતા અગર તો શરીર શાસ્ત્રના નિયમનો લેશ પણ વિચાર કર્યા વિના તે જાજમ પર જમા કરવામાં આવ્યો. આ પૂર્વ પશ્ચિમના રિવાજોનું અવિચારી મિશ્રણનું માત્ર આટલુંજ પરિણામ ન હોતું, કારણ કે તેજ સભામાં બીજો પણ એક અસહ્ય દેખાવ જોવામાં આવતો હતો. જે કેટલાક લોકોએ બહાર જોડા કાઢી આવવાનો વિનય દેખાડયો હતો તે લોકો મોજાં પહેરીને બેઠા હતા—ખાસ કરીને પ્લાટફોર્મ પર બેસનારા અગ્રગણ્ય સભ્યો—તાલુકદારો, ડેપ્યુટી કલેક્ટર, વકીલ, પ્રોફેસર, અને કોલેજના ઉપરીઓ. થોડાક માણસો એકઠા નહિ થયા એટલામાં તો એક પ્રકારની કોહી ગયેલાં ઇંડાંના જેવી વાસ આવવા માંડી અને દરેક જણે તે વાપની મોસમમાં એક બીજાને ભીચા-ભીચ અડીને બેસવાને લીધે હશે એમ ધારી પોતાના પાડોશીની પાસેથી ખસવા માંડયું પરંતુ વધુને વધુ મોજાં—કેટલાંક ગંદાં, કેટલાક ચવાઇ ગએલાં, કેટલાંક ચીધરે હાલ થએલાં, કેટલાંક કોરાં અને કેટલાંક કાંઇ પાયલાં વરતજ વાપરેલાંથી તે બદબો વધતીને વધતી ગઈ અને તેમ તેમ દરેક જણ નાક ફેરવતા દેખાવા લાગ્યા. ગરદીને લીધે પડતો તાપ, અને આટલા બધા માણસોના શ્વાસોચ્છ્વાસથી વધી પડેલા કાર્બોનિક એસિડ વાયુને લીધે તે જગ્યાની શિથિલતા અને બેચેનીમાં વધારો થયો અને આ સઘળા કારણોને લીધે એવું અનુમાન પર આવવું પડયું કે તે ગંધ મોજાંમાંથી આવતી હતી. તે ગંધ કોઇ બીજી વાસમાં ભળી જાય તોપણું તરત પરખાઇ આવે એવી હતી, કારણ કે તે મલાઇની માફક સપાટી પરજ રહે છે, અને કેરોસીન તેલની માફક કોઇ પણ મિશ્રણમાં પકડાઇ આવે એવી હોય છે.

છેવટે જ્યારે એક સદસ્ય લવેન્ડરથી સુગંધિત એક રૂમાલ સાથે, સોનેરી તોરાવાળી પાઘડી પહેરીને, હાથમાં સફેદ બરફ જેવી ચાદર સાથે અંદર દાખલ થયો ત્યારે બધું આપો આપ ખુલ્લું થઇ ગયું.

હવે મોજાંની ગંધ જણાઇ ગઇ હતી: એટલે કેટલાક પોતાનાં કપડાં વડે પગ ઢાંકવા લાગ્યા. કેટલાકે પોતાના ફેંટાથી પગો ઢાંકયા, કેટલાકે મોજાં કાઢી નાંખ્યાં, અને કેટલાકે તેમને ગજવાને સ્વાધીન કર્યાં. જ્યારે કેટલાક તો મોજાં કાઢી નાંખવાથીજ કંઈ નહિ વળે એમ ધારીને પગ પોતાં બંદા ગયા. આ માત્ર પ્લેટફોર્મ ઉપરના અને નજદીક બેસનારાઓનીજ ધાંધલ હતી; બીજા તો બિચારા જાણે દેવાઇ ગયા હોય તેમ એક બે વખત નાક ફેરવવા સિવાય બીજું કંઇ કર્યા સિવાય બેસી રહ્યા.

કથા સાંભળતી વખતે જમીન પર બેસવા પહેલાં પગ ધોવાનાં સખ્ત નિયમનું ભાન આ વખતે થયું.

આ વખતે ટીકા કર્યા વિના ચાલતું નથી કે કેટલાક રિવાજોમાં ગૂઢ અર્થ સમાયેલો છે અને તેની જગ્યાએ કોઇ સારો રિવાજ દાખલ નહિ થાય ત્યાં સુધી તેમાં ખલેલ કરવામાં કંઇ સાર નથી. આ દેશમાં રહેતાં યુરોપીયનો અને અમેરિકનો પણ—કે જેની હદયની ઉદારતા અને વૈજ્ઞાનિક જ્ઞાન પ્રતિના પ્રેમને આપણે અત્યંત આભારી છીએ—કેટલીક વખત ભુલ કરે છે.

( સંપૂર્ણ )

જોઈએ. 'આપણને માલુમ પડે છે કે - આ પસંદગીનું કારણ સફેદ રંગના પ્રયોજક ગુણનું આપણા વડવાઓનું જ્ઞાનજ હશે. તેઓ જાણતા હોવા જોઈએ કે સફેદ કપડાંમાં સૂર્યનો તાપ સહેલાઈથી પેસી શકતો નથી, તેમજ શરીરની ગરમી કપડાંથી બહાર નીકળી જઈ શકતી નથી. અને તેથીજ ઉનાળો અને શિયાળો ઉભય ઋતુમાં પહેરવા માટે સફેદ કપડાંજ અનુકુળ પડે છે.

## ઘરમાં કે મંદિરમાં પ્રવેશતાં પગ ધોવાનો રીવાજ.

બીજો વળી એક પગ ધોવાનો રિવાજ છે. જ્યારે હું નાનો હતો ત્યારે વારંવાર દહેરે દર્શન કરવા જતો અને દરરોજ કથા સાંભળતો હતો. મોજાં અને પગરખાં બહાર કાઢી મુકવા અને કથા સાંભળવા જમીન પર બેસતાં પહેલાં પગ ધોવાની પૂજારીની આજ્ઞાથી હું વારંવાર ગુસ્સે થઈ જતો. અમને હિંદુસમાજના આ રિવાજ પ્રત્યે ઘણોજ ધિક્કાર ઉત્પન્ન થતો. એવા વિચારથી કે ટોપીની અંદર ચામડાંની પટી હોય તે સાથે અંદર લઈ જવા દેવી અને જોડાના આકારમાં ચામડાંને બહાર રખાવવું એ આપણા લોકની મૂર્ખતા અને અંધશ્રદ્ધા સિવાય બીજું કંઈજ નથી.

એક સમય બહારથી આવતા અને ભક્તોના પગરખાંની બહાર કોઈ તપાસ રાખનાર નહિ હોવાથી એક જોડ ખોવાઈ ગઈ ત્યારે તો ક્રોધ બહુજ ઉત્પન્ન થયો. આ સઘળાના કારણ રૂપ આ વહેમ પ્રતિ બહુજ ધિક્કાર છુટ્યો. પરંતુ જાપાનમાં પણ મુસાફરોને પુરાણાં બૌદ્ધ મંદિરની મુલાકાત સમય આવોજ અનુભવ મળે છે, એમ પાછળથી માલમ પડ્યું. દહેરામાં દાખલ થતાં પહેલાં બુટ મોજાં ઉતારવાની એવાજ પ્રકારની કસરત કરવી પડે છે. જ્યારે કેટલાક દેવળોમાંતો રૂપેરી સફેદ વાળની જટા-વાળા વૃદ્ધ પૂજારીઓ એટલાજથી સંતોષ પામતા નથી, પણ પગ ધોવાને આગ્રહ કરે છે. આ પણ હું તો પહેલાં હિંદુ લોકનાં મૂર્ખ વહેમી રિવાજનું પરિણામ લેખતો હતો. પણ જાપાનમાં એટલો દીલાસો ધરવા જેવું છે કે બહાર પગરખાંનું રક્ષણ કરવા એક માણસ હમેશાં રોકવામાં આવે છે, અને જે મુસાફરોના બુટને માટે જવાબદાર હોય છે.

અમેરિકા જનાર આનંદ માને છે કે, તે દેવળની બહાર જોડા કાઢવાની પીડામાંથી મુક્ત થાય છે. એ ખરું છે કે કેટલીક વખતે ચોમાસામાં રબરનાં આખાં પગરખાં પહેરવાં પડે છે કે જે અંદરના ઓરડામાં બીછાવેલી સેતરંજીઓ બગડે નહિ એટલા માટે દરેક ગૃહસ્થના ઉંબર આગળ કાઢી નાંખવા પડે છે. એક વખત હમારા મિત્રને એક છોકરીને તેના ઘરમાં મળવા જતાં જોડામાં પોતાનો રૂમાલ મુકતાં મેં જોયો છે. આમ કરવાનું કારણ તેને મેં પૂછ્યું. તેના જવાબમાં તેણે કહ્યું કે, " એ તમે નહિ જાણો. કેટલીક છોકરીઓ તો એવી મુંઢીચોર હોય છે કે તેમને આપણાં મોજાંમાં કોહી ગયેલાં ઇંડાનો વાસ આવે છે. તેનો કહેવાનો ભાવાર્થ હું તરત સમજી ગયો કારણ કે સવારથી સાંજ સુધી આખો વખત લાગલાગત મોજાં અને બુટ પહેરી રાખવાથી કેટલીક વખત ઘણોજ ખરાબ વાસ આવે છે એ તો મેં પણ ઘણી વખત અનુભવ્યું હતું; કિન્તુ ઠંડા પ્રદેશમાં કે જ્યાં એ વાસને સખત જોડામાં દાબી રાખવામાં આવે છે અને ત્યાં રૂમાલ મૂકી સારી રીતે ચલાવી શકાય છે ત્યાં આ ખામી કંઈ અડચણ કરતી નથી.

હમણાં ટુંક મુદત પહેલાં મને આ વિષયનો ખુલાસો થયો. થોડા વખત પર એક શહેરમાં નાગરિકોની એક જંગી સભામાં જવાનો મને પ્રસંગ આવ્યો હતો. તે સભામાં હજારો માણસો હાજર હતા અને પુરા હિંદુ રિવાજ પ્રમાણે શ્રોતાઓ બધા બિછાના ઉપર બેઠા હતા.

એક વખતના સૌથી વધારે સખ્ત અને દમદમાવાળા શહેરની મધ્યમાં હિંદુસમાજમાં એક સેશન-માં થયેલ અનિષ્ટ દેખાવ મેં દિલગીરી સાથે જોયો.

મારા જોવામાં આવ્યું કે કેટલાક આવનારા ગૃહસ્થો જોડા સાથેજ બીછાના પર ચાલી ગયા,

પડી. આ મુજબ પંજાબના શીખો અને મહારાષ્ટ્રના મરાઠાઓને હિંદુસ્થાનના ઇતિહાસમાં સરખાંજ સુખદુઃખો અનુભવવાં પડ્યાં છે, તેથી એ બેની જાતિની રાજકીય હીલચાલનો ઇતિહાસ સરખોજ છે, એમ કહીએ તોયે ચાલે.

## ધાર્મિક ઉત્ક્રાન્તિની રાજકીય હીલચાલ પર અસર.

પ્રસ્તુત વિષયનો વિચાર કરતાં એટલું ધ્યાનમાં રાખવાનું છે કે શીખ અને મરાઠા—એ બેઉની ધાર્મિક ઉત્ક્રાન્તિ લગભગ સરખીજ હતી અને તેની અસર રાજકીય હીલચાલપર પણ લગભગ સરખીજ થઇ-રાજકીય સ્થિતિ સુધારવાના કામમાં એ બહુ હિતાવહ નીવડી. તુકારામ, રામદાસ, અને જયરામસ્વામી—આ સાધુમંડળના ઉપદેશની અસર જેમ મરાઠાઓ પર થઇ તેમ કબીર, નાનક અને ગુરુગોવિંદના ઉપદેશની અસર પંજાબ પર અને ખાસ કરી શીખ કોમ પર થઇ. બેઉ પ્રાંતના લોકોમાં ધાર્મિક તેમજ રાજકીય જાગૃતિ ઉત્પન્ન થઇ. બેઉ પ્રાંતોમાં પરસ્પરના વિગ્રહનો લોપ થઇ એક સંપ અને સહાનુભૂતિની ઉન્નત ભાવનાઓનો ઉદય થયો અને એ ભાવના જ્યાંસુધી કાયમ રહી—કમનસીબે તે બહુજ અલ્પ સમય સુધી કાયમ રહી—ત્યાંસુધી "રાષ્ટ્રીયત્વ" પણ કાયમ રહ્યું.

**શીખ ધર્મના ઉદય વખતની પંજાબ પ્રાંતની ધાર્મિક સ્થિતિનો વિચાર કરવો** આવશ્યક છે, તેથી આપણે તેનું ટુંક અવલોકન કરીએ. મુસલમાનો પોતાના ધર્મના પ્રસારાર્થે છલ કે કાગળ કરતાં લોખંડનો ઉપયોગ વધારે કરતા, એ તો સુપ્રસિદ્ધજ છે. આ જુલમથી પંજાબ પ્રાંતની પ્રજા બહુ ત્રસ્ત થઇ હતી. જો કે મુસલમાની ધર્મમાંના એકેશ્વરી મતનો વિચાર સંમત થવા જોગ છે, છતાં આટલા સૌમ્ય મતના પ્રસારાર્થે તરવાર જેવાં તીવ્ર શસ્ત્રોનું અવલંબન કરવામાં આવે એ ગર્હણીયજ છે. સૌમ્ય શસ્ત્રનીજ જરૂર છે. શાસ્ત્રોને બદલે શસ્ત્રોનો ઉપયોગ કરવો એ શાસ્ત્રોનો દુરુપયોગ માત્ર છે.

તે વખતે હિંદુ ધર્મમાં કર્મઠપણાનો—શુદ્ધાચરણનો વિચાર ન કરતાં કેવળ યજ્ઞયાગાદિ કર્મો કરવાથી સ્વર્ગ, કિંવા મોક્ષની પ્રાપ્તિ થશે, એવી જનતાની માન્યતા થવાથી—વિશેષ પ્રચાર થયો હતો. બ્રાહ્મણો જો કે સર્વે વર્ણોમાં શ્રેષ્ઠ મનાય છે છતાં તે વખતના, બ્રાહ્મણોનાં પતિત આચરણ જોઇ તેમની પવિત્રતા તથા ઉચ્ચતા પર જનસમાજને શંકાઓ આવવા લાગી હતી; અને આવા સંજોગોમાં બ્રાહ્મણોને દેવો જેટલું માન ન મળે એ તદ્દન સ્વાભાવિક હતું. બીજું આ સમયમાં મૂર્તિ પૂજાનો પ્રસાર પણ બહુ થયો હતો. ઇશ્વર એક હોઇ અનાદિ છે, નિરાકાર છે, એવું જો કે વેદાદિ શાસ્ત્રોમાં પ્રતિપાદેલું છે, છતાં તે શાસ્ત્રોના પરમ પૂજકોના વ્યવહારમાં તેથી ઉલટોજ પ્રકાર નજરે પડતો! આવી સ્થિતિમાં હિંદુ અને મુસલમાન બેઉ ધર્માભિમાનીઓની 'ચકમક ઝરે' એ તદ્દન સંભવિત હતું; અને એ ધાર્મિક ઉત્ક્રાન્તિની અસર રાજકીય હીલચાલ પર થવી જોઇતી હતી અને થઇ.

## સાધુ ત્રિપુટી.

આવા સમયમાં જે ધર્મગુરુઓ થાય છે તેઓ તે સમયે સુધારક કહેવાય છે, કારણ કે પ્રચલિત ધર્મ અને આચાર વિચારાદિમાંથી આવશ્યક અંશ ગ્રહણ કરી તે બાકીનો ભાગ ત્યાજ્ય સમજી કાઢી નાંખે છે. એવો એક સામાન્ય નિયમ ધાર્મિક ઇતિહાસનું નિરીક્ષણ કરનારને જણાઇ

આવ્યાં વગર રહેશે નહીં. આજનો સુધારક આવતી કાલનો. પ્રજાને જુના વિચારનો (Orthodox) લાગશે—જો કે તેણે પોતાના વખતમાં તો સૌથી મહાન્ સુધારક હોવાનું માન ખાટયું હશે અથવા ઈંટપથ્થરના કે ગાળોના માર ખાધા હશે ! આ નિયમને અનુસરીનેજ તે સમયે રામાનંદ, ગોરખનાથ, અને કબીર પ્રભૃતિ સાધુઓ ઉત્તરહિંદમાં નિપજ્યા કે જેમણે તેવખતના ધર્મમાંથી ત્યાજ્યાંશ કાઢી નાંખી ગ્રાહ્યાંશ પર માત્ર નજર રાખી. રામાનંદે કાશી, પ્રયાગ, વગેરે સ્થળે રામદેવતાનો પ્રસાર કર્યો; ગોરખનાથે યોગ એજ એક માત્ર મુક્તિનું સાધન છે, એમ ઉપદેશ્યું. છતાં રામાનંદ અને ગોરખનાથ એ બન્નેના મત મુજબ 'દેવ સમદૃષ્ટિ હોઇ તેની આગળ ઉચ્ચનીચ ભાવ બીલકુલ નથી;' એટલે કે, જાતિભેદાન્તર્ગત ઉચ્ચનીચ ભાવ તદ્દન મિથ્યા છે, એવું સિદ્ધ કરવાનો અંશતઃ પણ પ્રયત્ન કર્યો. કબીરની ગજબ તો વળી આથીય વધી ગઇ ! રામાનુજે જો કે એકેશ્વરવાદનો પ્રચાર કર્યો, છતાં મનમાં ઇશ્વરનું એકત્વ સ્થાપવા રામની પ્રતિમાનું પૂજન કરવાનો ઉપદેશ આપ્યો; પરંતુ કબીરની તો મૂર્તિપૂજા પરજ સૌથી કરડી નજર હતી ! સિવાય ધર્મગ્રંથો લખવામાં અને ધાર્મિક ક્રિયાઓમાં થતા પ્રજામાં ચાલ સંસ્કૃત ભાષાના ઉપયોગની પણ તે સખ્ત વિરૂદ્ધ હતો. આ મુજબ રામાનુજ, ગોરખનાથ, અને કબીર—એ સાધુત્રિપુટીનો અવતાર એક બીજાની ખામીઓ દૂર કરવા સારૂજ હતો, એમજ ઇતિહાસના 'ટેલીસ્કોપ' માંથી જોઇએ હવે જણાય છે.

## બીજા ધર્મો સાથે ગુરૂ નાનકનો મતભેદ.

ગુરૂ નાનકનો જન્મ ઇ. સ. ૧૪૬૯ માં થયો અને તેણે સારું આયુષ્ય ભોગવ્યું. તે એક ગરીબ ક્ષત્રીય હતો. એના ચરિત્ર સંબંધી વધુ માહિતી 'સત્યના' વાચકોને ભવિષ્યમાં કદાચ એકાદેક સ્વતંત્ર લેખદ્વારા મળશે, તેથી અત્રે તે લંબાવવાની જરૂર નથી. નાનકે વેદ, પુરાણ અને બીજાં શાસ્ત્રો ઉપરાંત કુરાનાદિનો પણ અભ્યાસ કર્યો હતો છતાં તેના મનનું સમાધાન થયું નહીં. બેકન, ડેકાર્ટ અને તુકારામની માફક નાનકને પણ 'મુક્તિ કેમ પ્રાપ્ત થાય ?' તેની તાલાવેલી લાગી, અને તે વિશે તે રાત્રદિવસ ચિંતાતુર રહેવા લાગ્યો. મુક્તિની શોધમાં તેણે ઠેઠ મક્કા સુધી દેશાટન કર્યું કહેવાય છે !

## ઇશ્વરની સર્વ વ્યાપકતાની માન્યતાનો એક વ્યાવહારિક દાખલો.

ગુરૂ નાનક મક્કે ગયા ત્યાં એકવાર મસીદ તરફ પગ કરી સૂતા હતા. એવું કહેવાય છે કે ત્યાંના લોકો આથી ઉશ્કેરાઇ ગયા અને પવિત્ર સ્થાનનું અપમાન કરવા માટે નાનકની બહુ નિંદા કરી. આથી નાનક ક્રોધ કરી બોલ્યા: "ઇશ્વર સર્વવ્યાપક છે, તો જે તરફ પગ કરવામાં આવે તે તરફ તેનું અપમાન કરેલું ગણાય; તો હવે તમેજ મને બતાવો કે મારે કઇ તરફ પગ કરીને સુવું કે જેથી મારા પર તમે કહોછો તે—અપમાન કરવાનો—દોષ ન આવે ?" લોક ચુપ થઇ ગયા, એ કહેવાની જરૂર નથી.

## સામ્ય અને ભેદ.

નાનકે વર્તનની શુદ્ધતા પર વિશેષ ધ્યાન આપ્યું તેથી બૌદ્ધમત સાથે એનું સામ્ય જણાઇ આવે છે; પણ બૌદ્ધ ધર્મમાંની ભિક્ષુવૃત્તિ નાનકને સંમત નહોતી; ઉપરાંત બૌદ્ધો ઇશ્વરને માનતા નહીં (જો કે બૌદ્ધ ધર્મના ઘણાખરા નિષ્પક્ષ અભ્યાસીઓની માન્યતા એવી છે કે બુદ્ધ નાસ્તિક

ન્હોતો–તે વિશે કોઇ પ્રસંગે ખાસ વિવેચન કરવામાં આવશે ) તે વાત તો જુદીજ; હિંદુ ધર્મના વેદમત સાથે નાનકમતનું ઘણું સામ્ય છે, પણ જાતિભેદ અને મૂર્તિપૂજા વેદાંતમતને અસંમત ન્હોતાં અને નાનકને હતાં. મુસલમાનોનો ' ઇશ્વર એક હોઇ ' તેને ' કયામતને રોઝ ' મનુષ્યે પોતાનાં બધાં કૃત્યોનો હિસાબ આપવો પડશે, એ કલ્પના જો કે તેને સંમત હતી, છતાં પુનર્જન્મનું તત્વ નાનક ધર્મીયોને સંમત હોઇ મોહમદીયનોને તે અસંમત છે. આથી જણાશે કે નાનકે પોતાના મતનાં તત્વો કયાં કયાંથી ચુંટી કાઢયાં હતાં.

## મુસલમાન વિરૂદ્ધ શીખ.

જો કે શીખ ધર્મનો પ્રસાર ગોકળગાયની ઝડપે થતો હતો છતાં મુસલમાનોથી બ્હીતા રહી તેમણે પોતાના શિષ્યોપર કર નાંખી જમીન અને સૈન્ય રાખવા માંડયાં. આ પ્રકારે તેમનું વર્ચસ્વ વધતાં મુસલમાન બાદશાહોને તેમનો દ્વેષ થવા લાગ્યો તે એટલે સુધી કે કેટલાક શીખ ગુરૂઓને તો તેમણે બહુજ ક્રુર રીતે માર્યા. એક ગ્રંથકારે વાસ્તવિકજ લખ્યું છે કેઃ— ધર્મની બાબતમાં જેટલા અધિક લોકોનો બલિ અપાય છે તેટલી તેની યોગ્યતા વધી તે ધર્મના અનુયાયીઓની સંખ્યા તે મુજબજ વધે છે.× આથી ગુરૂ ગોવિંદસીંગના સમય સુધી એ મતની બહુ ઉન્નતિ થઇ નહીં, પણ જ્યારે ગુરૂ ગોવિંદસીંગ ૧૫ વર્ષના હતા ત્યારે તેના પિતાનો વધ કરાવવામાં આવેલો હોવાથી તેના અંતઃકરણમાં દ્વેષાગ્નિ પ્રજ્વલેલો હતો. તેથી તે પોતાના સૈન્યની સંખ્યા વધારી મુસલમાનોથી વૈર લેવાની દરેક તકની રાહ જોતો હતો. પરંતુ ધર્મોપદેશક થયાવિના અનુયાયીઓની સંખ્યા વધશે નહીં એ તે સારીપેઠે જાણતો હશે. તેથી તેણે તે વખતના સંપ્રદાય મુજબ પર્શિયન, હિંદી, અને સંસ્કૃતાદિ ભાષાઓનું અધ્યયન કર્યું.

## ધાર્મિક જુસ્સો.

ગોવિંદસીંહે શીખોને આજના લડાયક વીર, શીખ બનાવ્યા હતા, એમ કહેવામાં જરાયે અતિશયોક્તિ નથી. એમના પિતા ગુરૂ તેગ*બ્હાદુરને જ્યારે એમના પ્રતિપક્ષીના કપટને લીધે પરસ્પરના કલહને પરિણામે પકડીને બાદશાહ ઔરંગઝેબ પાસે ઉભા કરવામાં આવ્યા, ત્યારે તેમણે પોતાના પુત્રને પોતાનું વેર વાળવાનું કહી, નિશ્ચિંત થઇ, બહુ નિડર ઉત્તરો આપ્યા. હંમેશના નિયમ મુજબ જ્યારે તેમને કતલ કરવાનો હુકમ આપવામાં આવ્યો ત્યારે તેમણે પોતાને ગળે બાંધેલો કાગળ પોતાની કતલ થયા પછી વાંચવાનું કહી ઔરંગઝેબને કહ્યું કે " દરિયા પારથી એક પ્રજા આવી, તમારો નાશ કરી, આ ભૂમિપર રાજ્ય કરશે. "

હવે પેલો કાગળ ઉઘાડી વાંચવામાં આવ્યો, જેમાંથી નીચલા શબ્દો નજરે પડયા. सिर दिया मगर सार न दिया. અર્થાત શિર આપ્યું પણ સાર–ધર્મનું ગુપ્ત તત્વ ન આપ્યું.

---

× The blood of the martyrs is the seed of the church.

* તેગ = તલવાર.

ગુરૂ ગોવિંદસિંહને મુગલો સાથે કેટલાક યુધ્ધો થએલાં; જેમાંનાં એકમાં તેમનો પરાજય થયો. નવાબ સાહેબ બહુ ધાર્મિક વૃત્તિના હોવાથી તેમની ઇચ્છા ગોવિંદસિંહની માતા અને પુત્રોને મારવાની ન્હોતી. ( એ માતા અને પુત્રો કેદ પકડાયા હતા. ) આથી નવાબે તે બે પુત્રોને પોતાની સમક્ષ બોલાવી પૂછ્યું કે જો તેઓને છોડી દેવામાં આવે તો તેઓ શું કરે ? જવાબમાં તે સિંહ-પુત્રોએ કહ્યું: " અમે અમારા શીખ શિષ્યોને એકઠા કરીશું અને તેમને શસ્ત્રથી સજ્જીત કરી દુશ્મનોની સાથે લડીને સમરાંગણમાં પ્રાણ આપીશું. " નવાબે ફરી પૂછ્યું. "તમે હારશો તો શું કરશો ?" જવાબ મળ્યો કે " પુનઃ શીખોને એકત્રિત કરી બનશે તો તમને કાપી નાંખીશું ! "

આ ધાર્મિક જુસ્સાનું પરિણામ શું આવે તે કલ્પવું મુશ્કેલ નથી.

જે પુત્રોના પિતા ખુદ બાદશાહને નિર્ભયતાથી લખી મોકલે કે " તમે હિંદુઓને મુસલમાન બનાવો છો, પરંતુ હું મુસલમાનોને હિંદુ બનાવીશ. " તેના પુત્ર કેવા હોય ? મૃત્યુથી ડરી કદી પણ તે બાળકો જવાબ આપે નહીં.

આ પ્રકારનું ખાતર શીખોના ધાર્મિક જુસ્સાને મળ્યું હતું અને બી પણ એવાંજ ઉત્તમ હોવાથી એ જુસ્સો જે હજુ પણ કેટલેક અંશે કાયમ રહેલો જણાય છે, તેમાં આશ્ચર્ય નથી.

### પંચક.

ગુરૂગોવિંદસીંગે શીખ ધર્મને વ્યવસ્થિત રૂપ આપ્યું. ઇતર ધર્મોથી શીખ ધર્મનું ભિન્નત્વ દર્શાવવા સારૂ આ ગુરૂએ પાંચ નિશાનીઓ અંગીકાર કરવાનો પોતાના શિષ્યોને ઉપદેશ કર્યો, કે જે પાંચ નિશાનીઓનેજ ' પંચક ' સંજ્ઞા આપવામાં આવી છે. તે નિશાનીઓ નીચે મુજબ છે—

( ૧ ) કેશ. વાળ ન કપાવતાં સ્ત્રીયોની માફક વધારવા.

( ૨ ) ખંડ. આત્મરક્ષણ સારૂ કટાર ધારણ કરવો.

( ૩ ) કંગ. રાખેલા વાળને વ્યવસ્થિત કરવા તે વાળમાં કાંસકી ધારણ કરવી.

( ૪ ) કરા. આત્મ સંરક્ષણ સારૂ માથાપર લોઢાનું પૈડું ધારણ કરવું.

( ૫ ) કછ. લડાઇમાં જતાં ઢીલ ન થાય તે સારૂ ધોતર કિંવા પાયજામા ( ઇજાર-પેન્ટ ) ને બદલે ઘુંટણ સુધીના ' ચોળણા ' ધારણ કરવા.

આ ઉપરાંત ' સિંહ ' પ્રત્યય દરેક શીખ નામને છેડે આવે એવાં નામ રાખવાં તેમજ હિંદુધર્માંતર્ગત જાતિભેદ સ્વધર્મમાંથી બાતલ કરી મુસલમાનો સાથે લડતાં લડતાં મરવાથી મુક્તિ મળશે એવું ઉપદેશ્યું.

( અપૂર્ણ ).

# સાહિત્યસમાલોચન

હિંદનું રાજયબંધારણ:—કર્તા પ્રો. હરિલાલ માધવજી ભટ્ટ, એમ. એ. પ્રોફેસર ઑફ ફીલોસોફી...બહાદ્દીન કૉલેજ, જૂનાગઢ. પ્રકાશક ગુજરાતી સાહિત્ય પરિષદની ભંડોળની કમીટી. પાનાં આશરે ૨૭૫. કીંમત રૂ. ૧). મોહનલાલ દામોદર, રાજકોટ પ્રીન્ટીંગ પ્રેસ-રાજકોટથી પ્રાપ્ય.

નામદાર બ્રીટીશ સરકારના સુલેહશાંતિભર્યા અમલ નીચે ચાલતાં હિંદના રાજ્યબંધારણ વિશે યોગ્ય માહિતી મેળવવાની દરેક સુશિક્ષિત હિંદીને ઇચ્છા થવી સ્વાભાવિક છે. પણ તેની એ ઇચ્છાને તૃપ્ત કરવા એક નામ લેવા યોગ્ય પૂર્ણ માહિતી આપનારૂં પુસ્તક દેશી ભાષામાં હસ્તિ ધરાવતું ન્હોતું; આથી ઇંગ્રેજીથી અપરિચિત લોકોને તો એ જ્ઞાનનો લાભ મળતો ન્હોતોજ; પણ ઇંગ્રેજી જાણવાવાળાને પણ એકજ પુસ્તકથી બધી માહિતી મેળવવી મુશ્કેલ હોવાથી એ વિષયનું જ્ઞાન પોતાની જીજ્ઞાસાને પૂર્ણાંશે તૃપ્ત કરવા જેટલું મળતું નહીં. આવા સંજોગોમાં રા૦ હરિલાલે ગુ૦ સા૦ પ૦ ની ભંડોળ કમીટીની સુચનાનુસાર લગભગ વીશેક, સત્તાસમાન ગણાતાં, એ વિષયપરનાં પુસ્તકોપરથી જોઇતું લઇ, બાકીનો મસાલો પોતાના મિત્રો અને પોતા તરફથી ઉમેરી, આવું પરમોપયોગી જે પુસ્તક લખ્યું છે તેને વાસ્તે ગુજરાતી પ્રજા તરફનો ખાસ ધન્યવાદ તેમને ઘટે છે.

જેમ એક ચિત્ર મગજમાંથી ઉપજાવી કાઢવામાં પૂર્ણ સ્વતંત્રતા રહેતી હોવાથી ઘણીક વખતે તે બહુ સ્હેલું કામ થઇ પડે છે અને બીજાં કોઇ ચિત્રની નકલ કરવી અથવા તો અર્ધાં દોરેલાં એક ચિત્રની બરાબર બીજી બાજુ કાઢવી બહુ મુશ્કેલ હોય છે તેમ, એક વિષયની બધી માહિતી ઉપલબ્ધ છતાં તેને સારી રીતે યોગ્ય સ્થાને ગોઠવી બહુ 'કડાકુટીયું' અને મુશ્કેલ કામ છે, અને સારા કસાયલા લેખકો શિવાય અન્યથી તે ફત્તેહમંદીથી થઇ શકતું નથી.

પ્રસ્તુત પુસ્તકમાં લેખકે જુદા જુદા પુસ્તકોમાંના જુદા જુદા વિષયોના સાર સંકલિત કરવામાં અને તે યોગ્ય મથાળાં નીચે પ્રકરણોમાં ગોઠવી મેલવામાં બહુજ સાવચેતી રાખી છે, એમ અમારે સહર્ષ જણાવવું જોઇએ. પુસ્તકનાં દરેક પ્રકરણને મથાળે આખાં પ્રકરણના વિષયનું ટુંકમાં દિગ્દર્શન કરાવેલું છે. પુસ્તકમાં નીચલી બાબતોનો સમાવેશ કરવામાં આવેલો છેઃ—

(૧) બ્રિટીશ મહારાજ્ય (૨) ઐતિહાસિક સમાલોચના; (૩) સેક્રેટરી ઑફ સ્ટેટ અને કાઉન્સીલ; (૪) હિંદ સરકાર; (૫) પરદેશખાતું અને દેશી રાજ્યો; (૬) સ્થાનિક સરકારો; (૭) ધારાસભા અને ન્યાયાધિકારી ખાતું; (૮) જાહેર સલામતી; (૯) સ્થાનિક સ્વરાજ્ય; (૧૦) કેળવણી; (૧૧) જાહેર બાંધકામ ખાતું; (૧૨) વૈદિક અને જાહેર તંદુરસ્તી; (૧૩) આવક ખર્ચનો હિસાબ; (૧૪) હિંદી નોકરીઓ; (૧૫) ઉપસંહાર તથા પરિશિષ્ટો.

બ્રીટીશ રાજ્યનું બંધારણ, કે જેમાં, લેખકના શબ્દોમાં કહીએ તો "કાયદામાં અધિક કામ કરવાને અધિક અમલદારને સ્વતંત્ર સત્તા આપવામાં આવી હોય તો તે પોતાના ઉપરી અમલદારના અભિપ્રાયને પણ માત્ર સલાહ તરીકે ગણી તે પ્રમાણે વર્ત્તવા અથવા તેને બાજુએ રાખ્યાનો હક ધરાવે છે; × × × જ્યારે દેશી રાજ્યોની આપખુદી ભરેલી રાજ્યપદ્ધતિ અમલદારોને રાજ્યની મરજી સંપાદન કરવાનાં માત્ર યંત્રો બનાવી તેઓને વિચાર શક્તિવગરના, નવા કાર્યપ્રદેશ શોધી કાઢવામાં બેદરકાર, અને માત્ર હુકમ બજાવનાર કારકુનની સ્થિતિમાં તથા રાજા અને તેના માનીતાનું વલણ પકડી લેવામાં કાબેલ હજુરીયાની

સ્થિતિમાં રાખે છે " એના દોષ નથી; નિયમને માન આપી ચાલનારું એ રાજ્ય છે. એવાં એક રાજ્યના એ નિયમો જાણવાની કોને ઇચ્છા નહીં થાય? અને અમે કહીશું કે એ ઇચ્છાને પૂરી પાડવાનું પ્રસ્તુત પુસ્તક એક ઉત્તમ સાધન છે.

**શંકર સંગીતાવલી**—રચનાર અને પ્રકાશક કવિ મહારાણીશંકર અંબાશંકર ગુરૂકુળોપદેશક પૃ. ૧૬૭, કીંમત ૧૦ આના.

ગુજરાતના ઉપરના, ' જ્યુબીયર ' કવિઓમાં કવિ મહારાણીશંકરનું નામ સર્વાનુમતે મોખરે આવે છે. વળી કવિ સાથે પંડિત અને ઉપદેશક પણ છે. ગાયન વાદનમાં પણ નિપુણ છે. કંઠ પણ મધુર છે. તેથી જ્યારે પોતાની રચેલી કવિતા પોતેજ સદુપદેશના ગદ્યનું મિશ્રણ કરીને ગાય છે ત્યારે હજારો મનુષ્યો તેના શ્રવણમાં મુગ્ધ થઈ જાય છે. " સતી સંગીતાવલી " નામક તેમની આગલી પદ્યાત્મક કૃતિની આલોચના અમે આગળ કરી ગયા છીએ. આ નવું, વધારે મોટું પુસ્તક ખાસ કરીને પુરૂષો માટે છે. નાનાં, ટુંકાં વીરરસપ્રધાન ૨૧૯ કાવ્યોનો આ કુંજ છે. વિષયોની વિવિધતા રમણીય છે. રાજભક્તિ વિષે ૩, નિર્દેશ, અને રૂઢી, મૂર્તિ આદિ સંબંધી ૧૩, વર્તમાન તથા ભૂતકાળના આર્યો વિષે પં; વિદ્યા બ્રહ્મચર્ય, ગુરૂકુલ, ઋષિજીવન ઇ. વિષે ૧૭, હીંદુ ઈ. ને ઉપદેશ વિષે ૭, વેદ વિષે ૫, સ્વામી વિષે ૬, સ્ત્રી સંબંધી ૬, સામ સંગીતનાં ૩૪, પ્રભુ સંબંધી આશરે ૪૦, એ અનુક્રમણિકાનો સાર છે.

પ્રારંભમાં ભોગી અને યોગી વિષે સંવાદ આપ્યો છે જે એક જાતની પ્રસ્તાવનાજ છે. સંવાદ રૂપે લખવાથી કંઇ વિશેષતા આવી નથી. તેમાં ચાણોદ કર્ણાળીના પ્રખ્યાત કવિ દયારામનાં કાવ્યોને અનીતિવર્દ્ધક, હાનિકારક, દુષ્ટ રસાત્મક કહીને પોતાના કાવ્યને દયારામના કાવ્યથી નપુંસકવત્ થઇ ગયેલી પ્રજાને ઉધારનારાં ઉત્તેજનારાં સાહિત્યની ઉપમા આપી છે. એ વાત ખરી હશે, પરંતુ એવી સરખામણી ન કરી હોત તો ચાલતે એમ હમારૂં માનવું છે. આવી પ્રશંસા સત્યાત્મક હોવા છતાં તે હમેશ પરકર્ષિદ્ધ અને અપ્રિયકાર હોવાનો તેમાં ધ્વનિ છે. જો કે એ ભોળપણનુંજ વારંવાર પરિણામ છે, પરંતુ સામાન્ય પ્રજા તો તે મિથ્યાભિમાનનુંજ પરિણામ માની લે છે.

કવિતાઓ વિષે લંબાણ મત આપવાની જરૂર નથી. તે ખરે ઉન્નત પથ પર ચડાવનારી, રસપૂર્ણ, અને બોધદાયક છે. કેટલીક કવિતાઓ આર્ય સમાજના સભાસદોનેજ ખાસ કામની છે પરંતુ ઘણો મોટો ભાગ સર્વ સાધારણને ઉપયોગી છે. જ્ઞાતિઓનું કેટલીક કવિતાઓમાં ઘણું સખત ખંડન કરવામાં આવ્યું છે. સૌથી સુંદર ભાગ ઇશ્વરની સ્તુતિ પ્રાર્થના ઉપાસનાનો છે. તેમાં ગાયત્રી આદિ વેદમંત્રનાં ગુજરાતી ભાષાંતર સુંદર કાવ્યમાં કરવામાં આવ્યાં છે. આમાં જેટલું પીંગળનું તેટલુંજ સંસ્કૃતનું જ્ઞાન લેખકને વાપરવું પડ્યું છે. અઘરા શબ્દોના ગ્રંથને છેડે " શબ્દકોશ " માં અર્થો આપીને ગ્રંથ વિશેષ ઉપયુક્ત કરવામાં આવ્યો છે. કવિ તરીકેની કવિ મહારાણીશંકરની ખ્યાતિમાં પ્રસ્તુત ગ્રંથ અવશ્ય વધારો કરનારો થઈ પડશે.

**શ્રીમદ્ ભાગવત ભાષાંતર**—પ્રકાશક સસ્તું સાહિત્ય વર્દ્ધક કાર્યાલય, પૃ. ૯૭૬, રોયલ ૪ પેજી. મૂલ્ય રૂ. ૨.

આ ભાષાંતરની ઉત્તમતા માટે કાંઇ પણ સંદેહ નથી; કારણકે વેદધર્મ સભાએ શ્રીધરી ટીકા અનુસાર તૈયાર કરાવેલાં ભાષાંતરનીજ આ ચોથી આવૃત્તિ છે. એ ભાષાંતર પ્રમાણ રૂપે પ્રસિદ્ધજ છે. આ પુસ્તક સસ્તાંપણાનો એક ચમત્કાર છે. અને પરમાર્થી ભિક્ષુ અખંડાનંદનું સૌથી ફતેહમંદ સાહસ છે. આવડો મોટો અને તે પર ઉંચા કાગળ ( ફેધર વેટ ) વાળો અને અનેક સારા ચિત્રો સહિતનો અને કપડાંનાં પાકાં બાઈંડીંગ વાળો ગ્રંથ બે રૂપીયા તો શું પરંતુ તેથી પણ બેવડી કીંમતની અંદર નીકળેલો હમારા જાણવામાં નથી. ભાગવતનાં ભાષાંતરની કીંમત એક દિને આટલી સસ્તી થશે એમ કોઇ માનવાની પણ હીમ્મત કરી શકતે નહીં. દરેક શ્લોક ઉપર શ્લોકની સંખ્યા આપવાથી ગ્રંથની ઉપયુક્તતા વિશેષ થઇ છે. હમારી ખાતરી છે કે આ પુસ્તકની પ્રત જો કે ૫૦૦૦ જેટલી મોટી છાપવામાં આવી છે તો પણ

શીઘ્રજ ખપી જશે. બીજી આવૃત્તિ કાઢવાનો પ્રસંગ આવે ત્યારે હમારી સૂચના છે કે પૃષ્ઠના ઉપલા ભાગ પર મૂલ શ્લોકો આપી નીચે ઝીણા ટાઈપમાં અર્થ આપવા, અથવા આ ઉપરાંત એવાં એક મૂલ શ્લોક સહિતના સસ્તા ભાગવતની ખાસ જરૂર છે. કેઘર વેટ પેપર ઉત્તમ હોય છે, પરંતુ તેથી કદ વધી જાય છે. મોટા ગ્રંથોના કાગળો પાતળા હોય એજ ઇષ્ટ છે,' કે જેથી અભરાઇ પર જગ્યા ઓછી રોકે. બે જાતના કાગળો પર—એક પાતળા પર—આવા પ્રમાણ ભૂત ગ્રંથો છપાય તો બન્ને ખપવાનો સંભવ છે. જેઓ ભાગવતનો રોજના અધ્યયન માટે નહીં પરંતુ પંડિત અથવા લેખક તરીકે ઉપયોગ કરે છે તેમને માટે પાતળા કાગળ વાળો ઓછી જગ્યા રોકનારો ગ્રંથ ઉપયુક્ત થઈ પડે તેવી આવૃત્તિ પણ સસ્તું સાહિત્યવર્દ્ધક પ્રગટ કરશે તો તે તેમણે ગુજરાત પર અત્યાર સુધીમાં કરેલા પુષ્કળ ઉપકારમાં હજી વધારો કરશે. ભાગવતના કેટલાક ભાગો માટે ભલે બે મત હોય પરંતુ તે ગ્રંથની પ્રજાપ્રિયતા વિષે તો બે મત નથીજ. પુરાણોમાં તે સૌથી પ્રસિદ્ધ અને સૌથી વધારે વંચાતું છે. વિદ્વાનોની તકરારો પણ ભાગવતના વિષયો પર નિરંતર ચાલ્યાજ કરે છે. સર્વેને કોઈને કોઇ કારણસર તે ગ્રંથ જોવોજ પડે છે. તેવા ગ્રંથની સસ્તી આવૃત્તિ એક આશીર્વાદ સમાન છે, અને હમે જેમને ભાગવતનો સહજ પણ ખપ પડતો હોય તેમને, અદ્ભુત સસ્તાંપણાના આ નમૂના રૂપ મહા ગ્રંથને વેચાતો લેવા અવશ્ય ભલામણ કરીશું.

**કૌતકમાળા અને બોધવચનઃ**—કર્તા, રા. ગણેશજી જેઠાભાઈ, કાઠીયાવાડ એજન્સી વકીલ, લીંબડી, આવૃત્તિ ૬-ઠ્ઠી, કીં. ૧૨ આના, પૃ. સુપર રોયલ ૧૨ પેજી, ૧૬૧.

આ પુસ્તક આશરે ૨૦ વર્ષ ઉપર હમારા વાંચવામાં આવ્યું હતું, અને બાલ્યાવસ્થામાં વાંચેલી આ ગ્રંથની વાર્તાઓએ એવી સજ્જડ છાપ પાડી હતી કે ૨૦ વર્ષે પણ આ ગ્રંથ ફરીથી જોતાં હમને ઘણો આનંદ થયો છે. 'રમુજી કીસ્સા, હસાહસ કરાવનાર હાજર જવાબી ટુચકા, બોધની સાથે આનંદ આપનારાં ઓઠાં, કહેવતો અને કૌતકોની વાર્તાનું' આ પુસ્તક છે. તેની અંદર નાની મોટી ૧૦૪ વાર્તાઓ છે. જે એક કરતાં એક સરસ છે. મૂર્ખને પણ બુદ્ધિવાન કરે, મૂંજીને પણ હસાવે એવી આ વાર્તાઓ છે. ગુજરાતની અસલી રમુજી વાર્તા રૂપી રત્નોનાં આશ્રમ રૂપ આ ગ્રંથ છે. રા. આશારામ શાહ કૃત એ પ્રકારના ગ્રંથ સિવાય આ જાતના ગ્રંથો ગુર્જરગિરામાં થોડાજ છે. તેની ૭ આવૃત્તિઓ થઈ એજ ગ્રંથની પ્રજા પ્રિયતાનો પૂરાવો છે. આ વાર્તાનું અંગ્રેજીમાં સુંદર ભાષાંતર ('ઇંડીયન ફોકલોર' ને નામે ) થયું છે એ, અંગ્રેજ વર્ગની નિષ્પક્ષ દૃષ્ટિએ આ વાર્તાઓ કેટલી રસિક હોવી જોઇએ તેનું માપ પુરૂં પાડે છે. વાર્તાને અંતે વાર્તામાંથી લેવાનો બોધ સૂચવીને ઉપયુક્તતામાં વધારો કર્યો છે. "લાઇટ લીટેરેચર" તરીકે આ ગ્રંથ દરેક ખાનગી તથા જાહેર લાઇબ્રેરીમાં એક શૃંગાર થઈ પડશે.

**શ્રી શંકરાચાર્ય ચરિત્રઃ**—કર્તા રા. મણીશંકર હરિકૃષ્ણ શાસ્ત્રી, સંસ્કૃતાધ્યાપક, સુરત વનિતા વિશ્રામ; અને તંત્રી 'સત્સંગ' પાક્ષિક. સુરત. બીજી આવૃત્તિ. ૧૯૧૨ પાનાં આશરે ૩૫૦. પાકું પુઠું, કીંમત રૂ. ૧.

રા. મણીશંકર હરિકૃષ્ણ શાસ્ત્રીએ ઉપલું પુસ્તક અમને અવલોકનાર્થે મોકલી તેના ગુણદોષ જાણવાની ઇચ્છા પ્રકટ કરી છે, તે માટે તેમનો ઉપકાર. પ્રસ્તુત પુસ્તક પ્રો. ગજ્જરને અર્પણ થયેલું છે અને ઘણેક અંશે તેમનીજ મદદથી પ્રકટ થઇ શક્યું છે. અમે જાણીને ખુશી છીયે કે મુંબઇ ઈલાકાના તથા ગાયકવાડ સરકારના કેળવણી ખાતાંએ એને ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર કર્યું છે. પુસ્તકની ભાષા શુદ્ધ છે, અને વસ્તુસંકલના ઘણી સારી છે, એટલું કહી તેના હમને જે કેટલાક દોષ લાગે છે તે દર્શાવીશું.

પ્રથમ તો "ગ્રંથમાતૃનિની પ્રસ્તાવના તથા ભૂમિકાના સાર"માં જૈનોને બહુ અન્યાય કરેલો જણાય આવે છે—કોઈક તેના ધર્મને વિષે જે તિરસ્કાર દર્શાવે છે અને બુદ્ધોને રાક્ષસો કહે છે, તે તદ્દન અયોગ્ય

છે, એમ અમારૂં માનવું છે. ખરૂં છે કે બુદ્ધ કર્મકાંડને દૂર કરનાર હતા પણ તે વખતની વસ્તુસ્થિતિ તરફ નજર નાંખતાં એવું જણાય છે કે તેના સમયમાં બ્રાહ્મણો યજ્ઞયાગાદિમાં હિંસા બહુ કરાવતા. એ તો જમાનાની ખૂબી છે કે તેના અનુયાયીઓમાંનો મોટો ભાગ માંસાહારી છે! પણ બુદ્ધે પોતે તો અહિંસા અને નીતિ સદાચારનોજ ઉપદેશ આપેલો-ઈશ્વર સંબંધી વિચારોને તો તેણે ગૌણપદજ આપેલું. યજુર્વેદ હિંસાયુક્ત યજ્ઞો આદિથી કંટાળી ગયા હોય એ તદ્દન સંભવિત છે; અને બ્રાહ્મણો હિંસક કર્મકાંડ તરફ મહીધરાદિ જેવા ભાષ્યકારોએ કરેલા વિચિત્ર અર્થોને લીધે ઘસડાઇ ગયા હોય તો તે અસંભવિત નથી. આવા સંજોગોમાં બુદ્ધે જે અહિંસા અને સદાચારનો પ્રચાર કર્યો તે તેનો દુનિયામાં મહદુપકાર છે અને તે ઉપકારને ભૂલી જવો અને ઉલટી ટીકા કરવી એ એક પાપ છે, એમ અમારૂં માનવું છે.

કર્તાનો બીજો આક્ષેપ અવતારવાદને ન માનનારાઓ પર છે. પણ તે વખતે કર્તા એ-ભૂલી જાય છે કે અવતારવાદને ન માનનાર તે અવતારીને એક વિશિષ્ટ વ્યક્તિ તરીકે તો માને છેજ અને તેથી બેઉમાં ફેર એટલોજ રહે છે કે જ્યારે માનનાર તે અવતારીનાં ચરિત્ર સંબંધી અસંભવિત વાતો પણ શ્રદ્ધાનો અતિરેક થવાથી સંભવિત માને છે ત્યારે ન માનનારા તેને તિલાંજલિ આપે છે. એ વિશે લખતાં લખતાં કર્તા દ્રૌપદીના પંચપતિ સાથના વિવાહ પર અશ્રદ્ધા રાખનારને 'મંદબુદ્ધિ' નું વિશેષણ આપે છે, જે પણ ઠીક અયુક્ત છે. ઉલટું એવા ' મંદબુદ્ધિઓએ ' તો તે સાધ્વીનાં ચરિત્રનો વધુ શ્રદ્ધા અને માનથી અભ્યાસ કરેલો હોય છે, અને તે અભ્યાસને પરિણામેજ તેઓ તેનાં પાંચ પતિઓની વાત કબુલ રાખી શકતા નથી. હિંદુસ્તાનના એક રાજાએ પુરાવા સહ દ્રૌપદીના પાંચ પતિત્વનું ખંડન કર્યું છે, અને રૂ. ૫૦૦ ] નું ઇનામ પોતાના લેખનું ખંડન કરનારને આપવા જાહેર કરેલું હોવા છતાં હજુ સુધી કોઇ તેમ કરવા બહાર પડયું નથી તો શાસ્ત્રીજી અથવા બીજો કોઇ કે જે એ વિવાહને ' સૂક્ષ્મ ધર્મ ' કહેતો હોય તેણે બહાર આવી એ ચેલેંજ ઉપાડી લેવી. એક બાબતમાં બીજી વાદગ્રસ્ત બાબત આવી રીતે વગર પ્રમાણે ઘુસાડી દેવી શિષ્ટ સંપ્રદાયની વિરૂદ્ધ છે.

કર્તાનો ત્રીજો આક્ષેપ મૂર્તિપૂજા શ્રાદ્ધાદિનો નિષેધ કરનાર, વગેરે પર ઉગામાયલો છે અને વિદ્યારણ્ય અને મહીધરનાં વેદભાષ્યને ન માનનારાપર તે મારવામાં આવેલો છે ! અમે એ વિશે એટલુંજ કહીશું કે મહીધરનાં ભાષ્યો પરથી તો તે, વામમાર્ગીયોનો આચાર્ય હતો કે કેમ, એવી શંકા લાવવાનાં પૂર્ણ કારણો કર્તા જેની ખૂબ નિંદા કરે છે તે મળી આવે છે. કર્તાને સારૂ તેનાં કેટલાંક પ્રમાણો ને તે બહુ અશ્લીલ હોવાને લીધે અત્રે ન આપવા લાયક ન હોત તો અમે ખુશીથી આપત. અત્રે એ સારૂ કર્તાને અમે મહીધરનાં નીચલા મંત્રોનાં અર્થ વાંચવા ભલામણ કરીશું અને પૂછીશું કે તેમની વિવેક બુદ્ધિમાં તે માનનીય, આદર્શ, અને યુક્તિપૂર્વક લાગે છે:-

યજુર્વેદ, અ૦ ૨૩-મં. ૧૯; ૨૦; ૨૧; ૨૨; ૨૪; ૨૮; ૨૯; ૩૦.

પ્રસ્તુત શાંકર જીવન શ્રદ્ધાળુઓ વાસ્તે લખાયલું છે ખરૂં, પણ તેની ભૂમિકામાં આવી વાદગ્રસ્ત બાબતો લખવાનું કશું પ્રયોજન અમને જણાતું નથી; અને અમે જોઇને ખુશી છીએ કે રા. કમળાશંકર ત્રિવેદી પણ અમારા મતને મળતા થાય છે.

જીવન ચરિત્રની બાબત વિશે કર્તાના શબ્દો નીચે મુજબના છે:—

" યોગ સિદ્ધ ત્રિકાલજ્ઞ મહાત્મા જગદ્ગુરૂ શ્રી શંકરાચાર્યના વાક્યપર આટલો વિશ્વાસ રાખવો એ અમારી પરંપરાનો ધર્મ છે, × × એનાથી પ્રતિકૂલતા દર્શાવવી એ અમારી પરંપરામાં અશાસ્ત્રીય માર્ગ મનાય છે. "

અમારા નમ્ર મત મુજબ તો આખી પ્રથમના ૫૦ પાનાં અને ચરિત્ર શરૂ થતાં " નારદ-બ્રહ્માનો સંવાદ " અને " કૈલાસમાં દેવોની " સભા ( કે જે કોઇ ભાગ્યેજ જોઇ આવ્યું હશે ) વાળાં ૭૫ ગોળા-પ્રકરણો પુસ્તકની ઉપયોગિતા વધારવા સારૂ તદ્દન ઉડાવીજ દેવાં જોઇએ. શાંકર જીવનને ભૂમિકાની જરૂરજ શી ! અને હોય તો તે આવી લાંબી અને વિવાદ ગ્રસ્ત વિષયો તથા બીજા પર ભૂલ, અજ્ઞાની

રાક્ષસા, મંદ બુદ્ધિ આદિ શબ્દોના કટાક્ષ નાંખનારી શા સારૂ હોવી જોઇએ ? તેમજ બ્રહ્મા, વિષ્ણુ અને મહેશમાં કોણ મોટું–કોનો અધિકાર મોટો–અને ક્યારે કોણે અવતાર લેવો, તેનો પણ કોઇ નિયમ સ્પષ્ટ જણાતો ન હોવાને લીધે, બુદ્ધિ અને દૃષ્ટિ મર્યાદાની બ્હારની વાતો, કે જે કેવળ કલ્પનાઓજ છે, તે, પ્રકટ ન કરી હોય તો કંઈ ખાસ નુકસાન નથી, તેમજ તેથી કંઈ ૩૮ વર્ષની નાની ઉમરમાં અદ્ભુત કામ કરી પોતાને એક વિશિષ્ટ વ્યક્તિ સાબીત કરી જનારનાં જીવનપર વધુ પ્રભાવ પડતો હોય એમ અમને લાગતું નથી–એમનાં ચરિત્રની અદ્ભુત અને માનનીય ઘટનાઓ સ્વતઃજ એમની વિશિષ્ટ શક્તિ સાબીત કરી આપે છે. હાથ કંકણને આરસીની ભાગ્યેજ જરૂર હોય છે !

" કેસરી " પત્રમાં આવેલું રા૦ ત્ર્યંબક ગુરુનાથ કાળે ( કે જેઓ પુરાણાદિના કાલ સંશોધન સંબંધમાં એક ' ઑથોરીટી ' મનાય છે ) એ લખેલું શંકરાચાર્યના જન્મકાલ સંબંધી ચર્ચાપત્રનો ઉપયોગ કર્તાએ યોગ્ય રીતે કરેલો છે. આવીજ રીતે ઇંગ્રેજી, ગુજરાતી, હિંદી, અને મરાઠી–એ ચારેના આધારે આપણા લેખકો લેખો લખતા થશે તોજ તે લેખો પૂર્ણત્વને પામશે.

મળેલા અભિપ્રાયો કર્તાએ પુસ્તકની ઉપરથી નાંખ્યા હોત તો ઠીક થાત. પુસ્તકની વસ્તુસંકલના સારી હોવાથી અને ગુજરાતીમાં શાંકર ચરિત્રનું ગણના કરવા યોગ્ય પુસ્તક આ એક છે તેમજ સરકારનો પણ તેને આશ્રય મળેલો છે. કર્તાએ સોનારૂપી ચરિત્રપર પીતળનો ભૂમિકા આદિ રૂપી જે ઢોળ ચઢાવેલો છે તે આવતી આવૃત્તિમાં કાઢી નાંખશે, એવી અમારી તેમને નમ્ર ભલામણ છે. પુસ્તકની કીંમત યોગ્યજ છે.

**ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળનો બે વર્ષનો રીપોર્ટ, સને ૧૯૧૧–૧૩:**—મંડળનાં પ્રમુખ સૌ. જમનાબાઈ સક્કઇ તરફથી પ્રકટ થયેલા આ રીપોર્ટ તરફ નજર નાખતાં સ્ત્રીઓએ પોતે–પુરૂષોની મદદ વગર–પોતાની કેટલી ઉન્નતિ, વ્યવસ્થાદિ કરવામાં કરી છે તેનો અચ્છો ખ્યાલ આવે છે. એનો સઘળો આધાર મંડળનાં પ્રમુખ તથા ઉપ પ્રમુખાદિને ઘટે છે, એમ કહેવું અનુચિત નહીં ગણાય. ઉપ પ્રમુખોમાં લેડી લક્ષ્મીદાસ જગમોહનદાસ વરજીવનદાસ, મીસીસ ગોકળદાસ પારેખ, મીસીસ ત્રિભોવનદાસ માળવી, અને બ્હેન મગન બ્હેન માણેકચંદ હીરાચંદનાં નામો નજરે પડે છે; જ્યારે સભાસદોમાં મીસીસ ભૂલાભાઇ જે. દેસાઇ, મીસીસ મોતીવાલા, ઇત્યાદિનાં નામો છે.

મંડળની સ્થાપના ઇ. સ. ૧૯૦૩ ના સપ્ટેંબરમાં કરવામાં આવી હતી, અને તેનો ઉદ્દેશ ' ગુજરાતી સ્ત્રીયોનો પરસ્પર સમાગમ વધારવાનો, તેમનાં તનમનને કેળવણી આપવાનો અને તેમની સાંસારિક સ્થિતિમાં સુધારો કરવાનાં સાધનો યોજી ગૃહસ્થાશ્રમમાં એક ઉત્તમ ગૃહિણી બનાવવા'નો અતિ સ્તુત્ય છે. મંડળનાં સાધારણ સભાસદોની સંખ્યા ૩૩૦ આશરેની છે. ઈ. સ. ૧૯૧૧ થી મંડળ દાદાભાઈ જયંતિ જાહેર રીતે ઉજવે છે, જેમાં કોઇ પણ કોમની સ્ત્રી ભાગ લઇ શકે છે. મંડળની સભાઓ દર પખવાડીયે ભરાય છે જેમાં જુદાં જુદાં સ્ત્રી પુરૂષ વ્યાખ્યાતાઓ તરફથી વ્યાખ્યાનો અપાયા બાદ સ્ત્રીયો તે પર ટુંકું વિવેચન કરે છે. પણ આવાં વ્યાખ્યાનો મંડળની સાથે સંબંધ રાખનાર સ્ત્રીયો ઉપરાંત બીજી સર્વે સ્ત્રીયોને માટે ખુલ્લાં હોવા છતાં તેનો લાભ બહુ બહુતો સો એક સ્ત્રીયોજ લે છે, એ ખરું શોચનીય છે.

સૌ. જમનાબાઇ, મંડળનાં પ્રમુખ, કે જેમનો પ્રતિભાશાળી ચહેરો, વ્યાખ્યાન કરવાની છટા અને સાદાઇ વગેરે જોતાં કોઇના પણ મનમાં તેમને વિષે માનની લાગણી ઉપજ્યા વિના રહે નહીં, તેમણે બીજી એક બે બ્હેનોને મદદમાં લઇ, દુકાળના સમયમાં બે ત્રણ માસ સુધી ગુજરાત કાઠીયાવાડમાં મુસાફરી કરી, નિરાધારોને મદદ કરી હતી; તેમજ મંડળે ટ્રાન્સવાલના પ્રદર્શનને અને પુના–સેવાસદનના ફેન્સીફેરને પણ મદદ કરી હતી.

નૂતન વર્ષની શરૂઆતમાં મંડળ ગુજરાતના જાણીતા સાક્ષરો પાસે ' શીખામણના બે બોલ ' લખાવે છે અને તે છપાવી દરેક સભાસદને મોકલે છે. મંડળની વ્યવસ્થાપક કમીટી તરફથી સ્ત્રી હિતો-

પદેશ નામની માળા ૧૯૧૩ ના મે માસથી પ્રકટ થાય છે અને તેના અત્યાર સુધી ૩-૪ અંકો પ્રકટ થઇ ચુકયા છે. જુગારની બદી અટકાવવા સારૂ પણ સ્ત્રીયોની બે સભાઓ ભરાઇ હતી. નવરાત્રીમાં મંડળ તરફથી ગરબા ગાવાની ગોઠવણ કરવામાં આવે છે અને 'લ્હાણી' તરીકે કંઇક પાત્ર આપે છે. મંડળની ઓછામાં ઓછી વાર્ષિક ફી રૂ. ૧ છે.

મંડળની નાણાં સંબંધી સારી સ્થિતિ, તથા સભાસદોની 'ચોકારા' તરફ જોતાં છતાં, મંડળે રૂ. ૭૫ ને માસિક ભાડે સેન્ડહર્સ્ટરોડ પર જે જગ્યા રાખી છે તેનું ખર્ચ કંઇક વધારે પડતુંજ જણાય છે; વળી સેવાસદન જેમ દૂર જવાથી તેની ઉપયોગિતા સાધારણ વર્ગના હિંદુઓને વાસ્તે ઓછી થતી રહી છે તેમ મંડળની ઉપયોગીતામાં પણ આટલે દૂર જતાં ઘટાડો થાય એ અસંભવિત નથી. એટલેજ, કે કદાચ એથી પણ સેજ વધુ, ભાડે જો ભુલેશ્વર, કે ગિરગામ બેકરોડ ઉપર કોઇ મકાન રાખવામાં આવ્યું હશે તો વધુ ઉપયોગી થઈ પડશે, એમ અમારૂં માનવું છે.

અમે ઇચ્છીએ છીએ કે અમારી બ્હેનો મંડળનો લાભ વધુ પ્રમાણમાં લે અને મંડળ દિવસે દિવસ ઉન્નતાવસ્થાને પામે.

**લંડનના કાલ્પનિક સંવાદો: ભાગ ૨ જો:—**તૈયાર કરનાર, રા. મોહનલાલ પાર્વતીશંકર દવે, એમ. એ. એલ એલ. બી; સુરત. પ્રસિદ્ધ કરનાર, ગુ. વ. સો. અમદાવાદ. પાનાં ૩૪૦. પાકું પૂઠું. કીંમત ચાર આના.

પાશ્ચાત્ય સાહિત્યના સારા અભ્યાસી રા. દવે એ આ પુસ્તક એવી રીતે તૈયાર કરેલું છે કે જાણે એ કોઈ ગુજરાતી ભાષામાંજ લખાયલું મૂળ પુસ્તક ન હોય ! વળી આ સંવાદો વાંચતાં તે કલ્પનિક છે, એ તો ઘડીભર વિસરીજ જવાય છે ! એમાંના સંવાદો જેટલા રસિક છે તેટલાજ તે બોધપ્રદ પણ છે. એને વાસ્તે એના કર્તાને પોતાને પણ એવી ખાત્રી હતી કે તેણે પોતે નીચે મુજબ લખ્યું છે:—

"કાલ્પનિક સંવાદોનાં પાંચ પુસ્તકો મેં બ્હાર પાડયાં છે. એમાંથી જે નઠારામાં નઠારૂં હોય તેને વચ્ચેથી કાપી નાંખો તો એ દશમા ભાગમાંથી પણ મ્હારી કીર્તિની તૃષ્ણા છીપે તેને માટે પૂરતું મળી આવશે; હું મેરો જમીશ; પણ મ્હારા મોજન ગૃહમાં સારી રોશની થઇ હશે; અને ત્યાં આગળ આવનાર, અતિથિઓ થોડા પણ પ્રતિષ્ઠિત હશે."

લેખકને પોતાને જેના સારાં પણા વાસ્તે આટલી ખાત્રી છે તે કંઇ જેવું તેવું પુસ્તક નહીં હોય, એ સમજવું મુશ્કેલ નથી, અને ખરેજ ઉત્તમોત્તમ પુસ્તકોમાંનું તે એક છે. સોસાઇટી પોતાનાં પુસ્તકોની જાહેર ખબર આપતી નથી તેમજ પોતાનાં દરેક પુસ્તકને છેડે પણ પોતે પ્રસિદ્ધ કરેલાં બધાં પુસ્તકોની એક યાદી આપતી નથી તેથી એનાં પુસ્તકનો લાભ જન સમાજને મળવો જોઇએ તેટલો મળતો નથી એમ અમને બે વર્ષ પૂર્વે છપાયેલાં આ પુસ્તકની બીજી આવૃત્તિ પ્રકટ થવા હજી વખત આવ્યો નથી તે પરથી લાગે છે.

**સામાજીક સેવાના સન્માર્ગ:—**અનુવાદક રા. દાહ્યાભાઈ દાજીભાઈ પટેલ: પ્રસિદ્ધ કર્તા ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી. કીંમત ૧૨ આના. પાકું પૂઠું, પાનાં ૨૬૦ આશરે.

પ્રખ્યાત ખંધુ સમાજવાળા રા. દાહ્યાભાઈએ કરેલો રેવ. મી. ફુલેમીંગ કૃત પુસ્તકનો આ અનુવાદ સોસાયટીએ પ્રખ્યાત સુધારક કરસનદાસ મૂળજીની યાદગીરી રાખવા કાઠીયાવાડમાં જે એક ફંડ રૂ. ૩૪૮૫ નું ઉભું થયું હતું તેમાંથી છપાવ્યો છે. આ ફંડમાંથી આ અગાઉ સોસાઇટીએ ૧૪ જુદા જુદા ઉપયોગી વિષયોનાં પુસ્તકો છપાવેલાં હોવાથી આની સંખ્યા ૧૫ મી આવે છે.

પ્રસ્તુત પુસ્તકમાં જુદાજુદા પચીશ સેવાના માર્ગો બતાવેલા છે, અને તે એક હિંદુસ્તાનમાં વસતા પાદરી તરફથી ( લાહોરની ફોરમેન ક્રીશ્ચયન કોલેજના પ્રીન્સીપલ ) બતાવવામાં આવેલા હોવાથી

તે આ દેશને ખાસ અનુકૂલ પડે તેવા છે. દરેક વિષયને છેડે " સ્વાનુભવ અને ચિંતન વડે મળી આવતી સૂચનાઓની જગા " ટિપ્પણ કરવા સારૂ રાખેલી છે.

પુસ્તકમાંના વિચારો જોતાં દુનિયામાં Helping Hand અને મુંબઇમાં Social Service League તરફથી જે કામ થાય છે તેને એ વિચારો પૂર્ણરીતે નહીં તો પણ ઘણે અંશે મળતા આવે છે. ઉપરાંત દરેક માણસ એકલો બીજાને કેમ ઉપયોગી થઇ પડે તે એમાં બહુ સારી રીતે બતાવેલું છે.

પુસ્તક ખાસ વાંચવા યોગ્ય હોઇ ભાષાંતર પણ સારૂં છે. અને કીંમત પણ યોગ્યજ છે.

**અકબરઃ**—" રૂલર્સ ઑફ ઈંડીયા સીરીઝ " માંથી ભાષાંતર કર્તા, રા. **ઉત્તમલાલ કેશવલાલ ત્રિવેદી;** બી. એ. એલ એલ. બી. પ્રકટ કરનાર ગુજરાત વર્નાક્યુલર સોસાઇટી, અમદાવાદ. પાકું પૂઠું. ૧૫૦ પાનાં. કીંમત આઠ આના.

કાગળ છપાઈ સારાં. પુસ્તક સારૂં.

**એરિસ્ટોટલનું નીતિશાસ્ત્રઃ**—ઈંગ્લીશદ્વારા ગુજરાતીમાં ઉતારનાર **રા. મણીશંકર રતનજી ભટ્ટ.** બી. એ., ભાવનગર. પ્રકટ કરનાર ગુ૦ વ૦ સોસાઇટી—અમદાવાદ. પાકું પૂઠું. પાનાં આશરે ૩૦૦. કીંમત બાર આના.

પુસ્તકના મૂળ લેખક અને ઇંગ્લીશદ્વારા ગુજરાતીમાં ઉતારનાર બેઉ સારા વિદ્વાન હોવાથી સોનું અને સુગંધ એકઠાં થયાં છે. વિષય ઘણોજ મહત્વનો હોવાથી ઘણુંજ ઉપયોગી છે, અને દરેકે તે વાંચવું અને મનન કરવું ઘટે છે. અમે ઇચ્છીએ છીએ કે આવા ગહન વિષયોનાં પુસ્તકો વધુ સંખ્યામાં બ્હાર પડે અને જનસમાજ તેનો લાભ લેતાં શીખે.

**ભારતના વીર પુરૂષોઃ**—( ભાગ ૧ લો. ) જુદાં જુદાં પુસ્તકોપરથી સંગ્રહી પ્રકટ કરનાર સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કાલબાદેવી અમદાવાદ. કીંમત ૧૦ આના. પાનાં ૪૩૦ આશરે.

પુસ્તકમાં ઐતિહાસિક શૂરવીરોની ૪૪ ચરિત્ર કથાઓ આપવામાં આવી છે. કાગળ તથા છપાઇ સારાં. પુસ્તક ઘણું સારૂં છે, અને સંક્ષિપ્તમાં વધારેમાં વધારે જેટલી માહિતી આપી શકાય તેટલી આપેલી જણાય છે.

**ભારતના સંત પુરૂષોઃ**—ભાગ ૧ લો. લેખક **શિવપ્રસાદ દલપતરામ પંડિત.** પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય. મૂલ્ય આઠ આના. પાનાં ૩૦૦ આશરે.

પ્રસ્તુત પુસ્તકમાં નીચલા તેર સંત પુરૂષોનાં સંક્ષિપ્ત ચરિત્રો આપેલાં છેઃ—મહર્ષિ નારદ; દત્રાત્રેયજી; શંકરાચાર્યજી; બૌદ્ધ સાધક દીપંકર; વલ્લભાચાર્યજી; ચૈતન્ય દેવ; દાદુ દયાલ; ગૌડ સ્વામી; તૈલંગ સ્વામી; રામકૃષ્ણ પરમહંસ; મહાત્મા પરિહારી બાબા.

પુસ્તક કાગળ છપાઈ સારાં પુસ્તક સારૂં છે.

**કરકસર અને ઉદારતાઃ**—લખનાર કવિ બવાનીશંકર નરસિંહરામ છપાવી પ્રસિધ્ધ કરનાર ગુ૦ વ. સોસાયટી—અમદાવાદ. કીંમત એક આનો. સારૂં.

**આશ્રમ ધર્મઃ**—લખનાર પં. ધીરજલાલ, પ્રકાશક અંબાલાલ બી. પટેલ, રામોલ—ગુજરાત. કીં. ૪ આના. છપાઇ ' અમદાવાદી '. ભાષા બહુ અશુદ્ધ. વિચારો સાધારણ.

**દાદાભાઈ નવરોજીનું જીવન ચરિત્ર અને ભાષણોઃ**—લખનાર, ડૉ૦ હરિપ્રસાદ મજમુદાર દેસાઈ, એલ. સી. પી. એન્ડ એસ. પ્રકાશક, પાંડુરંગ જીવણલાલ દેસાઈ, રીચીરોડ, અમદાવાદ. કીંમત ૩ આના. પ્રકાશકે કાઢવા ધારેલી ચરિત્ર માલાનું આ પ્રથમ પુસ્તક છે. કાગળ છપાઇ સારાં. પુસ્તક સારૂં.

**મેલેરીયા તાવઃ**—ગુ. વ. સોસાઇટીએ ઉપલાજ લેખક પાસે લખાવેલું. કીંમત એક આનો. અત્યુત્તમ અને અતિ ઉપયોગી.

M. M. J. વગેરે.

**संस्कार चंद्रिका** अर्थात् महर्षि दयानन्दप्रणीत "संस्कारविधि" के संस्कृत भाग का अनुवाद तथा व्याख्या—કર્તા, જ્વાલાપુર ( હરદ્વાર સમીપના ) ગુરૂકુલના મુખ્ય સંસ્કૃતોપાધ્યાય પં. **ભીમસેન શર્મા**, તથા વડોદરા રાજ્યના એજ્યુકેશનલ ઇન્સ્પેક્ટર રા. રા. **આત્મારામ રાધાકૃષ્ણ.** પૃ. રૉયલ ૮ પેજી, આશરે ૭૦૦, મૂલ્ય રૂ. ૨.

આ ગ્રંથના પ્રકાશ માટે વિદ્વાન્ કર્તાઓને ધન્યવાદ ઘટે છે. આર્ય સમાજના સ્થાપક સ્વામી દયાનંદ સરસ્વતી કૃત ગ્રંથોમાં "સંસ્કાર વિધિ" સૌથી નિર્વિવાદિત ગ્રંથ છે. આર્ય સામાજીકો તથા અન્ય સામાન્ય આર્યોને જન્મથી મરણ પર્યંતના ૧૬ સંસ્કારોની આવશ્યકતા વિષે મતભેદ નથી. પ્રાચીન સૂત્ર ગ્રંથો જે સર્વને માન્ય છે તે પર સંસ્કારોનો વિધિ રચાયો છે, અને સ્વામી દયાનંદે હીંદુઓના વિધિમાં માત્ર કેટલુંક સંશોધન વૈદિક દ્રષ્ટિથી કર્યું છે, અને અન્યથા, વિધિ જેમનીતેમ રહેવા દીધી છે. સ્વામી દયાનંદ અકારણ હીંદુ પરંપરાનું ઉન્મૂલન કરનાર નહોતા ઉલટું બને તેટલા તેના અંશો કાયમ રાખવા ઈચ્છતા હતા. તેનું તેમનો સંસ્કાર વિધિ ગ્રંથ એક પ્રમાણ છે. સ્વામી દયાનંદના એ ગ્રંથમાં જુદા જુદા સંસ્કારોની આવશ્યકતા તથા અમુક વિધિની પ્રમાણ પૂર્વકતા તથા હેતુ દર્શાવ્યા નહોતા, સમયાભાવ તથા ઉપલક્ષને લીધે બીજા કેટલાક દોષ પણ રહી ગયા હતા. સંસ્કારના મંત્રો ક્યાંથી લીધા છે તે પણ મૂલમાં લખ્યું નહોતું અને તેના અર્થ પણ આપ્યા નહોતા. આ સર્વ અપૂર્ણતાઓ અને દોષો ગ્રંથકર્તાઓએ પ્રસ્તુત ગ્રંથદ્વારા શાંત કર્યા છે. શ્રીમાન પંડિત ભીમસેન, જેઓ ઉત્તર હીંદમાં એક અસાધારણ વિદ્વાન્ પંડિત તરીકે પ્રસિધ્ધ છે અને ઘણા આત્મભોગે ગુરૂકુલની સેવા કરી રહ્યા છે તેમણે આ ગ્રંથમાં સંસ્કૃત જ્ઞાનનો અને રા. આત્મારામે સાયન્સ તથા તર્કનો હીસ્સો આપ્યો છે. પં. ભીમસેને સંસ્કારમાં આવતા તમામ મંત્રો અનેક મૂલ ગ્રંથોમાંથી શોધી કાઢી—અને એ મૂલ ગ્રંથો પ્રાપ્ત કરતાં પણ તેમને ઘણો શ્રમ પડયો હતો—વિધિમાં આવતો દરેક મંત્ર કયા ગ્રંથનો કયા પ્રકરણનો ને કેટલામો છે તે દર્શાવીને, દરેક મંત્રના અર્થ પણ કર્યા છે. તેથી માત્ર ક્રિયાના મંત્રો ભણી જવાનો આક્ષેપ દુર થાય છે. જો પં. ભીમસેનનું સંસ્કૃત પાંડિત્ય વિશેષ છે, તો રા. આત્મારામનો પાશ્ચાત્ય 'સાયન્સ' અને તાર્કિક શક્તિનો હીસ્સો વિશેષ છે. તેમણે દરેક સંસ્કારની ફિલસુફી અસાધારણ તર્ક તથા સાયન્સના પ્રમાણોથી સમજાવી છે. યજ્ઞનાં પ્રકરણમાં તો તેઓ ઘણાજ ઉંડાણમાં ઉતરીને, હોમના દરેક દ્રવ્યના શા ગુણ છે તે પણ વૈદ્યક અને રસાયણ શાસ્ત્રની દ્રષ્ટિથી સ્પષ્ટ કર્યું છે. અને યજ્ઞથી મનુષ્યને શા લાભ થાય છે તે અતિ વિદ્વત્તાથી સિદ્ધ કર્યું છે. કસ્તુરી મૃગની હિંસા કરીને પ્રાપ્ત કરવામાં આવે છે તેથી તેનો ઉપયોગ ન કરવો એમ તેઓ લખે છે. પણ જે મૃગનાં પત્થર સાથે ઘસાતાં એની મેળે નીકળી પડે છે તેનો કરવો એમ લખે છે. એ વાત યથાર્થ છે. પણ તે જોતાં તો મધ પણ માખીઓને ઉરાડી મુકવાની હિંસા કરીનેજ પ્રાપ્ત કરવામાં આવે છે તેનો પણ નિષેધ તેમણે કેમ ન કર્યો ? ગર્ભાધાન, સીમંત આદિ સંસ્કારો પર લેખકોએ અપૂર્વ પ્રકાશ પાડયો છે. જે કેટલાક અંગ્રેજી ભણેલાઓની એ સંસ્કારો પ્રતિ અશ્રદ્ધા થઇ છે તેઓએ એ ભાગો વાંચવા હમારી ખાસ ભલામણ છે. બુદ્ધિને સંસ્કારનું રહસ્ય ગમ્ય કરવા અર્થે, ગ્રંથના લેખકોએ જે ભગીરથ પુરૂષાર્થ કર્યો છે તે એ પ્રકરણમાં પ્રથમજ છે. આર્ય સમાજને આ ગ્રંથથી એક નવી સહાયતા મળી છે. હીંદી ધાર્મિક સાહિત્યમાં એક જાણુકનો વધારો થયો છે. અને કર્તાઓએ પોતાની કીર્તિમાં પણ વૃદ્ધિ કરી છે.

# પુનાની વસંત–વ્યાખ્યાનમાળા.



ના શહેરમાં જે કટલીક જુની સંસ્થાઓ હજુ સુધી જીવ ધારણ કરી રહી છે તેમાં વસંત–વ્યાખ્યાનમાળાની ગણના મુખ્યછે. આ માસ ઉનાળાની રજાનો હોવાથી બીજે સ્થળે વસનારા વિદ્વાનોને આ દિવસોમાં પુને આવી પરસ્પરના વિચારો એક બીજાને જણાવવાની તક મળે છે, અને તેમાંયે આ વ્યાખ્યાનમાલા તો સૌને તેવી તક મેળવી આપે છે. જેઓને રજાનું નિમિત્ત નથી હોતું તેમને ઘણુંખરૂં, આ દિવસો લગનસરાના હોવાથી, સગાં સંબંધીનાં લગ્નાદિ પ્રસંગે અત્રે આવવાનું હોય છે. આ રીતે આ મોસમ, કે જે કુદરતી રીતેજ ઋતુઓમાં શ્રેષ્ઠ છે, તે અનેક પ્રકારે મહત્વની છે. શ્રોતાઓ કે જેમને જ્ઞાન મેળવવાની સ્હેજ પણ જીજ્ઞાસા હોય તે, સ્વાભાવિક રીતેજ, કંઇ નહીં તો ત્યાં શું શું ચાલે છે તે જોવા સારૂજ, એક લટાર મારી જાય છે !

ચાલુ સાલની વ્યાખ્યાનમાલાનો આરંભ તા. ૭ મી મેથી શરૂ થઇ તા. ૭ મી જુને સમાપ્તિ થઇ હતી–વ્યાખ્યાનક્રમ બરોબર એક માસ ચાલ્યો હતો. વ્યાખ્યાનમાલામાં કુલે ૩૦ વ્યાખ્યાનો થયાં હતાં. તેમાં ધાર્મિક ૭, ઐતિહાસિક ૫, તાત્વિક ચર્ચાત્મક ૫, રાજનીતિ અને અર્થશાસ્ત્રસંબંધી ૩, વૈદક ૨, જ્યોતિષ ૨, ફલજ્યોતિષ ૨, શિક્ષણ વિષયક, ૧, સામાજીક ૧, છંદઃ શાસ્ત્ર સંબંધી ૧, અને કૃષિશાસ્ત્રાંતર્ગત શાલિહોત્ર સંબંધી ૧, એમ જુદા જુદા વિષયોપર જુદાં જુદાં વ્યાખ્યાનકારોનાં વ્યાખ્યાનો થયાં હતાં.

ધાર્મિક, સામાજીક, અને તાત્વિક વ્યાખ્યાનમાંજ કંઇક વિચારભેદ જણાઇ આવતો હતો. શાસ્ત્રીય વ્યાખ્યાનો પૈકી ફલજ્યોતિષજ એક વિવાદાત્મક વિષય હતો, તેથી તે પર ખૂબ ચર્ચા ચાલી હતી. આ સર્વ વ્યાખ્યાનોનો થોડો થોડો સારાંશ આપીએ તોપણ પુષ્કળ જગ્યા જોઇએ તેથી તેમાંના કેટલાંક વ્યાખ્યાનોનો સારાંશ–મહત્વના મુદ્દા–માત્રજ આપવાનો વિચાર છે.

## જ્યોતિષશાસ્ત્ર.

' ગ્રહોની ગતિ ' આ વિષયપર રા. બ. બા. કેતકરનું વ્યાખ્યાન થયું. ગ્રહોની ગતિ વાસ્તવિક કેવી છે, તે પૃથ્વીપરથી કેવા ભાસે છે, સૂર્યપરથી તે કેવા દેખાત, માર્ગી, સ્તંભી, વક્રી વગેરે પરિભાષિક શબ્દોના અર્થ શો અને ગ્રહ, વક્રી અગર સ્તંભી ભાસવાનું કારણ શું, ઇત્યાદિ માહિતી તેમણે સુબોધક રીતે અને બોર્ડપર આકૃતિઓ કાઢી સમજાવી.

## વર્ણલેખનો જ્યોતિઃશાસ્ત્રમાં ઉપયોગ.

આં વિષયપર પ્રો. નાયકનું વ્યાખ્યાન થયું. ઇથરમાંથી પ્રકાશની લ્હેરો આવે છે તે

પ્રકાશમાંથી એકાદેક કીરણ લઇ તેનાં લોલક ( ગ્રુમરનો કાચ ) માંથી પૃથકકરણ કરવાથી જુદા જુદા રંગોની ઓછી વત્તી વક્રીભવન શકિતને લીધે તેમાં જુદા જુદા રંગોના પટ્ટા દેખાય છે. ઘનાવસ્થામાંના પદાર્થથી જે વર્ણલેખ દેખાઇ આવે છે તે કરતાં તેજ પદાર્થની વાયુરૂપ અવસ્થાથી જુદો વર્ણલેખ દૃષ્ટિએ પડે છે. તેજ મુજબ એક દ્રવ્યથી ઉત્પન્ન થનારા વર્ણલેખમાં સમાન દ્રવ્યથી આવનારાં કીરણ ગ્રહણ કરવાની શકિત હોય છે. શિવાય, ગ્રહની ગતિની દિશાપરથી અને વેગપરથી વર્ણલેખમાં ફરક પડે છે. આ સર્વ સિધ્ધાંતોનું એકીકરણ કરી તેથી કેવળ વર્ણલેખમાંના રંગોના વેધપરથી દુર્બિનને અગમ્ય એવા તારાઓનું અંતર, વજન, ગતિ, ઘટકાવયવ ઇત્યાદિકની શોધ થઇ છે.

## જંતુશાસ્ત્ર.

ડૉ. વી. બી. ગોખલે એ જંતુશાસ્ત્ર સંબંધી આજકાલ જે નવી શોધો થઇ છે અને તેથી જે નવીન રોગ-પ્રતિબંધક ઉપાયો ઠરાવવામાં આવ્યા છે તેનું વિવેચન ઇંગ્રેજીમાં કર્યું. સર્વે રોગોનું આદિ કારણ તે તે રોગના જંતુ છે. આ જંતુઓને મારી નાંખવાની શકિત શરીરમાં હોય છે. પણ તે શકિત કેટલાંક કારણોને લીધે કમી થતાં શરીરમાં રોગી જંતુઓની વૃદ્ધિ થાય નહીં તે સારૂ રોગનો પ્રાદુર્ભાવ થવા પૂર્વે પ્રતિબંધક ઔષધો અને રોગ થયેલા છતાં તેપર ઔષધ, તેજ પ્રકારનાં કૃત્રિમ વૃદ્ધિનાં જંતુથી તૈયાર કરી સૂક્ષ્મ પ્રમાણમાં આપવાથી રોગીને હિતાવહ થાય છે. આજ તત્વપર પ્લેગની રસી મેલવી. માતા કઢાવવા, વગેરે ઉપાયો યોજવામાં આવે છે. આ શાસ્ત્રની જેટલી વૃધ્ધિ થશે તેટલી રોગ પ્રતિબંધક ઉપાયોની પણ વૃધ્ધિ થશે, એમ વ્યાખ્યાનકારે કહ્યું.

## મલમૂત્રના વેગ રોકવાનું દુષ્પરિણામ.

આ વિષયપર બ્રીષ્મવર્ય બાળશાસ્ત્રી લાગવણ કરનું વ્યાખ્યાન થયું. સર્વ રોગોનું બીજ નૈસર્ગિક પ્રવૃત્તિ વિરૂદ્ધ વર્તન કરી મલ-મુત્રાદિ વેગોને નિષ્કારણ રોકવામાં કિંવા તેનું જુલમથી ઉત્સર્જન કરવામાં છે. રોગીનાં શરીરમાં જંતુ મળતાં હશે, પણ તે જંતુ રોગોનું આદ્ય કારણ નહોતાં કાર્યમાત્ર છે; એમ કહેવામાં હરકત નથી; કારણ કોઇ પણ મનુષ્યના શરીરમાં મલ-મૂત્રાદિકની ગેરવાજબી વૃધ્ધિ થયા વિના આ રોગ જંતુ તેને કંઇ પણ નુકસાન કરી શકતાં નથી, એ અનુભવ સિદ્ધ છે; અર્થાત્ પ્રથમ શરીરમાં મલમૂત્રાવરોધથી વિકૃતિ થાય છે. પછી ભિન્ન ભિન્ન રોગ અગર તેનાં જંતુ-એ તે વિકૃતિનું બાહ્ય સ્વરૂપ જણાઇ આવેછે. શારીરિક હાજતેનો જુલમથી અટકાવ પણ કરવો નહીં તેમજ જુલમથી કાઢવાનો પ્રયત્ન પણ કરવો નહીં. કામ ક્રોધાદિક માનસિક વેગોનું માત્ર ધારણજ કરવું-તેથી નુકસાન થતું નથી. ઉદ્દીરણ કરવાથી માત્ર તેથી નુકસાન થાય છે.

## અથર્વ વેદમાંનું વૈદક.

રા. રા. ત્ર્યંબક ગુરૂનાથ કાળે, કે જેઓ પ્રાચીન શાસ્ત્રોના એક અદ્વિતીય શોધક છે, તેમણે અથર્વ વેદમાંના સૂક્તો પરથી, વૈદક શાસ્ત્રમાંના જંતુની શોધનું જ્ઞાન પ્રાચીન ઋષિઓને પણ હતું, એમ બતાવ્યું. પાણીમાં અગ્નિ અને વિદ્યુત શકિત હોવાથી તે રોગ નાશક

કેમ છે; સૂર્ય-કીરણથી રોગકારક જંતુઓનો અને વિશેષે કરી-દુધમાંનાં જંતુઓનો નાશ કેમ થાય છે-એ માહિતી અથર્વ વેદમાં છે, એમ વ્યાખ્યાતાએ જણાવ્યું હતું. તેજ મુજબ, જ્વર, શસ્ત્રાઘાત, રાજયક્ષ્મા, જલોદર, ગંડમાળા, વગેરે રોગોને કયા ઉપાયે યોજવા એ સર્વનો અથર્વવેદમાં ઉલ્લેખ હોવાનું વ્યાખ્યાતાએ જણાવ્યું હતું. માટીમાં રોગનાશક શક્તિ છે એની પ્રાચીન ઋષિઓને ખબર હતી. મંત્રસામર્થ્યથી રોગ સારા થાય છે એ વાત આધુનિક વિદ્ધન્માનસ શાસ્ત્રવેત્તા કબુલ કરવા લાગ્યા છે. સુલભ પ્રસૂતિ વિષે અથર્વવેદમાં મંત્રો છે. વળી તેમાં દશ્ય અને અદશ્ય કૃમીનું વર્ણન હોઇ, અન્નપાણીમાંથી કિંવા વગુ મુખમાંથી શરીરમાં દાખલ થઇ રોગોત્પત્તિ કરનાર જંતુઓના ઉપાય કહેલા છે, એમ વ્યાખ્યાતાએ જણાવ્યું હતું.

### ભારતીયોની પ્રાચીન સંસ્કૃતીનો વિસ્તાર.

રા. સા. નાનાસાહેબ પાવગીએ ઋગ્વેદ પરથી તે સમયે આર્યોની ભિન્ન ભિન્ન શાખાઓમાં કેવી પ્રગતિ થઇ હતી તેનું વિવેચન કર્યું. ભાષાશાસ્ત્ર, ધર્મશાસ્ત્ર, ગણિતશાસ્ત્ર, જ્યોતિષ, વૈદક, રસાયન, ભૂગર્ભ, ઇત્યાદિ સર્વ શાસ્ત્રોમાં પ્રાચીન આર્યોએ સારી પ્રગતિ કરી હતી એમ તેમણે જુદા જુદા ઉતારા પરથી સપ્રમાણ બતાવી આપ્યું.

### જાવા બેટમાંના પ્રાચીન હિંદુઓ અને તેમનું વાઙ્મય.

આ વિષય પર ડા. નરહર ગોપાલ સરદેસાઇનું વ્યાખ્યાન થયું. તેમણે કહ્યું કે જાવા બેટ હિંદુસ્થાનની આગ્નેય દિશામાં ( તેને " પૂર્વ તરફનું ઉપવન " અને " શાશ્વત વસંત ઋતુનું સ્થાન " કહેવામાં આવે છે ) અર્જુનથી પાંચમો રાજા રાજ્ય કરતો હોતાં, તેના પ્રધાને આ બેટ પર સ્વારી કરી હતી. જાવા બેટમાં હિંદુ રાજ્ય ૧૪૦૦ વર્ષ સુધી હતું. બાદ અરબોએ ત્યાં પ્રવેશ કર્યો.

ત્યાં બુધ્ધનું એક નવ મજલી દેવલ છે. એનાં પગથીયાંની પ્રત્યેક બાજુ ૫૬૧ ફુટ છે. ' બાલી ' બેટ જાવાની પૂર્વે હોઇ ત્યાંના લોકોમાં હજુ હિંદુત્વ કાયમ છે. ત્યાં ચારે વર્ણ હયાત છે. તેઓ જોકે સૂર્યોપાસક છે, છતાં સૂર્ય શિવનું સ્વરૂપ છે, એમ માને છે. ત્યાંના લોકો વૃધ્ધ ગર્ગના ગ્રંથો મુજબ કાલ ગણના કરે છે. આ બેટમાં ' કવિ' નામની ભાષા હોઇ તેના માત્ર ૨૦ જ મૂળાક્ષરો છે. વેદ અને બુદ્ધ ધર્મ ગ્રન્થ સંસ્કૃત ભાષામાં દેવનાગરી લિપિમાં છે. મહાભારતના આઠજ પર્વ છે. રામાયણનો ઉત્તરકાંડ કોઇ બીજાજ વાલ્મીકીએ રચ્યો છે, એવું તેઓ માને છે. પુરાણો કેકી માત્ર બ્રહ્માંડ પુરાણનીજ તેમને માહિતી હતી. ભગવદ્‌ગીતાના માત્ર સોળ શ્લોકો તેમની પાસે છે. મનુસ્મૃતિ વગેરે ધર્મ ગ્રન્થોની તેમને માહિતી હતી. બાલી અને લંબોક મળીને કુલે પાંચ લાખ હિંદુઓ ત્યાં છે. તેમનાથી સંબંધ રાખી તેમને આપણે હિંદુઓએ આપણામાં ભેળવવા જોઇએ, એમ વ્યાખ્યાતાએ છેવટે કહ્યું હતું.

### ફલજ્યોતિષ.

એ વિષય પર રા. ગો. હ. કેસકરે રા. મહાદેવ ગોવિંદ અભ્યંકરનાં પ્રમુખપણાં નીચે વ્યાખ્યાન આપ્યું હતું. વ્યાખ્યાતાથી પ્રમુખનો મતભેદ થયો હતો અને તેમણે સ્વાનુભવનાં કેટલાક દાખલા આપ્યા હતા. આથી હમે વ્યાખ્યાતા કરતાં તેના પ્રમુખના ભાષણનોજ સાર આપીએ છીએ.

રા. રા. અભ્યંકરે જણાવ્યું કેઃ—

" ફલજ્યોતિષ એ શાસ્ત્ર ગણિત શાસ્ત્ર જેવું નિશ્ચિત નથી. આજકાલ પંચાંગ કે તિથિનું પણ જ્ઞાન હોતું નથી અને ફલ જ્યોતિષ પર ભરોસો રાખવામાં આવતો નથી, એ મને અભિનંદનીયજ લાગે છે; કારણ તેથી ભ્રામક વાતો પર ભરોસો રાખી ફસાવાનો સંભવ રહેતો નથી. મુહુર્ત ગમે તે બાબત સારૂ બતાવેલાં છે! ઉદાહરણાર્થ, હજામત કરાવવાને પણ મુહૂર્ત બતાવેલું છે !! હજામતનું યોગ્ય મુહૂર્ત ન મળવાથી અહિંના અન્નાં સાહેબ પટવર્ધનની દાઢી કેટલી વધી જાય છે તે સર્વેને ખબરજ છે! જ્યોતિષને નાદે લાગેલાઓએ પુરૂષાર્થ છોડી દીધેલો હોય, તે ગાંડા જેવા થયેલા છે. 'અથેન્સનું' સામ્રાજ્ય હોતાં સિસિલી પર સ્વારી કરનાર સેનાની હીકયસે ચંદ્ર ગ્રહણ જોઇ જ્યોતિષ કર્યું કે ' લશ્કરને એક મહિનો સુધી ખસેડવું નહીં ' અને તે મુજબ વર્ત્તવાથી ૪૦–૫૦ હજાર માણસ માર્યું ગયું એ સુવિદિતજ છે! રા. તિલક પર કેસ ચાલ્યો ત્યારે મેં તે સંબંધી પ્રશ્નો કરી તેના બરોબર જવાબ દેનારને રૂ. ૨૫) નું ઇનામ આપવા જાહેર કર્યું હતું. તે મુજબ મારી પાસે ૨૫) પત્રો આવ્યા. કહેવાની જરૂર નથી કે તે સર્વેનું જ્યોતિષ ખોટું ઠર્યું. ૩૬ મે વર્ષે હું મરીશ, એવું જ્યોતિષ કહેવાથી મેં બે ત્રણ કંપનીઓમાં આયુષ્ય 'ઇન્સ્યુર' કરાવ્યું; પણ તેથી ( હું હજુ સુધી જીવતો હોવાથી ) મારૂં નુકસાન માત્ર થયું ! મારા જમાઇની પહેલી બે સ્ત્રીઓ શાસ્ત્રોક્ત મંગળના ગ્રહવાલી હતી; પણ તે આ લોક છોડી ગઇ બાદ મેં મારી પુત્રી આપી. તેને મંગળ નથી; પણ આજે લગ્ન થયે ૧૩ વર્ષ થયાં; છતાં તે જીવતી છે. સારા ગ્રહ હોવા છતાં અનેક સારૂં ન થયાના દાખલા મેં અનુભવ્યા છે. આ શાસ્ત્ર પર ભરોસો ન રાખવો, એમ હું કહું છું તેથી કંઇ એમ ઠરતું નથી કે હું તે શાસ્ત્ર ખોટુંજ છે એમ કહું છું. એક છોકરીના લગ્નનો યોગ ક્યારે છે તે મેં કહ્યું હતું તે ખરૂં ઠર્યું હતું. તેજ મુજબ એક બીમાર માણસ મરશે, એમ કહેલું પણ ખરૂં ઠર્યું હતું. પણ એ વિશે નિશ્ચિત કંઇ કહી શકાય નહીં; કારણકે તેવી રીતે જોતાં તો રા. તિલકની કુંડલી સામાન્યમાંનીજ છે. તે પરથી એવો બોધ થાય છે કે તે ષટ્કર્મ કરનાર બ્રાહ્મણ થવા જોઇએ; પણ તે તેવા નથી! મારી કુંડલી પ્રમાણે જોતાં મારે કુલ દીપક થવું જોઇએઃ પણ હું તેવો છું એવું મને લાગતું નથી. આજનાજ વ્યાખ્યાતાએ એક છોકરો મહાન પુરૂષ થશે એવું ભવિષ્ય ભાખ્યું હતું, પણ તે છોકરો સાતમે વર્ષેજ મુઓ! આવી વાત છે અને તેનો ખુલાસો થવો જરૂરી છે. "

કૈ. પ્રો. શીધર ગણેશ જીનશીવાલે એક નામાંકિત વિદ્વાન હતા. તેમને ફલ જ્યોતિષ પર બહુ વિશ્વાસ હતો. ઇ. સ. ૧૮૯૧ માં તેમણે પોતાની પ્રોફેસરશીપનું રાજીનામું. આપ્યું ત્યારે ભવિષ્યનાં બાર વર્ષની હયાતિમાં તેમને બીજી કોલેજમાં તેજ જગ્યા મળની હતી તે તેમણે ન સ્વીકારી. પોતાના મિત્રોને પોતાની પત્રિકા પરથી સ્પષ્ટ કહ્યું કે ' મને રાજ્યકારભારમાં ખચીત મોટી જગ્યા મળશે; પણ તે યોગ કદી પણ તેમની જીવનમાં આવ્યોજ નહીં!!!

આ ઉપરાંત રા. બા. ચિંતામણરાવ વૈદ્યનું ' ચમત્કાર શક્ય છે કે?' એ વિષયપર એક બહુજ જ્ઞાનદાયક વ્યાખ્યાન થયું હતું, જેને લેખાકારમાં ફેરવી ' વિવિધ જ્ઞાન વિસ્તાર ' મરાઠી માસીકમાં પ્રકટ કરવામાં આવ્યું છે. તે બહુજ લાંબુ હોવાથી અમે તે ન આપી શકતા સારૂ દિલ-

ગીર છીએ; છતાં ઇશ્વરેચ્છા હશે તો ' સત્ય ' ના કોઇ અંકમાં તે આખું, કે તેનો સાર આપવા મથીશું.

વ્યાખ્યાતાઓના, તેમના વિષયના અને અધ્યક્ષોના નામોની એક ટીપ નીચે આપેલી છે જે પરથી એ માલાની ઉપયોગિતાનો કંઇક ખ્યાલ ગુર્જર પ્રજાને આવી શકે:—

| વ્યાખ્યાતા. | વિષય. | અધ્યક્ષ. |
|---|---|---|
| પ્રિ. પરાંજપે. | પ્રતિનિધિની વરવાની કેટલીક પદ્ધતિ | હરિ ભાઉ આપ્ટે |
| વ્યં. બા. કેતકર | ગ્રહોની ગતિ | પ્રો. નાઇક |
| પ્રો. વિજાપુરકર | શિક્ષણનાં કાર્યોની મર્યાદા | વા. બ. પટવર્ધન |
| વામન મલ્હાર જોશી | તર્ક કે શ્રદ્ધા | રામચંદ્ર વિનાયક પટવર્ધન |
| અચ્યુતરાવ. કોલ્હટકર | ધર્મ-શંકાનું સમાધાન અને મનની શાંતિ | વિજાપુરકર |
| પ્રો. કાળે | ફીનેન્સ કમીટી | પ્રો. ભાટે |
| પી. ડી. ચિત્રે | નિવૃત્તિનાથનું ચરિત્ર | હ. ભ. વિનાયકબુવા સાખરે |
| દિ. વિ. ફડકે | ફલજ્યોતિષ | વે. શા. ખાનાપુરકર |
| ડૉ. સર દેશાઇ | જાવા બેટના પ્રાચીન હિંદુઓ અને તેમનું વાઙ્મય | રા. સા. પાવગી |
| ત્ર્યંબક ગુરનાથ કાળે | અથર્વ વેદાંતર્ગત વૈદ્યક | ડૉ. ગર્દે |
| કે. રા. છાપખાને | ધર્મ જાગૃતિ | શા. બા. લ. ચીપલુણકર |
| ગોપાળ કૃષ્ણ દેવધર | વ્યક્તિ સામર્થ્ય અને રાષ્ટ્રોન્નતિ | નરસોપંત કેળકર |
| વે. શા. વિષ્ણુ શાસ્ત્રી બાપટ | શ્રી શંકરાચાર્યના અવતારની આવશ્યકતા | ત્ર્યંબક ગુ. કાળે |
| ડૉ. ચીપલુણકર | શું મરાઠી ભાષાની ઉન્નતિ થાય છે ? | રા. બ. વૈદ્ય |
| રા. બ. ચિંતામણરાવ વૈદ્ય | ચમત્કાર શક્ય છે કે? | નરસોપંત કેળકર |
| રા. સા. ગ. કે. કેળકર | ગોરસ | ડૉ. ગર્દે |
| રં. ગો. નાઇક | Benefits of Co-operative movement | Mr. Ewbank |
| રા. ગ. પ્રધાન | સંસ્થાનિક સ્વરાજ્ય એટલે શું ? | પ્રો. લીમયે |
| ડૉ. વી. બી. ગોખલે | જંતુશાસ્ત્ર | ડૉ. સરદેસાઇ |
| પ્રો. લીમયે | જર્મનીનું દાસ્ય વિમોચન | પ્રો. ભાનુ |
| મા. વા. સંત | હિંદુસ્થાનની ઔદ્યોગિક સ્થિતિ | પ્રો. કાળે |
| તા. ને. પંગળ | જૈન ધર્મ | વા. ગો. આપટે |
| રા. સ. ભાગવત | થીયોસોફી અને રાષ્ટ્રીય આકાંક્ષા. | શિ. મ. પરાંજપે |
| વૈ. બાળશાસ્ત્રી ભાગવણકર | વેગોદ્દીરણ અને ધારણનાં પરિણામ | રા. સા. કાનીટકર |
| પ્રો. ગણપતરાવ બર્વે. | પદરચના શાસ્ત્ર અને તેમાંની ઇષ્ટ સુધારણા. | રા. સા. કોંડોપંત છત્રે. |

| | | |
|---|---|---|
| ગિરરાવ અણ્ણા જાગીરદાર. | તુકારામ કે હેગલ ? | રા. નરસોપંત કેળકર. |
| શ્રી મહાભાગવત. | ધર્મશિક્ષણ. | વિદ્યાવાચસ્પતિ પંચા |
| ગો. હ. કેસકર. | ફલજ્યોતિષપર બીજો કેટલોક વિચાર. | મ. ગો. અભ્યંકર. |
| પ્રો. નાઇક. | વર્ણલેખમાલાનો જ્યોતિષ શાસ્ત્રમાં ઉપયોગ. | પ્રો. મ. રા. પરાંજપે |
| રા. સા. પાવગી. | ભારતીઓની પ્રાચીન સંસ્કૃતિનો વિસ્તાર. | વે. શા. વિષ્ણુશાસ્ત્રી બાપટ |
| સમારોપ. | × × × | રા. સા. કાનીટકર |

ખૂબી આમાં એ છે કે જેઓને એક દિવસે વહુ ( વ્યાખ્યાતા ) થવાનો વારો આવે હોય-આવનાર હોય-એનેજ સાસુ-પ્રમુખ-થવાનો ' ચાન્સ ' મળેલો છે. આ રીતે વ્યાખ્યાતા અને પ્રમુખ બેઉ કદરદાન હોય છે. વિષયોની વિવિધતા કેટલી સુંદર છે! બીજું વ્યાખ્યાનોમાંથી કોઇ પણ સંશોધન વગરનાં-ગુજરાતીઓની અંધશ્રદ્ધા અને ભક્તિ આગળ તુચ્છ જેવાં-હોતાં, નથી હોતાં. વાદવિવાદમાં કદાચ તેવો પ્રસંગ પ્રાપ્ત થાય છે તે જરૂર મુજ પડે છે.

શું આની વ્યાખ્યાનમાલા અનેક સાહિત્ય-પરિષદોની બરાબર નથી? માત્ર લેખોનું સાહિત્ય કરતાં આ સાહિત્ય અનેક-ગણું કીમતી છે.

કમનસીબ ગુજરાત ! M. M. J.

---

## દક્ષિણ આફ્રિકાની યાત્રા. (૨)

અબુટ ધોધવા.

જીંજા બ્રી. ઇ. આફ્રિકા
તા. ૧૫ મી ઓગસ્ટ

...ની વાત છે ન તેના મુ...

કે. પ્રો. શ્રીધર ગણેશ જીનશીવાલે એક નામાંકિત વિદ્વાન ઇ. કિસુમુથી તે વિશાળ સરોવર શરૂ થ
બહુ વિશ્વાસ હતો. ઇ. સ. ૧૮૯૧ માં તેમણે પોતાની પ્રોફેસરશીVay છે. જે ચિત્રવિચિત્ર હશે, જમીની
ત્યારે ભવિષ્યનાં બાર વર્ષની હયાતિમાં તેમને બીજી કોલેજોમાં તેજ જગ્ગી ઉંચામાં ઉંચી તે ગાડી ૮૩૦૦ ફીટ
તેમણે ન સ્વીકારી. પોતાના મિત્રોને પોતાની પત્રિકા પરથી સ્પષ્ટ કહ્યું કે શરદી છે, ત્યાંથી અધોગતિ છે.
રમાં ખચીત મોટી જગ્યા મળશે; પણ તે યોગ કદી પણ તેમનાં જીવનમાં ન falls જે વિક્ટોરીઆ ન્યાંઝામાંથી
જોતાં આપણને એમ

આ ઉપરાંત રા. બા. ચિંતામણરાવ વૈદ્યનું ' ચમત્કાર શક્ય છે કે?' એ વિષયપર પણ નાઇલ નદીનો
જ્ઞાનદાયક વ્યાખ્યાન થતું હતું, જેને લેખાકારમાં ફેરવી ' વિવિધ જ્ઞાન વિસ્તાર ' મરાઠી માસિક નથી. તેમ
માં પ્રકટ કરવામાં આવ્યું છે. તે બહુજ લાંબું હોવાથી અમે તે ન આપી શકતા સારૂ દિલગીર છીએ. આજ
કિનારા

મુખ્ય શહેર છે. આ ભાગમાં કાઠીઆવાડી ખોજા, લુહાણા વેપારીઓ પુષ્કળ છે. ગુજરાતીઓમાં પાટીદાર લોકો છે.

કંપાલા, તા. ૧૮ મી ઑગસ્ટ.

અમે મોમ્બાસાથી નૈરોબી ગયાં હતાં ત્યાં દોઢ માસ રહી ૮ દિવસ ઝીન્જા અને ત્યાંથી અહિં આવ્યાં છીએ. નૈરોબી જતાં રસ્તામાં જંગલી પ્રાણીઓને જોયાં હતાં. નૈરોબી સમુદ્રથી ૫૦૦૦ ફીટ ઉંચે વસેલું છે. ત્યાંની હવા વિલાયતને મળતી આવે છે. યુરોપિયન અમલદારો ત્યાંજ વસે છે. શરદી ત્યાં સખ્ત પડે છે. મોમ્બાસા કરતાં નૈરોબીમાં ગુરૂકુળને સારો લાભ થયો છે. લગભગ રૂ. ૬૦૦૦ જેટલી રકમ થઇ છે. ત્યાંની સ્ત્રીઓનો ઉત્સાહ પણ સ્તુતિપાત્ર છે. સ્ત્રીઓએ સ્ત્રીઓમાં ફરીને એક હજારની રકમ કરેલી છે. ત્યાં મોટો ભાગ પંજાબી છે. હવે ગુજરાતી પણ થયા છે.

## ઘાસનું તળાવ !

નૈરોબીથી બીજું સ્ટેશન કીકુયુ કરીને છે ત્યાં એક ઘાસનું તળાવ છે તે અમે જોવા ગયાં હતાં. તેની વિગત આપને જણાવું છું. તે તળાવ આપણે દૂરથી જોઇએ તો ઘાસ ઉગેલું છે તેમજ માલુમ પડે. જ્યારે તેની ઉપર ચાલીયે ત્યારે ઝુલતા પુલની માફક ઉંચું નીચું થાય છે. ઘણાં માણસો આ તળાવની અંદર ડુબી ગયાં છે. પરંતુ હવે એટલું બધું ઘાસ ઉગી ગયું છે કે ઉપર ગાયો ચરે છે. આ તળાવની ઉપર અમે પણ ચાલ્યાં હતાં. અમને આ તળાવ જોઇને ઘણું આશ્ચર્ય થયું હતું. નૈરોબીથી જેમ આગળ રેલ જાયછે તેમ જંગલ ઘણું આવે છે અને ઠંડી પણ બહુ પડે છે. ઉંચાઇ બહુ હોવાથી ગાડી આસ્તે જાય છે જેથી જંગલનું દશ્ય ઘણીજ સારી રીતે જોઇ શકાય છે. એક સ્ટેશન સમુદ્રથી ૮૦૦૦ ફીટ ઉંચું આવે છે જ્યાં શરદી સીતમ પડેછે. ત્યાંથી રેલ નીચાણમાં જાય છે એટલે શરદીનો અંત આવે છે અને ગરમી શરૂ થાય છે.

## વસ્ત્ર પહેરનારને ન્યાત બહાર કરવાનો ધારો !

મોમ્બાસાના લોકો અને નૈરોબીના જંગલી લોકો શરીર ઉપર એક કપડું પ્હેરે છે. પરંતુ કીસુમુની અંદર વસતાં જંગલીઓ બીલકુલ નગ્ન રહે છે. તેં લોકોની અંદર પણ કોઇ કપડું પ્હેરે તો તેને નાત બ્હાર કરવામાં આવે છે કેમકે આફ્રીકનોના સનાતન ધર્મથી વિરૂદ્ધ વર્ત્યો એટલા માટે. બાપ દાદા પ્હેરતા ન હોય એટલે છોકરાં કેમ પ્હેરી શકે ? મોમ્બાસાથી કીસુમુ સુધી રેલ છે ત્યાંથી આગળ જવા માટે સ્ટીમરમાં બેસવું પડેછે.

## આફ્રીકાનું સૌથી જંગી સરોવર.

વિકટોરીયા ન્યાન્જા નામના સરોવરમાં સ્ટીમર ચાલે છે. તે સરોવર ઘણુંજ વિશાળ છે. ૩૦૦ માઇલ લાંબું અને ૨૦૦ માઇલ પ્હોળું છે. અજાણ્યા માણસને દરિયો છે એવુંજ ભાન થાય છે. આસપાસ પ્હાડોનો દેખાવ આંખને અતિશય આનંદ આપે છે. ઝીન્જામાં નાઇલ નદીનો સ્રોત છે અને તે વિકટોરીયા ન્યાન્જાસાથી નીકળે છે. અમે તે જોવા માટે ગયાં હતાં. ચાર ધોધ પડે છે. એ ધોધનો અવાજ ૧૫ માઇલ સુધી રાત્રિને વખતે સંભળાય છે. આ દશ્ય ઘણુંજ મનોહર છે. આફ્રિકામાં જોવાનું ઘણું છે અને તેમાં પણ કુદરતી દેખાવ ઘણોજ

મળેલો છે. આપણા ભારત વર્ષમાં જેમણે કાશ્મીરનો પ્રદેશ જોયો હોય તેને આ દેખાવ કાંઇ નવીન નહિ હોય પરંતુ જેમણે એ દેશ જોયો ન હોય એમને આ દેશ ઘણોજ રમણીય લાગે તેમાં કાંઇ સંશય નહિ.

તા. ૧૮ મી ઑગસ્ટ ૧૯૧૩. ઇચ્છાદેવી મહારાણીશંકર, અં. શર્મા.

## સૂક્ષ્મદર્શક માં થી.

### ગર્ભપાતકી વિધવાઓ સંબંધી શેસન્સ જજ્જ મી. મડગાંવકર.

અહમદનગરના ડિસ્ટ્રીક્ટ અને શેસન્સ જજ્જ મી. મડગાંવકરે ગયા મે માસમાં મુંબઇની સરકારને ખબર આપી હતી કે વિધવાઓ પોતાના વ્યભિચારોત્પન્ન સંતાનોનો નાશ અથવા ત્યાગ કરવાના બનાવોનું પ્રમાણ, અહમદનગર જીલ્લામાં, બીજા જીલ્લાઓની અપેક્ષા વિશેષ આવે છે. આવા નાશ, તેના પ્રયત્ન અથવા ત્યાગને ફોજદારી કાયદામાં અપરાધ ગણ્યો છે. તેના વિશેષ ઉપાય તરીકે તેમણે એવી સૂચના કરી હતી કે, ફોજદારી વહીવટના કાયદામાં એક એવી કલમ ઉમેરવી કે, પોતાના બાલકનો ત્યાગ કરનાર વિધવાએ, શિક્ષા પછી પણ પાંચ વર્ષ સુધી પોલીસમાં બાલક સાથે પોતાની હાજરી આપવી કે જેથી બાલકનો નાશ થવાનો પ્રસંગ આવી ન શકે. સરકારે આ સૂચના જજો ઇત્યાદિના મત અર્થે તેમનાપર મોકલી આપી હતી. તેમાં પંઢરપુરના અનાથાલયના સુપરીન્ટેન્ડેન્ટે સરકારપર મોકલેલા જવાબ ઘણું કરીને સૌથી વ્યાવહારિક છે. કેમકે એ પ્રકરણમાં તેના જેટલો અનુભવ બીજાને-જજોને પણ-હોવાનો સંભવ નથી. બદનામ થાય છે અને વળી શિક્ષા થાય છે બિચારી વિધવાઓને પરંતુ તેમાં પાડાના કસૂર માટે પખાલીને ડામ દેવા જેવું થાય છે ! તેમને ભ્રષ્ટ કરનારા કામી પુરૂષો સરયામ રસ્તે આબરૂદાર તરીકે ખપે છે! વૈધવ્ય દશાને પ્રાપ્ત થનાર દ્વિજ સ્ત્રી મોટે ભાગે નિરાધાર હોય છે. તેથી તેનો ઉપાય તે કોઇ નિર્વાહ અર્થે એકજ કુટુંબમાં રાંધનારી તરીકે રહેવાનો છે. અને તે પરતંત્ર સ્થિતિમાં કુટુંબનો વડો કે બીજો કોઇ લાલ તેની સાથે કુચેષ્ટા કરવા વારંવાર સંકોચ કરતો નથી. હમેલ રહેતાં, વિધવા બિચારી બદમાશ બને છે ને તેને કાઢી મૂકાય છે ! આ સંબંધી, સુપરીન્ટેંડંટે આપેલો એક દાખલો ખરેજ મહા કરૂણારસિક છે. નાગપુરમાં ૨૫ માણસના રસાલાના એક શ્રીમંત કુટુંબમાં એક વિધવા બ્રાહ્મણી રાંધનારી તરીકે રહી હતી. કુટુંબના વડાના વ્યભિચારથી તે વિધવા સગર્ભા થઇ. તેનાપર વ્યભિચારનું તહોમત મુકી શેઠે તેને રજા આપી. વિધવાએ પંઢરપુરના આશ્રમનો આશ્રય લેવા વિચાર કર્યો અને તેણે માત્ર પંઢરપુર જવા જેટલા પૈસા માગ્યા. પરંતુ રાક્ષસ શેઠે તે આપવા પણ ના કહી. તેથી તે બિચારી ગામે ગામ ભીખ માગતી ૯૦૦ માઇલ ચાલતી, દોઢ માસે પંઢરપુર આવી ! આવી સ્થિતિ પગ

શું કરીએ ! એજ તેમના બચાવ, ખુલાસા અને દલીલનો સાર છે. કદાચ "ગુન્હા-ભરી બેદરકારીને" માટે હાંકનારને સજા પણ થઇ તો પણ તેમાં જેનું અવયવ કે માણસ નષ્ટ થયું તેને શો લાભ ? હાંકનારની ગમે તેવી બેદરકારી છતાં ગરીબ કે મધ્યમ સ્થિતિના માણસો પણ ગાડીની એકસ્ટેમાં આવીને છુંદાઇ મરે છે ત્યારે તેમને દિવાની દાદ તો મળવી લગભગ અસંભવિત છે. હાઇકોર્ટના દરબારમાં એ દાવો માંડતાં તો સોલીસ્ટરો તથા બેરીસ્ટરો ઘરબાર પણ પુરાં કરી નાંખે અને છતાં પણ કેસ જીતવો મહાકઠિણ કારણ કે બેદરકારીની સાબિતી વાદીને શિર ઉતારી પાડવી સહેલ છે. આથીજ હમે કહીએ છીએ કે ગરીબ લોકોને પૈસાદારોના એ રસ્તામાં રમતા વાઘવરૂઓથી રક્ષણ મળે તે સારૂ ઇજા પામેલાને કેટલો બદલો આપવો એનો જુરીએજ તત્કાલ નિર્ણય કરવો અને 'ડીપોઝીટ'ની રકમમાંથી તે પગાર કરવી. જો શેઠીયાને એ અન્યાયપૂર્વક લાગે તો તેણે ભલે અપીલ કરવી. આ શિવાય બીજો કોઇ સરલ ઉપાય નથી. રસ્તા ખરૂં જોતાં લોકોને જવા આવવા માટે છે–રમત ગમત, શરત કે હાંસી સહેલ ખાવા નથી. ખાનગી ગાડીવાળાઓને એક ખાસ છુટ તરીકેજ રસ્તામાં ફરવા દેવામાં આવે છે. રસ્તા તો રાહદારીઓ માટેજ છે એમ જ્યાં સુધી તેમને ડીપોઝીટ લઇને પરવાનો નહીં આપે ત્યાં સુધી તેઓ સમજવાના નથી ! હવે તો ચોર કોટવાલને દંડે છે, ગાડીવાળાઓ રાહદારી-ઓને અપમાન કરીને ગમે ત્યાં દૂર આગળ પાછળ દોડાવે છે, અને એવી ચેતવણીથી દર પળે તેમની જીંદગી તેઓ બચાવે છે એવોજ કાંઇક ડોળ ઘાલે છે. એક બીજી ઉપસૂચના પણ અત્રે હમે કરીશું. લંડનના અમુક રસ્તાપર ગાડી ફરવાની રજા નથી તેમ મુંબઇમાં પણ ખાસ કરીને ભુલેશ્વર વગેરે લત્તામાં થવાની જરૂર છે. મેળામાં તેમ કરવામાં આવે છે અને એ લત્તામાં રોજ રાતદિન મેળો નહીં તો શું ભરાય છે ? દર્શન કરવા આવનારા શેઠીયાઓની ગાડીની લાઇનની લાઇન માણસોને રોકી રાખે છે, એ શેઠીયાઓને સૂચવેવાની જરૂર છે કે દર્શનનું પુણ્ય પગે ચાલીને આવવામાં વિશેષ છે ! કંઇક તપની તથા સ્વાત્મભોગની પ્રભુ આશા રાખે છે !

---

પુરૂષ–( સ્ત્રીને ) 'વીલપાવર' ( ઇચ્છા શક્તિ ) તમારી જાતિમાં સ્વાભાવિક રીતે વિશેષ કે હમારી જાતિમાં ? તમારો શું મત છે ?

સ્ત્રી–હમે શું, પણ આખું જગત એક મતે કહે છે કે પુરૂષમાં વધારે છે.

પુરૂષ–હું ત્યારે જગતથી જુદો પડું છું. સ્ત્રીમાં વીલ–પાવર વિશેષ છે, કારણ કે સ્ત્રી ચહાય છે ત્યારે રડી શકે છે, પુરૂષ ચહાય છે ત્યારે પણ તેને રડવું આવતું નથી !

× × × ×

માસ્તર—છોકરા, બ્લોટ, હોલ્ડર અને પેન્સીલમાં શો ફેર ?
છોકરો—હોલ્ડર ખડીયામાં બોળવું પડે અને પેન્સીલ મોંમાં બોળવી પડે !

# સ્ત્રી પ્રકરણ [ સટીક ]

બે પ્રતિષ્ઠિત પુનર્લગ્નો-ગત માસમાં થયાં છે. જો સુધારકો આત્મભોગ આપી તથા નૈતિક બલ દર્શાવીને, પોતા તથા પોતાના કુટુંબપરના સુધારણાનો, પ્રયોગ આ પ્રમાણે કર્યા જશે તો આ આવશ્યક સુધારો ઝપાટાબંધ આગળ વધશે. ( ૧ ) ગંટુર ( મદ્રાસ ) ખાતે ગઇ તારીખ ૧૯ મી ઑગસ્ટે, " દેશાભિમાની " પત્રની ઑફીસનાં, હીંદુસ્તાન એશ્યુરન્સ કંપનીની મદ્રાસની શાખાના ( ૨૭ વર્ષની વયના ) મેનેજર (જેને માસિક રૂ. ૨૦૦ મળે છે) નું લગ્ન બેઝવાડાના જાહેર બાંધકામ ખાતાના વડા કાર્કુનેમેન મી. એસ. વેંકટ ચેલમ પંતુલૂની વિધવા પુત્રી ( વય ૧૬ ) સાથે, તેના પિતાની સમ્મતિથી થયું હતું. લગ્નની ધામધૂમ ૫ દહાડા ચાલી હતી. ( ૨ ) કાશીપુર ( યુક્ત પ્રાન્તો ) ના લાલા રત્નલાલની વિધવા ભત્રિજી શ્રીમતી કળાવતીનું લગ્ન મુરાદાબાદની વિધવા વિવાહ સભાના આશ્રય હેઠળ ગઇ તા. ૭ મી સપ્ટેમ્બરે શભલ ખાતે થયું હતું. લગ્નના વરઘોડામાં બિરાદરીએ પણ ભાગ લીધો હતો. ૮૦૦ માણસ હાજર હતાં. કાકાએ કન્યાદાન કર્યું હતું. વર લાલા રામગુલામનું વય ૨૫ વર્ષ હતું ને તેણે રૂ. ૬૦ દાનમાં આપ્યા હતા. કન્યા અગરવાલ વૈશ્ય હતી.

કદ્રુપા વરનેજ-પરણવાની પ્રતિજ્ઞા લેનારી કુંવારીઓની સભા ! જર્મનીમાં હાલ સ્થાપવામાં આવી છે. તેનું નામ " લીગ એગેન્સ્ટ બ્યુટી " છે. જે પણ લાભદાયી લાગે તે, તરીકાથી તેમજ કેટલીક વાર વ્યાવહારિકતા અને શક્યતાથી પણ-ગમે તેટલું વેગળું હોય તોપણ તેને હીમ્મતથી, હાસ્યનાં આદિલનોથી પણ જરા ન ગભરાતાં, અમલમાં મુકવાની ચેષ્ટા કરવી એ પશ્ચિમનો એક અનુકરણ કરવા યોગ્ય સદ્દગુણ ઉન્નતિનું મૂલ દ્વાર, હમને લાગ્યું છે. અવલોકનથી આ મંડળની નેતા સ્ત્રી જે પોતે એક સ્વરૂપની મૂર્તિ છે તેના જોવામાં આવ્યું છે કે, સ્વરૂપવાન્ પુરુષો સાથે લગ્ન કરવાથીજ અનેક સ્ત્રીઓનાં લગ્ન દુઃખરૂપ નીવડયાં છે. તેણે જોયલા ૧૮ માં ૧૨ દાખલામાં એજ દુઃખનું કારણ હતું. એ તો નિસ્સંદેહ છે કે સુસ્વરૂપ અનેક રીતે શાપ સમાન છે. સ્વરૂપવાન મનુષ્ય માત્ર મ્હાલવાનાં રૂપેજ કામ આવે છે. સ્વરૂપની ધારને ખાંડ આવી જવાનો તેનો નિરંતર ભય તથા તેની નાજુકાઇ તેને ગંભીર ખર્ચાહુ કામ કરવા દેતી નથી. અને એક પાશ્ચાત્ય ડોકટરનો એવો મત છે કે જે સુંદર પાતળી લાંબી, બાણાકાર ભ્રૂવાળી, આરસપહાણ જેવા રંગવાળી, સુહામણી ચામડીની નાજનીઓ તમે જુઓ છો તેની ચામડીની મોહક ચળકનું કારણ તે અંદરથી રોગિષ્ટ હોવનું છે ! ગમે તેમ હોય, તોપણ તેના ધણીને તો તે રોગિષ્ટ હોય તેમજ માની લઇને તેને સાચવવા નોકર ચાકરો રાખવા પડે છે. સીધા સાદા દેખાવનો મનુષ્ય હમેશાં રોજીંદા કામ માટે વધારે યોગ્ય હોય છે. અને એ પ્રસિદ્ધ છે કે ઇંગ્લંડમાં અતિસ્વરૂપવતી કુમારીઓ કરતાં સાધારણ સાદા દેખાવની પણ તંદુરસ્ત કન્યાઓને મધ્યમ વર્ગના સમજદાર કુંવારાઓ લગ્નના બજારમાં વધારે પસંદ કરે છે. તેઓ મોડા પરણતા હોવાથી અને તે કારણથી ભોગવિલાસ કરતાં

સંસારની સગવડો પર વિશેષ લક્ષ આપીને પરણતા હોવાથી, તેઓ ઘર સંસાર રૂડી રીતે ચલાવી શકે એવી, સ્વરૂપના અભિમાન વિનાની, ઘર સંસારના ચિત્તવાળી સ્ત્રીઓનેજ વિશેષ પસંદ આપે છે. જગતના સૌથી મહાન પુરૂષો તેમજ સ્ત્રીઓ કાંઇ સ્વરૂપ માટે પ્રખ્યાત નહોતા તે જોતાં, લગ્નમાં સ્વરૂપને પ્રથમ પદવી આપવી એ ઉત્તમ નિયમ તો નથીજ. હમણાં જ પ્રમાણે, જેમ સ્ત્રીઓએ કદરૂપા પુરૂષોનેજ પરણવા સારૂ સભા સ્થાપી છે તે કરતાં પણ પુરૂષોએ કદરૂપી સ્ત્રીઓને પરણવા સારૂ સભા સ્થાપવી જોઇએ ! કારણ કે સ્ત્રીને તો હરકોઇ રંગ રૂપ રંગનો પુરૂષ ચાલે છે પરંતુ પુરૂષમાં સ્વરૂપવતી સ્ત્રીઓનો અતિ પક્ષપાત જોવામાં આવે છે. હીંદુસ્તાનમાં રૂપ નહીં, ગુણ પણ નહીં પણ મોટે ભાગે કુળ અને કુળ એટલે કે આપણા દાદાના દાદાના બાપની આબરૂ કેવી હતી અને તેણે કેટલા વરા કર્યા હતા, તેનીજ પરીક્ષા કરવાની હોય છે અને એવી ઉત્તમ કસોટી ( લૉટરી ? ) કર્યા પછી એ આખોકું કામજ " એક્સ-પાર્ટી " ની ન્યાય પદ્ધતિ પ્રમાણે, તેઓ લગ્નની વ્યાખ્યા પણ જાણ્યા પૂર્વે કરવામાં આવે છે અને લગ્ન પ્રસંગ સુધી તેમજ તે પછી સ્વરૂપની તો તુલના કે વિચારજ કરવામાં આવતો નથી. તેથી સ્વરૂપના ગેબી ખાડામાં આપણાં સ્ત્રી પુરૂષો પશ્ચિમના સ્ત્રી પુરૂષો પેઠે પડવાનો સંભવજ નથી! પશ્ચિમમાં લગ્નનાં કારણોમાં સ્વરૂપને ૫૦ ટકા મારું મળે છે તેને બદલે તેને ૧૦ જ ટકા આપવી જોઇએ એમ ત્યાંના લગ્નસુધારકો કહે છે. પણ તેઓ પણ જાણીને આશ્ચર્ય પામશે કે અહીં તો બે ચાર દોકડા રોકડા પણ તેને મળે તો નસીબ સમજવું. એટલી હદે તેઓ જવા તૈયાર હોય એ શકમંદ છે. તેઓ એ પ્રશ્ને લક્ષમાં રાખવાનીજ હીમાયત કરે છે ત્યારે અહીં તેનો સમૂલો નાશ છે. હમારા મત મુજબ પ્રમાણે સ્વરૂપવાન પુરૂષનું બનતાં સુધી, પ્રમાણમાં સ્વરૂપવતી કન્યા સાથેજ અને સ્વરૂપવતી કન્યાનું બનતાં સુધી સ્વરૂપવાન પુરૂષ સાથે લગ્ન થવું ઉચિત છે. પરંતુ લગ્નની પસંદગીમાં, પ્રથમ ગુણ અને છેલ્લુંજ સ્વરૂપ પર લક્ષ આપવું જોઇએ.

પોતાના સોશીયૅલીસ્ટ મતના અને " ધી માસીઝ " નામક સોશીયૅલીસ્ટ પત્રના તંત્રીનેજ પરણી છે. તેનો પરમાર્થિક ઉદ્યમ ન્યુયૉર્કમાં 'સોશીયૅલીઝમ' મતનું પ્રતિપાદન કરનારાં ચોપાન્યાં તથા ફેરીઅણુ બનીને પુસ્તકો વહેંચવાનું કે વેચવાનું છે. પોતે ખલાસી ઢબનું બ્લાઉઝ તથા પાવડી માત્ર પહેરે છે ! પિતા તેનાં આ વર્તન તથા મતથી બહુ ખિન્ન થયો છે પણ જેને એ જગતની ઉન્નતિનું કારણ માની બેઠી છે તેનો ત્યાગ કરવાનો એને સંકલ્પ પણ નથી. ધન્ય છે આવી સ્ત્રીઓને. આ દેશમાં એવા પુરુષો પણ નથી, પછી સ્ત્રીઓ ન હોવાની ફરિયાદ કરવાનો તો અવકાશજ કયાં છે ?

**વીસમી સદીની સાવિત્રી**—૧૭ મી સદીની આખરે ભર્ક ભલે ગયું કે સ્ત્રીરક્ષણાર્થની પુરૂષોની શૂરવીરતાનો સ્રોત સૂકાઇ ગયો છે પરંતુ વીસમીના પ્રારંભમાં પુરૂષ પ્રેમાર્થ સ્ત્રીના આત્મભોગનો ઝરો તો નથીજ બંધ પડી ગયો. યુરોપની અમુક વર્ગની સ્ત્રીઓની -સ્વાર્થપરાયણતા વિષે સાંભળતાં સાંભળતાં કાન ફુટવા આવ્યા છે. પરંતુ હજી ઢાલની બીજી બાજુ જોવાની છે. ફ્રાન્સની એક ૨૪ વર્ષની યુવતી ધનવતી કુમારીના એક દિન વર્તમાનપત્ર વાંચતાં રોમાંચ થયાં ! મોરક્કોમાં "બંડ ખોર" મૂર તાબફાવાળાઓ સાથે લડાઇ કરતાં ફ્રેંચ લશ્કરમાંનો એક બહાદુર સ્વીસ સીપાઇ હેબ્રરથર, મુલીયા નદી વાળી લડાઇમાં લડતાં (૧ વર્ષની વાતપર) ઘાહેલ થયો. એક હાથ ઉડી જતાં બીજે હાથે તે અનેક કલાક લડયો ! અને અંતે, આંખમાં દુસ્મનની ગોળી લાગવાથી અપંગ થયો ત્યારેજ બેઠો. શૌર્યનો અદ્ભુત પાઠ ભજવવા માટે તેની ફ્રેંચ સરકારે સારી કદર પણ કરી. તે અપંગ બાંગો સ્વદેશ પાછો ફરતાં ઉક્ત કન્યા તેને મળવા ગઇ અને પરણવું તો આવા બહાદૂરનેજ એવો સંકલ્પ કરીને ગઇ. તેણે અપંગ સાથે પરણવા માગણી કરી અને તે સ્વીકારાઇ. હાલમાં તે લગ્ન થયું છે. આ વાર્તામાં ઇંદ્ર, સુર્ય, યમ, બ્રહ્મા આદિ દેવતાઓ નથી આવતા, અને આયુષ્ય ટુંકું હોવાને બદલે તથા અપંગ તથા હસ્તહીન હોવાનો ફેર છે—એ સિવાય સાવિત્રી અને ફેલીક્સના ચરિત્રમાં બહુ ભેદ નથી, જગતને આવીજ પરમાર્થી અને પતિભકત સ્ત્રીઓની જરૂર છે.

**સ્ત્રી કે બિલાડી** ? —બવેરીયા ( જર્મની ) રાજ્યનાં શોન્થલ ગામની એક શ્રીમંત કારખાનાવાળો હેર ( મી. ) ઑટમેનની પત્ની ઘણું કરીને દુન્યાની હાલની સૌથી ફલદ્રુપ સ્ત્રી છે. બિલાડી બનતાં માણસ બની ગઇ હોય એમ લાગે છે. ચૌદ માસમાં તેણે સાત છોકરાંઓને જન્મ આપ્યો છે. ૧૯૧૨ ના એપ્રીલમાં એકજ તડાકે તેણે ચાર પુત્રીઓ ( જોડીયાં કે ચોડીયાં ? )ને જન્મ આપ્યો અને ગયા જુલાઇમાં તેણે પાછાં ત્રણ છોકરાંઓને એકજ સામટો જન્મ આપ્યો. આમ જો અધિક ચાલે તો હેર ઑટમેનને કારખાનું ગીરે મૂકવાનો વખત આવતાં બહુવાર લાગે નહીં. આવી સ્ત્રીઓની જર્મની કરતાં ફ્રાન્સને વધારે જરૂર છે. ઑટમેન બાપડો અભિનંદનોના વર્ષાથી ભીંજાઇ જતો હશે.

**સ્ત્રી પોલીસના ઘાઘરા કે પાટલુન** ?—ચીકાગોની પોલીસમાં સ્ત્રી પોલીસ પણ હાલમાં રાખવામાં આવી છે તે ખબર તો અન્યત્ર પત્રોમાં પ્રગટ થઇ ગઇ છે. પણ એ ઘાઘરા પલટણ લૂસ ઘાઘરા સહિત ચોરને દોડી પકડી કેમ શકે ? દરજીઓ વ્હારે આવ્યા છે. તેઓએ એવી યોજના કરી છે કે પાટલુનનું પાટલુન ને ઘાઘરીની ઘાઘરી. જો દોડવું પડે . તો બેચાર કેંસ-બટન છોડતાં તેમાં એકદમ ફેરફાર થઇને તે પાટલુન થઇ જાય છે !

સંસારની સગવડો પર વિશેષ લક્ષ આપીને પરણતા હોવાથી, તેઓ ઘર સંસાર રૂડી રીતે ચલાવી શકે એવી, સ્વરૂપના અભિમાન વિનાની, ઘર સંસારના ચિત્તવાળી સ્ત્રીઓનેજ વિશેષ પસંદગી આપે છે, જગતના સૌથી મહાન-પુરૂષો તેમજ સ્ત્રીઓ કાંઇ સ્વરૂપ માટે પ્રખ્યાત નહોતાં તે જોતાં, લગ્નમાં સ્વરૂપને પ્રથમ પદવી આપવી એ ઉત્તમ નિયમ તો નથીજ. હમારા મત પ્રમાણે, જેમ સ્ત્રીઓએ કદુપા પુરૂષનેજ પરણવા સારૂ સભા સ્થાપી છે તે કરતાં પણ પુરૂષોએ કદુપી સ્ત્રીઓને પરણવા સારૂ સભા સ્થાપવી જોઇએ ! કારણ કે સ્ત્રીને તો હજીએ ગમે તેવા રૂપ રંગનો પુરૂષ ચાલે છે પરંતુ પુરૂષમાં સ્વરૂપવતી સ્ત્રીઓનો અતિ પક્ષપાત જોવામાં આવે છે. હીંદુસ્તાનમાં રૂપ નહીં, ગુણ પણ નહીં પણ મોટે ભાગે કુળ અને કુળ એટલે કે કન્યાનાં દાદાના દાદાના બાપની આબરૂ કેવી હતી અને તેણે કેટલા વરા કર્યા હતા, તેનીજ પરીક્ષા કરવાની હોય છે અને એવી ઉત્તમ કસોટી ( લૉટરી ? ) કર્યા પછી બે બાળકોનું સગપણ, " એકસ-પાર્ટી " ની ન્યાય પદ્ધતિ પ્રમાણે, તેઓ લગ્નની વ્યાખ્યા પણ જાણવા પૂર્વે કરવામાં આવે છે અને લગ્ન પ્રસંગ સુધી તેમજ તે પછી સ્વરૂપની તો તુલના કે વિચારજ કરવામાં આવતો નથી. તેથી સ્વરૂપના ગેબી ખાડામાં આપણાં સ્ત્રી પુરૂષો પશ્ચિમના સ્ત્રી પુરૂષો પેઠે પડવાનો સંભવજ નથી ! પશ્ચિમમાં લગ્નનાં કારણોમાં સ્વરૂપને ૫૦ ટકા માર્ક મળે છે તેને બદલે તેને ૧૦ જ ટકા આપવા જોઇએ એમ ત્યાંના લગ્નસુધારકો કહે છે. પણ તેઓ પણ જાણીને આશ્ચર્ય પામશે કે અહીં તો બે ચાર દોકડા કોકડા પણ તેને મળે તો નસીબજ સમજવું. એટલી હદે તેઓ જવા તૈયાર હોય એ શકમંદ છે. તેઓ એ પ્રશ્નને હદમાં રાખવાનીજ હીમાયત કરે છે ત્યારે અહીં તેનો સમૂળો નાશ છે. હમારા નમ્ર મત પ્રમાણે સ્વરૂપવાન પુરૂષનું બનતાં સુધી, પ્રમાણમાં સ્વરૂપવતી કન્યા સાથેજ અને સ્વરૂપવતી કન્યાનું બનતાં સુધી સ્વરૂપવાન પુરૂષ સાથે લગ્ન થવું ઉચિત છે. પરંતુ લગ્નની પસંદગીમાં, પ્રથમ ગુણ અને છેલ્લુંજ સ્વરૂપ પર લક્ષ આપવું જોઇએ.

દશ લક્ષાધિપતિ સ્ત્રીની ફકિરી--આ દેશમાં સ્ત્રીઓ જેમ યુરોપ જેવી મહાદુષ્ટ નથી હોતી, તેમ ત્યાંની જેવી ચરિત્રવતી, પરાક્રમ પરાયણ પણ નથી હોતી, એ હમને પૂર્વની અને પશ્ચિમની સ્ત્રીઓમાં સૌથી મોટો ભેદ દેખાયો છે. આ દેશની ઉત્તમ સ્ત્રીઓની ઉત્તમતા અપવાસાદિ, શંકાશીલ અથવાં હદવાળા ઉપયોગનાં વ્રતો કરવામાં, ઘરના ખુણાનું સેવન કરવામાં, પતિ દેહાંત થતાં સાદડી પર સુવામાં, પરપુરૂષનું મુખ ન જોવામાં અને એવી રીતની ખરી ફકિરી માત્ર ધારણ કરવામાં આવી જાય છે. પરંતુ અનેક પાશ્ચાત્ય વીરાંગનાઓની વાતો ન્યારીજ છે, જેનો ન્યુયોર્કની મીસીસ હારેશાયો વીન્સલો એક અદ્ભુત દ્રષ્ટાંત છે. તે ત્યાંની એક જાણીતી " સોશીયેલીસ્ટ " છે, અમુક જનો પાસે વારસા કે એક દરમા ધંધાથી પુષ્કળ ધન થાય અને બીચારો તમામ મહેનતુ વર્ગ તેથી દરિદ્રાવસ્થામાં સડે એ સાંપ્રત વ્યવસ્થા દયાળુ સોશીયેલીસ્ટોને અનુકંપાથી કંપાવે છે. તે વ્યવસ્થાને નષ્ટ કરવા તેઓ અજાયબ કેળવે છે. પોણું જર્મની સોશીયેલીસ્ટ મતનું છે. આ બાઇ પણ એજ મતની થઇ ગઇ છે. તેનો પિતા મહા શ્રીમંત છે અને પરણ્યા બાદ પણ પુત્રીને દર માસે આશરે રૂ. ૧૫૦૦ નો ચેક મોકલે છે જે તે પાછા જ વાળે છે. તે સ્વાશ્રયથીજ ધનપ્રાપ્તિ કરવાની વાત માને છે અને માસિક માટે કવિતા લખીને ઉદરનિર્વાહ કરે છે. કોઇ શ્રીમંત યુવાનને ન પરણતાં,

પોતાના સોશીયૅલીસ્ટ મતના અને "ધી માસીઝ" નામક સોશીયૅલીસ્ટ પત્રના તંત્રીનેજ પરણી છે. તેનો પરમાર્થિક ઉદ્યમ ન્યુયૉર્કમાં 'સોશીયૅલીઝમ' મતનું પ્રતિપાદન કરનારાં ચોપાન્યાં તથા ફેરીવણુ બનીને પુસ્તકો વહેંચવાનું કે વેચવાનું છે. પોતે ખલાસી ઢબનું બ્લાઉઝ તથા પાવડી માત્ર પહેરે છે ! પિતા તેનાં આ વર્તન તથા મતથી બહુ ખિન્ન થયો છે પણ જેને એ જગતની ઉન્નતિનું કારણ માની બેઠી છે તેનો ત્યાગ કરવાનો એને સંકલ્પ પણ નથી. ધન્ય છે આવી સ્ત્રીઓને. આ દેશમાં એવા પુરૂષો પણ નથી, પછી સ્ત્રીઓ ન હોવાની ફરિયાદ કરવાનો તો અવકાશજ કયાં છે ?

**વીસમી સદીની સાવિત્રી**—૧૭ મી સદીની આખરે ભર્ઈ ભલે મયું કે સ્રીરક્ષણાર્થની પુરૂષોની શૂરવીરતાનો સ્રોત સૂકાઇ ગયો છે પરંતુ વીસમીના પ્રારંભમાં પુરૂષ પ્રેમાર્થ સ્રીના આત્મભોગનો ઝરો તો નથીજ બંધ પડી ગયો. યુરોપની અમુક વર્ગની સ્રીઓની -સ્વાર્થપરાયણતા વિષે સાંભળતાં સાંભળતાં કાન ફુટવા આવ્યા છે. પરંતુ હજી ઢાલની બીજી બાજુ જોવાની છે. ફ્રાન્સની એક ૨૪ વર્ષની યુવતી ધનવતી કુમારીના એક દિન વર્તમાનપત્ર વાંચતાં રોમાંચ થયાં ! મૉરકકોમાં "બ્લંડ ખોર" મૂર તાયફાવાળાઓ સાથે લડાઇ કરતાં ફ્રેંચ લશ્કરમાંનો એક બહાદુર સ્વીસ સીપાઇ હેબરચર, મુલીયા નદી વાળી લડાઇમાં લડતાં (૨ વર્ષની વાતપર) ઘાહેલ થયો. એક હાથ ઉડી જતાં બીજે હાથે તે અનેક કલાક લઢયો ! અને અંતે આંખમાં દુશ્મનની ગોળી લાગવાથી અપંગ થયો ત્યારેજ બેઠો. શૌર્યનો અદ્દભુત પાઠ ભજવવા માટે તેની ફ્રેંચ સરકારે સારી કદર પણ કરી. તે અપંગ બાગો સ્વદેશ પાછો ફરતાં ઉક્ત કન્યા તેને મળવા ગઇ અને પરણવું તો આવા બહાદૂરનેજ એવો સંકલ્પ કરીને ગઇ. તેણે અપંગ સાથે પરણવાની માંગણી કરી અને તે સ્વીકારાઇ. હાલમાં તે લગ્ન થયું છે. આ વાર્તામાં ઇંદ્ર, સૂર્ય, યમ, બ્રહ્મા આદિ દેવતાઓ નથી આવતા, અને આયુષ્ય ટુંકું હોવાને બદલે તથા અપંગ તથા દસ્તહીન હોવાનો ફેર છે—એ સિવાય સાવિત્રી અને ફેલીકસના ચરિત્રમાં બહુ ભેદ નથી, જગતને આવીજ પરમાર્થી અને પતિભક્ત સ્રીઓની જરૂર છે.

**સ્રી કે બિલાડી ?**—બવેરીયા ( જર્મની ) રાજ્યનાં શૅન્યલ ગામની એક શ્રીમંત કારખાનાવાળા હેર ( મી. ) ઑટમેનની પત્ની ઘણું કરીને દુન્યાની હાલની સૌથી ફલકુપ સ્રી છે. બિલાડી બનતાં માણસ બની ગઇ હોય એમ લાગે છે. ચૌદ માસમાં તેણે સાત છોકરાંઓને જન્મ આપ્યો છે. ૧૯૧૨ ના એપ્રીલમાં એકજ તડાકે તેણે ચાર પુત્રીઓ ( બેટીયાં કે ચૅડીયાં ? ) ને જન્મ આપ્યો અને ગયા જુલાઇમાં તેણે પાછાં ત્રણ છોકરાંઓને એકજ સામટો જન્મ આપ્યો. આમ જો અધિક ચાલે તો હેર ઑટમેનને કારખાનું ગીરે મૂકવાનો વખત આવતાં બહુવાર લાગે નહીં. આવી સ્રીઓની જર્મની કરતાં ફ્રાન્સને વધારે જરૂર છે. ઑટમેન બાપડો અભિનંદનોના વર્ષાથી ભીંજાઇ જતો હશે.

**સ્રી પોલીસના ઘાઘરા કે પાટલુન ?**—શીકાગોની પોલીસમાં સ્રી પોલીસ પણ હાલમાં રાખવામાં આવી છે તે ખબર તો અન્યત્ર પત્રોમાં પ્રગટ થઇ ગઇ છે. પણ એ ઘાઘરા પલટણુ લૂસ ઘાઘરા સહિત ચોરને દોડી પકડી કેમ શકે ? દરજીઓ વ્હારે આવ્યા છે. તેઓએ એવી યોજના કરી છે કે પાટલુનનું પાટલુન ને ઘાઘરીની ઘાઘરી. જો દોડવું પડે તો બેચાર કૅસ—બટન છોડતાં તેમાં એકદમ ફેરફાર થઇને તે પાટલુન થઇ જાય છે !

**વાંઢા વગેરે પર પણ કર નાંખવાની ફ્રેંચ સૂચના !**—'સત્ય' ના ગતાંકમાં ફ્રેંચ રાજ્ય સભાની કમીટીએ કુંવારાપર કર નાંખવાના પસાર કરેલા ધોરણવિષે એક લેખ પ્રગટ કર્યો હતો. તેમાં પરણ્યા છતાં હાથે કરીને પ્રજાહીન રહે તો કાયદાનો શો અર્થ ? એ પ્રશ્ન હમે કર્યો હતો. તે પછી એક યુરોપિયન વર્તમાન પત્રમાં હમારા પ્રશ્નનો ઉત્તર આગમચથી છપાયલો હમે વાંચ્યો છે. ફ્રાન્સમાં પ્રજાવૃધ્ધિને ઉત્તેજીત કરવા સ્થાપિત સભા "લરેસ થેંકસે" એવી સૂચના કરે છે કે, જો ફ્રેંચમેનનાં ૩ છોકરાં જીવતાં ન હોય અથવા જેણે ૩ છોકરાંને ૨૧ વર્ષની વય સુધી ઉછેર્યાં ન હોય તેનાપર ત્રણથી ઓછાં દરેક છોકરાં દીઠ વર્ષે ૨૪ શીલીંગનો કર નાંખવો. આથી વર્ષે ૩૦ કરોડ રૂપીયાની આમદાની થશે ! છોકરાં જણવાં અને ઉછેરવા કરતાં આ કર આપવો બહુ સહેલો અને વળી સસ્તો છે, વર્ષે ૨૪ શી. એટલે રૂ. ૧૮ માં કદાપિ એક બાળક ન ઉછરી શકે. એથી ૩ ગણી રકમ તો સુવાવડનાજ ખર્ચમાં પેસી જાય છે. જ્યાં સુધી એટલો કર દર મહીને ન પડે ત્યાં સુધી સ્વાર્થી લંપટો સુધરવાનો સંભવ નથી. અને બહુ કર પડે તો બીજે દેશજ કેમ નહીં ચાલ્યા જાય ? અને ૩ થી બધાજ અટકે તો પછી શું ? તાત્પર્ય કે ફ્રેંચ નીતિ ન સુધરે ત્યાં વિના અંધારૂંજ રહેવાનું.

**લગ્ન સંબંધી એક ઉત્તમ કાયદો**—પેન્સીલવાનીયા (યુ. સ્ટે.) ની સરકારે ઘડ્યો છે. સ્ત્રી પુરૂષને લગ્ન કરતાં પહેલાં રાજ્યની સમ્મતિ લેવી પડે છે—અને જો લગ્ન કરનાર એક બીજાને યોગ્ય તથા લગ્નને યોગ્ય જણાય તોજ તેઓ લગ્ન કરી શકે છે. લગ્નનો પરવાનો મળે તો પહેલાં બન્ને ઉમેદવારોએ તેમની શારીરિક તથા માનસિક સ્થિતિ સંબંધી છાપેલા ૪૮ પ્રશ્નોના જાતે ઉત્તર આપવા પડે છે. તે ઉત્તર સંતોષકારક હોય તોજ પરવાનો મળે છે. જો આ દેશમાં એવી કાંઇક વ્યવસ્થા હોય તો અનેક લાકડે માંકડા વળગાડનારાં નામધારી લગ્ન સંબંધ થતાં અટકી જાય.

---

## અંગ્રેજી માસકોના ઉત્તમ લેખોનો સારાંશ—સટીક.

**ધાર્મિક શિક્ષણ ભાવિ હીંદુ યુનીવર્સીટીમાં દાખલ કરવા વિરૂદ્ધ**—એક લેખ, પ્રખ્યાત પ્રો. હોમરશામ કોક્સ એમ. એ. સપ્ટેંબરના મોડર્ન રીવ્યુમાં લખે છે. તે કહે છે કે ધર્મનું શિક્ષણ કેવું હોય છે તેના હું ખ્રીસ્તી ધર્મમાંથીજ ચોક્કસ દાખલા આપીશ. ખ્રીસ્તી શાળામાં ધાર્મિક શિક્ષણના આવા નમૂના છેઃ—"કુમારિકાને પુત્ર (ઇસુ) 'અવતર્યો. એક મનુષ્ય મરણ અને દફન પછી પાછો જીવિત થયો ! અને તે બાદ આકાશમાં 'ઉડી અદ્રશ્ય થઇ ગયો ! એક બી એકદમ મીઠું થઇ ગઇ ! એક રેલ આવી તેમાં સૌથી 'ઉચ્ચ પર્વતોના શિખરો પણ પાણીમાં ઢંકાઇ ગયા." આ વાતો ઇસુએ કહી અને તે તો પરગહમા કર્યો એટલે માનવીજ જોઇએ. દેવળોમાં પણ દર રવિએ એજ વાતો મનાવવાની પેરવી થાય છે. શું આવી અને બીજા ધર્મોની એટલીજ અસંભવિત, હાસ્યજનક વાતો માનીને

ધાર્મિક તરીકે ખપનારાઓ ખ્રિસ્તિજ, એવી વાતો ન માનનારાથી નીતિમાં ચઢીયાતા છે ! મારો તો તેવો અનુભવ નથીજ. 'ઇશ્વરથી ડરનારા' તરીકે પોતાને ઓળખાવના મનુષ્યો એવો દાવો ન કરનારા કરતાં જાહેર ફરજ, પ્રામાણિકતા આદિમાં ચડીયાતા નથી. એક હીંદી અંગ્રેજ અમલદાર મને કહેતો કે "હું કોઇ દહાડે 'નીમાઝી' માણસને નોકર રાખું નહીં કેમકે તે જરૂર લુચ્ચો હોય છે !" એક અંગ્રેજે એક બીજા અંગ્રેજ માટે ટીકા કરી કે "તે લાંચ લે છે ! સાંભળનારે જવાબ દીધો કે 'મને કાંઇ તેની ખાસ ખબર નથી,' પણ તેવું કરે એવો ધાર્મિક છે ખરો !' આ કટાક્ષ કાંઇક વધારે પડતો છે ખરો કેમકે ધાર્મિક હોઇ આબરૂદાર એવા ઘણા માણસો હોવાની મને ખબર છે. પરંતુ ધર્મશ્રદ્ધા રહિતો કરતાં તેમનું પ્રમાણ ઓછુંજ છે. બેશક જે પ્રામાણિકપણે ધારતો હોય કે મારો ધર્મ નીતિ માટે આવશ્યક છે તેને માટે મને માન છે. પરંતુ જે ધર્મ અસત્ય હોવાનું જાણે છે છતાં તેનું શિક્ષણ આપવા કહે છે તેને માટે માન અશકય છે. સત્યની નિરપૃહા કરતાં ધર્માંધતા સારી. ધર્મ માનનાર અમુક એકજ ધર્મ માને છે, નહીં કે સામાન્ય ધર્મ. તે કારણથી એક 'ખ્રીસ્તી મુસલમાન ધર્મનું કે મુસલમાન ખ્રીસ્તી ધર્મનું શિક્ષણ આપવાની હીમાયત કરે તે તેણે માનેલાં અસત્યનો પ્રચાર કરવાની હીમાયત કરવા બરોબર છે. 'ઇસુ આપણે માટે મરી ગયો' એમ કહેનાર ખ્રીસ્તીઓ અને "તેઓએ (યાહુદીઓએ) કાંઇ તેને મારી નાંખ્યો નથી તેમ ફાંસીએ દીધો નથી પણ તેની પ્રતિમાને તેમ કીધું" (કુરાને શરીફ, સુરાત–અન્–નીસા, જુવો, રોડ્વેલકૃત ભાષાંતર) એમ પરસ્પર વિરૂદ્ધ વાત માનનારા વચ્ચે ધાર્મિક સમાધાન સર્વથા અશકય છે.

એ સત્ય છે કે બહુ પાછળ પડેલી જાતોને ધર્મનાં શિક્ષણથી લાભ છે. જંગલીઓ તેથી અવશ્ય સુધરે છે. ઇતિહાસકાર ગીબન સત્યજ વદે છે કે ઉત્તર અને પૂર્વ યુરોપના સુધારાનું બીજ ખ્રીસ્તી ધર્મનાં પ્રચારથી વવાયું. મુંડા વગેરે પ્રાથમિક જાતો, પાદરીઓના શિક્ષણથી સુધરી છે. આફ્રીકામાં મુસલમાન થયેલા આફ્રીકનો સુધારા વધારામાં તેના પડોશીઓ કરતાં ઘણા ચઢે છે. પણ અહીં તેનો ઉપયોગ સમાપ્ત થાય છે. રોમન રાજા ઓગસ્ટસના સમયનો ગ્રીક ભૂગોળવેત્તા સ્ટ્રેબોનું એ કથન છે કે "રોમનો ગ્રીકો કરતાં શાણા છે કેમકે તેઓએ "ધર્મની અસર જાગતી રાખી છે–ધર્મ કે જે સ્ત્રીઓ,બાળકો, બિન કેળવાયલા તથા જંગલીઓ માટે જરૂરી છે." હવે એ ચારમાંના કોઇપણ વર્ગમાં હીંદી યુનીવર્સીટીનાં વિદ્યાર્થીઓ નથી ! યુરોપીયનો કેટલીક વાર હીંદીઓને ધાર્મિક શિક્ષણ લેવાનો આગ્રહ કરે છે તે સ્ટ્રેબોના જેવાજ ઉદ્દેશથી ! તેમને તો કાંઇ ધર્મની જરૂર નથી. પોતાની યુનીવર્સીટીઓમાં તે નથી. અને હીંદુ કે મુસલમાન ધર્મ તો તેમને પોતામાટે નથીજ જોઇતો. આફ્રીકાની જાતોનો પ્રખ્યાત અભ્યાસી સર હેરી જોન્સ્ટન તો કહેજ છે કે સુધરેલા અંગ્રેજને હવે ધર્મની અપેક્ષા નથી પણ એશીઆ તથા આફ્રીકા વાસીઓને છે ! ધાર્મિક શિક્ષણ છતાં યુરોપમાં ખ્રીસ્તી ધર્મની શિથિલતા થતી અટકી નથી. ધર્મની દંતકથા બાળકના ભેજાંમાં ગમે તેટલી ભરો પણ મોટપણે બુદ્ધિ આવતાં ઘણા તેનો ત્યાગ કરે છે; રોમન કેથલીકોને પણ અંધશ્રદ્ધા રહી નથી. જો આ વાત ન માનો તો કબુલ કરવું પડશે કે હીંદીઓની બુદ્ધિ અથવા સ્વભાવ યુરોપીયનોથી મૂળથીજ જુદાં છે. કેટલીકવાર કહેવામાં આવે છે કે "હીંદી સ્વાભાવિક વૃત્તિથી ધાર્મિક છે." એ ખરું હશે કે તેમને હાલ

**થોડાજ માસમાં ઉત્તર ધ્રુવની તો સહેલગાહે જવાશે**—ઉત્તર તથા દક્ષિણ ધ્રુવની ભૂમી પર ધ્વજા ફરકાવવા જતાં અનેક બહાદુર વીરોએ પોતાના પ્રાણ ખોયા છે. કેપ્ટન એમંડસન અને એડમીરલ પીયરી હાલમાંજ ત્યાં જઇને જીવતા આવવા પામ્યા છે, અને પોતાનું નામ અમર કર્યું છે. કેપ્ટન સ્કોટ આવતાં ભૂખે મરી ગયો. આ કરૂણારસિક ભયાનક સાહસો ક્યાં અને નવીન બલુનની મદદથી એ મુસાફરી રમત માત્ર થઇ પડવાનો સંભવ ક્યાં! કલ્પનાશક્તિ પણ ચક્કર ખાય છે. જર્મનીમાં, સ્પીટ્સબર્જનથી ઉત્તરધ્રુવ પ્રદેશ પર, કાઉંટ ઝેપ્પેલીને શોધી કહાડેલા હવાઇ વહાણ દ્વારા જવાની યોજના ઉભી થઇ ચુકી છે. સ્પીટ્સબર્જન અમેરીકાના ગ્રીન્લેંડ તથા નોરાવા ઝેમ્લીયાની વચ્ચે તથા ઉત્તર ધ્રુવની સૌથી પાસેનો અને મનુષ્યથી રહી શકાતો ટાપુ છે. તે અગાઉ ગ્રીનલેંડનોજ એક ભાગ ગણાતો! ઉત્તર ધ્રુવ પ્રદેશ તેનાથી માત્ર ૫૪૦ માઇલ દૂર છે, અને ઝેપેલીનવાળાં વિમાનો તો એથી ભમણી મુસાફરી ધંધા તરીકે, ચાલુ ભૂમીનો સ્પર્શ કર્યા વિના હવામાં ફરે છે. તે જોતાં સવારના નાસ્તો કરીને, બપોરના સ્પીટ્સબર્જન ભોજન માટે પાછા આવવું અશક્ય નથી. આલ્પ્સનાં ડુંગર પર પગપાળા મુસાફરીની પીડા છે. હવા તો સરલ છે, તે જોતાં ઉત્તર ધ્રુવ થોડા વર્ષમાં "એક્સકર્ઝન અથૂન ટ્રેન" નો પ્રદેશ થઇ જાય તેમાં આશ્ચર્ય નથી!

**વિમાનમાં ચંદ્રલોક જઈ પહોંચવાની યોજના**—ચંદ્રલોક આ પૃથ્વીથી ફક્ત ૨, ૩૮, ૮૦૦ માઇલ દૂર છે અને તે સૌથી સમીપનો ગ્રહ છે. ફ્રેંચો આકાશગમન કરવામાં સૌથી કુશલ છે. એટલે સુધી કે હવામાં વિમાન ઉંધું આડું કરીને પણ હંકાર્યો જાય છે! વિમાન વિદ્યાનો પ્રસિદ્ધ ફ્રેંચ અભ્યાસી મોંસ્યુ એ. સ્નોલ્ટ પેલ્ટેરી કહે છે કે, ચંદ્રલોક તો શું પણ નક્ષત્રોમાં વિમાન વડે જવાના દહાડા પાસે આવ્યા છે. ચંદ્રને પુગવા માટે મુસાફરીમાં શક્તિનું જે ભથ્થું જોઇએ તે પુરૂં પાડનાર વસ્તુ તો "રેડીયમ" જ છે. તેને હિસાબે ૮૦૦ રતલ રેડીયમ ત્યાં જવા જેટલી મુસાફરી કરતાં બલતણમાં બળી જાય. હવે હાલની કીમ્મતે એટલાં રેડીયમ માટે ત્રીસ અબ્બજ રૂપીઆ જોઇએ! એટલા રૂપીયા તો રૉકફેલર પાસે પણ નથી અને હોય તોએ ૮૦૦ રતલ રેડીયમ તો દુન્યામાંએ નથી. હેની નવી ખાણ શોધી કહાય ત્યાં સુધી મો. પેલ્ટેરીને ધીરજ રાખવી પડશે.

**બીજાને ટુવાલે દિલ પણ ન લુછવું**:—હીંદીઓ બીજાના મોએ માંડેલું પાણું સાફ કર્યા વિના કદિ વાપરતા નથી એ વિષયમાં તેઓ યુરોપીયનોથી અવશ્ય ચડે છે. પછી હેતુ જ્ઞાતિ પતિત ન થવાનો મુખ્ય હોય તોપણ તેથી લાભ તો છેજ. મુખ સ્પર્શથી તેનાં મુંહ અને હોઠના જંતુઓ પ્યાલામાં દાખલ થતાં તેનો ચેપ લાગવાનો સંભવ રહે છે. પરંતુ હીંદુઓને બીજાના લુછેલા ટુવાલો પાછા પોતાનું શરીર લુછવામાં વાપરવાની ટેવ છે. સંયુક્ત કુટુંબની તો તે "એટીકેટ" છે તેથી જો કે જ્ઞાતિપતિત નથી થવાતું તોપણ તે બીજાનાં મોંના પ્યાલામાંથી પીવા જેટલુંજ લગભગ હાનિકારક છે. લંડનમાં થોડા સમય પર હોટેલોનાં ચાના પ્યાલાંની તથા જાહેર બાથ-રૂમોનાં ટુવાલોની સૂક્ષ્મદર્શક વડે ડોક્ટરો તરફથી તપાસ લેવામાં આવી હતી. તે બધામાં ફેફસાંનો સોજો (ન્યુમોનીયા) કરનારાં તથા અતિસાર ઉત્પન્ન કરનારાં જંતુઓ માલમ પડ્યાં હતાં. આ જંતુઓને નિરોગી ઉંદરોના શરીરમાં દાખલ કરતાં તેઓને તત્કાલ એ રોગો લાગુ પડ્યા હતા! મનુષ્યોને પણ એ લાગુ પડે એમાં શું આશ્ચર્ય? બીજાનો પહેરેલ

ટુઆલમાં દાખલ થાય છે અને તેમાં જો દુર્ગંધ ન હોય તે થોડી. તેથી એ ટુઆલ દ્વારા પણ બીજાના જંતુ આપણે શરીરે ચોંટે ને ત્યાંથી શરીરમાં પણ પ્રવેશ થાય એ સંભવિતજ છે. વીશીના હાથના લુછવાના ટુઆલો તો લટકતી ગટરોજ છે ! તેને બદલે તો હાથ તડકામાં સુકતો નાંખવા કે વીચીવાળાની દોરી પીક પર ઉંધા ચત્તા કરીને સુકા કરવા એ બહેત્તર છે

**સીગરેટ પીવાનો રોગ અટકાવનારી સભા તથા દવા**—સ્વતંત્રતાનો જ્યાં દુરૂપયોગ થાય ત્યાં તેનો અટકાવ કરવા અનુકૂલ ઉપાય લેવામાં પાશ્ચાત્યો બહુ કુશલ છે. અમેરીકાના આ પુરૂષોમાં સીગરેટ પીવાની આદત ઝાઝી વધી પડવાથી એંટી–સીગરેટ લીગની ચીકાગોમાં સ્થાપના કરવામાં આવી છે. મીસ ગેસ્ટન કહે છે કે " સ્ત્રીઓને ટેવ પડતાં તેમના પર ટેવનો પ્રભાવ વિશેષ હોય છે. ૨૦ વર્ષની જુની ટેવવાળી સ્ત્રીઓએ મને તેમની કુટેવ છોડાવવા વિનંતિ કરી છે. " તેની દવા એ છે કે માંસાહાર ન કરવો અને જમ્યા પછી સીલ્વર–નાઇટ્રેટનું એક અને પાણીના ૮૦૦ ટીપાં એ પ્રમાણે મિશ્રણ કરીને તે વડે, કોગળા કરવાથી, તંબાકુનો મુખમાં ધુમાડો કરવાની ઇચ્છાજ થતી નથી. આ દેશમાં પણ આ ટેવ દિનપ્રતિદિન વધતી જાય છે અને હદ બ્હાર ધુમ પીનારા ઘણા થઇ પડ્યા છે. એ વ્યસનથી ઘણા કંટાળે પણ છે. તેઓએ ઉક્ત નુસખો અજમાવી જોવો ઘટે છે.

**અંગુઠાની છાપ વિ. નસનો નકશો**—અંગુઠાની ચામડી પરની લીટી એકના જેવી બીજાની કદાપિ હોતી નથી એ સિધ્ધાંત સ્થપાવાથી પોલીસ વગેરે ખાતાંમાં તેનો હવે સર્વત્ર ઉપયોગ થાય છે. પરંતુ મોજાં પહેરવાથી અથવા એ ચામડી નષ્ટ કરવાથી એ જુગાની નકામી થઇ પડે છે. તે હવે નિશાળીઓ ચોર પણ ભણી ગયા છે તેથી. હવે પોલીસે હાથની પીઠપરની નસોનો ફોટો લઇ લેવાનો ઠરાવ કર્યો છે. એ અસંખ્ય ઝીણી નસોની આકૃતિ પણ એકના હાથના જેવી બીજાને કદાપિ હોતી નથી અને આખો હાથ કાપવા વગર નસોનો કાંઇ અંગુઠાની ચામડી પેઠે બદમાશો નાશ નહી કરી શકે. હાથની પોંચી બાંધવાથી અથવા હાથ નીચે ૧–૨ મીનીટ લાલતો રાખવાથી બધી નસો એટલી ઉપસી આવે છે કે તેનો ફોટો સાફ તરી આવે છે. ચોર મોટા કે પોલીસ ?

**માંજરાઓને ખુશ ખબર**–માંજરા ડોળા તેના ઘણાક માલિકોને તેમજ બીજાઓને પસંદ પડતા નથી. કાળા ડોળાની શોભાજ અનુપમ ગણાય છે. માંજરા ડોળા કાળા કરવાની હાલમાં શસ્ત્રવૈદ્યોએ શોધ કરી છે. પ્રથમ દર્દીને કલોરોફોર્મથી બેભાન કરીને અતિ સૂક્ષ્મ સોય વડે તેના ડોળામાં બહુજ બારીક છિદ્રો પાડવામાં આવે છે અને એ છિદ્રોમાં જે રંગનાળા ડોળા કરવા હોય તે રંગ પુરવામાં આવે છે. આ પછી આઠ દહાડા મોતીયા કઢાવનાર દર્દી પેઠે તેને અંધારા ઓરડામાં સુઇ રહેવું પડે છે, અને તે દરમીયાન ડોળાએ રંગ પચાવીને પકડયો હોય છે. આથી આંખને કાંઇ પણ ઇજા થતી નથી એમ કહેવાય છે. માંજરામાં જે દુર્ગુણો હોવાની કહેતી છે તે પણ આ શસ્ત્રવૈદકથી જતા રહેતા હશે એવી આશા છે, અને કાળાઓને ગોરા કરવાની દવા હવે પછી શોધાશે એવી ઉમેદ છે. પછી દક્ષિણ આફ્રીકાનો ઝગડોજ નહી રહે !

**સિંહ કાગળથી પકડાયા !**—સિંધિયાના રાજ્યના એક ગામડાનાં ઘરમાં શિકારની આશાથી એક ખાલી ઘરમાં ૪ સિંહો ભરાયા હતા. તેની ખબર પડતાં તે બંધ કરવામાં આવ્યું

7

પણ સિંહ પકડવાની કોઇની હીમ્મત ન ચાલવાથી નવ દહાડા એમનું એમ રહ્યું. પછી પરેસને એક યુક્તિ સુઝી. પાતળા કાગળો દરવાજાને આખે રસ્તે પાથર્યાને બારણું ઉઘાડતાં સિંહો ધસતા આવ્યા. પગના પંજા કાગળમાં ભેરવાયા, તે મોંએ કાઢતાં મોંએ ચોંટયા અને તે બે ઠેકાણેથી તેને દૂર કરવા તે બહુએ ગભડયા ને ઉછળેસ કીધી ને ગર્જના કરી અને આજુબાજુપર ફાળ ભરવાનું કયાંનું કયાં ભૂલી ગયા. આ દયાજનક સ્થિતિમાં તેમને દૂરથી દોરડાનો ફાંસો નાંખીને કબજે કરવામાં આવ્યા. અકકલ કોઇના બાપની છે ?

**તરવામાં કોણ જીતે છે ? આંધળો કે દેખતો ?**—ઘણા ખરા 'દેખતો' એમ કહેશે. પરંતુ અનુભવથી આંધળો જીતે છે એમ જણાયું છે. આંધળાને તરવામાં કાંઇ આંખનું કામ નથી. તે સાંભળે છે દેખતાથી સારૂં તેથી જે સ્થળે તરી જવાની શરત હોય ત્યાંથી જો માત્ર સીસોટી આંતરે વાગતી રહે તો ત્યાં તે જરૂર આવી પહોંચવાનો. દેખતો તો હવે કેટલું દૂર છે. કેટલું બાકી એમ ડોકીયાં કરી જોવામાંજ ઘણો વખત કાઢી નાંખે છે જે અપંગને બચે છે. વળી અપંગતાનો બીજો એ લાભ છે કે અવાજની દિશામાં તે સર્વથા સીધો કુદરતી રીતે તરે છે, જ્યારે દેખતાથી એવી સીધી સીટી રખાતી ન હોવાથી, તેને વધારે લાંબું તરવું પડે છે. પરમાત્માને જે ઇંદ્રિય છીનવી લેવી પણ પડે છે તેને પણ યથા શકિત બદલા આપવા તે ચુકતો નથી ?

**બૉલ રેલ્વેની ઝડપથી દોડે છે**—એ સત્ય છે. અને હીંદુસ્તાનના રેલ્વે એંજીનોથી બહુજ ઝડપ બાલુ જેવા બોલરોની બોલ દોડે છે. બોલ ફાસ્ટ બોલરના હાથમાં ૫૦ થી ૬૦ માઇલની ઝડપે ઉડે છે એવી ગણતરી થઇ છે.

**વાદળોનાં ચિત્ર-ફોટો**—લઇ જમીનથી તેમની ઉંચાઇનું અનુમાન કાઢવામાં આવે છે. સાધારણ વાદળ ૭ થી ૧૭ મૈલને અંતરે હોય છે જ્યારે વર્ષાં ઋતુનાં વાદળ જમીનથી બહુ દૂર હોતાં નથી.

---

એક માણસના પગે એક કુતરે બચકું ભર્યું તેણે તરત જઇને મેજીસ્ટ્રેટને ફરીયાદ કીધી, અને પડોશીનો કુતરો કરડયો હશે એવી તેની ધારણા હોવાથી તે પડોશીપર સમન કઢાવ્યો. પડોશીએ નીચે પ્રમાણે બચાવનામું રજુ કીધું હતું:—

૧. મારો કુતરો એવી સારી ચાલ ચલગતનો હું પુરવાર કરીશ કે તેથી તે કોઇને કરડે એમ માની શકાયજ નહીં.

૨. તે અપંગ છે તેથી કરડીજ ન શકે.

૩. તે કરડે પણ તોપણ તે લંગડો હોવાથી તે કરડવા બહાર જઇ શકેજ નહીં

૪. આંધળો અને લંગડો નથી એમ ન માનો તો પણ તેને દાંતજ નહોતા.

૫. મારા કુતરાને હમેશાં બાંધી રાખવામાં અને મોંએ સાંકળ બાંધવામાં આવે છે.

૬. મારો કુતરો અકસ્માતીયાં પર મરી ગયો છે.

૭ મારી પાસે કુતરોજ નહોતો ( કરડવાની તારીખે ).

# કુદરતી—અખતરો.

## એક ત્રીજોરી ઉપર બે વખત ચોરોના હુમલો !

### પુરતો વખત મળવા છતાં ત્રીજોરી તુટી નહી

### <u>તે ત્રીજોરી કોણની હતી ?</u>

બંગડી બજારવાળા લાલા કન્હીયાલાલ એન્ડ સન્સની હતી.

તે વિશે મુલજી જેઠા મારકીટવાળા શ્રીમાન શેઠ માવજી લીલાધર શું કહે છે ?

### કહે છે કે:—

અમે એક ચોકસ કારણસર બરેલી રહેવા ગયા હતા તે વખત અમારો કુલે જોખમ જે લાલા કન્હીયાલાલની એક ત્રીજોરી જે તા. ૨૦–૧–૧૦ ના રોજે ખરીદેલી હતી તેના અંદર મુકી ગયા હતા તે દરમીયાન રાતના વખતે ગલીમાંથી બારી તોડીને ચોર દાખલ થયા અને ત્રીજોરી ઉપર ઘણીએક મહેનત કરી છતાં ત્રીજોરી તુટી નહીં અને ચોરો નીરાશ થઇને નાશી ગયા.

સવારે અમોને ખબર પડતાં અમો એકદમ ગભરાયા પણ ત્રીજોરી ખોલતાં સંતોષ થયો હતો તે દિવસે અમોએ બારીઓનો પાકો બંદોબસ્ત કરાવ્યો હતો અને તેજ રાત્રે ફરીથી ચોરો આવ્યા અને એક તાળું જે દરવાજા ઉપર લગાડયું હતું તે પણ લાલા કન્હીયાલાલનું હતું તે તાળું તા. ૨૨–૧–૧૧ ના રોજે ખરીદ કર્યું હતું તેને તોડવાની બહુજ મહેનત કરી છતાં ન તુટવાથી બારણાનો નકુચો કાપીને અંદર દાખલ થયા અને ત્રીજોરી ઉપર પુરતી મહેનત કરી પણ ત્રીજોરી તુટી નહી તેમ ખુલી પણ નહી.

સવારે અમોને ખબર પડતાં અમો ઘેર આવ્યા અને તે બનાવ જોઇને તથા હેન્ડલ તુટેલો જોઇને અમો ગભરાઇ ગયા પણ ત્રીજોરીને ચાવીથી ખોલતાં અંદરનો સરસામાન સલામત નીકળ્યો તેથી અમોને ઘણોજ સંતોષ થયો છે. અમોને લખતાં ઘણીજ ખુશી ઉત્પન્ન થાય છે અને તમારી ત્રીજોરી વીશે અમારા દીલમાં સંપૂર્ણ ખાત્રી થઇ છે. એજ.

તા. ૧૫–૪–૧૧ લી૦ માવજી લીલાધર દા. પોતાના

## અખંડ પેટંટ ત્રીજોરીઓ અને તાળાં બનાવનાર

# લાલા કન્હીયાલાલ એન્ડ સન્સ.

કારખાનું
ભાયખલા—મુંબઇ.

દુકાન
બંગડી બજાર—મુંબઇ.

# ધી બોમ્બે પ્રોવિનશ્યલ બેંક, લીમીટેડ.

( સને ૧૮૮૨ ના હિન્દી કંપનીઓના છઠ્ઠા કાયદા પ્રમાણે રજીસ્ટર થયેલી )

## થાપણ રૂ. ૨૫,૦૦,૦૦૦

દર રૂ. ૨૫ ) ના ૧,૦૦,૦૦૦ શેરોમાં વહેંચવામાં આવેલી છે.
જેમાંથી હાલ ૫૦,૦૦૦ શેરો બહાર કહાડવામાં આવેલા છે.

### ડાયરેકટરો:

સર ભાલચંદ્ર કૃષ્ણ, નાઈટ, જે. પી., એલ. એમ., ચેરમેન.

હાઇનિસ મહારાજા દોલતસિંહજી બહાદુર લિંબડી સ્ટેટના ઠાકોર સાહેબ

નરેબલ સરદાર કુપુસ્વામી વી. મુદલીઆર કયસરે હિંદ, પુનાવાળા.

શેઠ રણછોડદાસ ત્રિભુવનદાસ મોદી, સેંડહોર્ડ અને બેંકર.

શેઠ મગનલાલ દરગોવંનદાસ, સેંડહોર્ડ અને બેંકર.

શેઠ રણછોડદાસ વનરાવનદાસ પટવારી, બી. એ., એલ એલ. બી., મુખ્ય દિવાન, ગોંડલ.

શેઠ દાદામિયા હાજી આહમદ ખંડવાણી.

શેઠ ગીરધરદાસ ઝીણાભાઇ કંત્રાક્ટર, ભાવનગર

શેઠ રેવાશંકર જગજીવન ઝવેરી.

શેઠ દામોદર સુંદરદાસ ધરમસિંહ, પી. ગો. ક. બારસી કોટન પ્રેસના બોર્ડના ચેરમેન

શેઠ મગનલાલ દલપતરામ ખખ્ખર, સેંડહોર્ડ.

શેઠ ધરમદાસ નાગરદાસ

શેઠ દેવીદાસ જેકિસનદાસ દેસાઇ, બી. એ. એલ એલ. બી, સોલીસીટર, મુંબઇ હાઇકોર્ટ.

શેઠ બાલુભાઇ કહાનદાસ, પાલનપુર રાજના મુંબઇ ખાતેના એજંટ

### શાખા ઓફિસ.

શરાફ બજાર ખારા કુવા પાસે ડોસાભાઇ બીલ્ડીંગ.

### ચાલુ ખાતાંઓ.

રૂપીઆ એકસોથી ખાતાં ઉઘાડવામાં આવે છે અને રૂપીઆ એકસોની રોજની બાકી ઉપર વ્યાજ દર વરસે દર સેંકડે ટકા ત્રણ પ્રમાણે ગણવામાં આવે છે.

### સેવીંગ બેંક.

એક કરતાં વધારે નામે ખાતાં ખોલવામાં આવે છે અને ઓછામાં ઓછી રકમ રૂપીઆ એક તથા વધારેમાં રૂપીઆ એક હજાર સુધી લેવામાં આવે છે અને તેના ઉપર દર વરસે દર સેંકડે ટકા ચાર પ્રમાણે વ્યાજ ધારા પ્રમાણે મળે છે.

ઉપરના કામ ઉપરાંત આ બેંક પસંદ કરેલી જામિનગીરી ઉપર ધિરધાર કરે છે. બાર માસની બાંધી મુદતની ડિપોઝીટનું વ્યાજ પાંચ ટકા તથા છુટક ડિપોઝીટનું વ્યાજ બેંકમાં પુછવાથી મળશે

એજંટો
બાલુભાઇ કહાનદાસ એન્ડ કં.

ॐ तत्सत ।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉંન્નતિ સંબંધી અન્ય વિષયોપર ચર્ચા કરનારૂં અને અન્ય માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૩ જું. | નવેમ્બર, સન ૧૯૧૩. | અંક ૫ મો.

## વિષયાનુક્રમણિકા.



---

તંત્રી અને વ્યવસ્થાપક,

મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,

હાઇ કોર્ટ વકીલ.

નં. ૯૨ કાંદાવાડી—મુંબાઇ.

---

વાર્ષિકમૂલ્ય રૂ. ૨—૩—૦ તથા પરદેશ માટે રૂ. ૨ાા ( ૩ શી. ૪ પેન્સ ) પોસ્ટેજ સહીત.

વડોદરા—શિયાપુરામાં શ્રી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરે છાપ્યું તેજ ઠેકાણે, તા. ૩૦—૧૦—૧૯૧૩ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

# સત્ય

सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ઋગ્વેદ, ૭-૧૦૪-૧૨

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, (यत्+सत्यम्) જે સત્ય છે. ( यतरत् ) એ બેમાં જે (ऋजीयः) ઋજુ અકુટિલ છે ( तद्+इत् ) તેનુંજ ( सोमः) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે. તેનું હનન કરે છે.

પુસ્તક ૩ જું. ] નવેમ્બર, સન ૧૯૧૩. [ અંક ૫ મો.

## લક્ષ્મી પૂજન.

વીર ! સહુ ચાલોરે, માતાનાં વ્રત ઉજવવા કાજ.
અરૂણોદય જોઇ નિદ્રા ત્યાગો
પ્રાતઃ સમય દિસે ક્યાં આવો ?
ઉઠો વીર ! ઝટ જાગો-
મંગલ-દેવનાં રે, ઝીલવા અમૃત-ઝરણાં આજ—વીર ! ( ૧ )

સ્નાન-પાન કરી શુભ આ પ્રભાતે-
બાહ્યાંતર થઇ શુદ્ધ સ્વ-જાતે-
હિન્દ દેવીને માટે-
ઋષિ વીર-બાલો રે, પૂજનનો સહૂ લ્યો સાજ—વીર ! ( ૨ )

નંદનવનનાં ફુલડાં લાવી,
આત્મબળે લઇ માત વધાવી;
વિજય ધ્વજ ફરકાવી-
આશીર્-બાલાં રે ! લઇએ દેવીની સદ સાજ—વીર ! ( ૩ )

રાયપુર—અમદાવાદ } કેશવ હ૦ શેઠ. ( કુમારેન્દ્ર. )

## વિક્રમ વર્ષાભિનંદન.

( માલિની. )

ભૂતલ ઉપર જેણે, વીરને રોપિયા જે,
નુતન નુતન વર્ષો, નામથી ઓપિયા તે;
ગણી ગણ ગણનામાં, અગ્રસ્થાનિજ થાપે,
નવિન વરસમાં તે, હર્ષ ઉત્કર્ષ આપે.
સુવરસ શરૂ થાતે, પ્રાર્થના સિદ્ધ થાઓ,
નવલ નવલ સ્થાને, પ્રેમ ને શૌર્ય જામો;
કુશલ વરદ-એવી, જે વડી ગોત્ર દેવી,
ઘડિ ઘડિ પળ રાખે, રૈમને ક્ષેમ તેવી.
મહીં મહિં રવિ જ્યોતિ, જેમ ઉષ્મા આપે,
અધિક અધિક તેથી, શુભ્ર સત્કીર્તિ વ્યાપે;
ધન શ્રી શ્રીયુત પેખું, સર્વ મિત્રો અમારા,
સુરસ સરસ રે'જો, પ્રેમ-બંધી તમારા.

છોટાલાલ કહાનદાસ પટેલ
સ્કૂલ માસ્તર-વાઘોજ.

## ભૃંગની ભ્રમણા.

( શાર્દૂલવિક્રીડિત. )

રે ! ભોળા ! રસધૂમતાં ભ્રમર તું સંતોષ શાને તજે ?
ચૂસે તું નવમલ્લિકા તણી લતા ગુંજે કદી સુમને;
આંબા વૃક્ષની મંજરી મહીં ઘડી ચૂસે મધુ મસ્ત થૈ,
ઘૂમે છે તુજ દિલડું પ્રણયના ઝર્ણો વિશે સર્વદા.
ઉષા શાન્ત સમે રવિ સુકરથી અર્વિંદ જ્યાં ખીલતાં,
સેવા મિષ્ટ પરાગ ત્યાં કમલમાં જાતો ઉડી સર્વદા;
સંધ્યાને સમયે રવિ ક્ષિતિજથી ડૂબંત પશ્ચિમમાં,
ત્યારે તો અરવિંદના ઉદરમાં પીડાય તું બાપલા.
બુદ્ધિ મન્દ થયેલ રે ! ભ્રમર તું ખોટી ધરી પ્રીતડી,
શાને મોહ વિશે તું અન્ધ બનતો પુષ્પો પરાગે લચી ?
આપત્તિ તણું મૂળ છે જગતમાં વૃત્તિ અસંતુષ્ટ હા !
તો હે ! માનવી આ ક્ષણિક જગમાં સંતોષ શાન્તિ ધરો ! ! !

વિલસન-વિદ્યાલય } હીરાલાલ મગનલાલ દેશાઇ
મુંબઇ

## હિંદ માતાને ચરણે.

**પ્રબંધ.**

માતૃ ભૂમિ ! પ્રિય વીરપ્રસવિની ! છોડ છોડ તુજ ગ્લાનિ
પ્રાચી મુખે, તુજ વ્યોમપટે, રહી શુભ જ્યોતિ કંઇ રાજી ૧
અંધાર ગયો, સુપ્રકાશ થયો, જો બાલ પંખિડાં બોલે
તુજ તરૂવર કુંજે, મધુકર ગુંજે પ્રેમ ઉત્સવે ડોલે ૨
રાસવિહાર વિષે તુજ બાલ સુમંગલ ગીત અલાપે
ઘોષ અનુપ, પ્રભાત સ્વરૂપ, અનંત દિગંતર વ્યાપે ૩
અજ્ઞાન તિમિર વિદારક પેલો બાલભાનુ આકાશે
વીરપુત્ર તુજ રૂપ સોહામણુ **રવીંદ્ર** શાન્ત પ્રકાશે. ૪
જો ! માત ! જો ! દેવ અપ્સરા દિવ્ય ફૂલડાં અર્પે
પ્રેમ દૃષ્ટિની સુધા વૃષ્ટિ જો ! અતિ હર્ષથી વર્ષે ૫
સ્નેહ મૂર્તિ ! પ્રિય મમ માતા હૃદય ધર્યું તુજ શરણે
રંક બાલનાં સુમન કુમળાં સદા રહો તુજ ચરણે ૬

ચોપાટી મુંબાઇ. **અવનીધર.**

---

## ક્રૂર માળીને.

( શિખરિણી )

અલ્યા ! માળી શાને સુમન અતિ ચારૂ ચુંટી લીએ,
તને ઇર્ષ્યા શાની ? હૃદય રસ મીઠો લુંટી લીએ.
ખજેલાં હૈયાંનું અમિમય મીઠું દિવ્ય ઝરણું,
ખિલ્યું છે ઉદ્યાને રજતસમ એ શ્વેત વરણું.
મને માયા એની શિશુવય વિષે સુદૃઢ થઇ,
અને એના કાંટા જિગર મમ ચીરે નહિ કદિ.
રસીલા હૈયામાં અજબ અતિ પૂરે મધુરતા,
અરે ! એને લેતાં વિરૂપ બનશે જો રસલતા.
અકાળે શાને તું કુસુમ મમ લે આમ ઝડપી.
ખિલ્યું છે હાવાં એ સદય ધરતી મ્હેર કરવી.
હજું આશા લાંબી સુહૃદજનને એ સુમનની,
અરે ! આકાંક્ષાઓ અવિરત થશે લુપ્ત મનની.
મીઠું મારૂં બાઇ ઉચિત અતિ પ્યારૂં થઇ જશે,
અરે ! કિન્તુ તેનું મધુર રૂપ સ્વર્ગે વહી જશે.

અતિ વ્હાલા તેના મધુકર પછી ક્યાં વિલસશે,
ઉગારે જો તેને હૃદય મમ હર્ષે છલકશે.
અમારી વાડીમાં સુમન બસ છે એજ ખીલતું,
સદા મારો મોંઘો પ્રણય રસ ઝીલી વિકસતું.
પિશાચી હસ્તે જો જીવન કટુ મારૂં થઇ જશે,
ખરે ! ભાઇ ભાવી સુમનસમ તારૂં પણ થશે.
તને રોનારોની અસર નવ થાયે કંઇ જરા,
કૃતિ, તારી દેખી રસહીણ થશે આ રસધરા.
તને સોંપ્યું હૈયું કર કતલ કાળા કરથકી,
અમારી સત્તા તો રૂદન સમ બીજી કંઇ નથી.
અહો ! સંહારી તું, અટક પળ આ કાર્ય કરતાં,
સખાને આલિંગી ઘડીક જગની લઉં સફળતા.
અમારો એ દૈવી પ્રણયરસ ખૂટે નહિ કદા,
ન ભેદાશે કોથી અમર રસ એ આ જગતમાં.

પેટર }
તાલુકે—દસક્રોઇ. }
ફ. 'ધીરજ'

---

## ઉપદેશક પથિકને.

( મન્દાક્રાન્તા. )

ચાલ્યો જાને પથિક અહિંથી કામ શું છે ઉભાનું ?
સ્વાર્થીઓ સૌ જગત જનને કામ શું છે કહ્યાનું ?
તારાં પ્યારાં સુખદ વચનો સુણશે કો' નહિ ને,
ગાંડો બાપૂ સકળ ગણશે મૂર્ખમાં મેળવીને.

સંસારીની સકળ ક્રિયા સ્વાર્થ ને લોભ કેરી,
રે ! રે ! લોકો અજબ દુનિયાનાં સદા છે નમેરી;
તેમાં ભાઇ તુજ વચનને કોઇ પ્યારાં ગણે ના,
હાંસી તુલ્યે તુજ વચનને સર્વ પ્રાણી ગણે હા !

કેઇ કોઇ વિષયિજન છે અંધ કામે બનેલા,
હા હા ! તે તો વિષય વિષના મત્સરે છે ભરેલા;
માને નાંહિ તુજ કથનને પાન્થ ! સર્વે તણાશે,
ને બાપૂ તું જન સમુહમાં અર્ધ ગાંડો ગણાશે.

માટે સારૂં સમજી જઈને ચાલનો તું થઇ જા,
તારી વૃત્તિ અવર હિતની છોડીને ચાલતો થા;
તારૂં કે'તું સહુ અફળ છે બોધ કોઇ ન ધારે,
ભાઇ સૌ તો વિષય વિષના બોધને નિત્ય ચાહે.
તો તો કિંતુ સહુ હૃદયને લાગશે બોધ સારો,
ને હા બાપૂ તુજને ગણશે વિશ્વમાં સૌથી પ્યારો;
સંસારીથી અધિક મળશે માનને પૂજશે સૌ,
બધું આંહિ સમજુ જનમાં બોધ સદ્બોધ કેવો ?
ચાલ્યો જાને અધમ સ્થળમાં પાન્થ તું તો ફસાશે,
સૌ ભૂંડામાં સદ્ગુણ બધા તુજ દંડાઇ જાશે;
નાંખે કોઇ મલીન ગટરે જાન્હવી-નીર આણી,
થાયે પાણી ગટર તણું એ વિશ્વનો નીમ એ છે.
માટે બાપૂ સમજુ થઇને માનજે આ કહેલું,
પ્યારૂં લાગે સહુ હૃદયને બોલવું એ ભલેરૂં;
તું તો પૂરો સમજુ જન છો હું વધુ ચાહતો ના
તારી વૃત્તિ અવર હિતની છોડીને ચાલનો થા ! !

મુંબઇ — હરગોવિન્દ કાનજી ભટ્ટ.

---



# બૅંકો તથા જૉઈંટ-સ્ટૉક કંપનીઓ.

## તેના ચાલકો પર નવીન અંકુશો મૂકવાની આવશ્યકતા.



પંજાબમાં પીપલ્સ બેંક ( તેની ૮૮ શાખાઓ સહિત ), અમૃતસર બેંક, તથા હેરલ્ડ દોઆબ બેંક તથા મુંબઇમાં ક્રેડીટ બેંક ( તેની ડઝન શાખાઓ સહિત ) તથા બોંબે બેંકીંગ કં. લી. ગત માસમાં બંધ પડવાને કારણે, કરોડો રૂપીયાનો ધોરાળો થઇ પડયો છે, હજારો શેર હોલ્ડરો તથા ડીપોઝીટરો રડી ઉઠયા છે તથા હજારો મનુષ્યો કામ ધંધા વિનાના થઇ પડયા છે. પીપલ્સ બેંકના ભાંગવાથી બીજી બેંકો ભાંગી છે. એ કંપના આંચકા તો ઘણી ખરી બેંકોને લાગ્યા છે અને છાંટા તો સર્વત્ર ઉડયા છે. બર્મા બેંકની આગના ભડકા હજી હોલવાયા નથી તેટલામાં આ નવી આગો લાગવાથી લોકો બેંકોના કામથી ભડકી ગયા છે. ઉક્ત બેંકોની નિષ્ફલતા કોની લુચ્ચાઇ, બેદરકારી કે બદમાશીથી થઇ છે એ પ્રશ્નનું નિરાકરણ તો કોર્ટ જ કરી શકે. પરંતુ હીંદમાં લી.કંપનીઓ જેઇએ તે કરતાં મોટા પ્રમાણમાં ભાંગે છે

એ નક્કી છે. પછી તે બેંક હો કે મીલ હો કે બીજું કારખાનું હો કે દુકાન હો કે એજન્સી હો–એવડા મોટા પ્રમાણમાં ભાગવાનાં સામાન્ય કારણો શું છે તેની તપાસ કરવાની આપણી ફરજ થઇ પડે છે. અને પ્રસ્તુત બેંકો ભાગવાનાં કારણો તેમાંનાં કયાં હતાં તેનો વિચાર વાચકો પોતે કરી લઇ શકશે.

× × × × × ×

હીંદુસ્તાનમાં "સ્વદેશી ચળવળ" ને પ્રતાપે અનેક લીમીટેડ કંપનીઓનો જન્મ થયો હતો. કમનસીબે તેમાંની અર્ધોઅર્ધ દશ વર્ષમાં નષ્ટ થઇ છે, અથવા નષ્ટપ્રાયઃ છે. હમારો આધીન મત એવો છે કે, લીમીટેડ કંપનીના ફતેહમંદ નિર્વાહ માટે જે ખાસ અનુભવસિદ્ધ જ્ઞાન, જે બુદ્ધિમત્તા તથા કાર્યદક્ષતા, જે પ્રામાણિકતા તથા વિચારોની ઉદારતા, તેમજ જેટલું ધનનું પ્રમાણ જોઇએ તે તેના પ્રવર્તકો પાસે હોતું નથી. કેવલ સાહસની મૂંડી પર તેઓ હામ બીડે છે. અશુદ્ધ ભાષામાં અસત્ય વાતો વાળું પ્રોસ્પેક્ટસ છપાવેથી, સગાં સંબંધીઓને તથા ઓળખીતા પાળખીતાઓને ઘેરેઘેર જોડા ઘસડીને, તેમને ગમે એમ અટ્ટમગટ્ટમ સમજાવી લલચાવીને તથા દુરદેશાવરોમાં છાપામાં ખુબ જાહેર ખબરોથી સ્વદેશી દેવી અને સ્વદેશાભિમાન દેવને નામે નહીં પીછાનનારાઓને ભોળવીને તેઓ થોડા ઘણા શેરો ભરાવે છે એટલે બેડો પાર સમજે છે. પૂરા શેરો તો ભાગ્યેજ ભરાય છે. અર્ધ, ચતુર્થાંશ કે અષ્ટમાંશજ ભરાય છે તોપણ કામ શરૂ કરી દેછે. જેટલી મૂંડી એક સારી દુકાન માત્ર ચલાવવાને જોઇએ તેટલીથી તેઓ મોટું કારખાનું, કે મીલ કે બેંકની શરૂઆત કરવાની હીમ્મત બીડે છે. કારખાનું કાઢતાં મશીનરીમાંજ ઘણા તો ડાબે હાથે કમીશનમાં ઘી કેળાંમાંથી મોં મીઠું કરી નાખે છે. પછી મશીનરી ગોઠવતાં તો થાપણ ખલાસ થાય છે. તેથી ડીબેંચરો કાઢે છે એટલે શેરહોલ્ડરો તો તેટલેથીજ રડી રહે છે. પછી કારખાનું કે તેનો અમુક ભાગ ખાસ સંજોગમાં ગીરો મૂકે એટલે ડીબેંચર હોલ્ડરો પણ રડી રહે છે. પછી ડીપોઝીટરોનાં નાણાં પણ, પ્રતિકુલ બજાર, દુષ્કાલ, આગ વગેરે સઘળી આફતો સંપ કરીને કોપ કરવાથી ગુમ થઇ જાય છે અને કહેવાતી ૧૦ કે ૧૫ કે ૨૫ લાખની મીલ, સાધારણ ઘર હોય તેમ લીલાંઉથી એક, બે કે ત્રણ લાખ રૂપીયામાં વેચાઇ જાય છે! થાપણનું "સોના હુઆ સાઠ આધા ગયા નાઠ" જેવું જોત જોતામાં થઇ જાય છે.

× × × × × ×

એજન્ટોમાં પોતાના ધંધાનું પૂર્ણ જ્ઞાન હોતું નથી તે કરતાં પણ તેમનામાં પ્રામાણિકતાની ગેરહાજરી વધારે અસહ્ય છે. તાતાની નાગપોરની સ્વદેશી મીલના શેરોનાં બચ્ચાં પર બચ્ચાં થાય છે અને હજારના શેરનો ભાવ છ ગણો બજારમાં બોલાય છે. બીજી મીલોના હજારના સો પણ નથી આવતા! સ્વ. તાતાની પ્રામાણિકતાના એ પ્રતાપ છે. તેમને માટે કહેવાય છે કે, તેઓ કંપનીની ઓફીસની પેન્સીલ પણ ઘર કામમાં વાપરતા નહોતા! અહીં તો આખું કહોણું સારૂમાં અને આખું મૂસલ કચરામાં ચાલ્યું જાય છે. એજન્ટને ઘેર દૈનિક આદિ છાપાઓ આવે તે પણ કંપનીને ખર્ચે, ઘેર ગાડી ઘોડા તથા મોટર હોય તે પણ કંપનીને માથે, રેલ્વેની મુસાફરી ફર્સ્ટ ક્લાસમાં થાય તેના પૈસા પણ કંપનીમાંથીજ આપવામાં આવે. દરેક ખર્ચ બનતાં સુધી કંપનીના લાભાર્થેજ કરવામાં આવ્યો હોય છે. અને પારકે પૈસે તેઓ પરમાર્થ પણ સારો કરે છે. તેમના સાળા બનેવીઓ વગેરે જેમને લીલાંઉમાં વેચે તો કોઇ સો રૂપીયા પણ ન આપે તે કંપનીમાં મોટા ઓફીસરો થઇ પડે છે! મુંબઇમાં એક મીલના એજન્ટે હાલમાંજ કેટલાક વખત પર

મીલના સ્ત્રી કામદારોના ઉપરી તરીકે નાયકીણો રહે છે તે તરીકે એક સર્વથા અનુભવહીન સ્ત્રીને એક તડાકે રૂ. ૪૦ ને પગારે રાખી છે. તેની યોગ્યતા માત્ર એટલીજ છે કે તે અતિ સ્વરૂપવતી છે. કોઇ પતિના બંધનમાં નથી અને શોખ રસિક છે !' આવી એજન્સી કરનારાઓની મીલોના 'શેર' અર્ધશેર, નવટાંક અને છટાંક થઇ જાય તેમાં શું આશ્ચર્ય ? મીલ માટે માલ લેવાય તેમાંએ એજંટનું ખાનગી કમીશન ચટે અને એજંટનું જોઇ મેનેજરો વગેરે પણ અપ્રામાણિક થાય. તેથી થોડાજ વર્ષોમાં કંપની લીક્વીડેશનમાં જાય એમાં નવાઇ નથી. ડીરેક્ટરો તરફથી યોગ્ય વ્યવસ્થા કે અંકુશની આશા પણ વ્યર્થ છે. એઓ ઘણું કરીને એજંટના કુટુંબના કે તેના મિત્રો હોય છે. એવા મંડલની બહારના હોય છે તેઓ માત્ર હાજરીની ફી કમાવાનીજ દરકાર કરે છે. સરકારી ઇલ્કાબ ધરાવનારા ઘણાને તો ડીરેક્ટર થવાનો વ્યાપાર જાણે થઇ ગયો છે. ડીરેક્ટર થનારે અમુક શેરો ખરીદવાજ જોઇએ કે જેથી તેઓ તે કંપનીના અંતરના હિતૈષી થઇ શકે. પ્રસિધ્ધ પુરૂષો કાંઇ ડીરેક્ટર થવા માત્ર સારૂ શેરો ખરીદવાની દરકાર કરતા નથી. તેથી એજંટો તેમને નામે માત્ર શેર ચડાવી આપે છે! આ બલ્લભલા ' ઑનરેબલ ' ડીરેક્ટરોની કહાણી છે. ડીરેક્ટર જાણે છે કે આપણી ફી પાકે છે અને એજંટો જાણે છે કે એમના નામથી લોકો જાળમાં આવે છે. નામનો આવો દુરૂપયોગ જાણી જોઇને થવા દે છે તે માટે તેઓ શું ઉત્તરદાતા નથી ? જગત્ને અને કૉર્ટોને આગળ નહીં તો પણ પ્રભુને ત્યાં પણ નથી શું ? ચાલાક અને દૃઢ મનનો એજંટ અથવા મૅનેજીંગ ડીરેક્ટર બીજા ડીરેક્ટરોને મરજીમાં આવે તેમ નટવર પેઠે રાસમાં નચાવે છે. તે તેમનો રાજા કિંવા કીંગ-મેકર છે, અને જે ઝાઝી ગરબડ સરબડ કરે તેને પદભ્રષ્ટ કરે છે, અથવા રાજીનામું આપી ન્હાસી છૂટવું પડે એવી ગરમ વાતાવરણ તેને માટે પેદા કરે છે. મુંબઇમાં કેટલાક નામાંકિત અને પ્રતિષ્ઠિત પુરૂષો એટલા બધા બોર્ડો ઉપર ડીરેક્ટર છે કે, તેની ફી માત્રથી તેઓ આનંદથી પોતાનો વાર્ષિક ખર્ચ કાઢી શકે છે. પોતાના ખાનગી ધંધામાં મચ્યા પચ્યા રહેવા છતાં, એ સઘળી કંપનીઓના વહીવટ ઉપર ડીરેક્ટર તરીકે તેઓ પુરતું લક્ષ આપવાને તેમને અવકાશજ મળી શકે એમ નથી. શેરહોલ્ડરોનું ગમે તે થાઓ તેની તેમને દરકાર નથી. તેઓ ફીનાજ સગા છે. તેઓ પોતાની પ્રસિધ્ધ તથા પ્રજાપ્રિયતાને થાપણ તરીકે રોકે છે એ દેશના અભાગ્યનીજ વાત છે. હમારા વિચાર પ્રમાણે ધારાસભાના સભાસદો તથા મોટા ઇલ્કાબ ધરાવનારાઓ ડીરેક્ટર ન થઇ શકે તેમજ કોઇ પણ પુરૂષ ૩ થી વધારે લીમીટેડ કંપનીઓનો એક સાથે ડીરેક્ટર થઇ શકે નહીં એવો કાયદો ઘડવામાં નહીં આવે ત્યાં સુધી ઉક્ત શરમભરી સ્થિતિનો અંત આવવો અશક્ય છે.

× × × ×

શેર હોલ્ડરો પણ એજંટની આપખુદી સામે ચેંચું ન કરી શકે એવી એજંટ બહાદુરોએ પેરવી કરી રાખી હોય છે. શેર બહારની વખતના અને તે પછીના એજંટો જુદાજ છે. અરજી પર સહી થયા પછી એજંટો બત્રિસ મટીને શેર હોલ્ડરોના કાકા થઇ બેસે છે. આર્ટીકલ્સ ઑફ એસોશીએશન નામની લાલકિતાબમાં તેમના હક નક્કર કરવામાં આવ્યા હોય છે અને તે વાંચ્યા ન હોય તો પણ તેઓએ તે વાંચેલા ગણવાનું અરજીમાં લખેલું હોવાથી તેમને તે બંધનકર્તા છે. આથી એક હકનો આપવા શેર હોલ્ડર ચૂકે તો બાકીના હકના

આપવા પડે છે એટલુંજ નહીં પણ તે છતાંએ તેનો શેર રદ થાય છે !–કેમકે ફક્ત લાલ કિતાબમાં એવી કલમ છે ! 'પ્રૉક્સી'ની વ્યવસ્થાથી ગેરહાજર તથા બહારગામના શેર હોલ્ડરોના મત એજંટની તરફેણમાં એજંટ સહેલાઇથી મેળવી શકે છે. વળી શેરોનો મોટો ભાગ એજંટો તથા તેના ભળતીયાઓ પાસે હોય અને દર શેરહોલ્ડર દીઠ નહીં પણ દર શેર દીઠ મત ગણવાની વ્યવસ્થા હુશીયારીથી ઘણું ખરૂં રાખેલી હોવાથી હમેશાં બહુ વધુમત પણ એજંટનાજ થઇ શકે છે. શેર હોલ્ડરો નોકરી ધંધો છોડી ૩ વાગાની સભામાં હાજર પણ મોટે ભાગે રહી શકે નહીં, અને એજંટોએ પોતાના કલાર્કો, હમાલો, મિત્રો તથા પિત્રાઇઓને નામે, વધુ મત અર્થે શેર ચઢાવેલા હોવાથી અને તેઓ ખાસ તેમજ સહેલાઇથી હાજર થતા હોવાથી, બિચારા સામાન્ય શેરહોલ્ડરો કશું કરી શકતા નથી. પૈસા તમારા પણ હુકમ હમારો એવો એજંટોનો ન્યાય છે. પ્રથમ લાભ હમારો પછી તમારો વિચાર કરીશું એવી તેમની નીતિ છે. હમને ખાતાં વધે તે તમારૂં એવો એમનો મહાપક્ષ છે. એ સત્ય છે કે કેટલીક નવી કંપનીઓમાં અમુક શેર હોલ્ડર ગમે તેટલા શેર ધરાવવા છતાં, અમુક ( પાંચ કે દસ ) કરતાં વધુ મત આપી શકે નહીં એવે. નિયમ ઘડયો હોય છે; પરંતુ જો શેરહોલ્ડરોની હકુમત એક ખરી બિના કરવી હોય તો તો કોઇ પણ શેરહોલ્ડરને એથી વધુ મત આપવાનો હક હોવો ન જોઇએ. 'પ્રોકસી' થી મત આપવાની છુટ, તેનો થતો દુરૂપયોગ જોતાં, કાઢી નાંખવી જોઇએ અને શેરહોલ્ડરોની સભા સાંજે ૭ વાગે અથવા રવિવારે બોલાવવાનો નિયમ કરવો જોઇએ કે જેથી તેઓ ચહાય તો હાજરી આપીને યોગ્ય મત આપી શકે. વળી એજંટોના અમુક સગા તથા ઓફીસના કલાર્કોને મત આપવાનો અધિકાર રહેવો જોઇએ નહીં. હાલતો ઘણું ખરૂં શેરહોલ્ડરોની કહેવાતી સભામાં તેમના કલાર્કોજ હાજરી આપીને 'કોરમ' કરે છે ! વળી એજંટ કે ડીરેક્ટરને આ સભામાં પ્રમુખસ્થાન ન આપી શકાય પરંતુ કોઇ તટસ્થ શેરહોલ્ડરજ પ્રમુખ તરીકે ત્યાં વધુમને ચુંટી શકાય એવો કાયદો પણ ઘડાવાની જરૂર છે.

લીમીટેડ કંપનીના એજંટ સાહેબો, ડીરેક્ટરો તથા શેરહોલ્ડરોને ઝોળીમાં ભેરવીને હવે ઑડીટરની છેલ્લી ટેકરી કેમ કુદાવે છે તે આપણે હવે જોઇએ ! અત્યાર સુધી તો કોઇ પણ માણસ ઓડીટર નીમાતો. એ હોદ્દો પેન્શનજ ગણાતું ! ઘણા તો પોતાના જમાઇનેજ ખટાવતા અને તેને સહી કરવા સિવાય વધારે ગંભીર ફરજજ નહોતી મનાતી. પરંતુ નવા કંપનીઝ એક્ટ પ્રમાણે પાસ થયલા ઓડીટરનેજ હવેથી નીમી શકાશે. તોપણ તેથી કાંઇ એજંટને ઝાઝી મુશ્કેલી નડવાની નથી. કોને નીમવો તે સત્તા તો વ્યાવહારિક રીતે તેનાજ હાથમાં છે. અને શિષ્ય રૂપે ન વર્તનારને તે ઓડીટર નીમશેજ નહીં. એટલુંજ નહીં પણ ઓડીટરની આંખમાં તો કુશળ એકાઉંટંટ સહેલાઇથી ધુળ નાંખી શકે છે. ઓડીટરની સત્તા ઘણી ઓછી છે. તે તો માત્ર તાળવો મળે અને વાઉચર બરોબર છે કે નહીં તેટલુંજ તપાસે છે. એજંટે કરેલા સોદા કંપનીને ખુલ્લા હાનિકારક છે કે નહીં, બેંક હોય તો ધીરેલાં નાણાં માટે પુરતી જામીનગિરી લીધી છે કે નહીં તેની તપાસ તે કરી શકતો નથી. કંપનીઝ એક્ટ પ્રમાણે હાલ કરતાં વધારે વીગતવાર સરવાયું ૧૯૧૪ ના પ્રારંભથી એજંટે પ્રગટ કરવું જોઇશે પરંતુ તે પણ પુરતું નથી. ઓડીટરોને એજંટોનો હિસાબ માત્ર નિયમિત છે કે નહીં તે તપાસવા ઉપરાંત તેનો વહીવટ અને લેવડદેવડનું વાજબીપણું તથા તેની યોગ્યતા સંબંધી રીપોર્ટ કરવાની પણ સત્તા હોવી જોઇએ

અને એજંટના અયોગ્ય વર્તનથી જેટલી હાનિ થઇ હોય તે એજંટે ભરી આપવાનું બંધન કરવું જોઇએ. કંપનીની મીલકતની ખરી કીમ્મત સ્વતંત્ર રીતે આંકવાની પણ તેમને સત્તા હોવી જોઇએ.

આ પ્રમાણે લીમીટેડ કંપનીઓના એજંટો ઉપર વિશેષ અંકુશ મુકનારી કાયદાઓ ઘડવા ઉપરાંત લીમીટેડ બેંકો માટે એવો એક કાયદો ઘડવાની જરૂર છે કે, અમુકથી ઓછા લાખથી ઓછી થાપણવાળી બેંક ખાસ કરીને મુંબઇ જેવા ઇલાકાના પાટનગરોમાં સ્થાપી શકાય નહીં-તેમજ બ્હાર ગામ અથવા કમમાં કમ ઇલાકા બ્હાર તેણે અજાણ્યા પ્રદેશોમાં માત્ર ડીપોઝીટો લેવા શાખાઓ કાઢવી નહીં ( સરકારની ખાસ રજા વિના ) અને ડીપોઝીટની રકમ પણ મૂળ મુડીથી બેવડી કે ત્રેવડી કરતાં વધારે સ્વીકારવી નહીં. વળી બેંકના શેરોની કમમાં કમ અર્ધી રકમ શેર હોલ્ડર પાસેજ રહેવા દેવી કે જેથી બેંક બાંગે તો બાકીની રકમ ડીપોઝીટરોને ભરી આપવા કામ લાગે. જો અમુક અંશે ખોટ જાય તો બેંક રાજી ખુશીથી બંધ કરવાની બાબત પણ શેર હોલ્ડરો આગળ રજુ કરવી ફરજ્યાત કરવી જોઇએ. સેંટ્રલ બેંકનો આ નિયમ છે. પરંતુ સરકારે કાયદો ઘડીને સઘળી બેંકો માટે તે ફરજ્યાત કરવો જોઇએ.

બેંકનું કામ ઘણું સરલ છે. પ્રામાણિકપણે કામ લેવાય તો તેમાં ખોટ માટે તિલપુર સ્થાન નથી. તેનો ડોશીશાહી હિસાબ છે. ઓછે ટકે નાણાં વ્યાજુકાં લેવાં અને વધારે ટકે આપવાં પછી ખોટ ક્યાંથી ? જો સદ્ધર જામીનગિરી પરજ નાણાં આપવામાં આવે તો થોડો ઘણો પણ નફો થાયજ. પરંતુ કેટલી બેંકોના એજંટો તેને પોતાના ધંધાનું સાધન બનાવે છે. તેના ભાઇ આદિ સગાઓના નામથી ચાલતી પેઢીઓમાં વગર જામીનગીરીએ બેંકના પૈસા આપવામાં આવે છે અને પેઢીને ખોટ જાય છે એટલે બેંક તો વ્યાજ સાથે મુદ્દલ પણ ખોય છે. વળી ચાંદી, શેરો વગેરેના પાછળ હાથે એજંટો સટ્ટો પણ ઉતારે છે, અર્થાત્ પોતાનો અંદરખાનેથી ભાગ રાખીને, મિત્રો કે સંબંધીઓને નામે સામટી લીધેલી પાટો કે શેરોની જામીનગીરી પર બેંક તરફથી જોઇએ તેટલાં નાણાં ધીરવામાં આવે છે. પછી સટ્ટામાં ન ફાવે ને પાટ કે શેરના ભાવ બેસી જાય તો જામીનગીરી નામ માત્ર થઇ પડે છે અને બેંક રડી રહે છે. પાટો પર ચાલુ ભાવથી ઓછામાં ઓછા ૨૫ ટકા તથા શેર મોતી વગેરે પર ચાલુ ભાવથી આશરે અર્ધાથી વધારે રકમ ન આપવાની કાયદાથી ફરજ પાડવી આવશ્યક છે-અને બેંકની મુડીના અમુક ભાગથી વધારે રકમ કુલ એવા પ્રકારની ધીરધાર પાછળ ન ખરચવી એ પણ કાયદાથી નિશ્ચિત થવું જોઇએ. ડીપોઝીટની રકમ મૂલ મુડીથીઅમુક ગણીથી વધારે ન સ્વીકારવી એવાં બંધનની જરૂર છે. વળી આ કાયદાનો બંગ કરનાર એજંટો તથા ડીરેક્ટરોનો દિવાની ઉપરાંત ફોજદારી અપરાધ ઠરાવવો જોઇએ. કેટલાક એમ કહેશે કે આવા સખ્ત કાયદાથી તો જોઇંટ સ્ટૉક કંપનીનું સાહસજ નિર્મૂલ થઇ જશે, તેથી દેશની આર્થિક ઉન્નતિ અટકી પડશે. તેનો ભય નિર્મૂલ છે-હમને તો લાગે છે કે એવા સખ્ત કાયદાને પણ ઘોળી પીનારા ઉત્પન્ન થશે. પરંતુ હાલ તેઓ જે સહેલાઇથી વિષ પચાવે છે તેવી સહેલાઇથી હજમ કરી શકશે નહીં. પ્રામાણિક મનુષ્યોને ગમે તેવા વાજબી સખ્ત કાયદાથી જરા પણ ગભરાવાનું પ્રયોજન નથી.

પરંતુ કાયદા બાજ્યથીજ લીમીટેડ કંપનીને નામે ચાલતી ઠગબાજી અટકશે એવી આશા હમે આપતા નથી. શેરહોલ્ડરોએ હાલ કરતાં વધારે જાગ્રતિ બતાવવી જોઇશે. મત રૂપ સત્તાનો વિશેષ ઉપયોગ કરવો જોઇશે, અને સમયનો વિશેષ ભોગ આપવો જોઇશે. હાલ તો અનેકનું કામ તે કોઇનું નહીં એવો ખેલ થઇ પડયો છે. શેરહોલ્ડરોનું એક ખાસ મંડળ સ્થપાવું જોઇએ અને એક કુશળ સેક્રેટરીને સારે પગારે નીમીને એક ઉત્તમ સાપ્તાહિક કે માસિક પત્ર પ્રગટ થવું જોઇએ. તેમાં જુદી જુદી જોઇંટ સ્ટૉક કંપનીમાં શું અવ્યવસ્થા છે તેની વીગત પ્રગટ થતી રહેવી જોઇએ. આ મંડળના સેક્રેટરી તથા પત્રના તંત્રીને જોઇંટ સ્ટોક કંપનીઓનાં દફતર તપાસવાની ખાસ સત્તા કાયદાથી મળવી જોઇએ. તે ઉપરાંત "ટ્રુથ" જેવાં ખાનગી પત્રની પણ ઓછી જરૂર નથી. પરંતુ લૈભુલીરો કાંઇ બી નાંખેથી મન માનતા પાકતા નથી. અને લૈભુલીર થવા ઇચ્છતાઓ પણ તેના અઢળક ધન વિના તેનું કામ કરી શકે એ સંભવિત નથી.

× × × × ×

આ સઘળા લખાણનો કોઇક એવો ભાવાર્થ કાઢવા મથશે કે હીંદીઓ માત્ર લુચ્ચાઇ ઠગાઇજ કરી જાણે છે અને સઘળી જોઇંટ-સ્ટોક કંપનીઓ સોનેરી ટોળી છે એમ હમે કહેવા માંગીએ છીએ. એ અનુમાન સત્ય નથી. ઘણીએ કંપનીઓ ઉત્તમ અથવા મધ્યમ છે. તેમજ હીંદીઓ યુરોપીયનો કરતાં ઓછા પ્રામાણિક છે, એમ કહેવાનો પણ ભાવાર્થ નથી. હાલ તેવો ભાસ થાય છે એ ખરૂં છે, પણ તેનું કારણ એટલુંજ છે કે, લીમીટેડ કંપનીઓના સ્થાપકો જે વર્ગના જોઇએ તે વર્ગના મોટે ભાગે હોતા નથી. કેળવાયલો વર્ગજ એ સાહસને યોગ્ય છે. પરંતુ તેને બદલે બહુ ઓછું ભણેલો ખુરશી પર પલાંઠી મારીને બેસનારો વર્ગજ એ સાહસમાં પડે છે. એજ કમનસીબીની વાત છે. કેળવાયલામાં જેઓ સંપત્તિમાન હોય છે તે પણ ઘણું ખરૂં વ્યાપાર ન કરતાં સોલીસીટરને ત્યાં આર્ટીકલ્સ પર સહી કરવીજ પસંદ કરે છે. તેઓ વૈદક કે કાયદા શિખવા વીલાયત ઉપડી જાય છે. જેમણે આર્ટીકલ્સ ઑફ એસોસીએશન ફી આપીને ઘડાવવા જોઇએ તેઓ ફી લઇને ઘડી આપે છે એજ આપત્ત છે. જો શ્રીમાન્ કેળવાયલો વર્ગ યથાશક્તિ જોઇન્ટ સ્ટોક કંપનીઓ ઉભી કરવાની સાહસિકતા તથા વ્યાપારિક યોગ્યતા સંપાદન કરે તો તેઓ સ્વાર્થ તેમજ પરમાર્થ ઉભય વધારે સારી રીતે પ્રાપ્ત કરી શકે. યુરોપીયનો કાંઇ બદમાશ નથી હોતા એવું કાંઇ નથી. બર્મા બેંકના ચાલકો યુરોપીયનોજ હતા-અને મી. બૉટમલી એમ. પી. તો રમકડાં પેઠે લી. કંપનીઓ ઉભી કરતો અને ભાંગતો. હર્બર્ટ સ્પેન્સરે ફિલ્સુફી પર લખવા માંડયું તે પહેલાં તે રેલ્વેનો ઇજનેર હતો. તે વખતે ઇગ્લંડની લીમીટેડ રેલ્વે કંપનીઓના એજંટો શેરહોલ્ડરો પર કેવી જબરાઇ ચલાવતા તથા લુચ્ચાઇ કરતા તેનું તેને સારૂં જ્ઞાન મળેલું. તે સત્યપરાયણ મહાપુરૂષે રેલ્વે કંપનીઓના ચાલકોની લુચ્ચાઇ વિષે એવા તો તમતમતા આર્ટીકલો માસિકોમાં પ્રગટ કરેલા કે તેના પર ફોજદારી કામ ચલાવવાને રેલ્વે કંપનીના ચાલકો તૈયાર થઇ ગયલા. નિરક્ષરોજ રાક્ષસ્ છે અને સાક્ષરો તેવા નહીં નીવડે એવો પણ હમારો પક્ષ નથી. પરંતુ યોગ્યતાની વિશેષતાને કારણે, સરખી પ્રામાણિકતા માત્ર પણ તેમનામાં હોય તો તેઓ વધારે સારૂં પરિણામ

નીપજાવી શકે છે તેથી તેમને પસંદગી આપવી જોઇએ. આ દેશમાં લીમીટેડ કંપનીઓની શરૂઆત છે. જ્યારે ઇંગ્લંડમાં તેનો પ્રારંભ થયો ત્યારે ત્યાં પણ અહીં પેઠેજ અપ્રામાણિકતા તથા નિષ્ફળતાના શબ્દો કાઢયા હતા. પૈસો ઘણુ દાઝે એ નિયમ છે. માટે હાલની કાંઇક વિશેષ અપ્રાણિકતાથી ભવિષ્ય નૈરાશ્યભર્યું માની બેસવું ભૂલભર્યું છે. હીંદમાં પણ અગાઉની અપેક્ષા તો સ્થિતિ સુધરી છે. મીલોની લી. કંપનીઓના કાયદા કાનુનોમાં રનલે હોઇયાંનું કમીશન લેવાનું ઠરાવવાનું ૧૫ વર્ષ પૂર્વે સાર્વજનિક હતું. તેથી ગમે તેવો ખરાબ માલ કાઢવાથી પણ એજંટને તો સરખોજ નફો લાભ થતો. ઉલટું ખરાબ માલનો વધારો નીકળે તેથી ઉલટો લાભ થતો. સ્વ. મી. તાતા એ નિયમ માટે કડવી ફર્યાદ કરતા અને માલના જથાપર નહીં પણ ચોખ્ખા નફા પરજ દસ ટકા કમીશન લેવાનો શેરહોલ્ડરોના સ્વાર્થ સાથે બંધબેસ્તા નિયમને અમલમાં મુકનાર મીલ એજંટ તેઓજ લગભગ પ્રથમ હતા. આજે હવે જે નવી લી. કંપની થાય છે તેમાં માલના જથા પર નહીં પણ નફા પરજ ૧૦ ટકા કમીશન લેવાનો નિયમ સાર્વજનિક થઇ પડયો છે. કેટલીક જૂની કંપનીઓએ પણ આ નવો નિયમ દાખલ કર્યો છે. શેરહોલ્ડરો પણ નિયમો જોયા વિના હવે શેરો એકદમ લેતા નથી. આ સુધારો શુભતાસૂચકજ છે. પરંતુ ખાસ નવા કાયદા પણ શેરહોલ્ડરો તથા ડીપોઝીટરોના લાભના રક્ષણાર્થે ઘડાવા ખાસ જરૂરી છે. જબરજસ્ત બેંકોએ દરવાજા બંધ કરવાથી, દ્વારકાદાસ ધર્મશીના અને બર્મા બેંકના ડીરેકટરોના અપકૃત્યથી જો સરકાર તથા પ્રજા ઉભય ચેતીને, સાવચેત થઇને યોગ્ય પગલાં ભરશે તો તેથી નરસું પણ સારા માટેજ થાય છે એ કહેવત ખરી પડવાનો વખત આવશે.

---

## શિખો અને તેમના ધાર્મિક તથા સાંસારિક રીતરિવાજો.

લખનાર-રા મગનલાલ મા. ઝવેરી, મુંબાઈ.

( ૨ ગતાંકથી સમાપ્ત )

### દશમા પાદશાહના ગ્રંથમાંના મુખ્ય ભાગો.

આ ગ્રન્થ પણ હિંદી અને પર્શિયન ભાષામાં હોઇ તેની લિપિ ગુરૂમુખિ છે. એના મુખ્ય ભાગો નીચે મુજબ છેઃ-

( ૧ ) વિચિત્ર નાટક.—આમાં ગુરૂ ગોવિંદજીએ આત્મચરિત્ર લખ્યું છે; પરંતુ એ માંએ એકેશ્વર વાદનો ઉલ્લેખ છે.

( ૨ ) ચંડી ચરિત્ર.—આમાં ચંડી દેવીએ આઠ દૈત્યોનો વધ કર્યો તેની હકીકત

છે. આ વિષયપર ગુરૂ ગોવિંદસીંગે સંસ્કૃત ભાષામાં જે લખ્યું છે તેનુંજ પ્રસ્તુત ચરિત્ર ભાષાંતર છે, એમ કેટલાકોની માન્યતા છે.

( ૩ ) શાસ્ત્ર નામમાલા.—આમાં જુદાં જુદાં શાસ્ત્રોનાં નામો આપેલાં છે, અને તે મારા ગુરૂ છે, એમ બહાદુર ગુરૂ ગોવિંદસીંગ કહે છે.

( ૪ ) ટીકાયત-વાર્તાઓ. આ પરિયન ભાષામાં છે. શીખો કહે છે કે ઓરંગઝેબને ઉપદેશ આપવા સારૂ ગોવિંદસીંગે એ લખી હતી અને પાદશાહને પત્રદ્વારા મોકલી હતી.

## આંતરકલહ અને તેનું પરિણામ.

ગુરૂ ગોવિંદસીંગ દશમો-છેલ્લો ગુરૂ થયો. તેણે ' આદિ ગ્રંથ ' અને ' દશમા પાદશાહનો ગ્રંથ ' ઇશ્વર પ્રાપ્તિનાં સાધન તરીકે તૈયાર કર્યાં. ઇ. સ. ૧૭૦૮ માં ( તેત્રીશ વર્ષની ઉમરે ) તેને નિઝામના રાજ્ય નાંદેડમાં મારી નાંખવામાં આવ્યો. શીખ ધર્મમાં તેનાં પોતાનાં મરણ પછી કોઇ ' શાસ્તા ' રહેશે નહીં એવી તેની ખાત્રી થવાથી તેણે પોતાની પછી કોઇને પણ ગુરૂ ન નીમવાની આજ્ઞા કરી. જાતિભેદનું નિકંદન નીકળી જવાથી બધા શીખો એક સરખા દરજ્જાના ગણાયા અને તેથી એક સંપથી રહી શક્યા. પણ મુસલમાનોની સામે લડવાનું હતું ત્યાં સુધીજ તેઓ એકસંપથી રહી શક્યા. પછી પરસ્પરના કલહથી કુદરતી નિયમ પ્રમાણે તેમની પડતી થઇ. બાદ પંજાબ કેસરી રણજીતસિંહનો ઉદય થતાં તેની સરદારી નીચે પાછી કંઇક વ્યવસ્થા થઇ; પણ તેનાં મરણ પછી પાછું જેવું ને તેવું થઇ રહ્યું. આ રીતે પરસ્પરના દ્રોહથી જેમ અન્યોનું સત્યાનાશ થયું તેમજ આ જાતિનું પણ થયું. મરાઠા અને શીખોના ઇતિહાસમાં અહિં ફેર માત્ર એટલોજ પડે છે કે મરાઠાઓમાં શીવાજી અને શંભાજીનું કંઇક પાણી અવશેષ હતું ( જે તેટલા અંશમાં શીખોમાં ન્હોતું ) તેથી તેઓ થોડો વખત ટકી શક્યા.

## ધર્મગ્રંથો.

શીખ લોકોના બે ધર્મગ્રંથ છે; ( ૧ ) આદિગ્રંથ ( ૨ ) દશમા પાદશાહનો ગ્રંથ. એ બેઉ કવિતા બદ્ધ છે. આદિગ્રંથમાંના એક ભાગમાં નાનક, અંગદ, ઉમરદાસ, રામદાસ, અરજુન અને તેગ બહાદુર-એ ગુરૂઓનાં ઉપદેશ-કવન છે, બીજા ભાગમાં હિંદુધર્મના ભક્ત કિંવા સંતોના કવનોમાંથી સારા સારા ઉતારા આપેલા છે. કબીર, ત્રિલોચન, સુરદાસ, નામદેવ, રામાનંદ અને રોહિદાસ ( ચમાર ) વગેરે સોળ મહા પ્રખ્યાત હિંદુ સંતોના કવનોને શીખ લોકોના પવિત્ર ગ્રન્થોમાં સ્થાન મળ્યું છે. ત્રીજા ભાગમાં ભાટોનાં કવનો છે, કે જે નાનકાદિ ગુરૂઓના શિષ્યોએ કરેલાં છે. આદિગ્રંથ હિંદીમાં છે; પણ જે લિપિમાં તે લખાયલો છે તે ગુરૂની મદદ વગર સમજવી કઠિન હોવાથી તે લિપિને " ગુરૂમુખી " નામ આપવામાં આવ્યું. પ્રાતઃસ્મરણ, સાયંકાળનું સ્મરણ, અને રાત્રે સુવા પહેલાંની પ્રાર્થના-વગેરે પ્રાર્થના સમયે શીખો આદિગ્રંથમાંના વિવક્ષિત ભાગોનું પઠન કરે છે.

## ધર્મતત્વે.

ઇશ્વર વિશે નાનકની શી કલ્પના હતી તે તેના નીચે લખેલા હિંદી દોહરાપરથી જણાઇ આવશેઃ—

નાનક સબ દુખિયા સંસાર
વો નહીં દુખીયા જીનકો નામ આધાર
રામનામ સબ કોઇ કહે—ઠગ ઠાકુર ઔર ચોર
જીસ નામસે પાષાણુ તરે વહ નામ હૈ કુછ ઔર.

નાનકની ઇશ્વર અનાદિ, અનન્ત, સર્વવ્યાપી પરંતુ એકની કલ્પના સાથે હિંદુશાસ્ત્રનાં કેટલાંક વચન સરખાવીએઃ—

१ सत्यं ज्ञानमनन्तं ब्रह्म ।
२ एकमेवाद्वितीयम् ॥
३ वेदान्तेषु यमाहुरेक पुरुषं व्याप्य स्थितं रोदसी ।
यस्मिन्नीश्वर इत्यनन्य विषयः शब्दो यथार्थाक्षरः ॥
अन्तर्यश्च मुमुक्षुभिर्नियमित प्राणादिभिर्मृग्यते ।
सस्थाणुः स्थिर भक्तियोगसुलभो निःश्रेयसायास्तुवः ॥

—કાલિદાસ.

४ दिक्कालाद्यनवच्छिन्नानन्त चिन्मात्र मूर्तये ।
स्वानुभूत्येकसाराय नमः शान्ताय तेजसे ॥

—ભર્તૃહરી.

બ્રહ્મ તેજ તેજસ્ અને તેજ ઇશ્વર. માત્ર નામનોજ ફેર.

५. मत्तः परतरंनान्यत् किंचिदस्ति धनंजय ।
मयि सर्वमिदं प्रोतं सूत्रे मणिगणा इव ॥

× × × ×

मयाततमिदं सर्वं जगदव्यक्त मूर्तिना
मत्स्थानि सर्व भूतानि नचाहंतेष्ववस्थितः

× × × ×

नच मत्स्थानि भूतानि पश्यमे योगमैश्वरम्
बीजं मां सर्व भूतानां विद्धि पार्थ सनातनम् ॥

—શ્રીમદ્ ભગવદ્ગીતા.

આ ઉતારાઓ પરથી શીખ અને હિંદુ લોકોની ઇશ્વર વિષયક મૂલ શુદ્ધ કલ્પનામાં કેટલું સામ્ય છે તે સ્પષ્ટપણે જણાઇ આવ્યું હશેજ.

**સાધુ, સંત, સિદ્ધ, અને અવતાર**–તથા શેખ અને પીર આ જગતમાં પુષ્કલ થઇ ગયા પણ કોઇને ઇશ્વરનો પત્તો લાગ્યો નથી એવો હિંદુઓની **यं ब्रह्मावरुणेंद्र रुद्रमरुतः स्तुन्वन्तिदिव्यैः स्तवैः** ની કલ્પના મુજબનો મત છે. આ વિચારમાં પણ બેઉનું આશ્ચર્યકારક સામ્ય છે.

## ઇશ્વર પ્રાપ્તિ

"નાનક રત્નમાલા"માં લખ્યું છે કે ઇશ્વર પ્રાપ્તિ થયા વિના મુક્તિ મળવી કઠિન છે. વેદાદિ શાસ્ત્રોનાં અધ્યયનથી જે જ્ઞાન મળે છે તેને અન્ત છે. તે અક્ષય નથી, એવું શ્રીમદ્‌ભગવદ્‌ગીતામાં લખ્યું છે. ખરૂં અક્ષય સુખ તો સ્વર્ગે પણ નહીં–કેવળ મુક્તિજ છે, અને તે મેળવવા સારૂ પરમાર્થજ્ઞાન મેળવવું આવશ્યક છે, કારણકે પરમાર્થજ્ઞાન તેજ ઇશ્વરજ્ઞાન છે.

## મૂર્તિપૂજા.

શીખો મૂર્તિપૂજાને બીલકુલ માનતા નથી; પણ જેમ એકેશ્વરવાદી મુસલમાનોમાં મૂર્તિપૂજાને બદલે કબરપૂજા પ્રસરી છે તેમ એમનામાં પણ મૂર્તિ નહીં તો કંઇક અંશે કબરો અને મંદિરોના ઓટલા પૂજ્ય છે, એ સુવર્ણ–મંદિરના લેખ પરથી વાંચકોએ જાણ્યુંજ હશે. ઇશ્વરી કુદરત એવી છે કે એક માણસ મા સંસ્થા જેની વિરૂદ્ધ હોય તેના કરતાં પણ એક પાયરી ચઢતી ભૂલ તે માણસ પાસે તે વારંવાર કરાવે છે. તેમ મૂર્તિપૂજકો જ્યારે મૂર્તિને સ્નાનાદિ કરાવતા નજરે પડે છે પણ તેના પગ દાબતા લખ્યું ખરૂં નજરે પડતા નથી, ત્યારે મૂર્તિવિરોધી શીખો મૂર્તિના પગને બદલે મંદિરનાં પગથીયાં પૂજે છે, તેની મૂઠીઓ ( પગ દાબવાની ભાવનાથી ) ભરે છે–કહોકે મૂર્તિવિરોધીઓ પગથીયાં પૂજક બન્યા છે. મૂર્તિ વિરોધીઓમાં જેઓ બુદ્ધિહીન હોય તેમની એવીજ દશા થાય છે.

## પુનર્જન્મ.

પુનર્જન્મનું તત્વ હિંદુઓની માફકજ હિંદુ લોકોને સંમત છે. ' આ આયુષ્ય પોતાની ધરીપર ફરનાર ચક્ર પ્રમાણે છે; અને ઇશ્વર પ્રાપ્તિ થઇ નહીં ત્યાં સુધી જન્મ મરણના ફેરા ચુકનાર નથી,' * એમ શીખ ગ્રંથોમાં લખ્યું છે.

## ભક્તિ, કર્મ અને યોગ.

" ઉત્તમ પક્વાન અગર ઉત્તમ વસ્ત્રોનું સેવન કરવાથી મનુષ્યને સુખ પ્રાપ્ત થશે; પરંતુ પાપ વિશે ભીતિ અને ઇશ્વર વિશે ભક્તિ મનમાં રાખ્યા વિના તેને મુક્તિ પ્રાપ્ત થવાની નથી. " શીખ ધર્મ–ગ્રન્થોમાંના આ વિચાર હિંદુઓને અપરિચિત નથી.

* નાનક–આદિગ્રંથ, આસા.

પ્રારબ્ધ, અને સ્વર્ગવાસી ન્યાયમૂર્તિ મહાદેવ ગોવિંદ રાનડે જેને " પૂર્વ સંચિતનો ગાંસડો " કહેતા તે પર શીખોનો વિશ્વાસ હિંદુઓ મુજબજ છે. " ગૃહસ્થાશ્રમમાં પાપ ન કરતાં સદૈવ ઉપકાર કરવા તરફજ જેની પ્રવૃત્તિ હોય છે અને જેના હૃદયમાં દયા અને ક્ષમાની વસતી હોય છે, તે ગૃહસ્થ ગંગા પ્રમાણે નિર્મળ છે. " —નાનક, આદિ ગ્રન્થ.

" ગૃહસ્થાશ્રમમાં રહી મનથી ઉદાત્ત રહો. " —ઉમરદાસ, આદિ ગ્રન્થ.

આ આશયનાં વાક્યો શીખ લોકોના ધર્મ ગ્રન્થોમાં મળી આવે છે. શ્રીમદ્ ભગવદ્-ગીતામાં પણ કહ્યું છે કે **कर्मण्य कर्मयः पश्येत् । अकर्मणिच्च कर्मयः ॥** આથી અંગમાં ભક્તિ ઉત્પન્ન કરવા સારૂ અંગને રાખ ચોપડી જંગલમાં જવાની જરૂર નથી, એવું ધ્વનિત કર્યું છે. આ પ્રમાણે એ બેઉ બાબતોમાં પણ હિંદુઓ અને શીખોનું સામ્ય છે.

## નીતિ ભેદ.

નીતિભેદ પર શીખોનો બહુ કટાક્ષ છે. ' ઇશ્વર તું કયા કુળમાં જન્મ્યો છે, તે પૂછનાર નથી પણ તેં શું કર્યું છે, તે પૂછશે. ' + તેજ મુજબ સર્વે કહે છે કે ' ચાર વર્ણો છે, પણ તે સર્વનું બીજ બ્રહ્મ છે; ' પણ પંચ તત્ત્વથી ઉત્પન્ન થયેલું આ મનુષ્ય શરીર, તેમાં એક ઉચ્ચ છે ને બીજું નીચ છે, એમ કોણ કહેશે ?* આવા ઉદ્દગાર જાતિભેદ વિશે શીખોના ધર્મ-ગ્રન્થોમાં છે. આવું છે છતાં જેમ અહિંસાની વિરૂદ્ધ ઝુંડો ઉડાવનાર બુદ્ધના ઘણાક અનુયાયીઓ માંસ મત્સ્યાદિનો આહાર કરે છે તેમ જાતિભેદ વિરૂદ્ધ ઝુંડો ઉડાવનાર આ નાનક-પંથીઓમાં પણ જાતિભેદની કંઇક આછી છાયા જૂના વિચારના હીંદુઓ સાથેના સંસર્ગને લીધે હવે જણાઇ આવ્યા વગર રહેતી નથી.

## પશુવધ.

જીવતા પશુનો વધ કરવો એ તિરસ્કારયુક્ત છે, એમ શીખો માને છે. પણ શીખો મૂળ હિંદુ હોવાથી તેમજ હિંદુઓ સાથે હજુ પણ તેમનો વ્યવહાર હોવાથી તેઓ ગાયને બહુ પૂજ્ય માને છે.

## પહુલ અથવા પૌહુલ.

એ વિશે સુવર્ણ-મંદિરવાળા લેખના પ્રથમ ભાગમાં આપણે કેટલુંક જાણી ગયા છીએ, તેથી તે અત્રે ફરીથી આપી પિષ્ટપેષણ કરવાની જરૂર નથી. માત્ર તે વખતે જે પાંચ પદ એ લોકો બોલે છે તેમાંનું નમુના રૂપે એક નીચે આપીએ છીએઃ—

સરાવક સિદ્ધ સમોહ સિદ્ધાંક દેખ ફિરિયોધર જોગી જતીકે ।
સૂર સરાવક સિદ્ધ સરાવક સન્ત સમોહ અનેક મતીકે ॥
સારેહી ચેસકો દેખ ફિરયોમત કોઉન દેખત પ્રાનપતીકે ।
શ્રી ભગવાનકી ભાઇ કૃપાવિન એક રતીવિન એક રતીકે ॥ ૧ ॥

+ નાનક, આદિ ગ્રન્થ. * ઉમરદાસ, આદિ ગ્રન્થ.

અર્થ:—હું આખો દેશ ફર્યો; અને સિદ્ધ, યોગી, યતિ અને તપ અને ઇશ્વર ધ્યાનમાં રત એવા જુદા જુદા પ્રકારના લોક મારા જોવામાં આવ્યા. પ્રત્યેક દેશ હું ફર્યો, પણ જેના પર ખરો સંસ્કાર થયો હોય એવો કોઇ પણ ઇશ્વરભક્ત મારા જોવામાં આવ્યો નહીં. આથી ઇશ-કૃપા વિના મનુષ્યની કીંમત એક રતી જેટલી પણ નથી.

## વારસો.

શીખોમાં માળવા શીખ અને ગંજ શીખ એવા બે ભેદ છે. તે પૈકી પ્રથમ કોઇ મૃત્યુ પામતાં વારસો તેના વડિલપુત્રને મળે છે, અને બીજા પુત્રોનો તો માત્ર તેના પર અન્ન વસ્ત્રનોજ હક રહે છે. આથી બીજા પુત્રોને જુદો ઉદ્યોગ ધંધો શોધી લેવાની ફરજ પડે છે. આથી બે ફાયદા થાય છેઃ એક તો તેઓ ઉદ્યોગી નીવડે છે; બીજું, પુંછ કાઠીયાવાડના ગરાશીયાઓની માફક વ્હેંચાઇ જતી ન હોવાથી તે સચવાઇ રહે છે અને તેમાં વૃદ્ધિ થાય છે. આ પદ્ધતિ લગભગ ઇંગ્લીશ પદ્ધતિ જેવી છે. ફેર માત્ર એટલોજ કે ઈંગ્લીશ પદ્ધતિ પ્રમાણે મૃત્યુ પામનારના બીજા પુત્રોને સ્થાવર મિલ્કતમાંથી હિસ્સો ન મળવાથી પ્રથમથીજ પોતાના પગ પર ઉભા રહેતાં શીખવું પડે છે.

ગંજ શીખો પૈકી કોઇ મનુષ્ય મૃત થતાં તેની મિલ્કતની વ્હેંચણી તેના પુત્રોમાં બે રીતે થાય છેઃ–' ભાઇબંદી ' અને ' ચંદાબંદી. ' પહેલી પદ્ધતિ મુજબ મૃત્યુ પામનારની સર્વ સ્થાવર અને જંગમ મિલ્કતની વ્હેંચણી સરખા પ્રમાણમાં કરવામાં આવે છે. કેટલીક વખતે સૌથી વડિલ પુત્રને બીજા પુત્રો કરતાં બેવડો હિસ્સો આપવાનો નિયમ છેઃ–

ચંદાબંદી પ્રમાણે મૃત્યુ પામનારની મિલ્કતના તેની જેટલી વિધવાઓ હોય તેટલા સમ ભાગ કરી ( શીખોમાં બહુ પત્નીત્વની અને વિધવા પુનર્લગ્નની છુટ છે ) બાદ તે પૈકી દરેક ભાગ દરેક વિધવાના પુત્રને વ્હેંચી આપવામાં આવે છે. આથી ' ભાઇબંદી ' પદ્ધતિ હિંદુ રીવાજ મુજબ છે.

## દીયર સાથે પુનર્લગ્ન.

મૃતકને પુત્ર નહોતાં કાયદા મુજબ તેની મિલ્કત તેની વિધવાને મળે છે. પણ આ મિલ્કત સુરક્ષિત રહે તે સારૂ **योगाद्रूढिर्बलीयसी** ન્યાયે ' કરવા ' કિંવા ' ચદર ડાલના ' ની પદ્ધતિ પ્રચાર પામી. આ પદ્ધતિ મુજબ મૃતકના જીવતા ભાઇઓ પૈકી વડિલ ભાઇ પોતાની આ વિધવા ભાભીને એક સફેદ ચાદર અને નાકની વાળી આપે એટલે તે તેની સ્ત્રી થાય. આથી મરનારની મિલ્કત સાથે તેની સ્ત્રી તેના ભાઇ પાસેજ જાય છે. મૃતક ભાઇની વિધવા જોડે પુનર્વિવાહ કરવાની આ પદ્ધતિ દ્વાપરના સમયના નિયોગની યાદ દેવડાવે છે. જોકે આ સુધરેલી વીશમી સદીમાં નિયોગની વાત આશ્ચર્યજનક લાગશે છતાં જે સમયમાં પુત્રો એજ જીવનનો હેતુ મનાતો તે સમયમાં પ્રજોત્પત્તિ સારૂ નિયોગ કરવાની ફરજ પડતી, એ સાંભળી આશ્ચર્ય પામવાનું કારણ નથી. જમાનો બદલતાં, શાંતિ પ્રસરતાં, અને પુત્રોત્પત્તિજ જીવનનો હેતુ છે–એ ભાવના આછી થતાં, ' વડિલ ભાઇની સ્ત્રી માતાસમાન છે. ' એ વિચારને પ્રધાનતા

પ્રાપ્ત થઇ અને ' ભાભી ' ને ' દીયર મારો દીકરોરે ' વગેરે ગીતમાં ગાવાની તક મળી ! ઉપરની ' ચદ્દર ડાલના ' પદ્ધતિ શિવાય બીજી રીતે પુનર્વિવાહ કરવાની પંજાબમાં છુટ નથી. ( એમનાં લગ્નોના કાયદાને આનંદ મેરેજ બીલને રા. દયારામ ગીડુમલે પુરતી પ્રસિદ્ધિ આપેલી હોવાથી તે વિશે કશો ઉલ્લેખ કરવાની જરૂર જોઇ નથી ! )

## નિઃસ્વાર્થતા અને પ્રેમ.

ગુરૂ ગોવિંદસિંહ મોજ શોખથી વિરક્ત હતા, તેનો એક દાખલો એવો કહેવામાં આવે છે કે તેમના એક શિષ્યે સિંધ દેશમાંથી આશરે રૂપિઆ પચાસ હજારની કીંમતની બે સુવર્ણ-બંગડીઓ લાવી તેમને અર્પણ કરી. બહુજ આનાકાની સાથે તેમણે તે સ્વીકારી તો ખરી પણ તેમાંની એક સતલજ નદીને થોડી વારમાંજ ભેટ કરી દીધી ! બંગડી આપનારે શિષ્યે આનું કારણ તથા તે કયાં નાંખી પૂછતાં ગુરૂજીએ નદી કીનારે જઇ બીજી પણ તેવીજ રીતે અને તેજ ઠેકાણે નાંખી કહ્યું કે ' અહિં ' અને આવી રીતે નાંખી દીધી ! "

શીખોમાં હજી નિઃસ્વાર્થતા ઘણે અંશે જણાઇ આવે છે, અને તેમનો પ્રેમ તો અવર્ણનીયજ છે. સેવા ધર્મેજ તેમનો ધર્મ હોવાથી દરેક રીતે જનસમાજની સેવા કરવામાં તેઓ ધર્મ માને છે. *

## ખાલસા.

શીખ ધર્મ ' ખાલસા ધર્મ ' કહેવાય છે. તેઓ એક બીજાને સામસામા મળતાં પણ " વાહ ગુરૂ ખાલસા, વાહ ગુરૂકી ફતેહ " કહે છે. ખાલસા એટલે પવિત્ર. એમના ધર્મમાં **सेवा धर्मः परम गहनो योगिनामप्यगम्यः**નું તત્વ બરાબર જળવાયલું દિસે છે. કદાચ તેમાં કંઇક ઘટાડો થતો દેખાય તો તે સંજોગોની પ્રતિકૂળતાને લીધેજ છે. બાકી બીજ અને ખાતર અત્યુત્તમ પ્રકારનાં હોવાથી તે બીજની ઉત્પત્તિ પણ ઉત્તમજ થઇ છે. એમનામાં નિઃસ્વાર્થતા અને પ્રેમ સ્પષ્ટ જણાઇ આવેછે; અને એમ હોવાથી એમનો સ્વભાવ પણ નિખાલસ હોય, એ તદન કુદરતી છે. એટલું છતાં એમનો લડાયક જુસ્સો કાયમ રહેલો છે. 'પાહુલ'ની પહેલી જે ક્રિયા કરાવવામાં આવી હતી તેમાં, કહેછે કે, ૧ બ્રાહ્મણ, ૧ ક્ષત્રિય, અને ૩ શૂદ્ર

* અર્ધા કલાકની મારી એક શીખ સાથેની વાતચિતમાં તે એટલો બધો તો ખુશ થઇ ગયો કે તુરત તેણે મારી સેવા બજાવવાની ઇચ્છા પ્રકટ કરી, પોતાને ઘેર રહેવા વિનવ્યું ! બીજે દિવસે તેનું ભોજન લેવાની તો બહુજ આનાકાની કરી–એટલી કે તેનો અસ્વીકાર કરવો મારે માટે લગભગ અશક્ય થઇ પડયો ! અત્યંત આનાકાની કરવાથી મારાં અસ્વીકારનાં કારણોમાંનું એક તે જાણી ગયો હોય એમ જણાયું કારણ કે તેણે મને તુરતજ કહ્યું કે " હું તમને બજારમાંથી શાકપૂરી લાવી ખવડાવીશ. હું જાણી ગયો કે તમે માંસાહારી નથી અને તેથીજ ખંચાઓ છો. " પણ મારા પર તેનો એટલો બધો ઉપકાર ચઢાવવો મને યોગ્ય ન લાગવાથી મેં બહુજ દિલગીરી સાથે તેની માંગણી ના મંજુર કરી. મને મારા મિત્રો તરફથી કહેવામાં આવ્યું કે જો પેશાવર જેવે ઠેકાણે તમે આવી રીતે નોતરૂં નામંજુર કરી આવ્યા હત તો અમે તમને ઘણું કરી સુખ રૂપે જોવા પામત નહિ કારણ કે શીખોનું નોતરૂં નામંજુર કરવું એ પોતાને એક સૌથી મોટામાં મોટું અપમાન કરવામાં આવ્યું એમ તેઓ સમજે છે !

હતા. વૈશ્યનું તો નામેજ ઉડાવી દેવામાં આવ્યું હતું ! વૈશ્યોના મંદ લડાયક જુસ્સાનું આ પરિણામ તો નહીં હોય ? કારણ કે બ્રાહ્મણોનું તુંડ મીજાજીપણું તો ઇતિહાસ પ્રસિદ્ધ હોવાથી તેઓ બહુ ક્રોધી તો અસલથીજ છે; પણ વૈશ્યોમાં તે જુસ્સોયે નથી ! ગમે તે હો, પણ બહુ દીર્ઘદષ્ટિનું આ પરિણામ લાગે છે.

## સમારોપ.

પંજાબ પ્રાંત હિંદના બીજા પ્રાંતોની સરખામણીમાં બ્રીટીશ અમલ નીચે પાછળથી આવ્યો છે; તેથી કુદરતી રીતેજ તે પ્રાંત શિક્ષણમાં પાછળ છે; છતાં ત્યાંની પ્રજા બહુ કદાવર હોવાથી તેમનામાં ક્ષાત્રત્વ સ્પષ્ટ જણાઇ આવે છે અને જો હિંદમાં કોઇ પણ કોમમાં પ્રાચીન પુરાતન જળવાઇ રહ્યું હોય તો તે એક શીખ કોમજ છે. બાકી બીજી રીતે જોતાં શીખો બહુ સાદા, ભોળા, પ્રેમાળ, અને વિશ્વાસુ છે. જો કે તેમના સમયના પ્રચલિત હિંદુ ધર્મ કરતાં તેઓ કંઇક સુધરેલો ધર્મ પાળે છે. ખરા, છતાં શુકન જોવા, આદિ કેટલાક ધર્મ ભોળાપણાની માન્યતાઓ તેમનામાંથી હજી નાબૂદ થઇ નથી. શીખ લોકમાં હિંદુઓની માફકજ બાળ-લગ્નો થાય છે, અને આપણી માફકજ પ્રથમ સગપણ પણ તેઓ કરી બેસે છે.

આ મુજબ શક્ય હતી તેટલી માહિતી એકઠી કરી વાંચકો આગળ રજુ કરવામાં આવી છે. આથી જણાયું હશે કે શીખોના રીત રીવાજોમાં અને હિંદુઓના રીત રીવાજોમાં જાતિ ભેદ અને મૂર્તિપૂજા એ બે સિવાય કશામાં ભેદ નથી. માંસાહાર તો પંજાબમાં હિંદુઓ પણ છુટથી કરે છે અને પુનર્વિવાહ તો હવે સુધારો ગણાય છે. તેથી હવે તો હિંદુઓ અને શીખોમાં લગ્નો થવા લાગ્યાં છે-રોટી બેટી વ્યહાર ચાલુ થઇ ગયો છે. શીખ બાપનો પુત્ર હિંદુ હોઇ શકે. તેને હિંદુત્વમાંથી શીખત્વમાં જવા સારૂ 'પૈહલ' ની ક્રિયા જરૂરી છે. ઇ. સ. ૧૯૦૧ના સેન્સસ રીપોર્ટપરથી જણાય છે કે આ ક્રિયા થયા વગરનાઓએ પોતાને હિંદુ જણાવ્યા હતા. આથી શીખ-ધર્મ હિંદુધર્માંતર્ગત એક ધર્મજ છે, એમ માનવું સૌથી વધુ યુક્તિયુક્ત છે. જો કે હાલમાં શીખો પોતાને એક ભિન્ન જાતિ તરીકે લેખવવાનો પ્રયત્ન કરે છે, છતાં તેઓ એકજ શરીરનાં હાડમાંસ છે અને તેમના અને આપણા રીતરીવાજો બહુ અંશે મળતા છે, એ ધ્યાનમાં રાખી, શૂરવીર હિંદનાં નાક સમાન એ કોમ માટે મનમાં પ્રેમ અને સહાનુભૂતિ રાખવી એવી સવિનય પ્રાર્થના સાથે આ કંઇક લાંબો થયેલો લેખ સમાપ્ત કરૂં છું.

શું શીખો અને હિંદુઓ એક બીજાના ભાઇઓ નથી ?

રાખતી.–૧ 'જ્યાં સ્ત્રીયોને માન મળતું નથી ત્યાં સર્વ ક્રિયાઓ નિષ્ફલ જાય છે. જે કુલમાં સ્ત્રીયો દુઃખિત હોય છે તે કુલ વિનાશ પામે છે. અભ્યુદયની ઇચ્છા રાખનારે સ્ત્રીયોને માન આપવું, કારણ કે સ્ત્રીનું પાલન અને નિયમન કર્યું હોય તો તે પ્રત્યક્ષ લક્ષ્મીજ છે.' ૨ 'માતાના સંબંધમાં' મહાભારતમાં બહુજ ઉદાત્ત વાક્યો છે.' એક માતાની મહત્તા દશ પિતા કરતાં–કિંબહુના સર્વ પૃથ્વી કરતાં–વધારે છે. માતા જેટલું શ્રેષ્ઠ બીજું કોઈ નથી, માતા જેવી છાયા નથી, માતા જેવી ગતિ નથી, માતા જેવું શરણાગતવત્સલ કોઈ નથી, માતા જેવી પ્રિય વસ્તુ નથી.' ૩ પતિપત્નીના પરસ્પરના સંબંધમાં શ્રી વ્યાસના ઉદ્ગાર બહુજ પ્રશંસનીય છે. ' સ્ત્રી પતિની અર્ધાંગી છે, તે તેનો અત્યંત શ્રેષ્ઠ મિત્ર છે, તે ધર્મ, અર્થ, અને કામ–એ ત્રણ પુરુષાર્થોનું મૂળ છે, અને સાગરમાંથી તરી જવાનું તેજ સાધન છે!' ૪

નિન્દાત્મક અને સ્તુતિરૂપ વચનોનો વિચાર કરતાં એવું કહેવામાં હરકત નથી કે મહાભારત–રામાયણના કાલમાં સ્ત્રીયોની ખરી યોગ્યતા જનસમાજને જણાઈ આવી હતી. ' સ્ત્રી એટલે માત્ર પુરુષોનાં સુખસારૂ નિર્માણ કરેલી એક વસ્તુ ' એવી કંઇ કલ્પના સ્ત્રીયોસારૂ ' ભારતવર્ષીયોની નહોતી. જનસમાજનું કલ્યાણ કરવાની સ્ત્રીયોમાં કેટલી શક્તિ છે તેની યથાર્થ કલ્પના વિદ્વાનોને જણાઈ આવી હતી. સ્ત્રીયોની જે નિન્દા જણાય છે તેપરથી ગ્રન્થકારની; સ્ત્રીયો પવિત્ર આચરણની હોવી જોઈએ–એવી ઉત્કટ ઇચ્છા હતી એવું દિસે છે, યાતો તે શ્લોકો પાછળથી ઘુસાડી દેવામાં આવ્યા હશે. આગળના લોકોનો એક એ ન્યાય દિસે છે કે નિન્દા, એ નિન્ધ વસ્તુની નિન્દા કરવા સારૂ પ્રવૃત્ત કરેલી હોતી નથી, પણ જે કરવું જોઈએ તેની સ્તુતિ કરવા સારૂ કરેલી હોય છે.૫ ઉપરાંત એ પણ ધ્યાનમાં રાખવાનું છે કે પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય એમ બેઉ ગ્રન્થકારોને સ્ત્રીયોના દોષોનું આવિષ્કરણ કરી તેને ફૂગાવીને કહેવાની એક ટેવજ પડી ગયેલી છે! આમ થવામાં ઘણું ખરૂં પુરુષોજ ગ્રન્થકારો હોય છે, તે પણ એક કારણ હોઈ શકે!

સમગ્ર મહાભારતમાં સૌથી વધુ ધ્યાન ખેંચનારી એક વિલક્ષણ વાત–દ્રૌપદીનો પાંચ પાંડવો સાથે થયેલો વિવાહ–છે. જ્યારે ભગવાન્ વેદવ્યાસે પોતાની કથાના નાયકના સંબંધમાંજ આવી સ્થિતિ દર્શાવી છે, ત્યારે એપરથી એટલું જણાય છે કે પરંપરાગત દિશાનો પ્રભાવ તે વખતે બહુ હતો, અને તેની વિરૂદ્ધ કલ્પના કરાતી નહીં. સમાજમાં બહુપતિત્વની ચાલ થોડી ઘણી પણ બહુજ પ્રાચીન કાલમાં પ્રચલિત હશે–તેનાં નિદર્શક તરીકેજ આ વાત

વિવાહ.

१. पूज्या लालयितव्याश्च स्त्रियो नित्ये जनाधिप । स्त्रियो यत्र च पूज्यन्ते रमन्ते तत्र देवताः॥ अनु० ४६. ५.

२. अपूजिताश्च यत्रैता सर्वास्तत्राफलाः क्रियाः । तदा चैतत्कुलं नास्ति यदा शोचन्ति जामयः ॥ अनु० ४६. ६. श्रिय एताः स्त्रियो नाम सत्कार्या भूमिमिच्छता । पालिता निगृहीता च श्रीः स्त्री भवति भारत ॥ अनु० ४६. १५.

३ दश चैव पितॄन् माता सर्वां वा पृथिवीमपि । गौरवेणाभिभवति नास्ति मातृसमो गुरुः ॥ अनु० १०५–१५; नास्ति मातृसमा छाया नास्ति मातृसमा गतिः । नास्ति मातृसमं त्राणं नास्ति मातृसमा प्रिया ॥ शांति० २६७. ३१.

४ अर्धं भार्या मनुष्यस्य भार्या श्रेष्ठतमः सखा भार्या मूलं त्रिवर्गस्य भार्या मूलं तरिष्यतः ॥ आदि० ७४. ४०.

५ नहि निन्दा निंद्यं निन्दितुं प्रवर्तते, अपि तु विधेयं स्तोतुम्। तन्त्रवार्तिक, પાનું ૧૬, પૂનાસ પ્રત.

મનાય છે. દ્રૌપદીના વિવાહની જે હકીકત આપેલી છે તેપરથી વ્યાસને આ ચાલ અમાનુષ અને વિલક્ષણ લાગે છે. એથી જણાય છે કે તેમના સમયમાં આ રીવાજ બીલકુલ પ્રચલિત નહોતો. પુષ્કળ વાદવિવાદ થયા પછી અને પુરાતન દાખલા આપ્યા પછીજ દ્રુપદે પાંચ પાંડવોને દ્રૌપદી આપી હતી. * ધર્મે પણ બહુજ પતિત્વનાં પુરાતન કાળનાં ગૌતમી અને વાર્ક્ષી એવા બેનાંજ ઉદાહરણ આપ્યાં છે.

ઉત્તરરામાયણના કાળમાં એક પત્નીત્વનો રીવાજ સર્વત્ર પ્રચલિત હતો. ક્વચિત્ એક કરતાં અધિક સ્ત્રીઓ એકજ વખતે પરણવામાં આવતી. દશરથનાં અંતઃપુરમાં ત્રણ મુખ્ય રાણીઓ ઉપરાંત સાડી ત્રણસેં સ્ત્રીઓ હતી ! યયાતિ અને પાંડુ-દરેકને બબ્બે સ્ત્રીયો હતી. આ રીતે માત્ર ક્ષત્રીયોમાં અનેક સ્ત્રીયો કરવાનો ચાલ હતો તેમાં પણ શ્રીરામચંદ્ર જેવા એકપત્નીવ્રત પાળનાર હતા.

## વિવાહના આઠ પ્રકારો.

મનુ આદિ સ્મૃતિઓ પ્રમાણે મહાભારતમાં પણ વિવાહના બ્રાહ્મ, દૈવ, આર્ષ, પ્રાજાપત્ય, આસુર, ગાંધર્વ, રાક્ષસ, અને પૈશાચ-એમ આઠ પ્રકાર કહેલા છે. [1] આ આઠ પૈકી પહેલા ચાર માત્ર બ્રાહ્મણોને વિહિત હતા. આ ચારમાંથી બ્રાહ્મ સર્વમાં શ્રેષ્ઠ અને સર્વ વર્ણને વિહિત હતો. શીલ, કુળ વિદ્વત્તા, અને આચરણ, એ સર્વે જોઇ ગુણવાન વરને કન્યા દેવી, એટલે બ્રાહ્મવિવાહ થયો. [2]

ઉપર જો કે બ્રાહ્મ, દૈવ, આર્ષ અને પ્રાજાપત્ય એ ચારે પ્રકાર બ્રાહ્મણોને ઉક્ત છે, એમ કહેલું છે, છતાં એક ઠેકાણે આર્ષવિવાહને દૂષણ લગાડેલું છે. આર્ષવિવાહમાં વર પાસેથી બે ગાયો લઈ કન્યા આપવામાં આવતી; આથી કીમત થોડી કે ઘણી-તે એક પ્રકારનો વિક્રયજ સમજવો જોઇએ-લેવામાં આવતી તે ઇષ્ટ નથી, એમ એક ઠેકાણે કહેવામાં આવ્યું છે. ( આજ કાલના કન્યાવિક્રય કરનારાઓએ આ ખાસ ધ્યાનમાં રાખવા જેવું છે. ) આસુર વિવાહમાં કન્યાનાં માબાપને પુષ્કળ દ્રવ્ય આપી કન્યા લેવામાં આવતી; પણ ગાંધર્વવિવાહમાં કન્યાને જે વર પસંદ હોય તેને તે પરણી શકતી. [3] રાક્ષસ વિવાહમાં કન્યાને તેનાં બાંધવોની ઇચ્છા વિરૂદ્ધ બળાત્કારથી હરણ કરી લાવવામાં આવતી; જ્યારે પૈશાચ વિવાહમાં કન્યા નિદ્રિત કે એવીજ બીજી કોઇ સ્થિતિમાં હોય ત્યારે ઉપાડી લઇ જવામાં આવતી. ક્ષત્રિયોને ગાંધર્વ અને રાક્ષસ એ બે પ્રકાર ઉક્ત હતા, પૈશાચ અને આસુર તો સર્વનેજ નિષિદ્ધ હતા; છતાં એક ઠેકાણે વૈશ્ય અને શૂદ્ર આસુર વિવાહ કરે તો હરકત નહીં એમ લખેલું છે ! [4] ગાંધારીનું લગ્ન ધૃતરાષ્ટ્ર જોડે બ્રાહ્મ પદ્ધતિથી થયું હતું. વિચિત્રવીર્ય સારૂ ભીષ્મે અંબિકા અને અંબાલિકાનું બળથી હરણ કરવાથી તે રાક્ષસ વિવાહ હતો. શકુંતલાનો દુષ્યન્ત સાથે થયેલો વિવાહ ગાન્ધર્વ. દમયંતીએ નળને સ્વય-

* 'શું દ્રૌપદીને પાંચ પતિ હતા ?' એ વિષયપર બહુજ અજવાળું પાડનાર એક પુસ્તક, એ માન્યતાના ખંડનમાં, આ લેખના અનુવાદક તરફથી થોડુંકમાં બ્હાર પડશે.—અનુવાદક.

૧. ब्राह्मो दैवस्तथैवार्षः प्राजापत्यस्तथासुरः । गान्धर्वो राक्षसश्चैव पैशाचोऽप्यष्टमः स्मृतः ॥ आदि० ७३-९.

૨. शीलवृत्ते समाज्ञाय विद्यां योनिंच कर्म च । अद्भिरेव प्रदातव्या कन्या गुणयुते वरे ॥ ब्राह्मणानां सतामेष ब्राह्मो धर्म युधिष्ठिर । अनु० ४४. ३-४.

૩. शिष्टानां क्षत्रियाणां च धर्म एष सनातनः । आत्माभिप्रेतमुत्सृज्य कन्याभिप्रेत एव यः ॥ अभिप्रेता च या यस्य तस्मै देया युधिष्ठिर । गान्धर्वमिति तं प्राहुर्धर्मविदो जनाः ॥ अनु० ४४. ५-६.

૪. राज्ञां तु राक्षसोऽप्युक्तो विट्शूद्रेष्वासुरः स्मृतः ॥ आदि० ७३-११.

વરમાં વરેલો; કાઇક કાઇક વખતે અસ્ત્ર વિદ્યામાં જે નૈપુણ્ય બતાવતો અને કંઇ શરત છતતો તેને કન્યા આપવામાં આવતી; ઉદાહરણાર્થ રામ અને અર્જુન.૧

રામાયણમાં કહેલું છે કે વિવાહ સમયે સીતા છ વર્ષની અને રામ તેર વર્ષના હતા. મહાભારતમાં એક ઠેકાણે વરનું અને કન્યાનું વય અનુક્રમે ૩૦ અને ૧૦ કિંવા ૨૧ અને ૭ વર્ષનું હોવું જોઇએ એવું કહેલું છે. ૨ પરંતુ બીજાં એવાં અનેક વાક્યો છે કે જેપરથી સ્ત્રીઓના વિવાહ કાલની મર્યાદા બહુજ મોટી હતી, એમ જણાઇ આવે છે. આથી આવા એકાદા શ્લોકપર વધુ વિશ્વાસ રાખી શકાતો નથી. ગાન્ધારીએ ધૃતરાષ્ટ્રની જોડે વિવાહ થતાંજ પોતાના ડોળાપર પાટો બાંધી પોતાને અંધત્વ આણ્યું હતું. ૩ આ પરથી તે વિવાહકાલે છ સાત વર્ષની નાની બાલિકા હોય એમ મનાતું નથી. ભારતીય યુદ્ધની શરૂઆત થયા પૂર્વે ઉત્તરાનાં અભિમન્યુ સાથે લગ્ન થયાં હતાં; અને તે યુદ્ધમાં અભિમન્યુ મરાયો તે વખતે ઉત્તરા ગર્ભવંતી હતી; આથી તેના વિવાહ પ્રૌઢપણેજ થયા હોવા જોઇએ. જ્યારે સ્વયંવર જેવા ચાલો પ્રચલિતજ હતા ત્યારે, કંઇ નહીં તો, રાજાના ગુણ દોષોનો વિચાર કરવા જેટલી પણ કન્યા પ્રૌઢ વયની હોવીજ જોઇએ. વળી ગાંધર્વ વિવાહ તો કન્યા પ્રૌઢ હોયા શિવાય શક્યજ નથી! સાવિત્રીને તેના બાપે પોતેજ વર શોધી કાઢવાનું કહેલું- 'કન્યા ઋતુમતી થયા છતાં પણ પિતા જો વર શોધી કાઢે નહીં તો કન્યાએ ત્રણ વર્ષ વાટ જોઇ ચોથે વર્ષે પોતે પતિ વરવો, ૪ સાઠ વર્ષનો બુઢોખખ પતિ કુમારીને ગમતો નથી, એવું એક સ્થળે કહ્યું છે! ૫

ગાંધર્વ વિવાહમાં પિતાની પરવાનગીની જરૂર રહેતી નહીં. બાકીના બધા વિહિત વિવાહ પ્રકારમાં તેની પરવાનગીની જરૂર રહેતી. પિતા પુત્રીને પોતાને સારૂ મનગમતો વર પસંદ કરી લેવા આજ્ઞા આપતો; છતાં પુત્રીએ શોધેલા—પસંદ કરેલા—વરસંબંધી પિતાની અનુજ્ઞાની જરૂર રહેતી. સાવિત્રીના પિતાએ કહ્યું હતું કે 'જેને તેં પસંદ કર્યો હોય તેનું નામ તું મને જણાવ. હું તેના સંબંધમાં વિચાર કરી પછી તેનીવેરે તને આપીશ.' ૬ પિતા ન હોય તો માતા કે બીજા કોઇ સંબંધીની પરવાનગીની જરૂર રહેતી. ૭

૧. આ પ્રથા મહાત્મા બુદ્ધના સમય સુધી ચાલતી આવેલી જણાય છે; કારણ કે ખુદ મહાત્મા બુદ્ધને પણ ચોક્કસ હોડ છત્યા પછીજ સ્ત્રી પ્રાપ્ત થઇ હતી. —અનુવાદક

૨. उषित्वा द्वादश समा इक्ष्वाकूणां निवेशने । मम भर्ता महातेजा वयसा पंचविंशकः । अष्टादश हि वर्षाणि मम जन्मनि गण्यते । अरण्य० ४७. १०–११.

३. त्रिंशद्वर्षो दशवर्षां भार्यां विन्देत नग्निकाम् । एकविंशति वर्षो वा सप्तवर्षामवाप्नुयात् ॥ अनु० ४४. १४.

४. ततः सा पट्टमादाय कृत्वा बहुगुणं तदा । बबन्ध नेत्रे स्वे राजन् पतिव्रतपरायणा ॥ आदि० ११०. १४.

५. त्रीणि वर्षाण्युदीक्षेत कन्या ऋतुमती सती । चतुर्थे त्वथ संप्राप्ते स्वयं भर्तारमर्जयेत् ॥ अनु० ४४. १६.

६. शुद्धं न रोचेद्वरतर्षभस्य पतिः कुमार्या इव षष्टिवर्षः । वन० ५. १५.

७. प्रार्थितः पुरुषो यश्च स निवेद्यस्त्वया मम । विमृश्याहं प्रदास्यामि वरय त्वं यथेप्सितम् ॥ वन० २९३. ३३.

८. पिता माता गुरुश्चैव येऽन्ये देहत्रयस्य प्रभवन्ति प्रदाने । वन० ३०६. २३

વરમાં કુલ, શીલ અને વિદ્યા—એ ત્રણે હોવાં જોઇએ. તેજ મુજબ કન્યાને ભાઈ અને પિતા હોવા જોઇએ. જેને ભાઈ ન હોય તેવી કન્યા ન પરણવાનો બહુ કટાક્ષ છે; કારણ કે, તે કન્યા પોતાના બાપના પુત્ર પ્રમાણે હોઇ તેનો ( કન્યાનો ) પુત્ર તેના પિતાની પિંડદાનાદિ ક્રિયા કરે છે. ૧ તેજ મુજબ કુષ્ઠ, અપસ્માર, ક્ષય ઈત્યાદિ આનુવંશિક રોગ જેને હોય અને જે વ્યંગ હોય એવી કન્યાનું પાણીગ્રહણ કરવું નહીં. ૨ ઉપરાંત કન્યાનું અને વરનું ગોત્ર અને પ્રવર એક ન હોવાં જોઈએ; તે તેની વરની માની સપિંડ ન હોવી જોઇએ. ૩ આગળ કહ્યામુજબ બ્રાહ્મણ—બ્રાહ્મણ, ક્ષત્રિય કિંવા વૈસ્ય કન્યાસાથે વિવાહ કરી શકતો. ક્ષત્રિય—ક્ષત્રિય કિંવા વૈશ્ય કન્યા સાથે; અને વૈસ્યથી સ્વજાતીય સ્રીથીજ વિવાહ કરી શકાતો. કેટલાકને મતે બ્રાહ્મણનો માત્ર રતિસુખસારૂ શૂદ્ર કન્યાસાથે વિવાહ થઈ શકતો; પરંતુ તેને પ્રાયશ્ચિત લેવું પડતું. બ્રાહ્મણને આદ્ય ત્રણ વર્ણોમાં કન્યાથી પુત્ર થતાં તે બ્રાહ્મણજ મનાતો; પરંતુ શૂદ્રથી પુત્ર થતાં તે બ્રાહ્મણ ગણાતો નહીં. ક્ષત્રિયનો બ્રાહ્મણ કન્યા સાથેનો વિવાહ નિષિદ્ધ હતો: આવા વિવાહોને પ્રતિલોમ વિવાહ કહેતા. જુદીજુદી વર્ણોની અનેક સ્રીઓ જો બ્રાહ્મણ કરતો, તો તે પત્નીઓમાંની જે બ્રાહ્મણ હોતી તેનેજ પતિનું સ્નાન, અલંકરણ, દન્તધાવન, અંજન, હવ્યકવ્ય, ઇત્યાદિ સર્વ ધર્મકાર્યોમાં પ્રાધાન્ય મળતું. ૪

જેમ પુત્રીના પિતાને કંઈક નજરાણું કરવાની સર્વ સાધારણ રીતિ હતી તેમ પુત્રીનો બાપ પણ વિવાહ સમયે પુત્રીને કંઇક પોતાનાં પ્રેમનાં દ્યોતક તરીકે આપતો. કૃષ્ણે સુભદ્રાના વિવાહ વખતે અર્જુનને ગાય, ઘોડા, હાથી, દાસ, દાસી, આપ્યાં હતાં. બીજે પક્ષે ઋચીકે જ્યારે ગાધિ નૃપ કને કન્યાની માગણી કરી ત્યારે તેણે બદલામાં એક હજાર શ્યામકર્ણ અશ્વની માગણી કરી હતી! ૫ માદ્રીના બાપએ તેને અલંકારોથી ભૂષિત કરી તેનો વિવાહ કર્યો હતો, અને ભીષ્મે તેને સોનું રત્નાદિનું પહેરૂં કર્યું હતું. જનકે રામને હજારો દાસદાસીઓ, હાથી, શાલ, વગેરે આપ્યાં હતાં. પણ આ સર્વે ઉદાહરણો રાજકુલનાં છે. બ્રાહ્મણો ગરીબ હોવાથી તેમનું લેવુંદેવું પણ અલ્પ કીંમતનુંજ હોતું. વરતરફથી પુત્રી કે તેના પિતાને જે કંઇ આપવામાં આવતું તે પુત્રીના બદલામાં—હાલ જેમ કન્યાવિક્રય થાય છે તેમ—આપવામાં આવતું નહોતું. ભાર્યા વેચાતી લઇ શકાતી નથી અને આપી પણ શકાતી નથી. આ રીતે કન્યાના બાપને મળેલો પૈસો કિંવા દેણગી તે કન્યાની કીંમત છે, એમ જે કહે તે ધર્મજ્ઞ નથી, એવું મહાભારતમાં ખાસ ફોડ પાડીને કહેલું છે. ૬ વરવિક્રય અને કન્યાવિક્રય કરનારાઓએ આ વાત ખાસ ધ્યાનમાં રાખવી

---

१. यस्यास्तु न भवेद् भ्राता पिता वा भरतर्षभ । नोपयच्छेत तां जातु पुत्रिकाधर्मिणी हि सा ॥ अनु० ४४. १५.

२. पिंगलां कुष्ठिणीं नारीं न त्वमुद्वोढुमर्हसि । अपस्मारिकुले जातां निहीनां चापि वर्जयेत् ॥ श्वित्रिणो च कुले जातां क्षयिणां मनुजेश्वर ॥ अनु० १०४. ११४.

३. असपिण्डा च या मातुरसगोत्रा च या पितुः ॥ इत्येतामनुगच्छेत तं धर्मं मनुरब्रवीत् ॥ अनु० ४४-१८.

४ स्नानं प्रसाधनं भर्तुर्दन्तधावनमञ्जनम् । हव्यकव्यं च यच्चान्यद्धर्मयुक्तं गृहे भवेत् ॥ न तस्यां जातु तिष्ठन्त्यामन्या तत्कर्तुमिहार्हति ॥ अनु० ४७-३१.

५ उचितं नः कुले किंचित् पूर्वैयत्संप्रवर्तितम् । एकतः श्यामकर्णानां पाण्डुराणां तरस्विनाम् । सहस्रं वाजिनां शुल्कमिति विद्धि द्विजोत्तम । वन ११५. १२.

६ ये मन्यन्ते क्रयं शुल्कं न ते धर्मविदो जनाः । न चैव भार्या क्रेतव्या न विक्रय्या कथंचन ॥ अनु० ४४. ४५–४६.

ઘટે છે.[1] વિક્રય કરનાર બાપને અતિ ઘોર નરકમાં મલમૂત્ર ભક્ષણ કરતાં પડી રહેવું પડે છે.[2]

કન્યાનું 'માંગું' કરવાથી કે કન્યાના પિતાને કંઈ આપવાથી વિવાહ સંબંધ પૂરો થતો નહોતો. અનુશાસન પર્વના ૪૪ મા અધ્યાયમાં એવો એક પ્રશ્ન કરવામાં આવેલો છે કે, જો એક માણસ કન્યાના પિતાને અમુક કંઈ આપવાનું હતું તે આપ્યું; બાદ તે મૃત્યુ પામ્યો; હવે એ કન્યા બીજાને આપી શકાય કે કેમ ? આનો ઉત્તર એવો આપવામાં આવેલો છે કે પહેલો માણસ જીવતો હોય તો પણ તે કન્યા બીજાને આપવામાં હરકત નથી, તો પછી મૃત્યુ પામ્યા પછીની તો વાતજ શી ?[3] સપ્તપદી પૂરી થતાં વિવાહવિધિ પૂર્ણ થયો ગણાતો.[4] વિવાહવિધિમાંની જરૂરી ચીજોપૈકી ડાંગર, અક્ષત, દર્ભ, વગેરેનો ઉલ્લેખ રામાયણમાં આવેલો છે.[5]

**પત્નીનાં કર્તવ્યો.**

પતિવ્રતા સ્ત્રીઓનાં કર્તવ્ય વિષયે મહાભારતમાં ઠેકઠેકાણે ઉલ્લેખ છે. પતિની સેવા કરવાથી અને તેને સંતોષવાથી સ્ત્રીને દરેક પ્રકારની ઇચ્છિત પ્રાપ્તિ થઇ શકે છે. તેનું તન, મન, ધન, પતિ સેવામાં વિરક્ત હોવું જોઇએ. પતિસેવાપરાયણ સ્ત્રીને ઇશ્વરપૂજાનીયે અપેક્ષા રહેતી નથી. મહાભારત અને રામાયણમાં દોરેલું આ ધ્યેય હજુએ ભરતખંડની સ્ત્રીઓનું ઉદ્દિષ્ટ છે. સ્ત્રીયોનાં કર્તવ્યોસંબંધી એક ગ્રંથકારોએ ઉત્તમોત્તમ સ્ત્રીઓનાં મોંમાં કંઇ નહીં ને કંઇ વાક્યો મૂકેલાંજ છે ! દ્રૌપદી, સીતા, અરૂન્ધતી, લોપામુદ્રા, દમયન્તી, સાવિત્રી, ઇત્યાદિ સ્ત્રીરત્નોની મહનીય કથાથી આજકાલના વખતમાં પણ આર્ય સ્ત્રીઓને તેમનાપર અને તેમના પતિપર આવેલાં સંકટોની સામે થવાનું ધૈર્ય આવે છે. ઉપરિનિર્દિષ્ટ સાધ્વી સ્રીયો આર્ય સ્ત્રીયોને હજારો વર્ષ સુધી માર્ગદર્શક થઇ પડી છે, અને આગળ જતાંયે થશે. અનેક કુટુંબની શાંતિ અને સુખનું મૂળ ઉપરની સાધ્વી સ્ત્રીયોનાં સ્ફૂર્તિજનક ચરિત્રોમાં છે.

પતિને સંતુષ્ટ રાખવો હોય તો સ્ત્રીએ કેમ વર્તવું, એ દ્રૌપદીએ સત્યભામાને વનપર્વમાં (અધ્યાય ૨૩૩ ) કહેલું છે. સ્ત્રીએ પતિને દેવ પ્રમાણે માનવો જોઇએ. ઇશ્વરપૂજન કરતાંએ પતિપૂજાથી સ્ત્રીને સ્વર્ગ મળેછે.[6] સાવિત્રી યમને કહે છે, " પતિની સન્નિધ મને શ્રમ થતો નથી; જે ઠેકાણે તું પતિને લઇ જઇશ તેજ મારી ગતિ. પતિ વિરહિત થઇ મને સુખ, સ્વર્ગ, લક્ષ્મી કિંવા જીવિતની પણ પર્વા નથી.[7] રાજકુલમાં

---

१. यो मनुष्यः स्वकं पुत्रं विक्रीय धनमिच्छति । कन्यां वा जीवितार्थाय यः शुल्केन प्रयच्छति ॥ सप्तावरे महाघोरे निरये कालसाह्वये । स्वेदं मूत्रं पुरीषं च तस्मिन्मूढः समश्नुते ॥ अनु० ४५. १८–१९.

२. अत्रेष्टं तत्र देया स्यान्नात्र कार्या विचारणा। कुर्वते जीवतोप्येवं मृते नैवास्ति संशयः॥ अनु० ४४. ५१.

३. पाणिग्रहणमन्त्राणां निष्ठा स्यात्सप्तमे पदे । पाणिग्राहस्य भार्या स्याद्यस्य चाद्भिः प्रदीयते ॥ अनु० ४४–५५.

४. लाजपूर्णैश्च पात्रीभिरक्षतैरपि संस्कृतैः । दर्भैः समैः समास्तीर्य विधिवन्मन्त्रपूर्वकम् ॥ बालकाण्ड ७३. २३.

५. जीवन्त्या हि स्त्रिया भर्ता दैवतं प्रभुरेव च । भर्तुः शुश्रूषया नारी लभते स्वर्गमुत्तमम् ॥ अपि या निर्नमस्कारा निवृत्ता देवपूजनात् ॥ अयोध्याकाण्ड २४. २६–२७.

६. श्रमः कुतो भर्तृसमीपतो मे यतो हि भर्ता मम सा गतिर्ध्रुवा ॥ वन० २९७–२९.

७. न कामये भर्तृविनाकृता सुखं न कामये भर्तृविनाकृता दिवम् । न कामये भर्तृविनाकृता श्रियं न भर्तृहीना व्यवसामि जीवितुम् ॥ वन० २९७–५३.

ઉત્પન્ન થયેલી અને એશઆરામમાં વધેલી સ્ત્રીઓ પણ બીલકુલ કુરકુર ન કરતાં પતિ સાથે ગમે તે દુઃખ સોસવા તૈયાર થતી, તેનાં અનેક ઉદાહરણો આ બેઉ ગ્રંથોમાં છે. સીતા અને દ્રૌપદી એ બેઉ રાજકન્યાઓ હોઇ પોતપોતાના પતિસાથે અતિ સંકટમય વનવાસમાં આનંદથી ગઈ હતી. સર્વે સતી સ્ત્રીઓમાં સાવિત્રીને અગ્રપૂજાનું માન આર્ય સ્ત્રીઓ તરફથી મળેલું છે. પતિ પ્રવાસે જતાં સ્ત્રીએ અંજન, અલંકાર માળા, સુગંધી પદાર્થો, આદિ છોડી દેવાં જોઈએ.[1] પતિથી બીજે નંબરે સ્ત્રીએ સાસુસસરાને માન આપવું જોઇએ.

ઉપર હમે કેટલાંક અવતરણોપરથી બતાવેલું જ છે કે સ્ત્રીયોને સ્વાતંત્ર્ય આપવું નહીં એવો ભારતકાલે લોકમત હતો; પરંતુ ઘરમાંની અંતર્વ્યવસ્થામાં સ્ત્રીયો પૂર્ણ મુખત્યાર હતી. સ્ત્રીયોને માન આપવું એવા અર્થનાં વાકયો અમે અગાઉ આપેલાંજ છે. પોતાના પતિસંબંધી દરેક બાબતમાં સ્ત્રીઓ મન ધાલતી; આથી જણાય છે કે તેમની સ્થિતિ શોચનીય નહોતી. દ્રૌપદી સત્યભામાને કહે છે કે, "હું આવક અને જાવક પર નજર રાખુંછું". સ્ત્રીઓનાં શિક્ષણ પ્રત્યે પણ બીલકુલ બેદરકારી બતાવવામાં આવતી હોય એવું લાગતું નથી. પુત્રી-પાઠશાલાનો ભારતરામાયણમાં કોઇ પણ સ્થલે ઉલ્લેખ નથી, એ વાત પ્રાંજલપણે કબૂલ કરવી જોઇએ! પરંતુ ઘરમાંજ તે જમાનાને યોગ્ય પુત્રીને શિક્ષણ મળતું. તે શિક્ષણનું વલણ પુસ્તક-જ્ઞાન તરફ ન હોતાં શીલવાન બનાવવા તરફ હોતું. મહાભારત અને રામાયણ એ બેઉ ગ્રંથોમાં સ્ત્રીયોને સર્વે વિષયોપર બોલતી આપણે જોઇએ છીએ; કેટલીક સ્ત્રીઓ તત્વજ્ઞાનવિશારદ પણ હતી. ઉચ્ચકુલોત્પન્ન સ્ત્રીયો ગીત, વાદ્ય, નૃત્ય વગેરે શીખતી. બૃહન્નડાના વેશમાં અર્જુને ઉત્તરાને ગાયનાદિ લલિતકલાઓ શીખવી હતી.[2] બેઉ ગ્રંથોમાંની મુખ્ય સ્ત્રીઓ નબળાં શરીર કે મનની ન હોતાં ઉત્તમ શારીરિક અને માનસિક શક્તિ ધરાવતી તેમજ ઉત્સાહી અને નિશ્ચયી હતી. કુંતી પોતાના પુત્રોને કહેછે કે "દીન વૃત્તિથી પેટની થેલી ભરવા કરતાં બીલકુલજ આધાર ન મળેલો સારો, અને વખત આવતાં પ્રાણત્યાગ પણ કરેલો સારો!"[3] પોતાનો પુત્ર શત્રુ સાથે લડતાં પરાજીત થઇ હતાશ થયેલો છે, એમ જોતાંજ વિદુલાએ તેનો અત્યંત કઠોર શબ્દોથી તિરસ્કાર કર્યો હતો, અને તેને પુનઃ ઉદ્યોગે લાગવા કહ્યું હતું. આવા પ્રકારની તેજવાન સ્ત્રીયો પરતંત્રતામાં ઉત્પન્ન થઈ શકે નહીં; સ્વતંત્રતાની ખુલ્લી હવામાંજ તે ઉછરેલી હોવી જોઇએ. કોઇ કહેશે કે ઉપરિનિર્દિષ્ટ સ્ત્રીઓ અપવાદરૂપ છે—ઘણીખરીઓની સ્થિતિ તો આપણી માફકજ પરતંત્ર હતી—તો તેનો આ આક્ષેપ સોપપત્તિક નથી બે હજાર વર્ષ પૂર્વેની સ્થિતિ વિદ્યમાન ગ્રંથોપરથી અને તેમાં આવેલાં વિશિષ્ટ ઉદાહરણોપરનાં અનુમાનથીજ ઠરાવવાની છે. કંઈ નહીં તો એટલું તો માનવુંજ પડશે કે ગ્રંથકારોએ પાણીદાર સ્ત્રીઓનાંજ ઉદાહરણો આપ્યાં છે. તેથી તેને સ્ત્રીયોની દીન દશા ઇષ્ટ લાગતી નહોતી! સમાજ સામે અનુકરણીય તરીકે જે સ્ત્રીપાત્રો રજુ કરેલાં છે, તે સર્વે સુશિક્ષિત અને તેજસ્વીજ રાખેલાં છે.

ઉચ્ચ કુલમાંની સ્ત્રીઓ ઘણુંખરું પુરૂષસમાજમાં મોકળાં મનથી ભેળાતી નહીં, એવું દિસે છે; છતાં તેઓ બેઠે બુરખો નાંખતી ય ઘૂમટો તાણતી એવું લાગતું નથી. ઘરમાં તેઓ ખુશીથી રહેતી. "જે સીતા પહેલાં આકાશસ્થ ભાગીને પણ દગ્ગોચર થતી નહોતી, તેનેજ હવે રાજમાર્ગપરના લો

1. अंजनं रोचनां चैव स्नानं माल्यानुलेपनम् । प्रसाधनं च निष्क्रान्ते नाभिनन्दामि भर्तरि ॥ अनु० १२३. १७.

2. गीतं नृत्यं विचित्रं च वादित्रं त्रिविधं तथा । शिक्षयिष्याम्यहं राजन् विराटस्य पुरस्त्रियः ॥ विराट० २. २६.

3. श्रेयः कार्पण्यलब्धाया अप्रतिष्ठैव ज्यायसी । काले हि समनुप्राप्ते त्यक्तव्यमपि जीवितम् ॥ उद्योग० ९०. ७७.



# ભારતનાં હસ્તલિખિત પુસ્તકાલયો.

( લખનાર, રા. વૃજવિહારી. )



ભારત વર્ષના ગ્રંથો ભૂત યુગમાં રચાઈ કેવી રીતે આશ્રય પામ્યા તે સંબંધે હૅાલ સોસાયટી પત્રમાં કલકત્તા નેશનલ કૅાલેજના અધ્યાપક શ્રીયુત રબિન્દ્રનારાયણ ઘોષે ત્રણ પ્રબંધો ઘણીજ ઉત્તમ રીતે લખ્યા છે; જ્હેનો સાર અત્રે આપવામાં આવે છેઃ—

**લિપિ—વિદ્યા** પ્રથમ ક્યારે પ્રચલિત થઇ તે કોઇ સ્હમજી શકાતું નથી. ચીનાઇ પરિવ્રાજક ફાહિયેનના ભ્રમણ વૃત્તાંતની અંદર હસ્તલિપિનો પ્રથમ ઉલ્લેખ જોવામાં આવે છે. પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો અને ગ્રંથાલયો ભારતવાસીઓના વિદ્યાનુરાગનો ઉત્તમ રીતે પરિચય કરાવે છે. માસોના માસો સુધી મહેનત કરી તે વખતે લેખકો અને લહીયાઓ પુસ્તકો રચતા અને લખતા. તે સમયે હાલની માફક જ્યાં ત્યાં, એટલે કે સ્થળે સ્થળે અને ગામે ગામે, ગ્રંથાલયો નહોતાં; કિંતુ તે પ્રસિદ્ધ પ્રસિદ્ધ મઠોમાં તેમજ રાજભવનોમાંજ હતાં; અને હજુ પણ તેવાં ગ્રંથાલયોનું અસ્તિત્વ કંઇક અંશે છે. પ્રથમ તો બૌદ્ધ અને જૈનોના મઠોમાં તેમજ બ્રાહ્મણ પુરોહિતોનાં મંદિરોમાં ગ્રંથાલયો હતાં; ત્યાર પછીથી વિદ્યાચર્ચાના પ્રભાવની સાથે સાથે કેટલાંક રાજભવનો પણ જ્ઞાનની આલોચનાનાં કેંદ્રરૂપ થઇ પડયાં.

**બૌદ્ધ ગ્રંથાલયઃ**—પરિવ્રાજક ફાહિયેને પાટલીપુત્ર નગરના મહાયાન બૌદ્ધોના મઠમાં સંસ્કૃત ભાષાનો અભ્યાસ કર્યો હતો; તેનાં લખેલાં વૃત્તાંત ઉપરથી માલૂમ પડી આવે છે કે બૌદ્ધ મઠોમાં તે સમયે હસ્ત લિખિત ગ્રંથો રાખવામાં આવતા. ખ્રિસ્તિ પાંચમી, છઠ્ઠી અને સાતમી શતાબ્દીમાં ભારતીય બૌધ્ધ મઠો વિદ્યાલોચનાનાં કેંદ્રરૂપ થઈ ગયા હતા. નાલંદ મઠના ગ્રંથાલયની ખ્યાતિ સમસ્ત એશિયા દેશમાં વ્યાપી રહી છે. નાલંદ પ્રાચીન ભારતનું—કોઈ કોઈ તો એમ ધારે છે કે આખી પૃથ્વીનું બૃહત્તમ ગ્રંથાલય હતું. તેમાં " રત્નોદધિ " નામક ગ્રંથાલયમાં હીનયાન અને મહાયાન આ દ્વિવિધ બૌધ્ધ સંપ્રદાયના ગ્રંથોનો યત્નપૂર્વક સંગ્રહ કરવામાં આવતો. ગ્રંથાલય ઘણુંજ મ્હોટું તથા આકારમાં બુધ્ધ ગયાના ઉચ્ચ મંદિરના જેવું હતું. તિબેટ દેશમાં જનસમાજનું એવું કહેવું છે કે, નાલંદ મઠના અપ્રાપ્ત—વયસ્ક સાધુઓએ તૈર્થિક સંન્યાસીઓનું અપમાન કરી, ક્રોધાંધ થઇ જઈ, ગ્રંથાલયને અગ્નિથી સળગાવી દીધું હતું, કિંતુ કોઈ અલૌકિક ઉપાયથી કેટલાક ગ્રંથો અગ્નિથી દગ્ધ થયા નહિં. આ દુર્ઘટના અષ્ટમ શતાબ્દીમાં થઈ છે. ત્હેની પૂર્વે સપ્તમ શતાબ્દીમાં પ્રસિધ્ધ ચીનાઇ પરિવ્રાજક હુયેનસંગ ભારત વર્ષમાં આવ્યો હતો. ત્હેના આગમન સમયે નાલંદ પૂર્ણ ગૌરવથી વિદ્યમાન હતો.

નાલંદ મઠના અધઃપતન પછી પાલ રાજાની મહા મહેનતથી ઓદંતપુરી અને વિક્રમ શિલાનાં ગ્રંથાલયો સ્થાપન થયાં. ઉક્ત બન્ને મઠોનાં પુસ્તકાલયો પણ ઘણાંજ વિશાળ તેમજ ગ્રંથોથી પરિપૂર્ણ હતાં. વિક્રમ શિલા અને ઓદંતપુરીનાં વિદ્યાલયોમાંથીજ તિબેટીય વિપુલ સાહિત્યનો ઉદ્ભવ થયો છે; કારણ કે તીબેટીઅનોએ ઉપરનાં પુસ્તકાલયોમાંથી ઘણા બૌદ્ધધર્મશાસ્ત્રીય હસ્તલિખિત ગ્રંથનો સંગ્રહ કર્યો કે જેનો પણ ઇ૦ સ૦ ૧૨૦૨ માં જ્યારે બખ્તિયારે બિહાર જીતી લીધું ત્યારે ત્હેના સેનાપતિએ નાશ કર્યો. તે સમયે કેટલાક બૌદ્ધ સાધુઓએ મુખ્ય મુખ્ય ગ્રંથોનો લેઇ નેપાળ તરફ પ્રસ્થાન કર્યું, અને

તેથી કરીને નેપાળમાં હજુ પણ તપાસ કરતાં મહાયાન ધર્મના ઘણા અનાવિષ્કૃત હસ્તલિખિત ગ્રંથો મળી આવે છે.

**જૈન ભારતી ભંડાર:**—કાલ ક્રમે ધીમે ધીમે બૌદ્ધ ગ્રંથાલયોનું અસ્તિત્વ લુપ્ત થયું. બૌદ્ધ ધર્મનો પણ ભારત વર્ષમાંથી ધીમે ધીમે લય થતો ચાલ્યો. કિન્તુ જૈન ધર્મ અદ્યાપિ પર્યંત ભારત વર્ષમાં વિદ્યમાન રહ્યો છે. તેમજ જૈનોએ પોતાના ભારતી-ભંડારને સાચવી રાખવા માટે કાંઇ ઓછો અર્થવ્યય કર્યો નથી. ગુજરાતમાં આવેલાં ઘણાં ખરાં શહેરોમાં, જેવાં કે અમદાવાદ, ખંભાત, જેશલમીર તથા પાટણ વિગેરે સ્થળે, હજુ પણ જૈન ધર્મનાં પુસ્તકો ઘણી સંખ્યામાં છે. વળી જૈન ધર્મની અનુયાયીઓની સંખ્યા પણ કાંઇ થોડી નથી.

બૌદ્ધ અને જૈન ધર્મનાં મંદિરોમાં હસ્તલિખિત ગ્રંથોનું દાન તથા હસ્તલિખિત પુસ્તકો ખરીદવા માટેના ધનનું દાન એ બહુજ પુણ્યદાયી લેખાય છે. આથી ઘણા ધર્માત્માઓએ દ્રવ્યની મદદ કરી આવા પ્રકાર ઉચ્ચતમ પુણ્યને સંપાદન કર્યું હતું. તે વખતના મંદિરોના કાર્યવાહકો આજકાલના મંદિરોના કાર્ય વાહકોની પેઠે દાનમાં આવેલા દ્રવ્યનો દુરુપયોગ નહિ કરતાં સમાજના હિતાર્થેજ તે દ્રવ્યનો ઉપયોગ કરતા. તેમજ જૈનોના દાનનો સર્વ પૈસો હાલની માફક મંદિરોને સોનાં રૂપાંથી મઢવામાંજ અને નવાં મંદિરો બંધાવવામાંજ ખર્ચ થતો ન્હોતો. પ્રાચીન પુસ્તકો સારૂ બહુ મોટાં દાન થતાં અને જૈનોનું પ્રાચીન સાહિત્ય હજી ઘણી ખરી જળવાઇ રહ્યું છે તેનું કારણ એ યોગ્ય દાનનેજ આભારી છે. જૈન ધર્મનાં પ્રાચીન હસ્તલિખિત પુસ્તકોનું અવલોકન કરતાં એમ વિચાર થયા વિના રહેતો નથી કે, એક સમયે જૈન ધર્મ સર્વોપરી ધર્મ તરીકે ગણાયો હોવો જોઇએ. તે વખતે એશિયાના મહા દેશ ઉપર તેનો વિસ્તાર પૂર્ણાંશે હોવો જોઇએ.

જૈન ગ્રંથાલયોનો વિશેષ ભાગ ભારતના પશ્ચિમ ભાગમાં અવસ્થિત છે. પાટણ, અમદાવાદ, મુંબાઇ, ભાટનેર, જેશલમીર વિગેરે શહેરોનાં જૈન ગ્રંથાલયો ઘણાંજ સુપ્રસિદ્ધ છે. તે ગ્રંથાલયો પૈકી કોઇ કોઇ ગ્રંથાલયમાં તો દશ હજાર કરતાં પણ વધારે હસ્તલિખિત ગ્રંથો છે ! ખ્રિસ્તિ અગ્યારમા તેમજ દ્વાદશ શતાબ્દીથી આરંભ કરીને અદ્યાપિ પર્યંત પાટણનગર ગુજરાતી જૈનોનું મુખ્ય ક્ષેત્ર થઈ રહ્યું છે. એ નગરમાં ઘણા જૈનો તેમજ શ્રાવકો વાસ કરે છે, તથા ત્યાંના ઉપાશ્રયોમાં ( અપાસરાઓમાં ) અનેક યતિઓ અવસ્થાન કરી રહ્યા છે. પ્રત્યેક ઉપાશ્રયમાં કેટલાંક હસ્તલિખિત ધર્મ પુસ્તકોનું અસ્તિત્વ છે; જે ઉપાશ્રય ઘણું જૂનું હોય છે, ત્યાંનાં ધર્મ પુસ્તકો પણ ઘણાં પ્રાચીન હોય છે. ફક્ત પાટણ નગરમાંજ બાર કરતાં વિશેષ ઉપાશ્રયો છે. ત્હેમાંનાં કેટલાંક ચાલુક્ય રાજાના અમલમાં સ્થાપન થએલાં છે. આથી કરીને એ સર્વે ઉપાશ્રયોમાંનાં પુસ્તકો ઘણાં પ્રાચીન છે એ બાબત બિલકુલ શંકા હોઈ શકે નહીં. ઉપાશ્રયોની અંદર જે કેટલાક વિદ્વાન સાધુઓ હોય છે તેઓ વારંવાર ઉપર્યુક્ત દર્શાવેલાં હસ્તલિખિત પુસ્તકો શ્રોતાઓને વાંચી સંભળાવે છે. પાટણ નગરના એક ઉપાશ્રયમાં બારસો હસ્તલિખિત પુસ્તકો છે તેમજ એક બીજા ઉપાશ્રયમાં ૫૦૦ હસ્ત લિખિત તાલપત્રનાં પુસ્તકો છે. જેશલમીરના પાર્શ્વનાથનું મંદિર ભારતીભંડાર તરીકે ઘણુંજ સુપ્રસિદ્ધ છે. ત્હાં અનેક દુષ્પ્રાપ્ય હસ્તલિખિત ગ્રંથો છે. જૈન ભારતી ભંડારોનું મુખ્ય વિશેષત્વ એ છે કે, ત્હેમાં ફક્ત જૈન ધર્મના ગ્રંથો છે એટલુંજ નહિ કિંતુ સર્વ સંપ્રદાયના ધર્મ, કાવ્ય, તથા ઇતિહાસ વિગેરે સંબંધીના પણ હસ્ત લિખિત ગ્રંથો છે.

**હિંદુ રાજભવનનું પુસ્તકાલય:**—બૌદ્ધ સભ્યતાના અધઃપતનની સાથે સાથે ભારત વર્ષમાં કંઇક ફેરફાર થયેલો વૈદિક હિંદુધર્મ પાછો વિશેષ પ્રમાણમાં ફેલાયો. હિંદુધર્મના આ અભ્યુત્થાનના સમયે ભારતના સાહિત્યમાં પૌરાણિક ઉન્નતિ બહુ થઇ છે. પુરાણો, કાવ્યો, અને ઈતર ધર્મ ગ્રંથોનો ઘણો ફેલાવો એ સમયે થયો. ગુપ્ત રાજાના શાંતિપૂર્ણ રાજ્યકાળમાં હિંદુ મંદિરો વિદ્યા ચર્ચાનું મુખ્ય કેન્દ્રરૂપ થઇ પડયાં હતાં. તે વખતના કાળનું પુનરાવલોકન કરતાં માલૂમ પડી આવે છે કે તે

સમયે હિંદુ નૃપતિઓ પણ કવિઓ અને પંડિતોના પાલક હતા. બુલ્હર સાહેબ જણાવે છે કે એકાદશ શતાબ્દીમાં ધારા નગરીના પ્રસિદ્ધ, નરપતિ ભોજે એક ગ્રંથાલય સ્થાપન કર્યું હતું. મધ્ય યુગનાં ભારતીય ગ્રંથાલયોમાં આ ગ્રંથાલય સર્વ શ્રેષ્ઠ ગણાયું હતું. કેટલાંક વર્ષો વીતી ગયા પછી ગ્રંથાલયને ચાલુક્ય રાજાના ભારતી ભંડાર સાથે જોડી દેવામાં આવ્યું હતું. એમ પણ જણાવવામાં આવ્યું છે કે ચાલુક્ય રાજા વિશાલદેવ અને વિશ્વમલ્લના પુસ્તક-ભંડારમાં નૈષધીય ગ્રંથોની હસ્તલિખિત નકલો મળી આવી હતી. જર્મની રાજ્યના બર્ન વિશ્વવિદ્યાલયના પુસ્તક-ભંડારમાં રામાયણની જે હસ્તલિખિત પ્રત છે તે વિશાલદેવના પુસ્તક ભંડારમાં પણ જોવામાં આવી હતી!

મુસલમાનોના પ્રથમ આક્રમણથી જ્યારે ઉત્તર હિંદુસ્તાનનાં કેટલાંક હિંદુ રાજ્યો ભાંગી પડયાં; તે સમયે રાજસ્થાન, ઓરીસા, નેપાલ અને દક્ષિણ ભારતના હિંદુ રાજાઓએ પોતાની સ્વાધીનતા સાચવી રાખી હતી, તથા હેમચંદ્ર ભોજ અને વિક્રમાદિત્યની કીર્તિની રક્ષા કરી હતી; તેમના આશ્રયથી પંડિતો અને દેશના સાહિત્યનું સંરક્ષણ થયું છે. રાજસ્થાન, નેપાળ, કાશ્મીર અને તાંજોરના હાલના રાજાઓના દરબારોમાં આપણે એ યુગયુગાંતરની પ્રાચીન હસ્તલિખિત નકલો હજુ પણ જોઈ શકીએ છીએ.

અઢારમા સૈકાની શરૂઆતમાં, જયસિંહ, અંબરનો રાજા હતો. સુંદર જયપુર નગરનો તે પ્રતિષ્ઠાતા હતો. જયસિંહ જ્યોતિ વિદ્યામાં અસામાન્ય પંડિત ગણાતો. બાદશાહ મહમદશાહે તેના પાંડિત્યથી મુગ્ધ થઈ તેના ઉપર પંચાંગ-સંશોધનનો ભાર નાંખ્યો હતો. જયસિંહની ગણનાની વિશુદ્ધતા જોઇ એ પ્રસંગના સઘળા પંડિતો વિસ્મય પામ્યા હતા. જયસિંહે તદુપરાંત યુક્લિડની ભૂમિતિ વિગેરેનો સંસ્કૃત ભાષામાં અનુવાદ કર્યો હતો. હમને જણાવતાં અફસોસ થાય છે કે જયસિંહનું પ્રસિદ્ધ ગ્રંથાલય તેના એક અયોગ્ય વંશજના હાથમાં જવાથી નાશ પામ્યું છે. છતાં કેટલાક સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથો હજુ પણ જયપુરમાં છે.

રાજસ્થાનનાં બીજાં ગ્રંથાલયોમાં જોધપુર, બિકાનેર તથા અલવરનાં ગ્રંથાલયો વિશેષ સુવિખ્યાત છે. જોધપુરના મહારાજાના વિશાલ ગ્રંથાલયમાં અઢાર હજાર સંસ્કૃત હસ્તલિખિત ગ્રંથો તથા અનેક મુદ્રિત થયેલા સંસ્કૃત ગ્રંથો ઉપરાંત હિંદી વિગેરે અન્ય ભાષાના પણ ઘણા હસ્તલિખિત ગ્રંથો છે. અલવરનાં ગ્રંથાલયમાં સંસ્કૃત, અરબી અને ફારસી ભાષાના અનેક હસ્તલિખિત ગ્રંથો છે.

ઘણા લાંબા સમયથી કાશ્મીર હિંદુ સાહિત્યનું પ્રધાન ક્ષેત્ર ગણાય છે. ત્હાંના વિદ્વાન રાજાઓ અનેક પંડિતોને આશ્રય આપે છે અને હસ્તલિખિત ગ્રંથો સંગ્રહ કરવાનો પ્રયત્ન કરે છે.

નેપાલનું દરબાર પુસ્તકાલય પણ કંઇક પ્રસિધ્ધ છે. ગુપ્ત રાજાઓના શાસન સમયના પણ કેટલાક હસ્તલિખિત ગ્રંથો છે. એક વિખ્યાત વિદ્વાને એમ પણ જણાવ્યું છે કે, " પ્રાચીન હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ નેપાલના ગ્રંથાલયમાં સર્વ શ્રેષ્ઠ છે."

મુસલમાનોનાં આક્રમણથી ત્રાસ પામી પ્રાચીન સમયે બૌધ્ધ અને હિંદુ સાધુઓએ નેપાલ રાજ્યનો આશ્રય લીધો હતો, એથી નેપાળમાં પ્રાચીન હસ્તલિખિત ગ્રંથો મળી આવે હેમાં કાંઇ નવાઈ જેવું નથી. ત્હાં તાલપત્ર ઉપર રચાયેલા જે ગ્રંથો છે તે સર્વે પ્રાચીનતર છે. દરબાર ગ્રંથાલયની અંદર જે હસ્તલિખિત ગ્રંથો છે ત્હેની સંખ્યા પાંચ હજાર સુધીની છે; એ પાંચ હજારની અંદર ૨૦૧ તાલપત્ર પર લખાયલા ગ્રંથો છે.

દક્ષિણ ભારતમાં તાંજોર અને મહિસુરના મહારાજાઓનાં સરસ્વતી મંદિરો ઘણાં વિખ્યાત છે. તાંજોર સરસ્વતી મંદિરમાં હસ્તલિખિત ગ્રંથોની સંખ્યા અઢાર હજારની છે. આ સરસ્વતી મંદિરમાં ગ્રંથોનો જે સંગ્રહ થયેલો છે તે જોઇ ડૉ. બર્નીલ વિસ્મય પામ્યો હતો. ત્હેણે જણાવ્યું છે કે એ હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ કરવાને માટે ઓછામાં ઓછી રહાડા સાત લાખ સોના મહોરોનો વ્યય કરવો પડયો હશે.

**મોગલ શહેનશાહોનાં ગ્રંથાલય:**—વિદ્વાન સમ્રાટ અકબર હિરો ભારત વર્ષનું એક બાલક પણ ભાગ્યેજ અજાણ્યું હશે. પોતાના ગ્રંથાલયમાં હસ્તલિખિત પુસ્તકોનો વધારો કરવા માટે ત્હેણે અનેક વિદ્વાન લેખકોને નિયુક્ત કર્યા હતા. આઇન-ઇ-અકબરી ગ્રંથમાં અબુલફઝલે લખ્યું છે કેઃ—સમ્રાટનું પુસ્તકાલય અનેક વિભાગમાં વ્હેંચાયલું હતું. કેટલાંક પુસ્તકો અંતઃપુરમાં તથા કેટલાંક ખાસ પોતાની બેઠક આગળ રાખવામાં આવ્યાં હતાં. હિંદી, ફારસી, ગ્રીક તથા કાશ્મિરી અને અરેબિક વિગેરે જૂદી જૂદી ભાષાઓનાં ગદ્યપદ્યનાં પુસ્તકોનો સંગ્રહ કરવામાં આવ્યો હતો. દરબારનો એક પંડિત હમેશાં આ પુસ્તકો સમ્રાટ આગળ નિયમિત વાંચતો તથા ત્હેનું રહસ્ય સમજાવતો. રોજ જે ભાગ વંચાતો ત્હેની નીચે બાકી રહ્યાનું ચિન્હ પણ સમ્રાટ પોતે કરતો તથા પંડિતને ત્હેનું વાચનકાર્ય પૂર્ણ થયા પછી પુરસ્કાર આપતો. આવી રીતે અનેક ગ્રંથોનેં સમ્રાટે પોતાના પંડિતો દ્વારા શ્રવણ કર્યાં હતા. ઐતિહાસિક કોઈ પણ ઘટના વિજ્ઞાનનું કોઇ પણ નવીન રહસ્ય, અથવા તો દર્શનશાસ્ત્રનું કોઈ પણ તત્વ, સમ્રાટથી અપરિચિત ન્હોતું. ગ્રંથવાંચનના શ્રવણથી ત્હેને કોઇ પણ પ્રકારે કંટાળો ઉપજતો નહિ. કોઇ સારો હસ્તલિખિત ગ્રંથ હોય તો તે વારંવાર વંચાવીને શ્રવણ કરતો. ભાષાતત્વવિત્ પંડિતોએ સમ્રાટના આદેશથી હિંદી, ગ્રીક, ઍરેબિક અને ફારસી ગ્રંથોના અનુવાદો કર્યાં હતા. મહાભારત, અથર્વવેદ તથા લીલાવતીનો ફારસી અનુવાદ પ્રચારિત થયો હતો. કાશ્મીરના પ્રસિદ્ધ ઐતિહાસિક ગ્રંથો રાજતરંગિણી, હરિવંશ, નલદમયંતી વિગેરે ન્હાના મ્હોટા અનેક ગ્રંથોનાં તે સમયે ભાષાંતર થયાં હતાં.

અકબરનું આ પ્રસિદ્ધ ગ્રંથાલય તેની પછીના મોગલ સમ્રાટોએ પણ બચાવી રાખ્યું હતું. દિલ્હી નગરના આ મોગલ શહેનશાહનું ગ્રંથાલય આખા ભારતવર્ષનાં ગ્રંથાલયોમાં સર્વ શ્રેષ્ઠ ગણાયું છે. અબુલફઝલે પોતાના આઇન-ઈ-અકબરી ગ્રંથમાં લેખન-વિદ્યાની આલોચના કરી છે. ત્હેના સમયમાં પૂર્વદેશમાં અઢાર પ્રકારની લેખન-પ્રણાલી પ્રચલિત હતી.

મોગલ રાજભવનના ગ્રંથાલયનું પરિણામ ઘણુંજ શોચનીય છે. અઢારમી સદીમાં આ ગ્રંથાલયમાંના અનેક હસ્તલિખિત ગ્રંથો અયોધ્યાના નવાબે પોતાના કબજામાં લીધા હતા. ઇ. સ. ૧૮૫૭ ના વિદ્રોહ સમયે દિલ્હી અને લખનૌ નગરનું પતન થયું. ઇ. સ. ૧૮૫૬ માં અયોધ્યા જ્યારે ઇંગ્રેજોની સત્તા નીચે ગયું ત્યારે કેટલાક હસ્તલિખિત ગ્રંથો કલકત્તા મોકલી દેવામાં આવ્યા હતા; પણ અધિકાંશ હસ્તલિખિત ગ્રંથો લખનૌ નગરમાંજ પડયા રહ્યા હતા. બીજે વર્ષે વિદ્રોહ પ્રસંગે તે સર્વ ગ્રંથોનો નાશ થયો તથા જે થોડા ઘણા રહ્યા ત્હેનું જાહેર લીલામ કરવામાં આવ્યું, કે જે ગ્રંથો બંગીય ઍશિયાટિક સોસાઇટીના કાર્યવાહકોએ ખરીદી લીધા.

**ફારસી ઍરેબિક હસ્તલિખિત ગ્રંથો:**—મહિસુરના ટિપુ સુલતાન, લાહોરના રણજીતસિંહ અને જયપુરનાં પુસ્તકાલયો ફારસી હસ્તલિખિત ગ્રંથો માટે સુપ્રસિદ્ધ હતાં. ટિપુ સુલતાનના ગ્રંથાલયમાં બે હજાર હસ્તલિખિત ગ્રંથો હતા. એ ગ્રંથાલયો ઇંગ્રેજોને હસ્તગત થયાં છે. ૧૮૦૯ ખ્રિસ્તાબ્દમાં કેંબ્રીજ નગરમાં આ ગ્રંથાલયનાં પુસ્તકોનું 'પ્રાઇસલીસ્ટ' પ્રસિદ્ધ થયું હતું. કેટલાક હસ્તલિખિત ગ્રંથો ઇંગ્લંડનાં મુખ્ય મુખ્ય ગ્રંથાલયોને વેચી દેવામાં આવ્યા છે તથા બાકી રહેલા હસ્તલિખિત ગ્રંથો ત્હાંની ફોર્ટ વિલિયમ કૉલેજમાં રાખવામાં આવ્યા છે.

જયપુરના ફારસી હસ્તલિખિત ગ્રંથોમાં રઝમનામા અર્થાત્ મહાભારતનો ફારસી અનુવાદ સર્વશ્રેષ્ઠ છે. મોગલ સમ્રાટ મહમદશાહે મહારાજા જયસિંહને આ હસ્તલિખિત ગ્રંથ ઉપહારમાં આપ્યો હતો. અલવરના ગ્રંથાલયમાં હસ્તલિખિત ગ્રંથો જો કે ઘણી અલ્પ સંખ્યામાં રહ્યા છે કિંતુ એ સર્વ ગ્રંથો સર્વોત્કૃષ્ટ છે. એ ગ્રંથોમાં એક ગુલિસ્તાં સૌથી ઉત્તમ છે. એ પુસ્તકનું એક પૃષ્ઠ લખવાને પંદર દિવસ લાગતા હતા. બાર વર્ષે એ ગ્રંથ લેખનનું કાર્ય પૂર્ણ થયું હતું. ગ્રંથ તૈયાર

કરવા માટે લગભગ એક લક્ષ મહોરોનું ખર્ચ થયું હતું. આ ગ્રંથાલયમાંના એક કોરાનની કિંમત ત્રણ હજાર મહોરો છે. જયપુરના પ્રદર્શનમાં આ હસ્તલિખિત ગ્રંથોનું દર્શન કરતાંની સાથેજ પ્રેક્ષકો વિસ્મય પામ્યા હતા.

**રામપુર અને બાંકીપુરનાં ગ્રંથાલયો:**—ઇ. સ. ૧૮૫૭ ના બળવા પ્રસંગે રામપુરના નવાબે ઇંગ્રેજોનો પક્ષ સ્વીકાર્યો હતો. વિદ્યાનુરાગી નવાબ બહાદુરે તે સમયે રાજ્યભક્ત સિપાહીઓની સહાયતાથી અનેક હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ કર્યો. એક એક હસ્તલિખિત ગ્રંથને માટે એક એક રૂપિયો આપવામાં આવ્યો હતો. એક વિદ્વાને રામપુરના ગ્રંથાલય માટે પોતાનો એવો મત દર્શાવ્યો છે કે, " ભારતનાં ઘણાં ખરાં ગ્રંથાલયો પૈકી આ ગ્રંથાલયમાં ઍરેબિક તેમજ ફારસી ભાષાના હસ્તલિખિત ગ્રંથોનો સંગ્રહ બહુ સારો છે, "

બાંકીપુરના ભૂતપૂર્વ ખાનબહાદુર ખોદાબક્ષના સંગ્રહેલા ઍરેબિક તેમજ ફારસી હસ્તલિખિત ગ્રંથો કાંઇ બહુ પ્રાચીન નથી. પ્રો૦ યદુનાથ સરકારે આ ગ્રંથાલય સંબંધી એક ઉત્કૃષ્ટ લેખ ઇ. સ. ૧૯૦૮ સપ્ટેમ્બરના ' મોડર્ન રીવ્યુ ' માં લખ્યો છે. ખોદાબક્ષ અને ત્હેના પિતા મહમદબક્ષ બન્ને જણ બાંકીપુરમાં વકિલાત કરતા હતા. મૃત્યુકાલે મહમદબક્ષે પોતાના લાયક પુત્રને પંદરસો હસ્તલિખિત ગ્રંથો સોંપી ગ્રંથાલયની વૃદ્ધિ કરવાની આજ્ઞા કરી પરલોકવાસ કર્યો. ખાનબહાદુરે ત્યાર પછી પોતાના ગ્રંથાલયને ઉત્તમ પ્રકારનું બનાવવામાં કાંઇ મણા રાખી નહિ. હમણાં એ ગ્રંથાલયમાંના હસ્તલિખિત ગ્રંથોની સંખ્યા લગભગ પાંચ હજારની છે.

---

## ધાતુઓ અને શબ્દોનો સંબંધ અને તેની સ્થિતિ.

" ધાતુઓ અને શબ્દોના સંબંધનો કાંઇક ખ્યાલ " એ નામે સત્યના જુન માસના અંકમાં એક લેખ પ્રકટ થયો છે તે મ્હારા વાંચવામાં આવ્યો. તેમાં તેના વિદ્વાન લેખકે પ્રથમના મનુષ્યોની ભાષા સંસ્કૃત હોવાનો પક્ષ સબળ કરવા પ્રયત્ન કરી ધાતુ અને તેના ધ્વનિનું વિદ્વત્તા ભરી રીતે વિવેચન કર્યું છે. તેમાં ઉંચેથી કોઇ પદાર્થના પડવાથી થતા ધ્વનિ ઉપરથી પત ધાતુની ઉત્પત્તિ સમજાવવા માટે એ ધાતુને પડવાના અર્થમાં ગ્રહણ કર્યાનું સૂચન કર્યું છે; પરંતુ હમે તેમ માનવાને માનપૂર્વક એવાં કારણોથી ના કહીએ છીએ કે:—

( ૧ ) દરેક જુદાજુદા પદાર્થોના પડવામાં અથવા તો એકજ પદાર્થના પડવામાં દરેક જુદે જુદે વખતે એકજ પ્રકારનો ધ્વનિ નીકળી શકે નહીં.

( ૨ ) પાંદડું પડવાથી **પટ-પત** જેવો સ્પષ્ટ ધ્વનિ સ્વરિત થવાની માન્યતા એ નહિ સમજી શકાય તેવી કલ્પના માત્ર છે.

( ૩ ) પક્ષીની પાંખો જેવા, સાંકેતિક ચિન્હમાંથી, કે વસંતાદિક ઋતુના ગુણોના ભાવનાંથી માત્ર શુષ્કવાદના બળે પ્રથમના મનુષ્યો ધાતુ કે શબ્દ શોધી શક્યા એ

અસંભવનિય એટલા માટે છે કે તેની પુષ્ટિમાં પાશ્ચાત્ય કે પૌર્વાત્ય પ્રજાના કોઇ પણ સર્વમાન્ય ગ્રંથનાં પ્રમાણ આપેલ નથી.

હવે આપણને સ્વાભાવિક રીતે પ્રશ્ન એ પુછાશે કે ' ત્યારે પછી મનુષ્યની ઉત્પત્તિના સમયની પ્રથમ ભાષા કઇ અને તેના શબ્દો ક્યાંથી આવ્યા ? તથા તેના ઉચ્ચાર તેઓ કેવી રીતે મેળવી શક્યા ? એ પ્રશ્નોનાં ઉત્તર આપવા માટે આપણે અતિ પ્રાચીન સમય તરફ આશા ભરી દ્રષ્ટિ ફેંકવી પડશે.

**सर्वथी प्राचीन साहित्य शास्त्र.**

જ્યારે કોઇ પણ પદાર્થ કે ગુણોની પરિસ્થિતિનું પ્રથક્કરણ કરવું જરૂરી હોય, ત્યારે તેના આંતરિક ગર્ભ ભાગોમાં સુક્ષ્મતાથી પ્રવેશ કરવો જોઇએ. માટે સર્વથી પ્રાચીન સાહિત્યશાસ્ત્ર કયું છે કે જે આ વિષય સાથે થાડો સંબંધ રાખે છે તે સમજવું ઘણું જરૂરી છે.

યુરોપનો સાંપ્રત સુધારો આપણી આંખોને આંજી નાંખે છે અને બુધ્ધિને ચક્કર ખવરાવે છે. ત્યારે એ પાશ્ચાત્ય દેશોમાં સુધારાનાં કિરણો ક્યા દેશમાંથી આવ્યાં હશે ? તે પ્રાધાન્ય પ્રશ્ન આપણા સામે ઉભો થાય છે. ઇતિહાસ સમજાવે છે કે યુરોપવાસીઓ સુધારાનાં તત્વો યુનાન–યવન–દેશવાસીઓ પાસેથી શીખ્યા હતા. જ્યારે યુનાન દેશમાં સુધારાનાં કિરણો ફેંકનાર ચેલડિયન પ્રજા હતી. જે દેશ વાજબી રીતે પાડોશી પ્રજાની પંક્તિમાંથી આગળ વધવા માટે ઇજિપ્ત વાસીઓના આભારમાં દબાયેલો છે. આપણે હજુ વધારે આગળ વધવાનું છે. અને ઇજિપ્તમાં સુધારો પ્રસરાવનાર અરબસ્તાનના ગુરૂ ઇરાન દેશ તરફ તેની પુરાણી કીર્તિ અને જ્ઞાન માટે અભિનંદન આપવું બાકી છે. એ વયોવૃધ્ધ અને પ્રાચીન કીર્તિવંત ઇરાન દેશ જે પાશ્ચાત્ય પ્રજાના સુધારાના ગુરૂ તરીકે ગણાય છે તે દેશ, એવા તે ક્યા પવિત્ર દેશ અને પ્રજાના શિષ્ય થવાનું માન ભોગવે છે ? કે જે મહાન પ્રજા અતિ પ્રાચીન સમયમાં આ કીર્તિવંત ઇરાન દેશનું પુજ્ય ગુરૂપદ પામવા ભાગ્યશાળી થઇ હશે ? એ પ્રશ્નને–પ્રબળ ઇચ્છાને–પુરી કરવામાં જ્યાં ઇતિહાસ સુષુપ્તિ અવસ્થાને પામતો જણાય છે, ત્યાં આપણને અંધકારમાંથી બહાર જવાને ઇરાની પ્રજાના ધર્મ ગ્રંથમાંથી પ્રકાશ પુરો પડે છે. તેમના પવિત્ર ગ્રંથ वेन्दिदाद ની ભાષામાં, તેની પવિત્ર આજ્ઞાઓમાં અને તત્વજ્ઞાનમાં આર્ય પ્રજાના સર્વમાન્ય ગ્રંથ " वेद " ના ગહન જ્ઞાનની જ્યોતિનાં ચળકતાં કિરણોનો પ્રકાશ ઝળહળી રહેલો જણાય છે. ભાષાશૈલી, તત્વચિંતન, અને ધાર્મિક ક્રિયાઓમાં અરસપરસ મળતાપણું જણાય છે. તોપણ જ્યાં એનાં પવિત્ર સૂત્રો–ગાથાઓ–વિરમે છે, ત્યાંથી ઉચ્ચ ભૂમિકામાં આપણને દોરી જનાર એ " वेद " જ્ઞાનની ઋચાઓ છે. એટલે કે ઇરાન દેશને પાશ્ચાત્ય પ્રજાના ગુરૂનું પદ મેળવવામાં શક્તિ આપનાર આર્યાવર્ત દેશ અને તેની આર્ય પ્રજાનું સાહિત્ય રત્ન કિંવા વેદનું જ્ઞાન છે.

આર્ય પ્રજા પ્રાચીન સમયમાં અતિ ઉચ્ચ શ્રેણીએ પહોંચી ચુકી હતી. તેનાં જ્ઞાન, તર્ક, ન્યાય અને કર્મનાં સુક્ષ્મ સૂત્રો તેના સાહિત્ય ભંડારમાં જવલંત કીર્તિ મેળવતાં હોવાનું પ્રત્યક્ષ પ્રમાણ છે; તેમજ આર્ય પ્રજા પાશ્ચાત્ય પ્રજાના ગુરૂના ગુરૂ હોવાનું સ્મૃતિઓમાં પણ સ્પષ્ટ કથન હોવાથી આર્ય પ્રજાનું સાહિત્યશાસ્ત્ર અન્ય સર્વ પ્રજાના સાહિત્ય કરતાં વધારે પ્રાચીન ગણાય

છે. તેથી આપણા વિષયનું સ્પષ્ટીકરણ વધારે સંગીન રીતે થઇ શકે તેવા આશાંના તંતુઓ પણ તે તરફ અવલંબી રહ્યા છે.

**शब्द, धातु अने भाषा.** હાલમાં જુદી જુદી ગણાતી કોઇ પણ પ્રજાના પ્રાચીન સાહિત્યનાં મૂળ તપાસતાં ધર્મનાં સૂત્રોમાં તેઓનું સર્વ સાહિત્ય સાંગોપાંગ ગુંથાઇ ગયેલું જણાશે. અને તેટલા માટે તેઓના સર્વ માન્ય ધર્મ પુસ્તકોનો આશ્રય લઇ આપણા આજના વિષયનાં વિખરાઇ પડેલા રત્નોને વીણી એકત્ર કરવા પ્રયત્ન કરશું, પણ તેમાં સર્વથી કયું વિશેષ ચળકતું જવાહિર છે તેની પરીક્ષા કરવાનું કાર્ય આપણા સુજ્ઞ ઝવેરીઓ ઉપર છોડીશું.

अ. પ્રાચીન સભ્યજાતિની ગણત્રીમાં મિસર ( Egypt ) વધારે પ્રાચીન ગણાય છે. તેઓની પ્રાચીન લિપિ ચિત્રાંકિત હતી. જેના ઘણા નમુના તરીકેના લેખ તેઓના ધર્મ ગ્રંથ "टयुरिन" માં જોઇ શકાય છે. તે મિસર વાસીઓ શબ્દને ઇશ્વર માનતા હતા અને તેને ( શબ્દને ) रॉ કહેતા હતા. તેઓના પુસ્તકમાં લખે છે કે "હું ( શબ્દ-रॉ ) એ છું કે જેનું નામ દેવતાઓના નામથી પણ વધારે ગુપ્ત છે. હું સ્વયં ઇશ્વર સત્ય સ્વરૂપ, સર્વનો ઉત્પન્ન કર્તા અને પ્રાણી માત્રનો જન્મદાતા છું."

ब. બીજા પ્રાચીન ઉન્નત સ્થિતિમાં ગણાતા ચેલડિયન ( Babylonia or Chaldea ) લોકો શબ્દને "समस्" કહે છે, તેઓના ધર્મગ્રંથમાં લખેલ છે કે "જ્યારે" "समस्" ( શબ્દનું ) ઉચ્ચારણ થયું ત્યારે સૃષ્ટિનો પ્રારંભ થયો છે.

क. ચીન, અને જાપાનમાં શબ્દને तवो કહે છે અને તેનેજ સર્વજ્ઞ શબ્દ ( બ્રહ્મ ) સમજાવે છે. ચીનના ધર્મ પુસ્તક નામે "तवो तिकी" માં લખેલ છે કે જે જ્ઞાન વાણીદ્વારા પ્રકાશિત થાય છે તે સનાતન જ્ઞાન નથી પણ-વાણીનું મૂળ જે-तवो ( શબ્દ છે તે ) ઉત્પન્ન કર્તા, વૃદ્ધિ કર્તા, પુષ્ટિ કર્તા, પાલન કર્તા અને સર્વને ચલાવનાર છે.

ड. જરથોસ્ત ધર્મ પુસ્તક "अवस्ता" માં શબ્દને "मात्र" નામથી આદિ કારણ માનેલ છે. તેમના પ્રસિદ્ધ ગ્રંથ "वेन्दिदाद" ના ૧૯ મા ફર્ગર્દમાં લખે છે કે "मात्र स्पेंत" ( પવિત્ર શબ્દ ) સર્વથી મંગલ વિધિ છે, જે ઇરાનિયોને નિયમયુક્ત રાખે છે.

इ. પયગમ્બર मूसा ( Moses ) નો ચલાવેલ ધર્મ યાહુદી ( The Hebrews ) લોક માને છે. તેમના ધર્મ ગ્રંથ "तौरेत" નો એક ભાગ કે જેનું નામ ( Book of Psalms ) છે, જેનો રચનાર પ્રખ્યાત હઝરત સુલેમાન ( Solomon ) નો પિતા ( યાહુદીઓના રાજા ) દાઉદ ( David ) હતો, તેમાં લખે છે કે "અનાદિ પુરુષના शब्द થી સૂર્ય, ચંદ્ર, તારા, આદિ ખગોલ સૃષ્ટિ ઉત્પન્ન થઇ.

फ. યુરોપના પ્રાચીન સભ્યતામાં ગણાતા દેશ યુનાન ( Greece ) જેને સંસ્કૃતમાં "यवन" લખેલ છે, તેમના ધર્મગ્રંથમાં "लोगस" ( Logos )-शब्द-માટે

લખેલ છે કે " એજ પરમાત્માનું આંતરિક નિવાસસ્થાન અને ધર્મ સુત્ર છે. કારણ " લોગસ " ( શબ્દ ) એજ પરમસ્વતંત્ર જગદીશ્વરનું પ્રથમ નિઃસ્મરણું છે.

ग. ઇસાઇ ધર્મના પ્રણેતા ઇસુખ્રિસ્ત ( Eesus Christ ) તેમના ધર્મગ્રંથ " બાંઇબલ " માંના ( Book of John ) ના પ્રારંભમાંજ લખે છે કે " આદિમાં એક શબ્દ ( Word ) હતો એ ઇશ્વરની સાથે હતો. શબ્દ માંસ બનીને હમારી સાથે રહેવા લાગ્યો. "

ह. ઇસ્લામ ધર્મના પ્રધાન પુરૂષ " મુહમ્મદ " પયગમ્બર હતાં. તેમનો ધર્મગ્રંથ નામે " कुरान " છે. તેના પહેલા " सुरा " માં આદિ શબ્દને " इलहाम " એટલે ઇશ્વરવાણી અથવા ધર્મ મૂલ માનેલ છે.

એ રીતે સર્વ ભિન્ન ભિન્ન ધર્મ સિદ્ધાંતોની સમીક્ષા કરતાં જણાય છે કે " શબ્દ " ને બુદ્ધિ, જ્ઞાન, અથવા તો નિયમનો પર્યાયવાચી, આદિ પુરૂષના પ્રથમ વાક્ય તરીકે માનેલ છે. પણ ત્યાં સંશય થાય છે કે જો આદિ પુરૂષને ઇશ્વર માનો તો તે નિરાકાર છે. અને એક વ્યક્તિ તરીકે ગણો તો તે શબ્દ અને ઉચ્ચાર ક્યાંથી શીખ્યા ? એટલે કે શબ્દની ઉત્પત્તિની બાબતમાં કાંઇ ન લખતાં માત્ર ચુપકિદી પકડી છે. કહો કે ત્યાં એ સર્વ ગુંચવાઇ ગયાં છે. ત્યારે હવે એ વમળમાંથી બહાર નીકળવાને દુનિયામાં સર્વથી પ્રાચીન, આર્યપ્રજાના ધર્મગ્રંથ તરફ આપણે આશા ભરી દ્રષ્ટિ ફેંકવી પડશે.

ई. આર્યપ્રજાનો સર્વમાન્ય ધર્મગ્રંથ " वेद " છે. અને તેમાંના એક " ऋग्वेद " માંના દશમા મંડલના ૧૨૫ મા સુક્તમાં વાણીની બાબતમાં ઘણી ઋચાઓ છે. તેમાંની સાતમી ઋચામાં લખે છે કે,

> अहं सुवे पितरमस्य मूर्धन्ममयो निरप्स्व ? न्तः समुद्रे ।
> ततो वितिष्ठे भुवनानु विश्वो तामूं द्यां वर्ष्मणोप स्पृशामि ॥

મેં મારા પિતા આકાશને ઉપર રાખ્યું છે. મારૂં જન્મસ્થાન સમુદ્ર છે. ત્યાંથી સર્વત્ર બ્રહ્માંડમાં ફેલાઉં છું અને મારા શિરથી અંતરિક્ષને સ્પર્શ કરૂં છું.

એ સર્વેથી હવે આપણે સમજી શકીશું કે દુનિયાની જુદી જુદી પ્રજાના ધર્મ ગ્રંથો જ્યાં એક શબ્દ પ્રથમ છે. એટલુંજ માત્ર જણાવી વિરમે છે-ગુંચવાઇ પડે છે-ત્યારે આર્ય પ્રજાનો ધર્મ ગ્રંથ જે " વેદ " છે, તે આપણને વધારે આગળ અને ઉચ્ચ શ્રેણીમાં મોકલી સ્પષ્ટિકરણ કરે છે કે, એ શબ્દ-ધ્વનિ-( વાણી ) ની ઉત્પત્તિ નૈસર્ગિક રીતે પરમાત્માની અનીર્વચનિય શક્તિનાં અવિચળ યશોગાન કરતા સમુદ્રમાંથી થઇ છે. અને એ પવિત્ર પિતા પ્રભુના અગમ્ય જ્ઞાનની પ્રેરણાથી પવિત્રાત્મા अग्नि, वायु, आदित्य, અને अंगिरा એ ચારે મહર્ષિઓએ તે શબ્દની સંકલના કરી છે. એક એક જળબિંદુથી સરોવર ભરાય છે. એક એક પરમાણુથી વિશાળ પદાર્થ દ્રષ્ટિગોચર થાય છે, તેવી રીતે એક એક શબ્દની

સંકલનાથી તે, મહર્ષિઓએ સુંદર શૃંખલા તઇયાર કરી; અને તે સમયના મનુષ્યોના સુખરૂપ વ્યવહાર માટે ભાષા તરીકે સર્વત્ર પ્રસરી ગઇ.

**मनुष्योत्पत्ति समय-नी प्रारंभिक भाषा.**

સૃષ્ટિની ઉત્પત્તિના સમયને આપણે વૈદિક સમય તરીકે અહીં ઓળખાવશું. અને તે સમયે-મનુષ્યોની ઉત્પત્તિના વખતે-તેઓને ભાષા સંબંધી કાંઇ જ્ઞાન નહિં હતું; પણ તેઓમાંના પવિત્રાત્મા મહર્ષિ अग्नि, वायु, आदित्य અને अंगिरा ની કમિટીએ સમુદ્રના નિઃસર્ગિક ધ્વનિમાંથી ભાષા-શાસ્ત્રનો પ્રાદુર્ભાવ કર્યો. એ ભાષા તે વૈદિક સમયની " यौगिक " ભાષા હતી, જે અન્ય સર્વ ભાષાઓથી પ્રથમ રચાઇ હતી.

**संस्कृत भाषा.**

હાલના સ્વરૂપમાં જે સંસ્કૃત ભાષા આપણને ઉપલબ્ધ થાય છે, તે વધારે સુંદર સ્વરૂપમાં પ્રથમની યૌગિક ભાષાની સુધરેલી-સંસ્કૃતિ પામેલી-ભાષા પુત્રી છે. સંસ્કૃત ભાષાના ધાતુઓની શોધ કરવાનું માન મહર્ષિ શાકટાયનાચાર્યને છે. તે વિચાર સાથે હમે સપ્રેમ મળતા થઇએ છીએ; અને તેમણે પ્રાચીન આચાર્યોનો ધાતુ અને પ્રત્યયની બાબતમાં પ્રકટ કરેલ વિચાર કેઃ—

" धातुं ज्ञात्वा प्रत्ययं कल्पनीयं; प्रत्ययं ज्ञात्वा धातुः कल्पनीयः " એ સિદ્ધાંત સૂત્રને અનુસરી નિરિક્ષણ કરતાં પછીનો વિષય સર્વ સ્પષ્ટ થઇ જાય છે.

સંસ્કૃત ભાષાના પ્રાચીન અમુલ્ય ભંડારમાં અનેક વિદ્વાન ભાષાશાસ્ત્રીઓએ પોતાના જ્ઞાનનો ઉમદા ભોગ આપેલો છે. મહર્ષિ પાણિનિ, ગૌતમ ભગવાન પતંજલિ, ભાસ્કરાચાર્ય, યાસ્કાચાર્યાદિ ઘણા મહર્ષિઓએ તેમાં સુંદરતા અને મધુરતા સિંચી છે. તેનું સાહિત્ય વિશાળ છે, અનેક ઘટનાઓ તેણે જોઇ છે, અનેક દુર્ઘટ પ્રસંગોના પ્રહાર તેણે સહન કર્યા છે. અને અનેક વિટંબનાઓથી જર્જરિત થઇ છે છતાં પણ પોતાનું અસ્તિત્વ સાચવી રાખી પૃથ્વિભરનાં વિદ્યા રસિક જનોનાં હૃદયનું આકર્ષણ કરનારી એ-સંસ્કૃત ભાષા-ગણાય છે એજ વિશ્વપિતા પરમાત્માની કૃપાનું ચિન્હ છે.

અમૃતસર ( પંજાબ )
તા. ૧૯ મી સપ્ટેંબર ૧૯૧૩ } **હિમ્મતલાલ કાશીરામ વ્યાસ.**

સમુદ્રના તરંગોના ધ્વનિમાંથી અક્ષરોની ઋષિઓએ કેવી રીતિ કલ્પના કરી, અને કેમ કરી શકે એનો બુદ્ધિપૂર્વક ખુલાસો થવાની ખાસ જરૂર છે. તંત્રી, " સત્ય ".

## શ્રીમંતી સરોજીની નૈડુ એમ. એ. ની લઘુ જીવનકથા.

સૌથી વિદુષી જીવંત આર્યા કોણ છે ? એ પ્રશ્નનો ઉત્તર હમે સરોજીની છે એમ વગર આંચકે આપીશું. આ બંગાળી દેવીનો જન્મ ૧૮૭૯ ની તા. ૧૩ મી ફેબ્રુઆરીએ થયો હતો, તેથી હાલ તેમનું વય ૩૫ વર્ષની ભરજુવાનીનું છે. એનો પિતા ડૉ. અઘોરનાથ છાત્રોપાધ્યાય ( જે પરથી ઇતરજી અને જેને અંગ્રેજોએ ' ચેટરજી ' કરી નાંખ્યું છે ) પણ મહાવિદ્વાન્ છે ! ૧૮૭૭ માં તેણે એડીનબરોમાં ડૉકટર ઑફ સાયન્સની પદવી લીધી હતી અને તે પછી જર્મનીની બાને યુનીવર્સીટીમાં વિશેષ અભ્યાસ કર્યો હતો. બાદ હીંદમાં આવીને હૈદરાબાદની નીઝામ કૉલેજને સ્થાપન કરનાર તેજ હતો. સરોજીની તેની પ્રથમ સંતતિ છે. પિતાથી પણ પ્રખ્યાત—અને કદાચ વિશેષ વિદ્વાન પણ—પુત્રીએ પિતાના હાસ્યની શૈલીમાં પ્રશંસા કરી છે. તે કહે છે કે મારો એ બધો પૈસો બે બાબત પાછળ બગાડયો છે— એક, બીજાને મદદ કરવામાં તથા બીજું, કીમીયા પાછળ પોતાની વાડીમાં. એ રોજ દરબાર ભરે છે, જેમાં રાજાથી રંક અને વિદ્વાન્થી ધૂર્ત પર્યંત સર્વ આવે છે, અને તેમને સમાન સન્માન મળે છે. કીમીયાના અખ્તરા રોજ ચાલતાજ હોય છે અને જે પણ નવી દવા બતાવે તેને ભાઇ પેઠે આવકાર મળેજ છે ! ખરૂં જોતાં કવિ અને કીમીયાગર એક બીજાના અંગ રૂપ છે. કવિતા તેમજ સોનાના કર્તા બન્ને સુંદરતાના ભક્ત છે. કવિશ્રી આત્મકથા કરતાં કહે છે કે મારા પિતાનાં સૂચક નામો માતાએ નીચે પ્રમાણે આપ્યાં છેઃ— ૧– જયસૂર્ય, ૨– પદ્મજ, ૩– રણધીર તથા ૪– લલિતમણિ. તેનો ગૃહસ્થાશ્રમ ઘણો સુખી નીવડયો છે અને કવિતાને તેણે પોતાનું જીવન અર્પણ કરવાને પુષ્કળ સમય મળ્યો છે. તે હૈદરાબાદમાં સ્ત્રીઓની વિદ્યાવિભાગમાં રાણીરૂપ છે. પર્દાથી મઢી લીધેલી, હૈદરાબાદની અસંખ્ય બેગમો અને રાણીઓ તથા યુરોપીયન વર્ગો વચ્ચે મીસીસ નૈદુ, પરસ્પર પીછાન પુરાવનાર તરીકે, તથા પર્દો પાળતી ઉંચા કુટુંબોની સ્ત્રીઓની પર્દા વિનાની સલાહકાર તરીકે અનુપ સ્થાન ભોગવે છે. હૈદરાબાદી સૌસાઇટીની પતિ રાજા હોવા વિનાની, આ રાણી કેવલ વિદ્યામાંજ શિરોમણિ નથી. શરીરિક સ્વરૂપમાં પણ તેવીજ છે. અંગ્રેજી ભાષાની વક્તૃત્વશક્તિ પણ તેવીજ છે. મુંબઇમાં આશરે ૭ વર્ષની વાત ઉપર આ બાઇ આવી હતી ત્યારે તેણે ચર્નીરોડ પર તે વખતે નવાં બંધાયલાં બેરામજી જીજીભાઇ ઇન્સ્ટીટયુટ ઑફ કૉમર્સના સુંદર હૉલમાં આપેલું જાહેર ભાષણ હમે સાંભળ્યું હતું, અને હમારો મત એવો છે કે વક્તા તરીકે તે મીસીસ એનીબીસંટથી પણ બહુ ઉતરતી નથી અને તેનેજ બીજે નંબરે આવે છે. પ્રવાહ સ્રોત જેવો છે, કંઠ અતિ મધુર છે, આંખ ચકચકિત છે, અને અંગ્રેજી શબ્દો તો તેના ગળામાં એકપર બીજા એમ કુદાકુદ કરી રહ્યા છે. મુંબઇની એલેકઝાંડ્રા ગર્લ્સ હાઇસ્કુલની સ્થાપનાના ૫૦ વર્ષની સમાપ્તિના સ્મરણમાં ફરામજી કાવસજી ઇ. હૉલમાં ગયા માસમાં થયલા મેળાવડામાં તેજ બાઇ પ્રમુખ હતી અને પ્રમુખ તરીકે તેને ચૂંટવામાં આવી તેજ બિના તે બાઇની અપૂર્વતા સિદ્ધ કરે છે.

## અંગ્રેજી કવિતાની રચયિત્રી

મીસીસ સરોજીની નૈદુ યદ્યપિ સુંદર અંગ્રેજી પદ્ય લખવામાં કોઇ રીતે ઉતરતી નથી પરંતુ તેને શોખ તો અંગ્રેજી કવિતા રચવાનોજ છે, અને ગદ્ય કરતાં પદ્ય લખવું અતિ વિશેષ કઠિન છે એટલુંજ નહીં પણ તે લખવા માટે ભાષા જ્ઞાન તથા શબ્દ જ્ઞાન પણ ઘણું વધારે ઉંચું હોવાની જરૂર છે. પરંતુ કવિતાનો દોષ એ છે કે, ગદ્ય જેટલો તેનો લાભ લેવાતો નથી. રસિકોજ કાવ્ય વાંચે છે અને રચે છે. સિદ્ધાંતપ્રચારનું સાધન આ યુગમાં કાવ્ય નહીં કિંતુ ગદ્ય છે. પરંતુ મનુષ્યો સારૂ કવિઓ નથી. કવિઓ સારૂ મનુષ્યો છે. કમમાં કમ કવિઓની એવી માન્યતા છે. કવિની પ્રસાદીનો લાભ લેવો હોય તો મનુષ્યે તેનાંજ પાત્રોમાં તે લેવો પડશે. મીસીસ સરોજીની પોતાની પ્રાસાદિક બુદ્ધિની પ્રસાદી કાવ્યનાજ પાત્રમાં આપે છે. " સુવર્ણનો ઉદુંબર, " " સમયનો પક્ષી " એ નામના કવિતાઓના તેના કૃત એ ગ્રંથો ઇંગ્લંડમાં પ્રગટ થયા છે. પ્રથમ ગ્રંથની પ્રસ્તાવના મી. આર્થર સાઇમન્સે લખી છે, તેમાં કવયિત્રીની આંખો વિષે તે લખે છે કે, " એ આંખો ઉંડા સરોવરો જેવી છે, અને તેમાં પડતાં એક ઉંડાઇએથી બીજી ઉંડાઇએ કેમ નીચે ચાલી જતા ન હોઇએ એમ લાગે છે." મીસીસ નૈદુ સ્વભાવે દયાળુ અને હેતાળ છે. હૈદરાબાદના ત્રીજા ભાગનો, નદીનો બંધ તુટતાં જ્યારે પ્રલય થયો. ત્યારે તેણે પ્રજાનાં જાનમાલ બચાવવાને અસાધારણ કષ્ટ વેઠયું હતું. તે જ્ઞાતિબંધનોને માનતીજ નથી એમ કહેવા કરતાં જાણતીજ નથી એમ કહેવું વધારે સત્ય થઇ પડશે. પિતાના વિચારજ તેવા હોવાથી જ્ઞાતિબંધનનાં કષ્ટ તથા ટુંકી મર્યાદાએ તેને કદિ સ્વપ્ને પણ સતાવી નહોતી. તેઓ માત્ર " પરમાત્માનું પિતૃત્વ તથા મનુષ્યનું ભ્રાતૃત્વ " સ્વીકારે છે.

"પિતાનો મૂલ ઉદ્દેશ મને ગણિત અથવા તત્વશાસ્ત્રની વિદુષી બનાવવાનો હતો; પરંતુ મારામાં કવિત શક્તિ વિશેષ હતી તેથી બીજગણિતના નહીં બેસતા એક અઘરા દાખલા પર દુસકાં પાડતાં, દાખલાને બદલે (બાળપણમાં) કવિતા લખાઇ ગઇ ! દિન પ્રતિદિન તેનો પ્રયોગ વધતો ગયો." તેર વર્ષે જ્યારે બીજી શુદ્ધ હીંદુ કન્યાઓનો સંસાર ભરદરીયે હોય ત્યારે આ બાલા કવિએ સ્કોટની " સુરસાગરની સુંદરી " ( ' લેડી ઓફ ધી લેક ' ) ને મળતી ૧૩૦૦ લીટીની કવિતા ૬ દિનમાં લખી કાઢી હતી ! તેજ વયે પુર્વવિચાર વિના ૨૦૦૦ લીટીનો એક નાટક પણ માંદામાંદા, ડૉક્ટરે ચોપડીને અડકવાની ના કહી હતી ત્યારે લખી નાંખ્યો હતો ! સૌથી વિશેષ વાંચન ૧૪ તથા ૧૬ ની વયમાં થયું હતું. નવલકથા પણ તે વખતે લખી. " તે વેળા હું મને ઘણી મોંઘી કીમ્મતની લેખતી." **૧૨ વર્ષની વયે આ બાલિકાએ મદ્રાસ યુનીવર્સીટીની "મેટ્રીક" ની પરીક્ષા** પાસ કરી હતી ! તે પરાક્રમે તેને એકદમ હીંદમાં પ્રખ્યાત કરી મેલી. ૧૮૯૫ માં તે ઇંગ્લેંડ ગઇ અને લંડનની કીંગ્સ કોલેજમાં, અને તે પછી અન્ય સ્થળે તબીયત ભાંગી પડી ત્યાં સુધી અભ્યાસ કરતી રહી. ઇટલીમાં પણ પ્રવાસ કર્યો. મહાન લેટીન કવિઓની પ્રાચીન તથા રોમન હુન્નર તથા સભ્યતા અને વિદ્યાની એ ઐતિહાસિક ભૂમીની સુંદરતાએ તેના હ્રદય ઉપર ઘણી છાપ પાડી. ૧૮૯૮ ના સપ્ટેમ્બરમાં તે હૈદરાબાદમાં પાછી ફરી અને ડીસેંબરમાં ૨૦ વર્ષની વયે લગ્ન થયું. આ લગ્ન વર્ણસંકર હતું ! તેનો પતિ ડૉ. નયડુ પોતાની જાતનો બ્રાહ્મણજ નહીં પણ પોતાના પ્રાંત (બંગાળ) નો એ નહીં પણ શુધ્ધ મદ્રાસી હતો ! આ બનાવ શ્રીમ-

તીની સ્વતંત્રતા પ્રિયતા-તેમજ સામાજીક સિદ્ધાંત પ્રમાણે વર્તન કરવાની તેના પિતાની તેમજ બાળાનાં પોતાનાં નૈતિક ધૈર્યનો જેવો તેવો વ્યવહાર પાર નથી. આ "વર્ણસંકર" લગ્નથી તેને ચાર "સંતાન" થયાં છે.

## તોરૂદત્ત અને સરોજીની.

ઉત્તમ અંગ્રેજી કવિતા જેવી આ બે તરૂણ બંગાલી અબળાઓએ લખી છે તેવી કોઇ હીંદી પુરૂષે લખી નથી, જો કે અંગ્રેજીનો અભ્યાસ કરનાર સ્ત્રી વર્ગ પુરૂષથી સોમે હીસ્સે પણ નથી ! છતાં સ્ત્રીને વેદની અનધિકારી માનવામાં આવે છે એ કૌતુક છે. સરોજીનીનાં પ્રથમ કાવ્ય ( The Golden Threshold ) ની પ્રસ્તાવના મી. સાઇમન્સે લખી છે ત્યારે બીજી ( The Bird of Time ) ની કવિતા પ્રખ્યાત અંગ્રેજ કવિ ટીકાકાર તથા લેખક મી. એડમંડ ગોસેએ લખી છે. મીસ તોરૂદત્તની કાવતા અંગ્રેજી પ્રજાના લક્ષ પર લાવનાર અને અંગ્રેજી મહાકવિઓની પંક્તએ તેને મુકનાર પ્રખ્યાત અંગ્રેજ ટીકાકાર* એડમંડ ગોસે જ હતો. તે ૨૦ વર્ષની પણ થવા ન પામી અને એ બુલબુલ ક્ષયથી સ્વર્ગમાં ઉડી ગયું. અત્યાર પૂર્વે મીસીસ નૈડુ અંગ્રેજી તથા પરદેશી વિષયોનું પરદેશી શૈલીમાં વર્ણન કરતી; પરંતુ તેની ક્યાં ખોટ હતી. એડમંડ ગોસે જ હીંદુસ્તાનની વિશેષતાઓનું વર્ણન કરવાની, આ પૂર્વદેશનું હૃદય ખોલવાની, તેને સલાહ આપી અને જેની પ્રસ્તાવના મી. ગોસેએ લખી છે તે, મી. ગોસેની સલાહને માન્ય રાખીને નીપજાવેલું ફળજ છે. ઉદાહરણો આપ્યા વિના કવિતાની સુંદરતાનું વર્ણન કરવું એ લગભગ નિરર્થક છે. માત્ર વિશેષણોથી કોઇ ખ્યાલ નહીં આવે અને આનંદ તેથીએ ઓછો આવશે. એટલુંજ કહેવું બસ થશે કે તેની કવિતા શુદ્ધ છંદોબદ્ધ છે, અશુદ્ધિનું નામ નથી એટલુંજ નહીં પણ સૌથી કઠિન છંદોમાં તેણે મધુર સ્વરવાળી કવિતાઓ ફત્તેહમંદી તથા આસાનીથી લખી છે. વિચારો, ભાષા, વર્ણન, કલ્પના, સર્વે ઉત્કૃષ્ટપંક્તિના છે. શબ્દોની તે જાણે જાદુગર છે અને લાગણી તથા તરંગોની નવી દુન્યાઓ કવિતાના વિશ્વમાં પેદા કરવામાં તે બીજી બ્રહ્મા છે ! "સતી" વિષેનું કાવ્ય તો એટલું હૃદયવેધક છે, અને સાથે કવિતાના સર્વે સંસ્કારો તથા ખુબીઓથી ગાજી રહ્યું છે કે તેનો નીચલો ઉતારો આપવાની હમને લાલચ થઇ આવ્યા વિના રહેતી નથી.

---

* હીંદુસ્તાનમાં મોર્લી તથા ફ્રેડરીક હેરીસન જેવા લેખકો જેટલો એડમંડ ગોસે પ્રખ્યાત નથી. પરંતુ તે ઓછો નામાંકિત લેખક નથી. ઉચ્ચ પંક્તિનો કવિ પણ છે. તે ૧૯૦૪ થી ઇંગ્લેંડના ઉમરાવોની સભાના લાઇબ્રેરીયનનો માનવંતો ઓધો ભોગવે છે. તે પૂર્વે તે બ્રીટીશ મ્યુઝીયમમાં મદદનીશ બોર્ડ, ઓફ. ટ્રેડનો ભાષાંતરકાર, તથા તે પછી કેંબ્રીજમાં અંગ્રેજી ભાષાનો પ્રોફેસર હતો. તે એટલો બહુ શ્રુત છે, અને સાહિત્યનો સર્વભક્ષી અભ્યાસી છે કે એન્સાઇક્લોપીડીયા બ્રીટૅનીકાની ૯ મી, ૧૦ મી તેમજ ૧૧ મી (છેલ્લી આવૃત્તિઓ) તૈયાર કરવામાં તેની નિરંતર મદદ તથા સલાહ મુખ્ય કરીને લેવામાં આવી હતી. અંગ્રેજ સાહિત્યના આચાર્યોના એક પ્રતિનિધિ તરીકે પેરીસના આગેવાન ફ્રેંચ વિદ્વાનોએ ૧૯૦૫ માં તેના માનમાં ખાસ મેળાવડો કર્યો હતો.

Lamp of my life, the lips of death
Have blown thee out with their sudden breath,
Naught shall revive thy vanished spark……
Love, must I dwell in the living dark?

Tree of my life, death's cruel foot
Hath crushed thee down to thy hidden root.
Naught shall restore thy glory fled,
Shall the blossom live when the tree is dead?

Life of my life, Death's bitter sword
Hath severed us like a broken word,
Rent us in twain who are but one……
Shall the flesh survive when the soul is gone?

હાલમાં કેટલાક માસ થયાં શ્રીમતી યુરોપમાં છે. તબીયત સુધાર અર્થે ત્યાં ગયાં છે. ક્વચિત્ ક્વચિત્ તેઓ હીંદીઓની સભામાં હાજરી આપતાં જોવામાં આવે છે. બાબુ રવીન્દ્રનાથ ઠાકુરને માન આપવાના મેલાવડાઓમાં તેઓ હમેશ હાજર હતાં અને તે મહા લેખકની યોગ્ય પ્રશંસા કરવામાં અગ્રપદ લીધું હતું. તેઓ હૃષ્ટપુષ્ટ સ્થિતિમાં સ્વદેશમાં પરિવર્તન કરીને દેશની સેવા કરવા ચીરંજીવ રહો એજ આપણી અભ્યર્થના છે !

---



## સાયન્સ, (વિજ્ઞાન) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો, તથા વિચારો (સટીક).

**બુદ્ધિપ્રયોગથી મગજનો વ્યાસ અને ભાર વધે છે**—આપણામાં " સોળે સાન અને વીસે વાન " એ કહેતી છે. પરંતુ માણસનું શરીર આરોગ્યવાન્ હોય તો ૨૫ અને વારંવાર ૩૦ વર્ષ સુધી વધતું શીઘ્ર પરિપક્વતા આ ગરમ દેશમાં પણ જોવામાં આવે છે. તેથી બાલ્લમથી શરીર ઠીંગણું નાની ઉમરમાંજ રહી જવાનાં પરિણામે ઉક્ત કહેવત પ્રચલિત થઇ હશે એમ અનુમાન થાય છે. શરીરના નક્કર અવયવો, અર્થાત્ હાડકાં ૨૫ વર્ષે વધતાં બંધ પડે છે. છતાં શિર કહેતાં તેનો અંદરનો મુખ્ય ભાગ મગજનો પરિધિ તથા વ્યાસ-કદ તેમજ ભાર-વધતો બંધ નથી પડતો ! એ કૌતક છે પણ અનુભવ સિદ્ધ સત્ય છે. વિચાર કરનારા બુદ્ધિવાન્ પુરૂષોનું મંગજ ખાસ કરીને વધે છે. મૂર્ખોનું નહીં. માનસિક, કસરતથી મગજ પુષ્ટ થાય છે. અને ૪૦ થી ૫૦ વર્ષની વય સુધી એ ક્રિયા ચાલુ રહેછે. લંડનના એક મસ્તિષ્ક પરીક્ષકે અવલોકનથી એ બિના પ્રકટ કરી છે. દાખલા તરીકે, ઇંગ્લંડમાં હાલમાં સૌથી બુદ્ધિશાલી ગણાતો, ભવિષ્યનો વડો પ્રધાન ગણાતો, ઇંગ્લંડનો કોષાધ્યક્ષ મી. લૉઇડ-જૉર્જ ૪૦ વર્ષનો

હતો ત્યારે તેના માથાનું વર્તુલ ૨૩ ઇંચ હતું. હવે તે ૪૮ નો છે. ૮ વર્ષમાં તેના માથાના પરિઘમાં ૦ાા ઇંચની વૃદ્ધિ થઇ છે. બજેટ તૈયાર કરતાં તેને જેવું તેવું ભેજું કસવું પડતું નથી. ઇંગ્લંડનું સૌથી સરસ સોસીયલીસ્ટ પત્ર 'કલેરીયન' જેનો પ્રચાર લાખો નકલોનો છે તેના તંત્રી મી. બ્લેચફર્ડનાં માથાનો પરિઘ ૫૦ વર્ષની વયે ૨૨$\frac{1}{2}$ હતો. તે હવે ૬૦ વર્ષનો છે ને તે વધીને ૨૩$\frac{1}{8}$ એટલે અર્ધો ૦ાા ઇંચ વધ્યો છે. ૪૬ વર્ષની વયે પ્રખ્યાત મી. ડબલ્યુ ટી. સ્ટેડનાં માથાનો પરિઘ ૨૩ ઇંચ હતો. ૬૨ વર્ષની વયે તે ૨૩$\frac{3}{4}$ ઇંચ હતો. માથાની આસપાસ તો ખોપરી જેવું નક્કર હાડકું છે તે જોતાં ભેજાં જેવી પોચી વસ્તી તે નક્કર તત્વને આગળ વધવાની ફરજ પાડે એ મહા આશ્ચર્યકારક છે.

**કોલસાની શક્તિ માણસથી અધિક છે**—તેના આંકડા એક સાયેન્ટીફ પત્ર પુરા પાડે છે. ૧–એક માણસને પંપ ચલાવવા બેસાડયો હતો. તેણે દહાડાના દસ કલાક ખુબ ખેંચતાણ કરી તેનું પરિણામ માત્ર ૨૦ આઉંસ કોલસો જેટલું કરી શકે તેથી કાંઇક ઓછું હતું. ૨–એક માણસ આખું વર્ષ સખત મજુરી કરવામાં જે શક્તિ વાપરે છે તે શક્તિ ૩૬ રતલ સારા કોયલામાં છે! ૩–ઇંગ્લંડમાં દર વરસે દર માણસ દીઠ છ ટન જેટલો કોલસો નીકળે છે. આ છ ટન આખા વર્ષમાં ૩૩૬ માણસના કામની સમગ્ર શક્તિ બરોબર છે. ૪–ઉત્તમ જાતનાં ઇંજીનમાં પણ કોલસાની શક્તિનો વધારે મોટો ભાગ નકામો જાય છે, તેથીજ ઉત્તમ એંજીન, ઓછા કોલસા બાળતું હોવાથી અંતે સોંઘું પડે છે. ૫–વર્ષમાં ૩૦૦ કામ કરનાર માણસની શક્તિ બરોબર માત્ર ૧ાા હંડ્રેવેટ જેટલા કોલસાની શક્તિ છે. ૬–એક ઘોડાની શક્તિ ૧૦ માણસ બરોબર છે. પરંતુ ૧ા રતલ કોલસાથી વધારે શક્તિ એક દહાડામાં ઘોડો કહાડી શકતો નથી. એટલે કે આખું વર્ષ અર્ધો ડઝન ઘોડા કામ કરવામાં જે શક્તિનો વ્યય કરે તે શક્તિ માત્ર એકજ ટન કોલસો આપે છે. જેમનામાં જેવું કામ કોલસો નથી કરી શકતું એવી બુદ્ધિ ન હોય તેણે કોલસો થવાનીજ ઇશ્વરને પ્રાર્થના કરવાની રહી છે!

**મનુષ્યની શક્તિની વિચિત્ર ગણના**—મનુષ્યની શક્તિ પણ એમ તો અપાર છે. તેમાં ખામી તે એકત્ર કરવાની અશક્તિ જ છે એમ વિદ્વાનો કહે છે. તમે ૧૦ માઇલ ચાલો છો તેમાં જે શક્તિ જાય છે તે એટલી છે કે જો તે એકત્ર થાય તો તે વડે જમીન પરથી ૮૦૦ ટનનો બોજો ૧ ફુટ ઉંચો ઉપાડી શકે! હવે આમાં દરેક વફાદાર અવયવના ફાળાનું વૃત્તાંત સાંભળો. તેમાં પગ દોઢસો ટનની, હૃદય સો ટનની તથા ફેફસાં ૨૨ ટનની મદદ આપે છે. બાકીની શક્તિ શરીરમાંથી ચાલતાં જે ગરમી ચાલી જાય છે તેમાં વપરાય છે.

દોડવા, હલ્લેસાં મારવા, કુસ્તી કરવા વગેરે હરીફાઇની કસરતી રમતોમાં જમીન પરથી ૫૦૦૦ રતલ વજન ઉપડે એટલી શક્તિ દર મીનીટે અવયવો પોતામાંથી કાઢી આપે છે. જો મનુષ્ય શક્તિનો મરજી માફક ગમે તે કામમાં ઉપયોગ કરી શકે તો મૃત્યુ પર્યંતના સમયમાં તેણે એટલી શક્તિ કાઢી હોય છે કે તે સૂર્યના સ્થાનની ૯૬ કરોડ માઇલની મુસાફરી કરી શકે! આ ગણિત જ્યોતિષનાં ગણિત કરતાં વધારે વિચિત્ર છે પણ તે તેનાથી ઓછું સત્ય નથી. એવી ગણના થઇ છે કે પાંચ તોલાની રોટલીમાં જે ગુપ્ત શક્તિ છે તે ૧૫૦ ટનની બરોબર છે!

**બાળક કુદરતી રીતે તરે છે !** ઘણાંખરાં પશુઓને કુદરતી રીતે તરતાં આવડે છે. મનુષ્યજ મુખ્ય કરીને મુદ્દલ તરી શકતો નથી. અને બાલ્યાવસ્થા કેટલી પશુતુલ્ય છે તે મનુષ્યનાં બાલકો કેટલીકવાર એની મેળે તરે છે તે પરથી જણાઇ આવે છે. બ્રીટીશ મેડીકલ એસોસીએશનની એક સભામાં બાથના જાણીતા ડૉ. કેનેડીએ એક વર્ષનાં બાલકનો તેણે મેળવેલો અનુભવ થોડા વખત પર વર્ણવ્યો હતો. તેના કથન પ્રમાણે તેણે તે બાળક દરીયામાં મુકતાં તે ડુબકી ન ખાતાં તરવા માંડયું હતું ! આ અખતરા વારંવાર કરવા જોખમભર્યા છે. પણ સાવચેતીથી તેની ખાતરી કરવી ઘટે છે.

**દયાલુતાથી ગાયો વધારે દૂધ તથા માખણ આપે છે !**—એ સામાન્ય રીતે ગોવાળો જાણે છે; પરંતુ ચોક્કસ અખતરાથી આંકડા વડે તે વાત સિદ્ધ કરનાર તો કાન્સાસ ( અમેરીકા ) ની ખેતીવાડીની કૉલેજ જ છે. તેની તરફથી ૩ ગાયો સાથે દયાળુ ભરી રીતે વર્તતાં તેઓએ સરેરાસ ૩૬ રતલ દૂધ આપ્યું હતું, જેમાં ૪.૨ ટકા જેટલું માખણ હતું. તે પછી એજ ત્રિપુટિને તે ખાતી હોય ત્યારે સામે કુદીને, ભડકાવીને, ઘાંટા પાડીને ચીઢવીને તથા માર મારીને પજવવામાં આવી. ગાયોએ પણ જબરો ખાર લીધો. તેઓએ ઓછું દૂધ આપવાની શિક્ષા કરી, અને માત્ર સરેરાસ ૨.૩ રતલ દૂધ આપ્યું અને તેમાં માખણનું પ્રમાણ પણ ૩.૪ ટકાજ હતું. બીજી ૩ ગાયો સાથે માયાથી વર્તતાં તેમણે ૩૧ રતલની સરેરાસ આપી. તેમને કૂતરા ભસાવ્યા ને પાછળ દોડાવ્યા એટલે ૨૩ રતલ કરી નાંખ્યું ! તથા માખણનું પ્રમાણ પણ ૪-૨ પરથી ૩-૧ એટલે લગભગ પોણું કરી નાંખ્યું. ઢોરાંઓ પણ દયાથી ઉદાર થાય છે તો મનુષ્યો કેમ નહીં ? શેઠીયાઓએ જો મહેતાજીઓ પાસે વધારે સારૂં કામ લેવું હોય તો આ દાખલો તેઓએ લેવા જેવો છે !

**રેડીયમના ચમત્કાર**—ઇંગ્લંડના સૌથી પ્રસિદ્ધ શસ્ત્રવૈદ્ય સર ફ્રેડરીક રીવ્ઝે "રેડીયમ ઇન્સ્ટીટયુટ" નામક રેડીયમનાં ગુણની શોધ કરનારાં ખાતામાં ભાષણ આપતાં જણાવ્યું હતું કે એ ખાતાંમાં બધું મળી ચાર ગ્રામ રેડીયમ છે, જેની કીમ્મત ૧૨ લાખ રૂપીયા છે ! રેડીયમની શોધ ખોળનાં બીજાં કોઇ ખાતાંમાં એટલો મોટો જથો નથી. પાઠાનું દરદ તેમજ સંધિવાનો દુઃખાવો જે દાખલાઓમાં રેડીયમનાં પાણીના પીવાના પ્રયોગથી મટી ગયો હતો તેની તેણે વીગતો આપી હતી. રેડીયમનું સત્વ તેને અમુક રીતે પાણીમાં રાખવાથી તે પાણીમાં આવે છે, છતાં ખુબી એ છે કે તેથી રેડીયમની શક્તિ ઘટતી નથી ! આ રેડીયમથી મંત્રેલું પાણી શીશીમાં ભરીને ડૉકટરોને દવા તરીકે વાપરવા મોકલવાની વ્યવસ્થા કરવામાં આવી છે. હીંદુસ્તાનમાં તે આવી પહોંચ્યું છે કે નહીં તેની ખબર નથી. હીંદમાં પણ રેડીયમ ઇન્સ્ટીટયુટની ખાસ જરૂર છે. ડૉ. રાસબિહારી ઘોસની યોજનામાં તેનો સમાવેશ થવો જોઇએ.

રેડીયમ ધાતુ સંબંધી જેમ જેમ નવી શોધો અને ઉપયોગિતા સાબીત થતી ગઇ તેમ એ ધાતુની કીંમત વધી પડી છે. હાલમાં ઇંગ્લાંડમાં એક તોલા રેડીયમનો ભાવ રૂ. ૨૭ લાખ બોલાય છે, એટલે કે એક માસાના રૂ. બે લાખ અને એક રતીના રૂ. ૨૮ હજાર બેસે છે.

**લડાઇ બંધ !**—જ્યારે ઇચ્છાગામી વિમાનો જર્મનીમાં કાઉંટ ઝેપલીને તથા ફ્રાન્સમાં સેંટો-ડયુમોએ શોધ્યાં ત્યારથી "રીવ્યુ ઑફ રીવ્યુઝ" માં મી. ડબલ્યુ. ટી. સ્ટેડ લખતા કે હવે

લડાઇ અશક્ય થશે કેમકે વિમાનોમાંથી, સ્થળ જળ પરના દારૂ ગોળા, મનવારો, લશ્કરો સઘળું તોપના ગોળાથી સળગાવી મુકવામાં આવશે એટલે જોતજોતામાં લડાઇનો અંત આવી જશે. નબળું અને સબળું રાજ્ય વિમાનના પ્રતાપથી સર્ખા બલવાન થઇ જશે ! પણ તે દિન હાલ તો હજી આઘા દીસે છે. દરમીયાન ઇટલીયન યુવાન-ઇટલીયનો પણ શોધક બુદ્ધિના છે-એંજીનીયર ઉલીવીએ ૬૭૦ વારથી તે ૧૨ માઇલ જેટલે દુર આવેલો દારૂગોળો માત્ર વાયર્લેસની મદદથી, હાવર ખાતે બાળી મૂકવાના ફતેહમંદ અખતરા કરી બતાવ્યા હતા. વાયર્લેસથી તે, દારૂગોળાના ભંડારમાં વીજળીની એક ચીણગારી ઉત્પન્ન કરે છે જેથી તે એક તડાકે ઉડી જાય છે. આ પ્રમાણે ઘેર બેઠાં ગમે ત્યાં વીજળીનો દીવો પેદા કરીને ગમે તે ભસ્મીભૂત થઇ શકે છે.આંખને અદ્રશ્ય એવાં કીરણો તેણે ઉત્પન્ન કર્યાં છે જેને ' એફ ' રેઝ નામ આપ્યું છે. તે કીરણ ફેંકીને તે આ ચમત્કાર કરે છે. જો હજી પણ લાંબેથી તે વીજળીક ચીણગારી ઉત્પન્ન કરી શકે તો પછી લડાઇનો સામા નજ સપાટામાં નષ્ટ થઇ શકે. પછી તૈયારી કરવીજ શ્યા !

**પાશ્ચાત્ય અગ્નિદાહને આવેલી નવી પાંખો**—પાશ્ચાત્યો હવે શબને ભૂમીદાહને બદલે હીંદુઓ પેઠે-જો કે હીંદુઓથી જુદી રીતે-અગ્નિદાહ કરવા લાગ્યા છે. સૌથી છેલ્લો અગ્નિદાહ, જર્મનીના સોશીયેલીસ્ટ પક્ષના વડા હેર બેબલનો હતો; પરંતુ અત્રેથી તેઓ અટક્યા નથી. અગ્નિદાહ ભઠ્ઠીમાં વીજળીક ગરમીથી થાય છે. એક કલાકમાં એક મુઠી રાખનો ભૂકોજ અવશેષ રહે છે. તેને મૃતકના સંબંધીઓ તીજોરીમાં સ્મારક રૂપે સાચવી રાખી જાણના. પણ એ અદ્રશ્ય ખૂણામાં રાખવાથી શું ? એક સાહસિક ચિત્રકારે તેનો ઉપયોગ શોધી કાઢ્યો છે. એજ ભસ્મનું ચિત્ર ડેન્વર ( યુનાઇટેડસ્ટેટ ) નો એક ચિત્રકાર આલેખી આપે છે. પ્રથમ તેણે સીગારની રાખ વડે ચિત્ર પાડી જોયું, અને તે ફતેહમંદ થવાથી તેણે હવે આ નવીન યોજના કરી છે. આ ફૅશન અમેરીકામાં આગ પેઠે આગળ વધવાનો સંભવ છે.

---

## દક્ષિણ આફ્રિકાની મુસાફરી-૩

આ કમ્પાલામાં આજે અમને પંદર દિવસ થઇ ગયા છે. હજુ આઠવાડીઉ રહીશું, ત્યાર બાદ એન્ટેબે જે યુગાન્ડા ઇસ્ટ આફ્રિકાની રાજધાની છે ત્યાં જઇશું. યુગાન્ડાનું મુખ્ય શહેર કંપાલા ગણાય છે. અહિં મીશનરીઓનું ઘણું જોર છે. તેમ અંહિંના લોકોને તેઓએ ઘણા સુધાર્યા છે. યુગાન્ડામાં ક્રીશ્ચીઅન ધર્મનો પ્રચાર કરવામાં અનેક વીર મીશનરીઓએ પોતાની જાનો ખોઇ છે. પહેલ વહેલાં અહીં અરબ લોકો આવેલા એટલે મુસલમાની ધર્મનો પ્રભાવ હતો. અહિંના લોકોને પહેલાં અરબો કેવી રીતે લૂંટતા અને ગુલામો બનાવતા તેમ લઇ જતા તેનું વર્ણન વાંચવા લાયક છે. અંગ્રેજોના આવ્યા બાદ ગુલામી ધંધો બંધ કરવામાં આવ્યો છે અને તેને માટે કેટલીક લડાઇઓ અહિંના પૂર્વ રાજાઓથી અંગ્રેજોને કરવી પડી હતી. અત્યારે જે રાજા છે તે ક્રીશ્ચીઅન છે.

કોઇ કહે છે કે પૂર્વજમાનામાં એક આરબ મોતી ( ચીડીઆં ) લઇને આ આફ્રિકાના

જંગલી સરદારો પાસે આવ્યો. તેને અહિંના લોકો મામી કહે છે. આ મામીઓએ પૂછ્યું કે આ મોતી કયા ઝાડમાંથી થાય છે? આરબને તેઓની પાસેથી નાણું કઢાવવું હતું એટલે કહ્યું કે તમે પણ આ મોતીને વાવો એટલે ૭ મહીને ઝાડ થશે. બિચારા ભોળા લોકો તેની વાતમાં આવી ગયા. આરબે ૭ મહિનાનો સમય એટલા માટે રાખ્યો હતો કે તે દરમીયાન તે સહીસલામત પાછો અરબસ્તાનને કાંઠે પહોંચી જાય. મોતીના બદલામાં હાથીદાંત આદિ પુષ્કળ કીંમતી ચીજો તે લઇ ગયો. જંગલીઓએ ખેતર ખેડયાં અને મોતી વાવ્યાં. રોજ પાણી પાવા માંડયાં પણ મોતી મેળવતાં તો મોતીઆજ ભરી ગયા. પેલો આરબ પાછો આવ્યો ત્યારે તેને પેલા મામીએ પકડી મંગાવ્યો અને કહ્યું કે તને મારી નાંખશું. આ મોતી કેમ ન ઉગ્યાં ? આરબે પોતાના દેશના નામી અશ્વાબુતરી બુદ્ધિથી તે મૂર્ખોના સરદાર મામીને એકાંતમાં કહ્યું કે "તે વખતે તેં મોતી માટે પૂછ્યું કે તે કયા ઝાડમાંથી થાય છે? જો હું તે વખતે તારા નોકર ચાકરો વચ્ચે કહેતે કે તે ઝાડમાં નથી થતાં તો તને આ બધા બેવકૂફ માનતે. તેટલા માટે તારી બેવકુફી ઢાંકવા મેં કહ્યું હતું." આ સાંભળી મામી ખુશી થયો અને કહ્યું કે "અમે તારો ઉપકાર માનીએ છીએ કે તેં અમને આવી બુદ્ધિ દીધી" અને તેનો સત્કાર કર્યો. ઇન્ડીઅન વેપારીઓ અહિં પહેલા પહેલાં આવ્યા ત્યારે કહે છે કે સાધારણ લુગડું આ લોકોને એવી રીતે આપતા કે એક હાથીદાંત તે લુગડામાં મૂકે અને હાથીદાંતની લંબાઇ પહોળાઇ જેટલો ટુકડો ટુકડો દાંતના બદલામાં ફાડી આપે. આ લોકો હાથીદાંતોની તો મોટી મોટી વાડો બનાવતા. અત્યારે પણ આ ભાગમાં પુષ્કળ હાથીદાંત મેળવાય છે. જો કે ગવર્નમેન્ટે હાથણી તેમ નાનાં મદનીઆંઓ (હાથીનાં બચ્ચાં) મારવાની સખ્ત મનાઇ કરી છે તેમ ખાસ પાસ વિના હાથી મારી શકાય નહિ. હમણાં આ કંપાલામાં ગવર્મેન્ટ તરફથી હાથીદાંતનું લીલામ થયું ત્યારે હું હાજર હતો. સેંકડો જાત જાતના દાંતો પડેલા હતા. માનવીનો નાજુક કોડ પુરા કરવા કુદરતનાં કેવાં નિર્દોષ અને કિંમતી પ્રાણીઓ પોતાનો ભોગ આપી રહ્યાં છે? પરણતી વખતે હાથીદાંતના ચુડલા ખણખણાવનાર **अहिंसा परमोधर्मः** ના સૂત્રને માનનાર હિન્દુ તથા જૈન બાળાઓને ક્યાં ખબર છે કે તમારૂં આ કહેવાતું સૌભાગ્ય ચિન્હ અનેક કમકમાટ ભરેલી રીતે રીબાવી રીબાવી મારવામાં આવતા સૌભાગ્યવંતી હાથણીઓના વ્હાલાં પતિઓના અવસાનનું પરિણામ છે! ભોળી બાળા તું તારે શણગારી લેને? તારૂં ભોળું સૌભાગ્ય અનેક હાથણીઓનું વૈધવ્યં તથા અનેક હાથીઓનું મરણ સ્મરણ છે.

આ યુગાન્ડાના વેપારના રાજા તુલ્ય ગણાતા શેઠ અલાદીના વિશ્રામ ખોજા ગૃહસ્થ છે. જે વખતે અહિં રેલ કે સ્ટીમરનાં સાધન પણ જોઇએ તેવાં નહોતાં તેવી સ્થિતિમાં આ સાહસિક વેપારી યુગાન્ડાના ઉંડા ઉંડા ભાગમાં પ્રવિષ્ટ થઇ ગયેલ. સારાસારા ઇંગ્રેજ અમલદારો આ શેઠની મદદથી પ્રથમ પ્રથમ આવી શકતા. અત્યારે તેમની મિલકત કરોડની ગણાય છે. છતાં તદ્દન સાદા છે. સાઠ સીત્તેર વર્ષ થઇ ગયાં છે પણ પાંચ દશ માઇલ જવું અને આવવું કોઇ ચીજ નહિ. હિન્દુઓ બીચારાઓની તો એવી સ્થિતિ છે કે કોઇ મરી જાય તો બાળવા લાકડાં આ ખોજા ગૃહસ્થ પુરાં પાડે ત્યારે. આ પ્રદેશ પહાડી છે. વરસાદ ચાલુ પડતો હોવાથી હરીયાળી જમીન રહે છે. અહિંના લોકોનો મુખ્ય ખોરાક કેળાં છે, એટલે કેળાં બેસુમાર છે. બાકી ઝીણાં ઝીણાં ટુકડાં તેના ધાણી દાણીઆ છે.

કંપાલા, તા. ૩ સપ્ટેમ્બર મહારાણીશંકર અંબાશંકર શર્મા.

## અંગ્રેજી ઇ. માસિકોના ઉત્તમ લેખોનો સારાંશ-સટીક.

"વેદોમાં રોગજંતુશાસ્ત્ર" નું ખંડન—રા. સાતવળેકરે ઉપલા વિષય પર જે એક વિદ્વત્તાભર્યો લેખ વાંચ્યો હતો તેનો સાર આ પત્રના ઓગસ્ટના અંકમાં આપવામાં આવ્યો હતો. એ લેખનું ખંડન એક મરાઠી માસિકમાં રા. કૃષ્ણશાસ્ત્રી ધુલે નામના એક વિદ્વાને કર્યું છે, જેનો સાર આજે આપવામાં આવે છે.

અત્રે એટલું જણાવવું અનુચિત નહીં ગણાય કે, ખંડનની શરૂઆત વાંચતાં તે લેખકે રા. સાતવળેકરનાં સ્વામી દયાનંદે સૂચવેલી પરિપાટીનાં વેદાર્થો વિશે આક્ષેપ યુક્ત પણ સભ્ય ભાષામાં ઇસારો કરેલો છે. એટલું છતાં ગુજરાતી પંડિતોની માફક માત્ર ગાળોજ દેવામાં તેણે પોતાની શક્તિનો વ્યય કર્યો નથી. તેણે આપેલાં પ્રમાણો પણ ઘણાંખરાં વેદનાંજ છે અને એકંદર લેખ વાંચતાં સહજ જણાઇ આવે છે કે લેખકે પોતે પણ વેદોનું સારૂં મનન કરેલું છે. આથી બે યોગ્ય બળવાળા યોદ્ધાઓનું યુદ્ધ જોવાની આપણને બે ઘડી મઝા પણ મળશે. લાભ પણ અવશ્યજ થશે.

રા. સાતવળેકરનું યજુર્વેદનું પહેલું પ્રમાણ યે अन्नेषु विविध्यन्ति पात्रेषु पिपतो जनान् [ જે ખાવાનું અન્ન અને પીવાનું પાણી—તે દ્વારા મનુષ્યોના ( શરીરમાં જાય છે અને ત્યાં ) વ્યાધિ ઉત્પન્ન કરે છે. ] એમાં યે સર્વનામ તેમણે जन्तवः ( જંતુઓ ) ને સારૂ કલ્પેલું છે, જે ખરી રીતે તેમણે ' રૂદ્ર શબ્દ, કે જેને વાસ્તેજ એ સર્વનામ વપરાયલું છે, તેનો અર્થ કરવામાં ખાધેલી થાપનુંજ પરિણામ છે ! ' રૂદ્રનો અર્થ જન્તુઓ થઇ શકતોજ નથી ! ' રા. સાતવળેકરના પ્રમાણના આગળ પાછળના મંત્રો આપી લેખક જણાવે છે કે તેની પછી આવતાં વર્ણનમાં ' રૂદ્રના હાથમાં ધનુષ્યો હોય છે ' એવા અર્થનો મંત્ર આવે છે; તેમજ ' રૂદ્રો સ્થૂલભૂતોના અધિપતિ—સર્વ પ્રાણીના પાલન કરનાર—છે અને તેમના મસ્તકપર કપર્દ કહેતાં જટા હોય છે' એવું તેમાં કહેવામાં આવેલું છે તેથી રા. સાતવળેકરની ' રોગનાં જંતુઓ ' વાળી ઇમારત ધડ દઇને પડી જાય છે ! એટલુંજ નહીં પણ જો રૂદ્રનો અર્થ જંતુઓ, અને તે પણ રોગનાં જંતુઓ, કરવામાં આવે તો પછી રા. સાતવળેકરે, પોતે આપેલાં ચાર પાંચ મંત્ર આગળ જાય તો, ' રૂદ્રો માર્ગનું રક્ષણ કરે છે, પોષક દ્રવ્યો આપી પ્રાણીઓનું પોષણ કરે છે, લોકોનાં અનિષ્ટનું નિવારણ કરે છે, તેમના હાથમાં શસ્ત્રો હોય છે અને તે ખડ્ગ ધારણ કરે છે. ' એવો અર્થ શું કરશે ? શું રોગજન્તુઓને આ વિશેષણો લાગુ પાડી શકાય ? આથી રા. સાતવળેકરે જાણીજોઇને એવા અર્થના મંત્રો આપ્યાજ નથી. નહીં તો તેમનું પોકળ ખુલી જાય,—એવા અર્થનું કડક ટીકાત્મક લખાણ કરી ખંડનકાર કહે છે કે विविध्यन्ति નો અર્થ સાયણાચાર્યે ' રોગ ઉત્પન્ન કરે છે, ' એવો કરેલો છે ( જો કે તે અર્થ બધે લાગુ પડે છે, એમ તો તે પોતે સ્વીકારતો પણ નથી. ) અને તે પરથી રા. સાતવળેકરને લાગ્યું હશે કે રોગોને ઉત્પન્ન કરનાર અને વળી સૂક્ષ્મ તેથી તે રોગ-જંતુ હશે ! પણ विविध्यन्ति એ પદનો અર્થ સમજવામાં રા. સાતવળેકરે મોટી ભૂલ કરી છે અને તેને પરિણામેજ એમની બધી ગેર સમજુત થઇ છે. विविध्यन्ति એ એક પદ નહોતાં તે वि અને विध्यन्ति એમ બે પદ છે અને તેનો અર્થ ' નાના પ્રકારના રોગ ઉત્પન્ન કરે છે ' ન થતાં ' બાણાદિકથી વધ કરે છે ' થાય છે. રૂદ્ર એ રોગજંતુ નથી એવી ખાત્રી કરી આપનારા મંત્રો એજ પ્રકરણમાં ( રૂદ્રાધ્યાયમાં ) પુષ્કળ છે, એમ, જો રા. સાતવળેકરે વિશેષ ધ્યાનથી વાંચ્યું હોત તો તેમને જણાઇ આવ્યા વગર રહેત નહીં, એમ ખંડનકારનું કહેવું છે અને તેણે તેવાં કેટલાંક પ્રમાણો પણ આપેલાં છે.

ખંડનકાર કહે છે કે રૂદ્રનો અર્થ 'અગ્નિ' જ થઇ શકે છે; અને તૈત્તિરીય સંહિતા, ૫-૪-૩-૧ નું પ્રમાણ આપી તે સિદ્ધ કરી કહે છે કે એમાં રોગજન્તુનો બીલકુલ સંબંધજ નથી ! જો રા. સાતવળેકર બલધ્ન, રક્ષોહા, અસુરધ્ની, સપત્નધ્ની, એનો અર્થ અનુક્રમે બલનો નાશ કરનાર, રાક્ષસનો નાશ કરનાર, રાક્ષસનો સંહાર કરનારી, અને શત્રુનો સંહાર કરનારી કરે છે તો એ મંત્રોમાં આવેલા યજ્ઞધ્નનો અર્થ, યજ્ઞનો નાશ કરનાર, કરી જોવો કે જેથી તેમને તેમની ભૂલ તુરત જણાઇ આવે !

રા. સાતવળેકરના બીજા પ્રમાણનો અર્થ પણ 'રોગજન્તુ' અને તે શરીરના અવયવોમાં 'જાય છે' એવો થતોજ નથી, એમ ખંડનકાર સપ્રમાણ બતાવી આપે છે. તેમાં તો કીડાઓનો સામાન્યતઃ ઉલ્લેખ કરેલો છે, અને તેમાં રોગ જન્તુઓનો, કે તેથી શરીરમાં પ્રવેશ કરે છે તેનો, બીલકુલ ઉલ્લેખજ નથી ! જો તેવો અર્થ કરવામાં આવે તો એ મંત્ર પછી આવનારા મંત્રનો તેવો અર્થ થઇ શકતો નથી. આથી રા. સાતવળેકરે વેદાર્થો ન સમજવાથી યા પોતાનાજ અર્થો કાઢવાથી બધો 'બાંગડો વાળ્યો' છે, એમ ટુંકમાં ખંડનકાર જણાવી રા. સાતવળેકરના કહેવા મુજબ રાક્ષસ એ રોગજંતુ છે કે કેમ- એનો વિચાર બીજી કોઇ વખતે કરવાનું વચન આપે છે.

એકંદરે ખંડનકારે સબલ પ્રમાણો આપેલાં જણાઇ આવે છે અને તેમાં નકામા અંધશ્રદ્ધાપૂર્ણ આક્ષેપો જણાઇ આવતા નથી. લેખક 'રૂદ્ર' નો અર્થ અગ્નિ યોગ્ય રીતે સ્વીકારે છે. હવે જોવાનું છે કે રા. સાતવળેકર આનો શું જવાબ આપે છે.

M. M. J.

**પ્રજાકીય કેળવણીની અમેરીકામાં વિચિત્ર યોજના:**—હમારો એવો અભિપ્રાય છે કે, જો મનુષ્યોએ વિશ્વ સાથના સંબંધમાં રહેવું હોય તો તેણે હમેશાં રૂયુટરના તારો વાંચવા. થોડા સમય પછી તેનો પૂર્વાપર સંબંધ ખબર થવાથી બધા તારનો ભાવાર્થ સમજવામાં આવશે. તે તારમાં તમે થોડા દિવસ પર કદાચ વાંચ્યું હશે કે જ્ઞાન સાથે ગમ્મત આપનારી ભ્રમણ કરતી એક ટોળીમાં, યુનાઇટેડ સ્ટેટ્સના સ્વદેશ ખાતાના પ્રધાન, પ્રેસીડંટ વીલ્સનના જમણા હાથ અને પ્રખ્યાત વક્તા મી. બ્રાયને પણ અમુક લવાજમ લઇને ભાષણો આપવા સ્વીકારવાથી અમેરીકન છાપો તેના પર "છેડાઇ પડયો" છે ! અને પ્રેસીડંટથીજ ઉતરતો એક મહાન્ સરકારી અમલદાર એવા સર્કસમાં બાંડુલી ઠઠ્ઠ પેઠે ભાગ લે તેથી રાજ્યની પ્રતિષ્ઠા ઘટે છે એમ કહીને તેના પર ચોતરફથી ઠપકો આપવામાં આવ્યો હતો. મી. બ્રાયને એવો બચાવ કીધો હતો કે તેનો પગાર, ખર્ચ પુરતો ન હોવાથી તેને આમ કીધા વિના છુટકો નથી; જે પરથી એક પત્રે જે ખોટ હોય તે પોતે ભરી કે ભરાવી આપવાની માગણી કરી હતી ! આ પરથી હમને આશ્ચર્ય થયું કે એવી તે જ્ઞાન સાથે ગમ્મત આપનારી ભમતી ટોળી કંઇ છે ? સદ્ભાગ્યે અકટોબરના "મૉડર્ન રીવ્યુ" માં જોઇતી વીગત આપનારો એક લેખ મી. રફીઉદીન અહમદ (આયોવધા નગર, યુ. એસ. એ) તરફથી પ્રગટ થયો છે. તેનો સાર આમ છે:—આ સંસ્થાનું નામ "શેટોકા (Chotauqua) લીટરરી એંડ સાયેન્ટીફીક સર્કલ" છે. શાળાએ નહીં જતાં, મોટી ઉમરનાં સ્ત્રીપુરૂષોને કેળવવાનો તેનો હેતુ છે. એહુનો તથા તેમની 'મડમો' પણ એ સંસ્થાના કામનો લાભ લઇને 'અપ-ટુ-ડેટ' જ્ઞાની થાય છે. તેની સ્થાપના ૧૮૭૪ માં મીલર અને વીન્સેંટ નામના બે ગૃહસ્થોએ કરી હતી. પ્રથમ યોજના માત્ર જાહેરમાં લોકોની ફુરસદના એવા રવિવારને દિવસે મોટી વયનાં સ્ત્રીપુરૂષોને ભાષણો આપવાની હતી. તેમાં કામ કરનારા દેશાભિમાની અમલદારોને નામ માત્ર પગાર મળે છે. તેઓ શીખવવા આવનારને ઘેર તેમજ જાહેર ભાષણથી ભણાવે છે. તેની જે ફી મળે છે તે જનરલ ફંડમાં જાય છે. અમેરિકનો મહાઉદ્યોગી છે છતાં ફુરસદના વખતમાં વિદ્યા પ્રાપ્ત કરવી કદાપિ પોતાને અવિરૂદ્ધ માનતા નથી. શેટોકા એ ન્યુયોર્કમાં એક સ્થળનું નામ છે કે જ્યાં એ સંસ્થાની વડી ઑફીસ છે. તેની તરફથી ઘેર શીખવવાની જે વ્યવસ્થા છે તેનો ત્રણ લાખ જણો લાભ લે છે,

એટલે કે એ ત્રણ લાખ પોતાને ઘેર, સંસ્થાએ આપેલાં અમુક પુસ્તકોનો અમુક પ્રમાણનો એક સાથે અભ્યાસ કરતા હોય છે. માત્ર વર્ષે રૂ. ૧૫ થી, જોઇતાં પુસ્તકો, ભણાવવાની ફી તથા સંસ્થા તરફનું માસિક સભાસદ્-વિદ્યાર્થીઓને ઘેર બેઠાં મળે છે. જેઓ ૪ વર્ષ સુધી અભ્યાસ કરે તેઓને દરેક ઉપયોગી વિષયનું સામાન્ય જ્ઞાન થાય છે એમ પતાં તેમને સંસ્થાની સનદ મળે છે. પત્રવ્યવહારથી ભણાવવામાં આવે છે. જ્યાં પણ ૨૦-૨૫ આદમી સાથે થઇ શકે છે ત્યાં વળી ખાસ રાત્રીશાળા જેવી ગોઠવણ કરવામાં આવે છે.

તેની ભાષણની વ્યવસ્થા એ નવીન છે. જુલાઇ ઑગસ્ટના બે માસમાં ખેડુતોને નવરાશ હોય છે. કેમકે તાપ સખત પડે છે ને પાક પોતાની મેળે ઉગે છે. તેથી ખેડુતો એ બે માસમાં પોતાના સૌથી પાસેના નગરમાં શોટોકા તરફના ભાષણોમાં જ્ઞાનરસનું પાન કરવા દોડે છે. આ દેશમાં ખેડુતો એવા જ્ઞાનશત્રુ છે કે તેમના હિત અર્થે ખેતીનું તથા તેમને ઉપયોગી અન્ય સામાન્ય જ્ઞાન આપનારાં જેટલાં પત્રો અત્યાર સુધી પ્રગટ કરવામાં આવ્યાં છે તે બધાં (થોડાં નવાં સિવાય) સુઈ ગયાં છે! શોટોકાનાં ભાષણો સાંભળવા હોંશે અને હરેકે ખેડુતો સાંભળવા દોડે છે. તે કેળવણીના પ્રચારમાં એક મહાન સંસ્થા થઇ પડી છે. તે બી. એ. નહીં એવાને વસ્તુતઃ બી. એ. કરે છે! તેના ભાષણની ગોઠવણ એવી છે કે જે નગરમાં ભાષણ થવાનું હોય ત્યાં પ્રથમ એક એજન્ટ આવીને આગમનની ખબર આપે છે ને તે પણ બાદશાહી રીતે. ઘોડાપરના કવર પર "શોટોકા" મોટે દરફે લખીને તે ઘોડા ગામમાં ખુબ ઘુમાવવામાં આવે છે. પોર્યોઓને પણ તેજ હરફનથી મઢેલાં બટનો તથા ટોપીઓ પહેરાવીને જા. ખ. તરીકે ફેરવવામાં આવે છે. બલુન ઉડાવીને ઉંચેથી ગામપર એ ખબર આપનારાં હેંડબીલો હજારોની સંખ્યામાં ઉડાવવામાં આવે છે. ૭ દહાડાની ભાષણમાળામાં દાખલ થવાની ટીકીટ માત્ર રૂ. ૭ માં (જે અમેરિકામાં તો બહુજ નામ માત્ર ફી છે) વેચાય છે. નિર્મિત તારીખે સ્પેશીઅલ ટ્રેન આવે છે તેમાં સર્કસનો તંબુ પણ હોય છે, જે ૨૦૦૦ માણસો બેસી શકે એવડો મોટો હોય છે. તે તરત ઠોકીને ઉભો કરવામાં આવે છે. બપોર સુધીમાં તે ચીકાર થઇ ગયો હોય છે. દુર ગામડેથી આખાં ખેડુત કુટુંબો ગાડાં કે મોટરકારમાં બેસીને આવ્યાં હોય છે. પ્રથમ કૉલેજની કન્યાઓ 'કન્સર્ટ' ગાયન કરે છે. તે પછી ઑનરેબલ જેનીંગ્સ બ્રાયન-જે દર વર્ષે ઘણું ખરું આ ટોળીમાં હોય છે-તે રંગ ભૂમીપર ચઢીને બે કલાક સુધી ભાષણ આપે છે. સાંજે સેનેટર બીસ્ટો (એ સંસ્થા પ્રખ્યાત વક્તાઓને ખાસ રોકે છે) "અમેરીકન નાગરિકતા" કે એવા ઉપયોગી વિષયપર હાસ્ય પણ ઉત્પન્ન થાય એવું વાર્તા રૂપ ભાષણ કરે છે. એક મી. મહમદઅલી જે અમેરીકામાં છે ને ત્યાં "હેપી હિંદુ" તરીકે વિશેષ પ્રસિદ્ધ છે તે "હીંદના કરોડો મનુષ્યો" એ વિષય પર હિંદની સ્થિતિનું જ્ઞાન આપનારું ભાષણ આપે છે. સાંજે જાદુ, તસ્વીરોનું પ્રદર્શન, ગાયન આદિ નિર્દોષ ગમ્મત ઉડે છે. આ દરમીયાન મી. બ્રાયન આદિ વક્તાઓ તો પોતપોતાનું ભાષણ પુરું થતાં સાથે ખાસ ટ્રેનમાં બીજે નગરે ભાષણ આપવા ઉપડી ગયા હોય છે. જેમ ઉન્હાળામાં તેમ શિયાળાની ઋતુમાં પણ આજ પ્રકારે નગરે નગરે ભાષણ આપવાની વ્યવસ્થા કરવામાં આવે છે. હીંદુસ્તાનમાં આવી વ્યવસ્થા કરવાની અમેરીકાથી પણ વિશેષ જરૂર છે કેમકે આ દેશના લોકોનો તો થોડોજ ભાગ શાળામાં ગયેલો કે જતો હોય છે. શોટોકાની સંસ્થા એ અમેરીકનોમાં જ્ઞાનપીપાસા જાગ્રત કરનાર તથા અમેરીકનોની ભાવનાને વધારે ઉચ્ચ બનાવનાર એક મુખ્ય સંસ્થા થઇ પડી છે. અત્રેની "સોસીયલ સર્વીસ લીગ" જ આવું કામ ઉપાડી લે એવી હયાત સંસ્થા છે.

**સુધારો અને જૂના વિચાર**!—એ બેના પરસ્પર ગુણના સંબંધમાં એક વિચારશીલ લેખ ગત માસના મૉડર્ન રીવ્યુમાં બાબુ ધીરેંદ્રનાથ ચૌધરી એમ. એ. લખે છે. તેઓ લખે છે કે સૌથી મહાન (સંરક્ષક) કન્સર્વેટીવ રાજદ્વારી બર્કે કહ્યું છે કે "જે રાજ્યમાં ફેરફાર-સુધારા કરવાનાં સાધન નથી તેમાં-તેનું સંરક્ષણ કરવાનાં પણ સાધન નથી." તાત્પર્ય કે સુધારો અને સંરક્ષણ કાંઇ અનિવાર્ય રીતે

વિરોધી તત્વો નથી પણ એક બીજાને સહાયક એક બીજાના પૂરક છે. મૂળને કાયમ રાખીને, ફેરફાર તો પ્રત્યેક વસ્તુમાં નિરંતર ચાહો કે ના ચાહો, થયાંજ કરે છે. ફેરફાર વિના તો મૃત્યુજ કલ્પાય છે. તેમ હોવાથી મનુષ્ય સમાજને સનાતન જેવું કાંઇજ નથી. ફેરફાર કેવી રીતે થાય છે તે હવે આપણે જોઈએ. એક તો તે પ્રગટીકરણ–ખીલવણીને રૂપે થાય છે, જેવી રીતે બાળક ધીમે ધીમે વધતાં મોટા ભાયડો કે બાયડી બને છે તેમ. વળી ખાસ સંજોગો આવવાથી પણ ખાસ ફેરફાર કરવા પડે છે, અને તે સંજોગ પાછળથી ન રહેવા છતાં કરેલો ફેરફાર અજ્ઞાનીઓ કાયમ રાખે છે. જેમકે એક વખત એક જણ શ્રાદ્ધ કરતો હતો. તેની પાળેલી બિલાડી ત્યાં વિક્ષેપ કરતી હોવાથી તેને યુપ-કાષ્ઠ ( સ્તંભ ) સાથે બાંધવામાં આવી. આ અને તે પછી શ્રાદ્ધ વખતે પડોશીની બિલાડી ઉછીની લાવીને બાંધવાનો રીવાજ પડે ! તેમ અનેક રીત રીવાજો તે દાખલ થવાનાં ખાસ કારણો ન રહેવા છતાં હીંદુ સમાજમાં ઘુસી ગયા છે ! **ફેરફાર એ તો સમાજ જીવતી રહેવાની એક શરત છે.** જો સુધારા સત્તાવાર રીતે કરવામાં આવે તો તે સુધારા કહેવામાં આવે છે, તેથી લૉર્ડ મોર્લીના તે સુધારા કહેવાયા, જ્યારે કૉંગ્રેસની સુચનાઓ વિપ્લવકારક માનવામાં આવે છે. હીંદમાં સત્તાદ્વારા સુધારા પરાપૂર્વમાં કરવામાં આવ્યા છે. કાયદામાં તો ફેરફાર થઇજ શકે નહીં. સનાતન ધર્મમાં ફેરફાર થઈ શકેજ નહીં એવી માન્યતા છે. જ્યાં એવો નિયમ થઇ ગયો હોય છે ત્યાં વિપ્લવ–રેવોલ્યુશનથીજ કામ લેવાય છે. ગૌતમ બુધ્ધ અને બૃહસ્પતિએ શાસ્ત્રોને એક તડાકે કોરાણે મૂકીને નવો યુગ પ્રવર્તાવ્યો. પરંતુ તે છતાં સુધારો—પ્રગતિ હીંદમાં થઇજ નથી એમ નથી. દરેક રોગનો ઉપાય છે ને સનાતન ધર્મના રોગનો પણ ઉપાય છે. બ્રાહ્મણોને જ્યારે પણ ફેરફારની આવશ્યકતા દેખાઈ છે ત્યારે તેઓ જૂના શાસ્ત્ર–કાયદા તો રદ કરી શકયા નથી તો પણ તેના અર્થ ફેરફારને અનુસરતા કર્યા છે ! અને રાજા પણ તેજ પ્રમાણેજ અમલ કરતો.

આગળ ચાલતાં લેખક સુધારો જેમને માન્ય હોય તેમને અમલમાં મૂકવા પ્રેરે છે. દુધ દહીંમાં પગ રાખનારાઓ, વખત તથા તેના મિત્રો તથા પિત્રાઇઓ એને અનુકુલ નથી, એકદમ સુધારો અમલમાં મુકવાથી દુઃખ તથા હાનિ થાય છે, વળી કુસંપ થાય છે ઈત્યાદિ બ્હાનાં કાઢે છે, તેમને લેખક મી. બકલ કૃત " હીસ્ટરી ઑફ સીવીલીઝેશન " માંથી નીચલો ફકરો ભેટ કરે છે:–

" જે દરેક નવીન સત્યની શોધ થઇ છે તેથી કાંઇક કાલ સુધી તો તેનાથી તોફાન, અગવડ અને વારંવાર દુઃખ પણ થયાં છે. તેમ કેટલીકવાર સામાજીક તથા ધાર્મિક વ્યવસ્થા તેમજ કેટલીકવાર વ્હાલા જૂના વિચારોના સંસ્કારનો સંબંધ તુટવાના ભયથી દુઃખ થાય છે. જ્યારે કેટલોક વખત જાય છે, જ્યારે વસ્તુ સ્થિતિ નવીન પ્રાપ્ત સત્યને વધારે અનુકુલ બને છે ત્યારેજ તે સત્યના લાભ વિશેષ પ્રત્યક્ષ થાય છે અને ધીમે ધીમે તેના લાભ–સુખ વધીને અંતે કેવલ લાભજ થવા માંડે છે. પરંતુ પ્રથમ તો હાનિથીજ મંગલાચરણ થાય છે. જો સત્ય મહાન હોય તો તો હાનિ ગંભીર થાય છે. તે સ્થિતિમાં લોકો વધારે બેચેન બને છે, તેમનાથી નવીન પ્રકાશ ખમાતો નથી. પુરાણા સ્વાર્થો અને પુરાણી માન્યતાઓ નષ્ટ થાય છે ત્યારેજ તે પછીજ નવીન સત્યો સ્થાપિત થાય છે. "

**એશીયાના મહાન ધર્મોની ખ્રીસ્તી ધર્મ સાથે તુલના**—કરનારો એક લેખ, અમેરીકાનો હીંદ હિતૈષી પાદરી લેખક રેવરંડ જે. ટી. સંડરલેંડે, સપ્ટેંબર માસના ગયા માસમાં પ્રગટ થયલા **ઇંડીયન રીવ્યુ** ( મદ્રાસ ) માં લખ્યો છે. તે લેખક ઊંચી ડોકી રાખીને એશીયાવાસીઓનો તિરસ્કાર કરનારા યુરોપીયનો તથા અમેરીકનોને કેટલીક ખાટી મીઠી ઠીક સંભળાવે છે. તેઓ કહે છે કે, એ પાશ્ચાત્યો એ વાત વિચારીને કાંઇક અચંબો પામશે કે ઈસુખ્રીસ્ત એશીયાટીક હતો અને બાઇબલ એશીયામાંથી આવ્યું ! જગતના સર્વે મહાન ધર્મોની જન્મભૂમી એશીયાજ છે. કૉન્ફુશીયેસનીઝમ ચીનથી, વેદ તથા ઉપનિષદ્ તેમજ બુધ્ધનો ધર્મ હીંદથી, જરથોસ્તી ધર્મ તથા બહાઈસ્વા ઇરાનથી, કુરાન અર્બસ્તાનથી, યાહુદી તથા ખ્રીસ્તી ધર્મ પેલેસ્ટાઇનથી આવ્યાં.

સ્વધર્માંધ ન થતાં પ્રત્યેક ધર્મના ગ્રંથોનો અભ્યાસ કરવાની ભલામણ કરતાં રેવરંડ લેખક કહે છે કે હાલની વલણ તેજ તરફ છે એ આનંદની વાત છે. એકનું કથન છે કે જેને એકજ પુસ્તકનું જ્ઞાન છે તેને કાંઇ જ્ઞાન નથી. તેટલુંજ સત્ય એ વચન છે કે જે એકજ ધર્મ જાણે છે તે કોઇ ધર્મ જાણતો નથી ( જોઇએ તેવી રીતે ) કેમકે તુલનાથીજ જ્ઞાન થાય છે. ખ્રીસ્તી ધર્મને મહાન અખ્રીસ્તી ધર્મો તરફથી હાલમાં નવીન પ્રકાશ મળે છે. અનેક ધર્મોનો અભ્યાસ કરતાં આપણને જણાય છે કે ધર્મનાં જન્મ, ખીલવણી તથા ઇતિહાસનાં પણ બીજી વિદ્યાના વિષયો જેવાંજ કાયદાઓ છે. એ ( એશીયાટીક ) ધર્મોના અભ્યાસથી એકજ ધર્મ સત્ય છે એ વિચારનું સાંકડાપણું નષ્ટ થાય છે; દરેક ધર્મની ઉત્તમતા તથા દોષો છે. જેમ કોઇપણ વિષયમાં સંપૂર્ણ ઉત્તમતા અશક્ય છે તેમ કોઇપણ ધર્મ સંપૂર્ણ રીતે ઉત્તમ હોવો અશક્ય છે. ખ્રીસ્તીઓ માટે હીંદુ વગેરે ધર્મોમાં દોષ જોવા સહેલા છે પણ તેઓ માટે પણ ખ્રીસ્તી ધર્મના દોષ બતાવવા સહેલા છે. પરંતુ દુર્ગુણ કરતાં સદ્‌ગુણ શોધી કાઢવા એજ ઉત્તમ પક્ષ છે.

આગળ ચાલતાં રે. સંડલેંડ ખ્રીસ્તી ધર્મની સર્વોત્તમતાના દાવા બીજા ધર્મોની ઉત્તમતા બતાવીને કેટલા કાચા છે તે બતાવે છે. તે કહે છે કે, જગતના કયા ધર્મે સૌથી વિશેષ સુલેહશાંતિનો પ્રચાર કર્યો છે તેનો ઉત્તર ખ્રીસ્તી ધર્મ એમ નહીં આપી શકાય. છેલ્લા એક હજાર વર્ષમાં ખ્રીસ્તી યુરોપમાં જેટલી ભયંકર લડાઇઓ થઇ છે તેટલી પૃથ્વીના બીજા કોઇ ભાગમાં થઇ નથી. ( મુસલમાનોના અપવાદ સિવાય ) ધાર્મિક સહિષ્ણુતાનો પાઠ શિખવનાર પણ બાૈદ્ધ ધર્મ છે. અશોકે પ્રગટ કરેલો ધર્મ સહિષ્ણુતાનો સંદેશો ખ્રીસ્તની ૩ સદી પહેલાંનો હતો. અને માતા પિતા માટે માન રાખવાનો ઉપદેશ પણ સર્વોત્તમરીતે તો બાૈદ્ધ કે કાન્ફુશીયન ધર્મેજ કર્યો છે. સ્ત્રી તથા ગૃહ માટે તેમજ નીતિ અને સામાજીક શુધ્ધિ માટે કયા ધર્મનો સૌથી વિશેષ ઉપકાર માનવો તેનો ઉત્તર આપવો સહેલો નથી. બાળલગ્ન માટે હીંદુ ધર્મને આપણે વાજબી રીતે ઠપકો આપીએ છીએ. પરંતુ એ વ્યવસ્થાનો પણ એક એ ગુણ છે કે, દરેક હીંદુ કન્યાનું ઘર તો મંડાય છેજ. બહુ સ્ત્રીલગ્ન માટે મુસલમાન ધર્મને ઠપકો આપીએ છીએ, પરંતુ યાદ રાખવું કે બાઇબલ પણ બહુસ્ત્રી લગ્નને વાજબી ઠરાવે છે અને તેના સંતો બહુસ્ત્રીપતિજ હતા. વળી એ પણ યાદ રાખવું કે મુસલમાન તથા હીંદુ દેશોમાં એ વ્યવસ્થાથી બધી સ્ત્રીઓને પરણવાનું મળે છે અને વેશ્યાવાડા જેવું ત્યાં ભાગ્યેજ ધરાવતું નથી કે જે યુરોપ અમેરીકામાં ભયંકર પ્રમાણમાં છે. ખ્રીસ્તી ધર્મ કાંઇ તે પીડા કાંઇ વૃધ્ધિંગત કરતો નથી, પરંતુ તે રોગ મટાડવા શું કરે છે ? વળી મદ્યપાન નિષેધનું કામ પણ બાૈદ્ધ, હીંદુ મુસલમાન તથા કોન્ફુશીયન ધર્મોજ કરે છે. દુન્યામાં મદ્યનો પ્રચાર કરનારા ખ્રીસ્તી દેશોજ છે. વળી ધાર્મિકતામાં પણ ખ્રીસ્તીઓ પહેલી પંક્તિએ આવતા નથી. મુસલમાનો પાંચ વાર નીમાઝ પઢે છે, ને હીંદુઓ પણ પૈર પુજા-સંધ્યા નિત્ય કરે છે. એમ કેટલાક ખ્રીસ્તીઓ કરે છે ? દરેક ધર્મનો સાર અંતમાં નીચે પ્રમાણે આપી શકાય:—

જરથોસ્તી—પરમાત્મા પ્રકાશ તેજ તથા સત્ય છે.
હીંદુ—પરમાત્મા સત્, ચિત્ આનંદ છે.
કૉન્ફુશીયનીઝમ—ઇશ્વર સત્ છે.
બાૈદ્ધ—ઇશ્વર શાશ્વતની શાંતિ, આરામ રૂપ છે.
મુસલમાન—ઇશ્વર સર્વ શક્તિમાન છે.
યાહુદી—ઇશ્વર નીતિ રૂપ છે.
ખ્રીસ્તી—ઇશ્વર પ્રેમ રૂપ છે.

# સ્ત્રી પ્રકરણ [ સટીક ]

પરણવાનો ધંધો કરનારી શઠ સ્ત્રીઓ તથા પુરૂષો !—કોઇ પણ ગમે તેવી સુધરેલી સમાજ કાંઇને કાંઇ દોષોથી સર્વથા મુક્ત નથી. ગમે તેવા ઉત્તમ સામાજીક રીતિનીતિ અને નિયમમાં કાંઇને કાંઈ પોલ તો રહીજ ગયલી હોય છે. પશ્ચિમમાં સ્વયંવરની પદ્ધતિ પ્રવર્તે છે તે અવશ્ય અહીંની લાકડે માંકડાની પદ્ધતિથી ચઢીયાતી છે. યુવતી સ્ત્રીને તેના અધિકારનું ભાન કરાવનાર એ શિવાય બીજું ચિંતામણિ નથી. લગ્ન તથા ગૃહ માટે યોગ્ય થવાને ઉત્તેજીત કરનાર એ પરં ઔષધ છે. સ્ત્રીને પોતામાં આકર્ષકશક્તિ આણવા સ્વયંવર નિરંતર પ્રેરે છે. સ્ત્રીને તેમજ પુરૂષને તે જેટલા સ્વતંત્ર તેટલા એક બીજાના ગરજવાન કરે છે. આવાં અનેક સાત્વિક તત્વો તેમાં છે; તોપણ બદમાશોના હાથમાં શું ધુળધાણી અને વા પાણી નથી થતું ? ડાકુઓ જેમ ગમે તેટલી કળના તાળાને જોતજોતામાં રદ કરી નાંખે છે તેમ વિષયી ધૂર્તો આ સ્વયંવરને વિષયનું મહાસાધન બનાવે છે.

યુવતી કુમારિકાઓને પરણવાની ગરજ પુરૂષોથી હમેશાં વધારે હોય છે. સામાન્ય સ્ત્રીઓને હમેશાં સ્વયંવરની પીઠમાં પુરૂષની પાછળ ભમવું પડે છે. અને અસાધારણ સ્વરૂપ, વિદ્યા, અથવા ધન વાળી કન્યાઓ પાછળજ સ્વયંવરથી લગ્ન કરતી સમાજમાં પુરૂષો પડે છે. બિચારી સામાન્યો તો પુરૂષની માંગણીનીજ વાટ જોય છે. જો અમુક સ્ત્રી કે પુરૂષમાં વિશેષ આકર્ષક શક્તિ હોય છે, અને તેઓ વિષયાનંદ હોય છે તો તેઓનાં લગ્નનો પાર રહેતો નથી. તેમને સામે પારની જાતમાંથી જોઇતો શિકાર મળે છેજ. કુંવારા કે કુંવારી હોવાનું કહીને તેઓ કુંડીબંધ લગ્ન કરતાજ જાય છે. અર્જુન તો જે દેશમાં જતો ત્યાંની કન્યા પરણતો તેમાં વિષય કરતાં ક્ષાત્ર ધર્મનો હેતુ વિશેષ હતો. અને બહુસ્ત્રી લગ્નનો તેને પ્રતિબંધ નહોતો છતાં તેને ચારપાંચજ થઇ હતી. પણ જોર્જ વીટઝોફતો જે વંશમાં કે ગામમાં જતો ત્યાં કુંવારો હોવાનું કહીને એક ઉપાડતો ! પછી થોડા દહાડા તેના શરીરનો ઉપભોગ કરીને, તેના દ્રવ્યનો કુડચો કરી બીજે ગામ પલાયન થઇ જતો. આમ તે સો પત્નીઓનો પતિ થયો હતો !

સ્ત્રી પણ વિષયી હોય તો અનેક લગ્ન કરી શકે છે; પરંતુ પુરૂષમાં ચાલાકી તો એવી સ્ત્રીમાં અતિ સ્વરૂપ હોવાની જરૂર છે. એક રશીયન સ્ત્રીને હાલમાં બહુ પુરૂષ લગ્ન કરવા સારૂ સાઇબીર્યાની દેશનીકાલની સજા થઇ છે. તેણે ઉપરા સાપરી ૨૦ પુરૂષોને કટાક્ષથી લગ્નદ્વાર કર્યા હતા, અને તેમની જંગમ મીલકત હનીમૂન દરમીયાન ઉઠાવાને હનીમૂનની પુરી સુદ અને વદ થવા દીધી નહોતી ! તે ઉંચી કેળવણી પામી હતી.

અમેરીકામાં એક રમેયર નામની સ્ત્રીએ ૧૦ વર્ષમાં ૧૨ પુરૂષોને માળાના મણકા પેઠે હાથ મારીને પાછા વાળ્યા હતા છેલ્લે લગ્ને તે માત્ર ૨૭ વર્ષની હતી. બહુપુરૂષ

લગ્નના અપરાધસર કોર્ટમાં કામ ચાલતાં તેણે એટલોજ ખુલાસો કર્યો હતો કે, "બધાજે ગમતા હતા."

આપણા દેશમાં પણ સ્વયંવર થાય તો આવો જૂદા જાતના દાખલા બને. હાલ નથી તેથી, કન્યાઓ બૂઢાને વેચાય છે, અથવા બલાત્કારને પામે છે, લાગે ન ખપતીને ખપતી ન્યાતની તરીકે ઓળખાવીને તેનાં બનાવટી સગાંઓ તેને પહેલી કે બીજીવાર, અથવા કે મરેલ ધણીએ પણ સારૂં મૂલ્ય ઉપજાવીને પરણાવી નાંખે છે. ઇત્યાદિ ભયંકર દોષો ઉત્પન્ન થયા છે. આ પરથી સાધારણ મનુષ્યો તો સાર કાઢશે કે બધું ઠીક છે. પરંતુ બુદ્ધિમાનો તો બારીકાઇથી જે પદ્ધતિના દોષો માત્ર આકસ્મિક અને સપાટીના હશે અને ગુણ આવશ્યક તથા મૂલના હશે તેને સ્વીકારશે અને જેની વિરુદ્ધની પદ્ધતિના દોષ સ્વાભાવિક તથા આંતરના હશે તથા ગુણ નામ માત્ર તથા ઉપલકીયા હશે, તેનો ત્યાગ કરશે. ટુંકમાં તેઓ સર્વથા દોષરહિત વ્યવસ્થાની આશા રાખતા નથી, પરંતુ જેમાં ઓછા દોષ તથા વિશેષ ગુણ હોય તેનો સ્વીકાર કરે છે. કોઇ ઉત્તમ વ્યવસ્થાનો અમુક શઠપ્રકૃતિ વ્યક્તિઓ દુરૂપયોગ કરે તેથી સમાજશાસ્ત્રના વિદ્વાન્ વિચારશીલ અભ્યાસીઓ, ઉપલક દૃષ્ટિએ જોનારાઓ પેઠે જાતુકનાં ઉત્તમ તત્ત્વો જોવા અસમર્થ થઇ જતા નથી. એ કમનસીબ બનાવો કાંઇ દાખલાઓ નથી પણ અપવાદો છે. સાધારણ અને બુદ્ધિમાનની બુદ્ધિ વચ્ચે એજ ભેદ છે કે બુદ્ધિમાન્ અપવાદો પરથી નિયમ બંધાતો નથી જ્યારે સાધરણ માણસ અપવાદોને દાખલા રૂપેજ જોવા લલચાઇ જાય છે.

**જૈનોમાં જથાબંધ પુનર્લગ્નો**—એવું જણાવવામાં આવે છે કે વાગડ પ્રાંતમાં દિગમ્બર જૈનોમાં હમણાં આશરે ૨૦–૨૫ પુનર્લગ્ન થયાં છે. આ પુનર્લગ્ન કરનારાઓએ એક મંડળ બનાવ્યું છે અને જે કોઇ નવું પુનર્લગ્ન કરે છે તે તેમાં દાખલ થાય છે. તેઓએ પોતાના પંથને "સદાસુખી પંથ" એવું નામ આપ્યું છે!—જૈન ( મુંબઇ )

**હીંદુ કન્યાઓને ઠેઠ નોર્વેથી વધાઇ!**—હીંદુસ્તાનની સ્ત્રીઓ માત્ર રસોડાંને લાયકની છે એવો આક્ષેપ તેમના પર મૂકવામાં આવે છે; પરંતુ નોર્વેની ધારાસભાએ હાલમાં એવો કાયદો કર્યો છે કે જે કન્યા રાંધવામાં, ભરવામાં તથા કાંતવામાં નિપુણતા ન બતાવે ત્યાં સુધી તેને લગ્ન કરવાની સનદ આપવામાં નહીં આવે! આ બીના પાશ્ચાત્યો પણ સ્ત્રીમાં એ ઘર સંસારી સદ્ગુણો કેટલા આવશ્યક માને છે તેનો એક સુંદર પુરાવો છે. કેટલાક જૂના વિચારવાળાઓ સુધારકોના કથનનો આશય પણ સમજી શકતા નથી. તેઓ એમ નથી કહેતા કે સ્ત્રીઓને એ ગૃહોપયોગી વિદ્યાની આવશ્યકતા નથી. તે તો સૌથી પ્રથમ જરૂરી છે. પણ અહીં હાલમાં તેની સમાપ્તિ થઇ જાય છે તેમ ન થવું જોઇએ. સામાન્ય વિદ્યા તથા જ્ઞાન તેથી ઓછાં આવશ્યક નથી.

---

## કેટલીક વિચિત્ર વાતો !

**વીમો શાનો નથી ઉતારવામાં આવતો ?**—ઇંગ્લંડની વિશ્વવિખ્યાત વીમા કંપની લૉઇડ કોઇ પણ બાબતનો વીમો ઉતારે છે ! તમને ઇચ્છિત કન્યા ન મળવાનો ભય હોય તો તેની નુકસાનીનો વીમો ઉતરાવી લ્યો. જો અમુક વર્ષે ન મળે તો જેટલાનો વીમો ઉતરાવ્યો હશે તેટલા રૂપીયા મળશે. કન્યાઓ પતિ પ્રીતિમાં નિરાશા મળે તો રકમનો દિલાસો મેળવવા લાઇડ કંપનીનો લાભ લે છે. શરીરના જે અવયવ તમને ખાસ કીમતી લાગે તેનો પણ વીમો ઉતરાવી શકશો. પ્રખ્યાત નટીઓ સ્વરૂપનો, ખાલી આંખનો, કે સુંદર નાસિકાનો પણ વીમો ઉતરાવે છે ! ગાનારાઓ પોતાના સુંદર આવાજનો વીમો ઉતરાવે છે. વાજીંત્ર વગાડનાર પ્રખ્યાત પેડેરેવસ્કીએ પોતાના જમણા હાથનો રૂ. ૨૦૦૦૦ નો ઉતરાવ્યો છે. જો તમારી ગર્ભવતી સ્ત્રીને જોડકાં આવવાનો 'ભય' લાગે તો તેનો પણ વીમો તમે તે જાણ્યાં પહેલાં દોડી જઇને ઉતરાવી શકશો ! ગ્રંથકારો ચોપડી કે નાટક કે કવિતા લખીને તેનું સારૂં વેચાણ ન થાય તો તેના દિલાસા રૂપે પણ ખેરખાત વીમો ઉતરાવે છે. ગુજરાતના ગ્રંથકારો અને ખાસ કરીને કવિઓનાં 'મૅન્યુસ્ક્રીપ્ટનો' વીમો લૉઇડના અસંખ્ય ભાગીદારો ઇંગ્લંડને ભાવે ઉતારે તો જરૂર ગુજરાત ધનાઢ્ય થઇ પડે અને લૉઇડ દેવાળું કાઢે—ગુજરાતમાં એટલા નિશ્ચિત હતભાગી કવિવરો છે. પત્થરની કબરો બનાવનારે લૉઇડમાં એ બાબતના વીમાનો ભાવ પૂછ્યો હતો કે રાતના ભેંસતા ઘરે હું કબર આપવા જાઉં તેથી મૈયત વગરના તે ઘરવાળાઓ મારાં આગમનથી ભડકે અને તે માટે મારાપર નુકસાનીની ફરયાદ માંડે તેને પુગી વળવા માટેના વીમાનો શું દર લેશો ? ઇતિ. કલ્પનાની હદ છે. આ કંપનીની આખી પૃથ્વીમાં એજન્સીઓ છે. મુંબઇમાં પણ છે.

અમેરીકાનો એક ભૂતપૂર્વ પ્રેસીડંટ એંડ્રયુ જૅન્સનમાં, આકર્ષકશકિત તથા નિડરતા એ બે મહાન ગુણો અદ્ભુત અંશે વિશેષ તથા આગળ પડતાં હતા. તેના જુવાનીના દહાડામાં તેના વિરોધીઓ ટેનેસી ખાતે પુષ્કળ હતા. તેનું ત્યાંના ટાઉન—હૉલમાં ભાષણ હતું. તેને પાકી ખબર મળી હતી કે, તે ભાષણ આપવા ઉભો થાય કે તેને ગોળીથી વીંધી નાંખવા છ જણાઓએ વ્યવસ્થા કરી હતી. જૅન્સન તેથી જરા ગભરાયો નહીં. એ કાંઇ સૂત્રો કે અમદાવાદી દશો વીશો વાણીયો નહોતો. રંગભૂમી પર પગ મુકતાંજ તેણે ટેબલપર પીસ્તોલ બધાનાં દેખતાં મૂકી. બધા તમાશો જોઇજ રહ્યા. પછી તે ઉભો થયો અને નિશ્ચિતતા પૂર્વક કહ્યું કે, મને ખબર છે કે, આ સભાના કાર્ય ક્રમમાં પહેલું કાર્ય મને ગોળીથી ઠાર કરવાનું છે, માટે હું દરખાસ્ત મુકું છું કે સભાએ કાર્યક્રમ પ્રમાણે કામ આરંભવું. આ પીસ્તોલ તૈયાર છે !

બધા દંગ થયા. તેને મારવા આવનારા શાંત થઇ ગયા અને પછી ભવિષ્યમાં કાંઇ વાંધો ન આવ્યો.

**દુન્યાના સૌથી ટુંકાં પત્રો**—૧૯ સદીના સૌથી પ્રખ્યાત ફ્રેંચ નવલકથાકાર તથા

નાટકનો લેખક વીકટર હ્યુગોની નવલકથા "લ મીસરાબલ" (જે પરથી નીપજાવેલી સુંદર શીક્ષણ કથાઓ અમેના 'એકસેલસીયર' માં જોઇ હશે) પેરીસમાં પ્રગટ થયા પછી તરત તે આમ ચાલ્યો ગયો હતો, તેને ત્યાંથી તેનું વેચાણ કેમ થાય છે એમ જાણવાની ઇચ્છા તેથી તેણે તે પૂછવા માત્ર સંકેત રૂપે પોસ્ટ કાર્ડની પીઠ પર, પ્રગટકર્તાઓનું શિરનામું કરીને લખવાના ભાગ પર ? જ લખ્યું. પ્રગટકર્તાએ પણ એકકર્તાથી ગણેશ ન જવા એકનું ! એવું આશ્ચર્યનું ચિન્હ જવાબમાં લખ્યું. તાત્પર્ય કે વેચાણ આશ્ચર્યકારક થાય છે.

દુન્યાના સૌથી મોટો પગારદાર અમલદાર—આર્ચબીશપ ઓફ કેંટબરી (વર્ષે ૧૫,૦૦૦ પાઉંડ) કે હીંદુસ્તાનનો વાઇસરોય (વર્ષે ૪ લાખ રૂપીઆ) નથી. યુનાઇટેડ સ્ટેટ્સની ન્યુ હેવન રેલવે કંપનીના નવા એજંટ (તેને 'પ્રેસીડંટ' કહે છે) મી. હાવર્ડ ઇલીઅટ એ હરીફાઇમાં સહેલાઇથી મોખરે આવે છે. તેનો વાર્ષિક પગાર ૩૦,૦૦૦ પાઉંડ છે; અને એ કરતાં પણ છ ગણો પગાર મરહુમ મી. ચાર્લ્સ સ્વેબને અમેરીકાના સ્ટીલ ટ્રસ્ટના મેનેજર તરીકે મળતો હતો. તે માત્ર વર્ષે પા. ૧૬૦,૦૦૦ હતો. તેઓ વાઇસરોયો, અને રાજકર્તાઓને ગજવામાં મૂકીને ફરે છે! આ પગાર કે દોલત ?

---

# પરદેશ ગમનનો નિર્ણય.

ભાટીયા વિગેરે નાતિઓમાં પરદેશગમન વિષે હાલમાં જોશભેર ચર્ચા ચાલે છે તે પ્રસંગે આ પુસ્તક સુધારકોના હાથમાં એક સબળ શસ્ત્ર તરીકે ખાસ ઉપયોગી થઇ પડશે. સૌથી પ્રાચીનથી તે અર્વાચીન ધર્મ ગ્રંથોથી પરદેશગમન શાસ્ત્રપૂર્વક છે એમ આ ગ્રંથોમાં અતિ સ્પષ્ટ તથા વિદ્વત્તાયુક્ત રીતે, અનેક પ્રમાણોથી સિદ્ધ કરવામાં આવ્યું છે.

મૂલ્ય—આના બાર-પોસ્ટેજ તથા વી. પી. ખર્ચના બે આના જુદા.

# રામાયણનું રહસ્ય.

રામાયણ ઉપરથી તે સમયે આર્યાવર્તનો હીંદુ સમાજ કેવી ઉત્તમ ધાર્મિક તથા સામાજીક સ્થિતિમાં હતો તથા સભ્યતા અને કલાકૌશલ્યની કેવી ટોચે પહોંચ્યો હતો, તેનું ગ્રંથમાં બહુ ઉત્તમ રીતે નીરૂપણ કરવામાં આવ્યું છે. રામાયણમાંના રામ, સીતા, લક્ષ્મણ, ભરત આદિ મહાત્માઓનાં ચારિત્ર્યનું એવું તો સુંદર નીરૂપણ આ ગ્રંથમાં કર્યું છે કે પુસ્તક એકવાર હાથમાં લીધા પછી અંત પર્યંત વાંચ્યા વિના છુટકો થતો નથી. આ ગ્રંથના અનેક લાગો વાંચતાં આંખમાં અશ્રુ આવવાનું ઘણાક વાંચનારાઓએ હમને લખી જણાવ્યું છે અને તેની ચોતરફથી ઘણી ભારે પ્રશંસા કરવામાં આવી છે.

મુલ્ય સાત આના, વી. પી. ખર્ચ મળીને. પોસ્ટેજ માફ.

### ખાસ લાભ.

તા. ક:—ઉક્ત બન્ને ગ્રંથો સામટા મંગાવનારને પોસ્ટેજ તથા વી. પી. ખર્ચ મળીને માત્ર રૂપીયા એકનાં વી. પી. થી ગ્રંથો મોકલવામાં આવશે એટલે કે લેનારને આશરે પાંચ આનાનો લાભ થશે.

મળવાનું સ્થળ—વ્યવસ્થાપક, 'સત્ય'.નં. ૮૨-કાંદાવાડી-ગીરગામ મુંબઇ.

---

ગુજરાતી ભાષાનાં શ્રેષ્ઠ માસિક પત્રો તથા સાપ્તાહિકોએ એકેક અવાજે વખાણેલી બે અપૂર્વ નવલ કથાઓ.

(૧) 'નિર્ભાગી કુસુમ'—અથવા 'સમાજ આ તરફ લક્ષ્ય આપશે કે?'—કિંમત ફક્ત ચાર આના.

(૨) 'પ્રેમની પ્રતિજ્ઞા.' (કરૂણા જનક પ્રેમ કહાણી.) કિંમત ફક્ત ત્રણ આના.

લખોઃ—મી. વૃજવિહારી

નવસારી પાસે-મહુવા.

# કુદરતી-અખતરો.

## એક ત્રીજોરી ઉપર બે વખત ચોરોનો હુમલો

### પુરતો વખત મળવા છતાં ત્રીજોરી તુટી નહી

### તે ત્રીજોરી કોણની હતી ?

---

બંગડી બજારવાળા લાલા કન્હીયાલાલ એન્ડ સન્સની હતી.
તે વિશે મુલજી જેઠા મારકીટવાળા શ્રીમાન શેઠ માવજી લીલાધર શું કહે છે ?

## કહે છે કેઃ—

અમે એક ચોકસ કારણસર બરેલી રહેવા ગયા હતા તે વખત અમારો કુલે જોખમ જે લાલા કન્હીયાલાલની એક ત્રીજોરી જે તા. ૨૦-૬-૧૦ ના રોજે ખરીદેલી હતી તેના અંદર મુકી ગયા હતા તે દરમીયાન રાતના વખતે ગલીમાંથી બારી તોડીને ચોર દાખલ થયા અને ત્રીજોરી ઉપર ઘણીએક મહેનત કરી છતાં ત્રીજોરી તુટી નહીં અને ચોરો નીરાશ થઈને નાશી ગયાં.

સવારે અમોને ખબર પડતાં અમો એકદમ ગભરાયા પણ ત્રીજોરી ખોલતાં સંતોષ થયો હતો તેજ દિવસે અમોએ બારીઓના પાકા બંદોબસ્ત કરાવ્યો હતો અને તેજ રાત્રે ફરીથી ચોરો આવ્યા અને એક તાળું જે દરવાજા ઉપર લગાડયું હતું તે પણ લાલા કન્હીયાલાલનું હતું તે તાળું તા. ૨૨-૬-૧૧ ના રોજે ખરીદ કર્યું હતું તેને તોડવાની બહુજ મહેનત કરી છતાં ન તુટવાથી બારણાનો નકુચો કાપીને અંદર દાખલ થયા અને ત્રીજોરી ઉપર પુરતી મહેનત કરી પણ ત્રીજોરી તુટી નહી તેમ ખુલી પણ નહી.

સવારે અમોને ખબર પડતાં અમો ઘેર આવ્યા અને તે બનાવ જોઈને તથા હેન્ડલ તુટેલો જોઈને અમો ગભરાઈ ગયા પણ ત્રીજોરીને ચાવીથી ખોલતાં અંદરનો મુદ્દામાલ સલામત નીકળ્યો. તેથી અમોને ઘણોજ સંતોષ થયો છે. અમોને લખતાં ઘણીજ ખુશી ઉત્પન્ન થાય છે અને તમારી ત્રીજોરી વીશે અમારા દીલમાં સંપુર્ણ ખાત્રી થઈ છે. એજ.

તા. ૧૫-૪-૧૧ લી० માવજી લીલાધર દા. પોતાના

## અખંડ પેટંટ ત્રીજોરીઓ અને તાળાં બનાવનાર

# લાલા કન્હીયાલાલ એન્ડ સન્સ.

| કારખાનું | દુકાન |
| --- | --- |
| ભાયખલા—મુંબઈ. | બંગડી બજાર—મુંબઈ. |

જાણીતા મીઠાઈવાળા.

## અમીચંદ ગોવીંદજીની

આખા હીંદુસ્તાનમાં સરવેથી જુનો અને પ્રજાના ભારે વીશ્વાસવાળી ઉંચી મીઠાઇ
મોટી દુકાન ઠેં૦-બઝારકોટ, શેખ મેમણ સ્ત્રીટ, જુમામસીદની સામે, મુંબઈ

લંડનવાળા વેજીટેરીઅન ફીડરલ યુનીયન તરફથી અમો જણાવીએ છીએ કે મું મીઠાઇ બનાવનારા સુખડીઆ અમીચંદ ગોવીંદજીને ૧૮૯૮ માં ભરાએલાં વેજીટેરીઅન એક્ઝીબીશન-પ્રેમીસમાં સારો માલ બનાવવા માટેની લાયકાતની સર્ટીફીકેટ આપવામાં આવી છે.

વેજીટેરીઅન ફીડરલ યુનીયન. ડબલ્યુ૦ હીલ સરનશીન,
૧૬, ફેરીંગડન સ્ત્રીટ, ઈ૦ સી. હેરી ફીલીપસ સેક્રેટરી.

આ જાણીતી મીઠાઈની દુકાનમાં ઉંચી માવાથી ભરેલી, દરેકવાર જાતની મીઠાઇઓ સરવે જાતના હલવા, અખરોટીના લાડવા, જલેબી, સુતરફેણી વગેરે તાજી રોજ મળશે.

ઉપરાંત જેઓને લગનસરા તથા બીજા શુભ દીવસો ઉપર જેવી ફેશનની મીઠાઇઓ જોઇતી હશે તેને એક દીવસ આગમચથી આર્ડર આપવાથી બનાવી આપવામાં આવશે.

અમારે ત્યાં અમારાં ઘરાકોએ, કદી પણ ઠગાવાની ધાસ્તી રાખવી નહી. ઘરાકોએ પોતાના માણસો પાસે પણ વસ્તી મોકલવાથી એકજ ભાવે ઉંચો માલ પુરો પાડીશું.

મહેરબાની કરી ઘરાકોએ અમારાં નામનું પાટીયું વાંચવું તથા માલ ઉપર ટીકીટ તપાસીને લેવો. બહાર ગામ માટે માલ વી. પી. થી મોકલીશું નહી.

---

# ધી બોમ્બે મર્ચન્ટસ બેંક લી.

## હેડ ઓફીસ, એપોલો સ્ટ્રીટ.

### બ્રાન્ચીઝ—મંમાદેવી (મુંબઈ), અમદાવાદ,

તથા ગોંડલ (કાઠીઆવાડ)

ભરાયેલ થાપણ રૂ. ૧,૦૦,૦૦,૦૦

ડીપોઝીટ બાર મહીને ૫ ટકા

સેવીંગ્સ બેંક ૪ ટકા

ચાલુ ખાતાંની રોજની

બાકી ઉપર ૩ ટકા (મુંબઇ ખાતે)

ટુંકી મુદતની ડીપોઝીટ, તથા ધીરવા તથા બીજા બેંકીંગ બીઝનેસ
માટેની ખબર બેંકમાં તપાસ કરવાથી મળશે.

જયનારાયણ હિંદુમલ દાની.
મેનેજીંગ ડાયરેક્ટર.

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોપર ચર્ચા કરનારૂં અને અન્ય માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૩ જું. ડીસેમ્બર, સન ૧૯૧૩. અંક ૬ ઠો.

## વિષયાનુક્રમણિકા.



---

તંત્રી અને વ્યવસ્થાપક,

ચતુરલાલ. ત્રિભુવનદાસ. દલાલ.,
હાઇ કોર્ટ વકીલ.

નં. ૮૨ કાંદાવાડી-મુંબઈ.

---

વાર્ષિકમુલ્ય રૂ. ૨-૩-૦ તથા પરદેશ માટે રૂ. ૨ાા ( ૩ શી. ૪ પેન્સ ) પોસ્ટેજ સહિત.

વડોદરા—શિયાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરે છાપી તેજ ઠેકાણે તા. ૮-૧૨-૧૯૧૩ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

# 'સત્ય' માટે કેટલાક અભિપ્રાયો.

## "જૈન કૉન્ફરન્સ હેરલ્ડ."

જૈન વિદ્વાન્ રા. રા. મોહનલાલ દલીચંદ દેશાઇ, બી. એ. એલ. એલ. બી. તંત્રીપણાં હેઠળ, જૈન કૉન્ફરન્સની મુખ પત્રિકા, "જૈન કૉન્ફરન્સ હેરલ્ડ" (મુંબઇ) પત્ર આ પત્ર વિષે નીચે પ્રમાણે અભિપ્રાય આપે છેઃ—

'સત્ય'—"...ઉપયોગી વિષયોથી ખીચોખીચ આ માસિક જન સમૂહની ઉત્તમ સેવા બજાવે છે એ વાત નિસ્સંદેહ છે. તંત્રી એક વિદ્વાન મહાશય છે અને પક્ષપાત ન રાખતાં દરેક વિષય સત્યની દષ્ટિએ મધ્યસ્થપણે ચર્ચવું તેમાં માસિકનું ગૌરવ સમજે છે. એ પત્રમાં જુસ્સો, ઉછળતો રંગ, શૌર્યનો ઝળકાટ બહુ દેખાવ આપે છે....એકંદરે લેખો ઘણા વિચારશીલ આવે છે. વિષયો પણ વિવિધ ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક હોઇ, સાહિત્યવિષયક, તથા મનુષ્ય ઉન્નતિ સંબંધી લોકોને વધુ પસંદ પડે તેમ છે કારણકે भिन्नरुचिर्हि लोकः । વળી હમણાં હમણાં મહાન્ પુરૂષોના જીવનચરિત્ર, આક્ષેપવાદમાં તેમજ ઘણું જવાબદારીભર્યું અવલોકન લખવાના કાર્યમાં પરિશ્રમ સારો લેવામાં આવે છે. વળી ગુજરાતમાં અનેક વાંચકો અંગ્રેજીથી અનભિજ્ઞ છે, અને જે છે તેમાંથી અનેક અંગ્રેજીમાં લખાતા સુંદર લેખો સમજવા જેટલી શક્તિ ધરાવતા નથી અને જે ધરાવે છે તેમાંથી કેટલાક જ વાંચે છે. એ સર્વને સરલ રીતે તે લેખોથી પરિચિત કરાવવા આ માસિકમાં તંત્રી તેવા લેખોનો સાર આપે છે. તંત્રી પોતાના વકીલ તરીકેના ધંધામાંથી આટલો અવકાશ મેળવી કેટલી બધી જહેમત ઉઠાવે છે, એ આ પત્રનાં લખાણો જોતાં તરતજ સમજાય છે. આની કદર ગુજરાતના લોકો કરવામાં મોળા રહે તો, તે ખરેખર તેમને માટે

# ઓડીયન રેકર્ડ

૧૦¾ ઇંચિ ડબલ સાઇડેડ રૂ. ૩–૪

## INSTRUMENTAL. — સાઝ

## BAND. — બેન્ડ.

### Jhangir Khan (Amritsar) — જહાંગીરખાન ( અમરીતસર )

| | | | |
|---|---|---|---|
| 1000 | 95014 | હરિ સૈયાં પંહુ મૈં તારે પૈયાં | ભૈરવી તીલવારા. |
| | 95015 | ઝાંડો છાંડો મોરી બૈયાં પીયા | ભૈરવી તીતાલ. |
| 1001 | 95016 | હે ગુલકારા કપારી ઘર ઘન દોલતા | ભૈરવી તેતાલા |
| | 95017 | દહીવાલી કાતોરે દીખાના | ભૈરવી તીલવારા. |
| 1002 | 95018 | દીલદાર દુલારા તનમન ધન સુખ તુમ | પહાડી તીનતાલ. |
| | 95021 | સુનરે સાહેલી મોરી પહેલી બાગલ કે | પીલુ ચંચલ |
| 1003 | 95019 | પુછોરી તું મોરી પ્યારી | બીલ ચાર તાલ. |
| | 95020 | હેરીહેરી આલીરીઇનદુરજન લોગાં એ | ધનાશ્રી તીનતાલ. |
| 1004 | 95022 | અલમેલીરી લાડલી શપકી | નરસીયા તીનતાલ. |
| | 95025 | હમને કયા કીશાહા તકસીરે | બેહાગ તીલવારા. |
| 1005 | 95023 | તોરીયાંદે તાલન નાજની | બેહાગ તીલવારા. |
| | 95024 | કાલે બાગન બીચ કોયલ ગુલાઇ | બેહાગ તીલવારા. |

## Sarnai. — સરનાઇ.

### Sheikh Munna. — સેખ મુન્ના.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| 1022 | 94160 | ભૈરવી આંધા. | | 1026 | 94197 | ચૈત કવાલી. |
| | 94161 | શહાનાજન. | | | 94198 | હોલી જત. |
| 1030 | 49216 | સીધુ ભૈરવી કહારવા. | | | | |
| | 94358 | બીહાગ મીકસ દાદરા. | | | | |

### Sheikh Talim Hossein (Lucknow) સેખતાલીમ હુસેન ( લખનૌ )

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| D 8 | 94014 | ભૈરવી કવાલી. | | D 9 | 94016 | બહેરવા કવાલી |
| | 94015 | પુરબી કવાલી. | | | 94017 | બાગેશ્રી કવાલી. |

## ORCHESTRA. — ઓરચેસ્ટ્રા.

### Phataldanga Orchestra. — ફટલડંગા ઓરચેસ્ટ્રા.

| | | | | | | |
|---|---|---|---|---|---|---|
| 1025 | 94195 | કીરતન. | | 1032 | 94388 | યમન કલ્યાન કવાલી. |
| | 94196 | વીદયા સુંદર. | | | 94389 | લુમઝીંજટ કવાલી. |

તે શીવાય બીજા ઘણાં ઉતમ ગાયનો ભરવામાં આવેલાં છે. અરેબીક, બંગાલી બરમીઝ, ડેરા, ચાઇનીઝ, ઇજીપ્શીઅન, ઇંગ્લીશ, ગુજરાતી, હીંદુસ્તાની, જત, કેનેરીઝ, મરાઠી, નેપાલીસ, ફારસી, પંજાબી, પુસ્તુ, સંસ્કૃત, શીખ, સીંધી, તામીલ, તેલગુ, ટર્કીશ, ઉર્દુ વીગેરેના કેટલોગ મંગાવો, જે ફકત મોકલી આપવામાં આવે છે.

ગ્રામોફોન, પેથે, ઓડીઅન, અને ઝુમ્ફો, રેકર્ડો તથા સીનો. કેટલોગ મગાવો.

**THE TALKING MACHINE & INDIAN RECORD CO.**

Homeji Street, Circle, **FORT, BOMBAY.**

શાખાઓ–કલકતા અને રંગુન.




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसो पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે. ( यतरद् ) એ બેમાં જે (ऋजीयः) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે. તેનું હનન કરે છે.

પુસ્તક ૩ જું. ] ડીસેમ્બર, સન ૧૯૧૩. [ અંક ૧ લો.

વાલ્મીક કાયસ્થ ભક્ત-કવિ ભગવાનદાસ કૃત

# સુદામા ચરિત્ર.

[ ભગવાનદાસ કવિ આશરે ૧૫૦ વર્ષની વાત ઉપર સુરતમાં થઇ ગયો હતા, અને એક કાયસ્થ સજ્જને મૂલ પરથી જે પ્રતિ ઉતારી હતી તે હમારા પર પ્રગટ કરવા મોકલી આપી છે. આ કાવ્ય ઘણી સુંદર રીતે રચવામાં આવ્યું છે, અને કાંઇ નહીં તો ઉચ્ચ કવિત્વશક્તિના નમૂના તરીકે, તેમજ તેમાં દર્શાવેલી શુદ્ધ, સરલ ભાવનાઓ માટે, આ કાવ્યનો, ગુજરાતના જૂના પદ્ય સાહિત્યમાં જાયુકને સારૂ, સંગ્રહ કરી રાખવો ઘટે છે. કાવ્ય કર્તાના અંગત વિચારો તથા સિધ્ધાંતો સાથે હમને કાંઇ સંબંધ નથી એ કહેવાની ભાગ્યેજ જરૂર છે. જોડણી મૂલમાં હતી તે કાયમ રાખી છે. આ કાવ્યને લીધે નિયમિત નાનાં કાવ્યો આ વેળા પ્રગટ કરી શક્યાં નથી—તંત્રી, 'સત્ય'.

દુહા.

કર કરૂણા શ્રી કૃષ્ણ કી, પુની કૃષ્ણ કો ધર ધ્યાન;
ચરિત્ર સુદામા ગાવ હુ, કેવળ જો બ્રહ્મ જ્ઞાન.
હરિ ભક્તનકે કારણે, જગત હેતકે જાન;
પ્રેમ પુષ્ટકો તત હૈ, કહત દાસ ભગવાન.

## ચોપાઇ.

હે હરિ બડે દીન દયાળ,

કૃષ્ણ કરુણા નીધી કૃપાળ;

ત્રીયા કહત સુદામાસુ સીદ્ધ, પીયા મેંને જુ પ્રભુકી ઇચ્છા;
તેરે શીરપર હરજી સોહી, તુહે, તાકુ કહા હમી જાવેમી તુહે. ૩
હવે વેદ બ્રહ્મ નિર્ગુણ નિર્લેપ, નિરાધાર નિરાસીન લેપ;
ઉન સંત હેત દેહ ધારી, ભક્ત વચ્છલ હે જુ મોરારી. ૪
સ્વામ સુતી હારો મીત્ર શ્રી કૃષ્ણ, યાંતે રાખે ધીરજ મન પ્રેમ;
વેતો શ્રીપતિ ત્રૈલોકનાથ, તેરા નીચ્ચે ગ્રહે ગોજુ હાથ. ૫
જાકુ ચૌદ લોકકો રાજ, વાસુ સરેહે સબનકા કાજ;
વે નીકટ દેખીયત હે દારકાં; સો પ્રસીધ્ધ નામ ભવતારકાં. ૬
સ્વામી જાઓ તુમ દ્વારામતી, ઉત બીરાજત ત્રીભોવનપતી;
તેરો બાલહી મીત્ર પ્રસીધ્ધ, દેગો અષ્ટમા સીધ નવ નીધ. ૭
સબે અર્થ દાયક જગદીશ, નિકટ જાઇ નમાઓ જુ શીશ;
વાકે સરણ તેં સરે સબકામ, ભક્તાધીન વચ્છલ જાકો નામ. ૮
ત્રીયા બહોત શીક્ષા એસેં દીની, તબ સુદામા કુ ઇચ્છા કીની;
યા મોની કોહે એક બીચાર, દરશણ પ્રાપ્તી જુગદાધાર. ૯
તબ સુદામો કહે સુણ નારી, રીતે હાથ મીલું કયું મોરારી;
જગદીશ કોટ બ્રહ્માંડકો નાથ, પે મીલીયે કેસેં ખાલી હાથ. ૧૦
સ્યામા સાધવી ચતુર સુજાન, ગઇ પ્રારથ ને હારે દાન;
લાઇ તાંદુલ મુઠી ચ્યાર, લે દીને વે બક્તા ભરથાર. ૧૧
જીર્ણ વસ્ત્રસુ જતનહી કીને, બાંધ ગાંઠ પીયા કર દીને;
ચલ્યો સમર્ણ કરત સુદામા, કૃષ્ણ કહે પુરણ હોત કામા. ૧૨

## દુહા.

ડગ ભગ ચરણુની ચલત હે, દાસ સુદામો સાધ;
અબ કેવળ કૃષ્ણ શરણ હે, છોડ સકળ ઉપાધ. ૧૩
ડગર ડગર દેખત નગર, (અરૂ) ટગર ટગર હી હોત;
બગર બગર કે કલસ જયું, કોટ રવીકી જયોત. ૧૪

## ચોપાઇ.

ચેતન કરત ચલ્યો જુ સુદામા, નીકી સાચ્છા દાની મેં કુ ભાગા;
હોયગો દરશણ શ્રી રણછોડ, માનું અબહી વયો લાખ કોડ.
હે હરિ બડે દીન દયાળ. ૧૫
આયો દ્વારામતી જુ મોઝાર, જાંહા રાજત મદન મોરાર;
દેખ્યો રમ્ય નગર જુ બીસાલ, જાંહા રંચ નહી બેયકાલ. ૧૬

મુગટ છત્ર અતી મોહ ભાવે, સખે નીશદીન હરીગુણ ગાવે;
પોરે પોરીયા બેસ્ત બદા દે, જાકે દરશણે આનંદ બાદે. ૧૭
હરિ મંદીરકી કહુ સોભા, માંનુ કોટિ રવીકી ઓભા;
થંભ શોભત મણિ મયરતન, દેખી ચમકત સબ હરિજન. ૧૮

દુહા.

દુર્ગકી શોભા કાહ કહુ, કનક રતને જડીત;
તેજ પુંજકો કહે સકે, ભાનુ કોટ તડીત. ૧૯
દ્વારામતિ બેકુંઠ લીયે, લીજે ભગવાનદાસ,
યઃ બારીસો સોમ રહ્યો, હલકો ચલ્યો અકાસ. ૨૦

ચોપાઇ

ચલે પ્રથમ રામજીકો ધામ, જહાં રાજત શ્રી ઘનસ્યામ;
પ્રજંગ બેઠે શ્રી બેકુંઠરાય, લચ્છરી આનંદે પલોટત પાય. ૨૧
હે હરિ બડે દીન દયાળ.
હરી દ્રષ્ટે પરયો જુ સુદામા, અતી આદરેં છાડી જુ રામા;
ભક્ત વચ્છલ ઉઠ આપ ધાયે, દો દો ભુજ ભુજ ભર કંઠ લગાયે. ૨૨
દોઉ ગદ ગદ કંઠહી હોવે, દોઉ ફુની ફુની સનમુખ જોવે;
બોહરો આલંબન હરી કીનો, ગ્રહી હાથ રૂદે મધે લીનો. ૨૩
લાય કર ગ્રહી પ્રજંગ બેઠાયે, ફુની કહે હે જુ આવનો ભાયે;
આપે આગે રહે કર જોડે, બોલી કમલાજી શ્રી રણછોડે. ૨૪
મોહે ચરણ શરણ યાકો ભાવે, તે તો ગંગાજળ ભર નાવે;
ફુની પુંછલે અવને અંચરા, જેસેં નેક રહે નમધ કમરા. ૨૫
અરૂ સેજ બીછો બહુ પ્રીતા, જાસુ સુખ પાવે બાલ ચીતા;
ફુની ખાનપાન બહુ લાઓ, જો જો ભાવે સો પ્રેમે ખવાઓ. ૨૬
એસેં બબીધ બીધી પુંજા કીની, ઔર પ્રેમદા સબેં બોલ લીની;
અંગ રાગ લેપન કરો પ્રીયા, જેસેં સુખ પાવે યાકો જીયા. ૨૭
કૃષ્ણ કમળા પલોટે પાય, શ્રમ પાયો જુ કહે જદુરાય;
એસેં આવાર્જન હરી કીનો, મીલ પ્રેમ પરમ રસ પીનો. ૨૮

દુહા.

ઐસે નાથ અનાથ હેં દીન દયાળ કીપાળ;
સેવકકુ સાહેબ કરે, સાહિબ સેવક હાલ. ૨૯
સાહેબસુ સેવક બડય, ભક્ત ભાવ ભગવાન;
રામ રહે સેત બંદકુ, કુદ ચલે હનમાન. ૩૦

ચોપાઇ.

મુખવાસ દેનો કર અપને, જો સનકાદીક નાહી સપને;
ફુની પૂજન પ્રેમસુ બાતે, ખીજરે બહોત દીનોંકે યાતે. ૩૧
સયે સુનત હે પ્રેમદ બતીયાં, અતી સીતતલ હોત પાસુ છતીયાં;
યહ તો અંચુત કિત જગદીશ, કેસે પ્રાપતીનાં પ્રભાદીશ. ૩૨
વીપ્રકુ ચાલકુ દર્શન દેહ, યાસુ સબલ ધરન હરી સ્નેહ;
જેસુ નારી નર ધ્યાન ન આવે, સો બાલ મીત્ર કહી બોલાવે. ૩૩
બડો ભાગ્ય વીપ્રકો જુ માનો, જાકુ કૃષ્ણ મીત્ર કરી ઠાનો;
યાકે ભાગ્યકી બડી બલીહારી, ઐસે સબકોઉ ઓચરત પ્યારી. ૩૪

દુહા.

જાકુ ચોહ મુખ ચહત હે; ઔર નાર અર્ધંગ;
સો હરિ પ્રીતમ કારણે, ફેરત પ્રીતમ સંગ. ૩૫
જાકે કીયે જુ તીન ગુણ, ઔર તતવ ચોવીશ;
સો હરી પ્રીતમ પ્રીતસુ, મીત્ર નમાવત શીશ. ૩૬

ચોપાઇ.

ફુની પુછત હે મહારાજ, પાણિગ્રહણ કુલીકારે નકાજ;
વહ ભાયા સુર સો હો ઉદારી, સકલ છબી બેજુના રાશી. ૩૭
તરૂણી કીની વે નહી આસક્ત, ભયે ગૃહી સવેં માયા વીરક્ત;
યહ આચરણ સુ મોકુ પ્યારો, મે તો નેક નહી તોસુ ન્યારો. ૩૮
આજ કેસે સંભારે જુ મીત્ર, તુમ ઓચરો બાની બીચીત્ર;
આગે ગુરૂકુલ હમતુમ બસ્તે, આપ આપમેં સબ મીલ હસ્તે. ૩૯
ફુની સબરત હે તુમ બાત, આપે પઢતે જુતીનો ભ્રાત;
સબેં ગુરૂ કીપાય યહ પાયો, ગુરૂ બખીય મો મન ભાયો. ૪૦
ગુરૂ ચરણ પ્રસાદ તે તરીયે, સંસાર સાગર પાર ઉતરીયે;
ગુરૂ ચરણ શરણ જો લૈયે, એેગે પરમહી પદવી પૈયે. ૪૧

શ્લોક.

मंत्रमूलं गुरोर्वाक्यं पूजामूलं गुरोः पदम् ।
ध्यानमूलं गुरोर्मूर्तिः मोक्षमूलं गुरोः कृपा ॥ ૪૨

ચોપાઇ.

તીન પ્રકારકે ગુરૂ સહી, યહ બાત ખીસ્તાર હી કહી;
માત પીતા જાસુ જન્મ લીયો, ફુની સંસ્કાર ઉપવીત દીયો. ૪૩
બ્રહ્મ પુરણ જો પ્રાપ્ત દેઇ, સદગુરૂ સો તો નિશ્ચે બોલઇ;
કાજ કાજ ગુર કે જુ કરતે, ગુરૂ આગ્યા સીખપર ધરતે. ૪૪

શ્રીકૃષ્ણ કહે સુદામા જુ સુનો, દંપત્ત પ્રેમ રાખે હજુ ધંનો;
ફુની એક સંવરત હે સોઉ, લકરી લેન પઠાયે જુઓઉ, ૪૫

ગયે ગોરાણીકી આગ્યાસુ બન, નીશા માંહા વટો ભયો ઉમંન;
મેહસે ગાજબીજ અંધકાર, પ્રબલ પવન મસ્તગ પર ભાર. ૪૬

ઉચે નીચે કછુ કો ન સુજે, કોઉ કાહુકુ કછુ અન બુજે;
મસ્તગે રહો કાષ્ટકો ભાર, રહે બાંહ જોડી નીરધાર. ૪૭

એસે તીનોને નીશા ગુમાઇ, વે કષ્ટ કહો કેસે જાઇ;
નીશા ગુમાઇ અપન જબહી, ભયે ગુરૂકુ ચંતા તબહી. ૪૮

પ્રાતુકાલ દેખન વે નીકસે, મીલે સનમુખ કમળ જ્યું બીકસે;
દેખી ગુરૂ દયા દીલે ઓલે, ગદગદ બાની મનસેં ખોલે. ૪૯

પુત્ર તુમહો જુ બ્રંમન સહી, ગુરૂ સેવા સચ્ચી ચીન લહી;
તુમકુ પુત્ર હો હે જુ કલ્યાણ, બીધા સ્ફુરીત સદાહી પ્રમાણ. ૫૦

ભવ ભવ સકલ હો સ્ફુરીત, બ્રહ્મા બેદ સફલ હો જુનીત;
દઇ આશીશં અરૂ આશીરવાદ, કરી ક્રીપાજુ તજ પ્રમાદ. ૫૧

તુમ હમ સ્ત્રી પ્રાપ્તી હે જેહ, સકલ કળાની દીખી તેહ;
બેદ પુરાણ શાસ્ત્રોં જોય, સબેં ગુરૂ પ્રસાદ સીધ હોય. ૫૨

સોતો સંદીપનં જુકી ક્રીપા, ઉદયો ભાનુ જુ બીતી ખીપા;
સો શ્રી ગુરૂજી કે પ્રતાપ, ટળે સંસાર કે ત્રે તાપ ૫૩

ગુરૂ બીન ધ્યાન પાવે જો કોઉ, સબે નીસ્વારથ હે જુ સોઉ;
બહુ પઢનો નાવે જુ કામ, જો તું શ્રી ગુરૂ ક્રીપા નનામ. ૫૪

ગુરૂ ક્રીપા સંપુર્ણ સબેં પેંહે, ગુરૂ ક્રીપા ગોવિંદ ગુણ ગેંચે;
ગુરૂ ક્રીપાતેં પરમ પદ પાવે, ત્રે તાપ સંસાર મીટ જાવે. ૫૫

## ચોપાઈ.

ગુરૂ આત્મારામહી સહી, ગુરૂ પાર કરે ગ્રહે બાંહી;
ગુરૂ ચરણ શરણ મન રોયે, ગુરૂ ક્રીપાસુ હરી હાથ સોહે. ૫૭

મહાપાતકી આવે જો શર્ણે, જ્યું જલ ગ્રામ ગંગોદક બર્ણે;
ગુરૂ ઔષધી તે બ્રાધ હી જરે, ગુરૂ પ્રસાદ ઉત્તમ ફલ પીરે. ૫૮

ગુરૂ બચનમે બ્રમ ન ભાસે, તો તો દીપક બસ્તુ પ્રકાશે;
ગુરૂ બીન મર્મકુ કોઉ કહા જાને, જેસે મબઅ ને લીધાં નીતાને. ૫૯

દુહા.

રામ લછમનથી ગુરૂ બડે, જો ગુરૂ સેવા કીન;
જગમેં વો ઇશ્વર ભયે, ( યે ) ગુરૂ અઠા આધીન. ૬૦

જનમ જોગેશ્વર ગુરૂબીના, ન લગા હરીકી સેવા;
બોલે બેદ દર્શન સબી, ગુરૂ દેવન દેવા ! ૬૧

ચોપાઈ

ઐસે બહોત કીપા જબેં દેખી, બોલ્યો સુદામો હુ પ્રીત બસેખી;
અપને કીપા ગુરૂકી સો સત્ય, પુની તીહારી કીપા મોકુ નીત્ય. ૬૨

મોકુ તીહારી કીપા મહારાજ, મેરો સર્વો જુદોઉં કાજ,
તુમકુ આધ પુરૂષ કહે બેદ, તુમ હો અગમં અભેદ અચ્છેદ. ૬૩

તેરી લીલા ન બુઝે કોઉં, ઉપનીષદ નચીંત સોઉ;
શબ્દ બ્રહ્મ નીર્ગુણ બ્રહ્મ એક, દુજી બાંની સો છંદ બીબેક. ૬૪

સબે લોકકે કારણ હીત, લે ગુણ ભઇ દેહ ધરી પ્રીત:
તુમ આધ પુરૂષ અવતાર, મોકું કીપા તીહારી મોરાર. ૬૫

દુહા.

સ્વામિ તેરા સ્વરૂપકા, કોઉ ન પાવે ભેદ;
ઉપની ઐસેં જાનકે, નેત નેત કહે બેદ. ૬૬

વીગતકો જાનત નહીં, અવિગત અકલ અપાર;
દાસ અનુગ્રહે કારણે, આધ પુરૂષ અવતાર. ૬૭

ચોપાઇ

ઐસો પરમ ભક્ત નીજ દાસ, વીપ્ર જાન્યો . . રા સર્વોપાસ;
પાતે ચરણ શરણ સચ આયો, સો તો ચોદહો લોક ભોગ ગાયો. ૬૮

પુની કહત સુદામાસુ કૃષ્ણ, ભ્રાત પ્રસીધ કહું એક પ્રશ્ન;
ભાવી ભાવસુ સુખડી વડાઇ, પ્રેમે દેહો વે મોમન ભાઇ. ૬૯

લજ્યા પાય સુદામો છુપાવે, બીચ બહીયંમો લેલે દુરાવે;
વેતો સંકોચ મન અતી પાયો, વેંહી તકદી હરીને જ્યાયો. ૭૦

જાન સુઝ બોલે ગો બંદ, પ્રેમ પુરીત પરમાનંદ;
મોકુ સંતોષ સુદામાજી બડુ, પ્રેમે દેવેસો પ્રેમસુ ગ્રહુ. ૭૧

મોકુ પ્રેમે દેવે જન કોઉ, અણુમે રસમેં માનું ઓઉ;
મોકુ પ્રેમ કરે સો તો મેરો, મેતો પ્રેમી કું નીકટ હી નેરો. ૭૨

મેં તો પ્રેમકો બાંધ્યો બંધાઉ, મેતો પ્રેમકો બેંક્યો બેંકાઉં;
જો પ્રેમી સો મોકુ પ્યારો, મેતો પ્રેમી તેને કન ન્યારો. ૭૩

પ્રીત હોયે સુન્દાં મોહકાજ, શું શુની શુની કહે મહારાજ;
પુષ્પ પત્ર ફલ તોયે અર્પે, માનું સમે અગ્રીત જુ સમર્પે. ૭૪
મોકુ કહુ સુનાંઇ સ્નેહે, ભક્ત હૃદે શો મેરો અહે;
ભક્ત જો દેવે સો લહું, મેં તો પ્રેમકો ભુકો ખેદ. ૭૫

श्लोक.

पुष्पं पत्रं फलं तोयं यो मे भक्त्या प्रयच्छति।
तदहं भक्त्युपहृ तमश्नामि प्रयतात्मनः ॥

ચોપાઇ

લજ્યા તજ એં કુંપઃ મહારાજ, કહી આઇ લેં લજ્યા કે લાજ;
પઃ તો શ્રીપતિ ત્રીભોવન નાથ, કૈસે તાંદુલ મેં દેહુંજુ હાથ. ૭૭
હરી બો હરો કરે જુ બીનોદ, બાલ મિત્ર સુપાત્રે જુમોદ;
કરે હાસ્ય બીલાસ અનુરાગે, ગાંઠ તાંદુલ નીકસ પરી આગે. ૭૮
કૃષ્ણ હાથ લઇ વે ગાંઠ, મીઠી લાગે જ્યું ઉખડી સાંઠ;
છોડ દેખકે કહી મહારાજ, ભાભી ભેટ પેંઠે મેરે કાજ. ૭૯
પ્રથમ મુઠ હરી મુખ લીની, દુજે કમળાને બીનતી કીની;
પહેલે ત્રીપન ભયા જગ સબહી, કહા દેને ચહો અબહમહી. ૮૦

( શેષ ભાગ આવતા અંકમાં પૂરો આપવામાં આવશે. )

---

## ગુજરાતી ભાષામાંના દસ સૌથી વાંચવા લાયક

### નવલકથાનાં પુસ્તકો.

“ સત્ય ” ના તંત્રી સાહેબ.

વિ. વિ. કે તમારા માસિકમાં ગુજરાતી ભાષામાં વાંચવાલાયક દસ નવલકથાનાં પુસ્તકો વિષે ચર્ચા ચલાવશો તો આભાર થશે .“ વસન્ત ” માં “ ભરતખંડના વીસ મહાન પુરૂષો ” તથા “ સુન્દરી સુબોધ ” માં “ ભરતખંડની વીસ મહાન સ્ત્રીઓ ” વિશે ચર્ચા ચાલી હતી તેમજ આ વિષય પણ ચર્ચવા જેવો મને લાગે છે, તો નીચે લખેલી યાદી તમારા માસિકમાં પ્રગટ કરશો એવી આશા છે.

વાંદરા તા. ૧૦ મી નવેમ્બર, ૧૯૧૩ } સૌ. સુશીલા દીવટિયા.

| પુ. નામ. | મૂળ લેખ કે ભા. | મૂળ લેખક. | ભાષાન્તર કર્તા. |
|---|---|---|---|
| ૧ સરસ્વતીચંદ્ર | મૂળ લેખ | સ્વ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી | ... |
| ૨ શુકલ મર્દન | ,, | રા. રા. કૃષ્ણરાવ ભો. દીવટીયા | ... |
| ૩ કરણઘેલો | ,, | સ્વ. નંદશંકર તુળજાશંકર | ... |
| ૪ અલક્ષ્યજ્યોતિ | ,, | રા. રા. શિવુભાઇ બાપુભાઇ | ... |
| ૫ વિષવૃક્ષ | ભાષાન્તર | સ્વ. બંકિમચંદ્ર ચટોપાધ્યાય | સ્વ. નારાયણ હેમચંદ્ર |
| ૬ જીવનપ્રભાત | ,, | બાબુ રમેશચન્દ્ર દત્ત | ,, |
| ૭ દુર્ગેશનન્દિની | ,, | સ્વ. બંકિમચંદ્ર ચટોપાધ્યાય. | ,, |
| ૮ ચાંદબીબી | ,, | કર્નલ મેડોઝ ટેલર | શેઠ પેસતનજી જે. સત્રા |
| ૯ તારા | ,, | ,, | શેઠ જહાંગીરજી બે. મર્જબાન |
| ૧૦ સુધાહાસિની | ,, | બાબુ રમેશચન્દ્ર દત્ત | સૌ. વિદ્યાગૌરી ર. નીલકંઠ તથા સૌ. શારદાગૌરી સુ. મેહેતા. |

વાંદરા, નવેમ્બર ૧૯૧૩. — સૌ. સુશીલા દીવટિયા

---

( ૨ )

| પુસ્તકોનાં નામ | લેખક અથવા ભાષાંતર કર્તા. |
|---|---|
| ૧ અરેબીયન નાઇટ્સ. | ... ... |
| ૨ સરસ્વતીચન્દ્ર | ગો. મા. ત્રિપાઠી. |
| ૩ ભદ્રંભદ્ર | ર. મ. નીલકંઠ. |
| ૪ કરણઘેલો | નંદશંકર તુળજાશંકર. |
| ૫ ગુજરાતની જૂની વાર્તાઓ | મણીલાલ છબારામ. |
| ૬ દિલ્હી પર હલ્લો | |
| ૭ સુધાહાસિની | સૌ. વિદ્યા તથા સૌ. શારદા. |
| ૮ વિષવૃક્ષ | નારાયણ હેમચંદ્ર |
| ૯ જીવન પ્રભાત | ,, ,, |
| ૧૦ ઔરંગઝેબ અને રાજપૂતો | |

ચોકશી કૉટેજ,
સાન્તાક્રુઝ, તા. ૧૦-૧૧-૧૩. — ધનસુખલાલ કૃષ્ણલાલ મેહેતા.

[ આ ચર્ચા ઉપસ્થિત કરનારો સૌ. સુશીલા દીવેટિયાનો પત્ર તથા તે સાથે તેમણે મોકલેલી તેમની તરફની ટીપ પ્રગટ કરતાં અમને આનંદ થાય છે. ગુજરાતી સાહિત્યનો ઉત્કર્ષ માટે તેમજ નવલકથાનાં સર્વોત્તમ ગ્રંથોને યોગ્ય ન્યાય તેમજ ઉત્તેજન મળે તે અર્થે આ

ચર્ચા ઘણી આવશ્યક અને ઉપયોગી છે. સાહિત્યના ક્ષેત્રમાં નવલકથા એક સૌથી ઉપયોગી નહીં તોપણ સૌથી મોટો તેમજ ઘણોજ અગત્યનો હિસ્સો ભોગવે છે. અર્વાચીન કાલમાં પૃથ્વીના સૌથી પ્રસિદ્ધ લેખકોમાંના ઘણા મોટા–અર્ધાથી વિશેષ–ભાગે પોતાની પ્રસિદ્ધિ નવલકથાઓ લખીનેજ મેળવી છે. આ પ્રાંતમાં પણ આ કાલમાં ગુજરાતી સાહિત્યનાં ઉપાસકોના પ્રમુખરૂપ ગણાતા સ્વ. ગોવર્ધનરામની કીર્તિનો સ્તંભ તેમના કૃત " સરસ્વતીચંદ્ર " ની નવલકથાજ હતી અને એ તો પ્રસિદ્ધજ છે કે વિદ્વાનો તેમજ સામાન્ય શિક્ષિત વર્ગો જેટલે અંશે નવલકથા વાંચે છે તેટલે અંશે બીજા કોઇ સાહિત્યના ગ્રંથો વાંચવાની દરકાર કરતા નથી. મુંબઇની મોટી જાહેર લાઇબ્રેરીઓમાં પણ નવલકથાઓની જેટલી ચોપડી ' ઇસ્યુ ' થાય છે તેટલી બીજા કોઇ વિષયની ચોપડી થતી નથી. અન્ય સમસ્ત વિષયોનાં પુસ્તકોનો સરવાળો કેવલ નવલકથાનાં પુસ્તકો જેટલો લાઇબ્રેરીના સભાસદો ઘેર વાંચવા લઇ ગયલા, લાઇબ્રેરીના વાર્ષિક રીપોર્ટમાં દર વર્ષે માલમ પડે છે. મનુષ્ય, સ્વભાવથીજ આ પ્રમાણે નવલકથાનો પ્રેમી છે. એ સિદ્ધાંત લક્ષમાં આવતાં, તેમના હાથમાં તેમને ગમતા વિષયનાં ઉત્તમ પુસ્તકોજ લેવા પ્રેરવા એ જ્ઞાનવૃદ્ધિ ઇચ્છનારાઓનું કર્તવ્ય છે. આ કારણોથી હમે આ ચર્ચાને ખાસ આવકાર આપીએ છીએ, અને તે ચર્ચા ઉપસ્થિત કરવા સારૂ સૌ. સુશીલા બ્હેનનો આભાર માનીએ છીએ. હમે અંતઃકરણથી આશા રાખીએ છીએ કે ગુજરાતી ભાષાના સાક્ષરો આ ચર્ચામાં ભાગ લેવા ચૂકશે નહીં. હમે તેમને ભાગ લેવા સહર્ષ આમંત્રણ કરીએ છીએ. કેટલાક પ્રસિદ્ધ સાક્ષરો તથા વિદ્વાનોને પોતા તરફથી યાદી લખી મોકલવા હમે ખાસ વિનંતિ કરી છે. જેમને હમે ખાસ લખી શક્યા ન હોઇએ તેઓને પણ આ દ્વારા પોતા તરફની યાદી હમારા પર લખી મોકલવા વિનંતિ છે. જે પણ ગુજરાતી ગૃહસ્થોએ નવલકથાનાં સાહિત્યનું પુષ્કળ વાચન કર્યું હોય અને તે કારણે પ્રમાણપૂર્વક અભિપ્રાય આપવાની સ્થિતિમાં હોય તેમને અભિપ્રાય આપવા વિનંતિ છે. હવે પછીના અંકમાં તે અભિપ્રાયો પ્રગટ કરીને, સૌથી વધુ મત કયા દસ ગ્રંથોને મળે છે તે તારવી કાઢીને પરિણામ પ્રગટ કરવામાં આવશે. ગુર્જરભાષાના ઉત્કર્ષના આ કામમાં સર્વે સાક્ષરો સહાયતા આપશે એવી આશા છે. સુંદર હાસ્યરસિક લેખોના જાણીતા લેખક રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા તરફથી હમને આ સંબંધી યાદી અત્યાર સુધીમાં મળી છે, જે પણ હમે સાથે સાથે પ્રગટ કરી છે. જેમ વધુ યાદીઓ મળતી જશે તેમ તે હવે પછી પ્રગટ કરીશું.—તંત્રી ' સત્ય '. ]

---

એક હજામ બહુજ ધીમે દાઢી પર સાબુ લગાડતો હતો. ઉતાવળીયા ગ્રાહકનું તેથી પાણી આવ્યું. તેણે હજામને કહ્યું, ' તું તારી પીંછી સ્થિર રાખ–હું પોતેજ મારૂં માથું તેની ઉપર સરરર ફેરવું છું. '

× × × × ×

**ધણી**—( પોયાંને ઝુલાવતી સ્ત્રીને જોઇને ) ' જે ઘોડીયું ઝુલાવે છે તેજ ખરૂં જોતાં જગત્ પર રાજ્ય કરે છે. '

**ધણીયાણી**—' ત્યારે જરા આ દોરી લ્યો અને રાજ્ય કરોની ! હું રાજ્ય કરતાં થાકી ગઇ છું. '

# સંસારમાં સુખ નિયમ છે, દુઃખ અપવાદ છે !

આપણા દેશમાં મનુષ્યો આશાવાદ કરતાં નિરાશાવાદના ઉપાસક અને પોષક વિશેષ છે સંસારનું સુખ એ ભાસ છે, આભાસ છે, અસત્ય છે, મૃગજળ છે, માયા છે, ઇત્યાદિ વચનોનં આશા શોકની શય્યામાં સૂતા સૂતા તેઓ જપે છે. અને સુખ જેવી વસ્તુ માયારૂપે સ્વીકારનાર પણ ' ખાવો ગુંદર તેમાં કાંટા ' એ કિંવદન્તી અનુસાર, એમ ઉમેરે છે કે, સંસારમાં એ આયિક સુખ પણ ક્યાં છે ? તે મૃગજલ સમાન દૂર દેખાય છે, પણ નિકટ જતાં કાંઇજ હોતું નથી ! કિંચિત્ સુખનાં કણો હશે તો પણ સંસારમાં દુઃખના તો કાચા કોરા પહાડો છે. સર્વે દુઃખી છે. જે સૌથી સુખી દેખાય છે તેઓ પણ અંતરથી દુઃખી છે. પૈસાદારને પૈસાનું, ગૃહસ્થને સંતતિનું અને દરિદ્રોને ધનાભાવનું દુઃખ થાય છે. સુખ હશે તો પણ તે કષ્ટપ્રાપ્ય, ક્ષણિક, કિંચિત્, અને દુર્લભ છે. દુઃખ વિશેષાંશે, જથુકનું તથા સહજ પ્રાપ્ત તેમના જોવામાં આવે છે. તેમનો સિદ્ધાંત ટુંકમાં એ છે કે, આ સંસારમાં દુઃખ નિયમ છે, અને સુખ અપવાદ છે.

એ સ્પષ્ટ છે કે, સુખ અપવાદ રૂપ અને દુર્લભ હોય તો તે મિથ્યા અને માયારૂપ પણ હોવાનો સંભવ નથી. ખોટી ચીજની સૌથી અછત ! એ માન્ય થાય એવી વાત નથી.

## ગર્ભમાં દુઃખ હોવાની માન્યતા.

હમારા નમ્ર મત પ્રમાણે આવી માન્યતાથી પ્રજા નિરર્થક પોતાના સુખની ન્યૂનતા તથા દુઃખની વૃદ્ધિ કરે છે. એવી કલ્પનાથી તેઓ માનસિક રીતે, સર્વ પ્રકારનું દુઃખ વધારે છે. તેઓ સુખ સાથે દુશ્મનાઇ તથા દુઃખ સાથે મૈત્રી કરે છે ! જો તેઓ દીર્ઘતર વિચાર કરે તો તેમને પ્રતીત થવું જોઇએ કે જગતમાં સુખજ દુઃખ કરતાં અતિ વિશેષ છે. પરંતુ તેમ જોઇ શકવા માટે નવી આંખથી, અર્થાત્ અમુક દ્રષ્ટિબિંદુથી, કંઇક અંશે દુર્બિનમાંથી તે જોવાની જરૂર છે.

આસ્તિકો માટે જગત્‌માં દુઃખ વિશેષ છે એમ કહેવાનું સ્થાન નથી. એવું કથન પરમાત્માની ખોટામાં ખોટી બદનક્ષી અને મોટામાં મોટું અપમાન છે. તેમ કહેનારાઓ વસ્તુતઃ નાસ્તિક છે, અરે ! પરમાત્માને બદલે રાક્ષસનો રાજા આ વિશ્વનો ઉત્પન્ન કર્તા અને ચાલક છે એમ વસ્તુતઃ માનનારા છે. પરમાત્માની દયાળુતા સ્વીકારવા વિના આસ્તિક્ય અશક્ય છે અને પ્રભુ દયાળુ છે તો તે દુઃખ આપે તો પણ સુખ અતિ વિશેષ ઉત્પન્ન કરવાને બંધાયો છે એમાં શો સંદેહ ?

ગર્ભથીજ અને જન્મથીજ દુઃખનું વાસણ પરમાત્મા બધાની આપે છે એમ કલ્પનાથી માની લેવામાં ગંભીર ભૂલ કરવામાં આવી છે. જન્મ એ પણ એક મહા દુઃખ ! અહીંથી ( આ ) મંગલાચરણ કરવામાં આવે છે. જન્મ થવો એ પણ દુઃખ, આવું સુંદર અદ્ભુત

કરામતોથી ભરપૂર શરીર એ પણ બંધન, માતા પિતા આદિ સંબંધી એ પણ કેવું કે દેણું-દાર! માતાના ઉદરમાં નવમાસ આપણે રહ્યા એ તો વળી સૌથી ભયંકર દુઃખ! મલમૂત્રના પિંડમાં, ઘર બ્હારનાં બારી બારણાના ઉજાસ વગર, નાળથી બાંધેલે હાથે પગે એ નવ માસ અત્યંત દુઃખમાં જાય છે એવા પ્રથમબીજ, મગજના ચિત્રપટપર પરાપૂર્વથી સંસ્કાર નાંખવામાં આવે છે. કેટલાક ગ્રંથોમાં તો આગળ વધીને એટલે સુધી લખવામાં આવ્યું છે કે, એ ગર્ભસ્થ બાળક, જન્મ પૂર્વે પણ પૂર્વ જન્મમાં કરેલાં પાપનાં મળેલાં આ ( ગર્ભરૂપી ) ફલ માટે પશ્ચાત્તાપ કરે છે, અને ક્ષમા યાચે છે! અને પ્રતિજ્ઞા કરે છે કે હવેથી હું પાપ નહીં કરૂં! એ બાળક કઇ ભાષામાં વિચારતો બોલતો હશે એ પણ આશ્ચર્ય છે, અને દાંત વિના શુદ્ધોચ્ચારણ તો નહીંજ કરી શકતો હોય. કોઇ સગર્ભાને એ પશ્ચાત્તાપ, પ્રાર્થના અને પ્રતિજ્ઞાનો ધ્વનિ પણ નથી સંભળાયો, કોઇ બાલકને પણ તેણે ગર્ભમાં કરેલાં એ પરાક્રમની પાછળથી યાદ રહી નથી. તે સંજોગમાં એ વાતના લખનારને આ ગુપ્ત બનાવતી ક્યાંથી ખબર પડી એ પણ એક સવાલ છે. હમે કહીશું કે, નિરાશાવાદી કવિઓનાં આ માત્ર તાર્કિક વિમાનો છે. ગર્ભમાં ગર્ભસ્થને દુઃખ થાય છે કે નહીં તે માટે કોઇ પણ પ્રમાણ હોય તો તે શરીર શાસ્ત્રનો જ્ઞાતા વૈદ્ય છે અને તે કદાપિ એમ કહી શકશે નહીં. ગર્ભસ્થમાં જીવ એટલો અપરિપક્વ છે કે તેની સુખ દુઃખની લાગણીજ હજી અજાગ્રત છે. તે નામમાત્ર સુખી અથવા દુઃખી છે. અને મલમૂત્રનાં પિંડમાં એ વેષ્ટિત હોય તો તેને ક્યાં એ વસ્તુઓની મલીનતાનું હજી જ્ઞાન થયું છે કે તેથી તે ખિન્ન થાય? એ તો આપણી મોટાની દ્રષ્ટિથી લાજ્ય છે. અને ગર્ભનો મલ કાંઇ મસરૂથી ઓછો સુખકર નથી. આપણી મોટી પણ ખોટી દ્રષ્ટિથી હલકું નામ માત્ર આપી દેવાથી કાંઇ અદુઃખી બાલક ગર્ભમાં દુઃખી થઇ જતું નથી. પુનર્જન્મના સત્ય મહા સિદ્ધાન્તને આવી લબાડીથીજ હાસ્યજનક કરી દેવામાં આવ્યો છે. જો દુઃખની ગેરહાજરી એનું નામ સુખ હોય તો ગર્ભસ્થ બાળક જેટલો સુખી કોઇ નથી એમ કહેવું વધારે વાસ્તવિક છે.

## મરણ સમયે શું દુઃખ થાય છે?

મરણ સમયે પણ મહા દુઃખ થાય છે એવી કલ્પના દુઃખવાદમાં ઉમેરો કરે છે. એ કલ્પના પણ વિશેષ અંશે એક ભ્રમણા છે. જેઓ મૃત્યુની દશામાં આવી ચૂક્યા છે, જેઓને મરણના લગભગ સર્વે સંસ્કાર થઇ ચૂક્યા છે, જેઓ મૃતવત્ બેભાન શબ જેવા પડી રહીને, કાંઇ ચમત્કારથીજ પાછા છવંત થયા છે તેઓ એક મતે કહે છે કે એ દશામાં તેમને કાંઇ પણ દુઃખ થયું નથી. મર્યા તે વાતની ખબરજ રહેતી નથી. મરણનું લક્ષણજ જાણકની સુષુપ્તિ, બેભાન અવસ્થા છે. તેમાં દુઃખ શેનું સંભવે? મરવાની તરત પૂર્વે, આકસ્મિક અકાલ મરણ થતાં દુઃખ થવાનો અવશ્ય સંભવ છે; પરંતુ જે ધીમે ધીમે બેભાન થાય છે ( અને સામાન્ય રીતે એજ રીતે મરણ થાય છે ) તેમને જીવાત્મા તથા શરીરના વિયોગ વખતે ખાસ દુઃખ થાય એટલું ભાનજ નથી હોતું. જે દુઃખ થાય અને થઇ શકે તે મરણ પૂર્વે છે. મરણ તો શરીરમુક્તિ માત્ર છે. દુઃખ મનને અથવા શરીરના અવયવને વેદના થવાનું નામ છે, અને મરણ સમયે મન અજાગ્રત છે તેમજ અવયવને કાંઇ હાનિ થતી નથી તેથી દુઃખ થવાની વાત અસંભવિતજ કરે છે. જેઓ કહે છે કે શરીરને જીવાત્માનો ત્યાગ કરતાં ભયાનક દુઃખ

થાય છે તેઓ એ વાત ક્યાંથી લાવ્યા તેની કોઇને ખબર નથી. તેમ કોઇ મરી ગયેલું કહેવા કદી પાછું આવ્યું નથી. એમ કહેનારાઓ દુઃખવાદી હોવાથી તેમણે મરણમાં પણ દુઃખકલ્પના કરી, એજ સત્ય છે.

### કુદરતની સુખ આપવાની નિરંતર ઇચ્છા.

જગતમાં દુઃખ છેજ નહીં, એમ કહેવાનો આશય નથી. પરંતુ તેના કરતાં સુખ અતિ વિશેષ છે એજ કહેવાનું તાત્પર્ય છે. પ્રત્યેક કુદરતી વસ્તુ અને કુદરતી નિયમોનો હેતુ મનુષ્યાદિ પ્રાણિઓને સુખ આપવાનો છે. કુદરતી ક્રિયા માત્ર સુખજ આપે છે. ભોજન કરતાં પણ આનંદ આવે છે. તૃષા લાગતાં પાણી મળતાં પણ સંતોષ જ થાય છે. નિંદ્રા પણ જો કે કનિષ્ઠ પ્રકારનું પણ સુખ જ આપે છે. પ્રભુની સુખ આપવાની ઇચ્છા કેટલી નિરંતર છે, કે, મલમૂત્રના ત્યાગથી પણ આનંદજ થાય છે ! ક્રિયા સમયે તેમજ તે પછી પણ જો કે ભોજન, નિંદ્રા તથા મલમૂત્ર ત્યાગ આદિના મૂલ હેતુ તો માત્ર શરીરને જીવંત અને નિરોગી રાખવાનો છે, તોપણ પ્રભુએ એ ક્રિયાઓ થતાં પણ મનુષ્યને સુખની પ્રાપ્તિ થાય એવી યોજના કરી છે. બોલવાનો હેતુ પણ પારકાને વિચાર પ્રદર્શિત કરવાનો છે, છતાં તે ઉપરાંત બોલવા માત્રથી કેટલો બધો સ્વાભાવિક આનંદ થાય છે તે સુવિદિત છે. પક્ષીઓ અને પશુઓ કાંઇ હમેશાં વિચાર કે લાગણી પ્રદર્શિત કરવા બોલતાં નથી. છતાં કુત્રો ભસે છે અને ગધેડો ભૂંકે છે તે ક્રિયા માત્રથી તેને કેટલો બધો આનંદ મળે છે કે તેઓ કેવલ વાણિપ્રયોગનો આનંદ ભોગવવાજ, અમસ્તા કંઠ તથા મુખ યંત્રો ચલાવ્યા કરે છે. ચાલવાનું પણ દુઃખ ઘણાક માને છે, પરંતુ તે પણ એક મહાન્ સુખ છે. જો એમ ન હોત તો ધનાઢ્યો પગ કપાઇ જાય તેની દરકાર ન કરે, કેમકે તેમને ગમે ત્યાં લઇ જવાને ગાડીઓ તથા પાલખીઓ અને મનુષ્યો છે. મરજી તથા શક્તિ વિરૂદ્ધ અતિશય ચાલવું એ દુઃખકારક અવશ્ય છે, પરંતુ સામાન્ય ચાલવું તો સુખકારક છે. તેનાથી જે ઇતર લાભ થાય છે અને તે લાભથી જે વળી નવું સુખ પ્રાપ્ત થાય છે તે વળી જૂદી વાત છે. આ સારાં દૃષ્ટાંતો કુદરત અથવા તેના કર્તાનો ઉદ્દેશ તો પગલે પગલે સુખ આપવાનોજ છે એ સિદ્ધ કરવાનું છે.

જો સુખ આપવાનો ઉદ્દેશ ન હતે તો, વિવિધ વનસ્પતિઓ, વિવિધ પુષ્પો અને ફલો, વિવિધ ધાતુઓ અને વિવિધ રંગો, વિવિધ દેશો અને વિવિધ ઋતુઓ, વિવિધ પશુઓ અને વિવિધ પક્ષીઓ પ્રભુ શા માટે કરતે ? તેમાંનાં ઘણાંખરાં તો આપણાં સુખ-સાધક છે એમાં સંદેહ નથી.*

જો સુખ આપવાનો ઉદ્દેશ ન હતે તો પંચતત્ત્વો અને જ્ઞાન તથા કર્મની કુલ દશ ઇંદ્રિયો શા માટે પ્રભુ અર્પતે ? અને સર્વેના અધિષ્ઠાતા રૂપ અંતઃકરણ ચતુષ્ટય શા માટે યોજતે ? શું એ સર્વેનો હેતુ મનુષ્યને દુઃખી કરવાનોજ હતો ? જો એમ હતે તો સઘળું પ્રતિકૂલ

* કેટલાક કહે છે કે 'ઉત્ક્રાંતિ' ( Evolution ) થી આ વિવિધતા આવી છે. પરંતુ ઉત્ક્રાંતિનું પરિણામ વિવિધતામાં આવવાની આવશ્યકતા પણ સુખ વર્ધનની યોજના કુદરતમાં હોવાનુંજ, સૂચવે છે.

જ કેમ ન કરત ? વનસ્પતિઓ બધી ઝેરીલીજ કેમ ન કરત ? હવા મનુષ્યને મારી નાખે એવી કેમ ન બનાવત ? સુગંધી અને સુરંગી વસ્તુઓ નિર્મૂલ કેમ હોત ? મધુર કંઠનાં પક્ષીઓ શા માટે ઉત્પન્ન કરત ? સત્ય એ છે કે, સાદી ભાષામાં કહીએ તો પ્રભુએ સુખ ઉત્પન્ન કર્યું છે, અને મનુષ્યે દુઃખ ઉત્પન્ન કર્યું છે ! સુખની પ્રાપ્તિ કરવા કુદરતના નિયમો બેશક પાળવા જોઇએ છે, અને તે વિના સુખ અપ્રાપ્ય છે. એ પ્રાપ્તિનો પ્રયત્ન કરતાં પણ સુખજ ઉત્પન્ન થાય એટલું બધું સુખ મળવાની પ્રભુએ તો યોજના કરી છે. પરંતુ મનુષ્યે પોતાના અજ્ઞાન, અતિ લોભ, દુષ્ટ સ્વભાવ, ઇત્યાદિ દુર્ગુણો વડે તે યોજના કેટલેક અંશે ઉંધી વાળી છે. એ, સઘળું છતાં, મનુષ્ય શું પરંતુ પ્રાણી માત્ર દુઃખી કરતાં સુખી વિશેષ જ છે એમાં હમને કશો સંદેહ નથી.

## પશુ પક્ષીઓ પણ દુઃખી કરતાં સુખી વિશેષ છે.

પ્રત્યેક પ્રાણિ જીવવા ચાહે છે. ( માત્ર અતિ દુઃખીજ મરવા ચ્હાય છે ) એ બિના આપણા પક્ષની સાક્ષી પૂરે છે કે, તે એકંદર પોતાને દુઃખી કરતાં સુખી વિશેષ માને છે. એ ખરૂં છે કે એક પ્રાણી બીજા કરતાં ઓછું સુખી હોય છે, પરંતુ તે સુખી કરતાં દુઃખી તો ઓછુંજ હોઇ શકે. નહીંતર તેની જીવવાની ઇચ્છા અકલ્પ્ય છે. પ્રભુએ શું સુંદર યોજના કરી છે કે દૈનિક Routine કામો કરતાં પણ ઉપર કહ્યું તેમાં આનંદ જ આવે છે. અને એટલુંજ નહીં પણ એક બીજાથી વિરૂધ્ધ કામો પણ આનંદ જ આપે છે. ચાલતાં આનંદ આવે છે. બહુ ચાલતાં થાક લાગ્યો એ જરા દુઃખ થતાં સાથે બેસી ગયા. હવે જુવો કે, જેવો ચાલવાનો આનંદ આવ્યો તેવો, જો કે જુદાજ પ્રકારનો, બેસવાનો પણ આનંદ આવ્યો. સૂતાં થાક્યા તો ઉભા થતાં આનંદ આવે છે. ઉભા રહેતાં થાક્યા તો સૂઇ જતાં આનંદ આવે છે. વચમાં દુઃખની તો ક્ષણજ માત્ર છે ! કુદરતની પ્રત્યેક ક્રિયા તે ક્રિયાનાં પરિણામની સુખદાયકના ઉપરાંત પોતે તાત્કાલિક રીતે પણ સુખદાયિની હોવાની યોજના–વ્યવસ્થા નિર્માણ હોવાથી, પશુ પક્ષી માત્ર સુખમાંજ નિરંતર રહે છે. વિશેષ તો શું પરંતુ શ્વાસોચ્છ્વાસ, પણ સૂક્ષ્મ રીતે તપાસશો તો નિરંતર સુખદાયક ક્રિયાજ છે. પ્રાણનું સિંચન તથા ગમન થતાં પ્રત્યેક વખતે એક જાતનો આરામ relief તમને લાગે છે. આંખ ઉઘાડતાં બંધ કરતાં પણ સુખ થાય છે. શું કુદરતી ક્રિયા કરતાં સુખ સિવાય શું થાય છે ? કાંઇજ નહીં એ હમારો ઉત્તર છે. આવી સ્થિતિમાં પશુપક્ષીને પણ સુખી કહેવાં એ હમને તો અતિશયોક્તિ નથી લાગતી. એ ખરૂં છે કે તેમનું સુખ કનિષ્ઠ પંક્તિનું છે. ઉચ્ચતર સુખના તેઓ ભાગી નથી. પરંતુ પાંચ જ્ઞાનેંદ્રિયો તથા કર્મેંદ્રિયોનું કનિષ્ઠ સુખ તેમને છેજ. તેમને દુઃખજ નથી એમ નથી. દુશ્મનો તરફથી નાશના ભયનું, ભોજન સામગ્રી શોધવાનું, ઘણીવાર રોગગ્રસ્ત થવાનું, અને કેટલીકવાર શત્રુના આક્રમણથી અકાલ મૃત્યુ થવાનું એટલાં મુખ્ય દુઃખો તેમને છે. પરંતુ એ દુઃખ સુખના પ્રમાણમાં બહુ અલ્પ છે. અને તેના પણ અનેક બદલા તથા દિલાસા છે. તે કેવલ એકતરફી દુઃખો નથી. જેમ બલવત્તર પ્રાણિઓથી પશુઓ ભય પામે છે તેમ પોતાથી દીનતર પ્રાણિઓને ભય પમાડવાનું સુખ તેઓને મળે છે, ને પણ હિસાબે બાદ આપવું જોઇએ ! ભોજન સામગ્રી શોધવી પડે છે એ દુઃખ છે એ સત્ય, પરંતુ તેમને સાંજને

છેડે પુરતું ન મળવાનું તો ક્વચિતજ બને છે. અને શોધવાની જરૂરથી તેમની અનેક શક્તિઓ પ્રફુલિત થાય છે જે તેમને વિશેષ સુખ આપે છે. વળી શોધતાં જડવાથી જે આનંદ થાય છે તે કાંઇ કમ નથી. કોઇ દિવસ પુરતું ભોજન ન મળે તો બીજે દિને મળતાં અધિક આનંદ થયો તે કેમ ન ગણવો ? અને કોઇ દિન ભુખ વધારે લાગી તો ભોજન કરતી વેળા આનંદ પણ વિશેષ આવ્યો એ પણ કેમ નહી? હરીફો સાથે લડાઇમાં હાર થતાં દુઃખ થાય છે તો જીત થતાં પરમાનંદ થાય છે તે શું ઓછી વાત છે? બલવત્તર પ્રાણિ સંહાર કરે છે એ દુઃખદાયક છે. સિંહ ગાયને જંગલમાં અને ખાટકી કસાઇખાનાંમાં બકરાને મારી નાખે છે તે સમયે તેમને તીવ્ર દુઃખ થાય છે. પરંતુ નહીં મારી નાંખતે તો પણ કુદરતી રીતે મરતી વખતે પણ દુઃખ તો થતેજ. તે કાંઇકજ ઓછું થતે એટલુંજ સત્ય છે. બલાત્કારનું બિનકુદરતી અકાલ મરણ સુધરેલા મનુષ્યને વાજબી રીતે ત્રાસદાયક છે. પરંતુ તે કુદરતમાં બહુ વિશેષ વસ્તુતઃ દુઃખકારક નથી. તાત્પર્ય કે, મનુષ્ય સિવાયની અને મનુષ્યથી ઉતરતી યોનિઓ દુઃખસાગરમાં ડુબેલી છે એમ માનવામાં આપણે ભૂલ કરીએ છીએ. મનુષ્ય જે વિવિધ સુખો ભોગવે છે તે દ્રષ્ટિથીજ મનુષ્યો તેમને દુઃખી કહે છે. અમુક સુખના અભાવને પણ દુઃખ માની લઇને તેઓ દુઃખની સીમા કલ્પિત રીતે વધારી દે છે. પરંતુ એ ન્યાયે તો મનુષ્ય પણ પક્ષીથી એ અંશમાં મહા દુઃખી માનવો જોઇએ. કેમકે ઉડવાનો આનંદ તે અનુભવી શકતો નથી. સુખનો અભાવ એ દુઃખ નથી એમ સ્વીકારીશું તો ભૂંડ અને ઉંદર જેવા નિકૃષ્ટ પ્રાણિઓને પણ ઇશ્વરે સુખી કરવાનીજ યોજના કરી છે એવા નિર્ણય ઉપર આવવું પડશે.

મનુષ્ય શા માટે સૌથી સુખી છે અને શા માટે તે દુઃખી થાય છે તે આપણે આગામી અંકમાં વિચારીશું. (અપૂર્ણ)




### રશીયામાં ચાલતા " સ્કોપ્ટસી " ધર્મની કહાણી.

પૃથિવીમાં અનેક વિચિત્ર ધર્મો અને સંપ્રદાયો છે, પરંતુ રશીયામાં ઉદ્ભવેલા " સ્કોપ્ટસી " નામના ધર્મ જેવો વિચિત્ર તો કોઇકનાજ સાંભળવામાં આવ્યો હશે. આબુ, ગિરનાર અને પાવાગઢના ડુંગરોમાં રહેતા અઘોરીઓ વિષ્ઠા અને શબનું માંસ ખાતા કહેવાય છે. પરંતુ તેઓની ઘૃણિત ક્રિયાઓ અને પ્રક્રિયાઓ પણ બીજાને આ સ્કોપ્ટસી જેવી હાનિકારક નથી, અને એટલે અંશે દુષ્ટ નથી.

### હીંદના કુદરતી હીજડાઓ.

પવૈયા ( હીજડા ) અથવા પાટડાઓ વિચિત્ર ધર્મક્રિયાઓ આપણા ગુજરાતમાં કરે છે. તેમનો ઓરજ ધર્મ છે પરંતુ તેઓ પણ સ્કોપ્ટસીઓ કરતાં ઓછા ભયાનક છે.

તેઓના પર તો જન્મથીજ કુદરત રૂઠી હોય છે અને ગર્ભથીજ તેઓ નપુંસક જન્મ્યા હોય છે. એ સત્ય છે કે વડોદરાની સરકારે ૧૮૮૦ ની સાલમાં કાયદાથી પ્રતિબંધ કર્યો ત્યાં સુધી બહુચરા-માતાને બલીદાન આપવા સારૂ તેઓ પોતાનું ગુપ્તાંગ શસ્ત્રપ્રયોગથી ભિન્ન કરતા. એ હાનિકારક ક્રિયા હતી, પરંતુ તેમને તો એ અશક્ત અંગ હતું ન હતું સરખું જ હતું. એથી કંઇક પણ તેમનું વર્તન ક્ષમ્ય કહી શકાય, પરંતુ સ્કોપ્ટ્સી મૂર્ખાઓ માટે શું કહેવું કે જે એમાંના સ્ત્રી પુરૂષો સંપૂર્ણ રીતે પોત પોતાની જાતિના ગુણ ધરાવતા હોવા છતાં, પ્રજોત્પત્તિ કરવાની સ્થિતિમાં હોવા છતાં, સ્વધર્મના મહા સિદ્ધાંત તરીકે, પ્રજોત્પતિના અવયવો નષ્ટ કરે છે ! હે પ્રભુ ! તારે નામે, અંધશ્રદ્ધાની રાક્ષીસીની ભંભેરણીથી શું અનર્થ કરવામાં આવતા નથી ? હમે તો ધારતા હતા કે અંધશ્રદ્ધાની હરીફાઇમાં હીંદુસ્તાનનેજ સુવર્ણનું પ્રથમ પદક પ્રાપ્ત હતું પરંતુ આ "સ્કોપ્ટ્સી" ધર્મનો મર્મ સાંભળ્યા પછી, રશીયાથી તે હારી ગયું છે એમ કબૂલ કરીએ છીએ.

## પશ્ચિમના કૃત્રિમ નામર્દો.

પૂર્વ દેશોમાં અને પ્રાચીન ગ્રીસ તથા રોમમાં કુદરતી તથા કૃત્રિમ હીજડાઓ હતા. રાજાઓના જનાનખાનાના રક્ષણાર્થ તેઓની મોટી કીમ્મત અંકાતી. પ્રાચીન ઇજીપ્ટમાં તો તેઓની રાજકારભારમાં એટલી લગભગ એકહથ્થુ સત્તા જામી હતી કે 'યુનક' અને રાજ્યકારભારી પર્યાયવાચી શબ્દો થઇ ગયા હતા ! રાજકારભારી માત્ર માટે એજ શબ્દ વપરાતો, પછી રાજકારભારી અનેક પત્નીઓનો પતિ અને સંતાનોનો પિતા કેમ ન હોય ? અર્વાચીન ઇટલીમાં નાના છોકરાઓની ઠેઠ અત્યાર સુધી તેઓ જાણે બળદ હોય તેમ એજ હેતુથી ખસી કરવામાં આવતી કે તેમના કંઠનો સૂર યુવાવસ્થા થવા છતાં સ્ત્રી જેવો મધુર રહે અને ગાળી ન ફાટતાં ઉંચામાં ઉંચો 'સોપ્રાનો' સૂર તેમના કંઠમાં કાયમ રહે ! આ અભાગીયા જાતિસંકરોને ઇટલીયન પ્રજા રંગભૂમી પર સાંખી શકી નહોતી અને તેથી નાટકશાલામાંથી તો તેમને વિદાય કરવામાં આવ્યા હતા. પરંતુ પોપના "વેટીકન" ના મહાલયમાં તેમનો ઠેઠ ૧૮૭૮ સુધી ગાયનાદિ માટે ઉપયોગ થતો. પોપનું રાજ્ય પ્રજાની અવનતિ તથા અનીતિને ઉત્તેજન આપનારૂં હોવાના આક્ષેપની તે બેશરમ રીતે નિસ્પૃહા કરતું. પરંતુ હાલના પોપ પાયસ દસમાનો પૂર્વજ પોપ લીયો તેરમો સેંટ પોલની ગાદીએ આવતાં તેણે એ અધમ કર્મના ભોગોને વિસર્જન કરીને ખ્રીસ્તી ધર્મના કેથલીક સંપ્રદાયની થતી અપકીર્તિ અટકાવી હતી. આ સઘળા વર્ણનનો હેતુ એ જ બતાવવાનો છે કે, યુરોપમાં કૃત્રિમ નપુંસકત્વને ઉત્તેજન મળતું પરંતુ તેમાં ધર્મનાં નિમિત્તનો દંભ કરવામાં આવતો નહોતો. પરંતુ આ રશીયન સ્કોપ્ટ્સીઓએ સનાતન ખ્રીસ્તી ધર્મનો તેને પાયો ગણે છે ! તેઓ પોતાને ખ્રીસ્તી નથી એમ કહેવડાવતા નથી—પરંતુ આ દેશમાં જેમ અનેક સાંપ્રદાયિકો પોત પોતાના ઇષ્ટ દેવોને વેદમાંથી કાઢે છે તેમ આ સ્કોપ્ટ્સીઓ પોતાની માનીતી ક્રિયાઓ માટે બાઇબલનો આધાર બતાવે છે અને ન્યુ ટેસ્ટામેંટના મૅથ્યુના પ્રકરણના ૧૯—૧૨ તથા ૫૮—૯૯ નાં પ્રમાણો આપે છે ! તેમાં ઇસુખ્રીસ્તે આપેલી સંપૂર્ણત્વ પ્રાપ્ત કરવાની સલાહનો ઉદ્દેશ તથા આશય લિંગમર્દનજ છે. એમ એ "ઋષિ" એએ, પોતાની કલ્પનાથી શોધી કાઢયું છે ! એ

જાણીને કંપારી છુટે છે અને રોમાંચ થાય છે કે કેટલીકવાર સ્ત્રીઓ પણ સ્ત્રીત્વનાં લિંગો છિન્ન કરે છે, અને તેની શસ્ત્ર ક્રિયા મહા ભયંકર હોય છે. સામાન્ય રીતે તો માત્ર સ્તનોજ નષ્ટ કરીને, આફ્રીકાનાં ડેહોમી રાજ્યની એમેઝોનો બનીનેજ સંતુષ્ટ થાય છે. અંગ્રેજ શસ્ત્રવૈદ્યો સ્ત્રીઓનાં સ્તનો પાઠાં વગેરે અમુક રોગોના સંજોગમાં ભિન્ન કરે છે. પરંતુ આ સ્ત્રીઓ વગર પાકે એમ કરે છે. દુષ્પીતી રીતે તેમની બુદ્ધિને પાકું થયું છે તેથી જેટલા અવયવ નષ્ટ ન કરે એટલાજ નસીબદાર સમજવા ! સ્કોપ્ટસીઓ કાંઇ લગ્નના સર્વથા વિરોધી નથી. લગ્ન બાદ એક બાળકની અને સર્વીયા ( જ્યાં પણ થોડાંક છે ) માં બે બાળક સુધી ઉત્પન્ન કરવા દેવામાં આવે છે; પરંતુ તે પછી તો એ ગુપ્તાંગો રૂપ રાક્ષસોને તિલાંજલિ આપવીજ જોઇએ. અને ત્યારેજ સંપૂર્ણ સભાસદ્ તો થયલો ગણાય અને યોગને આકમે પહે ગયલો કહેવાય. એ પંથીઓનો પ્રધાનમાર્ગ ભક્તિ છે, અને ભજન તથા નૃત્ય એ ભક્તિનાં મુખ્ય અંગો છે. ગાંડા અને ઝનુની થઇ જાય ત્યાં સુધી ગાય અને નાચે છે. આ મંડળના સભાસદોએ સિદ્ધાંતો ગુપ્ત રાખવાના સખ્ત કસમ ખાવા પડે છે. અને તેમની સભા, ધારી શકાય તેમ રાત્રીએ ભોંયરામાં મળે છે અને જ્ઞાતિઓનાં સાંજના પેઠે સવાર સુધી પહોંચે છે. તેઓ એકબીજાને સહાયક બનશે છે. તેઓના પોષાક પણ વિચિત્ર તથા ખાસ હોય છે. પુરૂષો તેમજ સ્ત્રીઓ સફેદ પોષાક પહેરે છે. તેમને મન તો તેના જેવો શ્રેષ્ઠ બીજો કોઇ ધર્મ નથી. જગતનું કલ્યાણ તેથીજ છે એ તેમનો નમ્ર પણ દૃઢ મત છે. તેથી બીજાને આ ધર્મમાં પાવન કરવા તેઓ પરંકર્તવ્ય ગણે છે. પરંતુ સુલેહ સંપથી જ ધર્મ પ્રચાર કરીને અટકતા નથી. સ્વસંપ્રદાય વૃદ્ધિ અર્થે તેમની એક યુક્તિ એવી છે કે ગરીબ માબાપોનાં બાળકો તેઓ વેચાતાં લઇ લઇને તેમને પછી સ્વધર્મ મતના વાતાવરણમાં ઉછેરે છે. મુસલમાનો તથા ખ્રીસ્તીઓ તેમજ નવીન મતના થીઆસોફીસ્ટો માને છે કે ભવિષ્યમાં એક તારક મેસાયહ–પેઘંબર જન્મશે. આ માન્યતા સાર્વજનિક છે. હીંદુઓ પણ કલ્કી માને છે અને ખોજાઓનો કલ્કી તો અવતરી ચુક્યો છે. મનુષ્યનાં હૃદયમાં ભવિષ્યની સ્નેહની આશા હોવી સ્વાભાવિક છે, તેનુંજ આ માન્યતા પરિણામ છે. સ્કોપ્ટસીઓ પણ એક પેઘંબર આવી તેમના પંથને સાર્વભૌમિક કરશે, અને સર્વત્ર દિગ્વિજયની વિજયધ્વજા ફરકાવશે એમ માને છે. પરંતુ બાઇબલનાં એક પ્રમાણને આધારે તેઓ કહે છે કે તેમના અનુયાયીઓની સંખ્યા ૧,૪૪,૦૦૦ ( લગભગ દોઢ લાખ ) થશે ત્યારેજ તે ભાવિ મહાત્મા જન્મશે. આથી આ સંખ્યા કરવાનેજ હાલ તેઓ મથી રહ્યા છે. સમયપરત્વે આ ઝનુન તથા અંધશ્રદ્ધા ઓછાં થયાં છે ખરાં. કેટલાક સમજુ સ્કોપ્ટસીઓ હવે માનતા થયા છે કે, ખસી કરાવવા કરતાં માત્ર નીતિવાળા જીવનથી પણ તેમનું કર્તવ્ય પૂર્ણ થાય છે. સુધારાનું આ કાંઇક બીજ છે. એઓ " સુધારાવાળા "ઓ ગણાય છે.

## સંસ્થાનો વિચિત્ર ઇતિહાસ.

બનેલી હકીકત એ નવલકથાની કલ્પિત વાતોથી પણ વારંવાર વધારે ચમત્કારિક હોય છે. ' સ્કોપ્ટીસીઝમ ' ધર્મનો ઇતિહાસ પણ આવોજ મહાચમત્કારિક છે. આ સંપ્રદાય " ખ્લીસ્ટી " નામના એક રશીયન પંથની શાખા છે. તે સ્કોપ્ટસીઓ બહુ ગુપ્ત રીતે સ્વધર્મ-મંડન કરતા. તેમની ઉત્પત્તિ પછી અનેક વર્ષે છેક ૧૭૭૧ ના સાલમાં તેમની હસ્તીની ખબર

રશીયાના ઓરેલ પ્રાંતની સરકારને પડી. રશીયાના ખેડુતો અજ્ઞાનની સાક્ષાત મૂર્તિ છે. એક માછુદીના ચાડી ખાવાથી ઇસુખ્રીસ્ત માર્યો ગયો એવી જનશ્રુતિ હોવાથી એ મહાત્માનાં મરણને આજકાલ કરતાં ૧૯૧૩ વર્ષ થયાં છતાં રશીયન ખેડૂતો સરેરાસ દર દસ વર્ષે એકાદ અઠવાડીયામાં અમુક સ્થળના યાહુદીઓને કિંચિત્ નિમિત્ત મળતાં ઠાર કરી નાંખે છે ! બધું જ ખરું માની તે પ્રમાણે કરવાને તેઓ હમેશાં ખડા હોય છે. એંડ્રી ઇવાનોવ નામના એક ખેડુતે ઇંદ્રિયનાશથી સ્વર્ગપ્રાપ્તિ થાય છે એમ સમજાવીને ૧૩ બીજા ખેડૂતોને નપુંસકત્વ પ્રાપ્ત કરાવ્યું, એમ આ અરસામાં રશીયન સરકારની જાણમાં આવ્યું. નાક કાપવા કરતાં પણ આ પ્રયોગ ઘણો વધારે ભયંકર છે. નાક આડે આવવાથીજ ઇશ્વર આંખથી દેખાતો નથી એમ સમજાવીને આ દેશમાં અનેકનાં નાક એક મહાત્માએ કપાવીને, નાકટા પંથ આ દેશમાં ચલાવ્યો હતો. એ તો માત્ર કહેવાય છે. પરંતુ એથી એ અતિ વિશેષ ભયંકર માન્યતા મૂર્ખાઓના મનમાં ઇવેનોફે ઠસાવી. તેને અને તેના મદદનીશ સેલીવનોવને સરકારે વાજબી રીતે સજા કરીને, તેમને સાઇબીર્યા–રશીયાનો આંડામાનમાં દેશ નિકાલ કર્યો. સેલીનોવ ભાગી ગયો અને બાદ પોતે પોતાની લીલા ચલાવી. તેણે જાહેર કર્યું કે "હું રાજાનો રાજા અને ઇશ્વરનો પુત્ર છું." ઇંદ્રિય મર્દનથીજ મુક્તિ છે એ સિદ્ધાન્ત તેણે બેધડક પ્રવૃત્ત કીધો તથા પોતાને ઇશ્વરાવતાર (ક્રાઇસ્ટ) તરીકે તેમજ સ્વયં ઝાર તરીકે મનાવી એમ બેવડી પૂજા પોતાના અનુયાયીઓ પાસે કરાવી ! સેંટપીટર્સબર્ગમાં આ મહા સિદ્ધાંતોનું પ્રતિપાદન કરતાં તેણે ૧૮ વર્ષ વ્યતીત કર્યાં. ૧૭૯૭ માં ઝાર પૉલ ૧ લાએ તેને ફરી કેદ કર્યો પણ સાઇબીર્યા મોકલવો એ ખોટી સજા ધારી તેને દિવાનશાળામાં પુર્યો ! પ્રશીયાના રાજા ફ્રેડરીકના સમયમાં પણ આત્મઘાત અથવા સ્વમરણથી મુક્તિ થાય છે એમ માનનારો એક પંથ નીકળ્યો હતો. તેઓ ખૂન કરતા કે જેથી સરકાર તેમને ફાંસીએ ચઢાવે અને તે રીતે માંચડે મુક્તિ મળે. ચતુર ફ્રેડરીકે જોયું કે ફાંસી તો એમને મન મોતીનો હાર છે. તેથી તેમને દિવાનશાળામાં મોકલ્યા અને સાંના ત્રાસ અને દુઃખથી તેઓ ઠંડા પડી ગયા. રશીયન સરકારે પણ જો આ ઉપાય દૃઢતાથી અજમાવ્યો હતે તો જરૂર તેનાં શુભ તથા ઇચ્છિત ફળ આવતે પરંતુ સેલીવનોવને ઝાર એલેકઝાંડર ૧ લાએ છોડી મુકયો અને ૧૮૨૦ સુધી તે નિરંકુશ રહ્યો. પછી તેને પાછો ૧૮૨૦ માં ત્રીજે ઠેકાણે આ વાર મઠમાં–પૂર્યો. બરોબર ૧૦૦ વર્ષની વયે ૧૮૩૨ માં તે મરણ પામ્યો.

## સેંકડોને સાઇબીર્યા મોકલ્યા, પરંતુ છેડા આવતા નથી !

આ છતાં આ પંથની તો વૃદ્ધિજ થઇ, અને તેમાં સૌથી આશ્ચર્ય કારક એ હતું કે તેમાં ઉચ્ચ કોટિના પુરૂષો દાખલ થતા હતા ! અમીર ઉમરાવો, સૈનિક તથા નૌકિ અને રાજ્યના અન્ય ઉચ્ચ અમલદારો, ધનાઢય વ્યાપારીઓ અને વિદ્વાન પાદરીઓ સર્વે તેમાં જોડાતા ! શું ગાંડપણનું વાવાઝોડું ? આ નપુંસક પંથની સંખ્યા એટલી ઝડપબંધ વધી કે, ધાડો બેસાડવાને ૧૮૪૭ તથા ૧૮૬૬ ની દરમીયાનના ૨૦ વર્ષમાં ૫૧૫ પુરૂષો તથા ૨૪૦ સ્ત્રીઓને સાઇબીર્યાનાં જંગલોમાં દેશનિકાલ કરવામાં આવ્યાં, છતાં અનુયાયીઓની સંખ્યા કે ઉત્સાહ તો ઘટતો દેખાયોજ નહીં ! ૧૮૭૨ માં તમામ રશીયામાં તેઓ પર કેસો ચાલ્યા.

૧૮૭૪ માં તે પંથના અનુયાયીઓની સંખ્યા ઓછામાં ઓછી ૫૪૪૪ પુરૂષો તથાં ૧૪૧૫ સ્ત્રીઓની હતી. સરકારના બલજબરીના ઉપાય તો નિષ્ફળ અને નિરર્થક નીવડયા; ત્યારે હાસ્ય અને મશ્કરીથી તેમનો અંત આણવાના ઉપાય યોજ્યા. આ મુરૂદ મટીને નાન્યતર જાતિને પ્રાપ્ત થયલાઓને બાયડીનો પોષાક પહેરાવીને, માથે ખેવકુફની ટોપી ઓઢાડીને, તેમને ગામોમાં સરઘસ રૂપે ફેરવવામાં આવ્યા. પરંતુ ઊંધું તો હથોડાના પ્રહારોથી ઉલટું વજ્ર થયું. ૧૮૭૨ માં ૧૩૦ સ્કોપ્ટસીને એક હારે સાઈબીરીયાની જાત્રાએ વિદાય કર્યા પણ ધર્મ તો ન જ છોડયો. કોઇ ન હાવ્યું ત્યારે ઘણાકે પડોશના રાજ્ય રૂમાનીયામાં પ્રસ્થાન કર્યું. રશીયામાં તેમની વિરૂદ્ધ સખ્ત કાયદા છે. દરેક હીજડાએ પોતાનું નામ ઠામ રજીસ્ટર કરાવવું ત્યાં ફરજ્યાત છે જ્યાં તેઓ હજી ત્યાં ચમન કરે છે !

ધર્મ અને ધર્માંધતા, મૂર્ખતા અને હઠતા એ વિષયોના પ્રકરણમાં આ કરતાં વધારે વિચિત્ર અને ચમત્કારિક બીના થોડીજ જડશે. પ્રજાને જ્ઞાની કરવી એ ખરો ઉપાય રશીયાએ ન લીધો હોવાથીજ તેમનું જોર થયું છે. અજ્ઞાનજનિત માન્યતા નાશ કરવાનો બાદશાહી ઉપાય આદશાહી બળાત્કાર નથી પરંતુ જ્ઞાનનો પ્રકાશ કરવાનો છે. અને જ્યાં સુધી શું રશીયામાં કે શું અન્ય દેશમાં તેમ સંપૂર્ણ અંશે કરવામાં નહીં આવે ત્યાં આવી નહીં તો એના જેવી જાતના બુટ્ટાઓ ઉઠાવનારા તેમજ તે માનનારાઓ થવાનાજ. એ સૂક્ષ્મ જંતુઓ શુદ્ધ વિદ્યા રૂપ સૂર્યનાં કિરણો શિવાય બીજા કોઇ ઉપાયથી નષ્ટ થશે નહીં. એજ સાર ગ્રહણ કરવાનો છે.

---



## હાફેઝ અને ત્હેની ગઝલ. *

[ લેખકઃ—રા. હીરાલાલ મગનલાલ દેસાઇ. ]

### પ્રાસ્તાવિક.

ગુર્જર સાહિત્યના નંદન વનની મધુર કુંજોમાં મધુર પરિમળ મ્હેકાવતાં સુવાસિત પુષ્પો ચૂંટી લેઇ અનેક સાહિત્યવિલાસી પુરૂષો તરફથી પ્રયત્ન આદરવામાં આવે છે. કેટલાક કાવ્યવિલાસી હોય છે. જ્યારે કેટલાક પદ્ય લેખ લખી સાહિત્યોદ્યાનમાં પોતાનું કર્તવ્ય બજાવે છે. વળી કેટલાક વળી નાટક લખવામાં આવે છે. વળી કેટલાક મહાકવિ, તત્ત્વવેત્તા, વિજ્ઞાન–શાસ્ત્રમાં કુશળ એવા અન્ય પ્રખ્યાત મહા પુરૂષોનું જીવન ચરિત્ર લખી સાહિત્ય સેવા બજાવે છે. આ લેખમાં પણ શીરાઝ ( ઇરાનનું. મો શહેર ) ના મશહુર શાયર હાફેઝનાં કંઇક જીવનવૃત્તાંત, તેની તીવ્ર કવિત્વશક્તિ, અને તેની સાહિત્યમય ગઝલનું દિગ્દર્શન કરવામાં આવેલું છે.

---

* દોલતશાહ-સમરકન્દીની " તજ્કરત-ઉલ્-શોઅરા " ( Lives of the poets. ) નામના એક ફારસી પુસ્તકની સહાયવડે.

સ્વ. પ્રો. મણિલાલ નભુભાઈ દ્વિવેદી. સ્વ. કલાપી, સ્વ. બાળાશંકર, ઈત્યાદિ ઈત્યાદિ અન્ય વિદ્વાન સાક્ષરોએ ફારસી ઝબાનની ગઝલનો ગુર્જરગિરામાં સાહિત્યવિલાસી પુરૂષોને સ્વાદ ચખાડવા પરાસ્તી પ્રયત્ન કરેલો છે, અને અદ્યાપિ પર્યંત અન્ય સુવિખ્યાત લેખકો તરફથી તે પ્રયાસ ચાલુજ છે. આ ગઝલની મૂળ ઉત્પત્તિ તરફ દૃષ્ટિ કરીશું તો સત્વર જણાઈ આવશે કે ગઝલની લ્હેઝત ફારસી ઝબાનમાં કાંઈ અનુપમ આનન્દ આપે છે. તેમાં ખાસ કરીને કવિ હાફેજે ગઝલ ગોફતી કરવામાં પૂર્ણ કાર્ય–દક્ષતા અને તીવ્ર બુદ્ધિનું દર્શન કરાવ્યું છે. હાફેજની વાણીમાં જે માધુર્યનાં સુધાકણ સ્રવે છે, તે અન્ય કોઈ ફારસી શાયરની ગઝલમાં અસ્તિત્વ ધરાવતાં નથી—જો કે ફારસી શાયરોમાં પ્રથમ સ્થાને ભોગવનાર તો શાહનામાનો મશહુર લેખક "ફીરદોસી" જ ગણાય છે, અને સુફી કાવ્ય ( વેદાન્ત કાવ્ય ) લખવામાં હીરા સંમાન શોભનો "મૌલાના જલાલ–ઉદ્–દીન–રૂમી" છે. આવું છતાં હાફેજની ગઝલમાં જે આનન્દનો ઝરો અવિચ્છિન્ન વહન કરે છે, તે અન્ય કોઈ પણ ફારસી શાયરની ગઝલમાં દૃષ્ટિગોચર થતો નથી. લોર્ડ દોલતશાહે "તઝકરાત" માં ઘણા ઈરાનના કવિઓનાં ટૂંક જીવનચરિત્રો આપેલાં છે, છતાં સામાન્ય ફારસી રીતે ઝબાનમાં ગદ્ય અને પદ્ય લેખકોનાં જીવન ચરિત્ર લખાવાનો બહુધા રીવાજ નહોતો. પરંતુ આવાં પુસ્તકો ઘણાં ઓછાં છે, અને તેથી કરીને આવા કવિના યથાર્થ જીવન ચરિત્રથી આપણે બહુધા અજ્ઞાત રહીએ છીએ.

## શીરાઝ.

આ શીરાઝના મશહુર શાયરની ચોક્કસ જન્મતિથિ માલુમ પડી નથી, પણ એટલું અનુમાન થઈ શકે છે કે જ્યારે ઈરાનમાં મુઝફ્ફર વંશના પાદશાહ ઈ. સ. ચૌદમી સદીમાં રાજ્ય કરતા હતા ત્યારે આ કવિ હસ્તિમાં હતો. શીરાઝ સાહિત્યવિલાસી વિદ્વાનોનું મુખ્ય મથક હતું. મશહુર શાયર સાદીનો પણ જન્મ શીરાઝમાંજ થયો હતો હાફેજને પોતાની જન્મભૂમિપર અતિશય પ્યાર હતો, જે એની ૩૨૩ મી ગઝલ ( ode ) ની પ્રથમ પંક્તિ પરથી માલુમ પડે છેઃ—

"Blessed Shiraz ! a matchless place divine
Gracious God ! guard it from decline."

આ કવિનું પુરૂં–ખરૂં નામ "ખાજેહ–શમસ–ઉદ્–દીન–મહમદ–હાફેજ–શીરાઝી" હતું. કાવ્ય લખતો તે "હાફેજ" તખલ્લુસ ( Nom-de-plume ) ધારણ કરી લખતો. તે સમયના પાદશાહે એની અનુપમ કવિત્વ શક્તિ પર વારી જઈ એને "ખાજેહ" નો ઈલકાબ બક્ષ્યો હતો. હાફેજને બાળપણથીજ પારમાર્થિક જ્ઞાનવિદ્યા ( Theology ) પર પ્રેમ હતો, જે અંત સુધી એનો પ્રિય વિષય હતો. કવિતા અને સંગીતપર હાફેજને ઘણો શોખ હતો. હાફેજને આખું કોરાન જીવ્હાગ્રે હતું, તેથી કેટલોક સમય "હાજી કવાયઉદ્‌દીનની મદરેસા ( College ) માં કોરાનના શિક્ષક તરીકે કામ કર્યું હતું.

## "શાખે–નબાત."

હાફેજની અનુપમ કવિત્વશક્તિ માટે એક દંતકથા પણ ચાલુ છેઃ—

એક સમય હાફેજની દૃષ્ટિ એક અતુલિત સૌન્દર્યવાન નાઝનીન પર પડી. આ નાઝનીનું નામ "શાખે–નબાત" ( A branch of suger-Candy ) હતું અને જે હાફેજની પ્રિયતમા હતી. પ્રથમ શાખે–નબાતને જોતાં તેજ ક્ષણે તેના હૃદયમાં પ્રેમજ્યોતિ સતત ઝળકવા લાગી; અને આ પ્રેમે હાફેજને એક વિષયોન્મત્ત ( Monomaniac ) બનાવી મૂકયો ! પરિણામે એક ટેકરીપર જઈ ૪૦ દિવસ ને રાત્રિ તેણે એકાંતમાં બેસી સમાધિગ્રસ્ત સ્થિતિમાં વિતાડયા. છેલ્લે દિવસે પયગંબર ખિઝરે તેને દર્શન આપ્યાં, ને હાફેજને તેની પ્રિયતમા આપવાને બદલે તીવ્ર કવિત્વશક્તિ આપી એવી લોકવાયકા છે.

## મુસાફરીનો તિરસ્કાર.

હાફેઝને મુસાફરી પર લેશ માત્ર પણ શોખ નહતો, અને કેટલીક વખત તો તે તિરસ્કાર દર્શાવતો; જ્યારે આપણા પ્રખ્યાત ગુર્જર કવિ દયારામને આથી વિપરીત હતું. * શોખ સાથીને પણ મુસાફરી પર અતિશય પ્યાર હતો. પોતાના પ્રિય વતનના વખાણમાં હાફેઝ એક ગઝલમાં લખે છે કે " મુસલ્લાની મૃદુ શીતળ સમીર લહરી અને રૂકનાબાદના રમણીય મીઠાં સલિલ ઝરણાં જે અનિવાર્ય આનંદ આપે છે, તેનો શતાંશ પણ મુસાફરી કરવાથી પ્રાપ્ત નથી થતો. " વળી આ ઉપરાંત હીન્દુસ્તાનના બાહમની રાજ્યના તે સમયના પાદશાહ મહમુદશાહે હાફેઝની ખ્યાતિ સાંભળી નિમંત્રણ આપેલું. પ્રથમ તો હાફેઝે આ નિમંત્રણ સ્વીકાર્યું અને મહમુદશાહે મોકલેલા વહાણમાં બેસી હીન્દુસ્તાન તરફ આવવા નીકળ્યો, પણ હોરમઝ સુધી આવ્યો એટલામાં તો સમુદ્રતરંગની ગર્જનાએ એટલે દરજ્જે એનું મસ્તિષ્ક ભ્રમિત કરી મેલ્યું કે ત્યાંથી તે પાછો ફર્યો, અને માત્ર એક સુન્દર ગઝલ મહમુદશાહ પર લખી મોકલી, જે ૧૮૩ મી ગઝલ છે:—

### વિચિત્ર ઉદારતા—મુફલીસપણાંનું મૂળ.

બસી આસાન નમૂદ અવ્વલ ગમે દરીયા બબૂએ સુદ;
ગલત ગુફતમ કેહર મૌજશ બસદ ગવહર નમી અરઝદ.

' ઇનામની લાલચમાં ને લાલચમાં દરીયાની મુસાફરીને અંગે રહેતી બ્હીક પહેલાં તો મ્હને બહુજ નજીવી જેવી લાગી, પરંતુ પછી મને માલમ પડ્યું કે મારી એ ભૂલ હતી. કદી હજારો જવાહીર મળે તો પણ દરીયાના એક મોજાથી જે દુઃખ થાય છે તેની તે બરાબરી કરી શકે નહીં. '

વળી તેણે તેને ખુલ્લું જણાવ્યું કે:—

શકુહે તાજે સુલતાનીકે બીમેજાન દરૂઇન્દર્જ અસ્ત,
કુલાહે દિલકશ અસ્ત અમ્મા બદર્દે સરનમી અરઝદ.

' બાદશાહી તાજ પરંતુ એવું તાજ કે જેને લીધે જીવ ખોવાની બ્હીકથી હમેશાં થરથરતા રહેવું પડતું હોય તેવું—જો કે ચિત્તાકર્ષક વસ્તુ છે, તો પણ તે એવી નથી કે જેને માટે હમેશ આપણું મગજ બ્હીક ને બ્હીકથી ભરપૂર રાખવા આપણે લલચાઇએ. '

હાફેઝની ગઝલ સરત પ્રેમસૂચક છે અને લગભગ બધા કાવ્ય સનમ + પ્રતિ ઉદ્ગાર રૂપે છે. પોતાની દીવાન § ની પહેલીજ ગઝલની પ્રથમ પંક્તિમાં લખે છે:—

" ઇલાયા ઐ હુલ સાકી અધર કાં સૌ બનાવીલ હા
કે ઇશ્ક આસાં નમુદ અવ્વલ વલે ઉફતાદ મુશ્કીલ હા. "

અરે ! સાકી ( cup-bearer ) શરાબોથી ભરેલું જામ અમને દે ! કે ( પ્રયોજન માત્ર કે ) ઇશ્ક આસાં દીસે પહેલાં પરંતુ મુશ્કેલ અંતે છે. આપણા પ્રખ્યાત ગુર્જર કવિ નર્મદાશંકરે પણ આવા ઉદ્ગાર કાઢેલા છે:—

---

* આ બે મહાન કવિઓની સરખામણી કરનારો એક ઉત્તમ નિબંધ રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરીએ લખ્યો છે.

+ A Diwan is a book containing a series of odes and other poems.

§ સનમ = પ્રતિમા; સનમનો અલંકાર રૂપે પ્રિયતમા અર્થ છે, ઊંચા Divine beloved સુધારે છે.

" પ્રેમ કરવો સ્હેલ છે પણ નિભાવવો મુશ્કેલ. "

આ ઉપરાંત હાફેઝની છઠ્ઠી ગઝલ કે જેના પર સૌ કોઇ વારી જાય છે, તેમાંની બે ચાર પંક્તિ અત્ર ટપકાવીશું:—

" અગર આં તુરેકશીરાઝી બદસ્ત આરદ દીલે મારા,
બખાલે હીન્દુ યશ બખશમ સમરકન્દો બુખારારા;
બી દેહ સાકી, મયે બાકી, કે દર જન્નત ન ખાહીયાફત
કીનારે આબો રૂકનાબાદો ગુલ ગશ્તે મુસલ્લારા;
× × × ×
કે ઇશ્કે ના તમામે મા જમાલે યાર મુસ્તગનીસ્ત
બ આબો રંગ બખાલો ખત જે હાજત રૂયે ઝીબારા. "
× × × ×

"જો કોઇ શીરાઝની નવયૌવના સુન્દરી મ્હારૂં હૃદય આકર્ષી લે, તો હેના કપોલ પ્રદેશ પર આવેલા એક શ્યામ તિલને માટે હું સમરકન્દ અને બુખારા આપી દેવા તત્પર છું. અરે! સાકી! તું અમને અવશિષ્ટ રહેલો શરાબ આપ; હમને રૂકનાબાદના કીનારા જેવું રમણીય સ્થાન અને મુસલ્લાની ગુલાબના પુષ્પોથી છવાયલી કુંજો સ્વર્ગમાં પણ પ્રાપ્ત થશે નહીં × × × આપણાં પ્રેમ અધુરાં હૃદયોથી પ્રિયાનો પ્રેમ તદ્દન નિરાળો છે; સુન્દર મુખડાને ચિતરી કૃત્રિમ શોભાની આવશ્યકતા નથી; નૈસર્ગિક સૌન્દર્યને બાહ્ય વસ્ત્રાલંકારથી વિભૂષિત કરવાની જરૂર નથી." ( Beauty unadorned is adorned the most-good faces need no paint ).

આ ગઝલને માટે એવી વાત ચાલે છે કે જ્યારે ઇસવીસન ૧૩૮૭ માં તૈમુરે ફારસ પ્રાંત જીતી લીધો અને શાહ મનસુરને કતલ કર્યો, ત્યારે તૈમુર શીરાઝ હતો. તે સમયે હાફેઝને પોતાની પાસે બોલાવી પ્રશ્ન કર્યો કે " ત્હારી સુન્દર ગઝલની પ્રથમ પંક્તિમાં તું કહે છે કે માત્ર એક શીરાઝની નવયૌવના સુન્દરીના કપોલ પ્રદેશ પર આવેલા શ્યામ તિલને માટે સમરકન્દ અને બુખારા આપી દેવા તત્પર છે એટલું બધું મિથ્યાભિમાન શા માટે રાખે છે? જ્યારે મ્હેં મ્હારૂં સર્વત્ર બળ અજમાવી, મહાન શ્રમ વેઠી, મ્હારી તીક્ષ્ણ તરવારના શૌર્ય વડે સમરકન્દ અને બુખારા જીતી લીધાં છે, તે પ્રાંતને તું એક પળવારમાં માત્ર શ્યામ તિલને ખાતર આપી દેવા તત્પર થાય છે? "

ચાલાક કવિ હાફેઝ હાજર જવાબી હતો. તેણે ઉત્તર આપ્યો કે " અય સુલતાને આલેમ! અઝ ઇન નવ બખશન્દગી અસ્ત કે બદીન રોઝ ઉફતા દેહ અમ " અયે! જહાંપનાહ! માત્ર મ્હારા આવા સદાના ઔદાર્યના કૃત્ય ( Generous actions ) ને લીધેજ હું આવી મુફલીસ સ્થિતિમાં છું. " તૈમુર આ પ્રત્યુત્તર સાંભળી દિંગ્મૂઢ થઇ ગયો અને હાફેઝને ઇનામ આપી વિદાય કર્યો.

## ફાની દુનીયા..

ફાની દુનીયા-વિષે ઇસારો કરતાં આ મહાન કવિ કહે છે કે—

" હાફિઝ! તુરક જહાની ગોફતન તરીકે ખુશદલસ્ત
તા ન પીન્દારી કે અહ્લવાસે જહાનદાર ખુશસ્ત "

હાફેઝ! આ નશ્વર જગત્ તજી દેવું એ આનન્દદાયી છે; કારણ કે સંસારી પુરૂષો સદૈવ સુખમય જીવન ગાળે છે એમ તું ન સમજતો. સંસારમાં પ્રેમાપસર્પણ ( The Flight of Love ) સર્વથા દૃશ્ય થાય છે. અવશ્ય સૂક્ષ્મ સાત્વિક પ્રેમ વીરલ છે. આ નશ્વર જગતમાં તે ભાગ્યેજ પ્રાપ્ત થાય છે; માત્ર તેતો સનમની સંગતિમાં બહેસ્તમાંજ મળે છે:

" કસ અસલ એનીશ અઝીન દુકકાન ન ખરીદ
કસ સૂલબે એખાર અઝીન બોસ્તાન નચીદ. "

આ સંસારમાં કોઈ પણ પુરૂષ શુદ્ધ મધુનું પાન કરવા સમર્થ થતો નથી. હમેશાં જગતમાં વિષ અને અમૃત ઉભય સાથેજ છે. જગતરૂપી વાડીમાં ગુલાબ અને કંટક સાથેજ છે. સુખ છે ત્યાં દુઃખ છે. ઉદય અને અસ્તનાં ચક્રો અવિચ્છિન્ન ફર્યા કરે છે.

## નકલીયાઓને ચાબુક !

હાફેઝની ઘણી મસ્ત પ્રેમની ભાવનાદર્શક ગઝલોનું અનુકરણ એના સમયમાં ઉઘાડાં થતું પરંતુ જે લાલિત્યનો હાફેઝની ગઝલમાં આવિર્ભાવ છે તેનો શતાંશ પણ અનુકરણ કરનાર ગઝલ ગુથા-નમાં નથી; હાફેઝ પોતાની ગઝલનું વિચિત્ર અનુકરણ થાય છે તે જાણતો; તેથી અનુકરણ કરનારા પર કટાક્ષ ( Satire ) કરવા ખાતર એક જગાએ લખે છે:—

" ખામોશ હાફિઝ ! વઇન મુક્તહાયે ચું ગુરખ.
નીગાહ દાર કે કલાબે શહેર શરાફ અસ્ત; " *.

હાફેઝ ! તું શાન્ત થા ! મુંગો રહે ! ત્હારા કાવ્ય રૂપી રત્ન સંભાળ સાચવ કે શહેરમાં કે શક શરાફી ખાતું ખોલી બેઠા છે.

## ' સૂફીઝમ. '

આ મુજબ હાફેઝે સંખ્યાબંધ ગઝલો લખી છે; પરંતુ શોચનીય તો એ છે કે લગભગ બધી ગઝલોમાં એજ પ્રકારના વિચારોનુંજ્ઞાપન છે. માત્ર એકજ વિષય (Soofism) સુફીમત અને (Mystecism) અગમ્યવાદનું સ્ફોટન કરેલું હોય એમ લાગે છે, ઉપર્યુક્ત થોડી પંક્તિઓ પરથી સત્વર જણાશે કે દરેક ગઝલમાં, સાકી શરાબનીજ કથા છે; આ પ્રકાર માત્ર હાફેઝની ગઝલમાંજ નથી પણ પ્રત્યેક ફારસી શાયરની ગઝલોમાં પણ એજ શૈલી જણાઇ આવે છે. જો કે અગમ્યવાદને લગતાં કાવ્ય લખવામાં તો જલાલ-ઉદ્-દીન રૂમી હાફેઝ કરતાં ઉત્તમ પંક્તિનો છે, પરંતુ કાવ્યના આત્મામાં રસનું સિંચન કરવું ( काव्यं रसात्मकं वाक्यं ), અને ગઝલને શ્રુતિ પ્રિય અને મધુર લાગે એવી બનાવવી, તે તો માત્ર હાફેઝનુંજ કાર્ય છે. તેમજ હાફેઝની ગઝલમાંથી જો કોઇ પુરૂષ માનુષિ હૃદયની આંતરિક લાગણી અને ભાવનાદર્શક કાવ્યની આશા રાખે તો તે આશાનું સદા નિરાશામાંજ પરિવર્તન થાય. મનુષ્ય સ્વભાવ આલેખન ( *Delineation of human character* ) ને લગતાં કાવ્યોની પણ શૂન્યતા છે. એવાં કાવ્યની તો શેકસ્પીયર જેવા કવિ અને નાટય ગુરૂ પાસેથીજ આશા રખાય; તેમજ રાજકીય (Political), જન સમાજને લગતા ( Social ), વૈજ્ઞાનિક ઇ. ઇ. વિચારયુક્ત કાવ્યની ફારસી ઝબાનમાં બહુધા શૂન્ય-તાજ છે. માત્ર પ્રત્યેક કાવ્યમાં સનમ પ્રતિનો પ્રેમ પ્રાધાન્યે હોય છે. લગભગ બધાં કવિ સુફી કાવ્ય ( વેદાંત કાવ્ય ) હોય છે; ( Soofism ) " સુફીઝમ " કેટલાક પાશ્ચાત્ય લેખકો [ જેવા કે મી. ( E. Browne ) બ્રાઉન ] ના અભિપ્રાય મુજબ, એક પ્રકારનો અગમ્યવાદ ( Mystecism ) છે. આ અગમ્યવાદ પ્રમાણે સકળ સૃષ્ટિ કેવળ પ્રભુમય ( *Pantheistic* ) છે; સમસ્ત વિશ્વ માત્ર મનોમય ( iderolistic ) છે અને આધ્યાત્મિક તપશ્ચર્યા ( Spiritual ecstasy ) વડે ઇશ્વરને ઓળખવાની વિદ્યા ( *Theosophy* ) છે. ટૂંકમાં " સુફીઇસમ " પ્રભુમય, મનોમય અને ઈશ્વરી જ્ઞાનને લગતો અગમ્યવાદ છે.

* આ પંક્તિમાં આત્મ-સમ્બોધન છે.

## 'સનમ.'

કેઈ અજ્ઞાત પરમાત્માના પુરુષને આવાં કાવ્ય વાંચતાં, તેજ અને વિષય, રસાત્મક અને નર્ષક લાગે, પરંતુ સૂક્ષ્મ અવલોકન કરતાં માલમ પડે છે કે આ ગઝલો પારમાર્થિક જ્ઞાન ( Theology ) ના ગૂઢ તત્વો સાથે સૂક્ષ્મ સંબંધ ધરાવે છે. આ કાવ્યો મસ્ત હૃદયના મસ્ત વિચાર યથાર્થ ભાન કરાવે છે. આનીજ કાંઈ હકીકત સ્વ. બાળાશંકરની ગઝલ વાંચતાં અનુભવાય છે. આવા મને આ દુનિયા ફાની છે; અને નશ્વર જગતને તજી એકાન્તમાં ઇશ્વર ગુણગાનમાં મુસ્તાન બનવા પ્રેરણા કરે છે. લગભગ પ્રત્યેક કાવ્ય પંક્તિ દ્વિઅર્થી હોય છે. સ્થૂલ સ્વરૂપ તપાસતાં બાહ્ય પ્રેમનું જ નિરૂ કરેલું જણાય છે, પણ એ બાહ્ય વસ્ત્રાલંકારો દૂર કરી, માનસિકવૃત્તિ સ્થિર કરી, સૂક્ષ્મ સ્વરૂપ તપાસ ઇશ્વરના ગુણ ગાનજ દૃષ્ટિ આગળ ખડા થાય છે. આ કવિતા મુખ્ય વિષય ગીસુ* જનંદ+ ગુલ, બુલબુલ, બુલબુલ સાકીx શરાબ[1] શમય,[2] પરવાના[3] ઇત્યાદિ હોય છે.

આ ઉપરથી જણાશે કે " સનમ " એ ફારસી શાયરનો મુખ્ય શબ્દ છે. વિદ્વન્મુકુટમ પ્રો. મણિલાલ પણ સનમને ઉદ્દેશી આવાજ પ્રેમોન્મત્ત રસમય ઉદ્‌ગાર એમની પ્રખ્યાત ગ઼ઝલમાં કાઢે છેઃ—

**" સદા દિલના તડપવામાં સનમની રાહ રોશન છે**
**તડપતે તુટતાં દિલબર ખરી માશુક સાંઈ છે. "**

આ સુફી કવિને મનતો " સનમ " એક દિવ્ય પ્રેમની પ્રતિમા છે; એ દિવ્ય પ્રેમની પ્રતિમ શુદ્ધ હૃદયે પૂજન કરવાથી પરમેશ્વર સાક્ષાત્ પ્રાપ્ત થાય છે; સર્વત્ર અખંડાનન્દ વ્યાપી રહે છે; દેહ કમલોદરમાંથી આત્મભ્રમર વછૂટી સ્વર્ગના પ્રસુન પીયૂષનું પ્રેમ પાન કરે છે; હૃદય પુટમાં પ્રેમજ્યો અવિચ્છિન્ન ઝળકવાથી સનમ–માશુક ઇશ્વર–ને પ્રાપ્ત કરવાનો રાહ રોશન થઇ જાય છે. પ્રયાણ ક કરતાં એક નિકુંજ આવે છે; નિકુંજનાં દ્વાર અંતમાં ખુલી જાય છે, માશુક–સનમ–ઇશ્વર–સાંઇ રૂપે સપ્રેમ વધાવી લે છે; સનમ તો માત્ર એક મુક્તિ મોહન મંત્ર છે; મોક્ષ પ્રાપ્ત કરવાનું ઉત્તમ સાધન બિન્દુ છે. પૂર્ણ બ્રહ્માનંદનું નિદાન છે; સનમ પ્રતિના દિવ્ય પ્રેમના દિવ્ય ભાવને લીધેજ સમસ્ત સૃષ્ટિ પ્રેમાબ્ધિમાં ડૂલતી ભાસે છે; તે નશ્વર જગતની ઉપાધિમાંથી મુક્ત કરે છે; પ્રેમમય સૃષ્ટિમાં અમીનાં અજવાળાં આપે છે; ટૂંકમાં " સનમ " પ્રેમમય સૃષ્ટિનું કેન્દ્ર છે ।

## 'લીસન-ઉલ-ગાએબ.'

હાફેઝની બમક અને મોહિની ભરી ભાષાએ " લીસન–ઉલ–ગાએબ " ( The tongue of the Invisible.) નો ઇલકાબ મેળવ્યો હતો. હાફેઝની ગઝલ, સીતાર અને દિલરૂબા સાથે મધુર કંઠે લલકારતી શ્રવણ કરીએ તો કાંઇ ઓર આનન્દ પ્રાપ્ત થાય છે. અને ગઝલના સ્વર લુપ્ત થયા પછી પણ પ્રતિપળે તેનો પ્રતિધ્વનિ સ્મરણથી દૂર થતો નથી.

### મૃત્યુ.

હાફેઝનું મૃત્યુ લગભગ ઇ. સ. ૧૩૮૮ માં થયું; આથી ગઝલની કીર્તિનો એક મહાન સ્થંભ તૂટી પડ્યો. હાફેઝના ધર્મને લગતા સ્વતંત્ર અભિપ્રાય (Latitudinarian principles ) સ્વરાગાનુ-

* Ringlets; + Twisted locks; સાકી × Cup-bearer, પરંતુ સુફી ભાષામાં એનો અર્થ ( Spriitual guide )અધ્યાત્મોપદેશક છે. ૧ મદિરા=Spiritual wine.

૨. Candle દીપક; ૩ Moth પતંગીયું; દીપક અને પતંગીયાનો પ્રેમ અખંડ છે. સરખાવો; " શમા પર જાય પરવાના "

ગામી મતને લીધે તે સમયના ધર્મચુસ્ત સાંઇ અને મોલાને મન ખોટુનું એક સબબ થઇ પડયા હતા. હાફીઝ પ્રસંગોપાત તે સમયના જુના વિચારને તિરસ્કારી કાઢતા, અને કેટલીક પૂર્વપક્ષ પણ ઉઠાવતો. આથી ત્હેના મરણપ્રસંગે કેટલાક સનાતન ધર્મના આડંબરી પુરુષોએ ત્હેની દફનક્રિયામાં અમુક વાંધા દર્શાવ્યા. પરંતુ આ વાંધા હાફીઝના મિત્રમંડળ તરફથી એક યુક્તિ રચી સત્વર દુર કરવામાં આવ્યા હતા, તે આ મુજબ હતું—

## દફનક્રિયામાં વાંધો !

હાફીઝના દીવાનની ખ્યાતિ એટલી તો વધી ગઇ હતી કે સર્વથા લોકો એમ માનતા કે આ ગઝલો ઇશ્વર પ્રેરણાનુસાર લખાયલી છે. અને આ દીવાનને કેટલાક અંધશ્રદ્ધાળુ પુરુષો. ( 'oracle-seeing ) ભવિષ્ય જોવાને વાપરતા. પ્રથમ ઇશ્વર સ્તુતિ કરી કેટલાક મંત્ર ભણી તે દીવાનનું ગમે તે પૃષ્ઠ ખોલતા અને જે ગઝલ પ્રથમ નજરે પડતી, ત્હેના સારને ભવિષ્યના પ્રશ્નના ઉત્તર તરીકે લેખતા. આથી હાફીઝના મિત્રો તરફથી પણ પ્રસ્તુત સમયે દીવાન જોવાનું નક્કી કરવામાં આવ્યું. દીવાન જોતાં અને ગમે તે પૃષ્ઠ ઉઘાડતાં સુભાગ્યે નીચલા અર્થની પંક્તિ નજરે પડી, આથી સર્વ શંકાનું સમાધાન થઇ ગયું. અને હાફીઝના મૃતશરીરને વિધિ પૂર્વક દફન કરવામાં આવ્યું:— *

Think not of holding, back thy steps
  From Hafiz's bier's line,
To Heaven will he surely speed
  Though drenched in sin and wine.

## સમાધિ.

આ પછી હાફીઝને શીરાઝના એક શાન્ત સમાધિ ગૃહમાં દફન કરવામાં આવ્યો. તે મકબરો ( shrine ) " હાફીઝીયા " ના નામથી સુવિખ્યાત છે. તે મકબરા ઉપર હાફીઝની ૩૧૪ મી અને ૪૩૪ મી ગઝલો કોતરવામાં આવી છે હાફીઝ મદિરાપાનમાં મસ્ત હતો, તેથી મદિરાપાનમાં મસ્ત અને ચકચૂર બનેલા પુરુષોનું મૃત્યુ કેમ આવશે તે વિશે ઇશારો કરતાં લખે છે કે :—

" When drowned in drink and wine, I die
Off to my grave in taper's style;
My coffin, from wood of wine but make
For grave, my tavern's side betake;
× × × ×
Go Hafiz, now for wine be gay
For ruins, tax to King's don't pay. "

---

**ચાલાક મનુષ્યની વ્યાખ્યા**—એવી કરવામાં આવે છે કે, જે પોતાની ગાડીનાં પૈડયાએ બીજાના ખભાઓ લગાડે છે તે !

**ધોબીનો ખર્ચ તે આનું નામ !** આપણા રાજા નામદાર પાંચમા જ્યોર્જના ધોબીનું બીલ શું થાય છે એમ તમે ધારો છો ? તે દર અઠવાડીયે રૂ. ૧૮૦૦ અથવા દર વર્ષે આશરે પોણો લાખ રૂપીઆનું થાય છે. બાદશાહી સ્વચ્છતા તે આનું નામ !

# સબરસ—મીઠું—નીમક.
## તેની ઉત્પત્તિ, ગુણ ઇત્યાદિ.

લખનાર—રા. ચુનીલાલ બાપુજી મોદી.
'નેપોલીયન બોનાપાર્ટ,' 'પીટર ધી ગ્રેટ,' વગેરે ગ્રંથોના કર્ત્તા—સુરત.

બેસતા વર્ષને દીને ગુજરાતનાં શહેરોના હિંદુ વસ્તીવાળા ભાગ " સબરસ, સબરસ, સપરમે દહાડે સબરસ " ના શુકનિયાળ શબ્દોથી ગાજી રહે છે; અને દરેક ઘરવાળો તેને પહેલવહેલું ઘણાજ ભાવથી ખરીદે છે, અને એ વહીવટ આજે સેંકડો વર્ષ થયાં ચાલે છે, કેમકે એનામાં માણસ અને બીજાં પ્રાણી તથા વનસ્પતિના મોટા ભાગની જીવનશક્તિ રહેલ છે. શ્રદ્ધાવાળા ઘરડાઓ જો જમીન ઉપર મીઠું વેરાયલું હોય તો તે દાણે દાણો વીણીને પગ તળે ન આવે માટે ઉંચું મૂકે છે. લૂટારા અને ફાંશીઆ પણ જેનું નીમક ખાધું હોય તેની સાથે દગો કરતાં ડરે છે અને બદુઇન આરબ લૂટારા પણ એ નિયમને આગ્રહથી પાળે છે. એનો પ્રસિદ્ધ દાખલો એ છે કે, અરેબીયન નાઇટ્સની અને અલીબાબા ચાલીસ ચોરની વાતમાં અલીબાબાને મારી નાંખવા સારૂ તેનાજ ઘરમાં પરોણા રહેલા લૂટારા કોજીઆ હુસેને નીમક ખાવાની ના કહી હતી. હિંદુ ધર્મમાં ચૈત્ર અને વૈશાખ માસમાં અને બીજા કેટલાએક પ્રસંગો ઉપર મીઠાનું દાન કરવાની ધર્મ આજ્ઞા છે.

આ સર્વનું કારણ એ કે મીઠું મહા ઉપયોગી ચીજ છે. તે વિષે આજે અમારા વાચનારની સેવામાં ટુંક પણ જરૂરની વિગતો રજુ કરીએ છીએ. તેથી સાલસ અને સરળ વાંચનારનું મનોરંજન થઇ એનો પોતાના માટે અને પોતાના લાગતા વળગતાને માટે યથાશક્તિ ઉપયોગ કરશે તો તેને ફાયદો થયા વિના રહેશે નહીં; તેમજ નામદાર સરકાર પોતાની હિંદી પ્રજાની જીંદગીની સલામતીને માટે મીઠા જેવી જીંદગીની જરૂરીઆતની વસ્તુ ઉપરનો કર દૂર કરશે અથવા છે તેમાં ઘટાડો કરશે તો પ્રજાના આશીર્વાદ મેળવશેજ.

### શાર્દુલવિક્રીડિત છંદ.

મીઠામાં ગુણ છે ઘણા જગતના જીવો બધા વાપરે,
રાંધેલું જન અન્ન મિષ્ટ કરવા મીઠું ઘણામાં ધરે.
સ્વભાવિક મળેલ વસ્તુ બહુમાં જે ક્ષાર રૂપે ઠરે.
ઝાડો જંતુ જનાવરો પશુ બધાં મીઠા વિના ના સરે.
મોટા સાગર ક્ષાર રૂપ જળથી વિશ્વંભરે છે ભર્યાં,
તો એ આ અવનિ વિષે વળી કંઇ ખારાજ ખાડા કર્યાં.

શાસ્ત્રી નાગેશ્વર જેષ્ટારામ.

મીઠાં જેટલી માણસને જરૂરની ખનીજ ચીજ બીજી એકે નથી. આપણી પ્રકૃતિ સારી રહેવાને માટે તથા જીવના રક્ષણને માટે મીઠું ખાવું જરૂરનું છે. ઘણાં દીવસ જો મીઠાનો ત્યાગ કરવામાં આવે તો પાચનશક્તિ બરાબર ચાલશે નહીં. ઘરનાં ઢોરે ઢાંખરને પણ મીઠું આપવું વ્યાજબી છે. હાલમાં કેટલાએક નામાંકિત વૈદ શાસ્ત્રીઓએ સ્થાપિત કર્યું છે કે પ્લેગ, કોલેરા, તાવ, વિગેરે રૂપે મરકી ચાલતી હોય ત્યારે રોજ સવારમાં એક તોલો મીઠું નાની વાડકીમાં ઓગાળીને પીવાનું રાખ્યું હોય તો મરકી તેને લાગુ પડતી નથી. એવા બનાવેલા પાણીને વૈદો "અમૃતજળ" કહે છે. વળી નહાવાના પાણીમાં મીઠું નાંખવાથી પણ ફાયદો થાય છે. માછલાં માંસ વિગેરે કોહવાય નહીં માટે મીઠામાં આથીને રાખી મુકે છે. વળી માણસ અને જનાવરની લાસો પુરવામાં પણ તેનો ઉપયોગ કરે છે. કેટલીક જમીનમાં ખાતરની જગોએ મીઠું નાંખે છે અને માટીના વાસણને ઓપ ચઢાવવાને મીઠાનો ઉપયોગ કરે છે. પાપડખાર (કાર્બોનેટ ઓફ સોડા) તૈયાર કરવાનાં કારખાનામાં દર સાલમાં લાખો ખાંડી મીઠું વપરાય છે; મીઠાના પાણીમાં વમન કરવાનો ધર્મ છે. એક પ્યાલા પાણીમાં એક ચમચો મીઠું ઓગાળીને પીધું હોય તો તત્કાળ વમન થશે માટે ઝેરી પદાર્થ પેટમાં ગયો હોય તો વૈદ આવીને ઉપાય કરે તેની પહેલાં જો આવું પાણી પાઇ દીધું હોય તો આપણે જીવ બચાવી શકીશું.

મરહુમ ડોક્ટર ત્રીભોવનદાસ "ગૃહવ્યવસ્થા અને આરોગ્ય વિદ્યા" નામના પોતાના ગ્રંથમાં લખે છે કે "મીઠું તન્દુરસ્તી કાયમ રાખવામાં બહુ જરૂરની ચીજ છે. આ દેશમાં શાકભાજી અને મીઠું જો પૂરતા પ્રમાણમાં મળે તો હજારો ગરીબોના બળ અને બાંધામાં બેશક ઘણો સુધારો થાય." દરેક માણસને પોતાના દરરોજના ખોરાકમાં અડધો તોલો મીઠું ખાવાની જરૂર છે પણ એમ કહેવાને દીલગીર છીએ કે લાખો અને કરોડો આદમી એ ચીજની અછતને લીધે બેનસીબ રહે છે. આ દેશમાં ગામડાઓમાં અને જંગલોમાં ગામડીઆ અને જંગલીઓને મીઠું મળી શકતું નથી. નાળીની ભાજી બાફીને ખાતાં તેને મીઠાની મારામાર પડે છે. ઉત્તર ગુજરાત અને રજપુતાનામાં જ્યાં પાંચ પાંચ, સાત સાત માઇલ ઉપર નેસ્તીની દુકાન હોય છે ત્યાંથી બિચારા જંગલીઓ મીણની ભારોભાર મીઠું લાવે છે અને જ્યારે એવું મીણ જંગલમાં મળતું નથી ત્યારે વગર મીઠે પોતાનો ખોરાક ખાય છે. તેના ખોરાકમાં ચોળા કે મકાઇના બાફણામાં મીઠાનો કણ પણ હોતો નથી. આ વાંચીને કોઇ પણ દયાળુ મનુષ્યના મનમાં તેજ સાથે દયા ઉત્પન્ન થશે અને કેટલાએક પ્રમાદી વાંચકોને આ લેખ સહરાગત ભરેલો લાગશે પણ અમારા સુશીલ વાંચનારાઓને માનપૂર્વક વિનંતિ કરીશું કે આ વિષયની જો ખાત્રી કરવી હોય તો મજકુર બતાવેલા પ્રદેશમાં ફરીને તપાસ કરવી.

સૃષ્ટિમાં આવી અગત્યની ચીજ જાણીને જગન્નિયંતા પરમેશ્વરે એને ઠામ ઠામ ભરી રાખ્યું છે. દરિયામાં મીઠું, જમીનમાં મીઠું અને કેટલાએક ઝરણોમાં પણ મીઠું મળેલું હોય છે. જમીનમાં મીઠાની ખાણો પુષ્કળ ઠેકાણે મળી આવે છે. તે ખાણમાં મીઠાના થરની જાડાઇ ઘણી હોય છે અને તેની ખાણોનો વિસ્તાર પણ મોટો હોય છે. વિલાયતમાં એવી ખાણો ઘણી છે અને તેમાં પડની જાડાઇ ત્રીસથી સો ફુટ સુધી જણાય છે. એ શીવાય યુરોપ અને અમેરિકામાં પણ ઘણે ઠેકાણે મીઠાની ખાણો છે. એવા ખાણના મીઠાને આપણે સીંધવ કહીએ

છીએ. પોલાંડ દેશમાં કાકો શહેરની પાસે એક એવી સીંધવની માતબર ખાણ છે. તે પાંચસે માઇલ લાંબી, વીસ માઇલ પહોળી અને બારસે ફીટ ઉંડી છે; તેમાંથી ઇ. સ. ૧૨૫૧ ની સાલથી સીંધવ કાઢવામાં આવે છે છતાં પણ હજી સેંકડો વરસ સુધી પહોંચે એટલું મીઠું તેમાં ભરેલું છે. એમાં કામ કરનારા કામદારોને માટે પ્રાર્થના કરવા સારૂ એક સીંધવમાંથી કોરી કાઢેલું દેવળ બનાવ્યું છે. હીંદુસ્તાનમાં પંજાબ ઇલાકામાં સીંધવની મોટી મોટી ખાણો છે; તેમાંથી પણ ઉત્તમ સીંધવ નીકળે છે. પંજાબ ઇલાકાના કોહાત પ્રાંતમાં માલગીત, બહાદુરખેડ અને જટ નામની જગોએ હાલમાં એ ખાણો ચાલુ છે; તેમજ બનુ પ્રાંતમાં પણ મોટી ખાણ છે; તેનો વિસ્તાર માઇલના માઇલ સુધીનો છે, અને થરની જાડાઇ સો બસેં, અને ત્રણસેં ફીટ સુધીની છે. તેમાંથી સીંધવ, ચાંચવા, પાવડા, અને નરાજ વગેરે હથીઆરોથી કાઢે છે. એવા મીઠાનાં મોટાં મોટાં ગચીયાં કાઢીને તેત્રાંજ વેચે છે. કેટલેક ઠેકાણે તો સુરંગ મુકીને મીઠાનાં ગચીયાં ઉડાડવાં પડે છે. એવા પંજાબી મીઠાને લાહોરી મીઠું કહે છે. સીંધ દેશમાં પણ કેટલીક મીઠાની ખાણો છે. ખાણમાંથી કહાડેલું મીઠું કાચ સરખું પ્રકાશિત અને પારદર્શક હોય છે માટે તેને ખડકીમીટ અથવા સીંધવ કહે છે. તે બીલકુલ શુદ્ધ હોય છે પણ ઘણું કરીને એવી ખાણોમાં સીંધવની સાથે બીજા પદાર્થનો મેળ થઇ અનેક રંગ ઉત્પન્ન થાય છે; માટે વાપરતા પહેલાં શુદ્ધ કરે છે. એવા ભેળવાળા મીઠાને સંચળ કહે છે. કેટલીક ખાણોમાં મીઠાના પાણીના ઝરા હોય છે તે પાણી લઇને સુકવીને મીઠું તૈયાર કરે છે પણ જે ઝરા નથી હોતા તો એવી ખાણોમાં પાણી નાંખીને મીઠું ઓગળવા દઇ તે પાણી કાઢીને સુકવે છે, તેથી કેટલાક નહીં ઓગળે એવા પદાર્થ તે પાણીમાં ન આવતાં ચોખ્ખું મીઠુંજ આવે છે.

મુંબાઇ, મદ્રાસ અને બંગાળ ઇલાકામાં મીઠાની ખાણો નથી તેથી દરીઆ કીનારે આવેલા પ્રદેશમાં સમુદ્રના પાણીમાં મીઠું તૈયાર કરે છે. કેટલેક ઠેકાણે અમાવાસ્યા અને પુનેમના મોટા જુવાળનું પાણી પેસી જઇને તે પાણી સુકાઇને મીઠું ફુટે છે. ઓરીસા અને બંગાળ પ્રાંતમાં તથા મધ્ય હીંદુસ્તાનમાંના કેટલાક ઠેકાણે ખારી માટીમાંથી મીઠું તૈયાર કરતા હતા.. પણ ઇંગ્રેજી કાયદાએ બંધ કર્યું છે; વરાડ પ્રાંતમાં તુનાર સરોવર નામનો ભાગ અને આકોલા પરગણાની પુર્ણા નદીની બંને બાજુએ મીઠાનો પ્રદેશ છે તે પચાસ માઇલ લાંબો અને દસ માઇલ પહોળો છે. આ પ્રદેશમાં કુવા ખોદીને તેના પાણીનું મીઠું પકવે છે તેમજ ગુજરાતમાં ઉત્તર ભાગ કે જે ખારાઘોડા નામે પ્રસિદ્ધ છે ત્યાં પણ કુવાના પાણીમાંથી મીઠું પકવે છે. એવુંજ રજપુતાનામાં જયપુર સંસ્થાનની પશ્ચિમે અને જોધપુર સંસ્થાનની ઉત્તરે એક મોટું સરોવર છે, જે પાંચ માઇલ પહોળું અને વીસ માઇલ લાંબુ છે તેને સાંભર સરોવર કહે છે. તે ઉંડુ ફક્ત ત્રણ ચાર ફીટ છે તેથી આજુ બાજુ મોટા પ્રદેશમાં પાણી વહીને કુદરતી મીઠું ઉત્પન્ન થાય છે. આગલા વારામાં હીંદુસ્તાનના પૂર્વ અને પશ્ચિમ કીનારા ઉપર ઠેકાણે ઠેકાણે મોટા મોટા મીઠ અગર હતા. ફક્ત સુરત જીલ્લામાં છરવાડા, પતાર, છઆ, બુડીઆ અને કુંદીઆણામાં મીઠાના અગર હતા ત્યાં ઉપર કહ્યા મુજબ જમીનમાં ક્યારા બાંધીને તેમાં મોટી ભરતીનું પાણી ભરતા અને પછી તે સુકાઇ જાય, એટલે મીઠાના પારદર્શક ગાંગડા બાઝતા. એ કામ કરનારને અગરીઆ કહેતા અને તેને ફક્ત ફરો ( બંગાળી

મણ ) મીઠા ઉપર આઠ પાઈ લવાજમ સગતુ તેથી મીઠું પણુંજ સસ્તુ વેચાતું હતું. જ્યારે મીઠા ઉપર સરકારનું કશું લવાજમ નહોતુ ત્યારે સુરત વિગેરે ઠેકાણે રૂપઇઆ એકનુ આઠ મણ મીઠું મળતુ હતુ. પછી અમારા વડીલોના કહેવા પ્રમાણે મીઠા ઉપર સરકારે કરની શરૂઆત કરી તેથી સુરતની રૈયત નારાજ થઇ અને કેટલાક દીવસોની હડતાલ પાડી. પછી ડીસ્ટ્રીક્ટ જજ સાહેબ જે, તે વેળામાં ગવરનરના એજંટ પણ હતા, તેને બંગલે જઇને તોફાન કર્યું તેથી જજ સાહેબે થાળી પીટાવીને જાહેર કર્યું કે "માફકે મહાસુલ" એમ કરીને તે વખતે મીઠા ઉપરનો કર બંધ રાખ્યો પણ પછીથી પાછો લૉર્ડ લીટનની સરકારના વખતમાં અઢી રૂપઇઆ સુધી ભાવ ચઢી ગયો અને તેથી પ્રજાને કમનસીબે મીઠું મોંઘું થઇ વાપર ઓછો થયો; આજ આપણે બાર બાર વરસ થયાં મરકીના મહા રોગથી પીડાઇએ છીએ. પણ હવે કાંઇ નામદાર સરકારના ધ્યાનમાં એ વાત ઉતરી છે તેથી મીઠું સોંઘુ કર્યું છે અને તેથી વાપર બહોળો થયો છે અને તેનેજ પરીણામે તમે જોઇ લીધું હશે કે આગલા વરસના કરતાં પ્લેગ મૃત્યુની સંખ્યા ઓછી થઇ છે એમ સરકાર પોતે કબુલ કરે છે.

મીઠામાં દુર્ગંધ નાશ કરવાનો ગુણ છે તેથી કરીને દુર્ગંધ મારતી મોરીઓ અને દરણુ જાજરૂઓમાં અસલ મીઠું નાંખવાથી દુર્ગંધ દુર થતી હતી. એથી સાઠ વરસની લાંબી મુદત-માં મરકીએ દેખાવ દીધો નહોતો. તે મીઠાની અછતને લીધે આજ બાર બાર વરસ થયાં મરકી, દેશમાં ઘર ઘાલીને બેઠી છે.

વળી મીઠામાંથી ક્લોરીન નામનો ગ્યાસ પેદા થાય છે તે રંગ નાશ કરવાના ઉપયોગ-માં આવે છે. તેનો ઉપયોગ કાગળ બનાવવાના કારખાનામાં તરેહ તરેહવાર રંગનાં ચીંથરાંના બધા રંગો નાશ કરીને ઉજ્વલ બરફના જેવો માલ તૈયાર કરવામાં થાય છે.

કહેછે કે મીઠું એ સોડીઅમ ધાતુનો એક ખાર છે જેને રસાયનશાસ્ત્રમાં સોડીયમ ક્લોરાઇડ અથવા ક્લોરાઇડ ઓફ્ સોડીઅમ કહે છે. એ સોડીઅમ ધાતુની સને ૧૮૦૭ માં સર હંફ્રી ડેવીડ સાહેબે વીજળીના પ્રવાહ વડે શોધ કીધી. એ ધાતુવડે એલ્યુમીન્યમ અને મેગનેશીયમ ધાતુ તૈયાર કરવામાં આવે છે તેમજ ક્વાર્ટસમાંથી આ ધાતુવડે સોનું કાઢી શકાય છે. રસાયન વિદ્યામાં એ ધાતુના ઉપયોગ વિષે તેમજ તેનાં લક્ષણ વિષે ઘણું વર્ણન છે. પણ સાધારણ વાંચનારને તે કંટાળા ભરેલું થઇ પડે માટે તે ન આપતાં ફક્ત મીઠા વિષે જેટલા ગુણ જણાયા તે વાંચનારની સેવામાં રજુ કર્યાં છે અને ઘણા કવિઓએ તેને વર્ણવ્યું છે. સામળભટ્ટે કહ્યું છે કે,

છપ્પો.

રસ નહીં નહીં વેલ, નહીં પત્રે નહીં ફુલે  
નહીં બીજ વાવેતર કહે કણ અતી અમુલે.  
ગુણ જરા અપરમપાર, દેશ બાધામાં દીઠા;  
દેવ દનુજ નૃપ રંક, ગણે અમૃતથી મીઠાં;  
છે મોંઘા ગુણ મોતી થકી, સોંઘામાં સોંઘાં સદા;  
કવી શામળ કહે, શોધી જુઓ, કોઇએ નવ તરછોડ્યાં કદા.



# ચોર અને કૂતરો.

( લેખક, રા. ધનસુખલાલ કૃષ્ણલાલ. )

બાલ્યાવસ્થામાં અભ્યાસને ભોગે પ્રાપ્ત થએલું ઝીણામાં ઝીણું કૌશલ્ય પણ ઘણીકવાર મ્હોટપણામાં ઘણું કામ લાગી જાય છે. ઘડિઆળ દુરસ્ત કરવાનું, છબીમાં ફ્રેમ જડવાનું, સારા અક્ષર લખવાનું, ભાંગ્યું તુટ્યું સંગીતનું જ્ઞાન ધરાવવાનું, રાતના બારેક વાગ્યે મિત્રનાં છોકરાં રડતાં હોય તો તે વખતે અનેક અગવડભરી જગ્યાએ સંતાઇને કૂતરાં–બિલાડાં બોલાવવાના પ્રયત્ન કરવાનું વિગેરે અનેક જાતનાં કૌશલ્યવિધાને આપણે ન્હાનપણમાં પ્રાપ્ત કરીએ છીએ અને " સંઘર્યો સાપ પણ કામનો છે " એ કહેવતાનુસાર " સંઘર્યું કૌશલ્ય પણ કામનું છે " એવી કહેવત ઘણીવાર સાચી ઠેરવીએ છીએ.

અલબત્ત, બધા વિષયોની માફક આ વિષયમાં પણ ઢાલની બીજી બાજુ હોય છે. ઘણીવાર આપણે મિત્રોની ઘડિઆળ સુધારવા જઇએ છીએ, ત્વરાથી બધું સાંચાકામ છુટું પાડીએ છીએ અને કોઇપણ જાતનું તેલ અન્દર રેડીને આશા ભર્યાં અંતઃકરણે તે સાંચાકામ પાછું બેસાડવાનો મિથ્યા પ્રયત્ન કરીએ છીએ. બે ત્રણ દિવસમાં પાંચ પચીસ વાર તે સાંચાકામ આપણે જૂદી જૂદી રીતે ઘડિઆળમાં બેસાડીને ત્હેને ચલાવવાનો યત્ન કરીએ છીએ પણ આખરે આપણે નિરાશ થઇએ છીએ અને " જોઇએ તો હું ઘડિઆળના રૂપિઆ ભરી આપીશ " એવા શબ્દો ક્રમને મિત્રના ગુસ્સાથી ઉછળતાં હૈયાંને શાંત કરવા કહીએ છીએ !

કોઇકવાર કોઇ મિત્રને ત્યાં બાળકો શાંતપણે રમતાં હોય, ગૃહમાં સર્વત્ર શાંતિ પ્રસરી રહી હોય તે વખતે કૂતરાં–બિલાડાં માફક ભસવાના અવાજથી ત્હેમનાં મન રંજન કરવાના નિસ્સ્વાર્થ હેતુથી આપણે કોઇક ફરનીચર પાછળ ભરાઇને કૂતરાંના જેવો અવાજ કહાડીએ, છોકરાંઓને અને છોકરાંઓનાં વડિલો એથી ગભરાઇને ખુશ થવાને બદલે ચીસાચીસ કરી મૂકે, તેથી આપણે એકદમ ઉભા થઇને ત્હેમને શાંત કરવાના ઉદ્દેશથી ભડાક દઇને આપણી છૂપી જગ્યાએથી બ્હાર નીકળવાનો પ્રયત્ન આદરીએ છીએ. આથી એકાદ બે ફલાવરવાઝ, એકાદ ખડીયો, પાનની રકાબી અને બે ત્રણ શીશીઓ જૂદી જૂદી જગ્યાએથી ગબડી જઇને નવી જાજમને બગાડે, આપણા શરીરના અવયવો કાંઇક જોરથી ટેબલ ખુરશી અને સોફા સાથે ઘસાય અને પરિણામે છોકરાંનાં, છોકરાંનાં વડિલોનાં અને આપણાં પોતાનાં હૃદયમાં કચવાટ ઉત્પન્ન કરીને, શરમિંદા થઇને આપણે ઘેર જવું પડે !

આવીજ રીતે અન્યને ઉપયોગી થઇ પડવાની આપણી લાલસાને લઇને આપણે કેટલી બધી વાર ઉપાધિમાં આવી પડયા હઇશું ? સારી છબીઓનાં ફ્રેમ આપવાનું માથે લઇને આપણે કેટલી છબીઓ ધુળધાણી કરી હશે ! સ્નેહી બ્હેનોનાં ઝીણાં સુવર્ણ લોકેટમાં સફાઇથી છબી

મૂકવાનાં કામને અન્તે અનેક લોકેટના કાચ તોડીને આપણે કેટલી બ્હેનોનાં હૈયાં દુઃખવ્યાં હશે ? હારમોનીયમ, દિલરૂબા, વાયોલીન વિગેરે દુરસ્ત કરવાની હિંમત ભીડીને કેટલાં વાજીંત્ર બગાડયાં હશે ? જે વાતમાં આપણને કાંઇપણ જ્ઞાન નહિ હોય તે વાતમાં પણ ગંભિરાઇથી સલાહ આપીને આપણે કેટલાંને ખાડામાં ઉતાર્યાં હશે ? પણ અહિં તો એવાં કૌશલ્યને પરિણામે ફાયદો થવાની કથા સંભળાવવાનું માથે લીધું છે એટલે એ વિશે વધુ બોલવાનું પ્રયોજન નથી.

× × × × × ×

અંધારી રાત હતી. આઘેથી કોઇ વખત કૂતરાંના ભસવાનો અવાજ તો કોઇ વખત શિઆળવાંની ચીસ ભયાનક અન્ધકારમાં વધુ ભયાનકતા ઉમેરતાં હતાં. અચાનક સવાઇલાલનાં પત્ની નિદ્રામાંથી ઝબક્યાં અને ત્હેમણે અન્ધકારમાં કાન માંડ્યા.

કરરરર ! કરરરર !! ચરરરર !!!

કોઇ મનુષ્ય દાદર ઉપર ચ્હડતું હતું. એક મનુષ્ય હતું કે બે મનુષ્ય હતાં ? કોણ ચ્હડતું હશે ? સવાઇલાલના પ્રશાન્ત ઘોરવાના અવાજમાં વિંધાતા મનુષ્યોના ધીમા અવાજ કાને પડવા માંડ્યા. ચોર–લૂટારા—

સવાઇલાલનાં પત્ની ગભરાયાં પણ હિંમત હાર્યાં નહિં. એકદમ સવાઇલાલ નિદ્રાનો આવી રીતે અચાનક ભંગ થવાથી પોતાનો વાજબી વાંધો ઉઠાવવા જતા હતા પણ ત્હેમનાં મ્હોં ઉપર પત્નીનો હાથ મળ્યો અને કાનમાં ધીમેથી " હં ! મ્હોટેથી નહિ બોલતા ! પાસેના ઓરડામાં ચોર છે ! " ના શબ્દોથી નિદ્રાભંગનું કારણ સમજાયું.

સવાઇલાલ બરાબર જાગૃત થયા અને વિચાર કરવા લાગ્યા. પાસેના ઓરડામાં બે મનુષ્યો મ્હારા ત્હારામાં ભેદભાવ જાણ્યા વગર પોતાનો સામાન તપડાવતા હતા. ત્હેનો વિચાર ત્હેમને આવ્યો. બે હથીયારબંધ માણસ સ્હામાં એક બે હાથે બાથ ભીડી શકાય તેમ ન હતું એટલે જોર વાપરવાનો ઇલાજ અયોગ્યજ હતો તેમ બૂમાબૂમ કરીને ઘર ગજાવવાથી બધો સામાન સહીસલામત રહે કે નહિ એ શંકાસ્પદ હતું તેથી સવાઇલાલને બીજો વિચાર સૂઝ્યો. ન્હાનપણમાં કૂતરાં–બિલાડાંનાં અવાજના અનુકરણથી પોતે વડિલોને, માસ્તરોને, ન્હાનાં બાળકોને અને કૂતરાથી બ્હીતી સ્ત્રીઓને જે ત્રાસ આપ્યો હતો ત્હેનું સ્મરણ થયું. જે અનુકરણથી બીજાં મનુષ્યો બ્હીતાં ત્હેનાથી આ બે મનુષ્યો કેમ નહીં બ્હીએ ? ગમે તેમ થાય પણ અજમાવી જોવામાં શું થાય છે એવા વિચારથી સવાઇલાલે ધીમેથી ઉઠીને પોતાની પત્નીને પોતાની યુક્તિ સમજાવી અને પછી ધીમેથી પોતે પલંગ પાછા ગયા.

એટલામાં પેલા બીજા ઓરડામાં જેટલું લઇ શકાય તેવું હતું તેટલું લઇને બે ચોરોએ સૂવાના ઓરડાનાં બારણાં ઉઘાડવાનો પ્રયત્ન કર્યો. તરતજ સૂવાના ઓરડામાંથી અન્ધકારને ચીરતો, બે ચોરોના હૈયાને કમ્પાવતો, આખા ઘરને ગજાવતો એક વિકાળ કૂતરાનો ભયાનક અવાજ અંધારામાં ગાજી ઉઠ્યો.

" ટૉમી ! બસ, સૂઇજા ! અત્યારે એટલો ચોંઘાટ શો ? " સવાઇલાલ કૂતરાને શાન્ત કરતા હોય તેમ બોલ્યા.

ક્ષણભર ગાઢ શાંતિ પ્રસરી રહી. ગમે તે મનુષ્યને અંધારી રાતે પોતાનાથી થોડેજ દૂર સંભળાતો એક ભયાનક કૂતરાનો બ્હીઆમણો અવાજ ગભરાવી નાંખવાને પૂરતો છે તો બિચારાં બે ચોરનાં શું ગજાં ? તે બે તો સ્તબ્ધજ થઇ ગયા.

સવાઇલાલે આ તક સાધીને ઓરડાનાં બારણાં બડાક દરતાં ઉઘાડી નાંખ્યાં. ચોર ગભરાઇને એક બાજુ લપાઇને ઉભા રહી ગયા. કુતરાંનો ભયાનક અવાજ પાછો ગાજી ઉઠ્યો. આ વખતે તો છેક પાસેથી અવાજ આવ્યો હોય તેમ ચોરોને લાગ્યું અને વળી ક્યહારે તે છલંગ મારીને ત્હેમની ગળચી પકડશે તે દેખાય તેવું નહતું એટલે ચોરો ગભરાટથી કાંપી ઉઠયા.

પુનઃ કૂતરાનો અવાજ જંગલી વાઘની માફક ત્રાડી ઉઠયો.

" ખબરદાર ! હરામખોરો ! એક પગલું જો ખસ્યા છોતો. આ જંગલી કૂતરો ત્હમારા શરીર ઉપર છોડી મૂકીશ. " સવાઇલાલે પેલા બે ચોરોની સ્હામા ધસી જઇને કહ્યું. ચોરો ખસી નહિં શકયા—ખસવાની ત્હેમને વૃત્તિ પણ થઇ નહિં.

" જરા ઉઠીને બારીએથી ' પોલિસ, પોલિસની બુમ મારોતો ! આટલામાંજ ફરતો હશે ! " સાવાઇલાલે પત્નીને કહ્યું. પત્નીને એટલુંજ જોઇતું હતું. બારીમાંથી " પોલિસ, પોલિસ"ના ઘાંટા સંભળાયા. વચમાં વચમાં કૂતરાનો કંપાવતો અવાજ નીકળ્યો જતો હતો અને સવાઇલાલ ત્હેને શાન્ત રહેવાનું કહે જતા હતા. થોડીવારમાં પોલિસ અને કેટલાક પરગજુ મનુષ્યોનું ટોળું આવી પહોંચ્યું અને ચોરો કુતરાના પંઝામાં સપડાવવા કરતાં પોલિસના હાથમાં જવાનું વધારે પસન્દ કરીને ત્હેમને તાબે થઇ ગયા.

પોતાના વિશ્વાસુ કૂતરાની મદદથી પોતે ચોરોને પકડવા કેવા શકિતવાન થયા હતા તે સવાઇલાલે કોર્ટમાં જણાવ્યું. વર્તમાનપત્રોમાં " કૂતરાની ફૂવશદારી ! " " બે અથંગ ચોરોને કુતરાએ આપેલી શિકસ્ત ! " " કુતરાએ બચાવેલા બબ્બે જાન ! " વિગેરે મથાળાથી શરૂ થતા અનેક લેખ લખાયા અને છપાયા. આ ભૂલ સુધારવાની સવાઇલાલે જરૂર જોઇ નહિં અને તેમ કરવાની ત્હેમણે તસ્દી લીધી નહિ. થોડા દિવસમાં સવાઇલાલ ઉપર પત્રો આવવા માંડયા. એમના ટોમી કુતરાને માટે અનેક મનુષ્યો મ્હોટી રકમ આપીને પણ ત્હેને ખરીદી લેવાની ઇચ્છા પ્રદર્શિત કરવા લાગ્યા.

" હવે ત્હમે શું કરશો ? " ત્હમારે બધાને જણાવવું પડશે કે ત્હમારી કને કૂતરો છેજ નહિ. પત્નીએ સવાઇલાલને કહ્યું.

" કાંઇ ગાંડાં થયાં છો ? હવે તે એમ કહેવાય ? નથી તો લઇ આવશું. આટ આટલાં મનુષ્યોને તે કાંઇ નિરાશ કરાય ? "

× × × × × ×

અત્યાર સુધીમાં સવાઇલાલે આશરે દશેક ભયાનક દેખાવવાળા કૂતરા ખરીદ્યા છે અને ત્હેમને ગળે એકેકો પટો બાંધીને સારો જેવો નફો લઇને જૂદાં જૂદાં મનુષ્યોને ટોમી તરીકે વેચી દીધા છે. બિચારા સવાઇલાલ બીજું શું કરી શકે ? એટલાં બધાં મનુષ્યોને અને વર્તમાનપત્રોના અધિપતિઓને નિરાશ કરવાથી ત્હેમને શું ફાયદો ?*

---

* મૂળ અંગ્રેજી વસ્તુ ઉપરથી.

## ઉપનિષદ્વેત્તા મહાન્ જર્મન તત્ત્વજ્ઞ
## શોપેનહોરનું જીવનચરિત્ર.

જર્મન વિજ્ઞાનવેત્તા તેમજ તત્ત્વવેત્તા આર્થર શોપેનહોરનું નામ જર્મની તથા યુરોપમાં પ્રખ્યાત છે. જર્મન ભૂમિએ શોપેનહોરથી પણ વધારે પ્રચંડ તત્ત્વજ્ઞો ઉત્પન્ન કર્યા છે. પરંતુ આ આર્યાવર્ત્તમાં શોપેનહોર જેટલું પ્રખ્યાત અને પ્રિય નામ બીજા કોઇ જર્મન વિદ્વાન્ મહાપુરૂષનું થયું નથી. તેનું કારણ એ છે કે, યુરોપમાં ઉપનિષદ્ અને ઉપનિષદોના વેદાંતને યુરોપીયન સાક્ષરો સમક્ષ પ્રસિદ્ધ કરનાર શોપેનહોરજ પ્રથમ હતો. The Upanishads are the solace of my life and will be the solace of my death (ઉપનિષદ્ મારા જીવનનું આશ્વાસન કર્તા છે અને મરણમાં પણ તે આશ્વાસનદાયક થઇ પડશે ) એવા એનાં વચનનું હીંદુસ્તાનના લેખકો અવતરણ કરતાં કંટાળતા નથી. તે ગ્રંથોને આધારે વેદાંતને પોતાના સિદ્ધાંત રૂપે ગ્રહણ કરનાર યુરોપ માત્રમાં ફિલસુફ તરીકે પ્રસિદ્ધ એવો તેજ પ્રથમ પુરૂષ હતો. અપ્રિય સત્ય પ્રાપ્ત થયા પછી પ્રસિદ્ધ રીતે તેનું ગ્રહણ કરવાથી, જાતે તેને આશ્રય આપવાથી, પોતાની અત્યાર પર્યંત સફલ રીતે પ્રાપ્ત થયલી કીર્તિને ખટકો આવવાનો, શું અહીંના, શું પશ્ચિમના 'મોટા લોકો' ને જે ભય હોય છે તે ભયના ભૂતની જાળમાં ફસવું એ શું તેનો શોપેનહોરને ગંધ સરખો પણ નહોતો ! તેણે ઉપનિષદ્ની ઉત્તમતા અને વેદાંત મતની સર્વોપરિતા પોતે ખ્રીસ્તીધર્માવલંબી છતાં ઘરને છાપરેથી ઢંઢેરો પીટીને જાહેર કરી હતી. અને પોતે તે સિદ્ધાંતનો પ્રતિપાદક, પ્રચારક તેમજ ફિલસુફ બન્યો હતો. આથી જો કે તેમના સહવર્તી ફિલસુફોમાં તેની પ્રતિષ્ઠા ઓછી થઇ હતી, તો પણ કાલાંતરે તેની વાતમાં સત્યનું સંગીન તત્ત્વ હતું તે સ્વીકારાયું હતું અને તેની કીર્તિ યુરોપમાં એક નવીન મતની ફિલસુફી અથવા તત્ત્વજ્ઞાનનું નવું દર્શન સ્થાપનાર તરીકે દૃઢ સ્થાપિત થઇ હતી. પુરાણકાલના આર્ય ધર્મમાં જે સૌથી સુંદર છે તેના સાર રૂપ ઉપનિષદ્ છે અને તેના પ્રચારથી યુરોપમાં–હાલના આપણા થઇ પડેલા જર્મનો–માં આર્યાવર્તની પુરાતન સંસ્કૃતિ–સભ્યતા માટે જે માન છે તે સારૂ ધન્યવાદનો સૌથી મોટો હિસ્સો નિઃસંદેહ શોપેનહોરને ઘટે છે.

આવા એક મહાપુરૂષનું જીવનચરિત્ર આપવું એ આવશ્યકજ છે. અને ગુજરાતી ભાષામાં હજી સુધી તે અત્યાર લગીમાં પ્રગટ થયલું હમારા જાણવામાં નથી તેથી તે સહર્ષતાથી આપવું એ હમે હમારૂં ખાસ કર્તવ્ય ગણીએ છીએ.

### બાલ્યાવસ્થા–પરસ્પર વિરૂદ્ધ સ્વભાવનાં માતાપિતા.

શોપેનહોરનો જન્મ ડેનઝીગ.* નગરમાં ૧૭૮૮ ની તા. ૨૨ મી ફેબ્રુઆરીએ થયો હતો.

* પૂર્વ પ્રશીયાનું આ મુખ્ય બંદર છે અને તે કિલ્લેબંદ છે. ૧૭૯૮ સુધી તે પોલેંડના તાબામાં હતું પરંતુ પોલેંડ સ્વતંત્ર મટીને રશીયા તથા પ્રશીયાને તાબે થયું ત્યારે પ્રશીયાને ભાગમાં આ બંદર આવ્યું.

તેના પિતા શરાફ હતા અને તે ધંધો વંશપરંપરાનો હતો. તેનો પિતા હેન્રી ફ્લોરીસ શોપેનહોર અસલ બુદ્ધિનો, દૃઢ વિચારનો તથા પોતાના નગરની સ્વતંત્રતાનો મહા અભિમાની હતો. તેથી જ્યારે ૧૭૯૩ માં એ સુરક્ષિત નગર પ્રશીયાને શરણ ગયું ત્યારે પરતંત્ર થવા કરતાં તે સહકુટુંબ તથા પુંજી અને ધંધો પણ સાથે લઈને સ્વનગરને છેલ્લા પ્રણામ કરીને હેમ્બર્ગ આવ્યો ગયો. આપણા નાયકની માતા સાથે એના પિતાનું લગ્ન, પિતાની ૪૦ તથા માતાની ૨૦ વર્ષની વયે, ઇ. સ. ૧૭૮૬ માં થયું હતું. વ્યાપાર તથા દેશપરદેશોના સંસ્કારોને લીધે પિતા ઉદાર વિચારનો હતો. જ્યારે શોપેનહોર એની માતાના ગર્ભમાં હતો તે વેળાએ સગર્ભા પત્ની સહિત તેનો પિતા પશ્ચિમ યુરોપને પ્રવાસે નીકળ્યો. તેનો હેતુ એ હતો કે ગર્ભિત બાલક ઇંગ્લંડમાં હોઇએ તે પ્રસંગે જગતમાં પ્રકાશિત થાય તો સારૂં; પરંતુ માતાની નાજુક તબીયતને લીધે તે હેતુ પાર પાડી શકાયો નહીં. ઇંગ્લંડની સ્વતંત્રતા તથા પ્રજારાજ્યને લીધે તેને ઈંગ્લંડનો પક્ષપાત હતો. જો કે પુત્ર ઈંગ્લંડમાં જન્મી ન શક્યો તોપણ તેણે પુત્રને અંગ્રેજી, ફ્રેંચ તેમજ જર્મન એ ત્રણે ભાષાઓમાં એજ રૂપે હસ્તી ધરાવતાં એવાં " આર્થર " નામનું અભિધાન કીધું. આર્થરની પછી તેને એક નાની બ્હેન ( એડીલ ) પણ ૧૮૯૬ માં થઇ હતી. આ બે ભાઇ બ્હેનો ઉપર માતા પિતા વચ્ચેના સ્વભાવ વિરોધને લીધે સરખી અસર થઇ હતી. તેમના ( માત પિતાના ) બન્નેના માર્ગ એટલા નિરાળા હતા કે તેમનું લગ્ન સુખી નીવડ્યું ન હોતું. એકને પૂર્વ તો બીજાને પશ્ચિમજ જવાનું મન થતું. પરિણામે બાળકોની ઇચ્છાઓ તૃપ્ત થવી દુર્લભ હતી અને તેમને બચગીમાં અનેક દુઃખો પડયાં હતાં; અને તેને લીધે તેઓ બન્ને આખી જીંદગી પર્યંત ખાટા સ્વભાવનાં, નૈરાશ્યવાદી, જગતને દુષ્ટ સમજનારાં તેમજ દુઃખની નિસ્પૃહા કરનારાં રહ્યાં હતાં. આર્થરની માતા જે કન્યા તરીકે મીસ જોહના હેન્રીએટા ટ્રોસીનર નામે પ્રસિદ્ધ હતી, (જન્મ ૧૭૬૬, મરણ ૧૮૩૮) તે પણ એક વિદુષી સ્ત્રી હતી. તે પોતાના દિવસોમાં કાંઇક પ્રખ્યાતિ પામેલી ગ્રંથકાર હતી. તેણે ત્રણ નવલકથાઓ, ઈંગ્લંડ વગેરે દેશોનો પ્રવાસ તથા બીજો એક મોટો ગ્રંથ તેમજ કેટલીક નાની વાર્તાઓ લખી હતી. આ નવલકથાઓમાં તેણે ત્યાગનો ઉપદેશ વિશેષ કર્યો હતો, અને તેના ત્યાગી સ્વભાવથીજ ઘણું કરીને લક્ષ્મીનંદન સુખવિલાસી પતિના સ્વભાવ સાથે વિષમતા થઇ હશે ! માતા તરફથી કુદું અને સરસ્વતીનો પ્રસાદ ઓંધે ઉતરી આવ્યો હતો. પુત્ર તો આપણે આગળ જોઇશું તેમ પૃથ્વી પ્રસિદ્ધ થયો-પરંતુ પુત્રી એડીલ પણ એક વિદુષી ગ્રંથકાર થઇ હતી. ૧૮૪૪ માં તેણે કવિતાનો એક ગ્રંથ પ્રગટ કર્યો હતો, તેમજ ૧૮૪૫ માં " એના " નામની નવલકથા બે ભાગમાં પ્રગટ કરી હતી. ગુજરાતમાં તો ખરાબ નવલકથા પણ હજુ સુધી કોઇ ગુજરાતી વિદુષીએ લખેલી જાણ્યામાં નથી. આ વિચિત્ર સ્વભાવનાં ભાઇ બ્હેનો વચ્ચે ઘણો ગાઢ સ્નેહ હતો; અને તીખા ભાઇની હેતથી સેવા કરવામાં બ્હેને કોઇ મણા રાખી નહોતી.

### વ્યાપારમાં ફસાવવાની પિતાની યુક્તિ—પિતાનો દેહાંત.

હવે આપણે આર્થરનાં જીવનની શરૂઆત કરીએ. ૧૭૯૭ થી ૯૯ એટલે ૧૦ થી ૧૩ વર્ષની ઉમર સુધી આપણો નાયક હાવર ખાતેના પિતાના એક મિત્ર-વ્યાપારીને ત્યાં

રહીને ભણ્યો હતો. ત્યાં એને તે વ્યાપારીના પુત્ર સાથે ગાઢ મિત્રાચારી થઇ હતી. તે પછી હેમ્બર્ગ આવીને ૨-૩ વર્ષ ભણવામાં ચિત્ત રાખ્યા વિના કાઢી નાંખ્યાં. ૧૫ વર્ષની વયેજ તેના પર વિદ્યાદેવીની પ્રસન્નતા દેખાવા માંડી; પરંતુ પિતા એક શુદ્ધ વ્યાપારી હતો અને લક્ષ્મીદેવીને બદલે સરસ્વતી દેવીની આરાધના થાય એ તેને પસંદ નહોતું.' તેથી પિતાએ પુત્રને કહ્યું કે ભણવું હોય તો ભણવાઓ ભણો નહીં તો પ્રવાસે ચાલો ( કે જેથી અભ્યાસ છુટી જાય અને તે પર વૈરાગ્ય થાય! ) પુત્ર જાળમાં ફસાયો અને ૧૮૦૩ માં કુટુંબ પ્રવાસે ઉપડયું. તેઓ ૭ મહીના ઇંગ્લંડ રહ્યા. સ્વતંત્રગામી શોપેનહોરને ઇંગ્લંડમાં ગમ્યું નહીં અને તેની પ્રજાની અતિ નિયમિત કાર્ય કરવાની રૂઢી પણ રૂચી નહીં. એકાંતપ્રિય શોપેનહોર કોઇને મળતોજુલતો નહીં તેમ કોઇની સલાહ પણ માન્ય કરતો નહીં તેથી તેની માતાને વારંવાર ઠપકો આપવો પડેલો. આ સાક્ષાત્ કપિલ છે એવું જ્ઞાન એ દેવહુતિને કોઇ કહીને આપ્યું હતે તો ઠપકાનો આ પ્રસંગ આવતે નહીં! ફ્રાન્સ, ઓસ્ટ્રિયા, હોલેંડ અને ઇંગ્લેંડની મુસાફરીથી પાછા ફર્યાં બાદ પિતાએ શોપેનહોરને ૧૮૦૫ માં એક વ્યાપારીની ઓફીસમાં કામ શીખવા બેસાડયો. ( આ દેશની પેઠે યુરોપમાં વ્યાપારીઓના પુત્રો જન્મથી હોશીયાર હોતા નથી તેથી તેમને પોતાની ખુરસી આપતાં પહેલાં ઠેઠ શરૂથી વ્યાવહારિક વ્યાપારી જ્ઞાન આપવાનો રસ્તો છે ). તેમ થયાને ૩-૪ માસ ન થયા એટલામાં તો પિતાનું મગજ ખસી ગયું અને તે નહેરમાં પડી મરી ગયો અથવા આત્મઘાત કર્યો. આ મરણથી વિદ્યાવિલાસી માતા તેમજ પુત્રને પોતાની બુદ્ધિની સ્વાભાવિક દિશાનો માર્ગ સરલ થયો. પુત્ર આર્થરને તેણે વિદ્યાપ્રાપ્તિમાં પ્રવૃત્ત થવા પ્રેરણા કરી અને તે, તે સારૂ ગોથા ગયો. પણ ત્યાં પણ કુતરાની એ પૂંછડી સકણી રહી નહીં. પોતાના શિક્ષકની તેણે એવી સજ્જડ મશ્કરી કરી કે તેને તરત કાઢી મૂકવામાં આવ્યો. માતા પણ હેંબર્ગથી વીમર ગઇ. આ વખતે, તે હજી યુવાવસ્થાના બ્હારમાં હતી-૪૦ ની અંદર હતી.

## વિધવા મીસીસ શોપેનહોર અને પ્રખ્યાત ગીથીનો મેળાપ.

ગીથી ( Goethe ) અહીં, વીમર પ્રાંતના રાજા (ડયુક) ચાર્લ્સ ઓગસ્ટસનો પ્રધાન હતો. ૧૭૭૫ થી તે અંત પર્યંત (૧૮૩૨) સુધી ગીથી વીમરમાંજ હતો. જેમ હાલમાં બંગાલમાં રવીન્દ્રનાથ અદ્વિતિય સાહિત્યાચાર્ય ગણાય છે તેમ જર્મનીમાં ૧૮ મી સદીના છેલ્લા તથા ૧૯ મીના પહેલાં ભાગમાં ગીથી, સર્વાનુમતે અદ્વિતિય ગણાતો. એથી વીમર એક ઋષિધામ, એક વિદ્યાપીઠ જેવું થઇ પડયું હતું. વિધવા મીસીસ શોપેનહોરનું તે તરફના ગમનનું કારણ એજ પ્રભાવશાલી મહાવિદ્વાનનું આકર્ષણ હતું. ગીથીની તે વીમરમાં એક પટ્ટશિષ્યા બની અને વિદ્યાવિલાસી જનોને મળવાનાં 'સાલોં' તરીકે, મીસીસ શોપેનહોરનું મકાન, સારી પ્રખ્યાતિમાં આવ્યું. બીજી તરફ આર્થર પણ બેસી રહ્યો નહીં. તે પણ વિદુષી માતાનો પુત્ર હતો. નિશાળમાંથી હડધુત થયો એટલે તેણે પેસો નામના ગ્રીક ભાષા અને સાહિત્યના એક સારા વિદ્વાનનો આશ્રય લીધો અને તેના હાથ તળે બંનથી ગ્રીક સાહિત્ય-જે પ્રાચીન સાહિત્યમાં સર્વોત્તમ છે, અને નવીન પાશ્ચાત્ય સાહિત્ય માત્રની હજી એ પ્રેરણા રૂપ છે-નો અભ્યાસ કર્યો. તે એવો સરસ કે માત્ર બે વર્ષમાં તો તે ગ્રીક ભાષા તથા સાહિત્યનો પ્રખર પંડિત થઇ પડયો!

૧૮૦૯ માં ૨૧ વર્ષની વય થતાં, તેની માતાએ તેને કાયદા પ્રમાણે, પિતાની મિલ્કતનો ત્રીજો હિસ્સો તેને સોંપ્યો જેનાં વ્યાજ તરીકે તેને વરસે દોઢસો પાઉંડ મળતા થયા. આ આવતી આવકથી તેને ચઢતો અભ્યાસ કરવાની સરલતા થઇ, અને તે ગોટીંજનની પ્રખ્યાત યુનીવર્સીટીમાં દાખલ થયો. તેણે ફીલ્સુફીનો વિષય લીધો અને પ્રાચીન ગ્રીક તત્વજ્ઞ પ્લેટો ( અફલાતુન ) તથા અર્વાચીન જર્મન તત્વજ્ઞ કાંટના ગ્રંથોનો અભ્યાસ કર્યો.

## નૈરાશ્યવાદી થવાની શરૂઆત.

નૈરાશ્યવાદી વિચારકોનો શોપેનહોર આચાર્ય છે. અને એ નૈરાશ્યવાદનો રોગ—એ બીજું શું છે ?—લાગુ પડવાની શરૂઆત આ તબક્કે તેને થયલી લાગે છે. તેના લેખોમાં દુન્યા દોજખ છે અને બાજી બગડતીજ ચાલી છે, સ્ત્રીઓ કમજાત અને પુરૂષો બદમાશ છે, અને મુક્તિનું એકજ સાધન આત્મઘાત છે ઇત્યાદિ વાતો બહુજ સુંદર રીતે યુક્તિપૂર્વક લખી છે. આનું એક કારણ એ પણ છે કે તે પોતાનીજ ધુનમાં મસ્ત રહેતો. કોઇને મળતો મૂકતો નહીં. તેને બધા મૂર્ખ અને દમ વગરનાજ લાગતા. એ એના મનોરાજ્યમાં રાજ્ય કરતાં પરવારતોજ નહીં. એના સારા મિત્ર કે ઓળખીતામાં દુન્યામાં બેજ હતા, તેમાં એનો ખરો જાની મિત્ર તો એની જાતનો પણ નહોતો. તે એક ન્હાનો કૂતરો હતો જેની સંગતમાં તે ગામમાં ભટક્યા કરતો ! મનુષ્યો સાથે સરલ સંવાદ કરવાની એને ટેવ હતે તો એને જગત્ માટે બહુ ઓછો તિરસ્કાર હતે પરંતુ તે એના ભાગ્યમાં નહોતું. રડવામાંજ એને આનંદ આવતો ! તેથી એ મહાદુરાગ્રહી સ્વભાવનો થઇ ગયો હતો. કોઇની પણ સાથે તકરારમાં ઉતરતો તો અંતે શરત ! પર વાત આવી જતી. અને શરત બકતાં, તે ઘણું ખરૂં હારીજ જતો તેથી દંડ આપીને, બાદ પીઠામાં દારૂની શીશીઓના છંટકાવથી ઠંડો પડવા જતો ! આ બાલ્યાવસ્થામાંજ એણે મક્કમ ઠરાવ કર્યો હતો કે, સંસારની જંજાળમાં પડવું નહીં. તેના ભાગીદાર ન થતાં માત્ર તટસ્થ રહીને સિંહાવલોકન, સમાલોચના, તથા ટીકા કરવી ! એક મિત્રે કહ્યું કે આ નિશ્ચય ડહાપણ ભર્યો નથી. તેનો ઉત્તર આપ્યો કે, "જીવનની પ્રવૃત્તિની ખટપટ બહુ ભારી છે. તેથી આપણે તો તે પર વિચારજ કર્યા કરવાના !" આવી ખોપરીનો માણસ એકાંતમાં રહીને પછી ઝુરાયા કરે તેમાં નવાઇ નહીં. તેને પરિણામે તેને પોતા પર હલ્લો થવાનો ભય લાગ્યા કરવાનો પણ વ્યાધિ થયો હતો અને તે વિચાર એટલો પ્રામાણિક હતો કે એ ભય આવી ચઢે તેના ઉપાય તરીકે રાતના તકીયા તળે હમેશાં કાર્તુસથી તૈયાર ભરેલી બંદૂક મૂકીનેજ સુતો !

હવે એના વિદ્યાભ્યાસની પ્રગતિ તરફ વળીયે. ગોટીંજનમાં ૨ વર્ષ રહી તે બર્લીન ગયો અને ત્યાંની યુનીવર્સીટીના મહાવિદ્વાન્ પ્રોફેસરો જેઓ પોતે નામાંકિત ફીલ્સુફો હતા તેમનાં ભાષણો સાંભળ્યાં. ફીચ્ટનાં ફીલ્સુફી સંબંધી ભાષણો તેણે સાંભળ્યાં એટલુંજ નહીં પણ તેણે તેની ' નોટ ' પણ ઉતારી લીધી હતી; જે પરથી તે ભાષણો પ્રગટ કરવામાં આવ્યાં હતાં. પ્રથમ તો તેને એ ફીલ્સુફ માટે બહુ માન હતું પણ પાછળથી તેનો તે વિરોધી થઇ પડયો હતો અને તેના વિષે બોલતો ત્યારે એની મેળે ગાળો દેવાઇ જતી હતી ! બર્લીનમાં તે ૩ વર્ષ ( ૧૮૧૧-૩ ) રહ્યો. તે અહીં એકલવાયો અને દુઃખીયો હતો તેમાં કોઇનો કસુર નહોતો.

## નેપોલીયનની સામા થવાનું માંડી વાળ્યું.

આ વિચિત્ર મૂર્તિનો એક શોખ બર્લીનમાં મનુષ્યના નૈતિક તથા શારીરિક ગુણો વચ્ચે કાર્યકારણનો પરસ્પર સંબંધ કેટલે અંશે છે તેની શોધખોળ કરવાનો હતો. તે સારૂ તે બર્લીનની એક ધર્માદા હોસ્પીટલમાં ત્યાંના દુઃખી દર્દીઓને તપાસવા જતો ! આ અરસામાં નેપોલીયન બોનાપાર્ટે જર્મન રાજ્યોને એકપર એક છતો વડે હચમચાવી મૂક્યાં હતાં. જર્મનોનું સ્વદેશાભિમાનનું લોહી તરાળ થાય એટલું ઉકળ્યું. દરેક યુવક સ્વયંસેવક બનીને, ફ્રેંચ સામે ધસવા ઉપડી જતો. શોપેનહોર પણ બીજાનું જોઇને જરા ઉકળ્યો; અને તે એટલે સુધી કે લડાઇમાં માતૃભૂમીનું રક્ષણ કરવા નેપોલીયનની સામે થવા માટે તેણે બે બંદુકો પણ વેચાતી લીધી; પણ આ બાબત પર ફરીથી વિચાર કીધો. તેણે પોતાના મનને પૂછ્યું કે આ લડાઇ શાને લીધે થાય છે ? અને, મને ઉત્તર આપ્યો કે દુર્બલો પર સત્તા ચલાવવાની સબલોની ઇચ્છાને લીધે આ વિરોધ થાય છે. શોપેનહોરે મનમાં તકરાર કરી કે મનુષ્ય માત્રની પરે પર સત્તા-એ હુકમી-જુલમ ચલાવવાની ઇચ્છા છે. બધાજ અંતરથી બદમાશ છે, નેપોલીયન પણ તેમાંનોજ એક છે, અને બધા એવાજ છે. તે કરતાં એ વિશેષ નથી. ચાલે તો બધાજ નેપોલીયન થાય-માત્ર પ્રસંગ અને શક્તિ ન હોવાથીજ તેઓ નેપોલીયન જેવું કામ કરતાં અટક્યા છે. ઇચ્છાની ખામી નથી. ત્યારે નેપોલીયનની શી કસૂર ? ત્યારે એની સામે લડવું એ પણ વગર કસૂરે સજા કરવા જેવું છે. "નેપોલીયનથી દુર્બલ મનુષ્યોથી તેની પેઠે સત્તા ચલાવાતી નથી ત્યારે તેઓને ન્યાયી હોવાનો, પોતાની દુર્બલતા ઢાંકવા દંભ માત્ર કરવો પડે છે." આ વિચાર પરંપરાનું પરિણામ એ આવ્યું કે હથીઆરો તેણે છોડી દીધાં, અને હંબર્ગની સ્વતંત્રતા સાચવી રાખવાનું ક્ષુદ્ર કામ ત્યાંના સૈનિકો તથા રાજદ્વારીઓને સોંપી તે વીમર ચાલ્યો ગયો. ત્યાંથી તે એક એવે ગામડે ગયો કે જ્યાં તેને કાને સૈનિકોનો ઢોલ તાસાંનો અવાજ પણ સાંભળવાનો પ્રસંગ આવવાનો નહોતો. અહીં તે એક વીશીમાં ઉતર્યો-અને જ્યારે સમસ્ત યુરોપ પોતાની સ્વતંત્રતાનું રક્ષણ કરવા પોતાના સર્વસ્વનું ભોગ આપતું હતું ત્યારે શોપેનહોર, વીમરની લાઇબ્રેરીનાં પુસ્તકોની મદદ વડે "ડોકટર ઓફ ફીલોસોફી" ની ડીગ્રીની પ્રાપ્તિ કરવાને, ફિલ્સુફીના કોઇ વિષય ઉપર અસલી વિચારોથી ભરપૂર એક નિબંધ લખવા નીરતિ બેઠો !

( અપૂર્ણ ).

---

અમેરીકાનો નવો પ્રેસીડંટ વીલ્સન એક અદ્વિતીય હાજરજવાબી, હસમુખો, મશ્કરો છે. મી. વુડરો વીલ્સન ચેઇનગ્લાસ-ફેશન લટકતા ચશમાંના કાચ પહેરે છે. એકદા એક સાથે તેને વાદવિવાદ થતો હતો. તે દરમીયાન વાદવિવાદ કરનારાએ પેલા ચશ્માના કાચની જોડ નાકના પૂલ પરથી હેઠે ઉતરીને છેક નાકની અણી આગળ આવી પડેલી જોઇ. પ્રેસીડંટને તેણે કહ્યું-ગવર્નર, તમારા ચશ્મા તો લગભગ તમારા મોં આગળ આવ્યા છે ! જુવો તો ખરા !

પ્રેસીડંટ વીલસને તરત જવાબ આપ્યો કે તે યોગ્યજ છે. હું શું બોલું છું તે હું જોવા માંગુ છું !




ઘણે લાંબે કાળે એક ખરા મહાત્માનો દેહાંત થયો છે. મૃત પુરૂષોનાં મરણની નોંધ લેવાનો હમારો નિયમ નથી. પરંતુ રા. દામોદર સુખડવાળાનું જીવન હમને એટલું આદર્શ અને રમણીય લાગ્યું છે કે એંદનાં અશ્રુથી નિવાપાંજલિ કર્યા વિના રહી શકાતું નથી. રા. દામોદરદાસ કાંઇ મહાન્ વિદ્વાન્ નહોતા, લેખક નહોતા, વક્તા નહોતા,

**સ્વ. દામોદર ગોવર્દ્ધનદાસ સુખડવાળા.**

સર કે રાવબહાદુર પણ નહોતા, કરોડાધિપતિ નહોતા. મુંબઇના અનેક લક્ષાધિપતિઓમાં એક માત્ર હતા. છતાં તેમને માટે સામાન્ય પ્રજાને ભલા ભલા દરજ્જેદાર, છટાદાર, પૈસાદાર પુરૂષો કરતાં અતિ વિશેષ અંગત માનની લાગણી હતી. તેનું એક કારણ બેશક એમનો ઉદાર સ્વભાવજ છે. કોઇ પણ ઉત્તમ કામ માટે તેમને મદદની માંગણી વ્યર્થ ન જતી. વિદ્યાવૃદ્ધિ પર તો તેઓ રિઝ્યા હતા. "પીપલ્સ ફ્રી રીડીંગ રૂમ એન્ડ લાઇબ્રેરી" ના સ્થાપક તથા ચાલક તરીકે તેમણે પોતાનું નામ અમર કર્યું છે. સ્થળે સ્થળે મફત વંચાવવાની લાઇબ્રેરીથી પ્રજાને જ્ઞાની કરવાની આ મુંબઇમાં પ્રથમજ સંસ્થા હતી કે જેનું અનુકરણ હવે સ્થળે સ્થળે થયું છે. અનેક વિદ્યાવર્દ્ધક સંસ્થાઓને તેમની ચાલુ ઉદાર તથા સંગીન મદદ હતી. અનાથાલયો માટે પણ હજારો રૂપીયા કાઢી આપ્યા હતા. અને પ્રગટ કરતાં પણ અપ્રગટ નામે તેથીએ વિશેષ દાન આપતા. લોકો આશ્ચર્ય પામતા કે આટલું બધું ધન આવે છે ક્યાંથી ? તેનું કારણ તપાસતાંજ તેમને માટે માનમાં વૃદ્ધિ થાય છે. તેમને અંગત ખર્ચ બહુજ ઓછો હતો. જીવનના ઉત્તર ભાગમાં માત્ર દુધ તથા ફલાહાર કરતા અને પોતા પાછળ કુલ ખર્ચ વર્ષે લાખોના કમાનારને બે હજારથી બહુ વધારે નહોતો. તેઓ જગતનું ભલું કરવું એનેજ જીવનનું સાર્થક્ય માનતા અને ધન કમાતા તે પરદુઃખભંજનનાજ કામમાં આપવા. પરંતુ એમની દાનબુદ્ધિનેજ લીધે કાંઇ એમના પ્રખ્યાતિ નહોતી. દાનેશ્વરી તો ઘણા હોય છે. બીજાના ધનની પેઠે એમનું ધન બીજાને મારીને-ઠગીને મેળવેલું અશુદ્ધ નહીં પણ ઉઘાડી રીતે, પ્રામાણિકતાથી પ્રાપ્ત કરેલું હતું. તેઓ કદાપિ દંભ, ડોળ, કે અપ્રામાણિક હેતુના કોઇ પણ કામમાં પોતાના નામનો પણ ઉપયોગ થવા ન દેતા, એટલુંજ નહીં પણ તે ઉઘાડું પાડવા ઇચ્છતા. તેઓ થોડાજ સિદ્ધાંતો જાણતા પણ તે બહુ જાણનાર કરતાં અતિ વધારે પૂર્ણપણે પાળતા એજ તેમને માટેના માનનું મુખ્ય કારણ છે. સંસારસુધારાની આવશ્યકતા, દેશોદયની દૃષ્ટિથી એમણે બહુ સરસ પીછાની હતી અને તે કામને એમની ઉંડી લાગણીનો તેમજ નામનો નિરંતર ટેકો હતો. અમેરીકા તથા અતિપૂર્વના ચીન-જાપાન દેશોના પ્રવાસથી તેમની દૃષ્ટિ બહુ વિશાલ થઇ હતી. ધર્મના નામનો, સ્વાર્થ સિદ્ધ કરવાના હેતુથી દુરૂપયોગ કરનાર માટે તેમને અપ્રતિમ તિરસ્કાર હતો, અને તે દર્શાવતાં તેઓ અમુકના શત્રુ થવાની ધાસ્તી ધરાવતા નહીં. સસ્તો યશ - ખાટવાની એમની કદાપિ ઇચ્છા નહોતી.

ઉંચી કેળવણી નહીં લીધેલી હોવા છતાં એમના જેવા સંસ્કારી, ઉદાર તથા વ્યાપક વિચારનો એમના મુકાબલાનો કોઇ વ્યાપારી આ ઇલાકામાં હોવાનું હમારી જાણમાં નથી–જો 'હીરાબાગ' વાળા શેઠ માણેકચંદ હીરાચંદને બાદ કરીએ તો. એમનું 'વ્યક્તિત્વ' કેટલું બલિષ્ઠ હશે તે એમની જૂના વિચારની જ્ઞાતિએ એમને પરદેશગમન સારૂ પ્રાયશ્ચિત ન કરવા છતાં જ્ઞાતિમાં ઍંતિ દાખલ કરવાની જરૂર જોઇ તે પરથી સહજ સમજાશે. એમના મરણથી અનેક પરોપકારી સંસ્થાના સ્થંભો નબળા પડશે. એમની જગ્યા પૂરે એવી કોઇ વ્યક્તિનું નામ આપવા હાલ તો હમે અસમર્થ છીએ. ધનાઢ્યો બહુ તો ધન આપવામાં ઉદાર હોય છે, પરંતુ વિચારમાં તો તેઓ ઉદાર હોવા વિરલજ છે. તેમ હોય તોએ આચાર શુદ્ધ હોવા તેથીએ કઠિન છે. અને સ્વ. સુખડવાળા એ સઘળાથી સંપન્ન હતા, છતાં સાદાઇ અને નમ્રતાની સાક્ષાત્ મૂર્તિ હતા,–અને એ સઘળું બડી કિતાબોની મદદ વિના અકબરની પેઠે માત્ર બુદ્ધિનાજ ઉપયોગથી જ્ઞાનીની પંક્તિમાં આવ્યા હતા. આથીજ હમે એમને એક મહાપુરૂષની કોટિમાં મૂકીએ છીએ. પ્રભુ એમના આત્માને શાંતિદાન કરો !

× × × ×

**થીઑસૉફી અને જ્ઞાતિખંડન.**

થીઑસૉફીકલ સોસાયટીને ઘણાક સંસાર સુધારણાની શત્રુ માનતા. એ સંસ્થાની નાયિકા અદ્‌ભુત વિદુષી મીસીસ એનીબીસેંટનાં કેટલાંક દ્વિઅર્થી વચનો તે મતને કાંઇક પુષ્ટિદાયક જણાતાં. સર્વથા જૂના વિચાર તથા સંરક્ષક પદ્ધતિનો તો તેણે સ્વીકાર કદિપણ કર્યો નહોતો. તેનો હેતુ સંસારસુધારણાના કામમાં સંરક્ષક વૃત્તિના પંડિતોને પણ પોતાની સાથે લેવાનો હોવાથીજ તે હાથે કરીને સંસારસુધારણાની બહુ તીક્ષ્ણ રીતે તરફદારી કરતી નહીં. તો પણ મુખ્ય સુધારાઓ પ્રતિ તેની સહાનુભૂતિ પ્રથમથી હતી. વિધવાવિવાહ વિષે પણ તે નજ કરવાં, તે પાપ છે, સ્રીને હક્ક નથી, તેથી સ્રીઓ ધણીને ઝેર આપીને ભાગી જશે, કેટલાંક શાસ્રો પ્રતિબંધ કરે છે તેથી તે વાત ન્યાય વિરૂદ્ધ હોય તોપણ અધમ છે ઇત્યાદિ વિરોધીઓની દલીલોને તેની તરફથી ટેકો નહોતો. બહુ તો તે માત્ર ન થાય તો સારૂં એટલુંજ કહેતી. પરંતુ પુનર્લગ્ન કરનારી સદાચારી વિધવાને તો ધન્યવાદજ આપતી. દેવદાનવો, મહાત્માઓ, આદિ કેવલ ધાર્મિક બાબતો વિષે તેના તથા થીઓસોફીસ્ટ બંધુઓના વિચારો ઘણે અંશે નહીં ખાસ હીંદુ કે નહીં બીજા ધર્મના પરંતુ સ્વતંત્ર, મિશ્રિત અથવા નીરાળાજ છે; પરંતુ સંસારસુધારણાના પ્રકરણમાં તો તેણે તથા તેની સાથે થીઓસોફીસ્ટ બંધુઓએ, હવે કેવળ જૂના વિચારનાઓ સાથે છુટાછેડાજ કર્યા છે. તે બિના બતાવે છે કે કેવલ જૂના વિચારના પુરૂષો હવે હીંદુ સમાજના વિચારશીલ વર્ગમાં બહુજ થોડા અવશેષ રહેલા હોવા જોઇએ. ૧૮૯૩ માં ઇંગ્લેંડની તે સૌથી વિદુષી તથા મહાવક્તા બાનુએ હીંદમાં પગ મુક્યો ત્યારથી તેણે દેશની તનમન અને ધનથી જેટલી સેવા કરી છે તેટલી બીજી કોઇ અંગ્રેજ બાઇએ કરી હોય એ હમારા જાણ્યામાં નથી. તેણે વહેમોને આડકતરી રીતે કેટલુંક ઉત્તેજન આપ્યું હશે અને પરલોક વિષે કેટલાક વિચિત્ર અને સમજ નહીં પડતા વિચાર ફેલાવવા શિવાય કાંઇ પણ એવું કામ નથી કર્યું કે જેથી આ દેશની ઉન્નતિનો માર્ગ સરલ થયો નહીં હોય. સેંટ્રલ હીંદુ કૉલેજમાંથી બાળલગ્નનો તેણે નિષેધ કર્યો હતો. પરદેશગમન શાસ્ત્ર વિરૂદ્ધ હોવાની વાત તો ક્યારનીય હસી કાઢી હતી. હવે કૉલેજનો

સંબંધ છૂટો થતાં તેણે આગળ પગલાં ભર્યાં છે. તા. ૨૦ મી સપ્ટેંબરની અદ્યાર ખાતેની સભામાં તેણે થીઓસોફીસ્ટો તથા બીજાઓને નિમ્ન લિખિત વચન લેવા લલચાવ્યા હતાઃ—

૧—જ્ઞાતિબંધનનો અનાદર કરવો.

૨—પુત્રોને ૧૮ તથા પુત્રીઓને ૧૭ વર્ષ પહેલાં પરણાવીશ નહીં. (આ વાંચી ૧૨ વર્ષે રજસ્વલા થતાં ઋતુદાન થવુંજ જોઇએ એવા 'શાસ્ત્રીય' મતનું પ્રતિપાદન કરનારા પેટલાદના રા. હીરાલાલ મ. શ્રોફ જેઓ થી. સો. ના ફેલો છે તેઓ શું સોગન નહીં ખાય?)

૩—પુનર્લગ્ન કરનારી વિધવાઓ સાથે વ્યવહાર તોડી નાંખવાનાં પગલાં ભરવામાં આવે તે સામે થવું અર્થાત્ તેમને ન્યાત બહાર મૂકે તો તેની વિરૂધ્ધ થવું અને મૂકાય તોપણ તે વિધવા સાથે પૂર્વવત્ સામાજીક વ્યવહાર રાખવો.

૪—પ્રજામાં કેળવણીનો પ્રચાર કરવો.

૫—સામાજીક તથા રાજદ્વારી બાબતોમાં રંગભેદ—ગોરા કાળા—નો અનાદર કરવો.

૬—હીંદી પ્રજાકીય કોંગ્રેસના વડપણ હેઠળ ધાર્મિક, સામાજીક, તથા રાજદ્વારી આદિ ઉન્નતિ કરનારાઓમાં એકતા કરવી.

૭—મારી પત્ની તથા કુટુંબની સ્ત્રીઓને કેળવણી આપવી. **પરદો કાઢી નાંખવો.**

મીસીસ બીસંટને સહસ્ત્ર ધન્યવાદ છે! થીઓસોફીસ્ટોને પણ અનેક અભિનંદન છે. દૂધમાં ને દહીંમાં પગ રાખવાનો તેમના પર જે આક્ષેપ હતો તે હવે દૂર થયો છે. ભ્રાતૃભાવનો મહા સિદ્ધાંત અત્યાર સુધી તેમની નિયમાવલીમાંજ હતો. તેનું હવે તેમના જીવનમાં ઉત્તરણ થયું છે. તેમાં જ્ઞાતિબંધન માટે એ વિદ્વાન્ સમૂહે જે સ્પષ્ટ મત આપ્યો છે તેથી તો તેઓએ ડંકોજ વગાડયો છે. સભાને અંતે સઘળાએ સાથેજ ચા પીધી હતી—વર્ણનો ભેદ રાખવા વિના. આ પ્રમાણે દસ્તાવેજ પર કર્મની સીલમ્હોર સ્ટાંપ મારીને તેઓએ વ્યાવહારિક થવાની પ્રમાણિક ઉત્કંઠા સિદ્ધ કરી આપી છે. થીઓસોફીસ્ટો ચાર મૂલ વર્ણજ માને છે, પરંતુ તેઓ ચાર જુદી જુદી શીશીઓ છે એમ માનતા નથી. એક પ્રજાની ચાર વર્ણ અને ચાર વર્ણની એક પ્રજા એજ સત્ય વ્યવસ્થા છે, તે સ્મરણમાં રાખીને તેઓ વચ્ચે સાંસારિક વ્યવહાર—**યોગ્યતા પ્રમાણે** રાખવામાં કાંઇ પણ બાધ નથી. ઉલ્ટું તેમાં સંકોચ કરવો એ દેશની એકતાને છિન્ન કરવા બરોબર છે. દેશહિતૈષીઓના આ મત સાથે ધર્મના સ્થંભરૂપ ગણાતા થીઓસોફીસ્ટો સ્પષ્ટ રીતે અંતે મળતા થયા છે એ જાણીને અમને પરમ સંતોષ થાય છે. ઘણું કરીને હવે એકજ જણ (એક ગુજરાતી અંધવાડીયું છાપું) સંસારસુધારાની સર્વથા વિરૂદ્ધ રહ્યું છે. આખી દુન્યાની વિરૂદ્ધ મત આપીને તે દર અઠવાડીએ પોતાના મનથી સભા જીતે છે. તે તેની માન્યતાનાં સ્વર્ગમાં ભલે ચમન કરે. હમને દ્વેષ નથી! (આ લખાણ ગતાંકમાં સ્થલાભાવથી રહી જવાથી આ વખતે પ્રગટ કર્યું છે.) તે પછી મીસીસ બીસંટે જ્ઞાતિ સંબંધી એક સુંદર લેખ 'ઇંડીયન રીવ્યુ'માં લખ્યો છે. તેનો સાર આ પત્રમાં અન્યત્ર આપ્યો છે.

× × × ×

**કેદમાં ન જવું પડે તે માટે કાયદામાં સુધારો.**

આ શિર્ષક દર્શાવેલી યોજના–સુચના ઇંગ્લંડના સ્વદેશખાતાંના પ્રધાન, અને "ભિખારી-ઉંદરવાળા" મતા- ભિક્ષાર્થિની સફ્રેજેટ સ્ત્રીઓને છોડ પકડ કરવાના કાયદાના જાણીતા રચયિતા મી. મેકેનાએ પોર્ટ નેવીનીટ ખાતે એક ભાષણમાં રજુ કરી હતી એમ રૂટર કાંઇ તા. ૮ મી અક્ટોબરના તારમાં આપણને જણાવે છે. ઘણા પરા અપરાધીઓને કેદ ઉપરાંત અથવા તેના બદલામાં દંડની સજા કરવામાં આવે છે; પરંતુ તેઓ તરત તે આપવા અસમર્થ હોવાથી તેમને તેને બદલે કેદમાં જવું પડે છે. એવી ગણતરી કરવામાં આવી છે કે ગયે સાલ કેવલ દંડ તરત ભરવાની અસમર્થતાને કારણેજ આશરે દોઢ લાખ જે અપરાધીઓને દંડની સજા કરવામાં આવી હતી તેમાંના અર્ધ ઉપરાંત એટલે એંશીહજાર આસામીઓને કેદખાનાનું સેવન કરવું પડ્યું હતું. મી. મેકેનાની યોજના એવી છે કે, જેઓ અસમર્થ હોય તેમને હફતાથી દંડ ભરવાની તક આપવી અને તે સારૂ પાર્લામેંટમાં કાયદો પસાર કરવો. આ સૂચના પ્રમાણમાં નાની બાબતોમાં સૌથી ઉપયોગી તથા શુભપરિણામજનક છે. કેદખાનું કાંઇ ઉત્તમ શાલા નથી. બદમાશોનો કુસંગ કરવાની એ સ્થળ જેવી તક બીજે નવા અપરાધીઓને મળતી નથી. કારાગ્રહનાં સેવનથી, નાજુક લાગણીઓ બ્હેર મારી જાય છે, દુષ્ટ રીતે કેદીઓ સાથે વર્તણુક ચલાવવામાં આવતી હોવાથી પોતે પણ દુષ્ટ થઇ જાય છે અને કેદખાનાંનો તેની દિવાલ બ્હાર જે ભય હોય છે તે તેની અંદર જતાં અભ્યાસ, સંસ્કાર તથા પ્રત્યક્ષ દર્શનથી ભાગી જાય છે. તાડનની આ વ્યવસ્થા અનેક દોષયુક્ત છે. તેમ હોવાથી જેમ ઓછી સંખ્યાને એ નરકાલયમાં મોકલવી પડે તેમ વધારે સારૂં. દંડના હફતા ભરવા પડવાથી લાંબો વખત અપરાધીને શિક્ષાનું સ્મરણ થશે. પ્રજા પર તેમના નિર્વાહનો ભાર ઓછો થશે અને તેને કેદમાં ન જવું પડવાથી ભવિષ્યમાં તે વારો ન આવે તેની સંભાળ ખાસ લેશે. હમારો નમ્ર મત તો એવો છે કે, દરિદ્રતાથી નાણાં ઉચાપત કરવાના, ખાલી મારાં મારીના તથા બીજા એવા કેટલાક અપરાધોમાં સ્થિતિવાળાઓને ઉચાપત કરેલી રકમથી ૧૦ કે ૧૫ ગણી રકમનો દંડ દેવો એજ ઘણીવાર કેદ કરતાં વધારે ન્યાયકર્તા થઇ પડશે. ગરીબ વર્ગને પણ પ્રમાણમાં ઓછો પરંતુ તેની શક્તિના પ્રમાણમાં ઘણો ભારે દંડ કરીને અને તેના હફતા બાંધીને બનતાં સુધી મુક્ત કરવા જોઇએ. કેદ કરતાં પણ તેના નિવાસસ્થાનમાંથી અમુક સો માઇલ દૂર પ્રદેશમાં અમુક કાલ વસવાની શિક્ષા અનેક અપરાધોમાં વધારે ઉચિત પડશે. એકદમ નફટ ઠરેલા બદમાશો માટેજ કારાગ્રહ છેવટનો ઉપાય છે. તેનાં દર્શન છેક છેવટેજ લાચારીએ, મેજીસ્ટ્રેટ તથા શેસન્સજજે કરાવવાં જોઇએ. રેફોર્મેટરીઓ હાલ માત્ર નાની વયના અપરાધીઓ માટે છે. તે મોટી વયના પ્રથમના અપરાધીઓ માટે સ્થાપીને તેની ઉપયોગિતનો વિસ્તાર વધારવો જોઇએ. અનેક પાશ્ચાત્ય દેશોમાં તેવી સંસ્થા સ્થપાઇ પણ છે. આ દેશમાં પણ તે સ્થાપવાનો તથા અપરાધીઓ માટે ' ફાર્મો ' સ્થાપવાનો વખત આવી લાગ્યો છે, તેમજ મી. મેકેનાએ સુચવેલો હફતાનો કાયદો પણ વાઇસરોયની ધારા સભાએ ત્વરાથી પસાર કરવો એ, આ દેશના અપરાધી વર્ગના ભલા ખાતર હમે અતિ ઉચિત માનીએ છીએ.

તંત્રી.

એક કુશી બંગાલી વાર્તા.

# " સ્નેહનું બળિદાન ! "

લેખકઃ— "વનવિહારી."

સતીશચંદ્રનો વિવાહ થયા પછી ત્રણ વર્ષે ત્હેની માતાએ સ્વર્ગારોહણ કર્યું છે. માતાના સ્વર્ગારોહણ પ્રસંગે સતીશની પત્ની ચારૂની ઉંમર પંચદશ વર્ષની હતી. સતીશને એક ન્હાનો બંધુ છે કે જેનું નામ સુરેશ છે. સુરેશ ચારૂના કરતાં બે વર્ષે ન્હાનો છે. ચારૂને એક સહોદર હતો કે જેનું નામ પણ સુરેશ હતું તે ચારૂનો વિવાહ થતા અગાઉ પરલોકવાસ કરી ગયો છે.

ચારૂ શ્વસુર પક્ષમાં આવ્યા પછી દિયર ઉપર ઘણી મમતા રાખવા લાગી. તથા જ્યહારે ત્હેણે એમ જાણ્યું કે પોતાના દિયરનું નામ પણ સુરેશ છે ત્યહારે તો ત્હેની મમતા દ્વિગુણિત થઇ. દિયરને જોતાંજ ત્હેનાં નેત્રોમાંથી સ્નેહાશ્રુઓ ઉભરાઇ ત્હેના ગંડસ્થળને ભીંજવી મૂકે છે.

અવકાશને સમયે ચારૂ દિયર સાથે બેસી વાતચીત કર્યા કરે છે; પોતાના સુખ દુઃખની બિના તે દિયરથી ગુપ્ત રાખતી નથી.

કેટલાક દિવસ પછી ચારૂએ સાશ્રુનયને સુરેશને જણાવ્યું કે ત્હેને એક ન્હાનો બંધુ હતો અને ત્હેનું નામ પણ સુરેશ હતું. આ બિના માલુમ પડતાં સુરેશની ચારૂ ઉપર જે પ્રીતિ હતી તે સહસ્રધા વધી પડી. સુરેશ ચારૂનાં સુખશાંતિ માટે પોતાનાથી બનતું કરવા ચૂકતો નથી.

દિન પર દિન જવા લાગ્યા તેમ તેમ દિયર ભોજાઇનો સ્નેહ વધારે ને વધારે ગાઢ થતો ચાલ્યો. સુરેશ ચારૂને બ્હેન શબ્દથી સંબોધવા લાગ્યો ત્યહારે ચારૂ સુરેશને બંધુ શબ્દથી સંબોધવા લાગી.

ચારૂના વિવાહને બે વર્ષ પૂર્ણ થવા આવ્યાં હેવામાં ત્હેની શ્વશ્રુ ( સાસુ ) નો અંતકાળ આવી પહોંચ્યો. અંતકાળે મૃત્યુશય્યા ઉપર શાયિત થયેલી શ્વશ્રુએ પુત્રવધુને બોલાવી કહ્યુંઃ—" બેટા લક્ષ્મી ! સુરૂ ત્હારોજ ભાઈ છે, હવે ત્હેની સર્વે પ્રકારની સંભાળ ત્હારેજ રાખવાની છે. તું બુદ્ધિમતી છે ત્હને વિશેષ શું કહું ?—" સુરેશને બોલાવીને ત્હેણીએ કહ્યુંઃ—" ભાઇ ! ત્હારી બ્હેનની આજ્ઞામાં રહેજે તથા બન્ને ભાઇ બ્હેન હમેશાં હળીમળીને ચાલ્યજો ! "

( ૨ )

શ્વશ્રુના મૃત્યુ પશ્ચાત્ ચારૂ ગૃહિણી થઇ. ગૃહનો સર્વ કાર્યભાર ત્હેના શિરે આવી પડયો.

સતીશ મૅડિકલ કૉલેજમાં અભ્યાસ કરે છે. કૉલેજનું ત્રીજું અને ચોથું વર્ષ ઘણું સખ્ત હોય છે. સતીશ મુંબઇમાં અન્ય વિદ્યાર્થીઓની સાથે બોર્ડિંગમાં રહીને જ અભ્યાસ કરે છે. માતાના મૃત્યુ પછી તો બે વખત કરતાં વધુ વખત સ્વગૃહે ગયો નથી, જો કે ત્હેનું ગૃહ વીરારમાં આવેલું છે તથા વીરાર અને મુંબઇ વચ્ચે કાંઇ બહુ છેટું નથી. પ્રથમ જ્યહારે સતીશ ઘેર આવ્યો ત્યહારે બંધુ અને પત્નીને સુખી જોઇ ચાલ્યો ગયો હતો. અન્ય વખત જ્યહારે એક વર્ષ પછી આવ્યો ત્યહારે ચારૂ પિત્રાલયે ગઇ હતી. આમ હોવાથી સ્વામી-સ્ત્રી વચ્ચે જે ઘનિષ્ઠ સંબંધ થવો જોઈએ તે અદ્યાપિ પર્યંત

પ્રેમમિલનના અભાવે થયો નથી. સતીશ પણ પોતાના અધ્યયન સિવાય બીજા કોઈ વિષય પ્રતિ લક્ષ્ય આપતો નથી. ચારુ બિચારી હિંદુના ઘરની લજ્જાવતી બાલિકા હોવાથી તે પતિને કંઈ કહી શકતી નથી ! ત્હેને પ્રેમપત્રો લખતાં આવડતાં નથી કે જેથી કરીને તે પ્રણય પત્રિકાઓ દ્વારા હૃદયને પોતાના પ્રતિ આકર્ષી શકે !

સતીશની પરીક્ષા નજીક આવી પહોંચી. ત્હેને પાસ થવાની ખાત્રીજ હતી. અને આ પાસ થઇને ત્હેનો વિચાર મુંબઇમાં જ કોઇ સારે સ્થળે નોકરી મેળવવાનો હતો, આથી કરીને હવે પત્ની તથા બંધુને મુંબઇ તેડાવ્યા સિવાય છુટકો ન્હોતો.

ચારુના પુનઃ શરીર આવ્યાના સમાચાર સુરેશ તરફથી મળતાં જ સતીશ ઘેર આવ્યો. ઘર આગળ જે ત્હેમની સંપત્તિ હતી ત્હેનો સર્વ કાર્યભાર વિષ્ણુપ્રસાદને સોંપી તે બધું તથા પત્નીને લેઇ મુંબઇ ઉપડી ગયો.

વિષ્ણુપ્રસાદ કાંઈક જૂના આચાર વિચારના-વિશ્વાસુ અને સતીશના પિતાના હિતૈષી હોવાથી સંપત્તિનો કાર્યભાર ત્હેમને સોંપવાથી કાંઇ પણ અનિષ્ટ ઘટના સંભવે એમ નથી જ હેવી ખાત્રી હોવાથી સતીશે તે કાર્ય ત્હેમને સોંપ્યું છે.

* * * * *

સતીશ કૉલેજમાં ગયો છે. ચારુ બેઠી બેઠી પાન બનાવે છે. સુરેશ પતંગ ફાટી ગયો હોવાથી બેઠો બેઠો ત્હેને સાંધે છે. એકાએક ચારુએ પ્રશ્ન કર્યો:—" મનુષ્ય મરી ગયા પછી ત્હેનું શું થાય, સુરુ ?"

" ભૂત થાય. " ગંભીરતાથી સુરેશે ઉત્તર આપ્યો.

ચારુએ કહ્યું:—" ભાઇ ! ત્હારૂં કહેવું સત્ય નથી. "

" ત્હારે બ્હેન ! તમે જ કહોને કે શું થાય ? "

ચારુએ પોતાનાં નેત્રદ્વય વિસ્ફુરિત કરી કહ્યું: " મનુષ્ય મરી ગયા પછી સ્વર્ગે જાય. "

" સ્વર્ગે ! હું, ત્યહારે બા પણ સ્વર્ગમાં ગયાં હશે કેમ ? "

" હા, અવશ્ય,—"

" ત્હારે શું આપણે પણ ત્યહાં જ જઇશું કે ? "

" હા "

" કોને પહેલું જવું પડશે બ્હેન ? " પતંગને દૂર સરકાવી દેઇ સુરેશે ચારુના મુખ ઉત્તર માટે આતુરતાથી દૃષ્ટિ કરી !

" હું ત્હારા કરતાં પહેલી જઇશ, ભાઇ ! "

" નહિં હું જ પહેલો જઇશ—"

" ના, હું જ પહેલી જવાની—"

પાઠક ! સુરેશ અને ચારુના સ્નેહનું યથાર્થ દર્શન કરાવવું એ ઘણીજ કઠિન વાત છે. ક્ષુદ્ર લેખક ત્હેમના હૃદયના મર્મભાગને પૂર્ણ રીતે ઉકેલી શકવા અસમર્થ છે.

( ૩ )

સતીશની પ્રકૃતિ હેવી છે કે તે જે કાર્યમાં પ્રવૃત્ત થાય છે તે સિવાય અન્ય કોઇ કાર્ય તે લક્ષ્ય આપતો નથી. હમણાં તે રાત્રિ દિવસ પોતાના અધ્યયનમાંજ મગ્ન રહે છે, બંધુ તથા આવ્યા પછી તે બોર્ડિંગનો ત્યાગ કરી જુદા ઘરમાં રહ્યો છે કિન્તુ સંસાર તરફ તે લેશ પણ આપતો નથી. રાત્રિના બબ્બે વાગતા સુધી તે પોતાના અધ્યયનમાં મગ્ન રહે છે. ચારુની મનોભ તે જાણી શકતો નથી. પતિ દેવતાની દ્વારા પરિચર્યાને લેઇ ગરીબ બિચારી ચારુ કેટલીક વખત

એકાંત મળતી ત્હારે રૂદન કરતી કિન્તુ તે પતિને કહી શકતી નહિં કે " ઓ નાથ ! મ્હારી પિપાસા, મ્હારી ક્ષુધા, મ્હારૂં દુઃખ એ સર્વે આપ બુઝાવો !

સુરેશ પોતાની ભગિનીની દુઃખદ અવસ્થાનું કારણ કાંઈક કળી શકયો છે. ત્હેણે સહોદર સાથે વાર્તાચીત કરવાની પણ છોડી દીધી છે કારણ તે જાણે છે કે જો બંધુ ધારે તો ચારૂના હૃદયની સકળ વેદના તે દૂર કરી શકે તેમ છે.

( ૪ )

આજે સતીશની પરીક્ષાનો અંતિમ દિવસ છે. ચાર વર્ષથી અનન્ય મને જે અધ્યયન ત્હેણે કર્યું છે ત્હેની આજે ચિકિત્સા થનાર છે. નિયત સમયે સતીશ પરીક્ષા મંદિરમાં ગયો અને પ્રશ્નોનાં ઉત્તરો લખી સંધ્યાના સમયે ઘેર તરફ વળ્યો. આજે રસ્તે જતાં જતાં ત્હેનું હૃદય ચંચળ બની ગયું ! પરીક્ષાના અંતસાનના પ્રથમ મુહૂર્તમાંજ ત્હેને ચારૂની સાથે અભિનંદન કરવાની ઉત્કટ ઈચ્છા થઈ.

સતીશે જેવો ઘરમાં પ્રવેશ કર્યો કે સુરેશે કરૂણાપૂર્ણ કંઠે કહ્યું:-" ભાઈ ! આ તરફ આવો. મ્હારી બ્હેનને આજે ભયંકર તાવ આવ્યો છે. "

ચારૂને ભયંકર તાવ આવ્યાની હકીકત સાંભળતાંજ સુરેશ સ્તંભિત થઇ ગયો. તે તરતજ પત્નીની શય્યા પાસે ગયો. વ્યગ્રભાવે ત્હેણે સુરેશને પ્રશ્ન કર્યો:-ક્યહારનો જ્વર આવ્યો છે ? "

સુરેશે ચારૂનું મસ્તિક દાબતાં દાબતાં ગદ્ગદ કંઠે કહ્યું:-" ત્હમે ગયા ત્હાર પછી થોડી વારેજ જ્વર આવ્યો છે, તે હજુ સુધી નરમ પડયો નથી. ઉલટો ધીમે ધીમે વધ્યે જાય છે. "

અરેરે ! સ્નેહની સાક્ષાત્ પ્રતિમા ચારૂનું સુગૌર મુખારવિંદ જ્વરની ભયંકર જ્વાળાથી લાલચોળ થઇ રહ્યું છે ?

સુરેશે ધીમેથી કહ્યું:-" બ્હેન ! મ્હારા ભાઇ આવ્યા છે—"

ચારૂએ પોતાનાં નેત્રો વિકાસી પતિ દેવતાના મુખ તરફ કરૂણાજનક દ્રષ્ટિથી જોયું ! પતિ પત્ની-ઉભયનાં નેત્રોમાંથી અશ્રુધારા પડવા લાગી. અલ્પ સમય સુધી ઉભય એક બીજાનાં પ્રતિ ટગર ટગર જોઈ રહ્યાં. સતીશે પત્નીનું કાંડું પકડી નાડ તપાસી. થર્મોમીટર મૂકી તાવ તપાસ્યો. સતીશનું મ્હોં લેવાઇ ગયું ! તે તરતજ ઘરમાંથી બ્હાર નીકળી પડયો અને અલ્પ સમયમાંજ એક વિદ્વાન અનુભવી ડોકટરને લેઈ પાછો આવ્યો.

ડોકટરે ચારૂની પ્રકૃતિની ચિકિત્સા કરી, અને પછીથી બ્હાર આવી ડોકટરે સતીશને કહ્યું:-" રોગીની શય્યા પાસે કોણ બેઠું છે ? હું ધારૂં છું કે તે ત્હમારો બંધુજ હોવો જોઇએ ! "

સતીશે કહ્યું:-" હા તેમજ છે. રોગીનાં ચીન્હો ઉપરથી હું તો એમ ધારૂં છું કે ત્હેણીને પ્લેગ થયો છે, આપનો શો અભિપ્રાય છે ? "

" ત્હમારી ધારણા સત્ય છે; ત્હમારા બંધુને ત્હહાં બેસવા દેવો એ ઠીક નથી. " આમ કહી ડોકટર પ્રિસ્ક્રિપશન લખી આપી ચાલ્યો ગયો.

ડોકટરના ચાલી ગયા પછી સુરેશને બહાર બોલાવી સતીશે કહ્યું:-" સુર ! ત્હારી બ્હેનને એકાએક સખ્ત માંદગી આવી પડી છે અને હાલો પ્રસંગે આપણને - એક વૃદ્ધ અને સલાહકાર પુરૂષની જરૂર છે તો તું ધીરાર જઈ વિષ્ણુપ્રસાદ કાકાને બોલાવી લાવીશ ? "

સુરેશે તરતજ પ્રત્યુત્તર આપ્યો કેઃ-" ભાઈ ! મ્હારી બેનને હાલો દુઃખદ અવસ્થામાં એકલી મૂકી હું કયાંયે જવાનો નથી. ત્હમે કાકાને તાર કરો એટલે તેઓ આવી પહોંચશે. ત્યાં જઇ આવવાની કાંઇ આવશ્યકતા નથી. "

સતીશે પોતાના સહોદરને ઘણું સમજાવ્યો પરંતુ સુરેશે ભાઈના કથન ઉપર લેશ માત્ર પણ લક્ષ્ય આપ્યું નહિં.

બે દિવસ સુધી સુરેશ અને સતીશે અવિશ્રાન્ત અવસ્થાથી ચારૂની સેવા સુશ્રુષા કરી. સતીશની પત્નીના મંદવાડના સમાચાર મળતાંજ મેડિકલ કોલેજના અધ્યાપકો તેમજ કેટલાક સતીશના સ્નેહી ડોક્ટરો ચારૂની તબિયત જોવા આવ્યા, કિન્તુ **ઈશ્વરેચ્છા વલિયસિ** એ કથનાનુસાર સર્વ નિષ્ફળ થઇ ગયું. **આત્માની દોરી બાંધવા છોડવાનું કાર્ય માનુષના હાથમાં નથી !** બીજે દિવસે મધ્યરાત્રિ પછી સુરેશ તેમજ સતીશની સઘળી મહેનત વ્યર્થ કરીને ચારૂ સ્વામીનો ત્યાગ કરી, સ્નેહીબંધુનો સ્નેહ છિન્ન કરી કોઈ અજાણ્યે સ્થળે ચાલી ગઈ. એક વાર ફરીને તેણે જોયું પણ નહિં ! અરેરે ! તે બિચારી આર્ય અબળા પોતાની ક્ષુધા, પિપાસા, દુઃખ વિગેરેથી મુક્ત થઇ ઇશ્વરના પાદારવિંદમાં પહોંચી ગઇ ! !

( ૫ )

ચારૂના મૃત્યુના શોકજનક સમાચાર મળતાંજ વિષ્ણુપ્રસાદ મુંબઇ આવી પહોંચ્યા. તેઓ આ બન્ને ભાઇઓના શુભાકાંક્ષી છે. સતીશ તેમજ સુરેશ આ સરલ હૃદય વૃધ્ધની પિતા પ્રમાણે ભક્તિ અને શ્રદ્ધા કરે છે.

ચારૂના મૃત્યુને એક માસ થઇ ગયો છે ! દ્વિપ્રહરનો સમય છે. બહાર છજામાં એક ઇઝીચેર ઉપર પડ્યો પડ્યો પોતાના હાથમાંનો એક પત્ર વાંચે છે. એકાએક વિષ્ણુપ્રસાદે ત્યહાં આવી પાસેજ પડેલી એક બીજી ખુરસી ઉપર બેસતાં કહ્યું:-" સતીશ ! હવે શું કરવા વિચાર છે ? "

" હજુ કંઇ વિચાર નક્કી કર્યો નથી. આપનો શો આદેશ છે ? "

" મ્હારૂં તો એમ કહેવું છે કે તું અત્રેજ એક ડિસ્પેન્સરી ઉઘાડ. "

" મ્હારૂં આપને એમ પૂછવાનું છે કે કોઇ સારે સ્થળે સર્વિસ મળે તો ત્યહાં જવું કે કેમ ? "

સતીશની પરીક્ષાનું પરિણામ અદ્યાપિપર્યંત પ્રકટ થયું ન્હોતું, કિન્તુ ગઇ દરેક પરીક્ષાઓમાં સતીશ પ્રથમ નંબરે પસાર થઇ કોલેજમાંથી ઘણાં માનપાન પ્રાપ્ત કર્યાં છે. આ સમયની પરીક્ષામાં પણ તેજ પ્રથમ નંબરે આવશે એવું અધ્યાપકો તેમજ શિષ્ય સમુહનું ધારવું હતું.

સતીશનો પ્રશ્ન શ્રવણ કરી વિષ્ણુપ્રસાદે ગંભીરતાથી કહ્યું:—" સતીશ ! મનની અસ્થિર અવસ્થામાં કોઇ પણ કાર્ય એકદમ કરવું યોગ્ય નથી. વિશેષમાં હું જીવતાં જાગતાં લલિતપ્રસાદનો પુત્ર સર્વિસ કરે એ તો બની શકે જ નહિં. આ વૃદ્ધના મરી ગયા પછી જેમ થવાનું હોય તેમ થાય. ત્હને ડિસ્પેન્સરી ઉઘાડી આપવાની સર્વ વ્યવસ્થા કરી આપીને જ હું ઘેર જઇશ " આમ કહી વિષ્ણુપ્રસાદે એક વખત તીક્ષ્ણ દૃષ્ટિથી સતીશ તરફ જોયું.

સતીશે વાત ફેરવવાના ઉદ્દેશથી કહ્યું:—" કાકા ! હવે સુરેશનું શું કરવું ? ત્હેની સ્થિતિ દિન પ્રતિદિન ઘણીજ ભયંકર થતી જાય છે. "

વિષ્ણુપ્રસાદે અલ્પ સમય સુધી કાંઇ વિચાર કરી કહ્યું:—" ખરેખર, ત્હેના હૃદય ઉપર સખત આઘાત થયો છે ! જો ત્હેને પુનઃ કોઇ એવું સંગી નહિં મળે તો તેની પ્રકૃતિ ઠેકાણે લાવવાનું મુશ્કેલ થઇ પડશે. "

વક્તિનુદય વિષ્ણુપ્રસાદના ઉપર્યુક્ત કથનને શ્રવણ કરતાંની સાથેજ સતીશના હૃદયમાં અનેક પ્રકારના વિચારો ઉપસ્થિત થવા લાગ્યા. સૂર્યકિરણતપ્ત કુંદન કુસુમ પ્રમાણે ચારૂનું જવરતાપક્લિષ્ટ સુંદર મુખમંડલ સતીશના મનમાં ઉપસ્થિત થયું ! પોતે લગ્ન થયા પછી ત્હેને કાંઇ પણ સુખ અર્પણ કર્યું નહિં, પ્રેમદાન દીધું નહિં, ત્હેણીને દેવવાણીથી સંબોધી નહિં અને દુઃખમાં ને દુઃખમાંજ ત્હેને મરવા દીધી એવો ખ્યાલ થઇ આવતાં સતીશના હૃદયને વજ્રપાત થયો. ત્હેણે પુનઃ વિચાર્યું:—" અરેરે ! એક દુષ્ટ પરીક્ષાના અનુરોધને લેઇ મ્હેં મ્હારી સ્નેહ નિર્ઝરિણી દેવીને મહા દુઃખ દીધું. હું સંસાર ભૂલી ગયો. અરેરે ! તે બિચારીએ ઘણી વખત પોતાની શાંત તેમજ સ્નિગ્ધ દૃષ્ટિથી મ્હારા તરફ જોયું હતું

પરંતુ મ્હેં હેના સ્નેહની અવહેલના કરી ! મ્હેં હેને એટલું પણ કહ્યું નહિં કેઃ-" ચારૂ ! પ્રિયતમા ! તું મ્હારીજ છે ! " સતીશનાં નેત્રો જળપૂર્ણ થઇ રહ્યાં. વિષ્ણુપ્રસાદે સતીશના મનની સ્થિતિ જાણી લેઇ ત્યાંથી પ્રસ્થાન કર્યું.

( ૬ )

બ્હેનના પરલોકવાસથી સુરેશના કિશોર હૃદય ઉપર સખ્ત આઘાત થયો છે ! સુરેશ વિચારતો કે હેની બ્હેન તે આનંદમયી સ્નેહશાલિની બ્હેન ! કયાં ગઇ ? હેનાં ક્રિડા કૌતુકની સંગિની, સ્નેહ નિર્ઝરિણી બ્હેન હેનો ત્યાગ કરીને કયાં જઇ શકી ? સુરેશ પોતાની પ્રાણાધિક બ્હેનને એક પળને માટે પણ ભૂલી શકતો નથી. તે રાત્રિ દિવસ ભગિનીના નામનોજ જપ જપ્યા કરે છે !

સંધ્યા સમયે દીવાનખાનાની બારીમાંથી આકાશ તરફ દૃષ્ટિ કરી વિચાર કરતો કે એક દિવસે બ્હેને કહ્યું હતું કેઃ—" માનુષ મરી ગયા પછી નક્ષત્ર થાય છે. તથા આકાશમાંથી પોતાના પ્રિયજન પ્રતિ અનિમિષે જોયા કરે છે ! ત્યારે શું બ્હેન નક્ષત્ર થઇ છે ? આટલાં બધાં નક્ષત્રોમાંથી હું બ્હેનને કેવી રીતે શોધી કાઢું ? "

સુરેશનો આત્મા આકુલવ્યાકુલ થવા લાગ્યો. તે દીનતાસૂચક મુદ્રાએ ગદગદ કંઠે બરાડયોઃ—" બ્હેન—બ્હેન ! "

હૃદય ઉપર જે આઘાત થાય છે તે તીવ્ર થવાથી તે આઘાતને શરીર સહન કરી શકતું નથી ! ચારૂના પરલોકવાસના વજ્રાઘાતથી પ્રથમ તો સુરેશ સુકાવા લાગ્યો; ત્હાર પછીથી ધીમેધીમે શરીરમાં જ્વરે પ્રવેશ કર્યો ! દિનપર દિન જવા લાગ્યા તેમ તેમ સુરેશની પ્રકૃતિ વિશેષ પ્રમાણમાં બગડતી ચાલી.

સંધ્યાનો સમય હતો. ભગવાન દિનકર પશ્ચિમાકાશે ઉંક નીચે ઉતરી જઈ દૃષ્ટિ સાન્નિધ્યથી દૂર થવાની તૈયારીમાં હતા. સુરેશ આકાશ તરફ નજર કરી બ્હેનનું સ્મરણ કરી રહ્યો હતો હેવામાં એકાએક સતીશ બ્હારથી ઘેર આવ્યો. હેણે સુરેશની શય્યા પાસે આવી પ્રેમપૂર્ણ સ્વરે કહ્યુંઃ—" સુરૂ ! "

સુરેશે પોતાની દૃષ્ટિ બંધુ તરફ ફેરવી. સુરેશનાં નયનદ્વય પણ તેની ઉદાસિનતા તથા અકિંચિત્કરઅવસ્થાનું સૂચન કરતાં હતાં.

" જ્વર ઘણો વધી ગયો છે, સુરૂ ? " સતીશે બંધુના મસ્તિષ્ક તેમજ છાતી ઉપર હસ્ત ફેરવતાં કહ્યું ! સુરેશે પોતાનાં ચક્ષુ મીંચ્યાં. હેણે ભાઇને કાંઇ પણ કહ્યું નહિં !

ચારૂના પરલોકવાસ પછી કોઇ પણ દિવસે સુરેશે ચારૂની કથા ભાઇ આગળ કાઢી નથી ! પોતાના બંધુએ ચારૂને ઘણુંજ દુઃખ આપ્યું છે એ હેનાથી ભૂલી શકાયું નહિં ! બંધુના અન્યાયની તે ક્ષમા કરી શકયો નહિં. રૂંધ અભિમાનની જ્વાળાથી તે પોતેજ દગ્ધ થવા લાગ્યો !

સુરેશના કિશોર હૃદય ઉપર શો આઘાત થયો છે તે સતીશ સ્હમજી ગયો, કિન્તુ બંધુનું મનોદુઃખ કયા ઉપાયથી દૂર કરવું હેની હેને સૂઝ પડી નહિં.

સુરેશની રોગશય્યા પાસે બેસી સતીશે હેના મુખ તરફ જોયું ! સરળ બાલ્યબંધુનું મુખમંડળ અંતરવેદનાની છાયાથી મ્લાન થઇ ગયેલું સતીશને માલુમ પડયું ! અરેરે ! આ અસાર સંસારમાં બંધુ સિવાય હવે સતીશનું કોઇ બંધન નથી—વ્હાલું નથી ! અનભિજ્ઞ સતીશ બંધુને કેવી રીતે બચાવવો તત્સંબંધિના વિચારોમાં રાત્રિ દિવસ ચિંતાતુર રહેવા લાગ્યો.

---

સ્ત્રી—( પતિને ) હું તમારી પત્ની થાઉં પણ મારા કરતાં તો તમે મૂંગાં ઢોરો પ્રત્યે પણ વધારે દયા બતાવો છો.

પતિ—તું પણ મુંગી રહી જો અને પછી જો કે હું કેવો દયાળુ છું !

## સમાજશાસ્ત્ર (સટીક).

**અપવાસ કરતાં મરણ પામેલા બ્રાહ્મણો**—હીંદુસ્તાનમાં તારથી છાપાંઓને સમાચાર આપવાનો ધંધો કરનારી "એસોશીએટેડ પ્રેસ" નામની કંપની ગઇ તા. ૨૯ મીના તારમાં રંગુનથી ખબર આપે છે કે હીંદથી રંગુન ગયલી સ્ટીમર "અરોંદા" માં ચાર બ્રાહ્મણો મુસાફરી દરમીયાનજ મરણ પામ્યા હતા. એક ઉતારૂએ રંગુન ખાતે તો 'માર્કોનીગ્રામ' થી એવો આક્ષેપ મૂક્યો હતો કે ઉતારૂઓ ઝાઝા હોવાથી તેઓ ગુંગળાઇ જવાથી મરણ પામ્યા. તેથી સ્ટીમર રંગુનમાં આવતાં સર્કારી અમલદારોએ તે સંબંધી બારીક તપાસ ચલાવી. તેથી માલમ પડ્યું કે એ ચાર બ્રાહ્મણો એ કારણથી મરણ પામ્યા કે સ્ટીમરમાં તેમણે જ્ઞાતિરિવાજને અનુસરીને બિલકુલ લાંઘણ કરી હતી. તેથી અશક્તિથી મરી ગયા. કોઇપણ બુદ્ધિમાન હીંદુ આ ભોગે ધર્મ સાચવવાની હીમાયત નહીં કરે. સ્પર્શદોષ થતો હોય તો પણ જીવવા ખાતર ખાવું આવશ્યક છે. બહુ તો કિનારે ઉતરીને પ્રાયશ્ચિત્ત કરી નાંખવું બસ છે. જ્યાં જૂના વિચારના સજ્જનોનો એવો વિચાર છે કે ધર્મ માટે માણસ છે ત્યાં સુધી આવી ઢીલાઇનો અંત આવશે નહીં. મનુષ્યની ઉન્નતિ માટે ધર્મના નિયમો ઘડયા છે—અને નહીં કે ધર્મ માટે માણસ ઘડયા છે—એ વિચાર તેઓ નહીં સ્વીકારે ત્યાં સુધી ધર્મને નામે તેઓ આત્મા ઉપર જેટલો સીતમ ગુજારે એટલો ઓછો છે. જે ધર્મના નિયમો મનુષ્યની અવનતિ કરનારા ને તેમનાં કામને હરકત માત્ર કરનારા હોય તેને ધર્મના નિયમ કહેવા એજ એક ગંજાવર ભૂલ અને વહેમ છે! પવિત્ર ધર્મનો ઉપહાસ એવા વિચારથીજ થાય છે. એ ચાર બ્રાહ્મણો મરી ગયા તેથી એમનાં બાળબચ્ચાં તથા વિધવાઓ રખડી ગયાં એ શું ધર્મ વર્ધક છે? ભૂખ્યા રહ્યા તેથી શબ ખાઇ જનારી સમુદ્રની માછલીઓ શિવાય કોને લાભ થયો? ખચ્ચીત, આવી મૂર્ખતા માટે હવે આ વીસમી સદીમાં સ્થાન નથી!

**હબશી ઇંગ્લંડનો મેયર થયો!**—ઇંગ્લંડની પ્રજાનો કેટલોક ભાગ કાળી ચામડીથી ગમે તેટલો સુગાય તો પણ એવી સુગ ન ધરાવતો વિદ્વાન પ્રજા વર્ગ પણ મોટો છે એ સંતોષની વાત છે. હબશી માતા તથા યુરોપીયન પિતાના પુત્રને અમેરીકામાં "મુલેટો" છે. બુકર વૉશીંગટના પણ એવીજ "વર્ણસંકરતા" છે. છતાં તે અમેરીકામાં યુનીવર્સીટીનો પ્રેસીડંટ છે. અને મી. આર્થર મુલેટો હોવા છતાં ઇંગ્લંડના બૅટર્સી નગરનો હાલમાં મેયર નીમાયો છે. બૅટર્સીની મ્યુસીનીપૅલીટીએ પોતાનો આ પ્રમુખ નીમીને સામાજીક ઇતહાસમાં એક સ્મારક કીધું છે. જો ચામડીની સુગ નીકળી જાય તો હાલની રાજદ્વારી તકરારોની અર્ધોઅર્ધ નષ્ટ થાય! આફ્રીકાની સત્યાગ્રહની લડત પણ કાળા માટેની સુગને લીધેજ ઉદ્ભવી છે.

**ઇંગ્લંડ શાથી મહાન છે!**—કેટલાક કહે છે કે હીંદુસ્તાન રૂપી સોનાની ચકલી તેના હાથમાં આવનાથી. પરંતુ આ તેમનો એક ભ્રમ છે. તેનાથી તેમને કાંઇક લાભ થયો

છે ખરો, પરંતુ તેની ખરી મહત્તાનો પાયો તો તેના વીર પુરૂષોના આત્મસમર્પણથીજ નખાયો છે. જે મહાન ચિત્રકાર ટર્નરની ચિત્રકલાની પ્રશંસા કરતાં રસ્કીન કદિ કંટાળ્યો નહોતો તે કેવા પ્રકારનો હતો ? તેણે પોતાનાં સુંદરમાં સુંદર ચિત્રો તે માટે તેને લાખો રૂપીયા આપવાની માંગણી થવા છતાં વેચાતાં આપવા ના પાડી હતી. એમ તેણે લાખ રૂપીયા જતા કર્યા. પછી પોતે જે ચિત્રો જીવન પર્યંત તૈયાર કર્યાં હતાં તે તેણે " નૅશનલ ગૅલરી" નામનાં પ્રજાનાં જોવાનાં ચિત્રે પ્રદર્શનાલયમાં પ્રજાને સારૂ, દેશને ભેટ કર્યાં ! હાલ તેની કીમ્મત કરોડોની છે. વળી તેની પાસે જે વીસેક લાખ રૂપીયા હતા તે તેણે ગરીબ હુન્નરમંદોના નિર્વાહ અર્થે ફંડ સ્થાપવા આપી દીધા. આવા મહાત્માઓ ઇંગ્લંડમાં એક નહીં પણ સેંકડો થઇ ગયા છે. આથીજ તેની મહત્તા અને પ્રતિષ્ઠા છે. જેઓ એમ ધારે છે કે હીંદુસ્તાનની પ્રાપ્તિથીજ ઇંગ્લંડનો મોક્ષ થયો છે તેઓએ વિચારવું જોઇએ કે, જર્મની, ફ્રાન્સ, યુનાઇટેડ સ્ટેટ્સ આદિ દેશોને તો કાંઇ હીંદ કે બીજો ખંડ પ્રાપ્ત થયો નથી. છતાં તેમની આર્થિક, રાજકીય તથા સામાજીક સ્થિતિ, ઇંગ્લંડ જેવીજ લગભગ ઉત્તમ કેમ છે ? સત્ય એ છે કે, જમીનના ગમે તેટલા મોટા ટુકડા નહીં પણ દેશમાં પાકતા મહા પુરૂષોની મોટી સંખ્યાજ દેશનો ખરો ઉદ્ધાર કરે છે.

**સૌથી બહુ ભાષાજ્ઞાની પ્રજા કઇ છે ?**—રશીયા મહા અજ્ઞાન ગણાય છે. છતાં ત્યાં જેઓ જ્ઞાની છે તેઓ યુરોપના બીજા દેશોની પ્રજાઓ કરતાં પારકી ભાષાઓનો અભ્યાસ કરવાના બહુ શોખીન છે. ઉચ્ચતર વર્ગના રશીયનોને હમેશાં ફ્રેંચ તથા અંગ્રેજી ઘણુંખરૂં સારૂં આવડતું હોય છે અને ઘણા તો પાંચ સાત ભાષાઓના પરિચયી હોય છે. સુશિક્ષિત રશીયનો તો રશીયન કરતાં ફ્રેંચ પરભાષામાં વિશેષ વાતચિત કરે છે. અહીંની અંગ્રેજી પેઠે ! ૧૮ મી સદીમાં ઉચ્ચ વર્ગના અંગ્રેજો પણ તથા જર્મનો પણ ફ્રેંચ ભાષામાં વાત કરવામાં વિશેષ પાંડિત્ય અને સભ્યતા માનતા ! આ જોતાં આ દેશનો કેળવાયલો વર્ગ હાલમાં જરા અંગ્રેજી પર મોહી પડ્યો હોય તો તેમનો બહુ કસુર કાઢવાની જરૂર નથી. એની મેળે મોહની ધુમ્મસ ઓછવાઇ જશે. ફ્રેંચ ભાષાનો પ્રચાર યુરોપમાં આ દેશની હીંદી પેઠે છે. તેથી ફ્રેંચોને બીજી ભાષા શિખવાની ગરજ નથી રહેતી. આથી તેઓ સૌથી ઓછા ભાષાજ્ઞાની છે ! સ્વભાષાનો ઇતર દેશોમાં પ્રચાર હોવો એ માન છે પરંતુ તેની આ પ્રમાણે હાનિ પણ છે.

---

અર્થશાસ્ત્રના એક પ્રોફેસરે વિદ્યાર્થીઓ તથા વિદ્યાર્થિનીઓ સમક્ષ ભાષણ આપતાં એક દહાડો કહ્યું કે, કેટલાક દેશોમાં પુરૂષોની સંખ્યા સ્ત્રીઓ કરતાં વિશેષ હોય છે. અને પછી હસવામાં ઉમેર્યું કે–તે કારણથી જે દેશમાં સ્ત્રીઓ વધારે હોય ને પુરૂષો ઓછા હોય તે દેશની સ્ત્રીઓને હું પેલા દેશમાં જવા ભલામણ કરૂંછું.

આથી એક યુવતી વિદ્યાર્થિની, પોતાનું બહુજ અપમાન થયલું સમજી, અને ઉઠીને ચાલવા માંડયું.

'એટલે પ્રોફેસરે ટીકા કરી કે " આટલી બધી ઉતાવળથી ચાલ્યા જવાની કાંઇ મેં ભલામણ કરી નહોતી. " તે પાછી આવી બેઠી,

તે પાછો શૈવ થયો હતો. પ્રજા પણ આવીજ મિશ્રિત હતી: શૈવ, શાક્ત, સૌર, બૌદ્ધ આદિ તેઓ હતા. અને તે સર્વના અમુક વિચારોની ભેળસેળની પ્રથા હતી. આ દરેક ધર્મવાળા બીજા ધર્મવાળાના આચાર વિચારની નકલ કરવા તાંત્રિક ક્રિયાઓમાં સર્વને બંધા હતી. ચૈત્ર અને વૈશાખમાં ઉત્તર હીંદમાં જે ઠેકાણે ઠેકાણે મેળા ભરાય છે, તે હર્ષના વખતમાં આજ ધર્મોનાં ઘણું મેળાને મળતાં છે. તે પોતે સર્વ ધર્મવાળાને સાથ રાખવા પ્રયત્ન કરતો. પોતે પણ સાહિત્ય વિલાસી અને કવિ હતો. પ્રસિદ્ધ હેના દરબારનું રત્ન હતું. નાગાનંદ, રત્નાવલી આદિ નાટકો એ રાજાનીજ કૃતિ છે. તેમાં પણ ધર્મની સહિષ્ણુતાનાં તત્વો જોવામાં આવે છે. પ્રથમ નાટકમાં કહેલા નાયક જીમૂતવાહન બૌદ્ધ છે અને તેની પત્ની શૈવ છે।

પ્રખ્યાત ચીનાઇ મુસાફર હુ એન સ્ટંગ જાણીતા અને સમૃદ્ધ દેશને આ દેશમાં આવ્યો હતો. તે રાજા હર્ષવર્દ્ધનનાજ સમયમાં અને તેના મહેમાન તરીકેજ રહ્યો હતો તે ચીનથી ઇ.સ. ૬૨૯ માં નીકળ્યો હતો. હર્ષવર્દ્ધનની રાજધાની કાન્ય કુબ્જ (કનોજ) હતી. બંગાળમાં આ પ્રતાપી રાજા અને ધાર્મિક યાત્રાળુનો સમાગમ થયો હતો. તે મહારાજાએ ચીનાને અતિ ચૈત્રે કાન્યકુબ્જમાં જે પ્રચંડ મેળો, બુદ્ધની મૂર્તિનાં પ્રદર્શન, દર્શન તથા પ્રતિષ્ઠાન અર્થે ભરાતો ત્યાં પ્રજાની સમક્ષ ઉપદેશ આપવા બોલાવ્યો આમ વર્ણ કર્યું તે આવ્યો. આ મેળામાં જૈન તથા બૌદ્ધ શ્રમણો અને ભિક્ષુઓ તેમજ બ્રાહ્મણો હાજર હતા. એક પ્રચંડ મંડપ પણ પરિષદ માટે બાંધ્યો હતો. અને તેની મધ્યમાં બુદ્ધની મનુષ્ય કદની પ્રચંડ મૂર્તિ પધરાવવાનું, સો ફુટ ઉંચું દેવાલય બાંધ્યું હતું! મહારાજાએ પોતે બુદ્ધની નાની મૂર્તિ નદીએ નવરાવવા પોતાને ખભે ઉંચકી હતી, ને પાછી મંદિરમાં પધરાવી હતી. આ બૌદ્ધ વસંતોત્સવ હતો. પુષ્પ તથા સુગંધી પદાર્થો બાળીને વાતાવરણ સુગંધિત કરવામાં આવતી. સાથે નૃત્ય અને ગાયન પણ થતાં. હોડીઓ તેમજ પરદેશીઓ સર્વને સ્વાગત પૂર્વક ભોજન રાજ તરફથી કરાવવામાં આવતું! પરદેશીઓને જૂદી પંક્તિમાં બેસાડવાનું લખ્યું નથી તેથી એ તોફાન ૭ સદી સુધી તો નહોતુંજ એમ સિદ્ધ થાય છે. તેમજ એ સમયમાં પરદેશીઓને હાલના જેવા વિપરીત ભાવથી જોવાતા નહીં એ પણ અનુમાન થાય છે. એક દિવસ આ મંડપ બળી ગયો હતો અને તેમાં બ્રાહ્મણોનો હાથ હતો. બૌદ્ધો પ્રતિના દ્વેષથી તેઓએ આમ કર્યું એવો આક્ષેપ હતો (પણ આ બૌદ્ધોનું અનુમાનજ લાગે છે-કશો પૂરાવો નથી). આ મેળો જે હર્ષના સમયમાં ચૈત્ર દરમ્યાન થતો તે હજુ ચાલુ છે પણ તે હવે આખું વર્ષ તેના ભ્રષ્ટ રૂપે ચાલે છે. એ મંડપ બળવાની યાદગીરીમાં, પાછળથી એ પ્રસંગે મેળો વિસર્જન થતાં આગ લગાડી મેલવાની ક્રિયા કરવામાં આવતી! અને પછી બળતાં લાકડાં તોફાનીઓ એક બીજા પર ફેંકે છે. હર્ષદેવના સમયમાં ખંડણી આપતા રાજાઓ પણ પોતપોતાના હાથી ઘોડા સહિત સરઘસમાં નીકળતા. તેમાં નૃત્ય, ગાયન વાદન પણ થતું, અને સુવર્ણનાં પુષ્પો વેરીને દાનમાં દેવાતાં! (પ્રાચીન આર્યાવર્તમાં મૂર્તિનીપૂજાની ઉન્નતિ બૌદ્ધોએ કીધી હશે એ અનુમાનને ઉક્ત પ્રાચીન પ્રમાણ-રૂપ ઇતિહાસ ટેકો આપે છે. પ્રાચીન આર્ય રાજાઓની ધર્મસહનશીલતા, દાનવીરતા, પરદેશીઓને સમાન ગણતા જેટલો સહૃદયભાવ ઇત્યાદિ તેમના મહાન સદ્ગુણો પર આ ઇતિહાસ ઘણો પ્રકાશ પાડે છે.)

---

## સ્ત્રીપ્રકરણું (સટીક).

મીસીસ ઉર્મિલા દયારામની વિલાયતી બ્હેનપણી—આરોગ્યવાન પરંતુ ઘણીજ મોટી ઉમરના પુરૂષ સાથે, સ્વયંવર કરી શકે, એટલી વય તેમજ વિદ્યા વાળી સ્ત્રીનાં લગ્ન થાય એ સુધારાને મહા લાંછન રૂપ છે. એ વિચાર વિરૂદ્ધ હમે મીસ ઉર્મિલાનાં રા. દયારામ ગીદુમલ સાથનાં લગ્ન સંબંધી લખતાં, હમારો મત આપ્યો હતો—જો કે એવાં લગ્ન કાંઇ સારાં છે એમ માનવા પણ ના પાડી હતી. પશ્ચિમમાં જ્યાં આવાં લગ્ન વારંવાર થાય છે ત્યાં એક કન્યા ત્યાંના જાણીતા 'ટીટ-બીટ્સ' પત્રના તંત્રીને નીચે પ્રમાણે લખી મોકલે છે જે, તે તંત્રી પોતાના ગઇ તા. ૧૫ મીના અંકમાં પ્રગટ કરે છે:—

**Old Man's Darling** Strongly advises girls to marry men much older than themselves. "I shocked all my relatives and friends," she says, "by marrying a man almost old enough to be my grandfather. He was sixty-two and I was twenty-four; and he had made his first appearance at the altar long before I was in the cradle. But so far from regretting my choice, I congratulate myself on it more and more every year. Nothing could exceed my husband's devotion to me. He waits on me hand and foot; nothing is too good for me that he can procure, he is proud of my youth and looks, loves other men to admire me, never sees my faults, and generally is an ideal husband. Of course, he may be an exception; but there are plenty of others."

ઉપલાનો સાર "એ છે કે," એક વૃદ્ધની પ્રેમપ્રિયા" કન્યાઓને પોતા કરતાં ઘણી મોટી ઉમરનાંજ ધણીને પરણવા મજબુત સલાહ આપે છે. તે કન્યા હમને (તંત્રીને) લખી જણાવે છે કે, "મારા દાદા થવા લાયકની વયના પુરૂષ સાથે હું પરણી—મારે મારા સગાંઓ ને મિત્રો હેબકાઇ ગયાં, તે ૬૨ નો, ને હું ૨૪ની હતી. હું ઘોડીયામાં હતી ત્યારે એ તો એક વાર પરણી રહ્યો હતો. છતાં હું આ મારા સ્વયંવર માટે પશ્ચાત્તાપ કરવાને બદલે દર વર્ષ વીતે છે તેમ મારી જાતને ધન્યવાદ આપું છું. મારા પતિની ભક્તિ મારા પર અનન્ય છે. તે મને જાણે 'હાથ પગ' જોડીને મારી સેવા કરે છે. મારે ખાતર અપ્રાપ્ય તેને મન કાંઇ નથી. મારી યુવાવસ્થા અને રૂપનો તે અભિમાની છે, બીજા મારી પ્રશંસા કરે તેથી તેને આનંદ થાય છે. મારા દોષો તે જોતો નથી અને તે સામાન્ય રીતે એક આદર્શ પતિ છે. તે કદાચ અપવાદ હોય; પરંતુ એવા બીજા ઘણા છે."
કા વ્યર્થ છે. અતિશયોક્તિ છે, તેમજ કારણો વિચિત્ર છે, પણ તે બીજાને નડતાં નથી!

**આપણા આગલા વાઇસરોય લોર્ડ એલ્ગીન**—ગઇ તા. ૨૦ મીએ આશરે ૬૬ વર્ષની વયે સ્વ. કૉન્સ્ટન્ટ ઓજલ્વીની વિધવા સાથે પરણ્યા છે. લોર્ડ એલ્ગીનને આગલી પત્નીથી ૧૦ છોકરાઓ તો છે. છતાં આ લગ્ન વિરૂધ્ધ અંગ્રેજ છાપાએ ટીકા કરી નથી. ખરી વાત એ છે કે, મોટી વયે લગ્ન કરવાં એ, સમાજની ઉન્નતિને બાધકર્તા નથી, બલ્કે સમાન મોટી વયની વિધવા સાથે કરવાં, એ બન્નેને સુખકારક હોવાથી કેટલીક બાબ લાભદાયી છે. અનીતિ તેથી ઓછીજ થવાનો સંભવ છે એ પણ સમાજને લાભ છે.

**યુરોપીયન સ્ત્રીઓ ઉંચી અને હીંદુ સ્ત્રીઓ ઠીંગણી કેમ?**—કારણ એજ છે યુરોપીયન સ્ત્રીઓ ખુલ્લી હવામાં આપણી સ્ત્રીઓ કરતાં ઘણું વિશેષ ફરે છે. તેઓ હાલ સમયમાં તો તેઓ રમતગમત વાળી કસરત પણ ઘણી વિશેષ કરે છે. તેઓ માટે તે સ્વાભાવિક છે. છેલ્લા ત્રીસકાઓમાં ઈંગ્લંડની સ્ત્રીઓની ઉંચાઇ સરેરાસ દોઢ ઇંચ જેટલી વધી છે તે હવે સરેરાસ પાં ફુટ થઇ છે જ્યારે થોડાંજ વર્ષ પર તે પાંચ ફુટ દોઢ ઈંચજ હતી: પુરૂષ હીંદુઓ કરતાં પણ પાશ્ચાત્ય સ્ત્રીઓ વધારે ઉંચી છે! આનું કારણું "ઇન્સ્ટીટ્યુટ ઑફ હાઇજીન" (આરોગ્ય વર્દ્ધક મંડળ) સન્મુખનાં એક ભાષણમાં ડૉ. આલ્ફ્રેડ શોરીકે એવું આપ્યું હતું કે 'હવે સ્ત્રીઓ પણ સાઇકલીંગ, ગોલ્ફ, હોકી, વગેરે 'મરદાની' કસરતોમાં ભાગ લેતી થઇ છે.' અને યુરોપીયન યુવતીઓ માતા કરતાં પણ કદાવર હોય છે. તે તો તેઓ બન્ને રસ્તામાં ચાલતાં જતાં હોય છે તે પરથી પણ વારંવાર જણાઇ આવે છે. જ્યારે યુરોપમાં સતયુગ વધતો જાય છે ત્યારે આ દેશમાં કલિનું સામ્રાજ્ય જેમનું તેમ કાયમ છે. આપણી સ્ત્રીઓ મોટે ભાગે બહુજ નાના કદની હોય છે, પુરૂષોના પણ પ્રમાણમાં. આનું કારણ બાલ વયમાં તેમના પર લગ્ન રૂપી ધંતર મંતરથી તેમના પર એક પ્રકારનો અત્યાચાર કરીને તેમને અકાલ સગર્ભા કરવાનું છે. તેથી તેઓ યા તો અકાલ મરે છે અથવા બહુજ અલ્પ કદની પ્રજાને જન્મ આપે છે. કસરતનું તો નામજ નહીં પણ નાની છોકરી પણ દોડે તેમાં પણ મહા અસભ્યતા આવી જતી માનવાનું છે!. તેમને વિશેષ હરવું ફરવું પણ યોગ્ય નથી ગણાતું એટલે ચાલવાની કસરતનો પણ તેમને આશીર્વાદ નથી પછી તેમના વામન શરીરમાં સ્વરૂપની આશા શી? દીર્ઘાયુ પણ ક્યાંથી હોય? અને કન્યાને અછત હોય તેમાં શી નવાઇ? કન્યાવિક્રય વિરૂદ્ધ ભાષણો કરવાથી કાંઇ અછતની છત થઇ જતી નથી. ભાષણમાં એ જાદુ નથી. તેનાં કારણો ખાનગી રીતે શોધી વિચારીને તેના ઉપાયો લેવાની જરૂર છે.

**૭૫ મી નવલકથા લખવામાં ગુંથાયલી ૭૫ વર્ષની સ્ત્રી!**—તે અદ્ભુત મૂર્તિ મીસ એમ. ઇ. બ્રેડન છે. તે પરણેલી છે પરંતુ કુમારિકાનું નામ ધારણ કરી રાખ્યું છે. તે રીચમંડ (ઈંગ્લંડ) રહે છે. તે વિદુષીએ ૭૪ નવલકથાઓ લખી છે, અને હજુ જુવાનીનું જોશ કમી થયું નથી. તેનો પુત્ર મી. મૅક્સવેલ પણ એક પ્રખ્યાત નવલકથાકાર છે. આપણા દેશની સ્ત્રીઓ આ પરથી કાંઇક ધડો લેશે ખરી?

# કુદરતી-અખતરો.

## એક ત્રીજોરી ઉપર બે વખત ચોરોનો હુમલો!

### પુરતો વખત મળયા છતાં ત્રીજોરી ટુટી નહી
### તે ત્રીજોરી કોણની હતી ?

---

બંગડી બજારવાળા લાલા કન્હીયાલાલ એન્ડ સન્સની હતી.
તે વિશે મુલજી જેઠા મારકીટવાળા શ્રીમાન શેઠ માવજી લીલાધર શું કહે છે ?

## કહે છે કે:—

અમે એક ચોક્કસ કારણસર બગીચી રહેવા ગયા હતા તે વખત અમારો કુલ જોખમ જે લાલા કન્હીયાલાલની એક ત્રીજોરી જે તા. ૨૦-૧-૧૦ ના રોજે ખરીદેલી હતી તેના અંદર મુકી ગયા હતા તે દરમીયાન રાતના વખતે ગલીમાંથી બારી તોડીને ચોર દાખલ થયા અને ત્રીજોરી ઉપર ઘણીએક મહેનત કરી છતાં ત્રીજોરી તુટી નહીં અને ચોરો નીરાશ થઇને નાશી ગયા.

સવારે અમોને ખબર પડતાં અમો એકદમ ગભરાયા પણ ત્રીજોરી ખોલતાં સંતોષ થયો હતો તે દિવસે અમોએ બારીઓનો પકો બંદોબસ્ત કરાવ્યો હતો અને તેજ રાત્રે ફરીથી ચોરો આવ્યા અને એક તાળું જે દરવાજા ઉપર લગાડયું હતું તે પણ લાલા કન્હીયાલાલનું હતું તે તાળું તા. ૨૨-૧-૧૧ નો રોજે ખરીદ કર્યું હતું તેને તોડવાની બહુજ મહેનત કરી છતાં ન તુટવાથી બારણાનો નકુચો કાપીને અંદર દાખલ થયા અને ત્રીજોરી ઉપર પુરતી મેહેનત કરી પણ ત્રીજોરી તુટી નહી તેમ ખુલી પણ નહી.

સવારે અમોને ખબર પડતાં અમો ઘેર આવ્યા અને તે બનાવ જોઇને તથા હેન્ડલ તુટેલો જોઇને અમો ગભરાઇ ગયા પણ ત્રીજોરીને ચાવીથી ખોલતાં અંદરનો સરસામાન સલામત નીકળ્યો તેથી અમોને ઘણોજ સંતોષ થયો છે. અમોને લખતાં ઘણીજ ખુશી ઉત્પન્ન થાય છે અને તમારી ત્રીજોરી વીશે અમારા દીલમાં સંપૂર્ણ ખત્રી થઇ છે. એજ.

તા. ૧૫-૪-૧૧. સી. માવજી લીલાધર દ. પોતાના.

## અખંડ પેટંટ ત્રીજોરીઓ અને તાળાં બનાવનાર

# લાલા કન્હીયાલાલ એન્ડ સન્સ.

| કારખાનું | દુકાન |
|---|---|
| ભાયખલા—મુંબઇ. | બંગડી બજાર—મુંબઇ. |

ॐ तत्सत्

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોપર
ચર્ચા [illegible] માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનાર
[illegible] ના આરંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

[illegible] ભાગ ૮. [illegible] અં. [illegible]

વિષયાનુક્રમણિકા.



તંત્રી અને વ્યવસ્થાપક,
મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,
હાઇ કોર્ટ વકીલ.
નં. ૯૨ કાંદાવાડી-મુંબાઈ.

વાર્ષિકમુલ્ય રૂ. ૨-૩-૦ તથા પરદેશ માટે રૂ. ૨ાા (૩ શી. ૪ પેન્સ) પોસ્ટેજ સહિત.

વડોદરા—લિંબાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કરે
છાપી તેજ ઠેકાણે તા. ૧૦-૧-૧૯૧૪ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

# આ જાનેવારી માસથી 'સત્ય' ના ગ્રાહક થાઓ

## તેમને થનારો ખાસ લાભ.

'સત્ય' માસિકનું અર્ધું વર્ષ આ અંકથી સમાપ્ત થાય છે. જેઓ આ જાનેવારી ૧૯૧૪ થી 'સત્ય' ના ગ્રાહક થવા ઇચ્છતા હશે તેઓ પણ ગ્રાહક તે માસથી થઇ શકશે, કેમકે જુલાઇ અથવા જાનેવારી આ બેમાના કોઇ માસથી ગ્રાહક કરવાનો નિયમ છે.

ગયા જુલાઇથી ગ્રાહક થનારાઓનેજ હમારી "પરદેશગમન નિર્ણય" નામનું ભેટબુક આપવાનો પ્રથમ ઠરાવ હોવાથી પાછળથી ગ્રાહક થનારાઓને ભેટબુકનો લાભ આપવામાં આવનાર નહોતો. એ પુસ્તકની થોડી નકલો હમારી પાસે રહી છે તેથી જેઓ આ માસથી ગ્રાહક થશે તેમને પણ ભેટબુક આપવામા આવશે

ગુજરાતી ભાષામાં અનેક ધાર્મિક, સામાજીક, વિદ્યાવિષયક ઇત્યાદિ વિષયોની ચર્ચા કરતા, આ માસિકના ગ્રાહક શીઘ્ર થવું જોઇએ.

નમૂનાનો અંક બે આનાની પોસ્ટેજની ટીકીટ મોકલનારને મોકલી આપીશું.

મુંબઇ, નં. ૯૨, કાંદાવાડી. } મોતીલાલ ત્રિ દલાલ. હાઇકોર્ટ વકીલ, વ્યવસ્થાપક તથા તંત્રી, 'સત્ય'

---

## વડોદરા સ્ટેટ લાઇબ્રેરી સાથે સંબંધ ધરાવતી લાઇબ્રેરીઓને વિનંતી.

**જેમની તરફથી ખુલાસો નહીં આવે તેમને આવતો અંક વી. પી. કરીને લવાજમ વસુલ કરવામાં આવશે.**

વડોદરા સ્ટેટની સેંટ્રલ લાઇબ્રેરી તરફથી હમને સરક્યુલરથી ખબર આપવામાં આવી છે કે હવેથી, તે લાઇબ્રેરી સાથે સંબંધ ધરાવતી સાર્વજનિક, સર્ક્યુલેટીંગ તથા મિત્રમંડળ લાઇબ્રેરીઓ પોતેજ બ્હારો બ્હાર હમારા પર ગ્રાહક થવાનો પત્ર લખશે. તેઓ બધી જાનેવારીથી ગ્રાહક થઇ છે. તેથી એવી જે લાઇબ્રેરીઓ 'સત્ય' ની ગ્રાહક છે તેના સેક્રેટરી અથવા પ્રમુખને વિનંતિ છે કે તેમણે સત્વર હમારા ઉપર નવા વર્ષથી ગ્રાહક તરીકે ચાલુ રહેવાનો પત્ર લખવો, અને મનીઑર્ડરથી લવાજમના રૂ. ૨-૪-૦ મોકલી આપવા. પરદેશ ગમન નામની હમારી ભેટબુક જે લાઇબ્રેરીઓએ હજી મંગાવી લીધી નથી તેમને લવાજમ મોકલે આપેથી મોકલી આપવામાં આવશે. ઉક્ત રૂ ૨ા માં ભેટબુક માટેના પોસ્ટેજના એક આનાનો સમાવેશ થઇ જાય છે. જેમને ભેટબુક મોકલી છે તેઓએ મ. ઓ. થી રૂ. ૨ા≈ જ મોકલવાના છે. જો મ. ઓ. ન મોકલાય તો હમને ભેટબુક વા આવતો જાનેવારીનો અંક વી. પી થી મોકલવા સૂચના કરવા વિનતિ છે. જો કાંઇ પણ જવાબ નહીં આવે તો આવતો અંક અથવા ભેટબુક વી. પી. કરીને લવાજમ વસુલ કરવામાં આવશે.

## વી. પી. ની ખબર.

**જાનેવારીથી ગ્રાહક થનારા સજ્જનોને આ અંક વી. પી. કરવામાં આવશે.**

માટે જો પ્રથમથીજ લવાજમ મોકલી આપવામાં આવશે તો તે વિશેષ અનુકૂલ થઇ પડશે અને તેમને રૂ ૨ા નો મનીઓર્ડર હમને મળેથી એક ખાસ લાભ તરીકે ગયા વર્ષની ભેટબુક પણ મોકલવામાં આવશે.




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसो पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થઃ—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે, તેનું હનન કરે છે.

પુસ્તક ૩ જું. ]  જાનેવારી, સન ૧૯૧૪.  [ અંક ૭ મો.

## આનંદની ઝડી.

( રાસની લય. )

આજ આવી સૌભાગ્યે આનંદની ઘડી !
ઉરે વર્ષી રહી શી આ હર્ષની ઝડી ? !
ભાન ભૂલ્યાં, મન ડૂલ્યાં એ હર્ષને ભરી,
શ્યામ સુંદરની સ્વારી અંતરમાં મ્હડી !—આજ.
રંગ ખિલ્યો, રસ રેલ્યો ત્રિલોક ભેદતો,
મ્હારા જાદુગર નાથે, શી જુક્તિ ઘડી ?—આજ.
આજ વ્હેની એ નાથજીએ કરુણા કરી,
ચિત્તવૃત્તિને ચોરી શ્રીચરણમાં જડી !—આજ.
કૈક યુગનાં દુષ્કાળ દુઃખ દૂર થઇ ગયાં !
પ્રેમવૃષ્ટિ આ પામર અન્તરમાં પડી !—આજ.
હરિત કુંજાર, નવ પલ્લવ વૃક્ષે ખિલી,
શી સૃષ્ટિ સૌન્દર્ય શ્રી છટા સાંપડી ? !—આજ.
સખિ ! આવા તો સ્નેહ રાજ્ય ચિત્ર દાખવું,
નવું દેખાડી જૂનું સોનાએં મ્હડી !—આજ.

રાસ જામીને શરત્ પૂર્ણિમા શોભતી !
આ તિમિરને તે "મ્હારી–ત્હારી શી પડી—આજ
પેલી રાધાએ હૃદય રમણ કૃષ્ણને ઝંખ્યા !
પણ, જ્વાલા જલાઇ રહી આખરે રડી !—આજ.
હાથ ઝાલીને નાચ પ્રેમ કુદકી ફરે !
ગાય, નાચે ને રાચે છે રંક વસંતડી !—આજ

૭ वसन्त

## ગઝલ.

અહા ! ઝુલ્ફની ખુશ્બો મને મસ્તાન બનાવે
તણી ચશ્મનો ઇશારો, ઘડી ભાન ભુલાવે— ૧
હકદાર છું મગરૂર ઝુલ્ફી પર હું ! ગીરફતાર
ભ્રમરથી કમાન પરેશાન બનાવે— ૨
પરીશાન ! થતા મ્હાલ મગજ આપ પર અપુ
ચોગુણી ખુમારી તીર નિશાન ચલાવે— ૩
છલકાતી રસભરી સુરેખ પ્યાલી પ્રિયાના
સુનસાન સુકે દિલને ગુલેસ્તાન બનાવે— ૪
તવ પંજરે મુજ લાયકી પુરવાર થઇ ગઇ
હવે વસ્લની ઉમીદ દીલ તોફાન મચાવે— ૫
સુલતાને-ખુબાં બેઠીએ હરરોજ ખ્વાબમાં
અયે નાઝનીં ! મેં મીસ્કીના અરમાન પુરાવે— ૬
સાગર સુરાહી સાકી ને મયખાનું છે તયાર
ખ્વાબીદા મસ્તાન હવે-જાન પુરાવે— ૭

ડી. બી. કથારીઆ.

## ગઝલ

મજા કરે મને 'ગર ગુન્હેગાર છું
હું નેક રહમનો પુર તલબગાર છું— ૧
મીલન હું મની ના રીફર કઇ એ
મીઠી મહબ્બતને પાર ગમખ્વાર છું— ૨

ચાહી નથી દાદ ફરિયાદ કેરી
જુદાઇ તણા દર્દે આજાર છું—
સહુ રંજો ધમ હીઝમાં દીલ ખુશીથી
ન દો શાને દીલ અયે ! વફાદાર છું—
ફરસો ઉલ્ફતે કંઇ ઝમાના થયા
તાલીબે દેદાર હું યાર છું—
દીલે-સંગ શાને જરા, ક્યમ વશ ના
હું રોઝે-અઝલથી ગીરફતાર છું—
સનમ તારી પાછળ થયો પાયમાલ
મસ્તાન પાગલ બેદરકાર છું—

ટી. બી. કંથારીઆ.

---

## કરમાઇ જતા કુસુમને.

સુરભી હમણાં પ્રસરી રહી છે, તુજ પાંખડીઓ વિકસી અધુના
તવ સ્નિગ્ધ પરાગ હજુ ઉરનો અલિ અંતરને રીઝવે ન જરા.
દૂર પ્રાચીવિષે હજુ તો રવિએ, નિજ બાળપણું નથ લેશ તજ્યું
અહ ! શૈશવમાં મરવુંજ ગમ્યું પ્રિય શું જગમાં વિષપાન કર્યું ?
હૃદયે ન વિકાર કશો ઉપજ્યો હજુ બાલીશતા વદને ઝલકે
અતિ સુંદર આ તવ અંતર જે અહ ! કાળ મુખે પ્રિય કાં પટકે ?
કુમળું તનડું કરમાઇ જશે, દીન ભૃંગ વિમાસણમાં પડશે
તવ કંટકમાં શયનો કરીને પ્રણયી વિરહે વપુને તજશે.
અમીનું ઝરણું તવ સ્થિર થતાં, દીન વલ્લરી હાય ! વિરૂપ થશે.
શિથિલાં નિજ ગાત્ર કરી વિરહે, સહકારથી એ અલગી બનશે.
અનિલો સુરભી વિણ આથડશે, વીચીઓ દુર્ગંધ તણી વહશે.
મૃદુતા જવ માલિક સંહરશે, રસીલાં હૃદયો પછી ક્યાં ઠરશે.
મધુરી નમતી તવ પાંખલડી, નવ જોઇ શકે અમ આંખલડી
તુજ જન્મ જગે પ્રિય વ્યર્થ જશે. અહ ! કાલ અતિ ક્રુરતા ધરશે.
પ્રિય, રાગ તને રતિમાં નવ, જો લક્ષની પ્રભુની ખરી હોય દિલે.
મરજે સુખમાં, રમજે પ્રભુમાં, ખીલજે તહિં જ્યાં અતિ માન મળે !

પાદર
તાલુકે—સ્વાકોદ. } 'ધીરજ.'

---

## વાલ્મીક કાયસ્થ ભક્ત-કવિ ભગવાનદાસ કૃત
# સુદામા ચરિત્ર.

( ૨-સમાપ્ત )

ચૌદ લોકકી સ્થીતી હે જોઉ, પ્રથમ દીનમેં પ્રીતસુ મોઉ;
અબ કાહા મોકું દેહો જો સહી, ચરણે રાખો રહી ડર અહી ૮૧
મોકુ ચરણ કમળ બીસે રાખો, મેરે પુરણ હે અભિલાખો
તીહારા ચરણકો પ્રેમ અપાર, રાખ રાખ હો વિશ્વાધાર. ૮૨
જાકુ કૃપા તીહારીજુ નાથ, સેતો સનમુખ સદાહી સનાથ;
વાકુ ચૌદ લોક લવ માત્ર, જો ભયેજન પ્રભુજીકુ પાત્ર. ૮૩
યાકો પુન્યકો પૈયે ન પાર, જાકુ સનમુખ જુગદાધાર;
રાખો રાખો ચરણે મહારાજ, મોકુ નાહીં અને કે મુકાજ. ૮૪
એસે સુદામાકુ કૃપા કીની, સબે સંપત અગનીત દીની,
દેખ સુરપની સબેં લલચાને, પીરા કરત હરી સકુચાને, ૮૫

દુહા.

દેહ ધરે સો ધર્મ ધર, અરૂ ધર્મ જસ લેહ;
બોહરો દેહન પાવહી, દેહ હાયગી ખેહ. ૮૬

ચોપાઇ.

નીશા રહો જુ પ્રભુકે ધામ, પ્રાતકાલ ચલ્યો નીજ ગામ;
હરી આપ પરોચાવન આયે, કહ્યો સબ બીધી મો મન ભાયે, ૮૭
બોહરો બોલે જુ દીન વચન, સ્વામી કીનો જુ મોકુ પાવન;
દીનજ કહકે આલીંગન કીનો, બાલ મીતને દરશન દીનો. ૮૮
બીદા કરકે ફીરે ગોવિંદ, કછુ કહ્યો ન પરમાનંદ;
યઃ ભોજન પધારેમે દીનો, તાથે અલૌકિક પ્રાપ્તી કીનો. ૮૯
જેસેં પ્રકૃત કહા કરે યાહી, કોઇ બ્રહ્માંડ સમરથ નાહી;
સર્ગ ઇ કીરીયાકે લોકુ, સ્થંભ એકહેતઇ હરી મોકુ. ૯૦
જીવન મુક્ત ઇહ હરીયાકુ, સકલ પ્રાપ્તી ભઇ હેતાકુ;
કછુ અભિલેખા નહિ માયા, જીને પુરણ પરમાનંદ પાયા. ૯૧
કરત મારગ એસી બીચાર, કીનો અનુગ્રહે જુગઆધાર;
પ્રભુ દેવકી દેખો જુ જુગતી, મેરી કીની અનોપમ ભગતી. ૯૨
મેં તો દુભાગી પતિત પ્રમાન, કાહી પુત્ર પુજ્યો ભગવાન;
મેં તો જાન્યો હતો મહાદેવ, સોતો પ્રત્યક્ષ દેખ્યો અતમેવ. ૯૩

મોકુ પ્રથમ અનુગ્રેએ કીનો, જો માયાકો લેશ ન દીનો;
કૃપાકીની જુ કૃપાનાથે, માયા પાસ તે છોડયો જુ હાથે. ૯૪
મહા પુરૂષ હોવે જો કોઉ, વીવેક મારગ ન છોડોવે ઓઉ;
સુખ છોડકે દુઃખ નો દેવે, સો તો આપનો કરકે લેવે. ૯૫
દેખત એવ કમલાસ ન તછે, પ્રેમે મીલ્યા જુ માધવજી;
કર ગ્રહી સેજ બેઠાયો, યઃ કુચીલ દુર્બલ દેહ ભાયો. ૯૬
જાકુ કમળા દાસત્વ કરે, ચરણ કમળ રજ શીર પર ધરે;
ચૌદ ભવનકા દેવનકો દેવ, ઉન્ને મેરી કીની બહુ સેવ. ૯૭
આવે જોગે સ્વરકે ન ધ્યાન, સુકસનકાદીક સુની માનઃ
ઉને કૌન માનમેં સહી, મેરુકીનો આલંબન ગ્રહી. ૯૮
લેઉ હમ આસન બેઠાયો, પાવ ધોવકેં શીશ ચઢાયો;
ચાંપે ચરણ વે વૈકુંઠરાયી, ચમર ઢારે જુ કમલા માયી. ૯૯
સ્ત્રી કે દીને તાદુલ સોઇ, માંગ પ્રેમસુ લીને ઓઇ;
વીને કરકે કીનો પરનામ્ય, દીન બોજું સુંદર સ્યામ. ૧૦૦
મોકુ બ્હોત અનુગ્રહ કીનો, રૂત રૂત દુર મોહ લીનો;
ગદગદ કંઠ ભયે અશ્રુપાત, મોકુ બોલીયો સહી કહી બાત. ૧૦૧
મેરો કર ગ્રહો બૈકુંઠનાથ, મોકુ સબ બીધી કીયો સનાથ;
હરી જો કીનો સોહીનીકો, જન જાને સોહી સોરઠીકો, ૧૦૨

દુહા.

જો કછુ કીરતારે કહ્યો, સો સબ ભક્તકુ હેત;
અવિગતકી ગત કોલહે; (જાકુ) બેદ કહે નેત નેત. ૧૦૩
વીધીની સેદ કછુ દેખહી, તો તુચ્છકર ચાહી ન માન,
જો કોઉ ચીતકું રંદ કરે, સો ચિનારે કીહાન. ૧૦૪

ચોપાઇ.

વર્ણાશ્રમ ધર્મ જે રહે, અંતે યારી ધવાનવી લહે;
જપ તપ વ્રત બહુ દાન, અનેક ધર્મ કર્મ વીધીમાન. ૧૦૫
જો કછુ ગ્યાન ભક્તકુ હોય, રીધી પ્રાપ્તી સુલભ સોય;
સો મોકું દીની મોરાર, ભવસાગર ઉતર્યો જુ પાર. ૧૦૬
શ્રી કૃષ્ણ કીનો સોકો ઉન કરે, મહા અનુગ્રેમ નમો જુ ધરે;
જો રીધ બીગડે સો નહી દીની, મીથ્યાગામ કીધા બહુ કીની. ૧૦૭
પરમ સુજાણ નીગમ જાગાવે, સો કૈસે માયા દે ફેસલાવેઃ
નહી દીની માયા સો બીચાર, સહી શકે ન વીખયા ભાર. ૧૦૮
મેં દુર્બલ વે દીનાનાથ, કીની કૃપા જબે ગ્રહો હાથ;
ઉત્તમ ન રહો હે જે કોઉ, માયા ફંદ બંધન સોઉ, ૧૦૯

ધ: જગદેશ્વર દીનાનાથ, એસો અનાથ કીયો સનાથ;
મહા પુરૂષકે અનુગ્રહ એસો, મોમે પરજાવી માયા કેસો. ૧૧૦
માયાવંત હરીના ભજે, માયા મોહિત નિશ્ચે તજે;
સુંહી મારેગ કરત બીચાર, ચલે જપત હરી જુગદાધાર. ૧૧૧
કહેગી પ્રેમત કછુ અનગ્રહો, કી ધુરી તો પઠયો કે ન કહ્યો;
માયા સમાન કછુ અન પુરો, માયા મધ સદાહી અંધુરો. ૧૧૨
ધ: કેહેનો જો કીનીહે કીપા, ઉપ્યો રવી જો પ્રીત પ્રીપા;
સુંહી બીચ્યારતે આયો ધામ. પન કોઇકો પૈરે ન નામ. ૧૧૩
હરો ! પત કોટી કીત ગઇ, કછુ દેવકી રીત હે તઇ;
મેરો હુતો સોહરજીનો હર્યો, અબ નીશ્ચે સે અપનો કર્યો. ૧૧૪

દુહો.

પ્રેમ બચજ કીનો હુતો, મેનક ઉથા જનાં;
અબ સો સાધ ઉલટી ભઇ, મુક્ષ પુંછ મોહાનાં. ૧૧૫
જાકુ કોઇક ધેનુહે, (અરૂ) ક્ષીર સમુદ્રની પાસ;
તાહરી ખરસેં હોતહે, જમુનુની યે તેની શસ. ૧૧૬

ચોપાઇ.

પાછે દેખે જુ મંદિર એસે, જ્યું રવિ શશી ચીલકે તેસે;
આશ્ચર્ય ભયો સુદામા મનમેં, હરી કહા કીનો તતક્ષીનમે. ૧૧૭
ઉત બાવડી કુપ તલાવ, ત્યાંમો ફેરકત-સુંદીર નાવ;
ઉત કમલ કુસુમ પ્રફુલીત, પસે હંસ ચકોર જહાં નીત, ૧૧૮
પક્ષી ગગન મધે સ્વર ધરે, મત મધુરવ ગુંજારવ કરે.
નવ પલ્લવ વનસ્પતી સોહે, દેખસ મનતો સચ્ચે મોહે. ૧૧૯
વીવીધ પવ નહી જુગતે બીચરે, સીતલમંદ સુગંધહી સંચરે;
સ્ફાટિક મણી રત્નકી ભીંત, અતી મનોહર રચના રીત. ૧૨૦
માનેક મુક્તા બીદ્રુમ ઝલકે, દીવ્ય ચંદુ આયો દીસ ચલકે;
શોભિત સ્થંભ કોટિ અનેક, અંબર રચનાકો કહાવીનેક. ૧૨૧
એહે આરંભ સ્થંભ નહી પાર, દીવ્ય આસન સંમીધ અંતીસાર,
ભરે ભંડાર સબે મણી હેમ, સકલ સામગ્રીની રમલત રહેમ. ૧૨૨
ઔર અન ઉપસ્કર બહુ, વાકો પાર નહીં કાહા કહુ;
શોભા સાગર તેં અતી બાઢી, કુછ દ્વારકાં માનું હુ કાઢી. ૧૨૩
દાસી દાસ અલંકૃત રૂપા, સબેં રચીયા જુ દેવ સ્વરૂપા;
દાસી દાસ મીલી અબી રાગા, મંદિર મધે પધરાયે સુદામા. ૧૨૪
દીયો એસો જનાયો ન કલી, મહામેધ આમ ઉતરે સહી;
નીસા અચંબો બરખહી ભારે, જો સમુદ્ર મોઝલ સમારે. ૧૨૫

રચના રચી દિવ્ય મોરાર, અદ્દભુત લીલા રહી જુગદાધાર;
સખે સ્રી જન સુદામા સોઉ, દિવ્ય દેહ પલટાની લુઓઉ. ૧૨૬
મંજ્યા ગજદંતકી, બહુ બની, બની હેમ ખચીત ધરી ધણી;
મુગતા ફલકે તોરણ દ્વાર, વામો પુંજ પરવા લહી સાર. ૧૨૭
દાસ દાસી દંપતી અતી સોહે, દેખ મનમથકો મન મોહે;
રત્ન પુતલી દીપક પાત્ર, મધે દીપક રત્નમણી માત્ર. ૧૨૮
વીસ્મય પાયો દેખ હીનાર, માનું હાકાહે કમળા દ્વાર;
તબ વીપ્ર બીચારી જુ બાત, મોકુ કછુ ન કહ્યો કૃષ્ણભ્રાત. ૧૨૯
કહ્યો નાં સો કારણ એહી; થોરો મન ન આવે જુતેહી;
સુરીદ મીત્ર સનેહી ઑઉ, દેકર ન ચીખ ચારે તોઉ. ૧૩૦
ઇતનો દીયો પેં કછુ ન રહ્યો, તાંદુલદાન પ્રેમ સો ગ્રહ્યો;
કીપાકીની જુ શ્રી ગોવિંદ, ધન સમ્રીધ કે પદાયે વૃંદ. ૧૩૧
સ્વર્ગ સામગ્રી દીવ્યજ દેહ, કીપા નાથકી કરૂણા એહ;
મોકુ દીની જુ ભક્ત ભગવાન, લોક ગુરૂ જુ માયાદાન. ૧૩૨

દુહા

સંધા સબજુગ નીર્ધનો, પેં ધની ન દેખા કોય;
મેં ધનવંતા સૌકહુ, કૃષ્ણ પદારથ હોય. ૧૩૩
હરી ભજતો દાલીદભલો, અરૂ કુટે ઘરકી છાંહ;
ઉચે મંદિર બહુ ધના, હરી સેવા બીન કછુનાંહ ૧૩૪

ચોપાઈ

માયા ભક્તનકુ ક્ષોભ કરે, જ્ઞાન વિજ્ઞાન બૈરાગ્ય હરે;
માયા દેખકે લબ મનભયો, માયા મધ વીરક્ત રહ્યો. ૧૩૫
કમળ જલ લગે નાંહી નેક, રહે ઐસો જીને જો પીવેક;
જાકુ કીપા તીહારી હોવે, માયા સનમુખ કબહુ ન જોવે. ૧૩૬
જાકી તુમ ગ્રહો હરી બાંહી, વાકુ માયા પસે નાંહી;
વે માયા સુરહે જુ ઉદાસ, હરી ચરણેહી ચીત નિવાસ. ૧૩૭
સ્વામિકાહામેં સેવા કીના, કીધું અંતર માયા આધીન;
મેરી ભક્તિ મો કછુ તુન્ય દેખ્યો, જો સકળમાયાદે બસેખ્યો. ૧૩૮
સ્વામિ અંતરજામી તે સહી, માયા લેશ ન મોકુ કહી;
યે ગતિ હે જુ ગૂઢ ગોવિંદ, કાંહાપદઇ જુ માયા વૃંદ. ૧૩૯
કીને સ્વામિ તોકું નાંહી લહ્યો, તોકું તેરી માયાને ગ્રહ્યો;
જો કોઉ હરીકા ચીંતન ધરે, માયા ગરધવ જ્યું ભારભરે. ૧૪૦
જાકુ કીપા નાહી કીપાલ, વાકું ડારે માયા જંજાલ;
જાકુ તુમ ચીતમેં ના ધરો, વાકુ માયા દેના રોહી કરો. ૧૪૧

માયા મધે વીરલા ઉદાસ, જાકું તુમ રટય અવિનાશ;
માયા અતી ચંતા ચીત કરે, ગદગદ કંઠે નેણે નીર ભરે. ૧૪૨
અંતર જામી સબેં સચ લહે, મા માયાસો તન મન દહે;
મુની કહે જુ યહ કાહાદીનો, કાહાં માયા દે બડો કીનો. ૧૪૩
જગદીસ સુખલ કાહા કીજે, જેસે જીવાઓ તેસે છીજે;
નીરગુણ નીર અગ્નતા નીજ દાસ, માયા મધ રહે જુ ઉદાસ. ૧૪૪

દુહા.

માયા ન મુઇ નમન મુઆ, મર મર ગયે સો તન;
માયા મનકું મારકેં, જીવત હે હરીજન ૧૪૫

ચોપાઇ.

દાસ સુદામો કહે મનશુધ્ધ, નહી કાજ વીના રહી સુબુદ્ધ;
અનેક બીધયે હે રસમાયા, ઇને અનેક હી ભવ ભમાયા. ૧૪૬
જો માયા તે વીરક્ત હી રહે, ભોગ વીખ સમાન હી ચહે;
એસે રહે સંતોખી સો સુખી, માયા મારે કદાપી ન દુઃખી. ૧૪૭
યું લેભવસ્તુતી વોલે હરી, સ્વામી માયા દેવે કાયા ખરી;
કછુકુ કર્મ ભોગ જન્મ હોવે, તો તુમ ભક્તી ભાવ જોવે. ૧૪૮
કર્મ જોગે જન્મ ફીર પાઉ, તો તીહારે ચર્ણે શીર નમાઉ;
ઉત્તમ મધમ ઇચ્છા ના હમેરે, જીતકી તથે શરણ રહુ તેરે. ૧૪૯
તીહારે સેવા હરીજન સંગ, જો દેહ દીયો તોએ અંગ;
કરું એસેં હી અહે કો બાસ, મોહ માયા તે રહુ ઉદાસ. ૧૫૦
બીપ્ર માયામેં ચેતન રહ્યો, ચીત હરી ચરણે નીત ચહ્યો;
મોહ માયામેં મગન ભયો, થોરેં થોરેં છાંડતે ગયો. ૧૫૧
એસેં કરતે સુદામા સાધ, પાયો પરમહી પદ આરાધ;
માયા લેશ ન ચીતમાં ચહ્યો, હરી ચરણે નાશ્ચલ મન રહ્યો. ૧૫૨

દુહા.

ઘહન તજ ઘનસ્યામ ભજ, સ્યામકો શોધ સંગ;
સ્યામ સમરતે જાત હે, ચીતકો સ્યામહી રંગ. ૩

ચોપાઇ.

જાકો ચીત દીત વૈષ્ણવ ચરણે, સોતો હરીલીલા નીત બરણે;
જીને કૃષ્ણ રસાયન પીને. ઉને ભવ રોગ નહી કીને. ૧૫૪
જોકો હરી રંગસુ રહે રાતા, સોતો સદાહી જુ સુ હાતા;
વાકું જનમ મરણ ભેય નાંહી, નીશ્ચે ગોકુળચંદ અહી બાંહી. ૧૫૫
જાકો શ્રીકૃષ્ણ ધ્યાન સુ જાગે, તાકું પ્રેમ કો પગ નહી પાગે;
જે કોઉ વીખયાદીક સુન્યારો, સોતો પરમાનંદ કુ પ્યારો. ૧૫૬

બડો બીરદ શ્રી ગોવંદ નામ, અંતે દેવે જુ બૈકુંઠ ધામ;
જુઠે બી ખાઇ કે કર્મ તજીયે, નિમેં ભગવાનકું ભજીયે. ૧૫૭
કૃષ્ણ નામસો મહામંત્ર સોનીનો, બીખ ઉતારે ચ્યાહોં હીખાંનો;
સંસાર સર્પકો બીખસો ભારે, હરી દો અક્ષર મંત્ર ઉગારે. ૧૫૮
કર્મ ઔષધી કામ ન આવે, બીખે બીખ કું અધીક બઢાવે;
એક ઔષધી હે જન સત્ય, સતસંગત કર ખોજુ નીત્ય. ૧૫૯
દુજો ઔષધ નાહિરે ભાઇ, જાસુ ભવ દુઃખ ભ્રમના જાઇ;
સંતસંગ તે હરી નામ બોલે, એમ બૈકુંઠ દારજ ખોલે. ૧૬૦

દુહા.

સંગત કીજે સાધકી, સો સબ બીધી સોહાય;
લંપટ સંગત સાધકે, તન મન જુ જાય. ૧૬૧

ચોપાઈ

યઃ જપ જગ્ન અરૂ જાગ, જોસેં હરી સુ નહી અનુરાગ;
દાન પુન્ય સબેં ફલ પાવે, જમે શ્રીકૃષ્ણ સુદામા સભાળે, ૧૬૨
સાધો હરીદાસ ન કોહુદાસી, તાથે પાયો યઃ પ્રેમ પ્રકાશા;
જો કોઉ જપત હે નીત ઘનશ્યામ, તાકે પન્હીયાં મેરો નનચામ. ૧૬૩
જેકો સુને સુદામા ચરીત્ર, વાકે શ્રીકૃષ્ણ પરમહી મીત્ર;
જેકો નીત પ્રાતે હરી ગુણ ગાવે, સોપ્રેમ સુ પરમ પદવી પાવે. ૧૬૪
દાસ સુદામા સુની પદહી રંક, તાથેં કર કીપા ગ્રહ્યાછે એંક;
પ્રુની માયામેં ભ્રમ કીનો, હરી ભક્ત આપનો કર લીનો. ૧૬૫
સંતો ભગવંતકુ ભક્ત ભાવે, ભગવાન ભક્તકુ લાડલડાવે;
જાકુ ગીરવરધરકી આશ, સોતો ભવભવ ભગવાનદાસ. ૧૬૬

દુહા.

શ્રીજ જન ચરણકે શરણ, ભગત ભાવ ભગવાન;
( સો ) દાસ દાસકો દાસ હે, બુઝેં ચતુર સુજાન. ૧૬૭
ચીનત ગોકુલ ચંદકુ, ગાવત ગુણ રસ રાસ;
આશ ધરે ગિરિધરણકી, વોહી ભગવાનદાસ. ૧૬૮
જહાં નીત હે કુસુંમ દલ, નીત હીન વરસે સાર;
નીતહી નીત નવનીત પ્રીયા, બીનહી નવલ બીહાર. ૧૬૯
જહાં પ્રેમ શશિ રવિ તપે, કોટહી જોત પ્રકાશ;
અખિલ ભવન આનંદમેં, બસત ભગવાનદાસ ૧૭૦

**( ઇતિ શ્રી સુદામા ચરિત્ર સમાપ્ત. )**




( ૩–સમાસ. )

*કલિનાં માહાત્મ્યનું ભવિષ્યવાદ કરનારાઓ નિસ્સંદેહ બુદ્ધિમાન તથા પોતાની બુદ્ધિ પ્રમાણે, સમાજહિતસાધક હતા. સમાજને છિન્નભિન્ન ન થવા દેવી એ એમનો શુભ હેતુ હતો. સમાજની સુસ્થિતિ સુરક્ષિત રાખવાનો હેતુ સિદ્ધ કરવા અર્થે, જે પણ જાતના વર્તનથી સમાજની છિન્નભિન્નતા થવાનો તેઓને ભય લાગ્યો તે વર્તનને તેઓએ નિષિદ્ધ કોટિમાં મુક્યું અને એ નિષિદ્ધ વર્તનને કલિમાં બનનાર બનાવ તરીકે ભાખ્યું ! દેખીતું છે કે એ કાંઇ ભવિષ્યવાદ નથી, પરંતુ માત્ર નિષેધની એક પદ્ધતિ છે. કલિમાં બનનારા બનાવ તરીકે વર્ણન કરવાથી એ વર્તન લોકોમાં તિરસ્કારને પામે, અને લોક તેને અધર્મ ગણી વર્જન કરે એ સ્વાભાવિક છે. પરંતુ પ્રમાણમાં અર્વાચીન શાસ્ત્રકારોની આ લેખનશૈલીથી જે હાનિઓ હમે જોઇ શકીએ છીએ તેમાં એ મુખ્ય છે. અનેક સારી વાતોને પણ તેઓએ નરસી સાથે નરસી કહીને ભેળવી દીધી છે, તથા લોકોને સ્વબુદ્ધિથી સારાસાર અને લાભાલાભનો વિવેક કરવાનો અવકાશ તેઓએ આપ્યો નથી તેથી કસરતની ગેરહાજરીથી પ્રજાની બુદ્ધિ બાલક રૂપ, ક્ષીણ અને મંદજ રહી ગઇ છે. જ્ઞાન તેઓને એ શાસ્ત્રકારોએ સ્થાપેલી મર્યાદાનુંજ રહ્યું અર્થાત્ તેઓ અજ્ઞાની રહ્યા. સંસાર સુધારણાના કામ પ્રતિ પ્રજાનો વિરોધ હોવાનું એક મુખ્ય કારણ એ છે કે, કલિના બનનારા બનાવ તરીકે અનેક ઉત્તમ આવશ્યક સંસાર સુધારાઓ ગણવામાં આવ્યા છે. અને એ સુધારાના પ્રતિપાદનનીજ બીનાને પ્રજાનો અજ્ઞાન ભાગ કલિની ભયંકર ભવિષ્યવાણીઓ ખરી પડવાની સાબિતી રૂપે ગણે છે ! અને તેથી અજ્ઞાન લોકો તે સુધારાથી ભય પામીને તેનાથી આઘા ખસી જાય છે. વર્ણવ્યવસ્થા જન્મથી નહીં પણ ગુણકર્મના નિયમ પર રચવાની યોજનાની વિરૂદ્ધ હોવાનું એક કારણ એજ છે કે કલિમાં બનનારા અધાર્મિક બનાવોમાંનું એક તેને ગણ્યું છે.

## બ્રાહ્મણો વિરૂદ્ધ કરેલી ટીકા.

બીજી જે કેટલીક વાતો કલિમાં બનનારી કહી છે તે નિસ્સંદેહ સદ્બુદ્ધિથી તેમજ સત્ય કહી છે. આ સમયના બ્રાહ્મણોની વિષ્ણુપુરાણકારે જે ટીકા કરી છે તે અક્ષરશઃ સત્ય છે. તે કહે છે કે "બ્રાહ્મણો ગમે તેવા નિન્દિત ઉપાયથી નિષિદ્ધ દ્રવ્ય ગ્રહણ કરી પોતે મહા દીક્ષિત કહેવડાવશે." ( શ્લોક ૧૩ મો ). વળી કહ્યું છે કે, "કલિયુગમાં બ્રાહ્મણોના પુત્રો આચારથી હીન થઇ બ્રહ્મચર્યાદિ નિયમોનું ઉલ્લંઘન કરીને, વેદાધ્યયન કરશે." શ્લો. ૨૨ મો. ( અહીં વેદાધ્યયનનો ત્યાગ કરશે એમ કહ્યું હતે તો તે વધારે ખરૂં થઇ પડતે ).

* વિષ્ણુપુરાણ, અંશ છઠ્ઠો, અધ્યાય ૧ લો-તેમાંથી ઉપરોક્ત શ્લોકનું ભાષાંતર છે.

વળી કહે છે કે "બ્રાહ્મણ આદિ વર્ણ સંસ્કાર વગરના થઇ પાખંડ વૃત્તિનો આશ્રય કરી પોતાની આજીવિકા ચલાવશે." ( શ્લો. ૩૭ ).

આ શ્લોકો હાલના સમયમાં મોટે ભાગે સત્ય પડયા છે એમ વિદ્વાન્ બ્રાહ્મણો પોતે સ્વીકારે છે. બ્રાહ્મણોએ ધર્મને માત્ર આજીવિકાનું સાધન બનાવ્યું છે તેથી તેમની પોતાની તથા સાથે લાગી દેશની થોડી અધોગતિ થઇ નથી, તેમજ બ્રાહ્મણો કર્તવ્ય પરાંગમુખ થઇને, વૈશ્યાદિ ઇતર વર્ણોના ધંધાઓ ખેડતા થયા છે એ પણ તેટલુંજ સત્ય છે. તે છતાં પણ જો બ્રાહ્મણો હજી પણ હાલથી વિશેષ કર્તવ્યવિમુખ નથી થયા, હજીએ જો બ્રાહ્મણો ધર્મના જ્ઞાતા અને દાતા અન્યવર્ણોથી અતિ વિશેષ કાયમ રહ્યા છે, હજીએ જો ધર્મનો ખંડિત ખજાનો બ્રાહ્મણો પાસેજ રહ્યો સહ્યો છે તો તેનું એક કારણ બ્રાહ્મણો કેવા થઇ પડવાનો ભય છે તેનું વિષ્ણુ પુરાણ આદિ ગ્રંથોના કર્તાઓએ વેળાસર કલિ માહાત્મ્યની અતંર્ગત નિરૂપણ કરવાનું છે. એ દ્વારાએ બ્રાહ્મણોને તેઓ શું થઇ પડવાનો ભય છે તેથી ચેતવીને તેનાથી દૂર રાખવા એ લેખકોએ વિનવ્યા છે, અને એ આગ્રહ સર્વથા નિષ્ફલ નથી ગયો તે ધર્મપ્રકરણમાં બ્રાહ્મણ વર્ણની અદ્યાપિ પર્યંત ચાલુ રહેલી શ્રેષ્ઠતાથી સિધ્ધ થાય છે.

અલબત્ત, એમાં કાંઇ ભવિષ્યવાદ જેવું નથી, માત્ર ક્રિયાપદોજ ભવિષ્ય કાલનાં છે! વર્તમાનકાલનાં "થાય છે" ને બદલે "થશે" એવો ભવિષ્ય કાલના પ્રત્યયનો પ્રયોગ કરવા શિવાય તેઓએ બહુ વિશેષ કર્યું નથી–માત્ર ભવિષ્યકાલના પ્રયોગથી લેખનું મહત્વ ઘણું વધશે એ તેઓ સમજી શકયા તેમાંજ તેમની વિશેષતા છે.

કલિમાં બ્રાહ્મણાદિ વર્ણો કેવાં વર્તનવાળા થશે તે કાંઇ દૂર અંદેશાથી કે સમાધિથી જાણવાની જરૂરજ નહોતી. પુરાણકારોના પોતાના સમયમાં પણ એવાં વર્તનો થતાં હશે, અને તે સમાજને અહિતકર તેમને લાગવાથી, પોતે સત્યયુગમાં રહેતા હોય તેમ તે ભવિષ્યમાંજ બનશે એમ લખ્યું છે. જે દુર્બલતાઓને સામાન્ય મનુષ્યો ત્રણે કાલમાં હમેશા વશ હોય છે તેજ કલિયુગમાં બનનારી તરીકે વર્ણવી છે. ઉદાહરણ તરીકે, "કલિયુગમાં મનુષ્ય થોડા ધનવાળા હશે, છતાં અત્યંત ગર્વિષ્ટ થશે, અને સ્ત્રીઓ પણ કેવળ પોતાના કેશની સુંદરતાથીજ મદવાળી થશે." ( શ્લો. ૧૬ ). આમાં મનુષ્ય સ્વભાવના કુદરતી નિયમ કરતાં વિશેષ નથી, "ઓછો ઘડો છલકાશે વધારે" એ કહેવત તેથી પણ વધારે વ્યાપક અને વધારે જગતનું સત્ય દર્શાવે છે. થોડું ધન મેળવનારને એટલો આનંદ થાય છે કે તેટલો ગર્ભશ્રીમંતને થતો નથી. સ્ત્રીઓ સુવર્ણના અલંકારો કરતાં પણ કેશની સુંદરતાનાં વિશેષ પક્ષપાતી હોય એ પણ સ્વાભાવિકજ છે. તેમને ઘરેણાં વિના ચાલશે પરંતુ પટીયાં જરૂર જોઇશે. વિદુષીઓ અને વિધવાઓજ એ દુર્બલતાને વશ નહીં હોય! જ્યાં સુધી સ્ત્રી માત્ર વિદુષી નથી ત્યાં સુધી એમ હમેશજ રહેવાનું–શું કલિમાં ને શું બીજા યુગોમાં. યુગભેદથી મનુષ્ય સ્વભાવમાં ભેદ થતો નથી.

એક બીજી ઉક્તિ હમારા ઉક્ત મતને પુષ્ટિ આપે છે. "કલિયુગમાં મનુષ્યો ધર્મના વિષયમાં દ્રવ્યનો અંત લાવશે." (શ્લોક ૨૦ મો). બ્રાહ્મણોને ધન ( કારણકે એનેજ ધર્મ કહ્યો છે ) ન આપનારા ઉપર આ જેવો તેવો ચાબખો નથી! એવાઓને આગમચથી વર્તી,

ખોળી કાઢીને, પૂર્વથીજ ગાળ દઇ મુકવામાં આવી છે. બ્રાહ્મણોને ન ગાંઠનાર શૂદ્રોને નિંદવાનું, કલિકાલની એક મૂર્તિ તરીકે તેની નિંદા કરવાનું શસ્ત્ર સહસ્રો વર્ષ પૂર્વથી તૈયાર ચકચકતું રાખવામાં આવ્યું છે ! પરમાર્થ સાથે પુરાણકારે પોતાની બ્રાહ્મણ જાતિનો પક્ષ સિદ્ધ કરવામાં કલિનો સારો ઉપયોગ કર્યો છે. " લોકો એવું સમજશે કે, બ્રાહ્મણોમાં ને આપણામાં કોઇ અંતર નથી અર્થાત્ બ્રાહ્મણોનું ગૌરવ રહેશે નહીં, તેમજ ગાય દુધ આપશે ત્યાં સુધી તેના પર પ્રીતિ કરશે પણ તેમાં પૂજ્યભાવ નહીં રાખે."–શ્લો. ૨૪ એ. બ્રાહ્મણો કર્મહીન અને ભ્રષ્ટ થઇ જવાના છે એમ લેખકે સ્વીકાર્યું છે; તે સ્થિતિમાં તેઓને માટે પ્રજાને માન રહે એવી આશા તે અમસ્તીજ રાખે છે. છતાં પણ, ઇતર વર્ણો પોતાને જન્મથી ગૌણ ગણવા અને બ્રાહ્મણોને જન્મથી શ્રેષ્ઠ ગણવા ના પાડે એવી પરિસ્થિતિ લેખકને ઇષ્ટ નથી. પ્રજાનો અમુક ભાગ બુધ્ધિપૂર્વક વિચાર કરનારી થતી જતી પોતાના સમયમાં જોઇ હશે અથવા કોઇ પણ રીતે ભવિષ્યમાં તેવી થશે એમ તેને ભય હતો. એ "રેશનેલીસ્ટિક" ( બુદ્ધિવાદ ) વલણને પોતાની જાતના હિત–સ્વાર્થ સારૂ ઝટકે મારવો એ તેણે પોતાનું કર્તવ્ય માન્યું છે. ગાય ઉપર પણ સ્વાર્થ બુધ્ધિથીજ પ્રીતિ રાખનાર બુધ્ધિમાનો પર તેણે કેવો માર્મિક પ્રહાર કર્યો છે, અને બ્રાહ્મણો સાથે ગાયોનું તોલન કરીને, ઉભયને બચાવી લેવા-ગાયો સાથે બ્રાહ્મણોને–ગાયમાતા પરની લોકોની પૂજ્ય બુધ્ધિનો કેવો ચતુરાઇ ભર્યો ઉપયોગ કર્યો છે ?

" કલિમાં મનુષ્યો સ્નાન કર્યા વિના ભોજન કરશે, તર્પણ આદિથી પિતરોને સંતુષ્ટ નહીં કરે, અર્થાત્ શ્રાદ્ધાદિ ક્રિયાનો લોપ થશે." ( શ્લો. ૨૭. ) તેમજ .પાખંડીઓના ઉપદેશથી જેની બુદ્ધિ નાશ પામી છે એવા મનુષ્યો " વેદથી શું થવાનું છે ? બ્રાહ્મણોમાં શું સામર્થ્ય છે ? દેવની પૂજા કરવાથી શું થાય છે ? પાણીથી સ્નાન કરવાથી શું પવિત્ર થવાય છે ? ઇત્યાદિ અનેક પ્રકારનાં મિથ્યા વચનો બોલશે. (શ્લો. ૫૦)". કીસ્સાની ઢમતી દિવાલને ટેકો આપવા શાસ્ત્રોમાંથી માથું કાઢીને, અક્કલથી આગળ પાછળ તથા ઉપર નીચે કુદરતને જોનારાઓને જેઓ વેદ પ્રમાણજ ઉચ્ચારતા હોય તેમ, વગર તપાસે દંડી નાખવામાં આવ્યા છે ! તર્કવિતર્ક કરનારા સર્વથા મૂર્ખ છે એમ માનીજ લેવામાં આવ્યું છે. બ્રાહ્મણોની સર્વસત્તા સામે માથું ઉંચકનાર કાળા માથાના માનવીઓને પ્રથમથીજ એવા કઠોર પ્રત્યયો અને વિશેષણોથી ડામવામાં આવ્યા છે, અને તેમની દલીલોને, ખરી વાત સાથે જોડીને એવી રીતે કેવળ હાસ્યજનક રૂપ આપી દઇને તેમને દેખીતા મૂર્ખ ગણી કાઢવામાં આવ્યા છે, અને વિદૂષકનો વેષ તેમને મુખે ચોપડી કાઢવામાં આવ્યો છે. આમાં સત્ય સાથે અસત્ય મેળવવાથી લેખકનો વિજય સહેલ થયો છે.

* કલિયુગમાં માણસો સ્નાન કર્યા વગર ભોજન કરશે. ( શ્લો. ૨૭ ) એ વાત ખરી પડી નથી. ત્યાં સુધી આ દેશ ઉષ્ણકટિબંધમાં છે ત્યાં સુધી એ ખરી પડવાનો બહુ સંભવ પણ નથી ! વ્યાધિ કે વિશેષ કારણ શિવાય સ્નાન વિના ભોજન ગમે તેવા સુધરેલા વિચારના હીંદુઓ કરતા નથી.

"કલિયુગમાં રાજાઓ ન્યાયપ્રમાણે પ્રજાનું પાલન કરશે નહીં;" અને કરના મિષથી જોર જુલમથી પ્રજાના દ્રવ્યનું હરણ કરશે. (શ્લો. ૩૪). આમાં તો લેખકનું જ્યોતિષ વિશેષ અસત્ય નિવડયું છે. નામદાર અંગ્રેજ સરકારના પ્રતાપથી, દેશી રાજાઓ પૂર્વ જેટલો જુલમ કરતા નથી એ પ્રસિદ્ધ છે, અને લશ્કર રાખવાનુંજ ન હોવાથી તથા લડાઇ ન હોવાથી, ઝાઝો કર નાખવાનું પ્રયોજન પણ નથી. વિશ્ણુપુરાણના કાળમાં અન્યાયી અને જુલમી રાજાઓ હશે પરંતુ હવે તો તેમને માટે અવકાશ જ નથી, અને હશે તો અપવાદ રૂપે હશે. હવે અને હજી આ દેશની પ્રજા કેટલીક રીતે દુઃખી છે ખરી પરંતુ રાજાના જુલમને લીધે અને કરના બોજાને લીધે તો નહીંજ એમ તો રાજાઓના કટ્ટરમાં કટ્ટર વિરોધીને પણ સ્વીકારવું પડશે.

## પાંચ વર્ષની કન્યાનો ગર્ભ—વીશ વર્ષે વૃદ્ધ !

ઉક્ત અને અન્ય સર્વે ભવિષ્યો જે સામાન્ય પ્રકારનાં છે તેમાં ખોટા પડવાનો ઝાઝો સંભવ જ રહેતો નથી. તે ખરાં પડે તેમાં કાંઇ વિશેષતા નથી. "તમે કોઇક દહાડો જરૂર માંદા પડશો," તેના જેવાં છે. પરંતુ જ્યાં આંકડા વગેરે આપીને નિશ્ચિત કથન કરવામાં આવ્યું હોય તેનોજ સ્પષ્ટ નિશ્ચિત નિર્ણય થઇ શકે છે. અને સદ્ભાગે વિદ્વાન્ બુદ્ધિવાન્ વિશ્ણુપુરાણકારે એમ પણ એક સ્થળે કર્યું છે. છઠ્ઠા અંશના પ્રથમાધ્યાયના ૪૧ મા શ્લોકમાં કહે છે કે, "કલિયુગમાં આઠ, નવ, દશ વર્ષની ઉમ્મરવાળા પુરૂષથી પાંચ, છ, સાત, વર્ષની કન્યા ગર્ભ ધારણ કરશે, અર્થાત્ સંતાનની પ્રાપ્તિ કરશે. તે સમયે મનુષ્ય બાર વર્ષની ઉમરે વૃદ્ધ થશે, વીશ વર્ષનું પર આયુષ્ય કહેવાશે."

આ કરતાં સ્પષ્ટતર ભવિષ્યવાણિ કરવી અશક્ય છે. પુરાણકારે અહીં કયા કારણથી સાહસ કર્યું તેનું અનુમાન કરવું સહજ છે. એમના કાલમાં બાલલગ્નનો પ્રચાર ઘણો વ્યાપેલો. **अष्टवर्षा भवेद्गौरी नव वर्षाच रोहिणी । दशवर्षा च भवेत्कन्या तत उर्द्धं तु रजस्वला ॥** એ બાળલગ્નનો શાસ્ત્રીય પાયો નંખાઇ ચુકેલો અથવા નાંખવાની તૈયારી હતી. ૧૦–૧૨ વર્ષે કન્યાનાં લગ્ન થવા લાગેલાં અને કેટલીક સ્ત્રીઓને ૧૨–૧૩ વર્ષે રજો થતાં પછી સીમંત આવવા માંડેલાં. તે સમયની આ વસ્તુસ્થિતિ પુરાણકારને ઇષ્ટ નહોતી. દેખીતી રીતે બાલલગ્નના તેઓ વિરોધી હતા. તેથીજ કલિનાં પગલાં અને નિશાની તરીકે તેણે તેની આપણને ઓલખાણ કરાવી છે. પરંતુ સાંપ્રતકાલના સુધારાની, તેમની ગમે તેવી કલ્પનાશક્તિ છતાં તેમને કલ્પના થવાનો સંભવ નહોતો. તેમને સંકલ્પ પણ નહોતો કે કલિમાંજ બાલલગ્નપ્રતિ એકદા અતિ વિરોધ પ્રકટી નીકળશે, તેનો નિશેધ થશે અને કન્યાઓ રજોદર્શન પછી અનેક વર્ષે નીરાંતે લગ્ન કરશે. તેમને મન તો એમજ હતું કે બગડેલો મામલો વધારે ને વધારે બગડતો જ ચાલ્યો જશે. ૧૦–૧૨ વર્ષની કન્યા હાલ પરણે છે તો હવે પછી ૫–૭ની પરણશે, અને એક વર્ષ બાદ તેઓ ઘેણુ જનશે એવું એ નિરાશાવાદી ભવિષ્યવેત્તાએ અનુમાન કર્યું. તેઓ પોતે પણ આજે હાજર હોત તો આનંદથી પોતે ખોટા પાડવાનું સ્વીકારતે. સુધારકદલની આ વિષયમાં જેટલી ફતેહ થઇ છે તેટલી બીજા કોઇ વિષયમાં થઇ નથી. સુધારકોની કન્યાનાં લગ્ન ૧૩ થી ૧૭ સુધીમાં સામાન્ય રીતે થાય છે અને જેઓ પોતાને રૂઢી

રક્ષક કહેવડાવે છે તેમની કન્યાઓનાં લગ્નનાં વયની સરેરાસ પણ સંગીન રીતે વધી છે. ૫૦ વર્ષ પૂર્વની કન્યાનાં લગ્ન વયની સરેરાસમાં કમમાં કમ પાંચ વર્ષનો ખાસ્સો વધારો છે. અને લગ્ન પછી સ્ત્રી તરત ગર્ભવતી થવાનો સંભવ જ નહોતો, એ વાત તો ખરી પડી જ નહોતી. અને બાળલગ્નના થતા નાશથી બાળાગર્ભની વાત ખોટી પડતી જાય છે. ૭ સાત વર્ષની કન્યા ગર્ભ ધારણ કરે એ ત્યારે બને કે એ વય પૂર્વે પણ કન્યાઓ રજોગુણધર્મી થાય. પરંતુ બાળલગ્ન છતાં પણ, તે અતિ પ્રચલિત હતાં તે સમયે પણ રજો ધર્મ કાંઇ અકાલે પ્રાપ્ત થતો નહોતો. રજો દર્શન શીઘ્ર થવાનો એક મુખ્ય આધાર દેશમાં પડતી સૂર્યની ગરમી છે, અને આફ્રિકાના અતિ ઉષ્ણ પ્રદેશમાં આ દેશથી ૨ વર્ષ તથા શીતકટિબંધના યુરોપથી ૪ વર્ષ પૂર્વે રજોદર્શન થાયછે. જો આફ્રિકામાં પણ ૧૦ વર્ષથી પૂર્વે કદાપિ રજોદર્શન થતું નથી તો આ સમશીતોષ્ણ દેશમાં તેનો સંભવજ ક્યાંથી ? તે માટે તો પ્રથમ સૂર્યની તથા પૃથ્વીની ભૂમંડળમાં સ્થિતિ તથા સ્થાન બદલવાં જોઇએ ! મનુષ્ય બાર વર્ષે વૃદ્ધ થશે એ પણ આધાર રહિત અને વૈદકના નિયમ વિરૂદ્ધનું અનુમાન છે. એક બીજી ભવિષ્યવાણિ સાથે પણ આને વિરોધ આવે છે. ૨૮ મા શ્લોકમાં લખ્યું છે કે, " સ્ત્રીઓ અતિશય ભોજન કરનારી અને ઘણી પ્રજાવાળી થશે. " ૬-૭ વર્ષે જણનારી સ્ત્રી તો બેચાર કોળીયાથી વધારે ભોજન કરી શકે નહીં, અને ૧૨ વર્ષે વૃદ્ધ થનારી સ્ત્રી બહુ પ્રજાવાળી હોવી અંકગણિત પ્રમાણે પણ અસંભવિત છે, સિવાય કે દર માસે અથવા બકરી-બિલાડી પેઠે સામટાં જોડીયાંઓ અને ચોકડીઆંઓને જન્મ આપે.

બીજો પણ એક સ્થૂલ વદતોવ્યાઘાત દ્રષ્ટિગોચર થાય છે. એક સ્થળે લખે છે કે, " કલિયુગમાં મનુષ્યો અલ્પબુદ્ધિવાળાં થઇ ખોટાં યજ્ઞોપવીત ધારણ કરશે, " અને પછી વળી લખે છે કે, " તમામ વર્ણ શૂદ્રપ્રાયઃ થઇ જશે. " જો શૂદ્ર થવાની વલણ હોય તો યજ્ઞોપવીત ધારણ કરવાની ચેષ્ટાજ ન કરે. યજ્ઞોપવીતની ઇચ્છા પ્રજાની દ્વિજ થવાની ઇચ્છા સુચવે છે. શૂદ્રવત્ ગણાતી પ્રજા હવે દ્વિજમાં ભેળાવા ઇચ્છી, બ્રાહ્મણોની મના છતાં યજ્ઞોપવીત ધારણ કરે છે એ પ્રસિદ્ધ છે. ગુજરાતના પાંચાલો, અને બંગાળાના કાયસ્થોનાં દ્રષ્ટાંતો વિદ્યમાન છે.

હમારો હેતુ કાંઇ ખંડનનો નથી તેથી વિશેષ દ્રષ્ટાંતો આપવાની જરૂર નથી. એટલુંજ કહેવાનું તાત્પર્ય છે કે, કલિયુગનું ભવિષ્ય સર્વથા સત્ય પડ્યું નથી. કલિમાં કહેલી વિપરીતતા કલિના કયા ભાગમાં થશે, અને સર્વત્ર કે એકાંશે તે કશુ કહ્યું નથી. તેથી તદન ખોટા ઠરાવા જેવો તો પ્રસંગ આવવાનો સંભવજ નથી. હમણાં ખોટું પડ્યું છે તોપણ હવે પછીના હજારો વર્ષ બાદ તે ખરૂં પડે તો હમે કાંઇ કહી શકતા નથી. માત્ર તે સંભવ વિરૂદ્ધ છે, એટલુંજ કહી શકાય. અમુક કાલ ન આપેલો હોવાથી કાંઇ પણ નિશ્ચય થઇ શકે નહીં. કેટલુંક તો ખરૂંજ છે, અને મનુષ્યના સ્વભાવની દુર્બલતાનો તે માત્ર ચિતાર છે. " જેની સ્ત્રી સુંદર સ્વરૂપવાળી હશે તેના જારબુદ્ધિથી ઘણા મિત્રો થશે " ( શ્લોક ૫૪ ) એ સર્વકાળ માટે કંઇક સત્ય છે. એ કાંઇ કલિકાલ અને ભવિષ્યકાલની ખાસ ખાનગી કે ખાસ મતા નથી.

## મુખ્ય વર્તારાઓ તો કહેવાંજ રહી ગયાં છે.

ધારો કે કલિકાલનું ગાયેલું ભવિષ્ય ઘણે અંશે સત્ય નીવડે તોપણ તેથી તે ભવિષ્ય

જોડી કાઢનાર સર્વજ્ઞ સિદ્ધ થતો નથી. તેણે જે કહ્યું છે તેમાં મુદ્દાની બાબતો મૂકી દીધી છે તેથી પણ તેણે માત્ર સામાન્ય અનુમાનો કર્યાં છે એમ સિધ્ધ થાય છે. પરદેશીઓ આપણા પર રાજ્ય કરશે એવી મહા ઉપયોગી બિનાનો તેમને સંકલ્પ નહોતો. એ બિનાથી તો કલિનું ભવિષ્ય મોટે ભાગે ખોટું અને કેટલેક ભાગે ખરૂં પડવાનો વારો આવ્યો છે. વિધવાનાં પુનર્લગ્ન થશે એનો પણ સંકલ્પ નહોતો. એમના સમયમાં ધર્મને નામે ચાલતી વહેમી ક્રિયાઓ ન માનનારી ' માઇનોરીટી ' (બૌધ્ધ, જૈન ઇત્યાદિ અનેક) પણ વિધવાઓને પુનર્લગ્નનો અધિકાર છે એમ માનતી નહોતી. તેથી એ વાત એમને સૂઝી નહીં. " વરસાદ થોડો થશે અને ધાન્ય થોડું પાકશે " ( શ્લો. ૫૧ ) એમ લખ્યું પરંતુ નહેરો નવી થવાથી, તેમજ " ઇન્ટેન્સીવ કલ્ચર "ની શોધોને લીધે વરસાદ ઓછો પડે તોપણ ધાન્ય વિશેષ પાકશે એ તેમને અકલ્પ્યજ રહ્યું. હીંદુસ્તાનમાં હાલ જેટલું અનાજ પાકે છે તેટલું પૂર્વે પાકતું નહોતું એ પ્રસિધ્ધ છે. પૂર્વે બહુતો ૧૦ કરોડની વસ્તી હતી-તેથી તેમના પુરતું અનાજ થતું હશે. હાલમાં ૩૦ કરોડની વસ્તી જેટલું પાકે છે અને કરોડો મણ યુરોપમાં કરાંચી અને મુંબઇથી જાય છે તે જૂદું. રૂની ખેતી વધી જશે તેની પણ તેમને કલ્પના નહોતી. " વસ્ત્ર ઘણું કરીને શણનાં ઝીણાં સુતરનાં થશે. " પરંતુ અંગ્રેજી રાજ્ય અમલને લીધે ઉલ્ટું લોકો ઉનનાં જાડાં કપડાં વિશેષ વાપરવા લાગ્યા છે ! લોકો કોટ પાટલુન પહેરશે, નેકટાઇ કોલર ધારણ કરશે એવી જો ખબર હતે તો તો એ પાશ્ચાત્ય વસ્ત્રોની નિંદામાં શું શું શ્લોક નહીં રચી રાખતે ? આર્યો પરદેશગમન કરશે એ પણ તેમના સંકલ્પની મર્યાદામાં નહોતું. એમણે જે લખ્યું છે તેનો સાર એટલોજ છે કે " બદમાશી, અને લંપટતા વધી પડશે. " લખનારને નૈતિક દ્રષ્ટિ હતી. ઐતિહાસિક નહીં. અને નીતિનું પ્રકરણ તો એવું છે કે તે વિષે સામાન્ય વિશેષણો લાગુજ પાડવાં ન જોઇએ, કેમકે, તેની તો અનેક કારણોથી વધઘટ થયાજ કરે છે, અને પ્રજાના સર્વે ભાગ કાંઇ એકજ અનીતિવાળા કે એકજ નીતિવાળા નથી હોતા. કોઇ ભાગ ઓછો તો કોઇ ભાગ વત્તો હોય છે તેમજ દરેક વ્યક્તિ પણ જીવનના જુદાજુદા ભાગોમાં ઓછી વત્તી નીતિવાન કે અનીતિવાન હોય છે. એટલુંજ નહીં પણ તેજ મનુષ્ય જીવનના એક ભાગમાં નીતિવાન ને બીજા ભાગમાં અનીતિવાન હોય છે. હમેશાં વ્યક્તિ તથા પ્રજાની નીતિ રીતિમાં ફેરફાર થયા કરે છે તેથી ભવિષ્યમાં હમેશને માટે સામાન્ય નિયમ ઘડી કહાડવો એ આકાશ ઘેરવા જેવું સાહસ માત્ર છે. પુરાણકારોએ કાલની બ્હીક આપીને પ્રજાને વત્તી-ઓછી નીતિમાં રાખી છે એમ હમારે અંતમાં કબુલ કરવું જોઇએ. હમારૂં કથન એટલુંજ છે કે અજ્ઞાનના માર્ગને બદલે જો જ્ઞાનના માર્ગે પ્રજાની નીતિ તેઓએ સુધારી હતે તો, પ્રજા તેમની વિશેષ આભારી થતે. તે માર્ગ વધારે મુશ્કેલ હતો. બ્રાહ્મણોની એકત્ર સત્તા અને આજીવિકાને પણ પ્રથમ કાંઇક હાનિ થતે, પરંતુ તેટલો આત્મભોગ જો એ વર્ગે આપ્યો હોત તો તેથી દેશના સમગ્ર હિત સિધ્ધ થતાં અંતે તો તેમનું હિત પણ વિશેષ સિદ્ધ થતે.

# માનસ વિદ્યાનું મંથન.*

(લેખકઃ—રા. રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી એમ. એ. બી. એસ. સી.)

## અંક પહેલો.

**સ્થળઃ**—પ્રાચીન ગ્રીસઃ અરણ્યો, મેદાનો અને તેમાં વસતા વૃક્ષ-લોક,—ગુફા નિવાસીઓ—અને અગ્નિનો ઉપયોગ કરતાં ટોળીઆઓમાંથી-ક્રમશઃ પ્રકટતી ગ્રીક સુધારણા—

---

**સમગ્ર માનવ જાતિનો આત્મા**—( મનુષ્યનો આત્મા તેની વિધિજનિત પરિક્રમા શરૂ કરે છે. )—બોલો ! મારાં બચ્ચાંઓ ! તમારી આસપાસ શું ભાસે છે ?

ધ્વનિઓ—જીવન ભયરૂપ લાગે છે; અને કોઇ શીકારીનો ભોગ થઇ પડેલો અમારો આત્મા, ધ્રુજતો, ધ્રુજતો એક દેહમાંથી બીજા દેહમાં ખોળીયાં બદલતો બદલતો આમતેમ નાસભાગ કર્યાં કરે છે. અનેક ભૂખ્યા અને દુર્બળ યુગો થયાં અરણ્ય, તોફાન, આકાશના તારા અને રાત્રીના પડછાયાના ભૂતો અમને સતાવ્યા કરે છે. વૈદકવિદ્યાનું જાદુ અમારૂં રક્ષણ બરોબર કરી શકતું નથી. અમે તો અન્ય પશુઓ જેવાજ છીએઃ શીકાર કરીએ છીએ. પ્રજોત્પત્તિ કરીએ છીએ; અને પછી મરી જઇએ છીએ; પણ કંઇક ફેર એટલોજ દેખાય છે કે બીજાં પશુઓને આગળ પાછળનું ભાન હોતું નથી ત્યારે અમને કંઇક છે; અને અમે તજાયેલાં-અનાથ બાળકોની માફક સતત બીતથી ધ્રુજ્યા કરીએ છીએ.

---

## અંક બીજો.

**સ્થળ**—ગ્રીસનાં દેવાલયો, ગૃહો અને રમ્ય ઉદ્યાનો—ભૂમધ્ય સમુદ્રનાં નીલજલ અને પૂર્વ તરફના કાંઠાઓ—ગ્રીસ દેશની આસપાસ—જ્યાંથી પૂર્વમાં આર્યાવર્ત તરફ જવાના રાજમાર્ગો આવેલા છે.

**માનવાત્મા**—બોલો ! મારાં બચ્ચાંઓ ! તમારી લાંબી શોધમાંથી શું શોધી કાઢ્યું ?

આયોનીયાના તત્વચિંતકો—હે ! પરમ પિતા ! અમે પૂર્ણ સ્વતંત્રપણે શોધ તો કરીએ છીએ; છતાં અંધારામાં ફાંફાં મારતાં હોઇએ એમ લાગે છે. શું મનુષ્યનો આત્મા આ દેખતાં વિશ્વનાં જેવો હશે ? શું એ સતત વિકાર પામ્યા કરતો હશે ? શું એ આત્માનું

---

* આપણા હાલના કેળવણી ખાતાં તરફથી ગયે વર્ષે આમંત્રિત થયલા મી. એફ. જે. ગુલ્ડ ( F. J. Gould ) પ્રોફેસર બ્લાકીના માનસ શાસ્ત્રના ઇતિહાસ ઉપરથી ઉપજાવી કાઢેલા અંગ્રેજી લેખ ઉપરથી.

અંતિમ તત્વ જલ, વાયુ કે અગ્નિ હશે? શું વૃક્ષો અને પાષાણોમાં પણ ચેતન હશે? શું વિશ્વની પ્રકૃતિ જડ દેખાય છે પણ ચેતન હશે? હા. ભવિષ્યના સંશોધકોને જે જણાવાનું છે તે અમને અત્યારે જણાય તો કેવું ?

એનેક્સીમેન્ડર—જગતમાં એક અનંત છે, અને બીજું સાંત છે. અગાધ સમુદ્રને તળીયે આવેલાં કોઇ પ્રાણીમાંથી સાંત મનુષ્ય ઉદ્ભવ્યો છે!

એમ્પીડોક્લીસ—સમગ્ર વિશ્વ ઉપર અને આત્મા ઉપર રાગ અને દ્વેષનું જ સામ્રાજ્ય છે. આત્માની ઉત્પત્તિ એ રાગને લીધેજ થાય છે અને એજ રાગ તેને આખરે જન્મજન્ય મરણનાં બંધનોમાંથી મુક્ત કરે છે.

એનેક્સેગોરાસ—નહીં ! સર્વ ચેતન દેહોને ઉત્પન્ન કરનાર એક ચિત (Nous) છે, અને ચેતન રહિત પ્રકૃતિ પણ સત્ છે. વિશ્વમાં પુરૂષ અને પ્રકૃતિ, ચેતન અને જડ, અથવા ચિત અને સત એમ બે વાનાં જ છે.

લ્યુસીપ્પસ અને ડેમોક્રીટસ—નહીં, નહીં. એમ નહીં. વિશ્વમાં અનંત અણુઓ સનાતન સમય થયાં અધઃપતન કર્યાં કરે છે. અને આ તેમનાં પતન દરમ્યાન પૃથ્વી અને તેના નિવાસીઓ તેમાંથી ( અણુમાંથી ) બન્યા કરે છે. આત્માના અણુઓ અગ્નિના સૂક્ષ્મ, અદૃશ્ય ગોલકો છે; તેઓ આખરે મૃત્યુની સખ્ત શીતમાં શાંત થઇ જાય છે.

પાઇથાગોરાસ—એક, બે, ત્રણ..............શું સંખ્યામાં જ કોઇ વ્યવસ્થાપક નિયમ અંતર્હિત થયલો નથી? શું બુદ્ધિ, વિજ્ઞાન અને ઇચ્છા ઉક્ત સંખ્યાનાં અજબ વ્યવસ્થા અને ડોલનને શરણ નથી ? સમગ્ર વિશ્વ સંખ્યાનું અજબ સંગીત છે !

ઇલીએટીક્સ ( પ્રાચીન ગ્રીક વેદાંતીઓ )—નહીં, નહીં. મૂળ અંતિમ સત્ય વસ્તુ તો એક જ છે; પણ દૃશ્યમાન રૂપ આભાસો અનંત છે. મનુષ્ય સત્ છે; અને જે વિકાર દેખાય છે તે માત્ર આભાસ છે. એક શાશ્વત તત્ત્વ અવિકાર્ય છે.

અતિ તાર્કિકો ( સોફીસ્ટસ્ )—બંધુઓ ! આ તમારો મિથ્યાવાદ બંધ કરો. આપણે જે જોઇએ છીએ, સાંભળીએ છીએ અને સહન કરીએ છીએ,—ટુંકમાં જે જે અનુભવીએ છીએ તેનુંજ જ્ઞાન આપણને થાય છે. મનુષ્ય જ સર્વ વસ્તુનો પ્રમેતા છે.—" Man is the measure of all things.—

સોક્રેટીસ—માનવબાળ ! નમ્ર થા. અંતર દૃષ્ટિ કરીને જાતને ઓળખ. જાતને ઓળખીને સત્ય જ્ઞાનની પ્રતીતિ કરી નીતિમાન્ થતાં શીખ !

પ્લેટો—અનંત, અક્ષર અને ભલા ઇશ્વરમાંથી મનુષ્યનો અમર આત્મા બુદ્ધિ–જ્ઞાન–પ્રાપ્ત કરે છે. પછીથી પાશવ વૃત્તિઓને જીતે છે અને આ જગત રૂપી ગુફાના અજ્ઞાનાંધકારમાંથી, શૌર્ય, ન્યાય, ડહાપણ અને મિતવ્યવહારનાં ભગવતાં–ઐશ્વર્યયુક્ત દર્શનોનો ભોક્તા થાય છે. હે ! આત્મા ! ઉત્તિષ્ઠ, જાગ્રત, અને સત્ય, સુંદર તથા સદીશ્વરનું ભજન કર.

એરીસ્ટોટલ—નહીં. માનવાત્મા તો પ્રકૃતિનું રૂપાંતર છે; અને એ બુદ્ધિ અને જ્ઞાન, તથા વેદન, ઇચ્છા અને કર્મદ્વારા પ્રાદુર્ભૂત થાય છે, વળી, તર્ક,–ન્યાય–ના નિયમોમાં, નીતિમય જીવનમાં, રાજકીય વ્યવસ્થામાં, સૌંદર્યની ભક્તિમાં, વક્તૃત્વના જોશમાં, અને કુદર-

તના અભ્યાસમાં એનું પ્રકાશન વિશેષ ને વિશેષ થાય છે. આ જડ ભૌતિક જગતની પર અધ્યાત્મ વિદ્યા અને ઇશ્વરી આદિ કારણોનું ક્ષેત્ર છે.

* ચાર્વાકવાદીઓ ( Epicureans )—અરે ! ઇન્સાન ! ગમે તે પ્રકારે આનંદ ભોગવ. ઋણં કૃત્વા ઘૃતં પીબેત્, આ દેહ ભસ્મીભૂત થઇ જશે ત્યારે કશું બાકી રહેવાનું નથી ! આત્માની વાતો ખોટાં ફાંફાં છે.

ક્રિયાશીલો ( સ્ટોઇક્સ-Stoics )—અરે ! જીવ ! તું નીતિમાન્ થા. મૈત્રી, નીતિ અને સ્વસંયમના બોધપાઠો શીખ. તારો આત્મા પરમ ઐશ્વર્યવાન્ પુરૂષનો અંશ છે.

---

## અંક ત્રીજો.

સ્થળ—પશ્ચિમ એશીયા અને મીસર—ગ્રીસ અને ઇટાલીના દરીયા કીનારાનાં સ્થળો—જેરૂસલેમના દેવાલયો—( જે થોડા વખતમાં અદૃશ્ય થાય છે )—મીસર અને એશીયા માઇનરનાં દેવાલયો—થોડો વખત ક્રૂસીફીક્ષોમાંના ક્રોસનો ચમકાર—

માનવાત્મા—ઓહો ! ફરીથી ઓહો ! મારાં બન્ધનો !

માધ્યમિક યૂરપનો ખ્રીસ્તિ સંપ્રદાય—મનુષ્યનો આત્મા પ્રથમ ઇશ્વરીય તત્ત્વમાંથી ઉત્પન્ન થયા પછી હાલમાં પતિત થયેલો છે. એ આત્મા પાપ કે પુણ્ય જે ચાહે તે કરવામાં પૂર્ણ સ્વતંત્ર છે. એને પ્રકૃતિની સામે યુદ્ધ કરવું પડે છે. શ્રદ્ધા રાખે તો મનુષ્ય દેહ તે પરમ કૃપાળુ પિતાની મહેરબાનીથી સતત તેના પવિત્ર સહવાસમાં રહેવાને યોગ્ય થાય. તેથી હે ! મનુષ્ય ! તું આ ખ્રીસ્તી સંપ્રદાય દ્વારા પ્રભુની સાથે સંધિ કર. જે વેદિ આગળ પ્રભુ શુદ્ધ ભોજન રૂપે મૂર્તિમાન છે ત્યાં, હે પાપી આત્મા ! તું જા. ત્યાં તારો ઉપર ઇશુ ને મરીયમ, તું પશ્ચાત્તાપ કરશે તો, પૂર્ણ કૃપા કરશે. ખરેખર ! જેને પ્રભુપ્રેમની તૃષા લાગી છે તે સર્વ આવો અને મુક્તિ મેળવો !

---

## અંક ચોથો.

સ્થળ:—પશ્ચિમ યૂરોપ—ઉગતાં વિશ્વ વિદ્યાલયો, નાગરિક અને ઔદ્યોગિક જાગ-રણ—પ્રાચીન વિદ્યાનો પુનરૂદ્ધાર—યૂરોપથી અમેરિકા :અને અમેરિકાથી યુરોપ વહાણો આવ-જાવ કરી રહ્યાં છે.

---

* એપીક્યોરીઅનોને ચાર્વાકવાદી કહેવા યોગ્ય નથી. નાસ્તિક ચાર્વાકના જેવો એમનો સિદ્ધાંત ન હતો. આ શબ્દ બહુ અન્યાય પામ્યો છે. મનુષ્યનો અંતિમ ઉદ્દેશ આનંદ હોવો જોઇએ એમ એ લોકો કહેતા ખરા, પણ તે સ્થૂલ આનંદ નહી, ઇન્દ્રિયજન્ય ઉપભોગ નહી. માનસિક સૂક્ષ્મ આનંદને એપીક્યોરસ બહુ મહત્વ આપે છે. મિત્રની સાથેના સંભાષણથી થતા આનંદને એણે ઉત્તમ ઇન્દ્રિયજન્ય આનંદ કરતાં ઉચ્ચતર ગણ્યો છે.

છતાં પણ લેખમાં મૂળ લેખકનોજ ભાવ રહેવા દીધો છે, એટલેજ "Epicurean" નું ભાષાંતર "ચાર્વાક" થીજ કરવું પડ્યું છે.

માનવાત્મા—કેમ ? શો સંદેશો ? મારાં વહાલાં બાળકો !

બેકન—જેટલે અંશે પ્રયોગ અને અવલોકન દ્વારા સૃષ્ટિના ભેદ ઉકેલાય, તેટલે અંશે કુદરતના સચિવ અને શાસ્ત્રી તરીકે મનુષ્ય જ્ઞાન પ્રાપ્ત કરે છે અને કર્મ કરે છે. દ્રવ્ય અને ચેતન આત્મા સંબંધી પણ કુદરત કહે તેટલુંજ તે જાણી શકે છે. એથી વધારે એ જાણતું નથી તેમજ વધારે જાણવાને શક્તિમાન પણ નથી.

ડેકાર્ટ—"હું ચિત્ છું તસ્માત્ સત્ છું."–

"'Cogito ergo sum=I think therefore I am" આત્માનો ધર્મ વિમર્શ છે અને પ્રકૃતિનો ધર્મ વિસ્તાર-વ્યાપ્તિ છે; એથી જડ અને ચેતન સૃષ્ટિ વચ્ચે અભેદ્ય અંતર્પટ છે.

સ્પિનોઝા—પ્રભુ એકજ છે અને એકજ "દ્રવ્ય" છે. જડ અને ચેતન પરસ્પર ભિન્ન અને સ્વતંત્ર હોવા છતાં એકાકી "દ્રવ્ય" પરમાત્માના આશ્રય વડે અસ્તિત્વમાં છે; તેનાજ આ બે માનવદૃષ્ટિને પ્રતીત થતા ગુણો છે.

લીબ્નીઝ—મનુષ્યપિંડ તો એક સૂક્ષ્મ બ્રહ્માંડ છે.—વિશ્વનું દર્પણ છે. સર્વ વિરાટ્ એમાં પરાવર્તન પામે છે. પ્રાગ્વ્યવસ્થિત રચનાના નિયમથી જડ દેહમાં જીવનો આવિર્ભાવ થાય છે.

---

## અંક પાંચમો.

સ્થળ—પશ્ચિમ યુરોપ-ફ્રેન્ચ વિપ્લવપ્રતિ પ્રવૃત્તિઓ—ઔદ્યોગિક જગતમાં નવીન ચેતનાઓનું સ્ફુરણ—•

માનવાત્મા—હજીએ તમે, મારાં વહાલાં દીકરાં! મનમાં મંથનમાં થાક્યા વગર મંડી રહ્યાં છો કે ? કેમ ? ક્યાં સુધી આવ્યાં ?

લોક—માનવ બુદ્ધિને અનુભવાતીત સંસ્કાર કશા વારસામાં મળતાજ નથી. સર્વ જ્ઞાનોદ્ભવ અનુભવ વડેજ—પ્રયોગ અને પર્યાલોચન વડેજ-થાય છે.

હ્યુમ—રૂઢિથી દૃઢ થયલા અનેક સંસ્કારોનો સમુહ તે આપણો આત્મા. ત્યારે એ આત્માનાં યથાર્થ સ્વરૂપ નિરૂપણમાં અધ્યાત્મવિદ્યા કે મતાગ્રહની શી જરૂર ? એ તો જેમ અન્ય સૃષ્ટિજન્ય દૃશ્યમાનોનો અભ્યાસ પ્રયોગાત્મક રીતિએ કરીએ છીએ તેમ મનુષ્યનો પણ કરવો.

બર્કલી—જડનું અસ્તિત્વજ નથી. બધુંજ ચેતન છે. જે જગત્ આપણે જોઈએ છીએ, તે તો ઇશ્વરના બળથી, આપણા વિચારોના પરિણામ પ્રમાણે માયા રૂપે ભાસે છે.

કેન્ટ—અનુભવાતીત સંસ્કારોવડે આત્માનો દેહ બંધાય છે. અને તેથીજ કરીને જડ જગતનાં વિવિધ દૃશ્યમાનો સુવ્યક્ત, સદ્ અને સુંદર વ્યવસ્થામાં પરિણામ પામે છે. વિશ્વના અંતિમ તત્વ વિષે આપણે કંઇ જાણતા નથી; પરંતુ આપણી ઉર્મિ, બુદ્ધિ અને આકાંક્ષાને નૈતિક આદર્શ પ્રત્યક્ષ કરવામાં પ્રેનાપી કર્મક્ષેત્ર મળે છે.

## અંક ૭ મો.

સ્થળઃ—નવીન ચેતનાઓથી ક્ષુભિત થયલાં યૂરોપ અને અમેરિકા-આ ચેતનાઓ તે-રાજકીય, ઔદ્યોગિક, સ્વસ્થાનિક અને સાંસારિક—

માનવાત્મા—માનસ વિદ્યાના મહાન મંથનમાં હવે, અભ્યાસીઓ ! તમારો વિચાર કયી બાજુ ઝુકે છે ?

શેલીંગ—મનુષ્ય કદી પૂર્ણ હોતો નથી, પણ હોવાના સતત પ્રયત્નમાં છે, આ સર્વ પ્રયત્નનો અંતિમ ઉદ્દેશ સૌંદર્ય છે.

હીગલ—આત્મજ્ઞાન પરબ્રહ્મ સાથે એકતા કરાવે છે. મનુષ્યજીવ જડ અને ચેતન વચ્ચે ઝોકાં ખાતો ખાનો જ્ઞાન-આત્મજ્ઞાન થાય ત્યારેજ પરિપૂર્ણ દશાને પ્રાપ્ત કરે છે-આત્મજ્ઞાન એજ પરિપૂર્ણ બ્રહ્મની પ્રાપ્તિ છે; અને પરબ્રહ્મ તથા આત્મજ્ઞાને વચ્ચે ભેદજ નથી.

કૉન્ત—સર્વ માનવજ્ઞાન ભૌતિક-સ્થૂલ શાસ્ત્રોના નિયમોને આધીન છે. દેવો અને ઇશ્વર તથા અધ્યાત્મ વિદ્યાના શુષ્ક તર્કોનો વિનાશકાળ હવે આવી પહોંચ્યો છે. અને હે ! માનવત્વ ! હે ! પરમપિતા ! મનુષ્ય તારો પ્રતિનિધિ, અને સેવક છે. જીવનનો નિયમ આ પ્રમાણે છેઃ—**સ્નેહથી કર્મ કરો, અને કર્મ કરવાને માટે વિચાર કરો—ચિંતન કરો.**

રુસ્કીન—આત્માના આનંદને અર્થે વિચારોની શક્તિ ખક્ષિણ છે. એ ખક્ષિણ શક્તિ જીવને સત્કાંક્ષા તરફ પ્રેરે છે.

શોપનહોર—આત્માનું અંતિમ તત્વ જીવનકાંક્ષાજ છે.

નીત્શે—નહી ! એ તો સામર્થ્યકાંક્ષા છે.

લેમાર્ક—એક દેહમાંથી બીજા દેહમાં ઓઘે ઉતરી આવેલી પ્રયત્ન પરંપરા મનુષ્યને-ક્રમશઃ આરોગ્ય અને બળવાન બનાવે છે.

ડાર્વિન તથા વૅલેસ—સામાજીક અને નૈતિક પ્રેરણાઓને ઓઘે ઉતરેલો એકાન્ત સમુહ મનુષ્યને ખરૂં મનુષ્ય બનાવે છે.

સ્પેન્સર—એક અજ્ઞેયમાંથી અનંત યુગો થયાં મનનો પ્રવાહ ક્રમશઃ ઉત્ક્રાંતિને પ્રાપ્ત કરે છે. વ્યક્તિ અને સમગ્ર જાતિ પરત્વે પણ એમજ છે. એ સર્વે તે અજ્ઞેયમાંથી જન્મે છે, તેમાંજ આખરે લય પામે છે. મનુષ્યની ઉચ્ચતમ પ્રતિષ્ઠા ન્યાય, વિશુધ્ધ ન્યાયજ છે.

અનેક ધ્વનિઓઃ—હે ! પરમ પિતા ! માર્ગ વિશાળ અને ખુલ્લો છે અને અમે સતત આ મંથનમાં આગળ ધસ્યા જઇએ છીએ. જીર્ણ સંપ્રદાયો એક પછી એક અદૃશ્ય થતાં થાય છે; પણ તે સર્વની વચ્ચે મનુષ્યનો આત્મા સકલ અને બળવાન યોધ્ધાની માફક કેન્દ્ર રૂપે અખંડ ઉભેલો છે. અમારી કુચ, "અમારૂં" મંથન બહુ આશા ભર્યું છે. આગમ

* આ મંથન કેવળ યૂરોપીય છે. બીજા અંકનું સ્થળ સ્થાપન કરતાં આર્યાવર્ત વિષે સૂચન છે. આ દેશનું આવા મંથનનું અર્વાચીન યૂરોપીય મંથન જોડે તારતમ્ય કરવું આવશ્યક છે. પૂર્વ અને પશ્ચિમની વિવિધ વિચાર પરિપાટીઓનો કોઇ અભ્યાસી આ ગુણના સવિસ્તર હાથમાં લે તો ઘણું લાભદાયક પરિણામ નીવડવાનો સંભવ છે. વળી દશ લેખમાં વિવિધ ફીલસુફોનાં સિદ્ધાંતો અતિ સંક્ષિપ્ત સ્વરૂપમાં —સૂત્રરૂપેજ—આપ્યાં છે, તે વિષે પણ વિશાળ ઉહાપોહ થવાની જરૂર છે. પૂર્વ અને પશ્ચિમનો ક્યાં મેળ

ધૈર્ય રાખીને આત્માનું ઉખ્યાણું છોડીશું તો ખરા વ્યક્તિગત અને સામાજીક આત્માના ચમત્કારો અક્ષય્ય છે. ઉર્મિ, સ્ફુર્ણા, બુદ્ધિ,-સાહસિક અને કુશલ આકાંક્ષાના અગાધ ઉંડાણમાંથી ભવિષ્યના મહાન પ્રશ્નને પહોંચી વાળવાનું-સામર્થ્ય ભેગું કરતાં રહીએ છીએ.

---

## મુહૂર્ત—વર્ષાફળ—જન્મ પત્રિકા અને શુકન.

( લખનાર—રા. નવનીતલાલ સુખલાલ મોદી. )

આપણા દેશમાં દરરોજ નીકળનારા અને અઠવાડીએ નીકળનારા વર્તમાન પત્રોની જાહેરખબરમાં જોવામાં આવે છે કે, "ભવિષ્યનો ખુલાસો" એ મથાળા નીચે ૨૦ લીટીની જાહેરખબર—તેમાં ઝાડ ફુલ કે ફળનું નામ અને ૧ થી ૯ સુધીના અંક લખી મોકલો એટલે સંતોષકારક ખુલાસો આપીશું. તેની ફી માત્ર રૂ. ૧-૪-૬ લઈશું-એવું જોરા કહેનારા અને તે ઉપર આધાર બાંધીને બેસનારનો આ કેળવણીના જમાનામાં અને કેળવાયલા માણસો પણ મોટો આધાર રાખતા જણાય છે. એ એક જમાનાની મોટી અજાયબી છે. આપણામાં એવું પોકળ ચાલ્યું જાય છે એટલુંજ નહિ પણ યુરોપના સુધરેલા દેશમાં પણ એ પોકળ બેધડક ચાલ્યું જાય છે. આજ કેટલાક વર્ષ થયાં ભવિષ્ય કહેવામાં પ્રસીદ્ધ પામેલો "ઝાડકળ" પોતાના વાર્ષિક, છમાસિક અને ત્રીમાસિક ભવિષ્ય ભાખીને ભોળાઓને અચંબામાં કે ફીકરમાં નાંખે છે. તેનું અનુકરણ કરીને વળી કોઈ કાનપુરવાળા ભવિષ્યવાદી પણ વરસના વર્તારા આપવાનું જારી કરીને માન ખાટવા બહાર પાડયા છે. તેના છેલ્લા વર્તારામાં નવેંબર ડીસેંબરમાં દાદાભાઇ સાહેબને સ્વર્ગવાસી થવાનું ભવિષ્ય સુઝયું છે!! આપણા રાજ્ય કુટુંબ ઉપર કુદરતી આફત આવી પડવાની આગાહી સુઝી છે. અને કેટલીએક ગપો મારી છે તથાપિ નિઝામ હૈદરાબાદના રાજ્ય ઉપર આસમાની આફત આવીને લાખો જાનની ખુવારી થશે અને કરોડો રૂપીઆની માલમતા નાશ પામશે એમાંનું તેને કશું સુઝયું નહોતું, જો એ વાત તેઓએ અગાઉથી જાહેર કરી હોત તો કંઇક થોડો ઘણો બચાવ થઈ શકતે પણ સર્વ વાંચકોએ ખાતરી રાખવી કે ભવિષ્યની ખબર એકલા પરમેશ્વર સિવાય કોઈને પડતીજ નથી. માટે કહ્યું છે કે "न जाने जानकी नाथ, प्रातःकाले किं भविष्यति." રામચંદ્ર જેવા હીંદુઓએ ઈશ્વરનો અવતાર માનેલાને પણ રાજ્યાભિષેકની ધામધૂમ ચાલી રહી હતી, ત્યારે આપ વનવાસ જવાની આજ્ઞા કૈકયીના ભંભેરવાથી કરશે તે જાણી શકયા નહોતા ત્યારે સાધારણ માનવીઓ શી રીત ભવિષ્ય જાણીને કહી શકવાનો દાવો કરે?

માટે શુકન, મુહૂર્ત અને જન્મપત્રિકા કે વર્ષાફળ ઉપર આધાર બાંધીને બેસવું નહીં. ધારો કે એક માણસને એક નોકરી માટે નીકળેલી જગા માગવાને અરજ કરવાની હતી. તે ધારતો હતો કે સુમુહૂર્ત જોઇને અરજ જોઇને અરજ કરી હોય તો કામ પાર પડે પણ મુહૂર્ત આવવાને વાર હતી અને તે જગા બીજાને મળી ગઇ ને પેલા મુહૂર્તની વાટ જોતો બેશી રહ્યો.

---

થાય છે અને કયાં વિલમત્ત છે તે સ્પષ્ટ રીતે જણાય તો પછી ગેરસમજુતો દુર થવાનો સંભવ છે. નિદાન, ઉપરોક્ત રીતિએ આર્યાવર્તીય મંથન ક્રમશઃ કેવી રીતે વિકાસ પામ્યું, તે કોઇ બુદ્ધિમાન, વિદ્વાન, સંસ્કારી અને નિષ્પક્ષપાતી આર્યાવર્તીય લેખકને હાથે લખાવું જોઇએ એમ સુચવવું અપ્રાસંગિક નહી ગણાય.

"સત્ય" માં યુરોપીય ફીલસુફોને યથાવકાશ પુરો છતાંયે ન્યાય આપવાનો પ્રશંસનીય પ્રયત્ન થાય છે એ બીના સદર્ય જણાવવાની જરૂર છે.

## મારવાડીની દેવચકલી.

એક બીજા માણસને ગામ જવાનું હતું. તેને શુભ શુકન જોઇને ઘરમાંથી નીકળવાનું હતું. તેથી મોડી થએલ અને વખત થઇ જવાથી ગાડી ઉપડી ગઇ. તેથી તેનો આખો દહાડો નકામો ગયો. તથાપિ હજી આપણા દેશના મોટા ભાગમાં વખતની કિંમત કરતાં શુકનની કિંમત ગણનારા ઘણા જોવામાં આવે છે. મારવાડમાંથી રળવા ખાતર પરદેશ જતા મારવાડીઓ દેવચકલીના શુકન મળે તેજ પરદેશ જવાનો ઠરાવ કરેલો હોવાથી ગામના પાદર ઉપર આવીને બાર ચાર દિવસ સુધી દેવ ચકલીના શુકનની વાટ જોતાં બેઠેલા જોયા છે અને જ્યારે શુકન મળે ત્યારેજ તેઓ ગામ છોડીને પરગામ જાય છે. મારવાડી અને ચોર જેઓ મિયાણાના નામથી ઓળખાય છે તે કાદેવા નામના પક્ષીના શુકન જોઇને પોતાના ધંધાને અર્થે ( ચોરીએ ) નીકળે છે.

છોકરે મોઢું મચ્યું હોય, તેને ઓસડ આપવાને માટે તેની મા સુમુહૂર્તની વાટ જોવા બેઠી તેમાં ઘણો વખત નીકળી જવાથી છોકરાની પ્રકૃતિ વધારે બગડી, તેથી ઓસડ કારગત ન લાગતાં છોકરું બિચારું મરણ પામે છે. બીજા પ્રસંગની વાત થઇ પણ કોલેરા સરખા રોગ ઉપર ઓસડ આપવા સારૂ મુહૂર્ત જોવાની જરૂર નથી તો બીજા કામમાં મુહૂર્ત શા માટે જોઇએ ? આગગાડી દરરોજ નીયમિત વેળાએ ઉપડે છે તેને શુકન કે મુહૂર્ત જોઇતાં નથી, તો પણ તેનું કામ બરાબર રીતે ચાલે છે કે નહિ ?

જે મોટા પરાક્રમી દેશો ઇતિહાસમાં ગણાયા છે અને જેમણે પોતાના ઉદ્યોગના દૃઢ નિશ્ચયનાં અને સ્વતંત્રતાનાં ઉદાહરણો દુનિયાને દેખાડ્યાં છે, તે દેશોની તે સ્થિતિ આણવા સારૂ જન્મપત્રિકા અને મુહૂર્ત ઉપયોગી પડ્યાં હતાં કે શું ? એની આપણે બરાબર તપાસ કરીને ખાતરી કરી લેવી જોઇએ. જો જન્મપત્રિકા અને મુહૂર્તો ખરાંજ હોત તો તે જોઇને આપણા હિંદુ ભાઇઓ વગેરે લગ્ન કરે છે સીમન્ત કરે છે અને ઘર વગેરે બાંધે છે, તેમાંથી કેટલાએકના વર કે કન્યા મરણ પામે છે, સીમન્તવાળી બાઇ સુવાવડમાં રામશરણ થાય છે અને ઘર વગેરે પૈકી કેટલાંક આગ લાગવાથી ચોમાસાના ભારે વરસાદથી અગર નદીની રેલથી નાશ પામે છે, ત્યારે મુહૂર્તનો પ્રતાપ ક્યાં જતો રહે છે ? માટે આપણા પ્રસિદ્ધ ગુર્જર કવિ દલપતરામે પોતાના વેન ચરિત્ર નામના ગ્રંથમાં કહ્યું છે તે ખરૂં છે કે,

> " શુકન મુહૂર્ત સાચાં નથી જો તો જગાણુ છે ભાઇ
> જન્મોતરીની જાઇ જતુવો, કાશી ડગની ઠગાઇ. "

વળી હિંદીમાં એક કહેવત છે કે, " **घडोमें घर जले, और नव घंडी भद्रा** " એ કહેવતનો અર્થ એવો છે કે, ઘરને આગ લાગ્યા પછી તે ઓલવવા સારૂ મુહૂર્તની વાટ જોતાં બેશી રહેવાય નહિ. ઘર એકજ ઘડીમાં બળીને રાખ થઇ જશે. અને ભદ્રા નવ ઘડી હોવાથી તે વીતી જાય ત્યાં સુધી તેની વાટ જોતાં બેશી રહેવાય નહીં.

રાજા સર ટી. માધવરાવે એક ઠેકાણે કહ્યું છે કે, " આપણી સ્થિતિનો જેમ જેમ વધારે વધારે વિચાર કરીએ છીએ, તેમ તેમ એવી ખાતરી થાય છે કે, આપણને જે કાંઇ દુઃખ પડે છે, તેમાં માણસ લોકોના રાજ્યથી થનારાં દુઃખો થોડાં છે, પણ વહેમ અને અજ્ઞાનનાં જે બંધનો આપણેજ આપણા ઉપર ખેંચી લીધાં છે તે વડેજ આપણને ઘણાં દુઃખો ખમવાં પડે છે " તે તદન ખરૂં છે.

## ગ્રહોથી ભલુબુરૂં થાય તો પહાડોથી કેમ નહીં ?

ફલ જ્યોતિષનો વહેમ આપણા લોકોમાં ઘણા જુના વખતથી પેઠેલો હોવો જોઇએ. લોકોમાં અજ્ઞાનપણું હોય છે ત્યારે તેઓને જે કાંઇ મોટું હોય અથવા ચમત્કારિક હોય તે સર્વ વિલક્ષણ શક્તિમાન લાગતું હતું. અને તેનો અમલ બીજા સર્વ પદાર્થો ઉપર ચાલે છે એવું તેઓ માનતા હતા. આપણાં વારનાં નામો જુવો, તે સઘળાં ગ્રહના નામ ઉપરથી પડેલાં છે. રવી એટલે સૂરજ ઉપરથી રવીવાર, સોમ એટલે ચંદ્રમા ઉપરથી સોમવાર, મંગળ ઉપરથી મંગળવાર, બુધ ઉપરથી બુધવાર, ગુરૂ ઉપરથી ગુરૂવાર,

શુક્ર ઉપરથી શુક્રવાર અને શની ઉપરથી શનીવાર. વળી એવું માની બેઠા છે કે, પૃથ્વી ઉપર જે કાંઈ બનાવ બને છે તે આગળથીજ બનવો નક્કી છે. માણસના સંબંધમાં જે સારો માઠો બનાવ બને છે તે પણ તેના વડેજ થાય છે. તે વિષે પણ લગાર વીચાર કરો કે, આવા દૂર દૂરના મોટા પદાર્થો વડે જો માણસનું સારૂં માઠું થઇ શકે છે તો આપણી આસપાસ આવેલા ડુંગરો અને પર્વતો વડે પણ માણસનું થોડું ઘણું ભલું બુરૂં કેમ ન થાય વારૂ ? એવું જો ખરેખરૂં બનતુંજ હોય તો, તેને માટે દાન આપવાથી શું વળવાનું હતું ? શનિ ગ્રહ આકાશમાં અડ્યાસી કરોડ મૈલ આઘો છે. અને તે નિર્જીવ છે તે આપણને શી રીતે પીડા કરી શકવાનો હતો ? અને દાન આપવાથી થનારી પીડાનું નિવારણ શી રીતે થઈ શકશે ? એકાદી ટેકરીથી આપણને પીડા થાય છે એમ ધારીને તે પીડા દુર કરવા સારૂ દાન આપવાથી શું વળવાનું હતું ? જે વાતનો લગારે સંબંધ ન હોય અને અસર થાય છે એવું માનીને તે વિષે ભળભળતા ઉપાયોની યોજના કરવી એ મોટી અજ્ઞાનતા છે.

વાદી અને પ્રતિવાદી બે ભાઈઓ પોતાના ઘરમાંથી સાથેજ બહાર નીકળ્યા તો બંને જણાને શુકન અને અપશુકન એકજ થવાના છતાં કોર્ટમાં તેઓની લાભ કે હાનિ સરખી થવાની નથી. તેમાંનો એક હારશે અને બીજો જીતી જશે.

જન્મ પત્રિકામાં લખેલું બરાબર ઉતર્યું તો જોશી પોતાની વિદ્યા માટે ફુલાય છે પણ જો તેનું કહેલું જુઠું પડે છે તો કહે છે કે, જન્મનો વખત બરોબર સધાયો નહોતો માટે ગણિતમાં ભૂલ આવી ! ભવિષ્ય કહે છે અથવા લખી આપે છે, તેમાંએ મોટો ભાગ દ્વીઅર્થી હોય છે.

## વિક્રમ રાજા અને જોષી.

જન્મ પત્રિકા ઉપરથી આયુષ્ય પુષ્કળ છે એમ જોશીએ કહ્યું હોય તો તે ઉપરથી અણસમજુ માણસ મોતનો ડર છોડીને બેફામ થઇ જાય છે અથવા ઓછું આયુષ્ય જણાવે છે ત્યારે તે નિરાશ અને ઉદાસ થઇને મરવાની ફીકરમાંને ફીકરમાં ઝુરી ઝુરીને મરણ પામે છે. એકંદર રીતે જોશીનું કહેવું કોઈ પ્રકારનું હોય તોપણ તે નુકશાન કર્તાજ છે. લાભ એકે બાજુમાં નથી. પ્રચલિત વાત છે કે, વિક્રમરાજાની સભામાં કોઈ એક મોટો ભવિષ્યવાદી પંડિત આવ્યો. ત્યાં રીત પ્રમાણે સત્કાર થયો પછી વિક્રમ રાજા સાથે વધારે પરિચય થતાં એક દહાડો પંડિતરાજે ભવિષ્ય ભાખ્યું કે આપનું આવરદા માત્ર બે વરસનું છે, એથી રાજાના મનપર માઠી અસર થઇ અને મોતની ફીકરમાંને ફીકરમાં દરરોજ ગળાવા લાગ્યો. તેથી દરબારમાં રાણી અને અમલદારો પણ ચિંતાગ્રસ્ત થયાં, દરબારમાં સર્વત્ર સુમસામ જણાવા લાગ્યું તેથી તેના ચતુર પ્રધાનને તેની તપાસ કરતાં માલમ પડ્યું કે, પંડિતરાજે રાજાનું આવરદા આવી ખુટ્યાનું કહેવાથી રાજા ફીકરમંદ થઇ પડ્યા છે. પછી પ્રધાને તેનો વિચાર કરીને એ વહેમ દૂર કરવાનો ઉપાય યોજી કાઢ્યો. જોશી મહારાજને દરબારમાં તેડાવ્યા અને માનસહિત પૂછ્યું કે મહારાજ આપનું આવરદા કેટલું છે તે નક્કી કરીને અમને જણાવો. જોશી મહારાજે નક્કી જોઇને બીજે દીવસે જણાવવાનું કહ્યું. તેથી બીજે દીવસે પ્રધાને મોટો દરબાર ભરવાની ગોઠવણ કરી અને ઉજન શેહેરના સરકારી મોટા અમલદારો ઉપરાંત શેઠ સાહુકારો અને સંભાવિત સદ્ગૃહસ્થોથી કચેરી ચીકાર ભરાઇ ગઈ. જોશી મહારાજ પણ મોટા ઠાઠથી દરબારમાં હાજર થયા અને તમામ દરબાર ભરાઈ રહ્યા પછી મહારાજ વિક્રમ આસન ઉપર બીરાજમાન થયો ત્યારે પ્રજાએ તેને ઉઠીને માન આપ્યું. અને તેના ફીકા ચહેરા તરફ જોઇને પ્રજાને માઠું લાગ્યું. પછી ચતુર પ્રધાને પંડિતરાજને વિનયથી ગઇ કાલે પૂછેલા પ્રશ્નનો ખુલાસો માગ્યો. તેનો તેણે ખાતરી ભર્યો જવાબ આપ્યો કે, હવે મારૂં આવરદા પાંચ વરસ અને દશ મહિના અને ત્રણ દહાડાનું છે. એ વાક્ય સર્વ દરબારે સાંભળ્યું એટલે પ્રધાને એક તેજી તરવાર વડે જોશી મહારાજનું માથું ઉડાવી દીધું, એટલે દરબારમાં આશ્ચર્ય સાથે ભય વર્તાઇ રહ્યો. પણ પછી પ્રધાને શાન્તિ પાડીને ખુલાસો કીધો કે, એમને જણાવેલું આવરદા ક્યાં ગયું ? તેમજ મહારાજા વિક્રમના આવરદાનું જે એમણે જણાવ્યું છે તે પણ ખોટું છે, એ વાત રાજાના મનમાં ઠસી અને મરવાનો ભય

દૂર થયો. પ્રકૃતિ ધીરે ધીરે સુધરી અને લાંબી મુદત સુધી જીવીને રૂડી રીતે પ્રજાપાલન કરીને પાછળ પંચ્યનનું રૂડું નામ સંપાદન કરીને ઇશ્વરી ક્રમને અનુસરીને લાંબી ઉમર ભોગવી સ્વર્ગે ગયા.

આટલાથી મહો પૃથ્વી ઉપરના માણસોનું સારું માઠું કરી શકે છે એવાત આ દેશના ખરા જ્ઞાનીઓ પણ માનતા નથી, માત્ર અજ્ઞાન વહેમીઓજ એ વાત માને છે અને ભવિષ્ય ભાખનારાઓ પોતાના સ્વાર્થ માટે તેઓને વધારે વહેમી કરે છે, માટે અખા સ્વામીએ કહ્યું છે તે ખરૂં છે કે,

સૂરજ ભમતો ને શશીનો ખે, રાહુ તો ધડ વિનાનો રહે;
શુક્ર સાજો ને ફુટેલ રાતી, બ્રહસ્પતીએ ખોઇ ભામની;
મહો ભિખારા પરવશ ફરે; તે મહ અખાને શું કરે.

સને ૧૮૯૬ માં હું એક લક્ષાધિપતિ શેઠીઆના છોકરાઓનાં શિક્ષક તરીકે તેમની નોકરી આબુના પહાડ ઉપર હતો. મારા શિષ્યોમાં એક આશરે બાર વરસની છોકરી, સાત વરસનો છોકરો, અને બે બીજી ચાર ચાર વરસની છોકરીઓ હતી. તેમની ઉમરના પ્રમાણમાં તેઓ જુદો જુદો અભ્યાસ કરતાં હતાં ત્યાં એકવાર "હિતેચ્છુ" નામનું અઠવાડિક પત્ર આવ્યું. તેમાં અહવર સંસ્થાનના કોઇ ગામના રહેવાશી જોશી મહારાજની જાહેરખબર આવી. તેમાં શરૂઆતના પારેગ્રાફમાં જણાવ્યા પ્રમાણે એક કાર્ડ ઉપર નાહિ ધોઇ ઇશ્વર સ્મરણ કરીને એક ફુલ કે ફળનું નામ લખી મોકલશે તેને તેના આખા વર્ષનું વર્ષફળ કરી મોકલી આપવામાં આવશે અને તેની ફી રૂ. ૧) લેવામાં આવશે. બહાર ગામવાળાને રૂ. ૧ ૨ આનાથી વેલ્યુપેબલથી મોકલવામાં આવશે. આ જાહેરખબર મોટી છોકરીના વાંચવામાં આવી અને તેને પોતાનું વર્ષ ફળ કરાવવાની ઇચ્છા ઉત્પન્ન થઇ. મેં જો ના કહી હોત તો તેનો વિશ્વાસ તેના ઉપર દૃઢ થતે પણ અમારી શિક્ષકની ફરજ શિષ્યોના મનમાંથી વહેમ દુર કરીને સત્ય સુઝાડવાની તેથી મેં તેમાં સંમતિ આપી. બીજે દીવસે તે છોકરીએ સવારના પહોરમાં વહેલા નાહીને એક કાર્ડ ઉપર ગુલાબના ફુલનું નામ લખીને જોશી મહારાજ ઉપર રવાને કર્યો. પંદરેક દિવસ પછી તેમના તરફથી એક કાર્ડ આવ્યો તેમાં જણાવ્યું કે વર્ષફળ તૈયાર થયું છે, તે અમે વેલ્યુપેબલથી કાલે ટપાલમાં મોકલીશું, તો એક રૂપીઓ બેઆના આપીને લેજો. એ કાર્ડ ઉપરથી મોટા બેનની વર્ષફળ સંબંધી જીજ્ઞાસા વધી અને તે ક્યારે આવે તે જોવાને ઉત્સુક થઇ રહ્યાં. ત્રીજે દીવસે શુકનીયાળ લાલ શાહીથી લખેલું વર્ષફળ મળ્યું. તેમાં જણાવ્યું હતું કે "આ વરસે તમને રૂપાના વેપારમાં લાભ થશે અને તમારી સ્ત્રીને પુત્ર પ્રસવ થશે." ઇત્યાદિ અસંભવિત વર્ણને અમારી મંડળી હસી હસીને પાકી ગઇ. અને મને જોઇતું હતું તેથી વધારે ખાતરી ભર્યું સ્પષ્ટ રીતે જણાઇ આવ્યું. તે પૈસા જોશી મહારાજને વર્ષફળ પહોંચ્યાનો જવાબ લખતાં તેમનું સર્વ પોકળ વેરી નાખ્યું કે, તમે આવાં આવાં વર્ષફળ કરીને ઠગાઇનો ધંધો કરો છો એ તમને નુકશાન કરતા થઇ પડશે. આ કાર્ડ જેણે લખ્યો તે કોઇ મરદ નથી પણ "એક બાર વરસની છોકરી છે." તે ઉપરથી પૈસા જોશી મહારાજે મારે વિષે તપાસ કરી અને પછી ભભરાઇને કાલાવાલાનો પત્ર લખ્યો. પછી જ્યારે હું અમદાવાદ આવ્યો ત્યારે ખબર કઢાવીને મારી પાસે આવ્યો. મારી જન્મોતરી માગી પણ મેં એને ચોખ્ખી રીતે જણાવ્યું કે તમારા કૃષ્ણલિપિ ઉપર મને ભરોસો નથી. તેથી હું કોઇને મારી પત્રિકા દેખાડતોજ નથી. તેથી તેઓ શીક પડીને મારી પાસેથી ગયા અને ચોરે દહાડે અમદાવાદ છોડીને ભાગ્યા ગયા. મજકુર છોકરી હાલમાં વૈદક અભ્યાસ કરવા સારૂ ઇંગ્લંડમાં રહે છે.

એવોજ એક બનાવ સને ૧૮૮૪ માં હીરાચંદજી જોશી ઓંકારવાળાના સંબંધમાં બન્યો હતો. અને તે વેળાના એગ્રીકલ્ચરલ એન્જીનીયર મિ. ગોટલેવિલે તેમનું ભર સભામાં પોકળ વેરી નાખ્યું હતું. મેં તેમને મદાન શીકંદરબાદરાહ અને વડોદરાના મહારાજા મલ્હારરાવની બે કુંડળીઓ દેખાડીને તેમની સ્થિતિ અને આયુષ્ય વિષે સવાલો પુછ્યા હતા; તેના ખરા જવાબ દેવામાં તેઓ નિષ્ફળ થવા બાબત સભાની ખાતરી થઇ હતી.

વળી એક રાજાની રાણી અને બીજી એક મજુરની બાઇ બેઉ એકજ વખતે પ્રસુત થવાના બનાવો ઘણીવાર બનેલા છે. તેમાંથી રાજાનો છોકરો ગાદીપતી થાય છે અને મજુરનો છોકરો જીવતા સુધી મજુરી કરે છે.

મહાન સિકંદર, પીટર, આલ્ફ્રેડ, અકબર, શિવાજી, નેપોલીયન બોનાપાર્ટ અને જ્યોર્જ વોશીંગ્ટન ઇત્યાદિ મહા પુરૂષોના જન્મની વેળાએ પૃથ્વી ઉપર બીજા ઘણાએ જન્મ્યા હશે તથાપિ જગતના ઇતિહાસમાં તેના બરાબરીના બીજા થયા હોય એવું કશું માલમ પડતું નથી. તેમજ આપણા દેશના દાદા મી. દાદાભાઇ નવરોજજી જન્મ્યા હશે તેજ ઘડીએ અને પળે આપણા હિંદ દેશમાં ઓછામાં ઓછા એકાદ બેનો જન્મ થયો હશે. તથાપિ તેમાંના કોઈ પણ દેશભક્તિમાં જીંદગી અર્પણ કરવાને બહાર આવેલો આજ સુધી માલમ પડયો નથી.

## વિચિત્ર શુકનોના વહેમો.

હિંદુઓમાં ગીલોડી ( પલવડી ) શરીરના ભાગ ઉપર પડવાનો વહેમ છે. માને છે કે જો માથા ઉપર પડેતો મરણ વહેલું આવે. જમણા કાન ઉપર પડે તો કલ્યાણ થાય અને ડાબા કાન ઉપર પડે તે અશુભ. નાક ઉપર પડે તો રોગ આવે અને બોચી ઉપર પડે તો આનંદ થાય છે. તેને માટે જ્યોતિષ્ય રત્ન નામના ગ્રંથમાં લખ્યું છે કે, ગીલોડી શરીર ઉપર પડે ત્યારે લુગડા સાથે સ્નાન કરવું ને પછી અડદ અને તલ પોતાની શક્તિ પ્રમાણે બ્રાહ્મણને દાન આપવા પછી અંબાજીને નમસ્કાર કરીને શિવ મંત્રના ૧૨૦૦ જપ કરવા તથા મહાદેવના મંદિરમાં જઇને ઘીનો દીવો કરવો !!!

ગધેડું પૂર્વમાં ભૂકતું સાંભળવામાં આવે તો ધારેલા કામમાં ઢીલ થાય, અગ્નિ ખૂણામાં ભૂંકતું સાંભળવામાં આવે તો વહેલું મોત થાય, ઉત્તર તરફ ભૂકતું સંભળાય તો ધન લાભ અને નૈઋત્ય ભણીથી સાંભળીએ તો શુભ સમાચાર મળે. અને પશ્ચિમમાંથી સંભળાય તો ઉચાટ થાય એવું માને છે.

તેમજ બિલાડાનું ગમન, કાગડા અને ઘૂવડનું બોલવું ઇત્યાદિના શુકન ગણે છે. તથાપિ એ બધા મિથ્યા વહેમ છે. માટે પ્રસિદ્ધ કવિ દયારામ કહે છે કે—

" જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે,
તું, અંતર ઉદ્વેગ ધરે, તેથી કારજ શું સરે;
ધણીનો ધાર્યો મનસુબો, હર બ્રહ્માથી નવ ફરે. કૃષ્ણને કરવું હોય તે કરે.
થનાર વસ્તુ એણી પેરે થાશે, જેમ શ્રીફળ પાણી ભરે;
જનાર વસ્તુ એણી પેરે જાશે, જેમ ગજેન્દ્ર કોઠું ગળે.
જીવ તું શીદને ચિંતા કરે, કૃષ્ણને કરવું હોય તે કરે.

મતલબ કે ભવિષ્યમાં થવાની બાબત અગાઉથી કોઇ જાણતું નથી. માત્ર પરમેશ્વરજ ( એજ અર્થમાં કૃષ્ણ શબ્દ વાપર્યો છે ) જાણે છે. તે જો તેના મનમાં માણસને જણાવવાનું હોય તો તે શું ગધેડા અને કાગડાની મારફતે જણાવે ખરો કે ? માણસ બીજાં બધાં પ્રાણિઓ કરતાં શ્રેષ્ઠ છે. અને તે પરમેશ્વરની ભક્તિ કરનાર છે. તો તેનેજ પ્રત્યક્ષ કેમ ન જણાવે ?

વર્તમાન પત્રો અને ચોપાનીયાં કેળવણીનાં સાધન ગણાય છે અને તે વડે માણસનું અજ્ઞાન દૂર કરીને તેને સુખી કરવાની મતલબ તેમાં સમાયલી છે. તે હેતુથી દૂર જઇને કેટલાંક વર્તમાન પત્રો અને ચોપાનીયાં, ઉપર કહેતા ભવિષ્ય ભાખુઓની જાહેરખબરો પોતાના પત્ર મારફતે ફેલાવીને લોકોના વહેમમાં વધારો કરવાને કારણભુત થાય છે એ એક આ જમાનાનો ચમત્કાર છે. હાલમાં દરેક વર્તમાન પત્રોમાં પેટન્ટ દવાઓ અને ભવિષ્ય ભાખુઓની જાહેરખબરો સરટીફીકેટ સાથે પચાસ ટકા કરતાં વધારે જોવામાં આવે છે !!!

# ઉપનિષદ્‌વેત્તા મહાન્ જર્મન તત્ત્વજ્ઞાની આર્થર શોપેનહોરનું જીવનચરિત્ર.

## ( ૨ )

૧૮૧૩ ના નવેંબરમાં શોપેનહોર પાછો વીમર આવ્યો અને થોડા મહિના એની માતા સાથે રહ્યો. પરંતુ એના અતડાપણાં તથા મીજાજીપણાને લીધે માતા સાથે પણ એને બન્યું નહીં. તે પણ ચપલ સ્વભાવની હતી, તેથી ૬ મહિનામાં તેઓ લડી વઢીને જૂદાં પડ્યાં અને માતા ૧૮૩૮ માં મરી ત્યાં સૂધી પુત્રે તેનાં મુખદર્શનની પણ દરકાર કરી નહીં.

### ઉપનિષદ આદિ સંસ્કૃત સાહિત્ય સાથે થયલો સમાગમ.

વીમરમાં જો કે માતા સાથે વૈમનસ્ય થયું તો પણ એક એવી બીજી મૈત્રી થઇ કે જેથી તેને તેમજ જગતને ઘણો લાભ થયો. તેનાં જીવનપ્રવાહની દિશા જ તેથી પલટાઇ નહીં તો બદલાઇ ગઇ. પૂર્વ ભાષાઓના અભ્યાસી મી. મેયર સાથે તેને વાર્તાલાપ થતાં શોપેનહોર પ્રાચીન આર્યાવર્તના તત્વજ્ઞાનનાં ગ્રંથોનાં ભાષાંતરો દ્વારા અભ્યાસ કરવા લલચાયો. તે કરતાં પણ વધારે પરિણામ જનક અભ્યાસ તે ઉપનિષદોનો હતો. મૂલ ઉપનિષદો બ્રહ્મજ્ઞાનના આખી પૃથ્વીમાં સર્વોત્તમ પ્રતિપાદક ગ્રંથો છે. મૂલ સંસ્કૃતમાંથી તેનું ફારસીમાં ભાષાંતર થયું હતું તે પરથી એક્કીલ દુપેરોંએ લેટીનમાં ભાષાંતર કરીને તે ૧૮૦૧–૨ માં યુરોપમાં પ્રગટ કર્યું હતું. આ ભાષાંતર ઘણું અપૂર્ણ અને અશુદ્ધ હતું. મૂલના અર્થ બિલ્કુલ સારી રીતે તેમાં દર્શાવ્યા નહોતા. પરંતુ શોપેનહોરની ઝીણી બુદ્ધિએ એની ઉત્તમતા ઝટ પીછાની હતી, અને ઉપનિષદને પોતાના ધર્મ ગ્રંથ રૂપે માનીને તેની ફિલસુફીને પોતાની બનાવી દીધી હતી. વેદાન્તનું રહસ્ય તે ઉત્તમ રીતે સમજ્યો હતો અને યુરોપના ફિલસુફોમાં તથા સાહિત્યમાં ' નિર્વાણ ' શબ્દને ચાલુ રીતે કરનાર તેજ પ્રથમ હતો. મનુષ્ય જીવનનું સાર્થક્ય પરમાર્થ છે એ તેનો સિધ્ધાંત હતો. પરંતુ તે માત્ર સામાન્ય મનુષ્યો માટેજ. આદર્શ તો નિર્વાણ અર્થાત્ આત્માનો પરબ્રહ્મમાં લય કરી નાંખવો એજ છે, એ સિદ્ધાંતનું તેણે ઘણી ઉત્તમતાથી જર્મન ભાષામાં પ્રતિપાદન કર્યું હતું. બીજા શબ્દોમાં કહીએ તો પરમાર્થ ઉપરાંત અને તેનાથી પણ સારો માર્ગ તેણે વૈરાગ્યનો બતાવ્યો હતો. એના પોતાના સ્વભાવથીજ એને વૈરાગ્ય પ્રતિ રાગ મળ્યો હતો એ ખરૂં છે. પૂર્વના એ એકતરફી પણ તત્વપૂર્ણ સિધ્ધાંતના પ્રચારને, એની અસલી દલીલો તથા તર્કોથી ઘણી પુષ્ટિ મળી હતી. સંસારમાં જે પશુ છુપું હોય તેને છૂપાવવાને બદલે, તેના પર ચાદર બિછાવવાને બદલે, ને તે સેવા માટે તેને ઉકેલતો તેણે કેટલીક વાર સડાનું સત્ય જ્ઞાન એના જેવી સારી રીતે બીજે કોઇ કરી શક્યો નથી. જગતની આદિમાં કહેકે કુદરતની આદિમાં ક્ષુધા, કામ તથા ઇચ્છા એજ હતાં. અને ઇચ્છા

સ્વાર્થ પ્રતિજ આકર્ષતી. આ સિદ્ધાંત ઉપર એણે તત્વજ્ઞાનનાં પોતાનાં સ્વતંત્ર દર્શન ( સ્કૂલ ) ઇમારત રચી છે. ચાલતી આવેલી રૂઢીઓમાં, સ્થાપવામાં આવેલા પંથોમાં, સામાજીક બંધારણમાં એજ તત્વો પ્રધાન છે એ તેણે, તેનું પ્રથક્કરણ કરીને બહુ સારી રીતે બતાવ્યું છે ! તે છિદ્રોજ જોઇ શક્યો છે પરંતુ તે બહુ આબાદ જોયાં છે. છિદ્રોમાં પણ જે ઉપછિદ્રો હોય તે તેની ચકોર ચક્ષુ બ્હાર નહોતાં. દુર્ગુણનો તે ફિલ્સુફ, બાદશાહી એનેલાઇસર હતો ! મનુષ્યે દેહનાં ક્ષુધા આદિ એ બંધનો વર્ણવીને, કળાકૌશલ્યદ્વારા તથા ત્યાગ દ્વારાજ એ બંધનોનો નાશ કરી શકાય છે એ તેનો બીજો સિદ્ધાંત હતો અને આહીંજ વેદાંતની તેના પર થયલી અસર માલમ પડી આવે છે. મનુષ્યમાં તો તેણે એટલા બીજા દુર્ગુણો જોયા-બતાવ્યા હતા કે તેમને માટે તેના હૃદયમાં અનુકંપાનો અવકાશ રહ્યો નહોતો. તેથી કપટતા રહિત, કુદરતના શુદ્ધ સ્વરૂપમાં રહેલા એવા પશુઓ પ્રતિજ તેને દયા હતી ! મનુષ્યને તે દયાપાત્ર માનતોજ નહીં.

## શોપેનહોર અને સ્ત્રીઓ.

મનુષ્યોમાં પણ સ્ત્રી વર્ગ માટે તો તેને મહા તિરસ્કાર હતો ! તેને કોઇ પણ કુવચન કહેવું તેણે બાકી રાખ્યું નથી. પરંતુ તે છતાં તે કાંઇ સ્ત્રીનાં શરીરના સ્પર્શથી અજ્ઞાત રહ્યો ન હોતો. તે સ્રીઓનો રસિક હતો એમ કહેતાં શોક થાય છે. તેણે અંગ્રેજીમાં લગ્ન આદિ વિષયો ઉપર જે નોંધો લખી છે તે તેના જીવનચરિત્રકારોનાં કથન પ્રમાણે એટલી બિભત્સ છે કે પ્રગટ થવા અપાત્ર ગણાય છે. એકાંત જીવનને લીધે વારંવાર તેને પત્ની હોવાનાસુખ તથા સગવડની ઉર્મિઓ થઇ આવતી. પરંતુ લગ્ન કરવાથી ખર્ચ વધી પડે તે ભયથી તેમજ જાણીનીં છૂટા લેવાનું તેનાથી પછી બની ન શકે એ કારણથી લગ્નની ઉપાધિમાં તે કદિ પડયોજ નહોતો.

વીમરમાં હતો ત્યારે ગીથીના સમાગમથી " દૃષ્ટિ તથા રંગો " એ વિષે એક નિબંધ લખવા તે લલચાયો હતો. સાયન્સ એ કાંઇ શોપેનહોરનો વિષય નહોતો. પરંતુ તત્ત્વજ્ઞાનની દ્રષ્ટિથી તે ' સાયન્સ ' ને જોતો. તેનો એવો મત હતો કે વિજ્ઞાન ( સાયન્સ ) માત્રથી કાંઇ સત્ય જણાતું નથી. સાયન્સ માત્ર સંસ્કારથી અંધ ' પક્ષપાતી ' બનેલી આંખને જે દ્રષ્યો જણાય છે તેનું માત્ર વર્ગીકરણ તથા નિયમન કરે છે. સત્ય તો જુદુંજ છે. સાયન્સની ઉપર ફરી વળવું અને અમુક સ્વતંત્ર સિદ્ધાંતોથી મનુષ્યના સ્વભાવ તથા કુદરતની રચના સમજાવવી એનેજ તે ખરી ફિલ્સુફી માનતો. બુદ્ધિમય જીવન ઇચ્છા તથા લાગણીઓથી, તથા સિદ્ધાંતો અને માન્યતાઓ સ્વભાવ અને ચારિત્ર્ય પરથી રચાય છે, એવો મત તેણે હેલ્વેશીયસ આદિ ફિલ્સુફો સાથે મળતા થઇને સ્થાપ્યો હતો. આ મતલબની ફિલ્સુફિનો ગ્રંથ તેણે ૧૮૧૮ માં લખવો પૂરો કર્યો હતો. ગ્રંથનાં દરેક પાના દીઠ એક ડયુકટ (આશરે સાત રૂપીઆ) આપવાનું કબુલીને લીપઝીકની એક ચોપડી છપાવનારી પેઢીએ તે છાપવાનું અને પ્રકટ કરવાનું માથે લીધું. પણ તે છાપતાં વાર લાગી તેથી શોપેનહોર વહેમાયો કે કાંઇ તરકટ છે. અને પ્રસિદ્ધ કરનાર પર એક એવો તો ગરમાગરમ પત્ર લખ્યો કે, તેણે પત્રવ્યવહારજ બંધ કરી દીધો ! પરંતુ અંતે ગ્રંથ ૪ ભાગોમાં પ્રગટ થયો. પ્રગટ થયા પહેલાં તે ઇટલીની મુસાફરી કરી આવ્યો.

આજ દરમીયાન તેની માંએ, તેની બ્હેને તથા પોતે જે પેઢીમાં પોતાની મુડી થાપણ તરીકે મુકી હતી તે પેઢી ભાંગી. એની મા તથા બ્હેને તો ૭૦ ટકા-લઇને માંડવાળ કરી પણ શોપેનહોરે તો એવી માંડવાળ કરવાની ક્રોધપૂર્વક ના પાડી. અંતે તેને લગભગ પૂરા પૈસા મળ્યા ત્યારેજ રહ્યો.

ડ્રેસ્ડનમાં થોડો વખત રહીને તેણે કઇ યુનીવર્સીટીમાં પ્રોફેસર તરીકે રહેવું તે વિષે વિચાર કરીને, અંતે બર્લીન જવાનો ઠરાવ કર્યો. પણ તે કંઇ સારો વક્તા નહોતો. અને તેને પ્રોફેસર તરીકે રાજીનામું આપવું પડયું. તેણે તો એજ અનુમાન કર્યું કે પ્રખ્યાત જર્મન તત્વજ્ઞ હેગેલ થારો પ્રતિસ્પર્દ્ધી અને વૈરી હોવાથી, તેના કાવાદાવાથી આમ કરવાનો વખત આવ્યો. જુદે જુદે સ્થળે બાદ થોડો વાર રહી, ૧૮૨૫ ના મે માસમાં તે પાછો બર્લીનમાં આવી પહોંચ્યો. આ વખતે, તે જમણે કાને બ્હેરો થઇ ગયો હતો. બર્લીનમાં ૭ વર્ષ સુધી તેણે એકલા ગુર્તા કર્યું. પોતાની ફિલસુફીનાં ગ્રંથની પ્રશંસા કે કદર થવાનાં ચિન્હોની તેણે વાટ જોયાજ કરી. પણ તેનો તો તેને પત્તોજ લાગ્યો નહીં. તત્ત્વવેત્તા હેગલજ તેની પૂર્ણ પ્રખ્યાતિના પૂરમાં હતો. તેનીજ આણ તે વેળા વાગી રહી હતી. આથી એનો છવ બળીને ખાક થઇ જતો. એના સિદ્ધાંતો તો કોઇ સ્વીકારતું તેમજ જાણતું જોવામાં આવ્યુંજ નહીં. અંતે કંટાળીને તે ૧૮૩૩ માં ફ્રાંકફોર્ટ નગરમાં જાયુક રહેવા ગયો. બીજાના ગ્રંથો વાંચીને તેમાં પોતાના મતો, માન્યતાઓ તથા સિદ્ધાંતોને જે મળતું આવતું તે એ ટપકાવી લેતો, તેમજ નવીન શોધખોળોથી પણ તેનાજ વિચારોને પુષ્ટિ મળતી એમ તે દિલાસો લેતો. પાછળથી એણે જે પણ લખ્યું તે પોતાના મૂળ ગ્રંથના ભાષ્ય તથા સ્પષ્ટીકરણ રૂપેજ હતું. ઘણા વરસની પ્રજાની બેકદરથી તેના હૃદયમાં વિષનો બહુ સંચય થઇ ગયો હતો. હેગેલનું નામ સાંભળી તે થુંકતો. પોતાના એક પુસ્તક ( ૧૮૩૬ ) ની પ્રસ્તાવનામાં તો તેણે લખ્યું કે એના ગ્રંથોમાં ત્રણ ચતુર્થાંશ તો કેવલ હસવા જેવી વાતો છે અને એક ચતુર્થાંશ સત્યાભાસોજ છે.

નિબંધ માટે હરિફાઇ-હર્ષ અને શોક.

૧૮૪૧ માં નોર્વેની એકેડમી ઓફ સાયન્સે "આત્મજ્ઞાન ( સેલ્ફ-કોન્શીયસનેસ )થીજ મનુષ્યની ઇચ્છા વસ્તુતઃ સ્વતંત્ર છે કે નહીં એ સિદ્ધ કરી શકાય ?" એ તત્વજ્ઞાનના વિષય ઉપર હરિફાઇના નિબંધો લખાવ્યા હતા. શોપેનહોર પણ એક હરીફ હતો. અને તેને ઇનામ મળ્યું, તેમજ તેની ઉત્તમતાને લીધે તેને તે સોસાઇટીના સભાસદ્ તરીકે ચુંટી કઢાવાનું પણ માન મળ્યું. તેની કદર એ પ્રમાણે જીવનમાં પ્રથમજ વાર થઇ. તેથી તેને સ્વાભાવિક ઘણો હર્ષ થયો. પણ તેનું શમન તરતજ થયું. " નીતિના પાયાઓ " એ નામના વિષય પર નિબંધ લખવાની હરીફાઇ કોપનહેગનની ડેનીશ એકેડેમીએ ૧૮૩૯ માં કરાવી હતી. આ ' હરીફાઇ ' માં શોપેનહોર એકલોજ ઉમેદવાર હતો. બીજા કોઇ તરફથી નિબંધ મળ્યોજ નહોતો. આ જોતાં તેને ઇનામ મળવા વિષે કોઇ શક દેખાતો નહોતો. પરંતુ તે છતાંએ તેને ઇનામ મેળવવા માટે એ બે કારણે અપાત્ર ઠેરવવામાં આવ્યો કે, સત્યાસત્યના વિવેકની હૃદયની પ્રેરણા એ પણ નીતિની એક બેઠક હોઇ શકે કે નહીં તે પર તો લેખકે કાંઇ કહ્યુંજ નથી, અને વળી (૨) તેણે નિબંધમાં તેના સમકાલીન માન્ય અને પ્રમાણ રૂપ ગણાતા તત્ત્વવેત્તાઓ માટે બહુ અપમાન પૂર્વક વિશેષણો અને સંબોધનો ચોપડ્યાં હતાં ! તેના નિર્ણયકોની અપ્રસન્નતાનું ખરું કારણ તો પહેલાં કરતાં

બીજુંજ હતું. પરંતુ તેથી તો શોપેનહોર ઉલ્ટો ચીડવાયો અને હેજલને ફરીથી ગાળોના બાણોથી વીંધી નાખ્યો !

અંતે કદર થઇ !

એનું સ્મારક અને મુખ્ય પુસ્તક (" જગત ઇચ્છા અને ભાવના રૂપે " એ નામનું ) ધીમે ધીમે વેચાતું હતું. ૧૮૧૮ માં તેની પ્રથમ આવૃત્તિ પ્રગટ થઇ તે પછી ૧૮૪૪ માં તેની રૂપેરી જુબીલી રૂપે તેની બીજી આવૃત્તિ કાંઇક સુધારા વધારા સહિત પ્રગટ કરવાનો અવસર પ્રાપ્ત થયો. આ ૨ જી આવૃત્તિની ૫૦૦-૭૦૦ જ નકલો છપાવી હતી. તો પણ તેની પ્રતો વેચાતાં એટલી વાર લાગી કે બે વરસ રહીને કીમ્મત ઘટાડવી પડી. તે છતાં અંતે પણ કદરનાં પગલાં ધીમે ધીમે સંભળાવા માંડ્યાં. શોપેનહોરનું દર્શનશાસ્ત્ર પણ વિદ્વાનોમાં અભ્યાસ યોગ્ય હવે ગણાવા લાગ્યું. યશ વધવા લાગ્યો. વિદ્વાનો તેનાં ગ્રંથનાં વાક્યો સંબંધી તેને ખુલાસાઓ પૂછવા લાગ્યા. જુદે જુદે સમયે લખેલા નિબંધો પણ અત્યાર સુધી કોઇ છાપનાર જડતું નહોતું. પણ લેખકનો યશ વધતાં તે છપાવી આપનાર એક મિત્ર મળ્યો. પરંતુ તેમાં શોપેનહોરનો કાંઇ શુક્રવાર વળ્યો નહીં ! એ અદ્ભુત અને મનોરંજક નિબંધોનાં મહેનતાણાં તરીકે શોપેનહોરને તો માત્ર તેનાં છાપનારે, તે ગ્રંથની દશ નકલ મફત આપી હતી-રોકડી તો ફુટી બદામ નહીં. શોપેનહોરનો સીતારો હવે ફર્યો. જે યશ ન મળવાથી હેજલના બાર વાગ્યા હતા, જે યશનાં કમાડ ઠોકતાં ઠોકતાં શોપેનહોર ઠુંઠો થઇ ગયો પણ ઉઘડ્યાં નહીં તે હવે શોપેનહોરનાં કમાડ ઠોકતો સામો એને ઉમરે આવી ઉભો ! જર્મનીના પ્રસિદ્ધ દર્શનકારોમાંના એક તરીકે એની ગણના થવા લાગી. એના સિદ્ધાંતો સંબંધી તત્વજ્ઞાનનાં માસિકોમાં તત્વજ્ઞાનના યુવાન અભ્યાસીઓએ ચર્ચા કરવા માંડી. એની ફિલસુફી બીજા ફિલસુફોથી ન્યારીજ તથા સ્વતંત્રજ હતી. તેથીજ વિદ્વાન્ વર્ગમાં એને માટે પ્રથમ તો હાસ્ય તથા તિરસ્કારજ હતો. પરંતુ સત્યાંશની નિસ્પૃહા નિરંતર કરવી અશક્ય છે. તે તરી આવ્યા વિના, અને બહુ દાબો તો ઉભરાઇ આવ્યા વિના રહેતુંજ નથી એવો એનો સ્વભાવ છે. એના સિદ્ધાંતોમાં જે નવું ચૈતન્ય, નવો પ્રકાશ, અને સ્વતંત્રતાની ભભક હતી તે આપો આપ ચળકવા લાગી. શોપેનહોરના સિદ્ધાંતોનું અવલોકન કરનારાં સર્વોત્તમ નિબંધ માટે લીપઝીકની યુનીવર્સીટીએ ઇનામની રકમ પ્રગટ કરી તથી શોપેનહોરની પ્રમાણભૂત તત્વવેત્તા તરીકેની પંક્તિ નિર્વિવાદ રીતે સિદ્ધ થઇ. આ પછી એના ગ્રંથોની અનેક આવૃત્તિઓ થઇ અને ફ્રેંચ, વગેરે ભાષાઓમાં પણ તેનાં અનુવાદ થઇ તે આખા યુરોપના એક અગ્રગંતા તત્વજ્ઞ તરીકે નામાંકિત થઇ પડ્યો.

૧૮૫૪ માં પ્રખ્યાત જર્મન કાવ્ય રચયિતા રીચર્ડ વેગ્નરે તેના પર પોતાનો એક ગ્રંથ મોકલ્યો. ગાયનકલાની થીયરી સંબંધી તે બન્ને પ્રખ્યાત પુરૂષોના મત એક હોવાના અકસ્માતથી, વેગ્નરે તેના પર ઉપકારનો એક પત્ર પણ સાથે મોકલ્યો હતો. એની સીત્તેરમી વર્ષગાંઠને દિને સ્થળ સ્થળાંતરેથી એના પર અભિનંદનના સંદેશાઓ આવ્યા હતા. ૧૮૬૦ માં એને દમનો વ્યાધિ થયો. તા. ૨૧ મી સપ્ટેમ્બર ૧૮૬૦ ને દિને તેણે નાસ્તો લીધો અને તે પછી તે તતકાલ અચાનક મરણ પામ્યો. તે હમેશાં મારૂં ખૂન થશે અને મને લૂંટી લેશે એ દહેશતમાં રહેતો. તે દહેશતનો હવે અંત આવ્યો.

શોપેનહોરના કેટલાક દુર્ગુણો અને દોષો છતાં એના જેવા તીવ્ર બુદ્ધિશાળી તત્વજ્ઞો પેદા થયા છે એમ હવે યુરોપ કબુલે છે. પ્રો. મેક્સમ્યુલરને એની પ્રતિભાશાળી તાર્કિક શક્તિ માટે અસાધારણ ઉંચું મત હતું. તેની ફિલસુફી પુસ્તકમાંથી અવતરણ થયેલી નહીં પણ સ્વજીવનનાં અવલોકન અને અનુભવ પરથી રચાઇ હતી. તે પુસ્તકાધાર રહિત હતી. એ તેની વિશેષતા હતી. ફિલસુફીના શબ્દો અને વાક્યો પણ તેને આવડ્યાં તે પહેલાં એનાં વિચિત્ર જીવનાનુભવે એને ફિલસુફીનું સત્ય પ્રત્યક્ષ-સન્મુખ અનુભવ દ્વારા થયું હતું !

( સમાપ્ત )

---

## સાયન્સ, (વિજ્ઞાન) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો, તથા વિચારો (સટીક).

શરીરમાંનો ચુનો જતો રહેવાથી ઠીંગણો થઇ ગયલો મનુષ્ય—કુદરતની ઝીણી ઝીણી ખુબીઓ અને તેની ગુપ્ત તથા વક્ર ગતિઓને સૂક્ષ્મ બુદ્ધિ પણ પામી શકતી નથી. હાલમાં બર્મીંગહામ ( ઇંગ્લંડમાં ) ૫૮ વર્ષની વયે ઑલ્બર્ટ મીલ્સ નામનો એક મનુષ્ય મરણ પામ્યો હતો. તે એક રીતે સૌથી અદ્ભુત પુરૂષ હતો. જગતમાં તેના જેવો વ્યાધિ કોઇને નહોતો. તેના શરીરમાંનાં હાડકાંમાંથી ૨૫ વર્ષની વાત ઉપર ચૂનાનું તત્વ નીકળી ગયું તેથી તેનાં તમામ હાડકાં પોચાં અને વાંકાચુકાં થઇ ગયાં ! તે વખત સુધી તે કોતરકામનો ધંધો કરતો અને રોગની શરૂઆત તેના હાથ ન ચાલવા માંડવાથી થતી દેખાઇ. તે આરોગ્યવાન હતો ત્યારે તો ૫ ફુટ અને આઠ ઇંચ લાંબો હતો પણ મરણ વખતે તે પૂરા ચાર ફુટ પણ નહોતો- ઉંચાં હાડકાંની લંબાઇમાંથી ૨૦ ઇંચ ચાલ્યા ગયા ! ૧૪ વર્ષ થયાં તો તે પથારીવશ હતો અને આ રોગ છતાં તેના શરીરને વેદના જરા થતી નહોતી! આખી દુન્યાના ડૉક્ટરો આ 'કેસ' જોઇ-સાંભળી ચકિત થતા. પણ ઉપાય કોઇને જડ્યો નહીં. તેમજ એવા રોગીની જોડી પણ મળી નહીં ! હાડકામાંથી ચુનો જતો રહેવાથી આ રોગ લાગુ પડ્યો છે એ નિદાન કરવા ઉપરાંત તેઓ કાંઇ વધુ કરી શક્યા નહીં. "વૈદ્યકલ્પતરૂ" અથવા "ધન્વંતરી" ના વિદ્વાન તંત્રીઓ અથવા કોઇ બીજા વૈદો આર્ય વૈદ્યક ગ્રંથોને આધારે આ રોગ પર કોઇક પ્રકાશ પાડી શકશે ખરા ?

'વીજળીક' માછલી વહાણ અટકાવે છે—અમુક જાતની માછલી જે "ટાર્પીડો ફીશ"નામે ઓળખાય છે તેમાં વીજળીક શક્તિ છે, અને તેને અડકતાં આપણને વીજળીના ખરેખાત ચાંચકા આવે છે. તેની વીગત હમે 'સત્ય'ના એક અંકમાં આપી ગયા છીએ. આ જાતની માછલીઓએ પોતાની વીજળીક શક્તિના ગુણથી એક મોટા વહાણને થોડાક મારાની ૮૪ વાંતપર અટકાવી દીધાના સમાચાર મળ્યા છે. તે વહાણ તે માલ લઇ જનારી

" રોશેલ " નામની સ્ટીમર હતી કંબુઆના ટોપુની ઉત્તરે ગલ્ફ સ્ટ્રીમમાં આ સ્ટીમર હતી તેવામાં તે, એંજીન વગેરે સંધું બરોબર ચાલવા છતાં, એની મેળે ધીમે ધીમે ચાલવા લાગી. ધીમી કેમ પડી ગઇ તેની કોઇને કેમે કરી સમજ પડે નહીં. કેટલાક ખલાસીઓ એવું કહેવા લાગ્યા કે હમારે પગે અને આંગળીને ટેરવે કંઇક ગલીપચી જેવી લાગણી થાય છે. અંતે સ્ટીમર લગભગ સ્તબ્ધ થઇ ગઇ અને ખલાસીઓ ભયભીત થઇ ગયા. હવે એક ખલાસી ડોકીયું કરીને સ્ટીમર બ્હાર જોય છે તો તેની બ્હારની બાજુએ તેણે સેંકડો માછલીઓ ચોટલી દીઠી. વાત એમ હતી કે પેલી ટોર્પીડો–માછલીઓ હજારોની સંખ્યામાં આ વહાણની તળીએ તથા આસપાસ ચોંટી ગઇ હતી. એક ઉપર એક એમ તેના થર બાઝી ગયા હતા. આમ બાઝવાનું કારણ એ હતું કે એ માછલીમાં વીજળીક પ્રવાહ હોવાથી અને વહાણ લોખંડનાં પત્રાંનું બનેલું હોવાથી તે તરફ આકર્ષાઇ ગઇ ને લોહચુંબકના નિયમથી લોખંડને ચોંટી ગઇ. ' રોશેલ ' ધીમેધીમે છતાં ચાલી તો ખરી. ગલ્ફ સ્ટ્રીમનું પાણી ગરમ છે એ વાત ભૂગોળમાં પ્રખ્યાત છે. સ્ટીમર ઉત્તર તરફ આગળ વધતાં ગરમ પાણીમાંથી તે નીકળી જતાં, માછલીઓ છુટી પડી ગઇ અને સ્ટીમર પોતાની હમેશની ઝડપમાં આવી ગઇ. કુદરતની વિચિત્રતા આગળ આડો આંક છે.

**નિંદ્રા અને એડીસન**—વીજળીક શોધોના સાંપ્રત આચાર્ય મી. એડીસનના નિંદ્રા વિષેનો મત બહુ દ્રઢ છે. તે કહે છે કે " ૨૦ કલાક કામ અને ૪ કલાક ઉંઘ એજ પ્રમાણે યોગ્ય છે. હું તેમજ કરૂં છું. મારો બાપ ૯૪ વર્ષની તથા મારો દાદો ૧૦૨ તથા મારો પરદાદો છેક ૧૦૪ વર્ષની વયે, અનુક્રમે, મૂવા–છતાં તેમનામાંના કોઇને સરેરાસ પાંચ કલાકથી વધુ ઉંઘ જોઇતી નહોતી. " મી. એડીસન વારંવાર ૩ દિન, ૭૨ કલાક એક ક્ષણ પણ આંખ મિંચવા વગર કામ કરતો રહે છે અને પછી ૨૦ કલાક સામટું એક અવયવ હલાવ્યા વિના ઉંઘતો રહે છે. ખરી વાત એ છે કે, ઉંઘના કલાક કરતાં તેની જાત વધારે આવશ્યક છે. એક કલાકની ગાઢ નિંદ્રા દસ કલાકની કાચી પાકી નિંદ્રા બરોબર છે. એડીસન કહે છે કે રાત ઉંઘવા માટે છે એજ એક વહેમ છે ! સૂર્ય અસ્ત થવાથી રાત્રી પડે છે અને તે શિવાય રાત્રી અને દિનમાં કાંઇજ ભેદ નથી. છતાં રાત્રી સુવામાં શા માટે રોકી નાંખવી ? આપણા શાસ્ત્રોમાં પણ કહ્યું છે કે આહાર અને નિંદ્રા વધાર્યાં વધે છે અને ઘટાડયાં ઘટે છે. એ વાત સત્યજ છે. અભ્યાસ તથા સંસ્કાર પર તેનો આધાર છે. પ્રકૃતિ પર પણ કેટલીક વાર આધાર હોય છે. મી. એસ્કવીથ જ્યારે બેરીસ્ટર તરીકે ધીકતો ધંધો ચલાવતો ત્યારે રાત્રીના બે વાગને સુવા જતો ને પાંચ વાગતે તો પાછો ' બ્રીફ્ઝ ' ના ચોડા લઇ બેઠેલો જોવામાં આવતો ! મહાન સેનાપતિઓ બહુ ઓછી નિંદ્રા લેનારા હોય છે એટલુંજ નહીં પણ થોડી થોડી મીનીટ પણ મરજીમાં આવે ત્યારે ઉંઘી લઇ શકે છે. વેલીંગ્ટન ઘોડે સ્વારી કરતાં બેઠો બેઠો જરા ઉંઘ લેતો ! ને તાજો બનતો ! બહુ દ્રઢ મનનાં મનુષ્ય પ્રાયઃ એમ હોય છે. જે મનુષ્ય મરજીમાં આવે ત્યારે અને તેટલું ઉંઘે તેઓ પ્રબલ ઇચ્છા શક્તિવાળા મનુષ્ય છે, એમ નિશ્ચય જાણવું. નિંદ્રા પર જેને કાબુ છે તેનો લગભગ બધા પર કાબુ છે ! ચોટલી ખીંટીએ દોરીથી બાંધીને અથવા ચા–કાફી પીને જાગવું એ કાંઇ કાબુ નથી.

**સૌથી ઝડપથી દોડનારાં પ્રાણિઓ**—તે ત્રણ ગણાય છે. ઘોડો, કુતરો, તથા

સસલું. કદનાં પ્રમાણમાં તો કાળી ( થોડાં ) કીડી સૌથી ઝડપથી ચાલનારી છે. પરંતુ એકંદર સૌથી ઝડપથી દોડનાર પ્રાણી તો ઘોડોજ છે. સારો તેજી ઘોડો એક પગલે વધુમાં વધુ છવ્વીસ ફુટ કાપી શકે છે. આનું કારણ એ છે કે, આગલા કરતાં તેના પાછલા પગ વધારે ઉંચા કરી શકે છે તેથી ફલંગ બહુ લાંબી થઇ શકે છે. કૂતરો પણ ઘોડાથી બીજે નંબરે આવે છે, જ્યારે સસલું ત્રીજે નંબરે આવે છે. ' ગીશરી ' કેટલીક વાર દર સેકંડના પંદર વાર દોડે છે. કુતરૂં ઘણીવાર રેલ્વેટ્રેન સાથે ૨-૪ મીનીટ ઇનામની આશા વગર હરીફાઇ કરે છે એ પરથી તેમની ઝડપની કદર થઇ શકશે.

**હોજરી વિના પણ જીવી શકાય છે !**—વૈદકશાસ્ત્ર પ્રયોગના એક પછી એક ચમત્કાર પ્રકાશિત થતા જાય છે. અને શરીરમાં એક પછી એક અવયવ જીવન.માટે " અનિવાર્ય નથી " એવી તેના પર ચીઠી ચોઢાતી જાય છે. છેલ્લી ચીઠ્ઠી ગરીબ બિચારી હોજરી પર ચોઢાઇ છે. અમેરીકાના કોલોરેડો સ્ટેટના બોલ્ડર નગરનો એક શ્રીમંત ખેડુત, મી. આર. ડબલ્યુ. હેસ્ટીંગ્સ ઘણા વર્ષ થયાં હોજરીમાં પાઠું થવાના રોગથી પીડાતો હતો, તેની હાલત એટલે સુધી બગડી કે તે વીલ કરીને મરવા તૈયાર થયો. ડોક્ટરોએ હોજરી કાપી નાંખવાથી કદાચ બચે એમ સલાહ આપી અને અંતે તે તૈયાર થયો. આખી હોજરી પેટમાંથી કાઢી નાંખવામાં આવી છે અને તેની સાથે પાઠાની ઉગ પણ જતી રહી છે. તેથી તે તદ્દન સાજો થઇને ઘેર વિદાય થયો છે. હોજરી વિના તેને ચાલે છે. આથી તે ખાતો નથી એમ કશું નથી. તેનો ખોરાક પેટમાં અન્ય સ્થળે વ્યવસ્થા કરી લે છે. આવાં સરસ વ્હાડકાપ આ દેશમાં ભાગ્યેજ થઇ શકે.

**સૌથી વિશેષ લાંઘણ કરનાર પ્રાણિ—તે કાચબો છે !** એ પૃથ્વીમાં સૌથી વિચિત્ર પ્રાણિ છે. તે સ્થલચર નથી અને જલચર નથી. બન્ને છે. તેનો જન્મ ઇંડાંમાંથી થતાં સાથે તે પાણીમાં પેસી જાય છે. પરંતુ એક દિનના એ બાલકમાં પણ આત્મ સંરક્ષણની અદ્ભુત બુદ્ધિ છે. તેની પીઠ વજ્ર જેવી થતી નથી ત્યાં સુધી તે નદી કે સરોવરની અંદર લીલોતી કે ઝાડીવાળા ખુણામાં ભરાઇ રહે છે. આમ આઠ દસ મહિના સુધી માછલીથી તે પોતાનું રક્ષણ કરે છે. એટલે એ આશરે અધમણ જેવડું મોટું થઇ રહે છે, અને પીઠ વજ્ર જેવી થાય છે પછી તે નિર્ભય થઇને જલમાં વિચરે છે. પાંચ દસ અઠવાડીયાં સુધી તેને કાંઇ પણ અન્નજલ ન આપો તોપણ તે એમને એમ જીવંત, અજગર પેઠે, ડોક પેટમાં ખોસીને, પડી રહે. છે. એને અજવાળાં કે હવાનો પણ જરૂર નથી ! જો કેટલાક કહે છે તેટલું ખરું અપવાસનું પુણ્ય હોય તો કાચબાની જરૂર મુક્તિ થતી હશે !

**વાદળની વીજળીથી પણ રોગો સારા થાય છે**—એ વીજળી પડવાથી તત્કાલ મરણ થાય છે એ સત્ય છે પરંતુ એ વીજળી પૂરેપૂરી શરીરમાંથી પસાર નથી થતી પરંતુ માત્ર સ્પર્શજ કરી જાય છે તો તો શનિના ગ્રહ પેઠે તેનાં શરીરને સુવર્ણ જેવું કરી દે છે. વીજળી લાગવાથી પ્રથમ તો બેભાન થઇ જાય છે. પરંતુ ભાન આવે છે તો પુનર્જન્મ થાય છે. અનેક દાખલામાં જણાયું છે કે બહુજ ખરાબ તબીયત વાળા મનુષ્યો કુદરતી વીજળી લાગવા પછી ઉત્તમ આરોગ્યવાન થાય છે. એટલુંજ નહીં પણ બ્હેરાંઓ અને મુગાંઓ વીજળીક આંચકાથી જીવતા રહેવા પામતાં તેઓ બોલતા સાંભળતાં થઇ ગયાં છે ! જગતમાં

ઝાડને બાઝીને નહીં પણ તેની નિકટ માત્ર ઉભા હોઇએ તો ઝાડ પર વીજળી પડતાં તે બળી જાય છે છતાં નિકટસ્થ મનુષ્યને તો માત્ર તેનો આંચકોજ લાગે છે. અને તે મનુષ્યના શરીરના રોગ એ વીજળીક પ્રયોગથી ભસ્મ થઇ જાય છે.

**ઉંદરો દ્વારા કમાવાની મહા વિચિત્ર યુક્તિ**—દોરાનાં કારખાનાં ઉંદરથીજ સ્કૉટલંડમાં આવેલા ડન્ફર્મલાઇન કસ્બાનો મી. ડેવીડ હટન ચલાવતો હતો. પાળેલા ઉંદરોમાંનો દરેક રોજ બહુ તો મહીનામાં બે પૈસાની બાજરી ખાય છે. હવે ઉંદર રોજ દસ માઇલ જેટલું સુરેરાસ દોડી શકે છે. રૂમાંથી સુતર કાંતવા માટે તેને સ્ત્રી કરતાં પણ ઉંદર સસ્તો પડેલો દેખાયો. રૂનો છેડો ઉંદરના મોંમાં મુકીને તેને ગોળ ચક્રમાં દોડાવતાં તે ૩૫ દહાડામાં ૨૫ ઇંચ લાંબાં ૩૩૫૦ દોરા બનાવી શકે છે, તેનો ખર્ચ ૯ પેની આવે છે. જ્યારે સ્ત્રી હાથે કાંતતાં વધુ ખર્ચ આવે છે. દર ઉંદર દીઠ ૭ આનાનો ફાયદો પડે છે! ઉંદરોના ૧૦,૦૦૦ ચરખા ચલાવવાની તેની યોજના હતી પણ તે અકસ્માત્ અકાલ મરણ પામવાથી (કદાચ સ્ત્રીઓના શાપથી!) આ યોજના અમલમાં મેલવામાં આવી નહોતી; તોપણ ૨ ઉંદરો વડે તેણે ફતેહમંદ અખતરાઓ કરી જોયા હતા, અને કેટલુંક સુતર કાઢયું હતું.

**છોડવાઓની ઉછેરણી**—અખતરાનો આ યુગ છે. તે વિના ઉન્નતિ નથી એ સૂત્ર આપણે જેટલું સ્મરણ રાખીએ તેટલું ઓછું છે. પારાની વરાળના દીપકનાં 'વાયોલેટ' (નીલલોહિત, ભૂરાં-રાતાં) કીરણો અમુક છોડવાઓ પર ફેંકવાથી તેઓની ઉગમાં બહુજ આશ્ચર્યજનક સુધારો થયો છે. જે બીઆને નહીં તો અંકુર આવતાં અઠવાડીઆંઓ થઇ જાય તે ઉક્ત રાતાં-ભૂરાં કીરણોના પ્રભાવથી જોતજોતામાં અંકુરિત થયાં છે. કુદરતી કરતાં આ યુક્તિથી અર્ધાથી અષ્ટમાંશજ વખત થયો છે. વળી રેડયમની મદદથી પણ કેટલાક છોડવાઓ ત્રણ ગણી જેટલી વધુ ઝડપથી ઉગી નીકળ્યા છે. જમીનની માટીના વીસ ટન જેટલા જથામાં રેડીયમ એકજ કણ (મીલીગ્રામ) નાંખવાથી અંકુર તરતજ આવે છે, અને ટામેટા વગેરે ફળ શીઘ્ર પરિપક્વ કરવામાં પણ તે નવી અદ્ભુત ધાતુ ઘણી કામ આવી છે. પાશ્ચાત્ય મોંઘા મૂલની મંજૂરી છતાં પરદેશ સસ્તો માલ મોકલી શકે છે તેનાં કારણોની કુંચી અહીં જડે છે.

**ઉજ્જડ જમીનનો આવી લાગેલો અંત**—ઉપર, ઉજ્જડ જમીન હવે પછીના સમયમાં કદાચ પ્રાચીન ઇતિહાસ થઇ પડશે. પ્રોફેસર બૉટમલીએ અમુક અખતરાઓથી સિદ્ધ કર્યું છે કે, અમુક જાતનાં સૂક્ષ્મ જંતુઓ (બેકટીર્યા) ઉપર ભૂમીમાં દાખલ કરતાં તે રસાળ અને ફલદ્રુપ બનાવી શકાય છે. તે પ્રોફેસર બતાવી આપે છે કે એ જમીન વનસ્પતિરૂપ સંતતિ વિનાની-વાંઝણી-થવાનું કારણ એજ છે કે ત્યાં હવાનો પ્રવેશ ન હોવાથી ત્યાંની ભૂમીમાંના ફલદ્રુપતાના અધિષ્ઠાના એવા જંતુ દેવો જીવી શકતા નથી. પ્રોફેસર આ ઉપરભૂમીની માટીમાં જંતુઓ ભેળીને તે માટીને સરસ ખાતર બનાવવાની આશા રાખે છે તે પછીજ તે ખુદ ઉપર ભૂમીમાં જંતુઓ સ્થાપવાની ચેષ્ટા કરશે.

**મીલોની ચીમનીમાંના ધુમાડાથી તબીયત સુધરે છે!**—એવો પણ એક મત છે! લંડનનો એક આ વિષયનો અનુભવી જણાવે છે કે લંડનવાસીઓની તબીયત સારી હોવાનું કારણ તેઓ ધુમાડાવાળી હવા નાક વાટે સારી કાળી ગળતા હોવાનું છે! તે કહે છે કે આ ધુમાડો એ ચોખ્ખો કાર્બન છે અને કાર્બનનો ગુણ શરીરમાંનું અન્નજળ શુદ્ધ

કરવાનો છે. આથી લંડનવાસીઓ ચાલતા ગજાણાં જેવા છે. તેમનાં શરીરમાં ખોરાક એ કાર્બન વડે કુદરતી રીતે શુદ્ધ થાય છે. જો એમ હોય તો તો જે નગરોમાં માલો ન હોય ત્યાં તે મ્યુનીસીપૅલીટીએ પ્રજાના આરોગ્યની વૃદ્ધિ સારૂ ખાસ બંધાવવી જોઇએ કે જેથી લોકો ધુમાડો ખાય ! : - -

**પુરતી જમીન નહીં હોય તો નાઇટ્રોજન નામક હવાઇ ખાતરથી તેની ખોટ પુરી કરો !**—રસાળ જમીનનો ઇંચે ઇંચ પર હદમાં ખેતી કરવામાં આવે છે. વધતી જતી વસ્તીની હાજતને પહોંચી વળવા માટે હવે વધારે જમીન મેળવવી અશક્ય છે. સ્વ. રાનાડેએ, તેનો ઉપાય ઘણા વર્ષ ઉપર એજ બતાવ્યો હતો કે થોડી જમીનમાં વધારે પાક " ઇન્ટેન્સીવ કલ્ચર " ની પધ્ધતિથી પેદા કરો ! જમીનમાંના કસનો પૂરો ઉપયોગ કરવાથી એકનું બમણું અને તેથી પણ વધુ નિરંતર ઉગાડી શકાય છે, તે વિષે હમે આગાડી લખી ગયા છીએ. જમીનમાંની ફલદ્રુપતાનો આધાર તેની માટીમાં નાઇટ્રોજનનું તત્ત્વ વધુ ઓછું હોવા પર છે. ખાતર નાંખવાથી ફલદ્રુપતા સુધરે છે તેનું ગુપ્ત કારણ એ છે કે, ખાતરમાં નાઇટ્રોજનનું પુષ્કળ મોટું પ્રમાણ છે. દાખલા તરીકે ઘોડાની લીંડીમાં દર ટને ૧૦ રતલ નાઇટ્રોજન છે હવે ખરૂં જોતાં, ખેડુતને એજ ૧૦ રતલ સારૂ બધી ટન લીંડી ખરીદવી પડે આ છે જે તેને ભારે પડે છે. હવે ભગવાન્ હૃદયમાં હોવા છતાં દૂર તીર્થોમાં શોધવા જેવું આ છે ! જે જમીનમાં નાઇટ્રોજન ન હોવાની ખેડુત ફર્યાદ કરે છે તેની ઉપરની હવા નાઇટ્રોજનનો કોટ છે. દર એકર જમીન પરની હવામાં અર્ધો લાખ ટન નાઇટ્રોજન હશે—કેમકે હવા એ ચાર પંચમાંશ ભાગે નાઇટ્રોજનનીજ બનેલી છે. છાણને બદલે હવામાંથીજ પકડાયું નાઇટ્રોજન લઇ તે જમીનમાં પૂરવું એ તરફજ હાલની ' સાયન્સ ' નો પ્રયાસ છે. નાઇટ્રોજન એવી રીતે કાઢીને હવે તૈયાર ડબ્બામાં વેચાય છે ! આ સૂચના કરનાર પ્રથમ સાયંટીસ્ટ પ્રસિધ્ધ સર વી ક્રૂક્સ હતો પણ વ્યાપારિક અને વ્યાવહારિક દષ્ટિથી હવામાંથી તે બનાવવાનું માન તો નૉર્વે દેશના પાટનગર ક્રીશ્ચીએનીયાના પ્રો. બીર્કલેંડને ઘટે છે. તેણે નાઇટ્રોજન ખાતર બનાવવાનું જે કારખાનું કાઢ્યું છે તે દર વર્ષે હજારો ટન બનાવી વેચે છે. તબેલાનાં નકામા ખાતર કરતાં આ હવાનું ખાતર ૨૦ ગણું અસરકારક છે અને તેથી તે અતિ ઘણું સસ્તું પણ પડે છે. જમીનમાં વીજળી પ્રવેશ કરીને પણ તેની ફલદ્રુપતા વધારી શકાય છે તે વિષે હમે પૂર્વે કથન કરી ગયા છીએ.

---

**પાકાં દોઢ મણ વજનની વાર્તા !**—દુનિયામાં સૌથી મોટી વાર્તા ઇ. સ. ૧૮૫૦ માં લખવી શરૂ કરી હાલમાંજ એક જપાનીસે પૂરી કરી છે. એ વાર્તાના ૧૦૬ ભાગ છે અને દરેક ભાગમાં એક હજાર પૃષ્ઠ છે !

---

જુએ છે.૧ ‘ કુલવાન સ્ત્રીને અસલના લોક સભામાં લઈ જતા નહીં એવું મેં સાંભળ્યું છે; પરંતુ એ સનાતન ચાલ કૌરવોએ આજે નષ્ટ કર્યો ’, એવું દ્રૌપદી કહે છે.૨

ધૃતરાષ્ટ્રે બોલાવતાંજ ગાંધારી દુર્યોધનનું મન વાળવા સારૂ રાજસભામાં આવી હતી. “ હું એકલી હોવાથી તારી સાથે કેમ બોલું ?” એવું દ્રૌપદી જયદ્રથને પૂછે છે; અને સીતા હનુમાનના શરીરને સ્વેચ્છાથી સ્પર્શ કરતાં સંકોચાય છે.૩ પુરુષોથી દૂર રહેવાનો ચાલ કદાચિત્ હોય તોપણ તે કડક રીતે અમલમાં મેલાતો નહીં. સંકટ સમયે, યુદ્ધ પ્રસંગે, વિવાહ સમારંભમાં, યજ્ઞમાં અને સ્વયંવરમાં, સ્ત્રીઓનું પુરુષ-સમાજમાં દર્શન દૂષણાર્હ નહોતું ગણાતું.૪ વિધવાવપનનો એક ગ્રંથોમાં કોઈ પણ સ્થળે ઉલ્લેખ નથી ! સતી થવાનો ચાલ જનસમાજની નજરમાં હતો એમાં કશો સંશય નથી ; પરંતુ ભારતીય યુદ્ધમાં લાખો વીર મરાયા છતાં સતી થયેલી સ્ત્રીઓ સંબંધી કોઈક જ સ્થળે ઉલ્લેખ છે ! પાંડુ સાથે માદ્રી સતી થઈ એ એક પ્રસિદ્ધ ઉદાહરણ છે.૫ આદિપર્વમાં એક ઠેકાણે કહેલું છે કે સ્ત્રી પ્રથમ મૃત્યુ પામે તો પતિની વાટ જોતી હોય છે અને પતિ પ્રથમ મૃત્યુ થાય તો તેની પછાડી સતી થાય છે.૬ સૈરન્ધ્રીને કીચકની સાથે બાળી નાંખવાનો હુકમ થાય છે તે એક વિલક્ષણ વાત છે.૭ એકાદેક મોટો માણસ મૃત્યુ પામતાં તેની સાથે તેના એકાદેક ગુલામને પણ બીજી દુનિયામાં મોકલવામાં આવતો–એવો ચાલ બહુ પ્રાચીન કાળમાં હતો એવું આપણા લોકો કહે છે તેનો આ અવશેષ હોવો જોઈએ–વિધવા ( પુનઃ ) લગ્નનો નિષેધ એક બે ઠેકાણે કરેલો છે. ‘ પતિ મૃત થતાં કે તેની હયાતિમાં સ્ત્રીએ બીજા પુરુષસાથે વિવાહ કરવો નહીં. તેમ કરતાં તે સ્ત્રી નિઃસંશય પતિત થશે. પુરુષો પુષ્કળ સ્ત્રીઓ કરે તો તેમાં અધર્મ નથી; પણ સ્ત્રીએ પ્રથમ પતિનું લંઘન કરવાથી ( એટલે બીજા સાથે વિવાહ કરવાથી ) બહુ મોટો અધર્મ થશે ’ એમ મહાભારતમાં લખ્યું છે ! ! !૮

વિધવાઓની સ્થિતિ સમાધાનકારક નહોતી. દુષ્ટ પુરુષો તેમને કુમાર્ગગામી કરતા. એક ઠેકાણે કહ્યું છે કે જમીનપર નાંખેલાં આમિષપર જેમ પક્ષી ઝડપ મારે છે તેમ પતિહીન થયેલી સ્ત્રીપર સર્વેની

---

१. या न शक्या पुरा द्रष्टुं भूतैराकाशगैरपि । तामद्य सीतां पश्यन्ति राजमार्गगता जनाः ॥ अयोध्याकाण्ड, ३३. ८.

२. धर्म्यां स्त्रियं सभां पूर्वं न नयन्तीति नः श्रुतम् । स नष्टः कौरवेयेषु पूर्वो धर्मः सनातनः ॥ सभापर्व, ६८. ९.

३. एष ह्यहं संप्रति ते न वाचं ददानि वै भद्र निबोध चेदम् । अहं ह्यरण्ये कथमेकमेका त्वामालपेयं निरता स्वधर्मे ॥ वन० २६६. ३; भर्तृभक्तिं पुरस्कृत्य रामादन्यस्य वानर । नाहं स्प्रष्टुं स्वतो गात्रमिच्छेयं वानरोत्तम ॥ सुंदर० ३७. ६२.

४. व्यसनेषु न कृच्छ्रेषु न युद्धेषु स्वयंवरे । न क्रतौ नो विवाहे वा दर्शनं दूष्यते स्त्रियः ॥ युद्ध. ११६. २८.

५. तमेनं चिताग्निस्थं माद्री समन्वारुरोह । आदि० ९५-६४; राज्ञः शरीरेण सह ममापीदं कलेवरम् । दग्धव्यं सुप्रतिच्छन्नमनद्यायं प्रियं कुरु ॥ आदि० १२५. ३१.

६. प्रथमं संस्थिता भार्या पतिं प्रेत्य प्रतीक्षते । पूर्वं मृतं च भर्तारं पश्चात्साध्व्यनुगच्छति ॥ आदि० ७४. ४५.

७. सैरन्ध्र्याः सूतपुत्रेण सह दाहं विशांपतिः । विराट० २३. ८.

८. मृते जीवति वा तस्मिन्न परं प्राप्नुयान्नरम् । अभिगम्य परं नारी पतिष्यति न संशयः ॥ आदि० १०४. ३२; न चाप्यधर्मः कल्याण बहुपत्नीकता नृणाम् । स्त्रीणामधर्मः सुमहान् भर्तुः पूर्वस्य लंघने ॥ आदि० १६०. ३६.

નજર હોય છે.[1] જો કે વિધવાઓના ( પુનઃ- ) લગ્નનો નિષેધ કરેલો છે, છતાં તે થતાં, એમ કેટલીક આખ્યાયિકાથી જણાય છે. નળની ઘણા વર્ષ સુધી કાંઇ પણ ખબર ન મળવાથી દમયન્તી દ્વિતિય સ્વયંવરની ખબર ફેલાવે છે, અને ઋતુપર્ણ જેવા સાધુવૃત્ત રાજાને તે દ્વિતીય સ્વયંવરમાં હાજર રહેવા સારૂ દોડાદોડ કરવામાં કંઇ અધર્માચરણ લાગતું નથી–એ ધ્યાનમાં રાખવા જેવું છે. વળી અનુશાસન પર્વમાં શ્રાધ્ધ સારૂ કયા બ્રાહ્મણો બોલાવવા તે કહેતાં પુનર્વિવાહિત સ્ત્રીના પુત્રને બોલાવવો નહીં, એમ લખેલું છે. આથી કંઇ નહીં તો એટલું તો સ્પષ્ટ થાય છે કે સ્ત્રીઓના પુનર્વિવાહની વાત કાંઇ અશ્રુત-પૂર્વ તો નહોતીજ.

કુટુંબ. ૭ કુટુંબમાં પિતા પ્રમુખ હોતો–તેના હુકમ પ્રમાણે સર્વેને ચાલવું પડતું. અવિભક્ત કુટુંબની પધ્ધતિ પ્રચલિત હતી. પુત્રપર પિતાની સત્તા અમર્યાદ હતી અને પુત્રોની પણ પિતાપર શ્રધ્ધા અનુપમ હતી, એવું એક ગ્રંથમાં ઠેકઠેકાણે બતાવેલું છે. પિતાને હાથે વચનભંગનું પાપ ન થાય એટલા સારૂ રામ વનવાસ ગયા હતા. પુરૂએ પોતાનું યૌવન પિતાને આપી તેની વૃધ્ધાવસ્થા પોતે લેઇ હતી. ભીષ્મ પિતાને સંતુષ્ટ કરવાને સારૂ આજન્મ બ્રહ્મચારી રહ્યા હતા. પરશુરામે પિતાની આજ્ઞા પાળવા સારૂ માતાનો શિરચ્છેદ કર્યો હતો. પિતાની શુશ્રૂષા કરવી અને તેની આજ્ઞા પાળવી એના કરતાં મોટો ધર્મ બીજો કોઇ નથી, એવું રામાયણમાં કહેલું છે.[2]

લગ્નની ઇચ્છા કરતી સાવિત્રીને સત્યવાન્ કહે છે કે "મારાં માબાપને પૂછી આવ, મારા પર દોષ ન જોઇએ; માતા પૃથ્વી કરતાં મોટી છે અને પિતા આકાશ કરતાં ઉચ્ચ છે."[3] આ મુજબ પુત્ર અત્યંત આજ્ઞાધારક હતા એમ જે પ્રમાણે જણાય છે, તેમજ પિતા પણ બહુ પુત્રવત્સલ હતા એમ બતાવેલું છે. રામ વનવાસ જતાં દશરથ પુત્રશોકથી મૃત્યુ પામ્યા હતા. વિદુર અને કૃષ્ણે અનેક વાર દુષ્ટ દુર્યોધનનો ત્યાગ કરવાનું કહેવા છતાં ધૃતરાષ્ટ્ર પુત્રપ્રેમથી ઉલટો વધુ અંધ થઇ તેને છોડતો ન્હોતો.

બીજે નંબરે જ્યેષ્ઠ બંધુને માન અપાતું. કૌરવો સાથે લડવાનું અનેક વખત મન થવા છતાં પણ ભીમ અને અર્જુન માત્ર ધર્મરાજના શબ્દને માન આપવા સારૂજ ક્રોધ રોકી રાખતા હતા. રામના સુખને સારૂ લક્ષ્મણે પોતાના સુખપર પાણી ઢોળ્યું હતું, અને બાર વર્ષ તેની ચાકરી કરી હતી. લક્ષ્મણ કહે છે કે " જો પ્રદીપ્ત અગ્નિમાં કિંવા અરણ્યમાં રામ પ્રવેશ કરવા માંડે તો તેની પહેલાંજ હું પ્રવેશ કરીશ, એ પણ સમજ."[4] "જ્યેષ્ઠ બંધુ સંકટમાં હો કે સમૃધ્ધ હો–સર્વેએ તેની આજ્ઞામાં રહેવું એ ધર્મ છે" એમ સુમિત્રા કહે છે.[5] ભરત કહે છે કે પિતા ન હોય તો તેની જગ્યાએ જ્યેષ્ઠ ભ્રાતા છે.[6] જ્યેષ્ઠ ભ્રાતાની પત્નિને પણ બહુ માન અપાતું.[7]

---

१. उत्सृष्टमामिषं भूमौ प्रार्थयन्ति यथा खगाः । प्रार्थयन्ति जनाः सर्वे पतिहीनां तथा स्त्रियम् ॥ आदि० १६०.१२.

२. न ह्यतो धर्मचरणं किंचिदस्ति महत्तरम् । यथा पितरि शुश्रूषा तस्य वा वचनक्रिया ॥ अयोध्या० १९ २२.

३. मम त्वामन्त्र्य गुरुन मां दोषः स्पृशेदयम् । माता गुरुतरा भूमेः खात्पितोच्चतरस्तथा ॥ वन० २९२. ६०.

४. दीप्तमग्निमरण्यं वा यदि रामो प्रवेक्ष्यति । प्रविष्टं तत्र मां देवि त्वं पूर्वमवधारय ॥ अयोध्या० २१. १७.

५. व्यसनी वा समृद्धो वा गतिरेष तवानघ । एष धर्मः सतां लोके यज्ज्येष्ठवशगो भवेत् ॥ अयोध्या० ४०. ६.

६. पिता हि भवति ज्येष्ठो धर्ममार्यस्य जानतः । अयोध्या० ७२. २१.

७. मनु० १०५. १०.

મનુષ્યના આયુષ્યના ચાર વિભાગ કરી પ્રત્યેક વિભાગને ઉચિત હોય તેવાં કર્મો કરવામાં કાળ વ્યતિત કરવો, એવું શાસ્ત્રકારોએ ઠરાવ્યું છે. આજ ચાર વિભાગને આશ્રમ કહે

**ચાર આશ્રમ.** છે. તે આશ્રમો આ મુજબ હતાઃ—( ૧ ) બ્રહ્મચર્ય, ( ૨ ) ગાર્હસ્થ્ય, ( ૩ ) વાનપ્રસ્થ, અને ( ૪ ) સંન્યાસ.

પુત્રનું યજ્ઞોપવિત થતાં તેને ગુરૂગ્રહે ( ગુરૂકુલમાં ) મોકલતા. આ બ્રહ્મચર્યાશ્રમનો પ્રારંભ થયો કહેવાય. બ્રહ્મચર્યાશ્રમ નિદાન બાર વર્ષનો હોતો અને તેમાં બ્રહ્મચારીઓને વેદાધ્યયન અને ગુરૂશુશ્રૂષા કરવી પડતી. ગુરૂકુલના બ્રહ્મચારીએ ગુરૂના શયન કરવા પછી શયન કરવું જોઈએ અને ગુરૂની પહેલાં ઉઠવું જોઇએ. સ્વભાવે મૃદુ અને સ્થિર રહી ઇંદ્રિયદમન કરવું જોઇએ અને સ્વાધ્યાયાધ્યયન લક્ષપૂર્વક કરવું જોઇએ. ૧ શાન્તિપર્વના ૧૯૧ મા અધ્યાયમાં બ્રહ્મચારીનાં કર્તવ્યો વિસ્તારથી આપવામાં આવેલાં છે. ગુરૂકુલમાં અધ્યયન કર્યા પછી ગુરૂની આજ્ઞા લઈ બ્રહ્મચારી પિતૃગ્રહે પાછો આવતો અને પછી વિવાહ કરી ગૃહસ્થાશ્રમમાં પ્રવેશ કરતો. આ આશ્રમમાં ધર્માચરણથી ધન સંપાદન કરી ગૃહસ્થે દાન દેવાં, અતિથિઓને સંતોષવા, શૂદ્રાન્ન વર્જ્ય કરવું, અગ્નિહોત્ર કરવો, ઇંદ્રિયોને તાબામાં રાખવી. અને ગુરૂકુલમાં જે કંઇ વિદ્યાધ્યયનાદિ ગ્રહણ કર્યું હોય તેનું સાર્થક કરવું.[2] પુત્ર પૌત્ર થતાં મનુષ્યે વાનપ્રસ્થાશ્રમનો અંગીકાર કરવો. આ આશ્રમમાં દિવસમાં ત્રણ વાર સ્નાન, દેવ અને પિતૃની પૂજા, નીવારકંદમૂલાશન, ઇંગુદી, અને એરંડાના તેલનો વાપરાશ યોગમાર્ગનો અભ્યાસ, તપશ્ચર્યા, પાપાચરણથી પરાઙ્મુખતા પરિમિત આહારવિહાર, ઇત્યાદિ બાબતો વિહિત છે. ૩ અરણ્યકાણ્ડના છઠ્ઠા અધ્યાયના ચોથા શ્લોકમાં માત્ર પાંદડાં ખાઇ, પાણી પી અને પવન ભક્ષણ કરી રહેનારા યતિઓનો ઉલ્લેખ છે. ભિક્ષુ કિંવા સન્યાસીએ માટી અને સોનું સરખુંજ માનવું જોઇએ; શત્રુ, મિત્ર, અને દુઃખી—બધાં પર સરખીજ નજર રાખવી જોઈએ; મન, વચન અને કર્મ—એ ત્રણેથી તેણે કોઇનો પણ દ્રોહ કરવો જોઇએ નહીં; એકજ ઠેકાણે ઘર કરી ન રહેતાં નગરમાં પાંચ રાત્રિ કરતાં અને ગામમાં એક રાત્રી કરતાં વધુ વખત કોઇ પણ સ્થલે ન રહેતાં પ્રાણ ધારણ સારૂ શુદ્ધાચરણી દ્વિજને ઘેર જઇ પાત્રમાં—વગર માગ્યે—પડે તેટલી ભિક્ષા લેવી. સર્વ સંગપરિત્યાગ કરી પરમાત્મચિંતનમાં સમય ગાળવો. ૪ ભગવાં વસ્ત્ર પરિધાન કરેલા, શિખા આદિ ધારણ કરેલા, છત્ર અને જોડા વાપરનારા, અને ડાબા ખાંધાપર દંડ અને કમંડલુ ધારણ કરનારા પરિવ્રાજકનું વર્ણન અરણ્યકાણ્ડમાં છે.[5]

ઉપરનાં વિવેચનપરથી પ્રાચીન ઋષિઓએ મનુષ્યજીવનમાંનાં કર્તવ્યકર્મો કેટલી કાળજીપૂર્વક બાંધી મેલ્યાં હતાં તેની કલ્પના આવે છે. દરેક આશ્રમ આગળના આશ્રમની તૈયારીનો કાળ છે. કેટલાકોનો એવો આક્ષેપ છે કે પ્રાચીન ઋષિઓ નિવૃત્તિપરાયણ હોવાથી સર્વેને વિષયપરાઙ્મુખ યતિ બનાવવા તરફજ તેમનું વલણ વધારે દેખાય છે. પણ આ આક્ષેપમાં બહુજ થોડું સત્ય છે. પ્રાચીન ઋષિઓએ ગૃહસ્થાશ્રમની સર્વોત્તમ આશ્રમ તરીકે બહુજ સ્તુતિ કરેલી છે. બ્રહ્મચારી, પરિવ્રાજક અને જે કોઈ

---

१. आहूताध्यायी गुरुकर्मस्वचोद्यः पूर्वोत्थायी चरमं चोपशायी । मृदुर्दान्तो धृतिमानप्रमत्तो स्वाध्यायशीलः सिध्यति ब्रह्मचारी ॥ आदि० ९१. २.

२. गुरुणा चाभ्यनुज्ञातः समावर्तेत वै द्विजः । विन्देतानन्तरं भार्यामनुरूपां यथाविधि ॥ शूद्रान्नवर्जनं धर्मस्तथा सत्पथसेवनम् । आहिताग्निरधीयानो जुह्वानः संयतेन्द्रियः ॥ अनु० १४१. ३७-३८; वनपर्व २; अनु० ९७.

३ आदि पर्व ९१.

४. शान्तिपर्व १९१-९९; अनु० १४१. ८० इत्यादि.

५. श्लक्ष्णकाषायसंवीतः शिखी छत्री उपानही । वामे चांसेऽवसज्याथ शुभे यष्टिकमण्डलू ॥ अरण्य० ४६.३.

વ્રતનિયમાનુષ્ઠાન કરનારા છે તે સર્વેને પ્રાણરક્ષણ સારુ ગૃહસ્થ તરફથીજ ભિક્ષા મળે છે તેથી ગૃહસ્થાશ્રમ સર્વે આશ્રમોનો આધાર છે.[1]

ક્ષત્રિયો ગમે તો જન્મસુધી ગૃહસ્થાશ્રમીજ રહી શકે એવી ખાસ સગવડ ઋષિમુનિઓએ તેમને સારુ રાખેલી છે; પરંતુ વિષય સુખ માણતા રહેવું એમાંજ મનુષ્યજીવનની ઈતિકર્તવ્યતા છે એવું તેઓ માનતા નહોતા; અને વિષયસુખ ભોગથી આપણે કોણ છીએ, ક્યાંથી આવ્યા છીએ, ઈત્યાદિ ગૂઢ બાબતોવિષે મનમાં ઉત્પન્ન થતી ચટપટ શાંત થવાનો સંભવ ન હોવાથી તેમણે ગૃહસ્થાશ્રમ સિવાય બીજાએ આશ્રમોની યોજના કરી છે. જન્મમરણમાંથી મુક્તતા એ આપણા ઋષિઓનું અંતિમ સાધ્ય હોવાથી ગૃહસ્થાશ્રમ વગેરે તો કેવળ સાધનો છે એવું તેઓ માનતા.

**ધાર્મિક સંસ્કાર.** સોળ સંસ્કારો પૈકી પુંસવન, જાતકર્મ, નામકરણ, ઉપનયન અને વિવાહ એટલા સંસ્કારોનો પુષ્કળ ઠેકાણે ઉલ્લેખ થયેલો છે. વિવાહસંબંધી વિસ્તૃત વિવેચન આગળ થઈ ગયું છે. આદિપર્વમાં ( અધ્યાય ૭૪ ) જાતકર્મનો ઉલ્લેખ છે. તે વખતે ' તું મારાં અંગથી અને હૃદયથી ઉત્પન્ન થયો છે, પુત્રરૂપે તું કેવળ મારો આત્માજ છે, તું સો વર્ષ જીવ ' એવા અર્થનો શ્લોક બોલતા.[2] નામકરણસંસ્કાર હાલની માફકજ તે વખતે પણ જન્મ દિવસથી બારમે દિવસે કરવામાં આવતો.[3] ઉપનયન સંબંધી અનુશાસન પર્વમાં લખ્યું છે કે બ્રાહ્મણ બ્રહ્મચારીની મેખલા ' મુંજ ' ઘાસની, ક્ષત્રીયની ' મૂર્વા ' ઘાસની, અને વૈશ્યની ' બાલ્બજ ' ઘાસની હોવી જોઈએ.[4] માદ્રી અને પાંડુ તેમજ દશરથની ઔર્ધ્વદૈહિક ક્રિયાનું વર્ણન અનુક્રમે આદિપર્વમાં (૧૨૭) અને અયોધ્યાકાણ્ડમાં (સર્ગ ૭૬ ) આવેલું છે. દશરથનું શરીર જે પાલખીમાં લઈ જવામાં આવેલું તે પાલખીની આગળ સોનું અને વિવિધ વસ્ત્રો ફેંકતા કેટલાક લોક ચાલતા હતા. છત્ર અને ચમર વિગેરે રાજચિન્હો તે પાલખીની સાથે હતાં અને ચંદનકાષ્ટથી તે શબ દહન કરવામાં આવ્યું હતું. શ્રાદ્ધસંબંધી અત્યંત વિસ્તૃત માહિતી આપેલી છે. અમે તો અત્રે માત્ર તેનો બહુજ સંક્ષિપ્ત સાર આપીશું. અનુશાસન પર્વના ૨૩મા અધ્યાયમાં શ્રાદ્ધ ક્યારે કરવું અને કેમ કરવું, શ્રાદ્ધમાં કોને કોને નોતરવા, અને અન્ન કયું હોવું જોઈએ, વિગેરે કહેલું છે. જ્યારે યોગ્ય બ્રાહ્મણ મળી આવે દહીં અને ઘીની સમૃદ્ધિ હોય, અમાવાસ્યા હોય, અને આરણ્ય માંસ મળી શકે, તે વખતે શ્રાદ્ધ કરવું. શ્રાદ્ધ કરવા સારુ પૂર્વાહ્ણ કરતાં અપરાહ્ણ સારો.[5]

નિમન્ત્રિત બ્રાહ્મણ સત્પાત્ર હોવા જોઈએ. પિતરો સંબંધી બધાં કર્મોમાં બ્રાહ્મણ સત્પાત્ર છે કે

---

१. चतुर्णामाश्रमाणां हि गार्हस्थ्यं श्रेष्ठमुत्तमम् । अयोध्या० १०६-२२; तद्धि सर्वाश्रमाणां मूलमुदाहरन्ति । गुरुकुलनिवासिनः परिव्राजका ये चान्ये संकल्पितव्रतनियमानुष्ठायिनस्तेषामपि अत एव भिक्षा बलिसंविभागाः प्रवर्तन्ते ॥ शान्ति० १९१-१.

२. अंगादंगात्संभवसि हृदयादधिजायसे । आत्मा वै पुत्रनामासि स जीव शरदः शतम् ॥ आदि० ७४. ६२.

३. अतीतैकादशाहं तु नामकर्म तथाकरोत् ॥ बालकाण्ड १८. २१. પરંતુ દસમે દિવસે નામકરણ તેને દિવસે કરવું એવું સ્મૃતિમાં કહેલું છે

४. विप्रस्य रशना मौञ्जी मौर्वी राजन्यगामिनी । बाल्वजी चैव वैश्यस्य धर्म एष युधिष्ठिर ॥ अनु० २१-४०.

५. श्राद्धाय प्रशस्तः कालः प्रशस्तं दधिघृतं तथा । सोमक्षयश्च मांसं च यदारण्यं युधिष्ठिर ॥ अनु० २१-२४; तथा श्राद्धस्य पूर्वाह्णादपराह्णो विशिष्यते ॥ अनु० ८७. १९.

નહીં તેની ચિકિત્સા કરવી; પણ દૈવસારનાં કર્મોમાં તેમ કરવું નહીં ![1] ર ક્ષુચ્યા, ભ્રૂણહત્યા કરનાર, ક્ષયી, પશુપાળ, વ્યાજવટ્ટ કરનાર, ગાનાર, સર્વે વસ્તુ વેચનાર, આગ લગાડનાર, ઝેર દેનાર, સોમવિક્રય કરનાર, સામુદ્રિકથી પેટ ભરનાર, રાજ્યનો નોકર ( Government Servant ), બાપથી લડનાર, ચોર, નટ ( Actor ), જ્યોતિષથી ઉપજીવિકા કરનાર—**એ બધા બ્રાહ્મણો શ્રાદ્ધ કરાવવાને અપાત્ર છે.** શ્રાદ્ધ પ્રસંગે પીરસવાનું અન્ન નીચજાતિના મનુષ્યે કે રજસ્વલા સ્ત્રીએ જોયેલું ન હોવું જોઇએ; તેમાં વાળ કે જંતુઓ હોવાં ન જોઇએ અને તે વાસી કે બીજાએ ચાખેલું ન હોવું જોઈએ. અનુશાસનપર્વના ૮૭ અને ૮૯મા અધ્યાયમાં અનુક્રમે વિશિષ્ટ તિથિએ કિંવા વિશિષ્ટ નક્ષત્ર હોતાં શ્રાદ્ધ કરવાથી શું ફળ પ્રાપ્ત થાય છે તે કહેલું છે. **અનુશાસન પર્વના ૮૮ મા અધ્યાયમાં જુદાજુદા પ્રકારનાં માંસ પીરસવાથી પિતરોની કેટલા કેટલા કાળસુધી તૃપ્તિ થાય છે તેનું વર્ણન છે!!**

## ૩. નૈતિક સ્થિતિ.

સત્ય. આ મથાળાં નીચે સર્વમાં મુખ્ય બાબત સત્યની સ્તુતિ અને સત્યને આપવામાં આવેલું મહત્વ છે. 'સત્ય' એ એકજ પદમાં બ્રહ્મ સમાયલો છે, સત્યપર ધર્મનો મદાર છે; સત્ય એકલેજ અવિનાશી વેદ અને સત્યથી અત્યંત શ્રેષ્ઠ પદ પ્રાપ્ત થાય છે.'[2] હજાર અશ્વમેધ યજ્ઞોનું ફળ એક ત્રાજવામાં અને સત્યનું ફળ બીજા ત્રાજવામાં નાંખી તોલવાથી સત્યનું ત્રાજવુંજ નીચું આવશે. સત્ય જેવો ધર્મ નથી, સત્યથી શ્રેષ્ઠ બીજું કંઈ નથી, અને અસત્યથી તીવ્ર બીજું કંઇ નથી.[3]

ગ્રંથોમાં સત્યનેજ વળગી રહેવાથી અનેક પુરુષોને અનેક પ્રકારની મુશ્કેલીઓ વેઠવી પડી એવું જણાઇ આવે છે. યુધિષ્ઠિર, કર્ણ, ભીષ્મ, અને રામ એમના પુણ્યચરિત્રનું મનન કરવાથી આપેલું વચન પાળવા સારૂ એ બધાઓએ કેટલી આપત્તિઓ સહી તે લક્ષમાં આવશે. 'અસત્યનો મને જેટલો ભય છે તેટલો સાક્ષાત્ મૃત્યુનોયે નથી, એવું એક ઠેકાણે કહેલું છે.' અમુક હું કરીશ એવું વચન આપી જે તે પાળતો નથી તે મિથ્યાવચનના દોષથી દગ્ધ થાય છે અને તેની સર્વ ઇષ્ટસંપત્તિનો નાશ થાય છે.[4]

એક ગ્રન્થોમાં–વિશેષતઃ મહાભારતમાં–ધાર્મિકતાપર બહુ જોર દીધેલું છે. દરેક પોતપોતાની સ્થિતિને અનુરૂપ ધર્માચરણ કરવું જોઇએ. અધર્માચરણ જેટલી બીજી કાંઇ પણ બાબત વિપત્તિજનક નથી, એજ આખા મહાભારતનો સાર છે એમ કહેવામાં હરકત નથી. ધર્મ એજ મહાભારતનું ધ્રુવપદ છે. ખુદ દુર્યોધન લડાઇની પૂર્વે આશીર્વાદ માગવા આવતાં ગાન્ધારી કહે છે, ' यतो धर्मस्ततो जयः '—

---

१. ब्राह्मणान् परीक्षेत क्षत्रियो दानधर्मवित् । दैवे कर्मणि पित्र्ये तु न्याय्यमाहुः परीक्षणम् ॥ अनु० ९०. २.

२. सत्यमेकपदं ब्रह्म सत्ये धर्मः प्रतिष्ठितः । सत्यमेवाक्षया लोका सत्येनावाप्यते परम् ॥ अयोध्या० १४. ७.

३. अश्वमेधसहस्रं च सत्यं च तुलया धृतम् । अश्वमेधसहस्राद्धि सत्यमेव विशिष्यते ॥ आदि० ७०. १०२; नास्ति सत्यासमो धर्मो न सत्याद्विद्यते परम् । नहि तीव्रतरं किंचिदनृतादिह विद्यते ॥ आदि० ७४. १०४.

४. न बिभेमि तथा मृत्योर्यथा बिभ्येऽनृतादहम् । वन० ३०२. ६; प्रतिश्रुत्य करिष्येति कर्तव्यं तदकुर्वता । मिथ्यावचनदग्धस्य इष्टापूर्तं प्रणश्यति ॥ उद्योग० १०७-८.




**રા. ચુનીલાલ સરૈયા અને બેંકને નામે સટ્ટો.**

સ્પીશી બેંકના મેનેજીંગ ડીરેકટર રા. ચુનીલાલ ધર્મદાસ સરૈયાના નાટકી મૃત્યુને દિને જે હોહાકાર મચી રહ્યો હતો તેના ભણકારા હજી નરમ પડયા નથી. ઉલટું ભણકારાની ભાષા સ્પષ્ટ શબ્દોનું રૂપ લેતી જાય છે. સ્પેશી બેંક તેના મરણ સાથે ફડચામાં ગઇ, અને હજારો ડીપોઝીટરો હાલ તો નિર્ધન અવસ્થામાં આવી પડયા છે, અને શેરોના કોલો નીકળશે ત્યારે ઘણા શેરહોલ્ડરોને પણ શેરહોલ્ડર થવાનું માન ભારે થઇ પડશે. જે વીગતો એના મરણ પછી બહાર આવી છે તે જોતાં ચુનીલાલે ઝેર વડે આત્મહત્યા કરેલા વિષે કશો શક રહેતો નથી. પેટમાં ઝેર છે કે નહીં તે જોવા સારૂ જે " પોસ્ટ મૉર્ટમ " પરીક્ષા કરવાની ખાસ જરૂર હતી તેની, તે વખતે જ્યુરીએ, ડૉકટરોએ કે પોલીસે પણ જરૂર જોઇ નહીં એ આશ્ચર્યજનક તેમજ શોકજનક છે. પરંતુ એ નિશ્ચિત છે કે, એ અનુમાન શિવાય એ વજ્રહૃદયના નરનું મરણ અકલ્પ્ય અને અસંભવિત છે. એક અડંગ સટોડીયાનો આ ત્રાસદાયક રીતે અંત આવ્યો છે.

× × × ×

ઘણાકની એવી માન્યતા છે કે મરહુમની પાછળ તેની વર્તણુક વિરૂદ્ધ ટીકા કરવી યોગ્ય નથી. કેવળ ખાનગી દુર્ગુણો માટે એ વિચાર બરાબર હશે; પરંતુ જાહેર હિત સાથે સીધો સંબંધ ધરાવનારી બેંક જેવી જાહેર સંસ્થાના ગેરવહીવટ માટે તો એ નિયમને સ્થાન નથીજ. નહીં તો ઇતિહાસનું શાસ્ત્રજ અશક્ય થઇ પડે અને તે કેવળ સ્તુતિપાઠ જ બની જાય. રા. સરૈયાનાં વિચિત્ર જીવન પર દ્રષ્ટિપાત કરવો એ અનેક પાઠો શીખવા બરોબર છે. કોઇ ગુજરાતી આ જમાનામાં એના જેટલી હાક વગાડનારો થયો નથી. સરૈયા તે ચુનીલાલ સરૈયાજ. એનામાં સદ્‌ગુણો તથા દુર્ગુણો એટલા મોટા પ્રમાણમાં અને વિચિત્ર રીતે સાથે વસેલાં હતાં કે, એનો અભ્યાસ કરવો એ સામયિક પત્રકારનો એક ધર્મ છે. શારીરિક વ્યસનોથી તેઓ આશ્ચર્યકારક રીતે મુક્ત હતા. ખાનગી નીતિ ગમે તે હોય પણ તે સાથે આપણને ઝાઝો સંબંધ નથી. પરંતુ પ્રજાને ઉત્તમ મત બાંધવાને તેઓએ ખાસ કારણો આપ્યાં નહોતાં, એ તો પ્રખ્યાત છે. એમની સાહસિકતા અને જાગૃતિ એ એમના ગુણોએ એમને હિમાલયને શિખરે ચઢાવ્યા પરંતુ એ સાથે પારકાનાં હિતનો જે વિચાર જોઇએ તેનાથી તેઓ સર્વથા મુક્ત હતા! બેંક એ તો એક પવિત્ર ટ્રસ્ટ છે. તેની પાઇનો પણ સટ્ટાના સાહસમાં ઉપયોગ કરવો એ હડહડતી અપ્રમાણિકતા છે. પણ સાહસિકતાના આવેશમાં એ વિચાર એમને સ્ફુર્યોજ નહોતો! નેપોલીયનની પેઠે બસ બીડ મૂકવી, જીતવું, હરીફો અને શત્રુઓ ન હોય તો નવા પેદા કરીને પણ જીતવા, અને ડંકો બજાવવો ને પોતાની વાત તથા વાહ કરાવવી એ એમના જીવનનો પરમુદ્દેશ હતો. તેની વચમાં જે પણ આવે તેનો

નાશ કરવામાં તેઓ પોતાની સર્વ બુદ્ધિ અને સર્વ સામગ્રીનો વ્યય કરતા. નેપોલિયનનો એવો સંકલ્પ હતો કે પૃથ્વી ફ્રેંચ કરવી તેમ રા. ચુનીલાલનો સંકલ્પ પૃથ્વીની ચાંદી પોતાની કરવી, તેના "રાજા" કહેવડાવવું અને, બનેતો, બીજાં બજારોને પણ એકહાથ કરીને હાથમાં રમાડવાં. એ તેમના જીવનનો આદર્શ હતો. તેમ કરતાં અજ્ઞાન બાલકો, અને અનાથ વિધવાઓ, નિરાધાર વૃદ્ધો અને પરમાર્થી સંસ્થાઓનાં તેનાં ટ્રસ્ટમાં મુકેલાં સર્વસ્વનો નાશ થાય તે ચુનીલાલના મનને માત્ર રમતનો એક દાવ હતો ! વળી એમના સટ્ટાથી નાના વેપારીઓ હાર મરશે તેથી તો જાણે નીરોજ્યેકે એને આનંદ થતો ! આમ અનેક બજારો એકને પૈસે ઉથલાવી નાખીને હજારો મનુષ્યોની પાયેમાલી એણે કરી હતી. પરંતુ આ જમાનામાં ન્યાય અને દયાનો પ્રેમી નહીં પરંતુ ફતેહમંદ સાહસિક વખણાય છે. તેનું તેજ જ પ્રજાની આંખને ગમે છે. પ્રજાના એક મોટા ભાગની પોતાની વૃત્તિ પણ ન્યાય તથા દયા પ્રતિ શિથિલ હોવાથીજ, એવા મનુષ્યો પ્રશંસાને પામી શકે છે. રાક્ષસ નેપોલીયન પ્રતિ હજી ઘણાને અભિમાન છે તેનું કારણ તેમની બુદ્ધિ વૈશ્ય કે બ્રાહ્મણ કરતાં ક્ષત્રિય વિશેષ હોવાનુંજ છે. સંહાર અને આગ તો તેમને મન જાણે ક્રમો છે. અને તેનો કારક જાણે સાક્ષાત્ શિવ છે, એવોજ કાંઇક વિચાર સામાન્ય પ્રજાનો છે. જ્યાં સુધી પરાક્રમના ન્યાયાન્યાયનો અંશ જોયા વિના તેની પ્રશંસા કરવાનો મનુષ્યોનો સ્વભાવ છે ત્યાં સુધી હજીએ ઘણી નાની કે મોટી ક્ષેપેશી બેંકો અને નાના કે મોટા ચુનીલાલો ગજા પ્રમાણે નીકળશે એ નિસ્સંદેહ છે. એમણે પોતે કાંઇ પાઇ પણ પચાવી નથી એવો એક બચાવ કરવામાં આવે છે. પરંતુ જો એનામાં એજ દુર્ગુણ પ્રધાન હતે તો પ્રજાને તે આટલો પીડાકારક ન થતે ! જાતે ખાવામાં એટલા મશગુલ રહેતે કે જબરજસ્ત સટ્ટા કરવાનો અવકાશ કે ઇચ્છા તેને ન રહેતે. હજારો ખાતાં તેને લાખો સાથે રમત કરવાનો પ્રસંગ ન આવતે. જુગારને હમે, માત્ર અપ્રમાણિકતા કરતાં ઘણો વધારે મોટો દુર્ગુણ ગણીએ છીએ. જુગારનું ઝેર કેવળ અપ્રમાણિકતા કરતાં વધારે કાતિલ અને નાશક છે. અને તે અનેક અપ્રમાણિકતાઓ અને અયોગ્ય કર્મોને કરાવે છે. પારકે પૈસે, વિશ્વાસનો ભંગ કરીને જુગાર સટ્ટામાં ખેલ ખેલવો એમાં અનેક અન્ય દુર્ગુણોનો સમાવેશ થઇ જાય છે. તે અનેક દુર્ગુણોનું કારણ તેમજ કાર્ય છે. એક અઠવાડીક છાપું મી. ચુનીલાલના આ મહા અનીતિભર્યા વ્યાપારનો પણ બચાવ કરવા બ્હાર પડયું છે. તે તેની પોતાની નીતિની ઉચ્ચતાની સાક્ષી રૂપજ છે એમ હમે માનીએ છીએ. પિતાનો મિત્ર હોવા માટે ગમે એવો બેહુદો બચાવ કરવો એવી પત્રકારોની નીતિ હોય છે તે એથીજ પ્રત્યક્ષ થયું છે. આપણે એટલીજ આશા રાખીશું કે, બેંકનો લીક્વીડેટર હવે થયલી ખોટ બને તેટલી ઓછી કરવાપર પોતાના પ્રયત્ન એકત્ર કરશે. મી. બાઇશંકર નાનાભાઇ જેવા ચુનંદા હિસાબીએ કામ હાથમાં લીધું છે એથીજ ચુનીલાલનાં અપકૃત્યથી તોબા થયલી દુઃખી ગુજરાતી પ્રજાને કાંઇક શાંતિ વળી છે અને આશા સ્ફુરી છે.

× × × × × ×

સૌ. ઉર્મિલા દયારામના દેહાંતથી ગુજરાતનું એક સ્ત્રીરત્ન ગુમ થયું છે એમ કહેવા-

**૨૪ ઉર્મિલા.**

માં અત્યુક્તિ નથી. એમના ઓચીંતા લગ્ન માટે એમને માટે તો સર્વત્ર દયાજ હતી. એના કુલમાં અવિચારનું તત્વ

ગમે તેમ હો પણ સ્વાર્થનો તો લેશ પણ ન હોતો. એમનાં પિતા રા. નરસિંહરાવ ભોળાનાથે પોતાની એ જ્યેષ્ઠ પુત્રીને અનુપમ શિક્ષણ આપીને, સ્ત્રીને યોગ્ય અનેક કળામાં પ્રવીણ કરી હતી. અને નિસ્વાર્થના પાઠ તે ઉચિત રીતે શીખી હતી તે તેણે સેવાસદનમાં બજાવેલી સેવાથી જણાઇ આવે છે. જો પ્રભુએ વિશેષ આયુષ્ય આપ્યું હતે તો ગુજરાતની સ્ત્રીઓની સેવા તેને હાથે ઘણી ઉત્તમ પ્રકારે થતે . એમ હમારૂં માનવું છે. ક્ષણિકકાલ પર્યંત એકાંત રહીને અંતે તે બાઇ જાહેરની સેવા કરવા મેદાન પડયા વિના રહેતે નહીં, પરંતુ દૈવની ગતિ ન્યારી છે. ગુજરાતની વાડીનું એ સુંદર પુષ્પ અકાલ નષ્ટ થયું છે. હમે એમના વિદ્વાન માતા પિતા તથા અન્ય કૌટુંબિકોને અંતઃકરણથી આશ્વાસન આપીએ છીએ, રા. દયારામ ગીદુમલને પણ.

× × × × ×

આ પત્રમાં પ્રગટ થતા લેખો તેમજ કવિતાઓમાં સૃષ્ટિક્રમ વિરૂદ્ધની અનેક ભાવનાઓ વારંવાર વાચકોએ આવેલી જોઇ હશે. તે પરથી કદાચ કેટલાકને શંકા થતી હશે કે હમારો પણ એજ મત હશે કે શું ? તેથી ખુલાસો કરવાની જરૂર છે કે, એ ભાવનાઓ જ્યાં વપરાઇ છે ત્યાં અલંકાર અથવા ભાષા અને સાહિત્યની શોભા સારૂજ વાપરવામાં આવી છે. સ્વતંત્ર લેખોના લેખકોની એ ભાવનાઓ હમે એમને એમ પ્રગટ થવા દઇએ છીએ તેનું કારણ એટલુંજ છે કે જ્યાં એ ભાવના સિદ્ધ કરવાનો હેતુ હોતો નથી ત્યાં તે શબ્દરચના ફેરવવાથી ભાષાનું લાલિત્ય નષ્ટ થવાનો ભય રહે છે. સૃષ્ટિક્રમ વિરૂદ્ધની તથા કેટલીક સામાન્ય પૌરાણિક ભાવનાઓનો સાહિત્યનાં અંગ તરીકે,ભાષાના સુંદર શ્રૃંગાર રૂપે, ઉપયોગ કરવો એમાં હમે કાંઇ પણ ખોટું માનતા નથી. મરેલાંનાં હાડકાંને માત્ર હાથા તરીકે વાપરવાં એમાં હમે હિંસા માનતા નથી. ઉલ્ટું એ શબ્દોનો ઉપયોગ કરવો એ તો સાહિત્યની યુક્તિ અને બુદ્ધિની પરિસીમા છે. તેથી તે વિચાર પણ માન્ય છે એવા ભ્રમમાં કોઇએ પડવું જોઇતું નથી.



## પ્રો. રૂમઝુમલાલ અને હીપનૉટીઝમ્

૧.

એક ગંદી ચાલીની એક ન્હાની ઓરડીનાં બારણામાં પ્રાણશંકર ઉભો હતો અને પાછળથી વાવાઝોડાંની માફક ત્હેની સ્ત્રીના કટાક્ષના શબ્દો આવતા હતા તે ઠંડે પેટે સાંભળતો હતો. ત્હેણે અનેક ધંધા કર્યા હતા પણ બધેજ ઠેકાણેથી ત્હેને પાછા હઠવું પડયું હતું. દૈરીયાનો, સામાન ફેરવવાના કૉન્ટ્રૅક્ટ લેવાનો, સોડા લેમનની દુકાનનો, પાન બીડી વેચવાનો વિગેરે અનેક ધંધા કરીને ત્હેમાંથી દ્રવ્ય એકઠું કરવાનો ત્હેનો મનસુબો હતો પણ તે પાર પડયો નહતો; પણ તેમ છતાં પ્રાણશંકર શીલસુર હતો. આવી પડતી વિપત્તિઓ સહન કરવાને

શક્તિવાન હતો. આજ પણ દરે પેરે, સ્ત્રી તરફથી થતાં ભાષણને અર્ધ હાસ્ય અને અર્ધ નિરાશાથી સાંભળતો તે રસ્તા ઉપર બનતા બનાવો નિરખતો હતો.

"આજે ચાર ચાર દિવસ થયાં ઘરમાં ફુટી બદામ પણ નથી તો હું રાંધું ક્યહાંથી ! મ્હારે ક્યહાંથી ત્હમારી સાથે પાનું પડ્યું ? બીજું કાંઇ નહિ આવડે તો ચોરી કરો ચોરી !" પત્નીએ ભાષણ આગળ ચલાવ્યું.

પ્રાણશંકર કાંઇક ચમક્યો. પ્રમાણીકપણાથી કામ કરતાં ત્હેને શું મળ્યું હતું ? પણ ચોરી ક્યાં કરવી અને કેવી રીતે કરવી ? પહેલે તડાકેજ પકડાઇ ગયા અને જેલ ભણી ઉપડી ગયા તો ? પ્રાણશંકરના મનમાં વિચાર આવ્યા અને તરત પાછા શમી ગયા.

સાંઝ પડી એટલે આમતેમ રખડવા પ્રાણશંકર ઘરની બ્હાર નીકળ્યો. ચાલતાં ચાલતાં માર્ગમાં અચાનક ત્હેના પગને ઠોકર વાગી. ખણખણ કરતો અવાજ થયો. જ્યાં વળીને જોયું તો એક કુંચીનો ઝુમખો અને સાથે એક નામનો કાર્ડ હતાં. આમતેમ જોઇને પ્રાણશંકરે તે ઝુમખો અને કાર્ડ ગજવામાં મૂક્યાં. મૂકતાં મૂકતાં પત્નીના શબ્દો સાંભર્યા અને તે ઉપરથી કાર્ડ ક્હાડીને વાંચતાં જણાયું કે કાર્ડમાં નીચે પ્રમાણે લખેલું હતું:—

પ્રો. રૂમઝુમલાલ.
હીપનૉટીસ્ટ.

પોતે એ કુંચીનો શું ઉપયોગ કરવા માગે છે તે પોતેજ જાણતો નહતો તેમ છતાં ત્હેણે બજારમાં જઇને ઝુમખામાંની કુંચીના જેવી કુંચીઓ લીધી અને વળી પાછો જે જગ્યાએથી ઝુમખો મળ્યો હતો તે જગ્યાએ આવ્યો. ત્હાં સ્હેજ તપાસ કરતાં એક ઘર જણાયું. તે ઘરનાં બારણા ઉપર "પ્રો. રૂમઝુમલાલ—હીપનૉટીસ્ટ" કરીને પાટીયું હતું. પ્રાણશંકરે ત્હાં જઇને બારણું ઠોકીને અન્દર ડોકીયું કર્યું પણ ઘરમાં કોઇ જણાયું નહિં. ઘરમાં કોઇજ નથી એમ ખાત્રી થયે અન્દરની બરાબર માહીતિ મેળવી લીધી અને પાછા બ્હાર આવીને થોડેક છેટે આંટા મારવા માંડયા. થોડીક વાર પછી એક ચાકર અન્દર પેઠો એટલે ત્હેને બોલાવીને પ્રાણશંકરે ત્હેના હાથમાં ઝુમખો અને કાર્ડ મૂક્યાં અને પરોપકારી કાર્ય કરવાથી જેવી શાંતિ આપણા મુખ ઉપર પ્રસરી રહે છે તેવી શાંતિ પોતાના મુખ ઉપર પ્રસરાવતો પોતાના ઘર ભણી રસ્તો લીધો.

૨.

પ્રો. રૂમઝુમલાલ પોતાના ઓરડામાં દિલગીરી ભર્યાં વદને બેઠા હતા. હીપનોટીસ્ટ તરીકે બ્હાર પડીને આખા જગતને ચકિત કરી નાખવાનું સ્વપ્ન દૂર દૂર ઉડી ગયું હતું. અનેક જાહેરખબરો છપાવી હતી, અનેક વર્તમાનપત્રોને સાધ્યાં હતાં, અનેક મહાપુરૂષોને હાથે પડદા ઉંચકાવવાની શુભ શરૂઆત કરીને પોતાના અદ્દભૂત પ્રયોગો આરંભ્યા હતા અને અનેક ખાનદાન કુટુમ્બોના ખાસ આગ્રહથી શનિ અને રવિવારે ખાસ ખેલો મૂકવામાં આવ્યા હતા પરન્તુ તેથી પ્રો. રૂમઝુમલાલનું ગાડું આગળ ચાલ્યું નહતું. તેવામાં અધુરામાં પુરં ત્હેમની સ્હામા કોઇ "મહાન રશીયન જાદુગર ધસ્તારોનાન્સકી" હરિફ તરીકે નીકળી આવ્યા હતા. પોતાનાંજ ગામનો રહીશ હોવા છતાં રશીયન જાદુગરનું નામ ધારણ કરીને આ પુરૂષે પોતાને

થાપ આપવા માંડી હતી તેથી પ્રોફેસરને બહુ લાગી આવ્યું હતું, પરન્તુ શું કરે ? આ વાત ખુલ્લી પડવા જાય તો વખતે પોતે સપડાઇ જાય એટલે એ માર્ગ લઇ શકાય તેમ ન હતું. પોતે પોતાની જાહેર ખબરો " એક વખત નહિં પણ પાંચ પાંચ વખત યુરોપ, અમેરિકા વિગેરે સ્થળોએ જઇ ઉંડો અભ્યાસ કરી આવેલા પ્રો. રૂમઝુમલાલ " એવી રીતે છાપતા હતા તે ભેદ ઉઘાડો પડી જાય તો પોતાની શું સ્થિતિ થાય ? પણ તેમ છતાં પોતે પોતાના હુન્નર ઉપર મુસ્તાક હતા એટલે આખરે પણ ફવાશે એવો દ્રઢ નિશ્ચય કરીને પ્રો. રૂમઝુમલાલ પોતાનું ગાડું આગળ ધકેલ્યે જતા હતા અને જાહેરખબરોમાં " સેંકડો માણસોને નિરાશ થઇને પાછા ઘેર જવું પડે છે માટે વેળાસર ચેતીને ટીકીટો રીઝર્વ કરાવો ! " એવું લખીને ખાલી હાઉસમાં પોતાના પૈસો કર્યા જતા હતા.

રાતના દશેક વાગ્યા. " આહા ! કોઇક વખત કાંઇક એવી તક મળી જાય કે જેથી હું જગતને બતાવી શકું કે મ્હારી પાસે ખરો હુન્નર છે ! પણ એવું ક્યાંથી બને ? " આવા વિચાર કરતાં પ્રો. રૂમઝુમલાલ પોતાના ઓરડામાંનો ઇલેક્ટ્રીક લેમ્પ હોલવીને સુઇ ગયા.

૩

નિદ્રામાં પ્રો. રૂમઝુમલાલ સ્વપ્નજાળમાં આવી પડયા. પોતાના હરિફથી નહિં થઇ શકે તેવા કેટલાક પ્રયોગો પોતે ચાલાકીથી કરી બતાવ્યા અને તેથી આખાં ઑડીઅન્સમાં વાહવાહ થઇ રહી એવું સ્વપ્નમાં પોતે જોવા લાગ્યા. એક હાથીને હીપનૉટાઇઝ કરીને હેની પાસે ઉસ્તાદી ચીજો ગવડાવવામાં પોતે બહુજ ફતેહમંદ થયા એવું સ્વપ્નમાં પોતે નિરખ્યું. એથી નિદ્રાવશ સ્થિતિમાં પણ વદન ઉપર પ્રફુલ્લતા ખીલી નીકળી પણ એટલામાં અચાનક ઓરડામાં સ્હેજ ખડખડાટ થયો. પ્રો. રૂમઝુમલાલની આંખ્ય ઉઘડી ગઇ. ઓરડાના અન્ધકારમાં એક ન્હાનું ચોરીયું ફાનસ ફરતું હતું અને હેનો પ્રકાશ ઘડીકમાં અહિં અને ઘડિકમાં તહિં કૂદતો હતો. પ્રોફેસર ભયભીત હૃદયે આ દેખાવ જોઇ રહ્યા. એટલામાં વળી સ્હેજ ખણખણ કરતો અવાજ થયો. તરતજ પ્રોફેસરને લાગ્યું કે પોતાનું સોનાનું ઘડીઆળ અને હેનો સોનાનો અછોડો કોઇ પારકા પુરૂષના ગજવામાં અદશ્ય થઇ જાય છે. આવું જણાતાંજ પ્રોફેસરના હૃદયમાંથી ભય ચાલ્યો ગયો, હાથ બિછાનાની બાજૂમાં ગયો, ખેસમાં વપરાતી રીવૉલ્વર નીકળી અને એક હાથે ઇલેક્ટ્રીક લાઇટની સ્વીચ દાબતાં બીજે હાથે રીવૉલ્વરનો ઘોડો ચ્હડાવ્યો. ઓરડો ઇલેક્ટ્રીક લાઇટના પ્રકાશમાં ઝળહળી ઉઠયો અને પ્રાણશંકરની વિહ્વળ આંખ્યો આ અચાનક પ્રકાશથી ટેવાય તેટલામાં તો રૂમઝુમલાલનો ધારો પ્રાણશંકરના હૃદયને વજ્ર આઘાત કરતો ફાટી નીકળ્યો.

" હાથ ઉંચા કર નહિં તો મારૂં છું ! "

પ્રાણશંકરના હાથ ઉંચા થયા. " ભીંત તરફ મ્હોં ફેરવ ! " પ્રાણશંકર રીવૉલ્વર તરફ દ્રષ્ટિ નાંખતો ભીંત તરફ ફર્યો. " હાથ પાછળ લાવ ! " ક્ષણભર પ્રાણશંકરના મનમાં ભાંજગડ થઇ પણ તે દરમ્યાન વખતે રીવૉલ્વરનો ઘોડો નીચે પડે તો નાહક વિપરિત પરિણામ આવે તે વિચારથી ભાંજગડનો નીવેડો આવી ગયો. પ્રાણશંકરે હાથ પાછળ લીધા. રૂમઝુમલાલે હેમના ખાનામાંથી હાથકડી કહાડીને પ્રાણશંકરના હાથમાં એરવી દીધી. વિજયનું યશસ્વી સ્મિત પ્રોફેસરના મુખ ઉપર છવાઇ ગયું.

—ચોર તરીકેની કારકીર્દીની શરૂઆતમાંજ તેની પુર્ણાહુતિ થવાનાં ચિન્હો જણાવા લાગ્યાં. તે જોઇને પ્રાણુશંકરના હૃદયમાં બહુ વ્યથા થવા માંડી. જ્યહાં હાથકડી, રીવૉલ્વર વિગેરે વસ્તુઓ આવી રીતે તૈયાર પડી હોય ત્યાં જે પોતે પ્રથમ આવી ચ્હડયો એથી નશિબને ઠપકો આપતો, શિખાઉ અને બીનઅનુભવી ચોરને સાધારણ રીતે કેટલી સજા થતી હશે તે વિશે પ્રાણુશંકર અડસટ્ટે ગણત્રી કરવા લાગ્યો.

"તું ચોર છે અને મ્હેં ત્હને પકડયો છે," પ્રોફેસર કાંઇક છાતી ફુલાવીને બોલ્યા. "ત્હને આને માટે પાંચ વર્ષની સજા થશે."

"મ્હારૂં નશિબ કેવું લીલું છે તે વિશે હું વિચાર કરતો હતો, સમજ્યા શેઠ!" પ્રાણુશંકરે સ્વસ્થ ચિત્તે જવાબ આપ્યો. "જુઓને, ત્હમારા ઘરમાં ન્હાની સરખી પોલિસચોકી હશે એવું કોણ ધારે? હાથકડી, રીવૉલ્વર, ઇલેક્ટ્રીક લાઇટ, જે જોઇએ તે હાજર! ત્હમે કેટલાં વર્ષ કહ્યાં? પાંચ? મ્હેં ત્રણ ધાર્યાં હતાં; પણ એનો બધો આધાર તો મેજીસ્ટ્રેટની બુદ્ધિ ઉપર રહેલો છે. ત્હમે કોઇ દિવસ જઇ આવેલા ખરા કે?"

પ્રો. રૂમઝુમલાલ પોતાના વિચારમાં એટલા બધા ગુંથાઇ ગયા હતા કે ત્હેમણે આ ટીકા સાંભળી નહિં. વિચારમાં ને વિચારમાં ત્હેમને એક યુક્તિ સૂઝી. આખરે પ્રભુએ ત્હેમને નામાંકિત થવાની તક આપી છે એવું ત્હેમને લાગ્યું. તેજ વખતે પ્રાણુશંકરની નજર પ્રોફેસરના કાર્ડ ઉપર પડી. "પ્રો. રૂમઝુમલાલ—હીપ્નોટીસ્ટ અને મેસ્મેરીસ્ટ."

પ્રો. પ્રાણુશંકરની પાસે આવ્યા અને ત્હેની આંખ્ય સાથે આંખ્ય મેળવી. કાર્ડમાં વાંચેલું લખાણ સ્મરણમાં આવતાં પ્રાણુશંકરે પોતાની આંખ્ય ધીમે ધીમે મીંચી દીધી.

પાએક કલાક પછી રૂમઝુમલાલે વિજયી હૃદયે પ્રાણુશંકરને કહ્યું. "તું ચોર છે, ત્હારી મેળે એમ બોલ."

"હું ચોર છું," પ્રાણુશંકરે ઉત્તર દીધો.

"ત્હેં મ્હારા—પ્રો. રૂમઝુમલાલના ઘરમાં રાતના બાર વાગ્યે આવીને ચોરી કરવાનો ઇરાદો કર્યો છે." રૂમઝુમલાલે આગળ ચલાવ્યું.

પ્રાણુશંકરે તે બોલી સંભળાવ્યું.

"હં! બરાબર!" પ્રોફેસર બોલ્યા. "આ ખુરશી ઉપર બેસી જા."

પ્રાણુશંકર ખુરશી ઉપર બેઠો અને બેસતાં રૂમઝુમલાલથી નહિં જોવાય તેમ કાંઇક હસ્યો.

રૂમઝુમલાલ ત્હેના સ્હામી એક ખુરશી માંડીને બેઠા અને પ્રાણુશંકરની આંખ સ્હામું તીક્ષ્ણ દ્રષ્ટિ નાંખતાં બોલવા લાગ્યાઃ—

"ત્હેં મ્હારા ઘરમાં ચોરી કરવાના ઇરાદાથી અને જો હું સ્હામો થાઉં તો મ્હારૂં ખૂન કરવાના ઇરાદાથી મ્હારા ઘરમાં પ્રવેશ કર્યો હતો. મ્હારી એવી ઇચ્છા છે કે હું ત્હને પોલિસ ઉપર એક ચીઠ્ઠી આપું ત્હારે જાતેજ ત્હહાં લઇ જવી અને ત્હને એ લોકો પકડે ત્યાં સુધી ત્હહાં ઉભા રહેવું. હવે હું જેટલું બોલ્યો છું તેટલું બોલી જા."

પ્રાણુશંકર ધીમે ધીમે રૂમઝુમલાલના બોલેલા શબ્દો બોલી ગયો. પ્રોફેસર થોડીકવાર ત્હેના સામું જોઇ રહ્યા અને પોલિસને ચીઠ્ઠી લખવા ઉઠ્યા.

" મ્હેરબાન સાહેબ,

આ ચીઠ્ઠી લાવનાર ચોર છે અને ત્હેણે મ્હારા ઘરમાં ચોરી કરવાના ઇરાદાથી પ્રવેશ હતો. મ્હેં ત્હેને હીપનોટીઝમ કરેલો છે એટલે તે જાતેજ આ ચીઠ્ઠી ત્હમને આપશે. ત્હેને પકડજો; હું સ્હવારમાં ટેલીફોન કરીશ.

લી. સેવક,

**રૂમઝુમલાલ.**

હીપનોટીસ્ટ અને મેસ્મેરીસ્ટ. "

આ ચીઠ્ઠીને એક પાકીટમાં બીડીને, શિરનામું કરીને રૂમઝુમલાલે પ્રાણશંકરના હા- મૂકી. પછી હાથ કડી છોડી લીધી અને ઉભો કર્યો. ઉભો કરીને ત્હેને કયા પોલિસના ામાં જવું ત્હેની બરાબર નિશાની આપી. પ્રાણશંકર બારણા તરફ જતો હતો તેવામાં ત્હેને અટકાવ્યો અને ત્હેના ગજવામાં શી શી વસ્તુઓ હતી તે જોવા માગી. પ્રાણ- સોનાનું ઘડીઆળ, સોનાનો અછોડો, હીરાની પીન, સોનાની માણેકની વીંટી અને ાનાં બોરીઆં બતાવ્યાં. રૂમઝુમલાલ તે લઇ લેવા જતા હતા પણ પાછળથી કાંઇક વિચાર આવવાથી અટકી ગયા અને ત્હેને એમને એમજ જવા દઇને પોતાના ઓરડાનાં બારણાં

બારણાં દઇને રૂમઝુમલાલ સ્વપ્નસૃષ્ટિમાં પડ્યા. પોતાના ઘરમાં ચોર ચોરી કરવા આવે ત્હેને હીપનૉટીઝમના પ્રભાવથી મ્હાત્ કરીને ચીઠ્ઠી આપીને પોલિસ ચોકીમાં મોકલે પોતાની અદ્ભૂત-શકિતની અસર નીચે પેસો ચોર પોતે પોતાના ગુનાહનો એકરાર કરે પ્રભુનોજ હાથ હશે ! વિધાતાએ આખરે પોતાને વિજય અપાવવાનું ધાર્યું હશે ! તો આમ થાય ? આહ ! પેલા હરિફ હીપનૉટીસ્ટને જ્યારે આ વૃત્તાંતની ખબર પડશે ત્હેને કેવી અસર થશે ? વર્તમાનપત્રોમાં પોતાનું નામ કેવું ગાજી ઉઠશે ? " પ્રો. મલાલની ગેબી ફત્તેહ ! " " હીપનૉટીઝમના પ્રભાવથી પકડાયલો પાપી ! " " ચોરે પોતે અસાધારણ એકરાર ! " " પ્રોફેસરનાં પરાક્રમનો પ્રચણ્ડ પ્રભાવ ! " " ચોરના ચા- ચૂરેચૂરા ! " વિગેરે આકર્ષક મથાળાવાળા લેખથી બધાં વર્તમાનપત્રો પોતાનાં વખાણ કરશે ! આવા આવા અનેક વિચાર કરતાં રૂમઝુમલાલની આંખ્ય મિંચાઇ ગઇ.

૪

પ્રોફેસરના ઘરમાંથી નીકળ્યા પછી પ્રાણશંકર થોડીક વાર સુધી ધીમો ધીમો આગળ ચાલ્યો. પ્રાણશંકરે પોલિસનો શક દૂર કરવા મ્હોટેથી સીસોટી વગાડવી શરૂ કરી. પ્હેરોડનો ઝાંખો પ્રકાશ પડવા માંડ્યો હતો, માણસોની આવજા કાંઇક શરૂ થવા માંડી હતી. પ્રાણશં- કરે પોલિસ ચોકીનો રસ્તો લીધો એટલામાં સ્હામેથી એક ગરિબ જેવો દેખાતો પુરુષ મળ્યો. પ્રાણશંકરે પોતાની ઝડપ વધારી અને થોડીકવાર તો તે દોડયો. પેલા પુરૂષની પાસે આવતાંજ પ્રાણશંકરે પેલી રૂમઝુમલાલની ચીઠ્ઠી પેલા પુરૂષના હાથમાં મૂકી અને ગભરાતા સાદે કહ્યું. "અરે, ખોદાને ખાતર જ્હેલા દોડો; પેલી પોલિસ ચોકીમાં જઇને આ ચીઠ્ઠી પહોંચાડી આવો ! ચોર આવ્યા છે, ખૂન થયું છે. હું ડાકટરને ત્હાં જાઉ છું," આટલું બોલતાં બોલતાં ત્વરાથી પ્રાણશંકર પાસેની ગલીમાં દોડતો અદૃશ્ય થઇ ગયો.

પેલો પુરૂષ ક્ષણભર તો સડક થઇ ગયો પણ પાછળથી કાંઇક સ્હીડવાતો, કાંઇક ખ. પોલિસ ચોકી ઉપર ગયો અને પેલી ચીઠ્ઠી જમાદારને આપી.

૫.

પ્રો. રૂમઝુમલાલ જ્યારે ઉઠયા ત્યારે દહાડો ચ્હડી ગયો હતો, ઉઠીને તરતજ ત્હેમણે પોલિસ ચોકીમાં ટેલીફોન કરીને પૂછી જોયું તો જણાયું કે ચીઠ્ઠી મળી છે અને ચીઠ્ઠી લાવનાર પુરૂષને પકડવામાં આવ્યો છે.

" બરાબર આવીને આપી ગયો હતો કે ? " પ્રોફેસરે ટેલીફોનમાં પૂછ્યું.

" હા; પણ હમણાં ગરબડ બહુ કરે છે. જબરો તોફાની છે ! " જવાબ મળ્યો.

" હું હું હું હું ! આલો સાહેબજી "

" સાહેબજી. "

ટેલીફોનનું કામ પૂરું કરીને રૂમઝુમલાલ વર્તમાનપત્રોની ઓફીસોમાં જવાને માટે તૈયારી કરવા લાગ્યા. તૈયારી કરતાં મનમાં કાંઇક ચિંતા થવા લાગી. હજી પણ મ્હારો હીપનો- ટીઝમની અસર નીચે હોવો જોઇએ અને આમ કેમ ? કોણે એને એ અસરમાંથી મુક્ત કર્યો ? હશે ગમે તેમ હો પણ આખરે પકડાયો તો છે ! આમ વિચારીને હૃદયને શાંત કરવા રૂમઝુમ- લાલ બધાં વર્તમાનપત્રોની ઓફીસોમાં જઇ આવ્યા. બધાં વર્તમાનપત્રો વાળાઓએ ટેલીફોન દ્વારા ખાત્રી કરી જોઇ અને સંતોષકારક જવાબ મળવાથી તરતજ મ્હોટામ્હોટા લેખ લખવાની તૈયારી થઇ.

૬.

કોર્ટમાં એક પછી એક મુકર્દમાનો ફેંસલો અપાયે જતો હતો. રૂમઝુમલાલ મુંછ ઉપર તાવ દેતા પોતાનો ચોર ક્યારે આવશે ત્હેની વાટ જોતા અધીરા થતા હતા એટલામાં આખરે એક ચીંથરે હાલ પુરૂષને પોલિસ અન્દર લઇ આવ્યા. તે પુરૂષ બહુજ ઉશ્કેરાઇ ગયો હોય તેમ જણાતું હતું. વારેવારે પોલિસો તેને વારતા તેમ છતાં તે તો સખ્ત ભાષામાં ગાલિપ્રદાન કર્યે જતો હતો. રૂમઝુમલાલ આ કેદીની સ્હામા કાંઇક દિલગીરીથી જોયું. કેદી ગમે તેમ બોલ્યેજ જતો હતો. " ઉપકારનો બદલો આ કે ? ચીઠ્ઠી આપવા ગયો તે મ્હેં ઝખ મારી કે મ્હનેજ પકડ્યો ! પણ ત્યહારે પેલા હરામખોરને કેમ કોઇ પકડવા જતું નથી ? " આવાં આવાં વાક્યો ત્હેના મ્હોંમાંથી નીકળ્યાં જતાં હતાં. એટલામાં રૂમઝુમલાલનું નામ સંભળાયું. કાંઇક આશ્ચર્યથી તે ઉભા થયા અને સાક્ષીનાં પીંજરા તરફ વળ્યા.

" આજ માણસ તમારા ઘરમાં ચોરી કરવા ગુસ્યો હતો કે ?

પ્રો. રૂમઝુમલાલના માથો ઉપર વીજળી પડી હોય તેવી અસર થઇ. આંખે અંધારા આવવા માંડ્યાં. આખી કોર્ટ ગોળ ગોળ ફરતી હોય તેમ જણાવા લાગ્યું.

" કેમ તે આજ માણસ કે ? "

" નાજી, આતો કોઇ બીજો માણસ છે. " પ્રોફેસરે લથડતે અવાજે જવાબ આપ્યો. પોલિસો ગુસ્સાથી રૂમઝુમલાલની સામા જોઇ રહ્યા. માજીસ્ટ્રેટ ચ્હીડવાઇ ગયો. તે બાજુ હીપનોટીસ્ટોના ચાળાથી અને ત્હેમના ખોટી રીતે જાહેરમાં આવવાના પ્રયાસથી પોલિસોએ

એવકુફ બનવું નહિં જોઇએ અને પ્રજામાં પોતાની હાંસી નહિ કરાવવી જોઇએ.” એ મતલબનું સખ્ત ભાષણ ન્યાયાસન ઉપરથી કર્યું. પોલિસનો ગુસ્સો, કેદીનાં ગાળિપ્રદાન અને જોવા આવનાર લોકોના ઉપહાસની વચ્ચે નીચું માથું કરીને શરમીંદા પડી જઇને પ્રોફેસર મકાનની બહાર નીકળ્યા. પોતાની સોનાની ઘડીઆળ વિગેરે વસ્તુઓ ગઇ તેની તો ફીકર નહીં પણ આખી દુનિયાને મ્હોએ ચ્હેતી થઇ, એક સામાન્ય ચોર પોતાને એવકુફ બનાવીને પોતાનો કિમતી માલ તફડાવી ગયો એ વિચારથી રૂમઝુમલાલનું મગજ વ્યગ્ર બની ગયું. નિરાશામાં ડુબી ગયું. અધુરામાં પૂરૂં નીચે ઉતરતાંજ સંખ્યાબંધ પત્રોની નકલો લોકો ખરીદી જતાં હતાં અને હેમાં છપાયેલી પ્રોફેસરની કથા આશ્ચર્યચકિત થઇ વાંચતા હતાં તે દેખાવ નજરે પડયો.

“ હાય હાય ! જ્યારે ખરી બિના જણાશે ત્યારે આ વર્તમાનપત્રો મ્હારી કેવી ફેકડી ઉડાડશે ? મ્હારો હરિફ શું શું લખશે ? બસ, મારૂં હીપનોટીસ્ટ તરીકેનું કરીઅર તો આજથી પૂરૂંજ થયું. ” આટલું ભગ્નહૃદયે બોલતા રૂમઝુમલાલ ઘર ભણી વળ્યા.

૭

બીજે દિવસે સવારે પ્રાણશંકર પોતાની ઓરડીમાં બેઠો બેઠો ચાર પાંચ ન્યુસપેપર વાંચતો હતો અને “ પ્રો. રૂમઝુમલાલનો કેસ ” એ નામનો લેખ કાંઇક હસતો હસતો બે ત્રણવાર વાંચી ગયો. આ લેખ ત્હેને બહુ પ્રસન્ન પડયો પણ તેમાં પણ માજીસ્ટ્રેટે જે ભાષણ આપ્યું હતું તે તો ત્હેને બહુજ પ્રિય લાગ્યું.

“ પ્રોફેસર રૂમઝુમલાલે આ રીતે જાહેરમાં આવવાનો જે ક્ષુદ્ર પ્રયત્ન આદર્યો હતો તેમાં તે પોતે સફળ તો થયા પણ કાંઇક જૂદીજ રીતે થયા. ન્હાસી ગયેલો ચોર ત્હેને માથાનો મળ્યો હતો. ત્હેની ચાલાકીથી આ કેસમાં પ્રોફેસર અને પોલિસ એવકુફ બન્યાં છે. ”

આ વાંચીને પ્રાણશંકર પુનઃ હસ્યો અને ગજવામાંથી એક બીડી કહાડીને તે સળગાવીને પાછો વર્તમાનપત્રો વાંચવામાં તલ્લીન થઇ ગયો.

ચોકસી લૉજ, સાન્તાક્રુઝ. ૫-૧૧-૧૯૧૩. }
લેખકઃ–
ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતા.

---

| એક ટુંકી બંગાળી વાર્તા. | “ સ્નેહનું બળિદાન ! ” | લેખકઃ— “મનવિહારી”. |
|---|---|---|

સતીશની તેમજ સુરેશની અવસ્થાનો ખ્યાલ કરી, હવાફેર માટે ડિસ્પેન્સરી ખોલવાનો વિચાર મોડી વાળી શિવપ્રસાદ બન્ને ભાઇઓને ધીરાર લેઇ આવ્યા છે. ધીરાર આવ્યાને લગભગ એક માસ થઇ જવા આવ્યો કિન્તુ સુરેશની તબિયત ઠેકાણે આવી નહિં; ત્હેની પ્રકૃતી દિન પ્રતિદિન વિશેષ ને વિશેષ ભયંકર થતી ચાલી.

(Harbert Jenkins ની Hipnostised Burglar નામક વાર્તા ઉપરથી)

રહી કહ્યું: “ નાથ ! આપના સ્નેહનું પાત્ર તેજ મ્હારા સ્નેહનું પાત્ર છે. ચારૂનો બંધુ તે મ્હારો બંધુ છે; હેના રક્ષણાર્થ હું મ્હારાથી બનતું કરીશ જ. પછી તો ઇશ્વરેચ્છા બલિયસી.”

સતીશ પત્નીનું કથન શ્રવણ કરતાં પોતાના મનોદુઃખને અલ્પ સમય સુધીને માટે વિસર્ગ ગયો. હેણે પત્નીને પોતાના વક્ષસ્થળ સાથે આલિંગન આપી, ચુંબન કરી કહ્યું; સરયુ ! પ્રાણોપમ પ્રિયે ! હું ત્હમારામાં જ ચારૂનું દર્શન કરી શકું છું ! ” અહા ! આ એકજ વાક્યથી સ્વામી સર્વ વચ્ચેની સંપૂર્ણ વિભક્તતા દૂર થઇ ગઇ ! ચારૂને ભૂલી જઇ સ્વામી પોતાને ચહાય હેવી સરયુની મહત્વાકાંક્ષા હતી તે આજે પૂર્ણ થઇ-આજે સતીશે સરયુને હેના નવી જીવનની સર્વ પ્રધાન સાર્થકતા પ્રદાન કરી !

ભાવ પ્રમાણ હૃદયનું લક્ષણ જ એ છે કે હેના ભાવ રાશિના કેંદ્ર સ્વરૂપે અવલંબનને માટે એક વસ્તુ તો જોઇએ જ ! સતીશને ચારૂના વિયોગથી જે ક્ષોભ થયો છે, તે ક્ષોભ સતીશ સરયુથી દૂર કરવાને ચહાય છે. સ્વર્ગગતા ચારૂની વિરૂદ્ધ સરયુ કોઇ પણ પ્રકારના વિદ્વેષ ભાવનું પોતાના હૃદયમાં પોષણ કરતી નથી. ઉલટી ચારૂના પ્રતિ હેની એક પ્રકારની આંતરિક શ્રદ્ધા દિન પ્રતિદિન વધારે ને વધારે ઉત્પન્ન થતી જાય છે !

સરયુના પ્રતિ સતીશનો પ્રેમ પ્રચંડ પણ વેગવતી સરિતાની માફક ઉપક્રમ કરે છે ! સરયુ જાણે છે કે સ્વામીના હૃદયનો આ આવેગ ચારૂનો જ પ્રાપ્ય છે તેમજ સ્વામી એજ સ્નેહધારાને પોતાના પ્રતિ વહન થવા દે છે કે જેથી કરીને સ્વામી પોતાનામાંજ ચારૂનું દર્શન કરી શકે. પતિના હૃદયમાં ઘણીજ વેદના હમેશાં થયા કરે છે એ સરયુ સારી રીતે જાણે છે તથા પતિની વેદના તેમજ અતૃપ્તિ દૂર કરવા પોતાની સમસ્ત શક્તિનો નિયોગ કરી રહી છે. ધન્ય છે આર્યા ત્હારી પતિ ભક્તિને !

( ૯ )

સતીશ તથા સરયુની અરસપરસની વૃત્તિ પરિચર્યા ઉપરથી, રોગશય્યા ઉપર શાયિત થયેલા સુરેશે વિચાર્યું કે જે અધિકાર હેના ભગિની ચારૂ પ્રાપ્ત કરી શકી ન્હોતી તે અધિકાર સરયુ સહજમાં પ્રાપ્ત કરી શકી છે. !

સતીશનો અખંડ મનોયોગ પૂર્વે ડાકટરી વિદ્યાની આલોચનામાં આબદ્ધ હતો. આજે તે ભિન્ન પાત્રમાં અર્પિત થયો છે !

બંધુ હેની નવ વધુ ઉપર પ્રેમ ભાવના રાખે છે એમ જાણી સુરેશને કોઇ પણ પ્રકારનું દુઃખ થયું નહિ કિંતુ તે એમજ વિચારતો કે હેની ભગિનીએ શો અપરાધ કર્યો હતો ! હેણીએ તો બિચારીએ કોઇ પણ પ્રકારનો અપરાધ કર્યો ન્હોતો.

ભગિનીનું સ્મરણ કર્યા કરતો સુરેશ દુઃખની પ્રબળ તાડનાથી શય્યા ઉપર પડી રહેતો. સમસ્ત વિશ્વબ્રહ્માંડ હેની ભગિનીને ભૂલી જાય તો પણ તે હેણીને ભૂલી શકે તેમ નથી ! જો કોઇ ભુલાવવાનો યત્ન કરે તો હેના તરફ સુરેશનું હૃદય વિદ્રોહી થઈ જતું.

સરયુ જેમ જેમ સ્નેહદ્વારા, સેવાદ્વારા સુરેશ વેષ્ટન કરે છે તેમ તેમ સુરેશ વિચારે છે કે ભગિનીને ભુલાવવા માટે, સરયુ આ પ્રમાણે કરે છે. આથી કરીને ઉલટી સુરેશની વેદના વધતી ચાલી.

ભાયેરાનમાં રહેવા આવ્યાને ધીમે ધીમે ચાર માસ થઇ ગયા કિંતુ સતીશ તેમજ સરયુને પોતાની સેવા સુશ્રુષાની કાંઈ પણ અસર થયેલી જણાઇ નહિ ! ! !

( ૧૦ )

આજે માર્ચ માસની ૨૨ મી તારીખ છે ! સુરેશ ગયા વર્ષે આ દિવસે જે પ્રકાર બન્યો હતો હેનું ચિંતન કર્યા કરે છે. આજે એક વર્ષમાં એક ક્ષણને માટે પણ સુરેશ એ દિવસે બનેલો પ્રકાર ભૂલી શક્યો નથી. તેના હૃદયમાં આજે અપાર વેદના થવા લાગી.

ગયે વર્ષે આ દિવસે અત્યાર સુધી હેની મેમાંબ ભગિની હયાત હતી ! કિંતુ એ દિવસ

સુરેશે ચીકાર કરી શય્યામાંથી ઉઠી સરયુના તરફ જોયું. ત્હેનાં નેત્રદ્વયમાં એક પ્રકારની અસ્વાભાવિક ઉત્સાહ અને આનંદની જ્યોતિ ઉત્પન્ન થઇ. તરતજ સુરેશ મહા મુશ્કેલીએ અત્યંત પ્રેમપૂર્વક પોતાના શીર્ણ ઉપર—શીતળ બાહુ યુગલ દ્વારા સરયુને ભેટી પડયો તથા ત્હેના ખોળામાંજ અવસન્ન દેહે ઢળી પડયો !

એમ્બુલ્સ ડોક્ટર તરતજ ત્હાં દોડી આવ્યા તથા સતીશની સહાયતાથી સુરેશનો સ્પંદનવિહીન દેહ સરયુના ખોળામાંથી ધીમેથી ઉપાડીને શય્યા ઉપર શયિત કરી દીધો !

અરેરે ! સતીશના સ્નેહનું પાત્ર—ત્હેનો બંધુ ત્હેની તેમજ ત્હેની નવવધુ સરયુની સઘળી સેવાની કાંઇ પણ પરવા કર્યા વિના સ્વર્ગમાં ભગિનીને ભેટવા પ્રયાણ કરી ગયો !

આ સમયે ઘડીઆળમાં બરોબર ૧ ને ૧૫ મિનિટ થઈ ! ! !

---

# ઓડીયન રેકર્ડ

૧૦ ૩/૪ ઇંચ ડબલ સાઇડેડ રૂ. ૩-૪

## INSTRUMENTAL.

### BAND. — સાઝ બેન્ડ.

**Jhangir Khan (Amritsar)** — જહાંગીરખાન (અમરીતસર.)

1000 { 95014 હારે સૈયાં પડું મૈં તોરે પૈયાં  
95015 છાંડો છાંડો મોરી બૈયાં પીયા — ભૈરવી તીલવારા.  
1001 { 95016 હે ગુલકારો ક્યારી ઘર ઘને દૌલતા — ભૈરવી તીતાલ.  
95017 દહીવાલી કાતોરે દીખાના — ભૈરવી તેતાલા.  
1002 { 95018 દીલદારે દુલારા તનમન ધન સુખ તુમ — ભૈરવી તીલવારા.  
95021 સુનરે સાહેલી મોરી પહેલી બાબસ કે — પહાડી તીનતાલ.  
1003 { 95019 પુછોરી તું મોરી પ્યારી — પીલુ ચંચેલ  
95020 હરીહરી આલીરીઘનદુરજન લોંગા, ઐ — ભીલ ચાર તાલ.  
1004 { 95022 અલબેલીરી લાડલી રાધકી — ધનાશ્રી તીનતાલ.  
95025 હમને ક્યા કીશાહા તકસીર — નરસીયા તીનતાલ.  
1005 { 95023 તોરીયાદ તાસન નાજની — બેહાગ તીલવારા.  
95024 કાલે બાગન બીચ કોયલ બુલાઇ — બેહાગ તીલવારા.  
બેહાગ તીલવારા.

### Sarnai. — સરનાઇ.

**Sheikh Munna.** — સેખ મુન્ના.

1022 { 94160 ભૈરવી આશા.  
94161 શહાનાજન.  
1026 { 94197 ચૈન કવાલી.  
94198 હોલી જત.  
1030 { 49216 સીંધુ ભૈરવી કહારવા.  
94358 બીહાગ મીક્સ દાદરા.

**Sheikh Talim Hossein (Lucknow)** — સેખતાલીમ હુસેન (લખનૌ)

D 8 { 94014 ભૈરવી કવાલી.  
94015 પુરબી કવાલી.  
D 9 { 94016 બેહેરવા કવાલી  
94017 બાગેશ્રી કવાલી.

## ORCHESTRA. — ઓરચેસ્ત્રા.

**Phataldanga Orchestra** — ફેટલડંગા ઓરચેસ્ત્રા.

1025 { 94195 કીરતન.  
94196 પીદયાં સુંદર.  
1032 { 94388 યમન કલ્યાન કવાલી.  
94389 ઝુમરૂજટ કવાલી.

તે શીવાય બીજાં ઘણાં ઉતમ ગાયનો ભરવામાં આવેલાં છે. અરેબીક, બંગાલી બરમીઝ, ડેરા, ચાઇનીઝ, ઇજીપ્ટીઅન, ઇંગ્લીશ, ગુજરાતી, હીંદુસ્તાની, જત, કેનેરીઝ, મરાઠી, નેપાલીસ, ફારસી, પંજાબી, પુસ્તુ, સંસ્કૃત, શીખ, સીંધી, તામીલ, તેલગુ, ટર્કીશ, ઉર્દુ વીગેરેના કેટલોગ મંગાવો, જે ફેકત મોકલી આપવામાં આવે છે.

અંગ્રેજી બેકા, ઓડીઅન, અને જુમબો, રેકર્ડો તથા સીનો કેટલોગ મંગાવો.

**THE TALKING MACHINE & INDIAN RECORD CO.**

Homeji Street, Circle FORT. BOMBAY.

શાખાઓ—કલકતા અને રંગુન.

"સત્ય" દ્વારા

સત્ય માર્ગ

તે

# આ સત્ય સ્વદેશી કો-ઓ-પરેટિવ સ્ટોર્સ કં. લિ.

જ્યાં જાઓ ત્યાં એકજ સત્ય રીત;

૧. ટાઈમ્સ બિલ્ડિંગ, કોટ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

૨. પ્રિન્સેસ સ્ટ્રીટ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

૩. માધવ બાગ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

૪. ઠાકોરદ્વાર, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

મુમ્બઇ સરખા મોહોટા શહેરમાં

અનેક સત્ય સ્વદેશી વસ્તુઓનો સત્ય સ્વરૂપે એકજ સત્ય સ્થાનમાં સગવડ અને એકજ સત્ય ભાવ.

सत्यमेव जयते.

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડિરેક્ટર સાહેબે મુંબાઇ ઇલાકામાં પ્રાથમીક
માટે ઇનામ તેમજ લાયબ્રેરી માટે મંજુર કરેલું, તથા શ્રીમન્ત વડોદરા સરકારે
શાળા લાયબ્રેરી તથા શાળાઓમાં ઇનામ ખાતે મંજુર કરેલું:—

# સૌભાગ્ય શિક્ષાબ્ધિ.

## ( આવૃત્તિ ચોથી )

આ પુસ્તક ખરીદનારે "ચોથી આવૃત્તિ" હોય તેજ તપાસી ખરીદવા, વિનંતિ છે. ઊંચા કાગળ, સારી છપાઈ તથા સુન્દર સુશોભિત પુઠું-કિંમત રૂપીઓ સવા. વી. પી. ખર્ચ જુદું.

સૌભાગ્ય શિક્ષાબ્ધિ પુસ્તકમાં આવેલાં પ્રકરણો:—પ્રકરણ ૧ લું-બાળકના શરીર તરફ માતાએ પ્રારંભથીજ ધ્યાન દેવાની જરૂર. પ્ર. ૨ જું-માતાએ, ઘરગથુ દેશી વૈદક ઉપાયો, બાળકના હિત માટે જાણવાની જરૂર. પ્ર. ૩ જું-પુત્રીઓને કેવા પ્રકારનું શિક્ષણ ઉપયોગી થાય? પ્ર. ૪ થું-કન્યાવિક્રય એ પણ અસમાન લગ્નનો પોષક છે. પ્ર. ૫ મું-બાળલગ્નથી થતી હાનિ. પ્ર. ૬ ઠું-લગ્ન સંબંધે વિચારવા જેવી બાબતો. પ્ર. ૭ મું-કન્યા તરફથી લગ્ન વખતે લેવાની પ્રતિજ્ઞાઓ (સપ્તપદી) પ્ર. ૮ મું-પતિધર્મ-પત્નિની પતિ પ્રત્યે ફરજ. પ્ર. ૯ મું-પત્નિ પતિને કેવી રીતે પૂર્ણ વશ કરી શકે? પ્ર. ૧૦ મું-સ્ત્રીને, સાસરું કેવી રીતે સુખરૂપ થાય? પ્ર. ૧૧ મું-પરણ્યા પછી પિયરીઆં તરફ કેવી રીતે વર્તવું જોઇએ? પ્ર. ૧૨ મું-સાસરિયાંએ વહુ તરફ કેવું વર્તન રાખવું જોઇએ? પ્ર. ૧૩ મું-સૌભાગ્યવતી સ્ત્રીઓના વ્રત નિયમની સફળતા શાથી થાય? પ્ર. ૧૪ મું-નીતિમય સંગીતથી સ્ત્રીના તનમન ઉપર થતી ઉમદા અસર. પ્ર. ૧૫ મું-સ્વચ્છતા અથવા સુઘડતાના શોખીન થવાથી શરીરને થતા લાભ. પ્ર. ૧૬ મું-તરૂણીઓએ સવારમાં વહેલાં ઉઠવાથી થતો ફાયદો. પ્ર. ૧૭ મું-તરૂણીઓએ રાખવી જોઇતી ઉત્તમ ગૃહવ્યવસ્થા. પ્ર. ૧૮ મું-તરૂણીઓએ પાકશાસ્ત્રમાં પ્રવીણ થવાની જરૂર તે પર આપવું જોઇતું ધ્યાન અને ખોરાક માટે રાખવી જોઇતી સંભાળ. પ્ર. ૧૯ મું-આહારવિહારમાં નિયમિત રહેવાથી મળતા લાભ પ્ર. ૨૦ મું-સ્ત્રીદર્શન (ચોકાવે), ગર્ભાવસ્થા અને સુવાવડમાં થતા જીવલેણ રોગો તરફ તરત ધ્યાન આપવાની જરૂર. પ્ર. ૨૧ મું-તરૂણીઓએ હાથી ગમાવી થતા લાભ અવકાશને વખતે શું કરવું જોઇએ. પ્ર. ૨૨ મું-તરૂણીઓએ કરકસરથી રહેવાથી, થતો ફાયદો, સંતોષ એજ ખરૂં સુખ પ્ર. ૨૩ મું-દેવું (કરજ) થી વળતો દાટ. પ્ર. ૨૪ મું-અનુકંપા (દયા) પરોપકાર કરવો એજ પુણ્ય અને અવરને દુઃખ દેવું એજ પાપ. પ્ર. ૨૫ મું-અપર માતાની પહેલી બાયડીની તરૂણીઓનું વર્તન કેવું જોઇએ? પ્ર. ૨૬ મું-પાડોશી તરીકે કર્તવ્ય. પ્ર. ૨૭ મું-પરોણા (મહેમાન) સત્કાર. પ્ર. ૨૮ મું-તરૂણીઓની ચાકર સાથેની વર્તણુંક. પ્ર. ૨૯ મું-તરૂણીઓનું પરપુરૂષ પ્રત્યેનું વર્તન. પ્ર. ૩૦ મું-કોઈ પણ વ્યસનને અતિ આધિન થવાથી યુવતિઓની થતી કફોડી સ્થિતિ. પ્ર. ૩૧ મું-તરૂણીઓને રખડવાની ટેવથી થતું નુકશાન. પ્ર. ૩૨ મું-સારી નઠારી સોબત, તેની અસર, અને પરિણામ. પ્ર. ૩૩ મું-સન્નારીઓની સભામાં ભાગ લેવાથી સ્ત્રીઓને થતા લાભ. પ્ર. ૩૪ મું-સ્ત્રીઓએ શું અને કેવી રીતે વાંચવું? પ્ર. ૩૫ મું-કેટલાક અઘટતા રીવાજો. પ્ર. ૩૬ મું-મંદવાડ સમયે સ્ત્રીની ઉપયોગીતા, અને દરદીની માવજત સંબંધે ખાસ લક્ષમાં રાખવા જેવી બાબતો (આ પ્રકરણમાં સ્ત્રીની સ્વાભાવીક યોગ્યતા, દરદીનો ઓરડો, દરદીનું બિછાનું, દરદીના ઓરડામાં ધુમ, હવા અને અજવાળું, દરદીને જોવા આવનારાઓની વધુ ભીડથી થતું નુકસાન, સૂર્ય પ્રકાશના ફાયદા, દીવાની રોશની, દરદીને લગતી ચીજોની સાફસુફ, ડોક્ટરની પસંદગી અને ઇલાજ, ડોક્ટર, દવા અને દરદીની સ્થિતિ, દરદીની સાથે કેવું વર્તન રાખવું, દરદીના ખોરાક પોષાક વગેરેની વ્યવસ્થા વગેરે અતિ અગત્યનાં વિષયો સહેલસાજ ગુજરાતી ભણેલી સ્ત્રીઓ પણ સહેલાઇથી સમજી શકે એવી રીતે લખવામાં આવ્યા છે.) પ્ર. ૩૭ મું-સ્ત્રીની શ્રેષ્ઠતા. પ્ર. ૩૮ મું-સદ્વર્તનની સુન્દરીઓ માટે સાધનોના મનો (કુલીન કાન્તાઓની કિંમત એ એકજ પ્રકરણના વાંચનથી થઈ શકે તેમ છે.) પ્ર. ૩૯ મું-સુખદાયક શિખામણો (આ પ્રકરણનું ધ્યાન પૂર્વક વાંચન-મનન, શ્રીમંત કે ગરીબ સૌને સુખરૂપ થઈ પડે છે) આ બધા મુખ્ય વિષયોમાં અનેક બીજી નાની નાની સ્ત્રી ઉપયોગી બાબતોનો સમાવેશ થઇ જાય છે. ગુજરાતી સિવાય હિંદી ભાષામાં આ પુસ્તક છપાવવા માગણી થઇ છે એજ તેની વિશેષ ઉપયોગીતાનો પુરાવો છે.

પુસ્તક મળવાનું ઠેકાણું:—(કર્તા નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ-રાજકોટ કાઠીયાવાડ)

---

# ધી બૉમ્બે પ્રોવિનશ્યલ બેંક, લીમીટેડ.

( સને ૧૮૮૨ ના હિન્દી કંપનીઓના છઠ્ઠા કાયદા પ્રમાણે રજીસ્ટર થયેલી )

## થાપણ રૂ. ૨૫,૦૦,૦૦૦

( દર રૂ. ૨૫ ) ના ૧,૦૦,૦૦૦ શેરોમાં વહેંચવામાં આવેલી છે.

જેમાંથી હાલ ૫૦,૦૦૦ શેરો બહાર કહાડવામાં આવેલા છે.

### ડાયરેક્ટરો:

શેઠ દાદામિયા હાજી આદમજી ખંડવાણી

શેઠ ગીરધરદાસ જીવણભાઇ કંટ્રાકટર, ભાવનગર

શેઠ રેવાશંકર જગજીવન ઝવેરી.

શેઠ દામોદર સુંદરદાસ ધરમસિંહ, ધી. ગો. ક.
બારસી કૉટન પ્રેસની બોર્ડના ચેરમેન

શેઠ મગનલાલ હરગોવનદાસ લેંડલોર્ડ અને બેંકર

શેઠ મગનલાલ દલપતરામ ખખ્ખર, લેંડલોર્ડ.

શેઠ ધરમદાસ નાગરદાસ

શેઠ દેવીદાસ જેકિસનદાસ દેસાઇ, બી. એ. એલ એલ.બી, સોલીસીટર, મુંબઇ હાઇકોર્ટ.

શેઠ બાલુભાઇ કહાનદાસ, પાલનપુર રાજના મુંબઇ ખાતેના એજન્ટ.

### શાખા ઓફિસ—શરાફ બજાર ખારા કુવા પાસે દોસાભાઇ બીલ્ડીંગ.

ચાલુ ખાતાંઓ—રૂપીઆ એકસોથી ખાતાં ઉઘાડવામાં આવે છે અને રૂપીઆ એકસોની રોજની બાકી ઉપર વ્યાજ દર વરસે દર સેંકડે ટકા ત્રણ પ્રમાણે ગણવામાં આવે છે.

સેવીંગ બેંક—એક કરતાં વધારે નામે ખાતાં ખોલવામાં આવે છે અને ઓછામાં ઓછી રકમ રૂપીઆ એક તથા વધારેમાં રૂપીઆ એક હજાર સુધી લેવામાં આવે છે અને તેના ઉપર વરસે દર સેંકડે ટકા ચાર પ્રમાણે વ્યાજ ધારા પ્રમાણે મળે છે. ઉપરના કામ ઉપરાંત આ બેંક પસંદ કરેલી જામિનગીરી ઉપર ધિરધાર કરે છે. બાર માસની બાંધી મુદતની ડિપોઝીટનું વ્યાજ પાંચ ટકા તથા છુટક ડિપોઝીટનું વ્યાજ બેંકમાં પુછવાથી મળશે.

એજન્ટો:—બાલુભાઇ કહાનદાસ એન્ડ કં.

---

## જોઇએ છીએ    સારા લેખકનાં લખાણ.    જોઇએ છીએ

| | | | |
|---|---|---|---|
| ૧ ફુલસ્કેપના લગભગ | ૧૦૦ થી ૧૨૫ પાનાની | | કોઇ પણ સંસારી વાર્તા |
| ૨ ફુલસ્કેપના લગભગ | ૮૦ થી ૧૦૦ | ,, | ,, તલીસમની વાર્તા |
| ૩ ,, | ,, ૬૦ થી ૮૦ | ,, | ,, છુપી પોલીસની વાર્તા |
| ૪ ,, | ,, ૫૦ થી ૬૦ | ,, | ,, ઇતીહાસીક વાર્તા |

ઉપરની ચાર લખેલી વાર્તાઓ જોઇએ છીએ.

નં. ૧ વાની રૂ. ૪૦; નં. બીજાની રૂ. ૩૫; નં. ત્રીજાની રૂ. ૩૦; નં. ૪ થાની રૂ. ૨૦ ઉપર પ્રમાણેની કીમત લખાણ પસંદ પડે મોકલવામાં આવશે. નહીં તો લખાણ પાછું મોકલવામાં આવશે. ખરીદ કીધા બાદ લખાણો ઉપર લેખકોનો હક રહેશે નહીં. ( માલીકીનો )

લખો. સોમેશ્વર ઔષધાલય. રામબાગ બાડીખાતા કરાંચી

---

ॐ तत्सत्।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી, તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોપર ચર્ચા કરનારૂં અને અન્ય માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના આરંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૩ જુ. | ફેબ્રુઆરી, સન ૧૯૧૪. | અંક ૮ મો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને વ્યવસ્થાપક,

**મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,**

હાઈકોર્ટ વકીલ.

નં. ૮૨ ભાંગવાડી-મુંબઈ.

વાર્ષિક મૂલ્ય રૂ. ૨-૩-૦ તથા પરદેશ માટે રૂ. ૨॥ ( ૬ શી. ૪ પેન્સ ) પોસ્ટેજ સહિત.

વડોદરા—સિયાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કરે છાપી તેજ ઠેકાણે તા. ૯-૨-૧૯૧૪ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

જાણીતા મીઠાઈવાળા.

# અમીચંદ ગોવીંદજીની

આખા હીંદુસ્તાનમાં સરવેથી જુના અને પ્રજાના ભારે વીશ્વાસવાળી ઉંચી ની
મોટી દુકાન ઠેઠ—બહારકોટ, શેખ મેમણ સ્ટ્રીટ. જુમામસીદની સામે, મુંબઈ

લંડનવાળા વેજીટેર્યન ફીડરલ યુનયન તરફથી અમો જણાવીએ છીએ કે મુંબઈના મીઠાઈ બનાવનારા સુખડીયા અમીચંદ ગોવીંદજીને ૧૮૯૮ માં ભરાયેલાં વેજીટેર્યન એક્ઝીબીશન કેગ્રેસમાં સારો માલ બનાવવા માટેની લાયકાતની સર્ટીફીકેટ આપવામાં આવી છે.

વેજીટેરીયન ફીડરલ યુનીયન.   ડબલ્યુ० હીલ સરનરીન,
૧૬, ફેરીકાડન સ્ટ્રીટ, ઇ० સી.   હેરી ફીલીપસ. સેક્રેટરી.

આ જાણીતી મીઠાઈની દુકાનમાં ઉંચી માલથી ભરેલી તરેહવાર જાતની મીઠાઈઓ સરવે જાતના હલવા, અધરણીના લાડવા, જલેબી, સુતરફેણી વગેરે તાજી રોજ મળશે.

ઉપરાંત જેઓને લગનસરા તથા બીજા શુભ દીવસો ઉપર જેવી ફરમાસે મીઠાઈઓ જોઈતી હશે તેને એક દીવસ આગમચથી આર્ડર આપવાથી બનાવી આપવામાં આવશે.

અમારે ત્યાં અમારા ઘરાકોએ કશી પણ ઠગાવાની ધાસ્તી રાખવી નહી. ઘરાકોએ પોતાના માણસો પાસે પણ વરદી મોકલવાથી એકજ ભાવે ઉંચો માલ પુરો પાડીશું.

મહેરબાની કરી ઘરાકોએ અમારા નામનું પાટીયું વાંચવું તથા માલ ઉપર ટીકીટ તપાસીને લેવી. બહાર ગામ માટે માલ વી. પી. થી મોકલીશું નહી.

---

# ધી બોમ્બે મર્ચન્ટસ બેન્ક લી

## હેડ ઓફીસ, એપોલો સ્ટ્રીટ.

### બ્રાન્ચીઝ—મંમાદેવી (મુંબઈ), અમદાવાદ,

તથા ગોંડલ (કાઠીયાવાડ)

ભરાયેલી થાપણ રૂ. ૧,૦૦,૦૦,૦૦

ડીપોઝીટ બાર મહીને ૫ ટકા

સેવીંગ્સ બેંક ૪ ટકા

ચાલુ ખાતાંની રોજની

બાકી ઉપર ૩ ટકા (મુંબઈ ખાતે.)

ટુંકી મુદતની ડીપોઝીટ, તથા ધીરવા તથા બીજા બેંકીંગ બીઝનેસ માટેની ખબર બેંકમાં તપાસ કરવાથી મળશે.

જયનારાયણ હિંદુમલ દાની.
મેનેજીંગ ડાયરેકટર.

ॐ तत्सत् ।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોપર
ચર્ચા કરનારૂં અને અન્ય માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં
ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૩ જું. ફેબ્રુઆરી, સન ૧૯૧૪. અંક ૮ મો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને વ્યવસ્થાપક,
**મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,**
હાથ કેર્ટ વકીલ.

નં. ૮ કાંદાવાડી–મુંબઈ.

વાર્ષિકમુલ્ય રૂ. ૨–૩–૦ તથા પરદેશ માટે રૂ. ૨॥ ( ૩ શી. ૪ પેન્સ ) પોસ્ટેજ સહિત.

વડોદરા—શિયાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કરે
છાપી તેજ ઠેકાણે તા. ૯–૨–૧૯૧૪ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

# આ જાનેવારી માસથી 'સત્ય' ના ગ્રાહક થાઓ.

## તેમને થનારો ખાસ લાભ.

'સત્ય' માસિકનું અર્ધું વર્ષ આ અંકથી સમાપ્ત થાય છે, જેઓ આ જાનેવારી ૧૯૧૪ થી 'સત્ય' ના ગ્રાહક થવા ઇચ્છતા હશે તેઓ પણ ગ્રાહક તે માસથી થઇ શકશે, કેમકે જુલાઇ અથવા જાનેવારી આ બેમાંના કોઇ માસથી ગ્રાહક કરવાનો નિયમ છે.

ગયા જુલાઇથી ગ્રાહક થનારાઓનેજ હમારી "પરદેશ ગમન નિર્ણય" નામની ભેટબુક આપવાનો પ્રથમ ઠરાવ હોવાથી પાછળથી ગ્રાહક થનારાઓને ભેટબુકનો લાભ આપવામાં આવનાર નહોતો. એ પુસ્તકની થોડી નકલો હમારી પાસે રહી છે તેથી જેઓ આ માસથી ગ્રાહક થશે તેમને પણ ભેટબુક આપવામાં આવશે.

ગુજરાતી ભાષામાં અનેક ધાર્મિક, સામાજીક, વિદ્યાવિષયક ઇત્યાદિ વિષયોની ચર્ચા કરતા, આ માસિકના ગ્રાહક શીઘ્ર થવું જોઇયે.

નમૂનાનો અંક બે આનાની પોસ્ટેજની ટીકીટ મોકલનારને મોકલી આપીશું.

---

## ગયા જુલાઇ તથા સપ્ટેંબરના અંકો.

"સત્ય" માસિકના ગયા જુલાઇ તથા સપ્ટેંબર (૧૯૧૩) ના અંકો બીલકુલ સીલકમાં નથી. ઘણાક પાછળથી ગ્રાહક થનારાઓ ગયા જુલાઇથી ગ્રાહક થતા હોવાથી અને ઉપલા અંકો હમારી પાસે ન હોવાથી, જે ગ્રાહકો આ પત્રના અંકોની નિયમિત ફાઇલ રાખતા હોય તેમને વિનંતિ કે તેઓએ ઉક્ત બે અંકો હમારા ઉપર મોકલી આપવા કૃપા કરવી. જો નોટ-પેડ અથવા કીમ્મત લેવી હોય તો દર અંકના ત્રણ આના લેખે પર્વ ... હિત હમને અંકોનું વી. પી. કરવામાં આવશે તો તે પણ હમે ખુશીથી સ્વીકારી લઇશું.

મુંબઇ, નં. ૮૨, કાંદાવાડી.

મોતીલાલ ત્રિ. દલાલ.
હાઇકોર્ટ વકીલ,
વ્યવસ્થાપક તથા તંત્રી, 'સત્ય'.

---

## જોઇએ છીએ — સારા લેખકનાં લખાણ. — જોઇએ છીએ

૧ ફુલસ્કેપના લગભગ ૧૦૦ થી ૧૨૫ પાનાની કોઇ પણ સંસારી વાર્તા
૨ ફુલસ્કેપના લગભગ ૮૦ થી ૧૦૦ ,, ,, તલિસમની વાર્તા.
૩ ,, ,, ૬૦ થી ૮૦ ,, ,, છુપી પોલીસની વાર્તા
૪ ,, ,, ૫૦ થી ૬૦ ,, ,, ઐતીહાસીક વાર્તા

ઉપરની ચાર લખેલી વાર્તાઓ જોઇએ છીએ.

નં. ૧ લાની રૂ. ૪૦; નં. બીજાની રૂ. ૩૫; નં. ત્રીજાની રૂ. ૩૦; નં. ૪ થાની રૂ. ૨૦

ઉપર પ્રમાણેની કીમત લખાણ પસંદ પડે મોકલવામાં આવશે. નહીં તો લખાણ પાછું ... વામાં આવશે. ખરીદ કીધા બાદ લખાણો ઉપર લેખકનો હક રહેશે નહીં. (માલીકીનો)

લખો. સોમેશ્વર ઔષધાલય. રામબાગ ગાડીખાતા, કરાંચી.

# સત્ય

सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે. તેનું હનન કરે છે.

પુસ્તક ૩ જું. ] ફેબ્રુવારી, સન ૧૯૧૪. [ અંક ૮ મો.

## પ્રિય-સ્મૃતિ. *

સ્વર સંગીત ના મૃદુ લુપ્ત બને
ધ્વનિ તોપણ રમ્ય ભમે સ્મરણે;
સુમનો મધુરાં કરમાય ભલે
સ્મરણે પણ મિષ્ટ પરાગ રહે.

કુમળું કરમાય ગુલાબ કદી—
પણ પાંખડીઓજ ગુલાબ તણી
મૃદુ પ્રાણ પ્રિયા તણી સેજ વિશે
કંઇ સિંચન થાતી હિમેજ ખરે.

યદિ આ જગ નશ્વરથી તું જતી
તુજ દેહ લતા કરમાય કદી
તુજ કોમળ નમ્ર વિચાર વિશે
મુજ પ્રેમ થશે અતિ લીન પ્રિયે !

વિલ્સન-વિદ્યાલય
મુંબઇ } હીરાલાલ મગનલાલ દેસાઇ.

* શેલી (Shelley) ના એક ન્હાનાશા કાવ્ય ઉપરથી અનુવાદ.

## નવિન વર્ષની શુભાશિષ.

ઓ હિન્દ ભૂમિના તનુઓ
ભરત ભૂમિના ભાનુઓ
સનાતન ધર્મ ઉધ્ધારકો
ઉગજો તુજ નિર્મળ ભૂમિ વ્યોમમાં
સુખના ચંદ્ર નૂતન વર્ષે હો.

ઓ આર્ય ભૂમિનાં બાલુડાં
તમ આર્યતામાં કંઇ નવિનતા
કંઇ અલૌકિકતા આણજો.
પ્રભુની લ્હાણુ લેજો, અર્પજો
પરમાનંદમાં ગરકાવ થજોજ થજો.

ઓ કૃષ્ણ સમ યોગીના પગલાં
રામ સમ અનુરાગીના બંધુઓ
સ્નેહ પંથે વિચરજો
હૃદયે હિન્દ બાંધવાઓનું હિત ધરજો
અંતરે આનંદજ્યોતિ પ્રકટાવજો
ઉલ્લાસથી દુઃખ અનેરાં હરજો.

સ્વાર્થ પર અંતરથી આપો કરજો
તન્મયતા પ્રભુ સાથ અનુભવજો
પ્રણય પ્રભુને ઓળખજો
શાંતિ ચિરસ્થાયી મેળવજો.

ૐકારની અનંતતામાં
તરજો મોહિની માયા જગતની
બ્રહ્માનંદ ચિરકાળ અનુભવી
ગુણગાન કરો પ્રભુતણી પ્રભુતાના
સ્નેહ કુંજે વિહરજો
સ્નેહિ હૃદયનું ગુઢગાન સાંભળજો
સ્નેહિ બાંધવને સ્નેહ સુમનોથી વધાવજો
સ્નેહોદધિમાં સુખથી મળજો.

ભક્તિ જ્ઞાનના શુભ માર્ગે વિચરજો.
તેનાં ગુઢ તત્વો પારખજો
સુખ સાગરમાં ડુબજો
એમ આટલી આશિષ
પ્રિય બંધુ હો ! *

ઉપવન વિહારી !

---

### सत्यमेवजयते.

( હરિગીત. )

કદિ અંધકારે અભ્રમાં રવી- અસ્ત સરીખો ભાસતો,
ઘનઘોર વર્ષા સમયમાં કદિ હોય ભાનુ પ્રકાશતો;
અંધાર એ ચાલ્યું જતાં રવી તેજ સઘળે વ્યાપશે,
છાને ખૂણેય છપાયલું ત્યમ સત્ય પૂર્ણ પ્રકાશશે. ૧
શ્રદ્ધા વિના થઇ પ્રશ્ન કરતા " સત્યમાહાત્મ્ય ક્યાં રહ્યું ?
" આ કાળ છે કલિયુગનો કહો કોઇનું પણ ક્યાં ટક્યું ?"

---

*-આ કાવ્ય અમને સવેળા પ્રાપ્ત થયું હતું; પણ સ્થળાભાવને લીધે તે વખતે અમે એને સ્થાન આપી શક્યા નહોતા, તેથી આ અંકમાં દાખલ કર્યું છે. (તંત્રી, સત્ય.)

ચંદ્રવડે ઉજ્જવલ જણાતું દૂધ તે નવ માનજો,
જૂઠા બધાં ઝખ મારશે જય સત્ય પૂર્ણ નિહાળશો. ૨

છોને કદિક કલંક આપો સત્યશિર પણ શું થયું?
છે સત્ય પણ જૂઠું કહો નુકશાન તેથી શું થયું!
કદિ દંડ રાજાનો પડે કે જૂલ્મ, તે પણ સાંખશે,
નવ ટેક ત્યાગી કે ડરી નિજ નામ સત્ય લજાવશે. ૩

છોને કસોટીપર ચડાવો સત્ય કુંદનને તમે,
છોને તપાવો તાપમાં કદિ સત્ય કુંદનને ભલે;
છોને કદિ પીતળ સમીપે સત્ય કુંદનને ધરો,
પણ આખરે નિશ્ચય થશે જય સત્ય કુંદનનો ખરો. ૪

દળ દુશ્મનોનું છો ખડું! જય વાવટો છે સત્યનો,
મિત્રો રિપુસમ છો થયા! જય મિત્ર છે પણ સત્યનો,
સંસારીઓ ખટપટ કરી છો રે' અસી ચમકાવતા,
છે આખરે જય સત્યનો સંગ્રામના મેદાનમાં. ૫

મુંબઈ. } હરગોવિન્દ કાનજી ભટ્ટ.

---

## અગમનિગમ.

( ભજન એકતારો. )

ભાવ હમારા ઉરનો ભાખ્યો નવ જાય.
ભેદુ ભેટે તો ભ્રમણુ ભાગીયે હોજી!

સાખી.

દશ્ય કદિ દર્શાવીએ અદ્રશ્ય શેં દેખાય?
કેમ કરી સ્હમજાવીએ જ્યાં વાચા, વાણીમાં સમાય!
એ વાણીના પાણી અંતરમાં ઉભરાય!
માટે ભેદુને સંગે ભાગીયે હોજી!

સાખી.

અવનિ ચ્હડી આકાશમાં, નભ પેઠું પાતાળ!
વિશ્વચક આ સ્થિર થયું, બાપ બન્યો છે બાળ!
પર કાને એ બરમ કહ્યો નવ જાય!
સાધુ ભેટે તો શંકા ટાળીયે હોજી.

સાખી.

દશે દિશાને ભેદતો ઉઠયો અનહદ નાદ,
શબ્દો ઝીલ્યા શ્રવણમાં, શમ્યા વાદ–અપવાદ!
એ એકતાના રસમાં ત્રિલોક તણાય!
આવો એ તાન લેવા લાગીયે હોજી!

સાખી.

જળચર ભૂચર, પ્રાણીયો, ખેચર પક્ષિ સમાજ,
વનલીલા લીલી અને, સૂકાં જડનાં રાજ!
સહુ સાજ સજીને આજે એ સરિતામાં ન્હાય!
આવો પ્રભાતે વીરા જાગીયે હેજી!

સાખી.

જાગ્રત, સ્વપ્ન સુષુપ્તિમાં તુર્યાં રેડે તાન,
ભમતા માર્ગે મરણ ત્યાં, થયું સ્વરૂપનું ભાન!
એ ભાન ભરતી મસ્ત વસંત ગુણ ગાય!
એવું શ્રીહરિને ચરણે માગીયે હોજી.

વસન્ત.

---

## " પતંગને. "

( મંદાક્રાન્તા. )

ભોળા પ્રેમી જીવિત સઘળું વ્યર્થ શાને ગુમાવે ?
રે ! નાચંતી દીપધુતિ તને ઉગ્ર તાપે તપાવે.
મોંઘું તારૂં જીવન અધુના મોહથી નષ્ટ થાશે,
આ સંસારે પ્રણય સુખડું શું પછી ભોગવાશે ?
આશા લાંબી સહુ મનુજને હોય છે જીવવાની,
કિન્તુ ઇચ્છા ક્યમ થઇ તને દેહને હોમવાની.
જ્યોત્સ્ના એની બહિરં વિભ્રમે માનજે તું ભરેલી,
હૈયામાં તો તમસ–સરિતા કાજળે છે ભરેલી.
જાદુગારાં ચપળ નયને જો કદી તું ફસાતું !
વ્હાલો લેવા પ્રિય રસિક તું વાસ જો ત્યાં રહેતું.
તું ચાહે છે પ્રણયી દિલને ન્હાય ના તેરહું એ,
કિન્તુ બાઇ હજ જિગરને બાળવાને ચહે એ.
હું તો ત્હારા મૃદુ હૃદયને ચેતવું છું હજુએ,

શ્રદ્ધાળુ થઇ હિત વચનમાં ઉડ તું ક્યાંઇ બીજે.
તારા જેવો ભ્રમર પણ છે મૂર્ખતાનો ખજાનો,
ક્યાંથી શિખ્યા ઉભય જણુ આ પાઠ આધીનતાનો.
પ્રીતિનાં આ સુખદ સમણાં દીર્ઘ ના હોય ભાઇ,
તૃપ્તિ તેમાં કદિ નહિ તને લાધશે લેશ કાંઇ.
શોધે છે તું મૃગજળ વિષે મેઘનું શીત વારી,
ને ઇચ્છે છે દહન કરતી મોતની તું પથારી.
ખેંચી લેવા તુજ હૃદયને વ્હાલ કેનું કરે છે ?
પીવાં તારૂં હૃદય ઝરણું ખેલ કેવા રચે છે ?
સ્વાર્થી વૃત્તિ કઠિન દિલની શું તને ના જણાયે ?
રે ! રે ! ભોળા તુજ હૃદય એ તેજમાં શું તણાયે ?
દીપે છે જે મણિમય શીખા ધુમ્ર છે અન્ત તેનો,
આ સંસારે સુખ સમયનો અન્ત દુઃખે ભરેલો.
એ અંગારો તુજ જિગરને ખાકમાં દાબશે ને,
ત્યાંગી તારૂં સ્મરણ મધુરૂં હર્ષમાં મ્હાલશે એ.
તારી પ્રીતિ તુજ હૃદયને માર્ગ આવો બતાવે ?
કે શું પેલો કુસુમશર કૈં આજ આવું સતાવે ?
સ્હેજે હૈયે જખમ પણ ના મૃત્યુ આધીન થાતું
પ્યાલો પીવા વિષમય કદિ ભાઇ તું ત્યાં ન જાતું.

પોર
તાલુકે—દસક્રોઇ. " ધીરજ. "

## પ્રેમાર્થ સર્પણ.

When the lamp is shattered
The light in the dust lies dead.
—P. B. Shelley.

દીપિકા કુમળી યદિ ભગ્ન થતી,
રજમાં દળતી દ્યુતિકા ઉજળી.
ઘન મેઘ જતો વિખરાઇ યદિ, પ્રિય મેઘ ધનુષ્ય પ્રભા સરતી ૧
યદિ તાર સિતાર તણા તુટતા, સ્વર મંજુલ કોમળ લુપ્ત થતા.
અધરોષ્ટ ખુલી સ્વર જ્યાં પડતાં, પ્રણયી વચનો વિસરાઇ જતા ૨

દીપિકા, સુસિતાર, તણા નિધને,
દ્યુતિકા, મૃદુગાન, વિનાશ ધરે.
ત્યમ આત્મ વિષે જડતા સરતાં, નવ ગાન રચે. હૃદ્ના પડઘા ૩

અતિ જીર્ણ કુટીર વિષે ધસતાં, સુસવાટ કરન્ત સમીર સમા.
અથવા મૃત નાવિકને રડતાં, અતિ ખિન્ન સમુદ્ર મહોર્મિ સમા
નવગાન ! પરંતુ દુઃખી ઉભરા.

પ્રણયી નિજ આત્મથી આત્મ રસે.
પ્રથમે સ્થિર આત્મથી પ્રેમ ખસે.

અતિ નિર્બળ પાત્ર દિસે સરજ્યું, સહવા પ્રિય પ્રેમતણું રૂસણું
અહ પ્રેમ ! સમસ્ત જગાબ્ધિ વિષે, સહુ વસ્તુ તણી ક્ષયિતા વિલપે
કયમતો અતિ નિર્બળ પાત્ર વિષે, તુજ જન્મ ધરી પ્રિય વાસ કરી,
મરવુંજ ચહે ?

જ્યમ વાયુ પ્રચંડ હિંચે ખગને.
ત્યમ ભાવ ઉંડા તુજને હિંચશે.
શિશિરે નભથી રવિ રાજ હસે, ત્યમ નિર્મળ ચિત્ત તને હસશે.
ખગ રાજ તણા ઉચ્ચ સ્થાન સમું, તુજ ઉત્તમ સ્થાન વિશીર્ણ થશે.
પ્રિય સ્થાન જતાં, અસહાય થતાં, બહુએ રડતાં, જગમાં અતિશે
ઉપહાસ થશે.

જંબુશર. " અવનીધર.

---

## દશ ઉત્તમ ગુજરાતી નવલ કથાઓ.

આ વિષય-સંબંધી સૌ. સુશીલા દવેટીયા તરફથી ગયા ડીસેંબર માસના ' સત્ય ' માં એક ચર્ચાપત્ર હમે પ્રગટ કર્યું હતું અને વિદ્વાન્ સજ્જનોને તેમનો વ્યક્તિગત મત આપવા વિનતિ કરી હતી. તેના ઉત્તરમાં હમારા ઉપર કેટલાક ઉત્તરો આવ્યા છે, જે હમે નીચે પ્રકટ કરીએ છીએ. પોતાનો મત આપવાનો શ્રમ લેવા સારૂ હમે તેમનો ઉપકાર માનીએ છીએ અને આશા રાખીએ છીએ કે આવતો અંક પ્રગટ થતાં પહેલાં જેમણે હજી જવાબ આપ્યો નથી તેઓ તે મોકલાવી આપશે. આ સંબંધમાં એક બે ચર્ચાપત્રો પણ હમને મળ્યાં છે જે પણ હમે પ્રકાશિત કર્યાં છે. આ ચર્ચાનો સાર હવે પછી આપીશું. હાલ તો અન્યોના મત ટાંકીનેજ વિરમીયે છીએ.

( ૧ )

૧ સરસ્વતિચન્દ્ર ( મૂળ ) રા. રા. ગો. મા. ત્રિપાઠી-ચાર ભાગમાં કિં. ૭-૮-૦
૨ કરણઘેલો ( મૂળ ) રા. રા. નંદશંકર તુળજાશંકર કિં. ૧-૮-૦
૩ અલક્ષ્યજ્યોતિ ( મૂળ ) રા. રા. છિકુભાઇ બાપુભાઇ કિં. ૧-૮-૦

૪ હિન્દ અને બ્રિટાનીયા ( મૂળ ) રા. રા. ઈચ્છારામ સૂર્યરામ દેસાઈ કિં. ૧-૮-૦
૫ એમ. એ. બનાકે મેરી મિટ્ટી ખરાબ કી—રા. રા. અમૃત કેશવ નાયક કિં. ૧-૮-૦
૬ કાદમ્બરી ( સંસ્કૃત પરથી ભાષાન્તર ) રા. રા. છગનલાલ હરિલાલ પંડયા કિં. ૨-૮-૦
૭ સુધાહાસિની ( અંગ્રેજી પરથી ભાષાંતર ) સૌ. વિદ્યા તથા સૌ. શારદા કિં. ૧-૪-૦
૮ ગુલાબસિંહ ( અંગ્રેજી પરથી ભાષાંતર ) રા. રા. મણિલાલ નભુભાઈ કિં. ૨-૦-૦
૯ ઔરંગઝેબ અને રાજપૂતો ( બંગાળી પરથી ભાષાંતર ) રા. રા. કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી કિં. ૧-[illegible]-૦
૧૦ દુખીયારી બચુ ( અંગ્રેજી પરથી ભાષાંતર) શેઠ કેખુશરો નવરોજજી કાબરાજી કિં. ૨-૦-૦

**હિમ્મતલાલ ગણેશજી અંજારીયા. એમ. એ.**

( ૨ )

| | |
|---|---|
| ૧ વનરાજ ચાવડો | સ્વ. મહીપતરામ રૂપરામ |
| ૨ કરણઘેલો | ,, નંદશંકર તુળજાશંકર |
| ૪ સરસ્વતિચંદ્ર | ,, ગોવર્ધનરામ માધવરામ |
| ૪ ગંગા: એક ગુર્જર વાર્તા | ,, ઇચ્છારામ સૂર્યરામ |
| ૫ ઈરાવતી | રા. છગનલાલ ઠાકોરદાસ |
| ૬ વિક્રમની વીસમી સદી | રા. મોતીલાલ સટ્ટાવાળા |
| ૬ દુઃખી દાદીબા—અથવા પરીનનો પસ્તાવો. | ,, દા. એ. તારાપુરવાળા |
| ૮ ભદ્રંભદ્ર | ,, રમણભાઈ મહીપતરામ |
| ૯ બે બહેનો | ,, હરગોવિંદદાસ દ્વારકાદાસ |
| ૧૦ અંધેરી નગરીનો ગર્ધવસેન | ,, ,, ,, |

**મગનલાલ હ કાંટાવાળા.**
એમ. એ.–તંત્રી, 'સાહિત્ય'

તા. કે. ભાષાંતરો આ ટીપમાં દાખલ કરવાનું હું પસંદ કરતો નથી. માત્ર 'ઇરાવતી' ને અપવાદ રૂપ ગણું છું.

( ૩ )

| | |
|---|---|
| ૧ સરસ્વતીચંદ્ર. | સ્વ. ગો. મા. ત્રિપાઠી. |
| ૨ કરણઘેલો. | સ્વ. નંદશંકર તુળજાશંકર. |
| ૩ ભદ્રંભદ્ર. | રા. બા. ર. મ. નીલકંઠ. |
| ૪ વિષવૃક્ષ. | સ્વ. નારાયણ હેમચંદ્ર. |
| ૫ સુધાહાસિની | સૌ. વિદ્યાગૌરી તથા સૌ. શારદાગૌરી. |
| ૬ તારા. | શેઠ જહાંગીર બે. મર્ઝબાન. |
| ૭ ગુજરાતી જૂની વાર્તાઓ. | મી. મણિલાલ છબારામ. |
| ૮ ઔરંગઝેબ અને રજપૂતો. | — |
| ૯ જીવન પ્રભાત. | સ્વ. નારાયણ હેમચંદ્ર. |
| ૧૦ અરેબીઅન નાઇટ્સ. | — |

કરમસી દામજી બીલ્ડીંગ; ગિરગામ બેકરોડ; મુંબઇ. } **શંભુપ્રસાદ શિવપ્રસાદ મહેતા. બી. એ.**

( ૪ )

૧ સરસ્વતીચંદ્ર. — ગો. મા. ત્રિપાઠી.

| | |
|---|---|
| ૨ વિક્રમની વીસમી સદી. | મો. ત્રિ. સદ્દાવાળા. |
| ૩ કરણઘેલો. | નંદશંકર તુળજાશંકર. |
| ૪ ગુજરાતની જુની વાર્તાઓ. | મણિલાલ છબારામ. |
| ૫ બાળા. | રામમોહનરાય જ. દેશાઇ. |
| ૬ અલક્ષ્યજ્યોતિ. | શિવુભાઇ બા. દુર્ગાળ. |
| ૭ પદ્મિની. | નારાયણ વસનજી ઠક્કુર. |
| ૮ ભદ્રંભદ્ર. | રમણભાઈ મ. નીલકંઠ. |
| ૯ લતા અને લલિતા. | ચુનીલાલ વર્ધમાન શાહ. |
| ૧૦ કુલીનમુદ્રા. | મી. તાલીઆરખાન. |

મુંબઇ.
સોમરસેટ હાઉસ-ગ્રાંટ રોડ.
} હરજીવનરામ બાપાભાઇ બી. એ.

( ૫ )

૧ સરસ્વતીચંદ્ર.
૨ કરણઘેલો.
૩ ગુલાબસિંહ.
૪ પરમાર ધારા વર્ષા દેવ યાને રાજયોગી. — રા. લલ્લુભાઈ બી. આશુરામ.
૫ સુધાહાસિની.
૬ એમ. એ. બનાકે ક્યું.
૭ લાલ અને લક્ષ્મી.
૮ પેશ્વાઇ પડતીનો પ્રસ્તાવ ( લાલન વેરાગણ ).
૯ પદ્મનાભ.
૧૦ વિપિન.

વલસાડ.
} મગનલાલ રતનજી વિદ્યાર્થી.
એમ. એ., બી. એસ-સી.

( ૬ )

| | | | |
|---|---|---|---|
| + | ૧ | સરસ્વતીચંદ્ર—સ્વ. ગો. મા. ત્રીપાઠી | original |
| + | ૨ | ગુલાબસિંહ,—સ્વ. મણીભાઈ ન. દ્વીવેદી. | " લીટન " કૃત નવલ કથા |
| + | ૩ | કરણઘેલો—સ્વ. નંદશંકર તુલજાશંકર | original |
| + | ૪ | કુસુમાવલી.—રા. દોલતરામ કૃપારામ | original |
| | ૫ | ઉષાકાન્ત—રા. ભોગીંદ્રરાવ દીવેટીયા | " |
| | ૬ | અલક્ષ્યજ્યોતિ. | " |
| | ૭ | બાલા રા. રામમોહનરાય જસવંતરાય | |
| | ૮ | વિપિન | " |
| + | ૯ | માલા અને મુદ્રિકા.—સ્વ. કલાપિ. | adaptation |
| | ૧૦ | એમ. એ. બના કે ક્યું મેરી મીટી ખરાબ કી } સ્વ. અમૃત કેશવ નાયક | original |
| | ૧૧ | ભદ્રંભદ્ર—રા. બ. રમણભાઇ મહીપતરામ નીલકંઠ | |
| | ૧૨ | સુધા હાસિની—સૌ. બ્હેન વિદ્યા અને શારદા | adaptation |

ચોપાટી-મુંબઈ — આણંદલાલ એ. વૈદ્ય.

( ૭ )

૧ સરસ્વતિચંદ્ર ભાગ ૧-૨-૩-૪–સ્વ. સાક્ષર ગોવર્દ્ધનરામ માધવરામ ત્રિપાઠી
૨ ગુલાબસિંહ–સ્વ. સાક્ષર મણિલાલ નભુભાઇ દ્વિવેદી
૩ વિષવૃક્ષ–બંગાળી ઉપરથી અનુવાદક રા. નારાયણ હેમચંદ્ર
૪ સુધાહાસિની:–બ. સૌ. વિદ્યાબહેન અને શારદાબહેન
૫ એમ. એ. બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કી ?–સ્વ. અમૃત કેશવ નાયક
૬ મુદ્રા અને કુલીન:–રા. જહાંગીરશાહ અરદેશર તાલેયારખાં
૭ કરણઘેલો:–સ્વ. સા. નંદશંકર તુળજારામ
૮ વનરાજ ચાવડો:–સ્વ. સા. મહિપતરામ રૂપરામ નીલકંઠ
૯ રૂપનગરની રાજકુંવરી:–સ્વ. નારાયણ હેમચંદ્ર
૧૦ જીવનપ્રભાત:– " "
૧૧ જીવનસંધ્યા:– " "
૧૨ વિક્રમની વીસમી સદી:–રા. સટ્ટાવાળા

અમદાવાદ ' ગુર્જરવાડી '

( ૮ )

૧ સરસ્વતિચંદ્ર.
૨ કરણઘેલો.
૩ અરેબિયન નાઇટસ.
૪ હિન્દ અને બ્રિટાનીયા.
૫ કાદમ્બરી
૬ મણી અને મોહન. ( ભાગ્યહિન ભાર્ગવ )
૭ વિક્રમની વીસમી સદી
૮ પૃથુરાજ ચોહાણ અને ચંદબરદાયી
૯ ભદ્રંભદ્ર
૧૦ એમ, એ. બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કી.

સુંધ-રામપુર ( રેવાકાંઠા ) —જગન્નાથ નાથજી રાવળ.

( ૯ )

| | |
|---|---|
| ૧ સરસ્વતીચંદ્ર | સ્વ. સા. શ્રી ગોવર્ધનરામ માધવરામ ત્રિપાઠી |
| ૨ કરણઘેલો. | સ્વ. સા. શ્રી નંદશંકર તુળજાશંકર મ્હેતા. |
| ૩ વિપિન. | રા. શૈલેન્દ્ર સોમનારાયણ દલાલ. |
| ૪ એમ. એ. બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કી. | સ્વ. અમૃત કેશવ નાયક. |
| ૫ અલક્ષ્ય જ્યોતિ. | રા. શિવાભાઈ બાપુભાઈ |
| ૬ ગુલાબસિંહ ( અનુવાદ ) | સ્વ. સા. શ્રી મણિલાલ નભુભાઈ |
| ૭ ઉષ:કાળ ( મહારાષ્ટ્રિય ) " | બ્હેન પ્રસન્નગૌરી મ્હેતા. |
| ૮ તારાબાઇ " | રા. જહાંગીરજી બહેરામજી મર્ઝબાન |
| ૯ દુર્ગેશ–નંદિની " | સ્વ. નારાયણ હેમચંદ્ર |
| ૧૦ જીવનપ્રભાત " | સ્વ. નારાયણ હેમચંદ્ર |

અમદાવાદી પોળ, સેવાશેરી, વડોદરા. લી. સેવક,
ગુલાબભાઇ દયાળજી દેસાઇ.

( ૧૦ )

| | |
|---|---|
| ૧ સરસ્વતીચન્દ્ર | સ્વ. સા. શ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠી. |
| ૨ ગુલાબસિંહ | સ્વ. સા. શ્રી મણિલાલ નભુભાઇ. |
| ૩ કરણઘેલો | સ્વ. રા. રા. નન્દશંકર તુળજાશંકર. |
| ૪ ભદ્રંભદ્ર | રા. રા. રમણભાઈ મહિપતરામ નીલકંઠ. |
| ૫ વિક્રમની વીસમી સદી | રા. રા. મોતીલાલ સટ્ટાવાળા. |
| ૬ કુસુમાંજલિ | રા. રા. દોલતરામ કૃપાશંકર પંડ્યા. |
| ૭ સુધાહાસિની | શ્રીમતી વિદ્યાગૌરી અને શારદાગૌરી. |
| ૮ સુખી ગરીબ | સ્વ. શેઠ નેમુશા નવરોજજી કાબરાજી. |
| ૯ કાદમ્બરી | રા. રા. છગનલાલ હરિલાલ પંડ્યા. |
| ૧૦ મૃદુલા | રા. રા. ભોગીન્દ્રરાવ રતનલાલ દીવેટીયા |

તા. ક. ' કાદમ્બરી ' નવલકથા કરતાં Ramance કહી શકાય. પરન્તુ આપણામાં એવો વિભાગ હજુ સુધી પાડ્યો ન હોવાથી નવલકથામાંજ ગણી છે.

જયોત્સ્ના કુટિ—જામનગર

મહાશંકર પોપટભાઈ આચાર્ય.

( ૧૧ )

| | |
|---|---|
| ( ૧ ) ગુલાબસિંહ | સ્વ. પ્રો. મણિલાલ નભુભાઇ દ્વિવેદી. |
| ( ૨ ) કાદમ્બરી | |
| ( ૩ ) સરસ્વતીચન્દ્ર | સ્વ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી. |
| ( ૪ ) કરણઘેલો | સ્વ. નંદશંકર તુળજાશંકર |
| ( ૫ ) હિન્દ અને બ્રિટાનીયા | સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ. |
| ( ૬ ) ગંગા | " |
| ( ૭ ) પૃથુરાજ ચહુઆણ | રા. આત્મારામ કેશવજી દ્વિવેદી |
| ( ૮ ) સુંદર અને વિધાનંદ | રા. નરભેશંકર પ્રાણજીવન દવે. એમ. એ. |
| ( ૯ ) વેલીસમેન ( સર વોલ્ટર સ્કોટ કૃત ) | રા. ભીમતરામ નવલરામ. |
| ( ૧૦ ) સુધાહાસિની | સૌ. વિદ્યાગૌરી તથા સૌ. શારદાગૌરી. |

આહુવાલા કટરા–અમૃતસર

હીંમતલાલ હરીશામ વ્યાસ




"સત્ય" ના તંત્રી સાહેબ.

વિ. વિ. ડીસેમ્બર માસના સત્યના અંકમાં આવેલી રા. ધનસુખલાલ કૃષ્ણલાલ મ્હેતાએ આપેલી ગુજરાતી ભાષામાંના દશ વાંચવા લાયક પુસ્તકોની યાદી વાંચી કેટલીક શંકાઓ ઉત્પન્ન થાય છે તે નીચે જણાવવાની રજા માગું છું.

૧. મૂળ સૂચના તો ગુજરાતી ભાષામાંનાં વાંચવા લાયક દશ **નવલકથાઓ**નાં પુસ્તકોની યાદી આપવાની હતી એમ હું સમજ્યો છું. તો રા ધનસુખલાલે આપેલી યાદીમાંથી રા. રમણભાઇ કૃત ભદ્રંભદ્ર, રા. મણિલાલ છબારામ ભટ કૃત ગુજરાતની જુની વાર્તાઓ, તથા અરેબિયન નાઇટ્સ એ ત્રણ પુસ્તકો **નવલકથા**માં ગણી શકાય નહિ એમ મ્હારું ધારવું છે. કારણ ભદ્રંભદ્ર એક કટાક્ષમય ( Setirical ) હાસ્યરસ પ્રધાન વાર્તા કહેવાય અને ગુજરાતની જુની વાર્તાઓ તો ફક્ત અનેક ટુંકી ટુંકી વાર્તાઓનો સંગ્રહ છે, અને અરેબિયન નાઇટ્સ પણ તેજ વિભાગમાં ગણાય.

૨. જો મૂળ સૂચના કલ્પિત કૃતિ ( Fiction ) ની યાદી આપવાની હત તો ત્હેમાં પૂર્વોક્ત ત્રણ પુસ્તકોનાં નામ દાખલ કરી શકાત. મ્હારા મિત્ર રા. ધનસુખલાલે Fiction ની યાદી આપવાની સૂચના હોય એમ ધારીનેજ આ ત્રણ પુસ્તકો ભૂલથી યાદીમાં દાખલ કર્યાં જણાય છે.

૩. Fiction ના વિભાગમાં નવલકથાઓ, કટાક્ષમય હાસ્ય રસ પ્રધાનની વાર્તાઓ, હાસ્ય રસ પ્રધાન તેમજ કરૂણરસ પ્રધાન વાર્તા તથા નાટકો વગેરેનો સમાવેશ થઇ શકે પણ નવલકથાના વિભાગમાં તો ફક્ત પ્હેલેથી તે છેલ્લે સુધી એકજ વસ્તુ ( Plot ) હોય તથા સુશ્લિષ્ટતા ( Compactness ) હોય ત્હેવી વાર્તાઓનો સમાવેશ કરી શકાય.

મ્હારી તરફની દશ નવલકથાઓના પુસ્તકોની યાદી આગળ ઉપર ત્હમારા ઉપર મોકલીશ.

ભરૂચ બંગલો—વાદરા.
તા. ૧૦-૧-૧૯૧૪

લિ. આપનો,
નલિનકાન્ત નરસિંહરાવ દીવટીયા.

( ૨ )

"સત્ય" ના તંત્રી જોગ, મુંબઇ

મહાશય,

" ગુજરાતી ભાષામાંનાં દસ ઉત્તમ નવલકથાનાં પુસ્તકો " સંબંધી જે ચર્ચા મેં. ચુનીલાલ દીવેટિયાએ ઉપસ્થિત કરી છે અને આજે સહર્ષ વધારી લીધી છે, તેથી આપના માસિકના વાંચનારાઓને રસ તો પડશેજ એમ મારું માનવું છે.

ભાષાંતરો અને મૂલ ગ્રંથો વચ્ચે સૌ. સુશીલાએ તફાવત નથી રાખ્યો. એ ઉપરથી એમ જણાય છે કે આ ચર્ચામાં લેખકોના સત્કાર કરતાં વાચકોને માર્ગ-સૂચન કરવાનો ઉદ્દેશ વિશેષ પ્રધાન છે. પરંતુ આવી ચર્ચા પૂરતો ગુજરાતી ભાષાનો વિકાસ હજુ થયો હોય એવો અભિપ્રાય ઉપર આવવાનું કારણ મને મળતું નથી. આપણી માતૃભાષામાં ઉત્તમ પ્રકારની નવલકથાઓ એટલી બધી ઉભરાઇ જતી નથી કે જેથી ચુંટણી કઠિન અથવા તો વર્ગ આવશ્યક હોય. મારા નમ્ર મત પ્રમાણે આ જાતની ચર્ચા કરવાની યોગ્યતા પ્રાપ્ત કરવાને હજુ આપણે આપણી માતૃભાષામાં ઘણું ખેડવાનું છે, અને તે માત્ર સમગ્ર રીતે નહિ, પરંતુ નવલકથાના ખાસ ક્ષેત્રમાં પણ.

કદાચ ગુજરાતી નવલકથાઓનું મારું વાંચન બહુ સંકુચિત હશે, તો પણ પ્રયત્ન કરતાં એક, બે, ત્રણ—એમ દશ સુધીની આપે જે પ્રકારની પરંપરા માગી છે તે પૂરી કરવાને હું અશક્ત નીવડયો છું,—તે મારી શોચનીય નિષ્ફળતા આપને જણાવવી અનુચિત નહિ લેખાય એમ હું આશા રાખું છું. આથી આપના અને સૌ. સુશીલા દીવેટિયાના પરમ શુભાશયને હું કોઇ રીતે અન્યાય કરવા ઇચ્છતો નથી, તેમજ આ ચર્ચા અન્યોને હિતકર કે ફલદાયિની ભાસતી હોય તો તેમને હું કોઇ રીતે અટકાવી નજ શકું. હું તો માત્ર આપના કૃપામય પત્રના ઉત્તરમાં આ ચર્ચા સંબંધી મારી પોતાની મુશ્કેલી અને અશક્તિ આપને રજુ કરી મારી ફરજ અદા કરું છું.

ચર્ચામાં અમુક પ્રકારનો ભાગ લેવાની અનિચ્છા છતાં બીજી પરોક્ષ રીતે હું આટલો દોરાયો, તેથી કદાચ આપના કેટલાક હાસ્યાનુરાગી વાચકોના મનોરંજનાર્થે ઠીક વસ્તુ મળશે.

મુંબઇ-કાંદાવાડી.
તા. ૨ જાનેવારી ૧૯૧૪

લે. આપનો આભારી,
નૃસિંહદાસ ભગવાનદાસ વિભાકર.

તા. ક. મને લાગે છે કે આ ચર્ચા સંબંધી આપ આપના વાચકોને એક સૂચના કરશો તો કંઇક વિશેષ ફલ પ્રાપ્ત થશે: તે સૂચના એજ કે જેઓ દશ ઉત્તમોત્તમ નવલકથાઓની ટીપ આપે તેઓ કૃપા કરી સાથે સાથે તે નવલકથાઓની ઉત્તમતાનું સંક્ષિપ્ત પણ સ્પષ્ટ સમર્થન આપે. જો કે કલાના અમુક સ્વરૂપથી ઘાયલ થવાનાં કારણો ઘણી વાર મળી શકતાં નથી, તથાપિ એ સ્વરૂપની વ્યાપક સમાલોચના કરી ખુબીઓ ન જણાવી શકાય તેમ ખરું નથી; અને અમુક નવલકથા શા માટે ઉત્તમ છે તે કહ્યા વિના તે ઉત્તમ છે એટલીજ હકીકત બહુ ઉપયોગી થઇ નહિ પડે એવો મને ભય રહે છે. અલબત્ત, આથી આપના માસિકમાં સ્થલાભાવનું વિઘ્ન નડશે, પરંતુ એ વિઘ્ન દૂર કરવાની યુક્તિઓ આપને અવશ્ય જડી આવશે એમ હું આશા રાખું છું. મારી અશક્તિ છતાં બીજાઓની શક્તિ ઉપર વિશેષ બોજો મૂકવાનું મારું સ્વાર્થી સાહસ કંઇક માર્ગદર્શક લાગે તો ક્ષંતવ્ય ગણશો.

નૃ. ભ. વિભાકર.

---



# ખંભાતનો અકીકનો ઉદ્યોગ.*

મૂલ લેખક—રા. બા. માધવરામ હરનારાયણ વ્યાસ-ખંભાતના વાનપ્રસ્થ દિવાન.

અનુવાદક—રા. રા. નલિનકાન્ત નરસિંહરાવ દીવેટીયા—વંદ્રા.

બીજા સર્વ ગામોના પ્રાચિન ઇતિહાસની પેઠેજ ખંભાતના વ્હેપારનો પ્રાચિન ઇતિહાસ પણ અંધકારમાંજ ગૂઢ રહેલો છે, પણ હિંદુસ્થાનમાં આવી ગયેલા પરદેશી મુસાફરોના વર્ણનથી કોઇ કોઇવાર આપણને પ્રાચિન ઇતિહાસમાંની બીનાઓ જણાય છે. સૌથી પ્હેલામાં પ્હેલું વર્ણન જોવા જઇએ છીએ તો તે દસમા સૈકાના ઇતિહાસમાં નજર પડે છે. તે સમયમાં ખંભાતનો વ્હેપાર ઘણે ભાગે અરબસ્તાન અને ઇરાનના મુસલમાનોના હાથમાં હતો. ખંભાતમાં તે અરસામાં હિન્દુ સુબો અમલ ચલાવતો હતો, પણ તે મુસલમાનો તરફ ઘણી માયા ભરેલી રીત્યે વર્તતો હતો. ખંભાત તે સમયમાં ગુજરાતમાં વ્હેપારનું મુખ્ય સ્થાન હતું અને ત્હાંના જોડા માટે વખણાતું હતું. અગિયારમા સૈકામાં પણ ખંભાત તે સ્થિતિ સાચવી રહ્યું હતું. અને સ્થાનિક તેમજ પરદેશી બનાવટની વસ્તુઓના વ્હેપારનું પણ તે મુખ્ય સ્થાન થયું હતું. આ સમયમાં ઇરાન, અરબસ્તાન, આફ્રિકા, અને ચીન સુધી ખંભાતનો વ્હેપાર ફેલાયો હતો, વ્હેપારની જણસોમાં ચામડાની વસ્તુઓ, ડાંગર, મધ, કપાસ આદુ તથા ગળી એટલાં મુખ્ય હતાં. ધીમે ધીમે ખંભાતનું વ્હેપારના મથક તરીકેનું મહત્વ વધતું ગયું, અને તેરમા સૈકામાં ગુજરાતના સમુદ્રમાંના ચાંચીયા લોકોના હુમલા થવા છતાં ખંભાત, હિન્દુસ્થાનના બંદરોમાં બીજે નંબરે આવી પહોંચ્યું. કપાસ, સુતરૂ કાપડ, ગળી, અને ઢોરનાં ચામડાનો વ્હેપાર ઘણો વધી ગયો હતો. આ સૈકામાં વ્હેપારી વર્ગના લોકોમાં પારસીઓ દાખલ થયા. અણહિલવાડના સોળંકી રાજાઓએ, સર્વ જાતના વ્હેપારીઓને ઉત્તેજન આપ્યું, અને ખંભાત આ સમયમાં વ્હેપારની બાબતમાં ઉંચામાં ઉંચી પદવીએ પહોંચ્યું. ૧૪મા સૈકામાં ખંભાતની વ્હેપારમા કેવી સ્થિતિ હતી તે વિશે કાંઇ જાણવામાં આવ્યું નથી, પરન્તુ પંદરમા સૈકામાં વ્હેપારની જણસોમાં લાખ, રેશમ, તથા કાગળ એટલી વસ્તુઓ ઉમેરાઇ હતી. આ સમયમાં જ્યારે ખંભાત વ્હેપારમાં સર્વોપરીપણું ભોગવતું હતું તે વખતે ત્હેને હવે રાજકીય બાબતો ઉપર પણ ધ્યાન આપવું પડયું, કારણ કે કેટલાક સમયથી ગુજરાત ઉપર મુસલમાન રાજાઓનો અમલ થઇ ચુકયો હતો. સોળમાં સૈકામા પોર્ચુગીઝ લોકો ખંભાત આવ્યા અને સમુદ્ર માર્ગે ચાલતો વ્હેપાર તે લોકોએ ખંભાતવાસીઓના હાથમાંથી લઇ લીધો, પણ આથી સુભાગ્યે વ્હેપારને કંઇ નુકશાન થયું નહિ. પોર્ચુગીઝ સત્તાની પડતીના સમય

* સુરતમાં મળેલી ત્રીજી ઔદ્યોગિક પરિષદ્ સન્મુખ ખંભાતના માજી દિવાન સાહેબ રાવબહાદુર માધવરામ હરનારાયણ વ્યાસે વાંચેલા અંગ્રેજી નિબંધનું ભાષાન્તર રૂબરૂ મુલાકાતમાં ખાસ પરવાનગી મેળવીને કર્યું છે.

ભાષાન્તર કર્તા.

સુધી વ્હેપારની સ્થિતિ મંદ રહી પણ તે પછી પાછી તેજી ઉપર આવી અને રાતા સમુદ્ર તરફના પ્રદેશ સાથેના વ્હેપાર જાગ્રત અવસ્થામાં આવ્યો. વનસ્પતિ વર્ગની પેદાશ, પ્રાણી વર્ગની પેદાશ, ખનીજ પદાર્થ, રૂપુ, સોનું, સુગંધી પદાર્થો, મશાલા વગેરે આયાત તેમજ નિકાશ થવા લાગ્યા. આ નિબંધના મુખ્ય વિષયમાં ગણાતા, વિવિધ જાતના પથરાઓ પણ પ્હેલ વ્હેલા આ સૈકામાંજ જાણવામાં આવ્યા. થોડા સમય સુધી મંદ રહી વ્હેપાર પાછો તેજી ઉપર આવ્યો પણ તે તેજી થોડાજ વખત સુધી ચાલુ રહી. કારણ આ સૈકાના પાછલા ભાગમાં, સુરત વ્હેપારમાં ચડસાચડસી કરવા માંડ્યું. સુરતમાં વલંદા તેમજ અંગ્રેજ લોકોની કોઠીઓના સ્થપાવવાથી ખંભાતના વ્હેપારને પણ નુકશાન થયું જો કે ખંભાતના વ્હેપારને પણ ઉત્તેજન આપવાનું આ બે પ્રજાએ ઘણું કર્યું હતું. પોર્તુગીઝ લોકો જે કામમાં નિષ્ફળ નીવડ્યા હતા તેજ કામમાં આ બે પ્રજા ફતેહ પામી, અને હિન્દુસ્થાનના બંદર તરીકેનું ખંભાતનું મહત્વ જતું રહ્યું. બીજી રીતે પણ ત્હેનું અગ્રસ્થાન જતું રહેવા મંડ્યું. ખંભાત વાસી વ્હેપારીઓ પશ્ચાત પડતા ગયા, અને આખરે Cornelian તથા Agate એ બે જાતના અકીક, ધાન્ય, કપાસ, રેશમ અને ભરતકામ એટલા ઉપરજ વ્હેપારનો આધાર રહ્યો. અઢારમા સૈકા માં ખંભાત તદનજ સુરતના દાબમાં આવી ગયું, તેમ છતાં પણ ત્હાંની કેટલીક વસ્તુઓ બીજા પ્રખ્યાત શહેરોની વસ્તુઓને ઉમદાપણામાં હઠાવી નાંખતી હતી, પણ ત્હેના વ્હેપારની પડતી શરૂ થઇ ચુકી હતી તે નિઃશંક હતું. ત્હાંનું બારૂં પણ પુરાતું જતું હતું, અને મ્હોટા વ્હાણો અંદર આવતાં બંધ થયાં; આ સૈકાની આખરમાં ખંભાતની નિકાસ ફક્ત ગીહું, તંબાકુ, તથા Cornelian ની હતી. ઓગણીસમા સૈકામાં ખંભાતના વ્હેપારની પૂરેપૂરી પડતી થઇ, અને ફક્ત ન્હાના બંદર તરીકેજ ગણાવા લાગ્યું, અને ગુજરાત અને કાઠિયાવાડના ગામો જોડેજ દરિયાઇ તેમજ જમીનને માર્ગે વ્હેપાર કરતું હતું. વ્હેપારમાં જે કંઇ રહ્યું હતું તે રેલ્વે થવાથી બધી દિશામાં ફેલાઇ જવા માંડ્યું અને હાલમાં ખંભાતનો મુખ્ય વ્હેપાર, શેતરંજી, સાડીઓ, ધોતીયાં, અને Cornelian તથા Agate જાતના અકીક ઉપર છે. ઇશ્વરની ગતિ અકળિત છે. કારણ જે રેલ્વેના થવાથી એક સમયે વ્હેપારને નુકશાન થયું હતું તેજ રેલ્વે ખંભાતની ચઢતી કરવામાં મદદ કરતી જણાય છે, અને વિજ્ઞાન અને કળા જો બરાબર રીતે વપરાશે તો સમુદ્ર રસ્તે નડનારી હરકતો પણ દૂર થઇ જઇ ખંભાત પાછું હિંદુસ્થાનનું એક મહત્વનું બંદર થશે, કારણ વિપર્યયના કાયદા પ્રમાણે પડતી આવેલી વસ્તુની પણ પાછી કોઇક સમયે ચઢતી થવા માંડે છે. તે આધારે ખંભાતનું ભવિષ્ય પણ આશાપૂર્ણ છે. અલબત ત્હેને હજી સમય લાગશે.

## અકીકના પથરા–તેની ખાણો આગળ કામકાજ.

આમ ત્હેનો પ્રાચિન ઇતિહાસ જોઇ ગયા પછી હવે ખંભાતમાં અસલથી થતા હુન્નર વિશેની સ્થિતિ જોઇએ. હિંદુસ્થાનની આ બાજુએ તો પથરાની કારીગરીમાં ખંભાત એકલુંજ પ્રખ્યાત છે. હવે, તે પથરાઓ ક્યાંથી આવે છે, ત્હેના ઉપર શા શા સંસ્કાર થાય છે, ત્હેની શી વસ્તુઓ બને છે, અને તે ક્યાં જાય છે તે જોઇએ.

ખંભાતનો પથરો એ શબ્દ ખંભાતમાં આવતા વિવિધ જાતના પથરાની બનતી વસ્તુઓ સુચવે છે. ખંભાત રાજ્યની જમીનમાંથી નીકળતો પથ્થર એમ હેનો અર્થ નથી. બધા પથરાઓ ખંભાતની બ્હારથીજ આવે છે. મુખ્ય કરીને રાજપીપળા સંસ્થાન, મોરબી સંસ્થાનના ગામો, અમદાવાદ પાસે આવેલું રાણપુર, ખેડામાં આવેલું કપડવંજ, સુરત જીલ્લામાં આવેલું તડકેશ્વર, ખાનદેશમાંનું ચાલીસગાંવ, તથા સારંગપુર* વગેરે સ્થળોથી આ પથરા આવે છે.

આ બધા પથરાઓમાં મુખ્ય અકીક ( Agate ) છે. હેના માંસના રંગ ઉપરથી હેને Cornelien કહે છે. તે અસલ સ્થિતિમાં તો રંગે કંઇક પીળો, કંઇક આછો કાથીયા જેવો હોય છે, અને હેને ધાર કહેવાય છે. હેના ઉપર બધા સંસ્કાર થયા પછી હેને અકીક કહે છે. Agate ઘણા રંગના તથા ઘણા આકારના હોય છે. આના શીવાય બીજા ઘણી જાતના પથરા, ખંભાતમાં કોતર કામ વગેરે કારીગીરી કરાવવા માટે આણવામાં આવે છે.

Agate ની જાતનો પથ્થર મુખ્યત્વે રાજપીપળા સંસ્થાનમાંથી આવે છે. ત્યાં રેતીના પથરાવાળી ( Sand stone ) ટેકરીઓમાંથી તે નીકળે છે. જમીનમાંથી હેને ખોદી કહાડે છે. ખાણ આગળ કામ ઘણીજ અકેળવાયલી રીતે ચાલે છે. Cornelian માટીમાં પડેલા આ પથરા જડે છે. અને તે ઉપર લાલ અને પીળા રંગનાં પટ તથા Fuller's earth નામની માટીનાં પડ બાઝેલાં હોય છે. ખાણો ખોદવામાં સાદામાં સાદાં હથિયારો વપરાય છે. ન્હાની કોદાળી, થોડીક ટોપલીઓ, દોરડું અને એક ચોકઠામાં જડેલી ગરગડી ફક્ત આટલાંજ સાધનો ખાણમાં કામ કરનારા ઉપયોગમાં લે છે. દિવસના ૮ થી ૧૦ કલાક સુધી બે માણસો કામ કરે તો એક દિવસમાં ૧૦ થી ૪૦ પૌંડ જેટલા પથરા ખોદી કહાડી શકાય છે એમ અડસટ્ટો કરવામાં આવ્યો છે. આ ખાણો ખોદી પથરા કહાડી જવાનો હક રાજપીપળા સંસ્થાન તરફથી હરરાજ થાય છે અને વડોદરા તથા ખંભાતના વ્હેપારીઓ તે કોન્ટ્રેક્ટ લઇ જાય છે.

## પત્થર કાઢીને તેને તપાવવાની પડતી જરૂર—રંગમાં થતા ફેરફાર !

ખાણમાંથી કહાડયા પછી, પથરાઓ જુદી જુદી જાતના હોવાથી હેને ચાળવા પડે છે. કારણ હેમાંના કેટલાકને તડકે તેમજ દેવતા આગળ તપાવવા પડે છે તેથી જેમને એવી રીતે તપવવાના હોય હેવા તથા ન તપવવાના હોય તેવા, એમ બે વર્ગ કરી જુદા પાડવામાં આવે છે. તપાવવાનો હેતુ પથરાના રંગ વધારે ખુલતા કરવાનો તથા કેટલાકનો રંગ બદલવાનો હોય છે. કારણ ઘણીવાર એકજ પથરામાં જાત જાતના રંગ હોય છે. તડકે તેમજ દેવતા આગળ તપવવાથી રંગ ખુલતા થાય છે, કેટલાક રંગ ઘેરા થાય છે, અને કેટલાક બદલાઇ જાય છે. પ્રકૃતિની સહાયથીજ રંગોમાં થતા આ ફેરફાર જોવાનું ઘણું સુન્દર લાગે છે. પણ વૈજ્ઞાનિક બુદ્ધિથી આ ઉદ્યોગને હજી ઘણો ખીલવી શકાય અને ભવિષ્યમાં બોઝ જેવો કોઇ વિદ્વાન શાસ્ત્રી રંગના આંતર ભાગમાં ફેરફાર કરનાર ગતિ શોધી કહાડી વિજ્ઞાન રસિક જનોને સમસ્ત સૃષ્ટિની રચનાને દોરનાર બુધ્ધિ ચાતુર્યના આશ્ચર્યકારક નિયમો સમઝાવશે એમ આશા રાખીએ છીએ. પણ ત્યારની વાત ત્યારે. હાલતો કેવી કેવી જાતના પથરાઓને

* અહીં આપ્યું છે તે નિબંધમાં કહેલું નથી તેમજ ભાષાન્તર કર્તાને પણ ખબર નથી.
ભાષાંતર કર્તા.

તડકે તપાવવાની જરૂર નથી હોતી તે ગણાવીયે (૧) મોરા અથવા બાવો ઘોરી અને ગોમેદ કહેવાય છે. (૨) ચશમા દહેર ડોળા, અથવા બિલાડીની આંખ. (૩) શેરી અથવા લસણીયા નામનો પીળો અર્ધો પારદર્શક પથરો. બાવા ઘોરી બે જાતનો હોય છે. એક જાત રાખ રંગી અને માંહિ કાળી લીટીવાળો. બીજી જાત કાળી અને ત્હેમાં ધોળી લીટીયો વાળો.

તડકે અથવા દેવતા આગળ તપાવવાનો સંસ્કાર નીચે પ્રમાણે કરવામાં આવે છે. પ્હેલાં બધા પથરાઓને માર્ચ તથા એપ્રીલ માસમાં તદન ઉઘાડામાં તડકે તપવા દેવામાં આવે છે. પછી મે માસમાં નીચે કાણા પાડેલા માટલામાં ભરી બે ફુટ ઉંડા ખાડામાં ઉંધા માટલાં મુકવામાં આવે છે અને તેની ચારે તરફ છાણા વગેરે સળગાવી તાપ કરે છે. આવી રીતે આખી રાત ત્હેને રાખી સ્હવારમાં માટલામાંથી પથરા કાઢી, યથાઇતિ તપાસાય છે. સારા સારા પથરા કોથળામાં ભરી કારીગરને ત્યાં મોકલવામાં આવે છે. રંગમાં નીચે મુજબ ફેરફાર થતા જોયામાં આવ્યા છે. કાથીયા પથરામાં આછો રંગ હોય છે તે ધોળો થઇ જાય છે, ઘેરા રંગના ભાગ કંઇક લાલાશ પડતા થાય છે, પીળામાં અકઇના રંગના ગુલાબી થાય છે, નારંગી રંગના લાલ થાય છે, આછા પીળા રંગના કંઇક ગુલાબી તો કાંઇક જાંબુડા થાય છે. કાથીયા અને પીળા રંગના મીશ્રણવાળા પથરા ઉપર લાલ અને સફેદ પટાઓ દેખાય છે.

Cornelians ની જાતના સારામાં સારી જાતના પથરનો રંગ આછો લાલ તથા લોહીન રંગ જેવો લાલ હોય છે. ઘેરા લાલ રંગના, તયડ વગરના, અંદર રેખા વગરના, તથા તદન ચોખ્ખા હોય છે. પછી તેવા પથરા ઘણા સારા ગણાય. બીજે નંબરે પીળા અને બીજા રંગના ગણાય છે; ધોળા ઘણુ જવલેજ મળે છે.

### જુદા જુદા સ્થળોના પત્થરની જાતો.

રાજપીપળા સંસ્થાનમાં રતનપુર ગામ આગળથી નીકળતા આ પથરા શિવાય બીજી ચાર જાતના હોય છે. (૧) સાધારણ અકીક Agate. (૨) લીલ (૩) કપડ-વંજનો અકીક (૪) અંદર રેખાવાળો પથરો. પ્હેલી જાતની ગ્રાહી બે જાત હોય છે. ચશ્માદાર અથવા ડોળા અને જામો ડોળા જાતનો પથ્થર ધોળો ને અર્ધ પારદર્શક હોય છે, ને જામો દુધીઆ રંગનો અને રેખા વાળો હોય છે. આમ થોડોક ફેર હોય છે પણ સાધારણ રીતે ત્હેનો રંગ રાખ જેવો તથા કંઇક ધોળો એમ હોય છે. આ જાતનો પથ્થર કાઠિયા-વાડમાં આવેલા મોરબી રાજ્યના મેહિદપુર ગામ પાસે જડે છે. આનાં મ્હોટાં પાંચથી તે સાઠ પૌંડના વજન સુધીનાં ગરણાંના ગચ્ચાં જડે છે. આથી મ્હોટા હોય છે તે તવડવાળા હોય છે પણ ન્હાના હોય છે તે શુદ્ધ હોય છે. આ જાતનો પથ્થર ઘણો સખત પણ સહેલાઇથી છુટે ત્હેવો, વજનમાં ભારે, તથા ત્હેના ઉપર ઘણુંજ સરસ પૉલિશ થાય ત્હેવો હોય છે.

બીજી જાતના પથ્થરને સુવાભાઇ કહે છે. આ "સ્વાભાવિક" શબ્દનો અપભ્રંશ લાગે છે. આ જાતનો પથ્થર સ્ફટિક ધોળો હોઇ તે ઉપર સ્વાભાવિક રીતનીજ જાણે લીલ બાઝી હોય ત્હેના દેખાવનો હોય છે. તેથી સ્વાભાવિક શબ્દ માટે ઉપરનું અનુમાન થાય છે. આ પથ્થર મોરબી રાજ્યમાં આવેલા ટંકારા પાસેના બદ કોટરા ગામ આગળ જડે છે.

જમીનની સપાટીએ બે ફુટ ઉંડાઇએ આ પથ્થરનાં મ્હોટાં પડનાં પડ નીકળે છે. તે તરડાયલા હોય છે. આ જાતના પથરાનો કકડાનું વજન અડધા પૌંડથી તે ચાલીસ પૌંડ સુધીનું હોય છે. આના ઉપર પણ પોલીશ બહુ સારું થઇ શકે છે.

ત્રીજી જાત ખેડા જીલ્લામાં કપડવંજ ગામ પાસેથી માજમ નદીના પટમાંથી જડે છે. આ પથ્થરની આકૃતિ ગોળ દડા જેવી અથવા તો નારંગી જેવી હોય છે. હેનું વજન અડધા પૌંડથી તે દસ પૌંડ સુધીનું હોય છે. ભીલ લોકો તે વીણી વ્હેપારીઓને વેચે છે. આ જાત્યના પથ્થરમાં સ્વાભાવિક રીતેજ સૃષ્ટિ સૌન્દર્યનાં ચિત્રો જાણે ન છાપ્યાં હોય હેવો દેખાવ જણાય છે. આ પથરા ઉપર પણ પોલીસ ઘણું સારું થાય છે. વ્હેપારીઓ આની ત્રણ જાતો પાડે છે. ( ૧ ) ખારીયું. ( ૨ ) આગીયું ( ૩ ) રતાદિયું. છેલ્લી જાતનાં રેખાવાળો હોય છે અને ખંભાતના પથરાઓ ખાસ કિંમતી ગણાય છે. હેને દોરાદાર પણ કહે છે કારણ કે તેમાં રેખાઓ હોય છે અને તે હેની ખાસીયત ગણાય છે. આ પથ્થર અમદાવાદ પાસેના રાણપુર ગામ આગળ જડે છે. ત્હાં ન્હાના ન્હાના પથરાઓની પેડે પડેલો જડે છે. હેનું વજન અડધા પૌંડથી વધારે હોતું નથી. આમાં બે જાત હોય છે (૧ ) કાળો અને ધોળી રેખાવાળો (૨ ) ધોળો અને મહિં કાળી રેખાવાળો. ( અપૂર્ણ ).

---

# રાણી હાડીજી યાને જોધપુરનું રમણીરત્ન.

( લખનારઃ—રા. નંદલાલ મુળજી ભુતા. )

જોધપુરનો રાજા ગજસિંહ જ્યારે મરણ પામ્યો ત્યારે તેની પછી જોધપુરની ગાદી તેના પુત્ર યશવંતસિંહના હાથમાં આવી. આ વખતે તેની ઉમર આઠ વરસની હતી; રાજા ગજસિંહ દીલ્હીના પાદશાહ શાહજાહાંનો મિત્ર હતો તેથી યશવંતસિંહની નાની વય દરમ્યાન તેના રાજ્યના કારભાર તરફ પાદશાહ વધારે ધ્યાન રાખતો. થોડાં વર્ષ વીત્યા બાદ દક્ષિણના ગોવળકોંડામાં જ્યારે બંડ ઉઠયું ત્યારે પાદશાહે રાવ યશવંતસિંહને પોતાના પુત્ર ઔરંગઝેબ સાથે ગોવળકોંડા જીતવા મોકલ્યો કે જ્યાં તેણે સારું શૌર્ય દેખાડયું.

દીલ્હીના બાદશાહ શાહજહાંને ચાર પુત્રો હતા. તે દરેકને મોટા મોટા પ્રાન્તોના સુબેદાર નીમવામાં આવ્યા હતા. સંવત ૧૭૧૪ માં શાહજાહાં જ્યારે માંદો પડયો, ત્યારે દીલ્હીની ગાદી પચાવી પડવાનો વિચાર તેના ચારે પુત્રોને સુઝયો ! આથી ઔરંગઝેબે પોતાથી બનતું લશ્કર એકઠું કર્યું. ઔરંગઝેબ લુચ્ચો અને કપટી હોવાથી પોતાના નાનાભાઇ મુરાદને ભોળવીને દીલ્હીની ગાદી પોતાને જોઇતી નથી; વિગેરે બોલી તેને પોતાના પક્ષમાં લીધો; ને દીલ્હી તરફ કુચ કરવા નીકળ્યો. દીલ્હીની ગાદીનો ખરો હકદાર દારા હતો. કારણકે શાહજહાંનો તે સૌથી મોટો પુત્ર હતો. ઉપરાંત શાહજહાંની તેના ઉપર પ્રીતિ પણ વધારે હતી તેથી તેનો વિચાર દારાને ગાદી આપવાનો હતો; રાજા યશવંતસિંહ મોગલ શહેનશાહનો મિત્ર હોવાથી તેની મરજી પણ દારાને ગાદી આપવાની હતી. તેથી તેણે દારાનો પક્ષ લીધો ને પોતે પચીસ હજાર બાહ-

શાહી સેના તથા વીસ હજારની રજપુત સેના લઇને દારા સાથે ઔરંગઝેબને ભેટવાને નીકળી પડ્યો, ને ઔરંગઝેબને બિલોચપુર પાસે મળ્યો. રાજા યશવંતસિંહ આ લડાઇમાં હારશે—એવી જરા પણ શંકા નહોતી પણ આ વખતે રાજા યશવંતસિંહે ઔરંગઝેબ તથા મુરાદને ભેગા થવા દીધા એ મોટી ભૂલ કરી હતી. ઔરંગઝેબ ત્યાં સુધી મુરાદ તેને આવી મળ્યો નહિ ત્યાં સુધી શાંત બેઠો રહ્યો ને રાજા યશવંતસિંહ તરફની બાદશાહી સેનાને ફોડવાને પ્રયત્ન કરતો રહ્યો. તેણે મુરાદ આવી પહોંચ્યો તેટલા વખતમાં બાદશાહી સૈન્યને ફોડીને પોતાના પક્ષમાં લીધું. બીલોચપુર પાસે ભારે સંગ્રામ થયો, બન્ને લશ્કરો ઘણી શુરવીરતાથી લડ્યાં પણ મુસલમાન સેનાની સંખ્યા ઘણીજ મોટી હોવાથી રજપુતો વધારે વખત સુધી તેઓની સામે ટક્કર ઝીલી શક્યા નહિ. આ લડાઇમાં દશ હજારનું મુસલમાન સૈન્ય નાશ પામ્યું ને પંદર હજાર રજપુતો રણમાં પડ્યા. આથી રાજા યશવંતસિંહને લાગ્યું કે હવે તે ઔરંગઝેબ સાથે વધારે વખત ટકી શકે તેમ નથી; તેથી બીજે દિવસે સવારમાં બાકી રહેલાં માણસોને લઇને જોધપુર તરફ રવાના થયો, ઔરંગઝેબે રાજા યશવંતસિંહની જરા પણ છેડ કરી નહિ. કારણકે તેણે આગલે દિવસેજ લડાઇમાં રજપુતોની શુરવીરતાનો સ્વાદ ચાખ્યો હતો.

રાજા યશવંતસિંહની ગેરહાજરીમાં જોધપુરના રાજ્યનો સઘળો વહીવટ તેની રાણી હાડીજી ચલાવતી હતી. રાણી હાડીજી મેવાડના રાણાની પુત્રી થતી હતી. તે મેવાડના રાણાની પુત્રી હોવાથી તેનામાં શુદ્ધ રજપુત લોહી વહેતું હતું; અને ઘણી કાબેલ હોવાથી રાજ્યકારભાર ચલાવવામાં કુશળ હતી.

રાજા યશવંતસિંહ જેમ જેમ જોધપુર નજદીક આવવા લાગ્યો તેમ તેમ તેના મનમાં હજારો વિચાર ઉત્પન્ન થવા લાગ્યા; ને પોતે રણક્ષેત્રમાંથી પાછો હઠી આવેલો હોવાથી શરમ લાગવા માંડી. રાણી હાડીજીએ જ્યારે જાણ્યું કે પોતાનો ધણી રણસંગ્રામમાંથી પાછો હઠેલો છે ત્યારે તેણે દ્વારપાળને કીલ્લાના દરવાજા બંધ કરવાનો હુકમ મોકલ્યો ને રાજા યશવંતસિંહને નગરમાં પેસવા દેવાની મનાઇ કરી. વળી રાણીને રાજા યશવંતસિંહના આ કૃત્યથી બહુજ લાગી આવ્યું ને રાજાને કહેણ મોકલ્યું 'લડાઇમાંથી નાશી આવેલા પતિને હું મારૂં મુખ દેખાડવા ઇચ્છતી નથી.' વળી તેને ક્રોધ ચડ્યો ને બોલી ઉઠી કે "રાજા યશવંતસિંહ મારો પતિ ન હોય! મેવાડ રાણાનો જમાઇ તે વળી આવો કમતાકાત છે! એ વાત ખરી ન હોય! તેણે વળી યુદ્ધમાં "જય નહિતર મરણ" એ બે માર્ગ શિવાય ત્રીજાનો અંગીકાર કેમ કર્યો?"

થોડા વખત પછી તેની વૃત્તિ બદલાઇ અને તેણે સતી થવાનો નિશ્ચય કરી ચિતા ખડકવાનો હુકમ કર્યો. પાછો કંઇક વિચાર તેના મગજમાં આવતાં બેશુદ્ધ થઇ જમીન ઉપર પડી. જ્યારે પાછી તે શુદ્ધિમાં આવી ત્યારે તેની મુદ્રા બદલાઇને ક્રોધાવેશમાં આવીને રાજા યશવંતસિંહ તરફ ઘણા કઠોર શબ્દો વાપર્યા. આવી તેની સ્થિતિ આઠ દિવસ સુધી ચાલી. ને તેણે નિશ્ચય કર્યો કે હવે પતિને મુખ દેખાડવુંજ નહિ; પણ જ્યારે આખરે તેની માએ તેને ઘણી સમજાવી, જુદી જુદી જાતની આશાઓ દેખાડી, ને કેટલાક પ્રયત્નો કર્યા ત્યારે તેના મનનું સમાધાન થયું.

આઠ દિવસ પછી રાણીનો ક્રોધ કમી થયો. કિલ્લાના દરવાજા ઉઘાડ્યા. રાજા યશવંતસિંહે શહેરમાં પ્રવેશ કર્યો. તેને પોતાની વીરપત્નીના આવા આચરણથી જરા પણ ક્રોધ ઉત્પન્ન થયો નહિ. ને પોતાની પત્ની આવી શુરવીર છે જાણી તેને ઘણો આનંદ થયો. પોતાના ધણીની જે ભૂલ થાય તે ભૂલને માટે તેની તરફ તે બાબતમાં તિરસ્કાર દેખાડવાવાળી પત્ની પોતાને મળી છે તેમ જાણી તેનું હૈયું હોંશથી ઉભરાઇ આવ્યું.

રાણીનું મન જેટલું તેજસ્વી હતું તેટલુંજ પતિ–પ્રેમ પૂર્ણ પણ હતું. રાજા યશવંતસિંહને ઘા લાગ્યા હતા તેના ઉપાયો તેણે જલદીથી યોજ્યા અને તેની બરદાસ્ત જાતે કરવા લાગી,

આ તરફ ઔરંગઝેબે દિલ્હી આવી પોતાના પિતા શાહેનશાહ શાહજહાંને પકડી કેદમાં નાંખી દીલ્હીની ગાદી પોતાને સ્વાધીન કરી. આ વખતમાં જયપુરના મીરઝારાજા જયસિંહ સાથે તેને મિત્રાચારી હતી. તેણે બિલોચપુરના યુદ્ધમાં રાજા યશવંતસિંહની બહાદુરી જોઇ હતી, તેથી તેને તેની સાથે દુશ્મનાઇ

રાખવાનું ઠીક લાગ્યું નહિ. કારણ કે તેને તેના ભાઈ સુજા સાથે લડાઇ થવાની હતી. તેથી કરીને તેણે રાજા જયસિંહ મારફને યશવંતસિંહ સાથે મિત્રાચારી કરવાનું કહેણ કહેવરાવ્યું. ને રાજા યશવંતસિંહે તેના કહેણનો અંગીકાર કર્યો. ને બન્ને વચ્ચે મિત્રાચારી થઈ.

આ તરફ સુજા પોતાનું લશ્કર લઈને દીલ્હી તરફ નીકળ્યો હતો. ને ઔરંગઝેબે આ લડાઇમાં રાજા યશવંતસિંહની મદદ માગી. રાજા યશવંતસિંહ તથા ઔરંગઝેબ લશ્કરો લઇને સુજાની સામા નીકલ્યા. ને બન્ને લશ્કરોનો ભેટો અલાહબાદ સામે ખજવાગામ નજદીક થયો.

લડાઇની શરૂઆતમાં રાજા યશવંતસિંહ ઔરંગઝેબના પક્ષમાં રહ્યા પણ લડાઇનો રંગ જામવા માંડ્યો કે તે ઔરંગઝેબની સમોવડીઓ થઇને ઉભો રહ્યો ને તેના લશ્કર ઉપર પાછલથી મારો ચલાવ્યો. ને તેણે છાવણી લુંટી ને ખુદ ઔરંગઝેબનો તંબુ જે કીમતી હતો તે ત્યાંથી ઉખેડી પોતાની સાથે લઇને જોધપુર તરફ રવાના થયો.

આ તરફ ઔરંગઝેબ સુજાને હરાવીને પોતે પાછો દીલ્હી તરફ રવાના થયો. ઔરંગઝેબને રાજા યશવંતસિંહના આ છુપા કૃત્યથી બહુજ લાગ્યું, ને તેનું વેર લેવાની યુક્તિ શોધવા લાગ્યો. પછી તેણે રાજા યશવંતસિંહને કહેણ મોકલ્યું કે તમોએ જે કૃત્ય કર્યું છે તેને માટે તમોને માફી બક્ષવામાં આવે છે. ને તમોને ગુજરાતની સુબેદારી બક્ષવાની મારી મરજી છે. પણ એવી સરતથી કે અમારા ભાઇઓમાં દીલ્હીની ગાદીની બાબત જે તકરાર ચાલે છે તે વચ્ચે તમારે પડવું નહિ. રાજા યશવંતસિંહે આ લાલચથી લોભાઇને તેની માગણીનો સ્વીકાર કર્યો.

ઔરંગઝેબે રાજા યશવંતસિંહને ગુજરાતની જે સુબેદારી આપી હતી તે ફક્ત તેનું કાસળ કાઢવા માટેજ આપી હતી. સંવત ૧૬૭૩ માં અફગાનીસ્તાનમાં બખેડા ઉઠયા ને તે શાંત કરવા તરફ ઔરંગઝેબનું મન ખેંચાયું, ને રાજા યશવંતસિંહ તરફનું વેર વાળવાનો આ લાગ છે તેમ તેણે ધાર્યું ને આથી તેણે અફગાનીસ્તાન તરફ એક લશ્કર મોકલ્યું ને તેની સુબેદારી રાજા યશવંતસિંહને આપી.

રાજા યશવંતસિંહે પોતાની આ ગેરહાજરી દરમીયાન તેના રાજ્યની સઘળી વ્યવસ્થા પોતાના વડીલપુત્ર પૃથ્વીસિંહને સોંપી હતી. ને પોતે પોતાની સાથે રાણીને તથા પોતાના બે પુત્રોને આ લડાઇમાં સાથે લીધા હતા. થોડા દિવસ વિત્યા પછી ઔરંગઝેબે પૃથ્વીસિંહને દીલ્હી બોલાવ્યો, ને તે જ્યારે દીલ્હી આવ્યો ત્યારે તેનો તેણે ઘણો આદરસત્કાર કર્યો ને રાજા રાણીના કુશળ સમાચાર પુછ્યા.

ઔરંગઝેબે આ પાટવી કુંવરનો જે આદરસત્કાર કર્યો હતો તે ફક્ત ઉપરટપકેથીજ કર્યો હતો. ને તે રાજા યશવંતસિંહ તરફનું વેર જરા પણ ભુલી ગયો હતો નહિ. થોડા દિવસ પછી આ પાટવીકુંવર પાછો દરબારમાં આવ્યો ત્યારે ઔરંગઝેબે કળા વાપરી તેના બન્ને હાથો બાંધ્યા, ને બોલ્યો કે હે રાઠોડ ! તારા બાપના બાહુમાં જેટલી શક્તિ છે તેટલી શક્તિ તારામાં છે ને તારી માનો સ્વભાવ જેટલો તેજસ્વી છે તેટલો તેજસ્વી સ્વભાવ તારો છે એમ મેં સાંભળ્યું છે તે બોલ હવે તું શું કરી શકે તેમ છે ?

પૃથ્વીસિંહ બોલ્યો, ખુદા ! શહેનશાહને સલામત રાખે ! સરકાર જે માણસનો એક હાથ પકડે તો તે માણસની ઇચ્છા પરિપુર્ણ થઇ શકે છે તો આપ કૃપાળુએ તો મારા બંને હાથ પકડયા છે તો મને તો એમ લાગે છે કે હું આખા જગતને પણ જીતી શકીશ.

પૃથ્વીસિંહના આ શબ્દો સાંભળી ઔરંગઝેબ બોલ્યો કે આ તો બીજો યશવંતસિંહ છે ને પોતે આથી ઘણો ખુશી થયો છે એમ દેખાડયું. પછી તેણે એક મુલ્યવાન પોશાક મંગાવ્યો ને પૃથ્વીસિંહને અર્પણ કર્યો. પૃથ્વીસિંહે આનો માન સાથે સ્વીકાર કર્યો ને પોતે પહેરીને પોતાની છાવણી તરફ રવાને થયો. હજી તે પોતાની છાવણીમાં આવી પહોંચ્યો નહિ હતો. ત્યાં તો તેના શરીરમાં દાહ થવા લાગ્યો, ને છાવણીમાં પહોંચતાં થોડા વારમાં તરફડીને મરણને શરણ થયો. આ પોશાકમાં ઔરંગઝેબે ઝેર નાંખ્યું હતું એવું તેના જાણવામાં પાછળથી આવ્યું હતું.

પૃથ્વીસિંહના મરણના સમાચાર, ઔરંગઝેબે રાજા યશવંતસિંહને તથા રાણીને એક ખાસ જાસુસ મોકલી કહેવરાવ્યા. પોતાની દિલગીરી દેખાડી રાજા તથા રાણીને પોતાના વહાલા પુત્રના એકાએક મરણ થવાના સમાચાર જાણી ઘણો શોક ઉત્પન્ન થયો. વળી પોતાની સાથે લઇ ગયેલ બે બીજા નાના પુત્રો બીમાર પડ્યા ને તે પણ મરણને શરણ થયા.

વળી વિધાતાએ તેને માથે વધારે સંકટ નાંખવાનું બાકી રાખ્યું હતું. ઔરંગઝેબ પોતાનું દુષ્ટ કૃત્ય એટલેથીજ કરીને બેસી રહ્યો નહિ પણ કોઇ દુષ્ટ માણસ મારફતે રાજા યશવંતસિંહનાં પ્રાણ લેવરાવવાનો નિશ્ચય કર્યો ને તેણે રાજા યશવંતસિંહને ઝેરનો ઉપયોગ કર્યા સિવાય બીજી રીતે પ્રાણ લેવા કઠિણ લાગ્યા ને તેથી તેણે એક દુષ્ટ માણસને રાજા યશવંતસિંહને પણ ઝેર દેવરાવ્યું. રાજા યશવંતસિંહનું મગજ આથી ભ્રમિત થયું ને થોડાક કલાકમાં મરણને શરણ તેને પણ થવું પડ્યું. રાણી હાડીરાની આ વખતે કેવી સ્થિતિ ઉભી થઇ હશે? પોતાના વહાલા પતિને તથા ત્રણે પુત્રોના એકી સાથે થયેલ મરણથી-વળી મરણ પણ કપટથી ને નહિ કે રણસંગ્રામમાં-તેના મનને કેટલો આઘાત લાગ્યો હશે?

આ વખતે રાણીએ પોતાના પતિના શબ સાથે બળી મરવાનો નિશ્ચય કર્યો. આ વખતે રાણી સગર્ભા હતી ને પ્રસવ થવાને થોડાક દિવસની વાર હતી તેથી તેની સાથેના કેટલાક નિમકહલાલ નોકરોએ તેને સમજાવીને સતી થતી અટકાવી.

થોડાક દિવસ વીત્યા બાદ રાણીએ પુત્રને જન્મ આપ્યો. ને તેનું નામ અજીતસિંહ રાખવામાં આવ્યું.

રાણી જ્યારે મુસાફરીએ નીકળી શકે તેવી થઇ ત્યારે બાળક અજીતસિંહ તથા બાકી રહેલા રજપુત સૈન્યને લઇને પોતે અફગાનીસ્તાનમાંથી દીલ્હી તરફ આવવાને રવાને થઇ. તેઓ જ્યારે દીલ્હી આવી પહોંચ્યા ત્યારે ઔરંગઝેબને પોતાની દુઃખદાયક વાત કહેવરાવીને થોડાક દિવસ દીલ્હીમાં રહીને જોધપુર તરફ રવાને થવાનું નક્કી કર્યું. જ્યારે ઔરંગઝેબને આ વાતની ખબર પડી ત્યારે તેણે રાણીને કહેવરાવ્યું કે અજીતસિંહને દીલ્હીમાં રાખવા જોઇએ અને હું તેની સંભાળ રાખીશ. પણ રાણીએ આ વિરોની ચોખ્ખી ના પાડી, કારણ કે તે સારી રીતે સમજતી હતી કે જો અજીતસિંહને દીલ્હીમાં મુકીને જવું તે મોતના પંજામાં મુકવા સમાન હતું. જ્યારે રાણીએ કુંવરને સોંપવાની ના કહેવરાવી ત્યારે ઔરંગઝેબે રાણીના કેટલાક રજપુતોને સમજાવ્યા ને મુલક આપવાની લાલચ દેખાડી. પણ કોઈ પણ રજપુત જરા પણ ડગ્યો નહિ. ને પોતાના પ્રાણ જાય તોપણ કુંવરથી જરા પણ વીખુટા પડીશું નહિ તેવો ઉત્તર આપ્યો, ને દીલ્હીથી જોધપુર જવા નીકળવાની તૈયારી કરવા માંડી ને કુંવરને દીલ્હીના દરવાજાની બહાર સહીસલામત કેવી રીતે લઈ જવો તેના વિચારમાં પડ્યા.

રાણી પણ આ વિચારમાં ગુંથાઈ હતી. તેણે રજપુતોને કહ્યું કે જે થવાનું હોય તે થવા દો ને તેમાં મારે તમારી સાથે જે સોસવું પડશે તે હું સોસવાને ઘણી ખુશી છું. વળી કુંવરને દીલ્હી બહાર સહીસલામત લઇ જવાનું પોતાને માથે લેવાનું ઠરાવ્યું.

બીજે દિવસે સવારે રાણીએ એક મીઠાઈના ટોપલામાં બાળક અજીતસિંહને સુવાડી ને તે ટોપલો એક મુસલમાન કે જે રાણીનો નીમકહલાલ નોકર હતો તેને આપ્યો ને કીલ્લા બહાર અમુક જગાએ લઇ જવાનું કહ્યું. આ મુસલમાને કુંવરને સહીસલામત લઇ જવાનું માથે લીધું ને કુરાનના સોગન ઉપર બોલ્યો કે શાહને જરા પણ વહેમ પડવા દઇશ નહિ.

મુસલમાન જેવો શહેરની બહાર સહીસલામત લઇ પહોંચ્યો તે દરમીઆન કામ હવે કેવી રીતે લેવું તેના વિચાર કરવા રાઠોડ રજપુતો એકઠા મળ્યા. પોતાનાં બૈરાં છોકરાંઓને મુકી છૂટા નીકળવું તે તેઓને ઠીક લાગ્યું નહિ કારણ કે જો દુશ્મનોના હાથમાં તેનાં બૈરાં છોકરાઓ જાય તો પોતાનું કુળ કલંકિત થાય તેથી તેઓએ એવો નિશ્ચય કર્યો કે બૈરાં છોકરાંઓને ઓરડામાં પુરીને તેને આગ લગાડી ને પછી કેસરીયાં કરીને મેદાનમાં પડવું. રાણી સિવાય સઘળાં બૈરાં છોકરાંઓને ઓરડામાં

પૂરી આગ લગાડીને હથીયાર લઈ સઘળા રજપુતો બહાર નીકળી પડયા. રાણી હાડીજી હાથમાં નગ્ન તરવાર લઈને સૌથી મોખરે નીકળી. આ વખતે મુગલ સૈન્ય તૈયારજ હતું. બન્ને વચ્ચે ભારે સંગ્રામ થયો. રજપુત લોકોએ આ વખતે જે શુરવીરતા દાખવી છે તે વર્ણવવી ખરેખર મુશ્કેલ છે. દરેક રજપુત સિપાઇએ આ વખતે યોદ્ધાની દરેક ગરજ સારી હતી

મુગલ લોકોની પુષ્કલ કતલ કરી રાણી હાડીજી ફોજોની બહાર બાકી રહેલ લોકોને લઇને નીકળી આવી. ને જે મુસલમાનને બાલક સોંપવામાં આવ્યો હતો તેને જઇને મળી. પછી બાલકને લઇ રસ્તામાં કંઇ પણ બોલ્યા સિવાય સિરાય પાધરી મેવાડ જઇને પહોંચી ને પોતાના ભાઇના ખોળામાં બાલકને મુકયો ને કહ્યું કે આ બાલક જ્યાં સુધી ઉમર લાયક થાય ત્યાં સુધી તમો સંભાળજો. રાણીએ બાલક અજીતસિંહને કેટલાક રજપુત સાથે આબુના પહાડ ઉપર મોકલી આપ્યો ને તેની વ્યવસ્થા એક સાધુ મારફતે કરાવી.

પછી રાણી જોધપુર ગઇ ને પોતાના રાજ્યનો વહીવટ હાથમાં લીધો. બાલક અજીતસિંહ જ્યાં સુધી મોટો થયો ત્યાં સુધી તેણે રાજ્યવહીવટ ચલાવ્યો હતો. તેને તે દરમીયાન ઔરંગઝેબ તરફથી ઘણાં કાવતરાં સામા ટક્કર લેવી પડી હતી. તેણે પોતાનો વહીવટ એવી કુશલતાથી ચલાવ્યો હતો કે રાજા યશવંતસિંહની જરા પણ ખોટ જણાવા દીધી હતી નહિ. ને દિન પ્રતિદિન રાજ્યની આબાદી વધતી હતી ને છેવટે રાજ્યની પુષ્કલ જાહોજલાલી રાજા અજીતસિંહને સોંપી પોતે સ્વર્ગે સીધાવી.

---

## પૂર્વ આફ્રીકાનો પ્રવાસ-જંગબાર તથા જર્મન આફ્રીકા-૩

લખનારઃ—સૌ. ઇચ્છાદેવી મહારાણીશંકર શર્મા-જંગબાર.

જંગબાર શહેર ભવ્ય છે. મકાનો પણ ઉંચાં અને સુન્દર દેખાય છે. પરંતુ બજારના રસ્તા બહુજ સાંકડા છે. અહિંની આફ્રીકન સ્ત્રીઓનો ડ્રેસ આપણી સ્ત્રીઓને મળતો છે. ઘરેણાં પણ તેવી રીતેજ પ્હેરે છે. નાકમાં જડ પણ પ્હેરે છે. મોમ્બાસાની તેમ ઉપરની સ્ત્રીઓ માથે વાળ કોઇકજ રાખે છે ત્યારે અહિંની તમામ સ્ત્રીઓ વાળ રાખે છે. જંગબારી ટાઇમ વિચિત્ર છે. ઇંગ્રેજી ટાઇમમાં અને જંગબારી ટાઇમમાં ૭ કલાકનો ફરક છે. ટુકામાં વધારો કરવો હોય તો ૭ ઉમેરવા અને ઘટાડો કરવો હોય તો ૭ કાઢી નાખવા. અહિં ઇંગ્રેજી ટાઇમ બહુ થોડે ભાગે વપરાય છે તેમ બોલાય છે. આફ્રિકામાં આવીને ઉષ્ણ ઋતુનો અનુભવ જંગબારજ મળેલો છે.

### ફળો અને ફલદ્રુપતા.

જંગબાર શહેર આફ્રિકાનું કેન્દ્ર છે. બીજા દેશો કરતાં વિશાળ અને ફળદ્રુપ છે. કોઇને અહિં સૂકું ઘાસ જોઇતું હોય તો તે મળતુંજ નથી. અહિં મૂળ પેદાશ લવિંગ અને નાળીએરની છે. બીજી સામાન્ય પેદાશમાં જાયફળ, તેની ઉપર રહેલી જાવંત્રી, મરી, સોપારી, કાજુ, રબ્બર આદિ અનેક ચીજો થાય છે. પરંતુ લવિંગ સૌ કરતાં વિશેષ થાય છે. કહેવાય છે કે

૯૯ ટકા લવિંગ જંગબારમાંજ થાય છે. રસ્તા ઉપર જેમ જુનાગઢ આદિ શહેરોમાં આંબાનાં વૃક્ષો દેખાય છે તેવી રીતે અહિં રસ્તાની બંને બાજુએ પંક્તિબદ્ધ લવિંગનાં વૃક્ષો દ્રષ્ટિગોચર થાય છે. હેમ હેના મધુર પરાગોથી રસ્તાઓ બ્હેકી રહેલા હોય છે. રસ્તાની પ્હોળાઇ સામાન્ય છે પરંતુ બીજા દેશો કરતાં સાધ્ વધારે છે. આંબાંની કીંમત અહિં ગણાતીજ નથી. કેરીઓ કાચી અને પાકી બારે માસ મળ્યાજ કરે છે. એક આંબાનું વૃક્ષ વર્ષમાં બે ત્રણ વખત ફાલ આપે છે. એક શાખામાં મોર હોય છે તો બીજી શાખામાં કુંપળીઓની શરૂઆત થતી જાય છે અને ત્રીજી શાખા ફળથી નમેલી હોય છે. ફળફુલ અનેક જાતનાં અહિં મળ્યા કરે છે. એક ફળ મેં અહિં નવીન પ્રકારનું દીઠું છે જેને ખાવાથી ગુલાબના ફુલ જેવી સુગંધ આવે છે અને ઘણું મિષ્ટ હોય છે, જેને અહિંના લોકો ગુલાબી કહે છે. મુંબાઇમાં થાય છે કે કેમ તે હું નથી જાણતી. જેમ કીકુયુનું બાસનું તળાવ આખા નૈરોબી શહેરને પાણી પુરું પાડે છે તેમ અહિં એક નાની સરખી જગ્યા છે અને જમીનમાંથી પાણી ફુટવા કરે છે. આપણા પગની પેની ડુબે એટલું છીછરું પાણી દેખાય છે. પરંતુ આખા જંગબાર શહેરને તે પાણી પુરું પડે છે. હેને ઘુઘુ એવું નામ આપેલું છે. શહેરથી પાંચ છ માઇલ દુર છે. અમે જોવા માટે ગયાં હતાં. હિન્દુસ્થાનની જેલ કરતાં અહિંની જેલની સ્થિતિ ઠીક છે. જેલની અંદર ત્રણ વિભાગ પાડેલા છે. એક યુરોપિયનો માટે, બીજો હિન્દીઓ માટે, ત્રીજો અહિંના વસ્તા સ્વાહિલીઓ માટે. કેદીને ફરજ્યાત સ્નાન કરાવવામાં આવે છે. કપડાં સ્વચ્છ રખાવે છે. અને એક બીજા કેદીઓ આપસમાં મળી હળી શકે છે. મતલબમાં હવા સારી મળે, કસરત મળે અને ખાવાનું મળે એટલે શરીર અલમસ્ત જેવો થઇ જાય છે. એક બાટલી ચડાવનારને દુઃખ કારણ કે તે ત્યાં નથી મળી શકતી.

## ભાટીયાઓનું ધર્મચુસ્તપણું.

જંગબારનો વ્યાપાર હવે દિવસે દિવસે કમ થતો જાય છે. પૂર્વે આપણા ભાટિયા સેઠો ભૂમિને દમીને ડોકીયાં લઇ શકતા હતા પરંતુ બુદ્ધિના જમાનામાં તેઓનું ટંકુ હવે નથી ચાલી શકતું. અહિં જ્યારે મરહુમ સુલતાન સાહેબ હતા ત્યારે ભાટિયાઓને કહેવામાં આવ્યું કે તમે તમારી સ્ત્રીઓને અહિં બોલાવો. તમને રહેવા માટે ચોકી પ્હેરા સહિત મારા કિલ્લામાં મકાનની સગવડ કરી આપું. હિન્દુસ્થાનથી આવવા માટે સ્ટીમર મોકલું. ત્યારે ભાટિયાઓએ કહ્યું કે અમે સોનાના નળનું પાણી પીએ તો અભડાઇ જઇએ. ત્યારે સુલતાન સાહેબે કહ્યું કે તમને રૂપાના નળ નખાવી આપું. તોપણ આપણા ભાઇઓના મગજમાં નહિ આવ્યું હતું. પરંતુ આજ અનેક કષ્ટો વેઠતે ડુકકે ને ભુસકે સ્ત્રીઓ સહિત આવવા માંડયા છે. કહેવાય છે કે અહિં જ્યારે પ્હેલવેલી એક હિન્દુ સ્ત્રી આવી ત્યારે સુલતાન સાહેબ પોતે સ્ટીમર ઉપર ઉતારવા ગયા હતા અને પોતાની બ્હેનની માફક માનીને પસલી તરીકે ૫૦૦ રૂપિયા અને સોનાની બંગડીની જોડી આપી હતી. અહિં બોજાની વસ્તી ઘણી છે. દરેક મહિને આગાખાન સાહેબને ૬૦,૦૦૦ રૂપિયા જાય છે. આફ્રિકામાં ખીસકોલી, કાગડા, લીલા પોપટ થતાજ નથી, ભુરા પોપટ થાય છે તે ઘણું સુન્દર બોલે છે. જંગબાર અને દારેસલામમાં ગાડીને ગધેડાં જોડવામાં આવે છે. હેમં સ્વારી પણ કરે છે. ઘોડા કરતાં ગધેડાંની કીમત વધારે છે!

ઘોડા કરતાં ચાલમાં ઉતાવળું હોય છે. આપણા દેશમાં ગધેડાં ઉપર બેસે હેની પુરી ફજેતી કરવામાં આવે પરંતુ અહિં યુરોપિયનો સ્વારી કરે છે. જંગબારમાં એક મહિનો રહી અમે દારેસલામ ગયા હતા. ત્યાં એક માસ રોકાયાં હતાં.

## જર્મનોની આપખુદી તથા અંધેર-વિચિત્ર કાયદાઓ અને ચુકાદાઓ.

દારેસલામ જર્મન રાજ્ય છે એટલે નવું રાજ્ય જોવાનો અમને લ્હાવો મળ્યો હતો. દારેસલામ શહેર ઘણું રળીયામણું અને મોહક છે. રસ્તા વિશાળ અને સાફ રાખવામાં આવે છે. આખા શહેરમાં સ્વચ્છતાનો નિયમ સારો જાળવવામાં આવે છે. આઠ આઠ દિવસે દરેક ઘરમાં ડાક્ટર જોવા આવે છે, જેથી પ્રજાને ખાસ ધ્યાન રાખવું પડે છે. ભીખને માટે સખ્ત મના છે. કોઇને ભીખ માગતાં જુવે તો તુરત પકડી જવામાં આવે છે. જ્યારે ખોજાઓએ ધર્માદાને નામે દીવાળાં ફુંકવા માંડયાં ત્યારે કાયદો ઘડયો કે કોઇ પણ વ્યાપારીના ચોપડામાંથી વર્ષ દિવસે ત્રણસો રૂપિયાથી વધારે ધર્માદો નહિ નીકળવો જોઇએ. જો નીકળશે તો અમુક દંડ અને જેલ ભોગવવી પડશે. બ્રિટિશ સરકાર કરતાં જર્મન રાજ્યનો કાયદો સખ્ત છે. અને ત્હેમાં પણ બનીયાની ( હિન્દુ ) માટે તો પૂછવુંજ શું ? કોઇને ઘેર હારમોનીયમ કે ફોનોગ્રાફ હોય તો ત્હેનો પણ કર ભરવો પડે છે. સ્હેજ વાતમાં જેલખાનામાં પુરી દેવાં તે તો કાંઇ મોટી વાતજ નહિ. કોઇનો દશ રૂપિયા દંડ કરે ત્યારે પેલો કહે કે સાહેબ હું ગરીબ છું કાંઇ ઓછું કરો તો તો દસના વીસ કરવામાં આવે. જો વધારે બોલે તો વિશેષ થાય. અને કહે કે તું અમારાથી ડાહ્યો છે કે અમને શીખામણ આપે છે. તે ગામના વ્યાપારીઓમાંથી પણ એવા ઘણા થોડા છે કે જેણે જેલ યાત્રા ન કરી હોય. મતલબમાં પુરી એક અંધેરી ને ગંડુ રાજા જેવી સ્થિતિ ઘણે ભાગે મળતી આવે છે. ત્હેના કેટલાક હાસ્યજનક દાખલા આપને હું જણાવું છું. એક વખત એક હિન્દુને જેલમાં નાખ્યો હતો. તે જ્યારે પાયખાને ગયો ત્યારે ત્હેનાથી પાયખાનું બગડી ગયું. પાછળથી જ્યારે જેલનો ઉપરી પાયખાને ગયો ત્યારે ત્હેણે પાયખાનું બગડેલું જોયું. એટલે બહુ ગુસ્સે થઇ ગયો અને પોલીસને પુછ્યું કે આ પાયખાનું કોણે બગાડયું ? ત્યારે પોલીસે કહ્યું કે સાહેબ આ બનીયાની ગયો હતો ત્હેણે બગાડી મુક્યું. ત્યારે કહે કે સાળા કાફરને જેલની બ્હાર કાઢી મુકો–એમણે આપણું પાયખાનું બગાડી મુક્યું. એક વખત એક બકરી દુકાનમાંથી દાણા ખાઇ ગઇ. ત્યારે દુકાનવાળે કોર્ટમાં ફરીયાદ કરી કે મારી દુકાનમાંથી આ બકરી દાણા ખાઇ ગઇ. ત્યારે બકરીના માલેકને શોધવામાં આવ્યો. પરંતુ કેનો દીવસ ફર્યો હોય કે બકરીનો આ વખતે ધણી થાય. સૌને પુછ્યું પરંતુ કોઇએ કબુલ ન કર્યું કે અમારી બકરી છે. આખરે બકરીને ૨૦ કીબોકા ( કીબોકા નામનું પ્રાણી થાય છે ત્હેના ચામડાંની લાકડી ) ની સજાનો હુકમ થયો. બકરીને દસ કીબોકા વાગ્યા ત્યાં તો તે બિચારી મરી ગઇ. ત્યારે કીબોકા મારનારે કહ્યું કે બકરીને દસ કીબોકા માર્યાં ત્યાં તો તે મરી ગઇ તો કહેવામાં આવ્યું કે ભલે મરી ગઇ પરંતુ વીસ કીબોકાનો હુકમ છે માટે હજુ દસ બીજા મારો. એક વખતે એવું બન્યું કે સુતારને હાથે કામમાં કાંઇ આડું ટેડું થઇ ગયું. ત્યારે ત્હેમને પુછવામાં આવ્યું કે કામ કેમ ખરાબ કર્યું ? ત્યારે સુતારે જવાબ દીધો:કે મ્હને મારો ઉપરી જેમ ગોઠવી આપે છે તેવી રીતે હું કરૂં-છું. ત્યારે ત્હેના ઉપરીને

બોલાવ્યો; અને હેને પણ ઉપર મુજબ પુછ્યું. ત્યારે હેણે કહ્યું કે જ્યારે હું કામ કરતો હતો ત્યારે ગધેડી મુકતી હતી એટલે મ્હારાથી ભુલ થઇ ગઇ. ત્યારે ગધેડીના ધણીની શોધ કરી પરંતુ કોઇ ધણી થયું નહિ. આખર ગધેડીને ૨૫ ફટકાની સજા મળી. એક વખતે એક હિન્દુ બિમાર પડયો હેને ડૉ. જોવા ગયા ત્યાં ભાગ્યયોગે તેમને બિચારાને ઉલટી થઇ. અને હેમાં ખીચડી નીકળી. ત્યારે "અનીયાની માટે ખીચડીનો કાયદો ઘડવામાં આવ્યો કે જે કોઇ ખીચડી ખાશે હેને દંડ અને જેલ ભોગવવી પડશે. પરંતુ ડોકટરે એટલો વિચાર ન કર્યો કે ખીચડી ખાવાથી કોઇ થોડો બિમાર પડયો હશે. કોણ જાણે કેટલા દિવસની ટાઢી કે ઉઘાડી ખીચડી ખાધી હશે જેથી બિમાર પડયો. આ ઉપરથી મારૂં એમ કહેવું નથી કે જર્મન રાજ્યમાં સર્વ જગ્યાએ આવી અંધાધુંધી ચાલતી હશે. હું માનું છું કે જર્મનની રાજ્યવ્યવસ્થા ઉત્તમ છે. જર્મનમાં જેટલા તત્ત્વજ્ઞાની અને ધર્માત્મા ઉત્પન્ન થયા છે તેવા હજુ બીજા દેશો નથી પેદા કરી શકયા. પરંતુ અહિં આફ્રિકામાં બુદ્ધીશાળી લોકો ઓછા આવે છે જેથી પહેલાં માર્શલ લૉ ચાલતો હતો. હવે દિવસે દિવસે સુધરતું જાય છે અને ભવિષ્યમાં બિલકુલ સુધરી જશે એમ આશા રહે છે.

જંગબાર, તા. ૩૧ મી ડીસેંબર ૧૯૧૩.

---

## સાહિત્ય સમાલોચન.

### મરાઠી.

**મહાકવિ હોમરકૃત 'ઇલિયડ' નું કવિતાબદ્ધ મરાઠી ભાષાંતર—(સંપૂર્ણ) ભાગ ૧-૨—કર્તા ગણેશ રામકૃષ્ણ હવલદાર, બી. એ. એલ. એલ. બી સુપરિન્ટેન્ડેન્ટ, હાઇકોર્ટ—અપેલેટ સાઇડ, મુંબઇ. બેઉ ભાગ મળી કીંમત રૂ. ૨ા. પાનાં ૬૦૦ કાગળ છપાઈ સારાં. કર્તા પાસેથી પ્રાપ્ય.**

પ્રસ્તુત પુસ્તકમાં 'ઇલિયડ' ના પ્રક્ષિપ્ત ગણાતા ભાગોને દુર ન કરતાં સર્વે ભાગોનું પ્રસંગમાં ભાષાંતર કરવામાં આવ્યું છે, અને દરેક પ્રકરણને મથાળે તેનો ટુંક સાર આપવામાં આવ્યો છે, ઉપરાંત લગભગ ૨૨૫ પાનાંની એક વિસ્તૃત પ્રસ્તાવના લખવામાં આવી છે, કે જેમાં ઇલિયડનો કાળનિર્ણય, તેમાં પત્રોની ખાસ ખુબીઓ, પ્રક્ષિપ્તતા, આખો સાર, તે વખતની ગ્રીક દેશની સ્થિતિ, નીતિ, રીવાજો, વિગેરેનો સમાવેશ કરવામાં આવ્યો છે, કે જેથી ગ્રંથ સમજવામાં મુશ્કેલી પડે નહિં તથા તે વખતની સ્થિતિનો ખ્યાલ આવે. આટલો ભાગ વાંચતાં વાલ્મિકી અને હોમર, રામાયણ અને ઇલિયડના કર્તા, અને તેમનાં પુસ્તકો વિષે અનેક વિચારો આવે છે, અને એ મહાકવિઓનાં કાવ્યો વાંચવાની ઉત્કટ ઇચ્છા થઇ આવે છે. રામાયણના કર્તા વાલ્મિકી સાથે સરખામણી કરવામાં આવે તો વાલ્મિકી મુફલીસ દશામાં રહી, લુંટફાટ કરી ગુજરાન ચલાવતા જ્યારે હોમર રસ્તામાં માગ્યો ખાઇને। એટલે કે બેઉ મુફલીસ હતા।

મહાભારતના કર્તા વ્યાસ જોડે, સરખામણી કરવામાં આવે તો જેમ મહાભારત વિશે (ખુદ વ્યાસે) એમ કહ્યું છે કે જે અહિં નથી તે દુનિયામાં નથી–જે અહિ છે તે બધે છે.૧ તેમ ૨ હોમર વિશે કહેવાય છે કે "હોમર વાંચ્યા પછી બીજું કશું વાંચવાનું મન થતું નથી–કારણ કે તેના પ્રમાણમાં તે દમ વગરનું જણાય છે." કવિ બાણ વિશે પણ કહેવાય છે કે बाणोच्छिष्टं जगत्सर्वम्! આવા મહાકવિઓની મસાહી સમજવી એ આપણા જ્ઞાનમાં સંગીન વધારો કરવા બરાબર છે; અને એવાં કાવ્યોને પદ્યમાંજ અને વિચિત્ર ઉચ્ચારવાળાં મૂળ નામો રાખીને, ઉતારવાં ઘણું મુશ્કેલ છે.

ગુજરાતી પ્રજાને 'ઇલીયડ' નો પરિચય પ્રથમ કરાવનાર સદ્ગત કવિ નર્મદાશંકરજ હતા અને તેમણે પોતાના 'નર્મ ગદ્ય' માં લખેલા ૩૨ પાનાના 'ઇલીયડ' ના સાર શિવાય બીજું એક પણ પુસ્તક–ગદ્ય કે પદ્ય–માં, અમારી જાણ મુજબ ગુજરાતી ભાષામાં આ વિષયનું નથી. રા. હવલદાર નો આ પ્રયત્ન લગભગ દશ વર્ષની ચાલુ મહેનતનો છે અને તેમણે રાખેલી અતિ અલ્પ કીંમત તરફ નજર નાંખતાં પોતે ખર્ચેલું ધન, વળી આવશે કે કેમ, એ વિચાર કરતાં પોતાની કીર્તિનોજ વધુ વિચાર તેમણે કર્યો હોય એમ લાગે છે.

રા. હવલદારે મૂળ નામોજ રહેવા દીધાં છે; તે જો કે અટપટાં લાગે છે ખરાં, પણ ભાષાંતરમાં તે ફેરવવા ઉચિત ન લાગ્યાથીજ તેમણે તેમ કર્યું છે: પણ રા. હવલદારનો સૌથી સફલ અને અથાગ પરિશ્રમ અને વાંચનના પરિણામ રૂપ પ્રયત્ન તો ઠેક ઠેકાણે તેમણે કરેલી ઇલીયડ અને આપણા પ્રાચીન અર્વાચીન શાસ્ત્રીય અને ઐતિહાસિક ગ્રન્થોના વચનોની સરખામણીજ છે. જેણે કર્યું હોય તેનેજ ખબર પડે છે કે એવા પ્રકારની સરખામણી કેટલો વખત લે છે અને કેટલો પરિશ્રમ કરાવે છે. ઉપરાંત એને સારૂ વિશાળ વાંચનની જરૂર હોય છે. આવા સરખામણીવાળા ગ્રન્થનીજ અત્યારે દેશને જરૂર છે અને રા. હવલદારે તે જરૂર કેટલેક અંશે પૂરી પાડી વાંચક વર્ગ પર મહદુપકાર કર્યો છે. આ સરખામણીમાં કેટલાંક વાકયો આધુનિક, પણ સર્વમાન્ય, મોરોપંત જેવા કવિઓનાં મૂકવામાં આવ્યાં છે; તેને બદલે જો તેજ અર્થનાં સંસ્કૃત પ્રમાણો, કે જે મળવાં બીલકુલ મુશ્કેલ નહોતાં, તે મૂકયાં હત તો વધારે સારૂં થાત.

અમે ઈચ્છીયે છીયે કે મરાઠી પ્રજા રા. હવલદારના પ્રયત્નનું સાર્થકય કરે અને તેમને એવા બીજા પ્રયત્નો કરવામાં ઉત્તેજન આપે; એમ થશે તોજ મહાકાવ્યો અને નિબંધો રચાઇ ભાષાના શૃંગારરૂપ થઇ રહેશે. આવા પ્રયત્નોને વાંચક પ્રજાની મદદની ખાસ જરૂર રહે છે અને અમે ઇચ્છીયે છીયે કે રા. હવાલદારને તે મળે. ઐતિહાસિક સાહિત્યના શોખીન મરાઠી સમજી શકનાર દરેકે આ પુસ્તક સંગ્રહવું ઘટે છે.

ब्रह्मांचें दिग्दर्शन, गजेंद्र मोक्षाचें रहस्य; અને श्रीकृष्णांच्या रासक्रीडेचें आध्यात्मिक स्वरूप (પુરવણી સહ) લેખક રા. જયરામ કેશવ અસનારે, બી. એ. એલ એલ. બી. વકીલ હાઇકોર્ટ, ઉમરાવતી. દરેકની કીંમત ચાર આના.

+ હોમરની મુફલીસતા વિશે કહેવાય છે કે:—

Full seven cities strove for Homer dead;
Through which the living Homer begged his bread.

૧ यदिहास्ति तदन्यत्र यन्नेहास्ति न तत्क्वचित् ॥

2. Read Homer once and you can read no more,
For all books else appear so mean, so poor:
Verse will seem prose, with still persist to read
And Homer will be all the book you read.

૧.–પ્રસ્તુત લેખ શ્રીમચ્છંકરાચાર્યના શારીરક ભાષ્યમાંના ચતુઃસૂત્રીને આધારે લખાયેલો છે. જગત્‌માંના વેદાંત વિષયક જેટલા ગ્રંથ છે તે સર્વેમાં પ્રમુખપણે શ્રીમદ્ વેદ વ્યાસનો 'બ્રહ્મ સૂત્ર' ગ્રન્થ આવે છે. એમાં વેદાંત વિષયક ખરું જ્ઞાન હોઇ એ બહુ વ્યાપક છે. સૂત્ર ક્ષેત્રજ્ઞ વિભાગ કહેતાં શ્રીકૃષ્ણે પણ ગીતાના તેરમા અધ્યાયના ચોથા શ્લોકમાં એવા અર્થનું કહેલું છે કે "અનેક મહર્ષિઓએ વિવિધ છંદથી બહુ પ્રકારે તેનું ગાન કરેલું છે; અને બ્રહ્મસૂત્રમાં તેનું યથાર્થ અને સપ્રમાણ વર્ણન કરેલું છે." આવા પરમશ્રેષ્ઠ ગ્રંથ પર શ્રીમચ્છંકરાચાર્યે જે શારીરકભાષ્ય નામની ટીકા લખેલી છે,- તે ભાષ્યના આધારે બ્રહ્મસૂત્રના પહેલા અધ્યાયના પહેલા પાદના પહેલા ચાર સૂત્રો સંબંધી પ્રસ્તુત પુસ્તકમાં વિદ્વત્તાયુક્ત વિવેચન કરવામાં આવ્યું છે. આખા લેખનો સાર એ નીકળે છે કે 'જગત્‌માં જે નિયમો દેખાઈ આવે છે તે સર્વેનો પરસ્પર ને સહાયકારી ઉપયોગ કરી જગતની ઉત્પત્તિ, સ્થિતિ અને લય જે કરે છે તેજ બ્રહ્મ છે. તે બ્રહ્મનું જ્ઞાન મેળવવાની અમે ઇચ્છા કરીએ છીએ' વેદાંતના અભ્યાસી મરાઠી જાણનારાઓને આ પુસ્તક ખાસ ઉપયોગી જણાયા વિના રહેશે નહીં.

૨. મહાભારતનાં મહાન પ્રાચીન ઐતિહાસિક કાવ્યમાં પાંચ રત્નો છે, એમ ખુદ મહાભારતના રચયિતા શ્રીમદ્વેદવ્યાસે કહેલું છે. આ પાંચ રત્નો તે ગીતા, વિષ્ણુસહસ્રનામ, ભીષ્મસ્તવરાજ, અનુગીતા અને ગજેંદ્રમોક્ષ છે. એમાંના છેલ્લાને લઈ તેની કથામાં રહસ્ય શું છે, તે સમજાવવાનો કર્તાએ પ્રસ્તુત લેખમાં સ્તુત્ય અને સફળ પ્રયત્ન કરેલો છે. કર્તાના આ રહસ્યપર ઘણાઓની શ્રદ્ધા બેસે તેમાં નવાઇ નથી; કારણ કે તે બહુ સંશોધનપૂર્વક અને બહુ મહેનતે લખાયલું જણાઇ આવે છે.

૩. પ્રસ્તુત લેખ પણ બહુજ સંશોધન પૂર્વક લખાયલો સ્પષ્ટ જણાઈ આવે છે અને તે લેખકની ઉચ્ચ પ્રતિભાશાળી લેખન અને વિવેચન શક્તિનો એક સુંદર નમૂનો છે, જો કે એમાંના વિચારો સર્વેને સર્વાંશે માન્ય થઇ પડશે કે કેમ તે એક વિકટ સવાલ છે. કૃષ્ણપર લગાડવામાં આવતાં અનેક કલંકોનો અનેક લેખકોએ જુદી જુદી રીતે પ્રતિકાર કરેલો છે. એમાંથી કેટલા જવાબ વિશ્વસનીય અને માનનીય છે, તે સવાલને બાજુએ મેલતાં એટલું તો સ્પષ્ટ જણાય છે કે એક વખતે મહા પવિત્ર ગણાતી કૃષ્ણ-લીલાઓ તેના અસલ સ્વરૂપમાં સુરત પવિત્ર ભક્તને પણ હવે અનુચિત માલુમ પડે છે અને તેથી તેમાંનું રહસ્ય શોધવા જુદા જુદા પ્રયત્નો થાય છે. આર્યસમાજીસ્ટો એ બધી વાતોને ગપગોળા જણાવે છે, ત્યારે થીયોસોફીસ્ટો તેને આધ્યાત્મિક રહસ્યવાળી જણાવે છે. એટલું છતાં કૃષ્ણની એ લીલાઓને તેના સ્થૂલ અર્થમાં ઐતિહાસિક બનાવ માનનારો અંધશ્રદ્ધાળુ અશિક્ષિત તેમજ શિક્ષિત વર્ગ છેક જ નાશ પામ્યો છે, એમ સમજવાનું નથી. આવા સંજોગોમાં કૃષ્ણની એ લીલાઓ ઐતિહાસિક બનાવ છે કે નહીં, તે બાજુએ મેલીતેની ઉપર મેલાતાં તહોમતો ભૂલભરેલાં બતાવીને, તેનો કંઈક સારો-અર્થ નીકળે એમ કૃષ્ણને વખાણનારા સર્વે ઇચ્છે છે, અને તેથીજ એની લીલાઓનાં રહસ્યો શોધવામાં આવે છે. ગુજરાતીઓ કરતાં મહારાષ્ટ્રીઓમાં સંશોધક બુદ્ધિ વધારે હોવાથી તેમજ અંધશ્રદ્ધા પ્રમાણમાં ઓછી હોવાથી તેમનાં લખાણો વિવેકબુદ્ધિમાં ચઢે તેવાં હોય તો નવાઈ નથી; બીજું એ લખાણોના લેખકો હમેશ તેમજ સંસ્કૃત સાહિત્યથી સુપરિચિત હોય છે, એટલુંજ નહીં પણ તેનું તેમણે સૂક્ષ્મ અવલોકન કરેલું હોય છે.

આ લેખમાં કર્તા, ગોપ એટલે વિષય, ગોપી એટલે મનોવૃત્તિ, ગોકુલ એટલે સંસાર, ગોપાલ એટલે શ્રીકૃષ્ણ, ગોપપુત્ર એટલે સાધક, દહીં, દૂધ અને માખણ એટલે અનુક્રમે કાર્ય, ઇચ્છા, અને વાસના, એ ત્રણેનાં સાધનો સ્થૂલ, સૂક્ષ્મ, અને કારણ શરીર જણાવી તેની સંકલના બહુ સાદી રીતે અને ખૂબીથી કરે છે.

પુરવણી—વધારામાં પ્રસ્તુત લેખપર પ્રો. ભાનુ અને બીજાઓએ કરેલી શંકાઓ અને ટીકાના જવાબો છે, જે મૂળ વિષયને સ્પષ્ટ કરવામાં બહુ સહાયભૂત થાય છે.

મહારાષ્ટ્રના ઘણા સમર્થ લેખકો અને વિદ્વાનો આ લેખના આશય સાથે સહમત થયા છે. વળી રા. મોડકની લખેલી સુંદર પ્રસ્તાવના જોડવામાં આવી છે.

લેખકના વિચારો સાથે સર્વાંશે સહમત ન થઇ શકાય તો પણ ખાસ જાણવા જેવા છે, અને અમે તેનો લાભ લઇ શકતા દરેકને એ પુસ્તક એકવાર વાંચી જવા ભલામણ કરીએ છીએ.

## ગુજરાતી.

**સંસ્કૃત પ્રવેશઃ**—કર્તા અને પ્રકાશક રા. રા. રા. દા. દેસાઇ, બી એ પૃષ્ઠ આશરે ૧૪૦ કીંમત આઠ આના. રૂ. રા. જ. વી. ઓક, તળેગાવ—દાભાડેથી પ્રાપ્ય. હારમોનિયમ શીખવનારા કલાસમાં જઇ તપાસ કરતાં તુરત ખબર પડશે કે પ્રથમ સ્વરાદિની શાસ્ત્રીય સમજણ–વાદન કળાનું વ્યાકરણ–શીખવવામાં આવતાં શીખનાર કંટાળી જઇ કલાસને નમસ્કાર કરે છે ! પણ જો પ્રથમ જરૂરી જ્ઞાન આપી કેટલાંક ચાલુ સાહનાં ગાયનો શીખવવામાં આવે છે તો વિદ્યાર્થી શોખથી શીખે છે. ખાસ શાસ્ત્રીય ઇચ્છાવાળો પાછળથી તે શાસ્ત્રીય નિયમો શીખી શકે છે. તેમજ સંસ્કૃત ભાષાનું છે. તેનું અઘરૂં વ્યાકરણ પ્રથમ શીખવવામાં આવતાંજ વિદ્યાર્થી કંટાળી જાય છે અને શીખવું છોડી દે છે. પરિણામે હિન્દુ શાસ્ત્રોથી હિન્દુઓ અજ્ઞાત રહે છે. આથી ભારત, રામાયણ, આદિ ધાર્મિક અને ઐતિહાસિક કાવ્ય ગ્રંથો સમજી શકવા જેટલું વ્યાકરણજ્ઞાન આપી તેમને તે ગ્રંથોના વાંચન તરફ વાળવા સારૂ તેમાંના ઉત્તમ ફકરાઓ આપવામાં આવે તો એક પંથ ને બે કાજ થાય; તેટલુંજ નહિ પણ વિદ્યાર્થી સસ્કૃત ભાષાથી ભૂતની બીકથી ગભરાય છે તેમ ગભરાય પણ નહિ. એક ભાષા શીખવા સારૂ તેના ઉત્તમ ગ્રંથોનોજ અભ્યાસ કરવો જરૂરી છે. પોથી–જ્ઞાન તો માત્ર નિયમો વિગેરે જેવી સાધારણ બાબતોજ બતાવી શકે.

અમને જોઈને સંતોષ થયો છે કે રા. દેસાઈએ આજ પદ્ધતિથી કામ લઇ સુગમ રીતે ભાષા જ્ઞાન આપવા સાથે મહાભારત, રામાયણ, આદિ જેવા સર્વોત્તમ કાવ્ય ગ્રંથોમાંજ ઉતારા આપેલા હોવાથી વિદ્યાર્થીઓને તે શીખવામાં સુગમતા કરી આપી છે. અમે સસ્કૃત વિદ્યાના અભ્યાસીઓને અને એ પુસ્તક પોતાની શાળામાં ચલાવી શકે તેવા શિક્ષકોને એનો ઉપયોગ કરવાની ખાસ ભલામણ કરીશું. પુસ્તકમાં કેટલેક ઠેકાણે ગુજરાતી ભાષામાં અશુદ્ધિઓ રહી ગઈ છે; પણ એક મહારાષ્ટ્રીય બીજી દેશી ભાષા જેટલી શુદ્ધ લખનો કરી શકાય તે કરતા રા. દેસાઈની ભાષા ઘણી ચડતા પ્રકારની છે. અમે રા. દેસાઈના પ્રયત્નને યશ ઇચ્છીએ છીએ.

**મનુષ્યનું કર્તવ્ય અને ધર્મજીજ્ઞાસાઃ**—( પ્રથમ ખંડ. ) લેખક, રા. ધીરજલાલ વ્રજદાસ સાંકળીઆ, બી. એ., એલ એલ. બી.; પ્રકાશક, નડિયાદ–પુષ્ટિમાર્ગીય પુસ્તકાલય. પાકું પુંઠું. પાનાં ૨૨૫. મૂલ્ય બાર આના.

'પુષ્ટિભક્તિ સુધા'માં કટકેકટકે છપાઇ ગયેલું પ્રસ્તુત પુસ્તક પુષ્ટિમાર્ગીય શ્રદ્ધાળુ વાંચકોને આનંદ આપે તે બહુ સંશય ભર્યું નથી. પુસ્તકમાં મીરાંબાઇ અને ગોપીયોની બરોબરી કરી બતાવી છે અને ગોપીઓના કૃષ્ણ પ્રત્યેના પ્રેમ જેવોજ પ્રેમ મીરાંબાઇનો પણ હતો, એમ સિદ્ધ કરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

પ્રસ્તુત પુસ્તકમાં "વૈષ્ણવોમાંથી, મંદિરોમાંથી, અને ગોસ્વામીઓમાંથી અનાચારનું કુલ નષ્ટ થશે નહિ" ત્યાં સુધી પુષ્ટિમાર્ગની "લવણતા, સરલતા, અને સ્વાભાવિક સુંદરતા એ સર્વ જનસમૂહના જાણવામાં આવશે નહિ" એમ સ્પષ્ટ રીતે કહેલું છે તે ખાતે લેખકનો આભાર માનતાં આનંદજ આવે છે. એકંદરે આ પુસ્તક શ્રદ્ધાળુ મુમુક્ષુઓને ઉપયોગી થઇ પડે તેવું દિસે છે.

અમે લેખકને રા. એસેતાંરના રાસલીલા વિષયક લખેલા મરાઠી પુસ્તક કે જેની સમાલોચના બીજા ભાગ-પર પ્રકટ થઇ છે, તે વાંચવાની ભલામણ કરીશું, કે જેથી તેમને પોતાની દલીલોનું ખરાખોટાપણું જણાઇ આવે.

**સુવર્ણમાલાઃ**—આ વર્ષના પ્રથમ ત્રણ અંકો યોજક અને પ્રકાશક રા. પુરૂષોત્તમ વિશ્રામ માવજી. શ્રી લક્ષ્મી આર્ટ પ્રિન્ટીંગ પ્રેસ, સાંકળી સ્ટ્રીટ, બાયખલા-મુંબઇ.

ચોરેક વર્ષથી હયાતિમાં આવેલા શ્રી લક્ષ્મી આર્ટ પ્રીન્ટીંગ પ્રેસ અને તેમાં થતા સુંદર કામથી વાંચકો અપરિચિત તો નહિજ હોય. ' સુવર્ણમાલા ' નામની વાર તહેવારો ઉપર બહાર પડતી માલાનો જન્મ પણ ત્યારથીજ થયો. એ માલાને આ વર્ષથી એક માસિકના રૂપમાં પ્રકટ થતી જોઇને અમને આનંદ થાય છે. ' સુવર્ણમાલા ' એ આખા હિન્દમાં તેની જાતની એકજ માલા છે કે જે પ્રસંગાનુસાર સર્વાંગ સુંદર ચિત્રો ઉતમોત્તમ ચિતારાઓ પાસે ચિત્રાવી તે ચિત્રની ચારે ભાષામાં સમજુતી આપે છે, કે જેથી તે સર્વપ્રિય થઇ શકે.

પ્રથમ અંકમાં કાદંબરીનો પ્રથમ ભાગ આપી તેને ત્રીજા અંકમાં પૂર્ણ કરવામાં આવ્યો છે. બીજા અંકમાં મહાભારતાંતર્ગત શ્રીસુભદ્રાહરણનો પ્રસંગ આલેખેલો છે. પ્રથમ ભાગના દશ ચિત્રોમાંથી રાજસભા, સ્નાન, અને નૃપતિ–શુક, વાળાં ચિત્રો ખાસ ધ્યાન ખેંચે તેવાં છે; જો કે અત્રે એ જણાવવું બીન જરૂરી નહિ ગણાય કે રા. ધુરંધરની પાશ્ચાત્ય છટા વાળા ચિત્ર કરતાં ગયા સપ્ટેમ્બર માસના હિંદી માસિક ' સરસ્વતી ' માં શુદ્રકના દરબારનું જે રંગિત ચિત્ર આપવામાં આવ્યુ છે તે હિંદી રીતરીવાજોનો વધારે સારો ખ્યાલ આપે છે, અને તેથી રા. ધુરંધરના આ ચિત્ર કરતાં ઘણું ઉત્તમ છે.

બીજા અંકના મુખ પૃષ્ઠપર શ્રી લક્ષ્મીનું સુંદર રંગિત ચિત્ર આપવામાં આવ્યું છે. પ્રથમ–દર્શન, દૂતાગમન, અને અર્જુન–રથ, વાળાં ચિત્રો ખાસ જોવા લાયક છે; પણ એ પ્રસંગને લગતા બધાં ચિત્રોમાં અર્જુનને રાજ–પુત્રના વેશમાં ચિતરવામાં આવેલો હોવાથી તે વનવાસમાં હોતા એવાં વસ્ત્રાદિ પહેરતો કે કેમ તે સવાલ મનમાં ઉપસ્થિત થાય છે.

ત્રીજા અંકમાં રાજકન્યા પત્રલેખાનું ચિત્ર અત્યુત્તમ છે.

એકંદરે ત્રણ અંકોનાં બધાં ચિત્રો ઉત્તમ કારીગરીના નમુનારૂપ છે પણ ચિત્રો જોઇ જેટલા ખુશ થઇએ છીએ, તેટલાજ ચિત્ર–પરિચયવાળુ લખાણ વાંચતાં નાખુશ થઇએ છીએ. લખાણમાં મરાઠી અને અંગ્રેજી બાદ કરીએ તો બાકીની બે ભાષાઓ–ગુજરાતી અને હિન્દી બહુ અશુદ્ધ લખાયલી જણાઇ આવે છે. કેટલીકવાર તો ગુજરાતી વાંચતાં એમજ થાય છે કે કોઇ બીજી માતૃ ભાષાવાળા માણસ પાસે તે લખાવેલું હોવું જોઇએ. એ કરતાંએ હિંદીની તો બહુજ ' મિટ્ટી પલીત ' કરવામાં આવી છે. અમે એ માલાનું હિંદી લખાણ શરૂઆતથી વાંચતા આવ્યા છીએ અને તેથી જણાવતાં શોક થાય છે કે તે ભવિષ્યની એક ભાષા થવાને લાયક ભાષાનું તો હર પખ્ખે ખૂનજ કરવામાં આવે છે.

અમે આશા રાખીએ છીએ કે ' માલા ' ના સાહસિક ચાલક આ બાબતપર સત્વર ધ્યાન આપી ચિત્રોરૂપી સોનામાં ભાષાની શુધ્ધિરૂપી સુગંધ ભેળવશે.

**ટૉડ રાજસ્થાનઃ**—૧ લો ભાગ–એ ઘણું કરીને સ્વામી અખંડાનંદનું સૌથી ફતેહમંદ સાહસ છે. ભાષાંતર સરસ અને શુધ્ધ હોઇ, પુસ્તકની કીમત અત્યંત સસ્તી રાખવામાં આવી છે.

**કર્મવીર મોહનદાસ કરમચંદ ગાંધીનું જીવનચરિત્ર અને આફ્રીકાની લડતનો હેવાલઃ**—પ્રકાશક, પાંડુરંગ જીવણલાલ દેસાઇ, શુક્રેશ્વર, રીચીરોડ, અમદાવાદ પાનાં ૧૬૦. કાચું પૂઠું કીં. ૪ આના

થોડાજ દિવસ અગાઉ અમને રા. પાંડુરંગની ચરિત્રમાળાના પ્રથમ મણકાનું અવલોકન કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હતુ. આજે અમારી સામે આ બીજો મણકો છે અને તેને વિશે અમને એટલુંજ કહેવાની જરૂર આનંદ સાથે પડે છે કે તે સારી રીતે લખાયલો છે. અમે ઇચ્છીશું કે હિંદમાં વીર-

પૂજનું માહાત્મ્ય વધારવા આવી અનેક ચારિત્રમાળાઓ રચાય, અને લોકો તેની કીંમત સમજતા થાય. અત્રે એટલું જણાવ્યા વિના અમને ચાલતું નથી કે ચાર આનાની રાખવામાં આવેલી કિંમતમાં પ્રકાશક મી. ગાંધીનો ફોટો આના કરતાં વધારે સારો આપી શકતે.

**સન્નારીઓને બે બોલ:**—લખનાર, રા. રા. હિંમતલાલ ગણેશજી અંજારીયા. પ્રકાશક, ગુ-ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ. વિના મૂલ્ય.

સંવત ૧૯૭૦ ના પ્રારંભમાં સર્વ બ્હેનોને અભિનંદન આપનારો, અને સાથે [redacted] ઉપદેશ આપનારો, આ નિબંધ રા. રા. હિમ્મતલાલ જેવા જાણીતા લેખક તરફથી લખાયલો હોવાથી તે વિશે ઝાઝું કહેવાની ભાગ્યેજ જરૂર રહે છે. ગુજરાતી હિંદુ સ્ત્રી મંડળ માટે રા. મોતીવાળા અને મીસીસ સંકઈ જે અથાગ શ્રમ લે છે તેનો લાભ હિંદુ સ્ત્રીઓ લેતાં શીખે, એવી અમારી દૃઢ ઇચ્છા છે.

**શ્રીમન્ મુનિ મહારાજશ્રી મોહનલાલજી જૈન સેન્ટ્રલ ફ્રી લાયબ્રેરી અને સંસ્કૃત પાઠશાળાનો વાર્ષિક રીપોર્ટ તથા તેના ટ્રસ્ટડીડનું ગુજરાતી ભાષાંતર:**—ગયે વર્ષે અમોને આ સંસ્થાનો રીપોર્ટ અવલોકનાર્થે મળ્યો હતો, તેજ મુજબ આ વર્ષે પણ મળેલો હોવાથી તે સ્વીકારતાં અમને આનંદ થાય છે. પાઠશાળા અને લાયબ્રેરી બેઉ જૈન સમાજને વધુ ઉપયોગી થવાનો ઘટતો પ્રયાસ કરે છે. પાઠશાળાએ ગયા વર્ષ કરતાં આ વર્ષે સારી ઉન્નતિ કરી છે. એમ ઇચ્છીશું કે પાઠશાળામાં નિયમિત હાજરી આપી વિદ્યાર્થીઓ પોતા વિરોની ફરિયાદ દૂર કરશે અને ધનિક જૈનો ધનની મદદ આપી આ લાયબ્રેરીનાં "સેન્ટ્રલ" નામને સાર્થક કરશે.

**શ્રી જૈન શ્વેતામ્બર કોન્ફરન્સ હેરલ્ડ, પર્યુષણ અંક:**—લગભગ સવા બસેં પાનાંનો આ અંક અમને 'હેરલ્ડ' ના તંત્રી રા. મોહનલાલ દલીચંદ દેસાઈ. બી. એ. એલ એલ. બી. તરફથી મોકલવામાં આવ્યો છે, જેની પહોંચ સ્વીકારતાં અમને આનંદ થાય છે. ગુજરાતના જાણીતા લેખકો પાસે કવિતાઓ અને લેખો લખાવી જૈનેતર લોકોને પણ વાંચવાને મન થાય એવા આ અંકની કીંમત માત્ર આઠ આનાજ રાખવામાં આવી છે. જૈનોને તો એ ખાસ વાંચવા લાયક છે અને 'હેરલ્ડ' ના ઓનરરી તંત્રીને તેમની ફતેહમંદ કોશીશ સારૂ મુબારકબાદી આપીએ છીએ.

**પાઠમાળાનો ગુરૂ, ભાગ ૧ લો.** રચક અને પ્રકાશક, રા. બી. બી. શાહ, નડીઆદ પાનાં આશરે પચીશ. કીંમત ત્રણ આના.

કર્તાની પોતાની નાઇટ સ્કુલના ઉપયોગ સારૂ પાઠમાળાની ઢબે રચાયલું આ પુસ્તક બીજાઓને ઉપયોગી થઇ પડે તેમ જણાય છે. પોસ્ટેજ સાથે ટીકીટના રૂપમાં કીંમત મગાવી લઇ પુસ્તક મફત આપવાની જાહેરખબર ફેલાવવી, એ યોગ્ય છે.

**શ્રી કુંભનાથનું શિવાલય:**—લખનાર રા. પ્રભાશંકર જયશંકર પાઠક, વિઠ્ઠલવાડી, મુંબાઇ સોરઠ પ્રાંતમાં આવેલાં એ નામનાં દેવાલયનું આમાં પદ્યમાં વર્ણન છે. પદ્ય રચના સારી છે. લેખક ૫૦ પાનાંનાં આ નાનાં પુસ્તકના ખર્ચનો ઘણો ભાગ જાહેરખબરોમાંથી વસુલ કરી લીધેલો હોવાથી ખરીદનારનાં ગજવાં પર ૪ આનાને બદલે માત્ર ચાર પૈસાનોજ બોજો નાંખ્યો હોત તો ઠીક થાત!

**શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગરનો સંવત ૧૯૬૬ થી ૧૯૬૮ સુધીનો ત્રિવાર્ષિક રીપોર્ટ:**—જૈન મુનીશ્વર શ્રીમદ્ વિજયાનંદ સુરીશ્વરનું નામ એક વિદ્વાન જૈન મુનિ તરીકે હિંદના સુશિક્ષિત સમાજમાં અજાણ્યું નથી. તેમનાં સ્મરણમાં આ સભા છેલ્લા ૧૭ વર્ષથી સ્થપાઇ છે અને તેણે પ્રાચીન જૈન ગ્રન્થો છપાવી બહાર પાડવા, ઇત્યાદિ કામ સ્વીકાર્યું છે. સભાના લગભગ ૨૦૦ સભાસદોને અમે આવું ઉત્તમ કાર્ય ઉપાડી લેવા સારૂ અને તેને ફતેહમંદીથી ભજવવા સારૂ અભિનંદન આપીએ છીએ. સભા એક ફ્રી લાઇબ્રેરી અને એક માસિક ચલાવે છે; એટલુંજ નહીં પણ બીજું પણ ઉપયોગી કામ જૈનો સારૂ કરે છે, એમ રીપોર્ટ જોતાં જણાઇ આવે છે.

**સુન્દરી અને સાક્ષરો; સ્ત્રીઓનું ખાનગી વાંચનઃ**—કર્તા તથા પ્રકાશક રા. રા. નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ, ટાઇપીસ્ટ, રાજકોટ. પાનાં અનુક્રમે ૨૫ અને ૪૨; કીંમત દોઢ અને અઢી આના.

પ્રથમ પુસ્તકમાં પૂર્વ અને પશ્ચિમના વિદ્વાનોના સ્ત્રીઓ વિશેના સારા વિચારો સંગ્રહ કરેલા છે; બીજામાં, લેખકના શબ્દોમાંજ કહેતાં "રજોદર્શન સમયે તથા સગર્ભાવસ્થામાં સ્ત્રીઓએ દેવું જોઇતું ધ્યાન તથા તે તે અવસ્થામાં થતાં સાધારણ દરદોના સામાન્ય ઉપયો શી રીતે કરવા એ બાબત તે તે વિષયનાં [illegible] ઉચ્ચ ગણાતા વિદેશી વૈદક ગ્રંથોના આધારે લખવામાં આવેલ છે." બેઉ પુસ્તકો રા. નટવરલાલના "સૌભાગ્ય શિક્ષાબ્ધિ" નામના પુસ્તક સાથે ભેટ અપાય છે. પુસ્તકો સારાં છે.

**સંસારમાં સુખ ક્યાં છે?**—લેખક રા. વાડીલાલ મોતીલાલ શાહ, આધપતિ "જૈન હિતેચ્છુ" વિગેરે. અમદાવાદ, પ્રસિધ્ધ કર્તા, સર વિસનજી વિકમજી, મુંબઇ. બીજી આવૃત્તિ, પ્રસિદ્ધ કર્તા પાસેથી વિના મૂલ્યે પ્રાપ્ય. પુસ્તક જ્ઞાનદાયક છે.

**Our Hindu New Year ( Saṁvat 1970 ):**—સંપાદક સ્વામી ભૂમાનંદ. નવા વર્ષની ખુશાલીમાં કેટલાક હિન્દી અને પાશ્ચાત્ય વિદ્વાનોના સુવર્ણ વચનોનો એક નાનો સંગ્રહ અંગ્રેજી તથા ગુજરાતીમાં એક નાનાં ટ્રેક્ટાકારે પ્રગટ કરેલો મળ્યો છે જે ઉપકાર સાથે સ્વીકારી બદલામાં અભિનંદન ઇચ્છીયે છીએ.

M. M. J.

---

## હિંદુસ્તાનના કેટલાક ઘરગથ્થુ રિવાજોનું વૈજ્ઞાનિક મૂળ.

( ગયા અક્ટોબરના અંકથી અનુસંધાન—૨ ).

લેખકઃ—રા. રંગીલદાસ મગનલાલ કાપડીયા—ગણદેવી.

આપણે સાંભળીએ છીએ કે યુરોપીયન અમલદારો દુરાગ્રહથી પોતાના હિંદી મહેમાનો પાસે જોડા બહાર રખાવે છે; પછી ભલે તે લોકો તેનાં તેજ મોજાં પહેરી રાખે! અમલદારોમાં માનીતા થઇ પડેલા એક અમેરિકન પાદરીને મેં કહેતાં સાંભળ્યો છે કે તેમ કરાવવામાં સારી જગ્યાએ જોડા બહાર કાઢી મુકવાના હિંદુઓના રિવાજને હિંદુઓ વળગી રહે એજ તેમનો હેતુ હોય છે. જ્યારે બીજો એક એમજ કહેતો હતો કે, એ તો માત્ર બુટમાં ઘણુંજ ગંદકી અને જંતુઓ હોવાને લીધેજ અમલદારો તેમને જોડા સાથે દાખલ કરતા નથી. પણ આ બંની કોઇ પણ દલીલ બારીક તપાસથી થયેલી હોય એમ ભાસતું નથી; કારણ કે જો પુરાણો હિંદુ રિવાજ જાળવી રાખવાનોજ હેતુ હોય તો માત્ર બુટ કાઢી નાખવાથી કંઇ વળતું નથી, પણ જો કદાચ શરીર શાસ્ત્રના નિયમોનો વિચાર કરવામાં આવે તો પણ માત્ર જોડા કાઢી મુકવાથી હેતુ પાર પડતો નથી, કારણ કે જો કદાચ સાધારણ પ્રજા વર્ગ મોટા ઓફીસરો ( અમલદારો ) કે જેના જોડા મેલ અને જંતુઓથી ભરપુર હોય છે તેમને ત્યાં જાય તો સંભવ છે કે સાધારણ મનુષ્યના જોડા કરતાં તો તે અમલદારોના મોજાં વધારે નિંદ

હોય છે-ગંદા, પરસેવામાં તરબોળ, ગંધ મારતાં સુતરાઉ મોજાંમાં, પગે ચાલનાર રંક મનુષ્યોના સુરજના તાપથી સુકાઇ ગયેલા, રેતીથી ભરાઇ ગયેલા અને હવામાં સુકાતા જોડા કરતાં વધારે જંતુઓનો નિવાસ હોય છે. એટલા માટે આપણો લાકડાની પાદુકાઓ પહેરવાનો પુરાણો રિવાજ વિશેષ ઇષ્ટ અને પ્રસંશનીય છે.

## દંત ધાવન.

આ ઉપરથી એવા અનુમાન પર આવવાનું મન થાય છે કે ક્યાં તો ઘણાજ " ટાઇટ " જોડા પહેરવાંની જુની યુરોપીયન રૂઢિ પાળવામાં આવે, ક્યાં તો તેની જગાએ આપણો જોડા કાઢીને પગ ધોવાનો રિવાજ ચાલુ રાખવામાં આવે-કારણ કે ઉભય રિવાજોનું મારી મચડીને કરેલું મિશ્રણ જેટલું અવૈજ્ઞાનિક, અને શાસ્ત્રના નિયમ વિરૂદ્ધ છે તેટલુંજ આપણી લાગણી વિરૂદ્ધ છે.

શરીર શાસ્ત્ર વિષે લખતાં સ્વાભાવિક રીતે " દાતણ " વાપરવાના રિવાજનો ખ્યાલ આવે છે. હિંદુસ્તાનમાં કંઇ જરીપુરાણા સમયથી દાંત દાતણ વતી સાફ કરવાનો રિવાજ પડેલો છે; તે જાણે એક ધાર્મિક ફરમાનજ થઇ પડયું છે અને અદ્યાપિ ગરીબ અને અજ્ઞાન લોકો એમ માનીનેજ એ રિવાજ પાળે છે. દુર્ભાગ્યે ઘણા હિંદુઓ એવા માલમ પડે છે કે તેમણે તે માત્ર એક વહેમ છે અને તેનાથી કંઇ ફાયદો થતો નથી એવી માન્યતાથી દાતણ ત્યજી દીધું છે. પણ " દાતણ " ની વૈજ્ઞાનિક ઉપયોગિતા તો હવે પશ્ચિમમાં પણ સ્વીકારાવા લાગી છે અને તે એટલે સુધી કે અમેરિકાના સંયુક્ત પ્રાંતોના કેટલાક ભાગોમાં તો લશ્કરના સિપાઇઓને દાંત સાફ કરવાનો કાયદાથી ફરજ પાડવામાં આવે છે. કાયદામાં દાંત સાફ કરવાનો સમય નિર્માણ નથી કર્યો હોતો અને તેથી પશ્ચિમમાં ઘણા લોકો કાયદાનું માત્ર પાળણુ કરવા ખાતર બપોરે દાતણ કરે છે.

આ રિવાજ પ્રાચીન હિંદુઓનું ઉત્તમ શરીર શાસ્ત્રીય જ્ઞાન માત્રજ દર્શાવતું નથી પણ સાથે સાથે વનસ્પતિ શાસ્ત્ર-અને વનસ્પતિના ગુણોમાં તેઓએ કેટલી બધી પ્રગતિ કરી હતી એ પણ દર્શાવે છે-કારણ કે દાતણ તરીકે વાપરવામાં આવતાં સઘળાં ઝાડનાં મૂળીયામાં કોહવાટ અટકાવવાનો, સડો બંધ કરવાનો અને મજબુતી આપવાનો અગર તો રક્ત નિરોધક ગુણ સમાયલો છે. હિંદુઓમાં અસંખ્ય વર્ષોથી કોલસો અગર રાખ " ટુથપાઉડર " તરીકે વપરાતું આવ્યું છે; જ્યારે ટુંક મુદત થયાંજ વિજ્ઞાને સાબીત કર્યું છે કે કોલસો ગ્યાસને ચુસી લે છે અને તેથી દાંત અને દાંતના પારામાંથી દુર્ગંધ દૂર કરવાને તે એક ઉત્તમ સાધન છે.

## પૃથ્વીરાજનો સ્થંભ.

આપણને હમેશાં એવો ધખારો હતો કે પ્રાચીન ભારતમાં હાલ પશ્ચિમમાં લોઢું જેમ ગાળવામાં આવે છે અને જેવો આકાર ઘડવામાં આવે છે તેવું કંઇજ નહોતું. દિલ્હીમાં " પૃથ્વીરાજનો સ્તંભ " એ નામથી ઓળખાતો સ્તંભ જોતાં આ સંશય પણ તદન દૂર થાય છે. તે આશરે ૨૧ ફુટની ઉંચાઇનો સ્તંભ છે, અને હેનો ઘેરાવો આશરે દોઢ ફુટનો છે. તે એટલો બધો નક્કર અને મજબુત છે કે શત્રુઓના જંગલી પ્રહારો પણ હેનો નાશ કરી શક્યા નહોતા-જો કે તેથી કેટલાક ઉંડા ગોબા પડેલા છે. પણ ખાસ નોંધવા જેવો તો હેનો

ધાર છે અને વિશેષ અજાયબી તો એ થાય છે કે એવા સ્તંભો ભારતમાં આજે પણ કોઇ પણ કારખાનામાં બની શકતા નથી. વિશાળ ભઠ્ઠી કે જે કુમ બનાવવી એટલુંજ નહિ પણ કુપમ વાપરવી તે પણ આપણા વડવાઓ જાણતા નહોતા ( આપણે હાલ માનીએ છીએ તે પ્રમાણે ) ત્હેની કલ્પના કરવા દો. તે આપણને ત્હેમના ધાતુ પૃથક્કરણ વિદ્યાના ઉંડા જ્ઞાનનું ભાન કરાવે છે, કારણ કે આધુનિક પ્રજાની ધાતુ ગાળવાની કળાના સંપૂર્ણ જ્ઞાન વિના કોઇ આવા મોટા પાયા પર ધાતુ ગાળી શકેજ નહિ. આવા મોટા સ્તંભને માટે જરૂરનાં સાધનો ઇન્જિનોથી ચલાવવામાં આવતી ધમણ સિવાય ગાળી શકાય એ અસંભવિતજ છે. તેઓ આવું જબરૂં કાર્ય સાધી શક્યા એ અજાયબી ભરેલું લાગે છે. ક્યાં તો તે લોકોને આધુનિક યાંત્રિક કળાનું જ્ઞાન હોવું જોઇએ; અગર ક્યાં તો એજ કામ કરવાની કોઇ સહેલી રીતથી તેઓ જ્ઞાત હોવા જોઇએ, એજ અનુમાન પર આવવાની આપણને ફરજ પડે છે. પણ એટલેથીજ બસ થતું નથી. તે સ્તંભના બનાવનાર માત્ર એ મહાન્ સ્મરણ ચિહ્ન ઘડીનેજ સંતોષ પામ્યા નહોતા, પણ ભવિષ્યમાં કાટ નહિ ચઢે એનો પણ તેમણે વિચાર કીધો હતો. અને તેથીજ રસાયણ શાસ્ત્રના ઉત્તમ જ્ઞાન-કે જે તેમણે પ્રાપ્ત કરેલું હોવું જોઇએ-ની મદદ વડે તે લોકોએ સ્તંભને એવા પ્રકારનો બનાવવાની યુક્તિ કરી હતી કે આટલા બધા સૈકાઓ વિત્યા પછી પણ સ્તંભ અખંડિત, કાટ વિનાનો, અને લેશ પણ ફેરફાર વિના અદ્યાપિ ખડો છે.

પ્રાચીન યાંત્રિક કળાની આવી ઉત્તમ સાબિતી મેળવ્યા પછી પણ શંકાશીલ રહિએ એ અશક્ય છે. અને કુદરતી રીતે આપણે એવા અનુમાન પર આવીએ છીએ કે પ્રાચીન લોકો અત્યુત્તમ પ્રકારનાં યાંત્રિક સાધનોનું જ્ઞાન ધરાવતા હતા.

## તુલસીપૂજન.

આજકાલના વિદ્વાને એ તો સાબીત કર્યું છે કે તુળશીનો છોડ ' મેલેરીયા ' ને દૂર કરે છે. બ્રિટિશ પ્રજાના આગમન પહેલાં આર્યો એટલા માટેજ તુળશી પુષ્કળ વાપરતા હતા. એના છોડવામાંથી બનાવેલી જપમાળા અને કંઠીઓ વાપરવામાં આવતી અને ' મલેરીયા ' વિનાશક ઔષધ તરીકે એનાં મૂળીઆનો કાવો કરીને સઘળે સ્થળે વપરાતો હતો.

સર જ્યોર્જ બર્ડવુડે લન્ડન ટાઇમ્સમાં લખ્યા પ્રમાણે આ બાબતમાં બે વાત ખાસ ઉપયોગી છે-( ૧ ) દક્ષિણમાં પંઢરપુરના વિષ્ણુ અથવા ' વિઠોબા ' ના મંદિરની નજદીકની બીજાં સ્થળો કરતાં આરોગ્યવર્ધક હવા એ વિશાળ દેવાલયની આસપાસની ફળદ્રુપ જમીનમાં તુળશી છોડના વાવેતરને લઇનેજ છે ( ૨ ) હિંદુસ્તાનમાં બધે દરેક હિંદુ ગૃહના વાડામાં ચોરસ તુળસી ક્યારા પર તુળશી છોડ મુકેલો યા વાવેલો હોય છે કે જ્યાં પ્રતિદિન સવારમાં ' ગૃહમાતા ' પ્રદક્ષિણા ફરતી અને જમણા હસ્તથી પૂજા કરતી જોવામાં આવે છે; તે વેળા તે વિષ્ણુની કુટુમ્બ જનો પર આશીર્વાદને માટે પ્રાર્થના કરે છે; એટલે કે મેલેરીયા દૂર રહે અને તંદુરસ્તી વધે એને માટે પ્રાર્થના કરે છે.

એ નિઃસંશય છે કે એ પ્રાર્થનાનો વહેમી દેખાવ તર્કશાસ્ત્રીઓને પાછા હઠાવે છે; પણ હજારો વૈદિક પ્રાર્થનાઓ એવી છે કે જે દ્વારા રોગ નિવારણની માંગણી કરવામાં આવે

છે. કેટલાક વહેમ-વિનાશક સુધારકો-કે જેઓ કચરો માંત્રજ જુદો પાડવાનો વિચાર બીલકુલ કરતાજ નથી-એ જે જે કાર્યો કર્યાં છે તેમાંનું એક પણ તુળશીના છોડના વાવેતરના નાશ કરતાં અડધું પણ દુઃખદાયક નથી. 'સ્ટેટીસ્ટીક્સ' યાને સરકારી રીપોર્ટો બહાર પાડવામાં આવે તો એ સાબીત થશે કે ઘરના વાડામાં તુળશીરોપણ બંધ થયાની સાથે મેલેરીયા વધવા માંડયો છે. સુધારો પ્રસંશનીય છે; છતાં પણ આપણે સાવચેતી રાખવી ઘટે છે, અને આપણે જાણવું જોઇએ છે કે સુધારો કરવો એટલે કેટલાક બંધારણોમાં યોગ્ય અને વધારે બંધ બેસતો ફેરફાર કરવો અને નહિ કે બધાં અગર કેટલાક રિવાજોનું મૂળથીજ નિકંદન કાઢવું. વહેમને ભલે ધુતકારો, પણ તેથી એવી ભુલમાં ના પડશો કે અમુક વહેમી ક્રિયાઓ સાથે સંબંધ ધરાવતું સઘળુંજ અવશ્ય કરીને અનાડી અને બાળબુદ્ધિનું હોય છે.

સઘળાં દેવળોમાં-પછી ચાહે તે હિંદુ હો કે ખ્રીસ્તિ હો કે જ્યાં મૂર્તિ પૂજાતામાં આવે છે, ત્યાં સુગંધી પદાર્થો બાળવામાં આવે છે; પણ એથી એમ માનવાનું નથી કે સુગંધી પદાર્થો બાળવા એ રિવાજ વૈદક નિયમો પ્રમાણે કંઇ ઉપયોગીજ નથી. આપણા 'બ્રહ્મો' સુધારકોએ 'હોમ' ને ધુતકારી કાઢવામાં આવીજ ભુલ કરી હતી કારણ કે કાળીપૂજાનો તે એક ખંત આવે એવો ભાગ હતો. જો તેઓએ ઉંડો વિચાર કર્યો હોત તો તેમને સ્પષ્ટ રીતે દેખાયું હોત કે હવનને જો યોગ્ય રીતે કરવામાં આવે તો હવામાંના અનેક જંતુઓનો નાશ કરીને અને હવા સુગંધીદાર અણુઓથી ભરી દઇને હવા શુદ્ધ કરવાનો એક અત્યુત્તમ ઉપાય છે.

## પ્રદક્ષિણા મહાત્મ્ય.

એક બીજો દાખલો લ્યો. પ્રદક્ષિણા મૂર્તિ પૂજકોને દેવળોમાં પૂજા કરવામાં એક ખાસ ઉપયોગી બાબત છે. શું તેથી આપણે એ અનુમાન પર આવવું જોઇએ કે એ રિવાજ મૂળથીજ વહેમી છે ? વૈદિક સમયમાં જ્યારે મૂર્તિપૂજા સ્વપ્ને પણ કોઇ જાણતું ન હોતું ત્યારે આ પ્રકારની ઉપાસના અને મગરૂર આધીનતા ( અંગ્રેજીમાં જેને એડમન્ડ બર્ક proud submission કહે છે તે ) પ્રચલિત હતી એમ જ્યારે આપણે જાણીએ છીએ ત્યારે આપણને આપણી મૂર્ખતાનું ભાન થાય છે. વાલ્મિકી રામાયણમાં આપણા વાંચવામાં આવે છે કે શ્રી રામચંદ્રે તેમના પિતા અને સાવકીમાતા કૈકેયીની પ્રદક્ષિણા કરી.

सरामः पितरं कृत्वा कैकेयी च प्रदक्षिणम्।

એવીજ રીતે આપણને અન્ય કોઇ સ્થળે કહેવામાં આવે છે કે રામચંદ્રના સૈન્યના સેનાપતિ હનુમાન મહારાણી સીતાની તેમની પાસે રજા લેતી સમય પ્રદક્ષિણા ફર્યા હતા. વફાદારી અને ઉપાસના દર્શાવવાનો આ પુરાણો સુંદર રિવાજ કુદરતમાંથી પ્રચલિત થયેલો છે. સૂર્ય ગ્રહમંડળનો અધિષ્ટાતા છે. અને સઘળા ગ્રહો તેની આસપાસ ફરે છે. જે માનપ્રદ ઉપાસના, વફાદારી અને તર્કત્ત આધીનતા ગ્રહો તેમના મંડળના અધ્યક્ષ તરફ દર્શાવે છે તેના જેવું એક પણ સચોટ દર્શન કુદરતમાં અન્ય સ્થળે મળતું નથી. ગ્રહો તેની આસપાસ ફરે છે પણ કદી પણ તેનાથી એટલા બધાં આકર્ષાતા નથી કે જેથી પોતાનાં નિર્મિત માર્ગ

પરથી એક ઇંચ પણ ખસે અગર પોતાનું વ્યક્તિત્વ ગુમાવે. જો તેમ થાય તો પરિણામે અનુકૂળ દુઃખદાયક નીવડે.

માન પામવાને યોગ્ય વડિલો પ્રતિ આ પ્રકારની વફાદારી બતાવવાનો રિવાજ જે લોકોએ દાખલ કર્યો હશે તે લોકોની વફાદારી અને આધીનતા તર્કશુદ્ધ હોવી જોઇએ એટલુંજ નહિં પણ તે એવી હોવી નહિ જોઇએ કે પ્રમાણિકતા અને ફરજના માર્ગમાંથી આપણને હડસેલી મુકે. એ અમૂલ્ય સિદ્ધાન્ત સાબિત કરવાનુંજ ધાર્યું હોવું જોઇએ. સર્વ પુત્રોમાં શ્રેષ્ઠ અને આજ્ઞાંકિત એવા શ્રી રામચંદ્રજી પોતાના વનગમનના દૃઢ વિચારથી લેશ પણ ડગ્યા નહિ અને મહારાજા દશરથની આજ્ઞા છતાં પણ સુવિખ્યાત ઇક્ષ્વાકુકુળને છાજતું વર્તન દર્શાવી આપ્યું.

શું અજ્ઞાનાંધકારના સમયમાં માત્ર મૂર્તિપૂજા સાથે જોડી દેવામાં આવ્યો એટલાજ કારણથી આ રિવાજ—આ પ્રાચીન બુદ્ધિ સંપન્ન અને સુંદર રિવાજ—આપણે પાછો ચાલુ નહિ કરી શકીએ ? એક તરફ આપણે વહેમી રૂઢિ-અને અનીતિમય ક્રિયાઓને માટે એમ તેવી સમજુતી આપવામાં કેટલાક થીઓસોફીસ્ટોનું અનુકરણ કરવાના લાલચમાં નહિ ફસાવાને સાવચેત રહેવાનું છે, જ્યારે બીજી તરફ તેટલાજ આગ્રહથી અને મક્કમપણે કેટલાક સત્યાનાશક સુધારકોના ફટકા સામે ઉપયોગી સંસ્થાઓનું રક્ષણ કરવું જોઇએ—કે જે લોકો વહેમી દેખાતી સઘળી સંસ્થાનો નાશ કરી અવ્યવસ્થા ઉત્પન્ન કરે છે—( મ્હારી આ માન્યતાથી મ્હારા વાંચકો અવળે રસ્તે નહિ દોરાય એ ધ્યાન રાખવાની મ્હારી વિનંતિ છે. હું સુધારાની વિરૂદ્ધ લેશ પણ નથી; પણ એટલું તો મ્હારે કહેવુંજ જોઇએ કે હું ઉદ્દામ વિચારો યાને too radical ideasની વિરૂદ્ધ છું.

મ્હને તો લાગે છે કે એક સમય એવો પણ હતો કે જ્યારે વિજ્ઞાન-વિદ્યા આ દેશ ભૂમિમાં એટલી તો પ્રગતિને પામી હતી કે પ્રજાનું દૈનિક જીવન પણ વૈજ્ઞાનિક નિયમોથી નિયમિત થતું હતું. કેટલીક એવી વૈજ્ઞાનિક યુક્તિઓ દાખલ કરવામાં આવી હતી કે જે સમય જતાં પ્રજાના દૈનિક જીવનનું એક ઉપયોગી અંગ થઇ પડી—આ નિયમો સાધારણ પ્રજા વર્ગ હમેશાં સમજતો ન હોતો. હજુ પણ નગરનું પાણી વાપરનારાઓમાંથી કેટલા જાણતા હશે કે નગર કોરું પાણી લાવવા માટે કેવા પ્રકારના સાધનો યોજ્યાં હશે ! જ્યારથી વિદ્યાનો નાશ થવા લાગ્યો અને વહેમે પોતાનું અંધકારમય રાજ્ય જમાવવા માંડ્યું ત્યારથી દૈનિક જીવન સાથે સંબંધ ધરાવતી વૈજ્ઞાનિક કળા ત્યાર પછીની પ્રજાને વારસામાં મળી તો ખરી પણ તેનું વૈજ્ઞાનિક મૂળ ભુલી ગયેલા હોવાથી ચમત્કારની શોખીન પ્રજાની ભાવનાને બંધ બેસતી વહેમી સમજુતીઓ ઉભી કરવામાં આવી અને તે એટલી બધી ફેલાઇ ગઇ કે કેટલાક રિવાજો—જે તેના આરોગ્યવર્ધક અને એવા અન્ય ગુણોને લઇને પ્રચલિત થયા હતા—એટલા બધા તો ભેળસેળ થઇ ગયા કે તેનું મૂળ જાણવાનું કાર્ય અસાધ્ય થઇ પડ્યું.

ઉપરોક્ત દાખલો જોતાં—અને એવા બીજા અસંખ્ય આપી શકાય—આપણે એવા અનુમાન પર આવ્યા વિના રહી શકતા નથી કે હિંદુઓના ઘણા ખરા રિવાજોને વૈજ્ઞાનિક મૂળ

છે—જો કે હેમાંના થોડોક સંભવના વહેવા સાથે અર્થ વિનાના થઇ ગયા છે, અને " ચોકા " જેવા કેટલાકનો તો ઘણોજ દુરૂપયોગ થાય છે. મને તો લાગે છે કે હજુ પણ ભારત જનોમાં મ્હોટી વૈજ્ઞાનિક મૂલ્યની એવી કેટલીક બાબતો અસ્તિત્વ ધરાવે છે કે જે બારિક તપાસ કરવામાં આવે તો દુનિયાના સુખ અને કલ્યાણમાં અત્યંત વધારો કરે.

(સમાપ્ત)

## સાયન્સ, (વિજ્ઞાન) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો; તથા વિચારો (સટીક).

**પુછડા માંહેની ચરબીવાળાં બકરાં**—એ ચમત્કારિક બકરાંની જાત સીરીયા, ઇજીપ્ત, પશ્ચિમ એશીઆ અને આફ્રીકાના દક્ષિણ કીનારા વગેરે ઠેકાણે નજરે પડે છે. એનો આકાર પણ જુદો જુદો હોય છે. સીરીયા માંહેલાં બકરાં ઘણાંજ સુંદર હોય છે. તેમનાં સીંગડાં ઉભાં અને તેને રેકુ જેવા વળ હોય છે. અને તેમનાં આખાં શરીર ઉપર સફેદ રંગના લાંબા લાંબા જથાબંદ વાળ હોય છે અને તે પગસુધી લબડતા હોય છે. તે વાળ સુંદર ચળકતા અને રેશમ જેવા સુંવાળા હોય છે, પણ મોઢા ઉપરના વાળ ટુંકા અને કાળા રંગના હોય છે. અને તેના આખા શરીર ઉપર સ્પાનીયર્ડ કુતરાની પેઠે વાળ હોવાથી તેને દેશીઓ વાળવાળાં બકરાં કહે છે. આ બકરાંની ઉંચાઇ નાની ગાય જેટલી હોય છે અને તેની શક્તિ પણ ભારે હોય છે. આ જાતનાં બકરાંની એક જોડ ડોક્ટર બોરીંગ–નામના ગૃહસ્થે લંડનમાંહેલા મ્યુઝીયમને ભેટ કરી હતી તે જોઇને લંડનના લોકોને નવાઇ લાગી હતી. ઇસન માંહેલા તાતાર નામે એક જાતનાં બકરાં થાય છે. તેના પુછડામાં ખૂબ ચરબી ભરેલી હોય છે. અને તે પુછડું કોથળી પ્રમાણે ભરાઇને ભારથી જમીન ઉપર ઘસડાય છે. તે ભાર તેનાથી ખમાતો નથી. અને તે પ્રાણી બહુ દુઃખી થાય છે એવું નજરે પડતાંજ તેનો ભરવાડ તે પૂંછડીને ચીરીને માંહેલો પદાર્થ કાઢી લે છે. તે ખરેખર માંસ પણ નથી તેમ ચરબી પણ નથી એટલે માખણ જેવું હોય છે, અને તે ઘણું કસદાર હોય છે તથા તેમાંથી તેલ પુષ્કળ નીકળે છે. તે માખણની પેઠે ખાવામાં ઉપયોગી પડે છે. સાધારણ રીતે દરેક પૂંછડામાંથી ૧૫ શેર પદાર્થ નીકળે છે. પરંતુ સારી પેઠે પોસાયેલા બકરાંના પૂંછડામાંથી સીત્તેર, એંશી, અને કદી કદી ૧૫૦ શેર સુધી પણ નીકળે છે! મી. લડલ્ફ નામના ગૃહસ્થે એક બકરાના પુંછડામાંથી ૮૦ શેર પદાર્થ નીકળેલો દીઠાનું પોતાની નોંધમાં નોંધ્યું છે. એનું માંસ કાઢી લીધા પછી પાછું ફરીથી ભરાવાને ત્રણ મહિના લાગે છે. માંસ કાઢી લીધા પછી તે બકરાંને સારૂં લાગે છે. તે હોંશીઆર થાય છે, અને સારી રીતે ખાઇ પી શકે છે. પૂંછડામાં વધારે માંસ ભરાવા બાબત સીરીયા અને ઇજીપ્તમાંનાં બકરાં ઘણાં પ્રખ્યાત હોય છે.

માંસ ભરાઈને પૂંછડું ઘણું ભારે થાય છે ત્યારે કેટલાક ભરવાડો તે પૂંછડાની નીચે એક લાકડી બાંધીને તેમાં નાનાં પૈડાં બેસવે છે! તેથી તે ભારે પૂંછડું ખેંચવાને મહેનત પડતી નથી.

**સૌથી વધુ ખાવાની પણ હરીફાઇ !**—પાશ્ચાત્યો હોડ બકવાના ઘણા શોખીન છે. મિત્રોમાં કંઇ કજીયો થતાં પણ છાપ કાંટાની શરતે કરીને કજીયો પતાવી નાંખે છે. જીતવું કે હારવું એ એમનું સૂત્ર છે. દરેક વિષયમાં હરીફાઇ કરવી ને જીત મેળવવી એ એક અનુપમ માન તેઓ ગણે છે. ખાવામાં સૌથી ઓછું કોણ ખાઇને જીવી શકે છે તેની તો હરીફાઇ જાણીતી છે. પણ તે કરતાંએ વધારે કપરી અને અઘરી હરીફાઇ સૌથી વધુ ખાવાની છે. સુરતમાં કેટલાંક વર્ષ પર સૌથી વધારે કેળાં ખાવાની એક હરીફાઇ થઇ હતી તેમાં એક જણ સો કેળાં ખાઇને જીત્યો, પણ બાદ સૂતો તે સૂતો ને ૩ માસમાં મરી ગયો. પરંતુ લોરેન્સ નગર ( મેસેચ્યુસેટસ–અમેરીકા )ના મી. ચાર્લ્સ ડબલ્યુ. ગ્લીડન એવી પોચી મુઠ્ઠીનો નથી. તે બીજા કોઇ પણ બે માણસ કરતાં ૩ કલાકમાં વધારે ખાશે–પીશે એવો તેનો ચેલેંજ છે. ૩ કલાકમાં ૬ રતલ માંસ, ૭॥ શેર માખણ, બીજું પરચુરણ પાંચ શેર, ૧૩૨ ઇંડાં, ૪૦ રતલ અમુક ફળો ઇત્યાદિ તેણે એક તડાકે વારંવાર ખાઇ બતાવ્યાં છે. સૌથી વધુ ખાનાર પીનાર તરીકે આ ગ્લીડન માટે અમેરીકનો મગરૂર છે ત્યારે કાશી મથુરાંના ચોબે ( चतुर्वेदी નો અપભ્રંશ! ) જીઓ માટે હીંદુઓ શરમાય છે એ પણ અજબ છે! કહે છે કે એ ચોબેજીઓમાં પણ એક તડાકે મણ મોદક અને ઓટલો દુધપાક ઉડાવનારા પડયા છે. તેમનાં આંતરડાંનું કદ્દ એ ચીજનો ભાર ઝીલવા માટે સામાન્ય મનુષ્યોથી બહું વધારે–બમણા, ત્રમણાં–લાંબા થઇ ગયા છે. પછી ઉંધા પડીને માટીના ખાડામાં પેટ ગોઠવીને તેઓ થોડાં કલાક પડી રહે છે એટલે પાચન થઇ જાય છે એમ કહેવાય છે. પાશેર પચાવવા પાંચ માઇલ ચાલતો નથી. ગ્લીડનને આ દેશમાં લાવવો જોઇએ અથવા કોઇ પરદેશગમનના અવિરોધી ચોબાને પશ્ચિમ દેશમાં હરીફાઇ માટે લઇ જવો જોઇએ, ત્યારેજ એ પાશ્ચાત્ય ભીમનો મદ ઉતરશે!

**વિમાનીઓ માટે દીવાદાંડી !**—દેવદિવાળી સુધી આપણા હીંદુઓ ઘરને મોખરે વાંસ પર રાત્રીએ દીવો સળગાવી રાખે છે. તેનો હેતુ એવો કલ્પ્યો છે કે દેવતાઓ રાત્રીએ વિમાનમાં જતાં તેઓને એ દીવાના પ્રકાશથી માર્ગ દેખાય! આ કારણ હાલમાં હાસ્યજનક લાગે પરંતુ પ્રાચીન કાલમાં રાત્રીએ વિમાન આ દેશમાં ફરતાં એ વાત સત્ય હોય તો આ રીવાજનું પૂર્વે રહસ્ય હતું એમ સ્વીકારવું પડશે. પૂર્વ કાલનાં વિમાનો કદાચ હાલ જેટલાં ઉંચે ઉડતાં નહીં હોય તેથી ઘર પરના દીવા બસ થતા હશે. હવે તો બહુ ઉંચે ઉડે છે, તેથી સૈકરની ( જર્મની ) નાં સીમેન્સવર્ક્સ નામે ખાતે બે હજાર કેંડલ પાવરવાળી બત્તીવાળી દીવાદાંડી હાલમાં ઉભી કરવામાં આવે છે. આનો હેતુ વિમાનીઓને માર્ગ દેખાડવો તથા બત્તીના રંગ વગેરે પરથી હવાની દિશા સ્થિતિ વગેરેનો અને તેટલો ખ્યાલ આપવાનો છે. નવીન શોધને વ્યાવહારિક ઉપયોગની બનાવવા સારૂ કેટલી યુક્તિઓ તેની સાથે જોડવી પડે છે, તેનું આ એક ઉદાહરણ છે.

સાચુનું સરોવર !—પુરાણોમાં દુધ, મધ, દહીં, ઘી વગેરેના સમુદ્રો કલ્પ્યા છે.

તે તો હજી જડયાં નથી, પરંતુ પુરાણોએ નહીં શોધેલું એવું "સાબુનાં પાણીનું સરોવર તો ખરેખાત હયાત છે. કુદરતનો આ ચમત્કાર યુનાઇટેડ સ્ટેટના વૉશીંગટન પ્રાંતના ઉત્તર-પૂર્વ ખુણામાં આવ્યું છે. તેનું નામજ Soap Lake (સાબુ સરોવર ) છે. ને તે ૩ માઇલ લાંબું અને ૧ માઇલ પ્હોળું છે. એ પાણી ગરમ કરીને શરીરે ચોળતાં એની મેળે ફીણ આવીને ચામડી સ્વચ્છ થઇ જાય છે ! બેશક જો માથાંના વાળ એ પાણીથી ધોય તો તેનો કાળો રંગ બદલાઇને ધુળીયા રાતો થઇ જાય છે, સિવાય કે સ્વચ્છ જળથી પાછું [redacted] માથું ધોઇ નાંખો. આ પાણીનું સ્નાન અનેક રોગોના રોગીઓ કરવા આવે છે જેમની સગવડ સારૂ તેના તટ ઉપર સેનેટોર્યમો બાંધવામાં આવ્યાં છે. સંધીવા, ચામડીનાં, લોહીનાં, તથા પેટનાં દરદો સ્નાનાદથી સારાં થઇ જવાનો સંભવ બતાવવામાં આવે છે. આ પાણીમાં સોડા એક મુખ્ય તત્વ છે.

**પાણીને બદલે રેતી !**—સૃષ્ટિક્રમની વિરૂદ્ધ કાંઇ થતું નથી. તે છતાં તેની વિચિત્રતા—જેને અજ્ઞાનો તેના અપવાદ માત્ર સમજે છે—ની તો કાંઇ મર્યાદાજ નથી, કેનેડામાં એક કુવો છે. તેમાંથી પાણીને બદલે રેતીજ નીકળે છે ! તે કુવામાં ઝરણું છે, તેમાંથી પાણીને બદલે રેતી નિયમિત રીતે ફુવારા પેઠે ફુટયા કરે છે ! આ કુવો સો ફુટ ઉંડો છે. પૃથ્વીના ગર્ભની અંદરના કયા બળથી રેતીનો આ ફુવારો ઉડે છે તેની હજી શોધ થઇ નથી.

**અમેરીકાના મિનારા-મહેલો**—સીંગર કંપનીએ જ્યારે જમીનથી ૬૧૫ ફીટ ઉંચું મકાન બાંધ્યું ત્યારે તેણે અવધિ કીધી એમ જાહેર થયું. પણ હવે તે તો ત્રીજી પંક્તિનું છે. નવાં મિનારા-મહાલયો દુન્યાના સૌથી ઉંચા લોખંડી મીનારા-પેરીસના એફેલ ટાવર-થી બહુ નીચા નથી. સીંગર કંપનીના મકાનના ૪૧ માળ છે, અને તેનો પાયો જમીનમાં ૨૦૦ ફુટ—આશરે રાજબાઇ ટાવર જેટલો ઉંડો છે. તે લોખંડના ફ્રેમ-વર્કનો બાંધેલો છે, જે લોખંડનું જ વજન ૮૦૦૦ ટન છે. અને મકાનની કીમ્મત એક કરોડ રૂપીયા છે. મેટ્રોપોલીટન વીમા કંપનીનું મકાન આથીએ ૭૦ ફુટ ઉંચુ છે. અને વુલવર્થ "સ્કાઈ-સ્ક્રેપર ( અમેરીકન નામ ) ૫૫ મજલા સહિત ૭૫૦ ફુટ ઉંચુ છે. આ દરેક મકાન પોતે એક નગર સમાન છે. તેમાં બધુંજ છે. રહેવાની જગ્યા, દેવળ, દુકાન, બોલરૂમ, રેસ્તોરાં, શાળા ઇત્યાદિ. દર મકાનમાં એકી વખતે ૩૦,૦૦૦ માણસો કામ કરતા હોય છે અને ૧૫-૨૦ લીફ્ટો એક સાથે હમેશાં ઠેઠ નીચેથી ઉપર લાવલઇજા કરતાં હોય છે !—" વન્ડર્સ ઓફ લેંડ એંડ સી."

---

**રસાયણિક નવા કોલસોથી અર્ધોઅર્ધ ફાયદો**—આ કોલસો અથવા બળતણ રસાયણશાસ્ત્રી પ્રોફેસર સેલડને હાલ શોધી કાઢયો છે, જે ઉપરથી તેને સેલ્ડોનાઇટ એવું નામ આપ્યું છે, તેનો અગ્નિ સામાન્ય કોયલા કરતાં વધારે જલ્દી પ્રદીપ્ત થાય છે, તેનું તેજ તથા ઉષ્ણતા વિશેષ છે, ગંધ સુદ્ધાં આવતો નથી અને ધુમાડો પણ જરાએ થતો નથી, કોયલા કરતાં તે પાછળ આટલી વિશેષ સગવડ છતાં અડધોજ ખર્ચ થાય છે એવો દાવો કરવામાં આવે છે. તેનો ખપ પણ ઇંગ્લંડમાં સરૂ થઇ ગયો છે અને લોકોને તે વાપરવા લલચાવવા તે બનાવનારી "ધી સેલ્ડોનાઇટ લેબોરેટરીઝ" કંપની હૉલ્બોર્ન હોલ, લંડન, ડબલ્યુ. સી. ) તેના નમૂના ખાસ ઓછે ભાવ મોકલી આપે છે, હીંદના સાહસિક વ્યાપારીઓ માટે કદાચ ક્ષેત્ર છે, જો કે સ્વદેશી હીલચાલની દ્રષ્ટિથી તેની આયાત ઇષ્ટ નહોય.

## સામાજીક પ્રકરણ ( સટીક ).

હીંદી શેઠીયાઓ અને કેપ્ટન સ્કોટ—આપણા શ્રીમંત નાજુક વર્ગ પોતાના પુત્ર પુત્રીઓને જરા પણ તાપ તડકો ન લાગી જાય તેની સંભાળ લેવા માટે ઘણાં ધનનો વ્યય કરે છે. અજ્ઞાત ' એન્ટાર્ટિક ' મહાસાગરને નાકે જઇને દક્ષિણ ધ્રુવવાળી ભૂમીની શોધ કરતાં શરીરે મરણ પામેલા પરંતુ યશે અમર થયેલા કેપ્ટન સ્કોટનાં મરણ સમયના ઉદ્ગારનો અભ્યાસ એ નાજુક શેઠોએ કરવો ઘટે છે. કેપ્ટન સ્કોટ જ્યારે મુસાફરીએ ઉપડ્યો ત્યારે તે પોતાના તરતના જન્મેલા પુત્રને પોતા પાછળ મૂકી ગયો હતો. મરતાં મરતાં કેપ્ટને પોતાની સ્ત્રીને જે સંદેશો કહાવ્યો તે એ હતો કે ' તેને બહાદુર બનાવો—તેને ખુલ્લી હવામાં રાખો. ' માસ્ટર સ્કોટ હવે ૪ વર્ષનો છે. ઇંગ્લંડ જેવા શીત દેશમાં પણ તેને રોજ ૪ માસનો હતો ત્યારથી ઠંડા પાણીએ નવડાવવામાં આવે છે. વળી તે સારી રીતે તરતાં શીખ્યો ગયો છે. તે વળી એક કટ્ટર વનસ્પત્યાહારી છે ! તેણે માંસનો સ્વાદ પણ કદિ લીધો નથી; તે કદાપિ ટોપી કે મોજાં તો શું પણ જોડા પણ પહેરતો નથી અને હમેશાં તેના હાથ પગ ઉઘાડાજ રહે છે. માત્ર શણનું એક બસ્તર ડોકથી અર્ધે સુધીના પગ ઢાંકવા પહેરે છે. ગુરૂકુલની આવીજ આદર્શ જીંદગી પ્રાચીન કાળમાં હતી. જો પુત્રોને વીર બનાવવા હોય તો નખશિખ પર્યંત ચામડાં અને ઉનથી તેમને મઢી લેવા નહીં !

યાહુદીઓ મચકોડને કેમ ચાલે છે ?—અને તેઓના પગ ચપટા કેમ હોય છે ?—જગતના સર્વ ભાગોમાં સમ રીતે પથરાયલી એવી યાહુદીઓની જાતિ એકજ છે. તેમના વિષે એક વિચિત્રતા એવી છે કે તેઓ બધા મચકોડને ચાલે છે. તેનું કારણ એવું આપવામાં આવે છે કે એ જાતિ પ્રાચીન કાળમાં પેલેસ્ટાઇન તરફ એકત્ર રહેતી. તે સમયે તેઓને ઘણું-ખરું રેતીના રણમાંજ ઉંટ પેઠે આખી જીંદગી ચાલવું થતું. આથી પગ ઉપાડતાં મચકોડને જોર કરવું પડતું તે આજની ઘડી ને કાલનો દહાડો ! ટેવ પડી તે હજી જતી નથી. તેમના પગ પણ ચપટા હોવાની તેમના વિશેષતાનું કારણ એજ—રેતીનું છે. રેતીમાં ચપટા પગવાળા ઉંટ સારી પેઠે ચાલી શકે છે એ પ્રસિદ્ધ છે. રેતીને લીધે પગનાં ખાડા ગયા કે ખાડા વગરના પગવાળાને રેતી ફાવી—શું ? ગમે તેમ હો પણ રેતીના સંબંધને લીધેજ એમના પગ ચપટા થયા છે, ને હવે શરીરરચના વંશપરંપરા કાયમ રહી ગઇ છે.

એ .નું નામ તે ગુરૂકુલ—આપણા સુયોગ્ય સમ્રાટ મહારાજા પાંચમા જ્યોર્જના બીજા પુત્ર રૈન્ડને સામાન્ય મતિભિન્ન પ્રજાના પુત્રો માફક ઇટનની હાઇસ્કુલમાં મહારાજાએ દાખલ કર્યો ... સામાન્ય સ્કુલમાં રાજકુમારોને ભણવા જવાને તેમના પિતા તરફનો સખત મનાઇ હુકમ ... ને ઘેર તો ટ્યુટર ભણાવવાને બદલે દરેક કાલા દાવાજ ભણતા હોવાથી લૉર્ડ મેયોને રા. કુમાર કૉલેજની યોજના કરવી પડી. એ રાસીપા પણ રાજાના પિતા તેથી પ્રાંત

સાથે ન ભેળાય ! તેથી ગોંડલના ઠાકોર સાહેબને ગરાસીયા કોલેજ સ્થાપવી પડી. મહારાજા સયાજીરાવને ધન્યવાદ છે કે તેમણેજ પોતાના રાજકુમારોને જાહેર શાળાઓમાં-વડોદરે તેમજ વીલાયતમાં-મોકલ્યા હતા પણ પ્રીન્સ હેનરીનો દાખલો તો તેથીએ વિશેષ દષ્ટાંત લેવા જોગ છે. ઇટનની શાળામાં એવો ધારો છે કે નવા નીશાળીયાએ જૂના નીશાળીયાના સંદેશા લઇ જનાર તથા શિક્ષકના નોકર તરીકે અમુક કામ કરવાં ! સાંદિપની ગુરૂ માટે કૃષ્ણ સુદામા જોડે વરસાદમાં જંગલમાંથી લાકડાં પાડી લાવ્યો હતો ! તેમજ પ્રાન્સ હેનરી કરે છે. પ્રાન્સ હેનરી તેનાથી જૂના નિશાળીયા લોર્ડ ગેજના હાથ તળે સંદેશા લઇ જનાર નીમાયો છે. મહારાજકુમાર હોવાથી તેની પાસે એ હલકું કામ ન કરાવવાની સૂચના થવાનો સંભવ હોવાથી મહારાણીએ લોર્ડ ગેજ ( ઉમર વર્ષ ૧૮ ) ને એક ખાસ પત્ર લખીને ખબર આપી છે કે બીજા પૈકેજ મારા પુત્ર પાસે કામ કરાવવું-જરા પણ ભેદભાવ ન રાખવો ! ! અને તે પ્રમાણેજ કરવામાં આવ્યું છે. આ દેશનાં ગુરૂકુલોનો આજ આદર્શ છે-રંકરાય માટે એકજ નિયમ છે. છતાં તેમાંએ ભેદભાવ રાખવા કેટલાક ચેષ્ટા કરતા સંભળાય છે ! અને રાજામહારાજાઓ જેઓ જમીનદાર માત્ર છે તેઓ તો પોતાના પુત્રોને હજી વિદ્યાપ્રકરણમાં સામાન્ય પ્રજાના પુત્રોથી ઓઝલ પડદે રાખવામાંજ પોતાના સનાતન ધર્મની સાચવણી માની બેઠા છે. પ્રીન્સ હેનરીના દાખલાથી તેઓ કાંઇક સુધરશે એવી આશા છે.

**ધર્માદા સંસ્થાઓની વ્યાપકતા**—યુરોપીયનોમાં પારમાર્થિક સંસ્થાઓ કેટલી ઝીણી ઝીણી બાબતો સારૂ અને કેટલી " સ્પેશીયેલાઇઝ " થઇ છે તેનાં ઉદાહરણ તરીકે " લંડન સ્પેક્ટેકલ મીશન "નો દાખલો આપી શકાશે. જે ગરીબ મનુષ્યોને આંખે ચશ્મા આવ્યાં હોય પણ તે ખરીદવાનાં સાધન ન હોય તેને મફત ચશ્મા અપાવવાનોજ ધંધો આ સંસ્થા કરેછે. આમ ૧૯૧૨ ના વર્ષમાં તેણે ૩૦૦૦ ચશ્માઓ ધર્માદા આપ્યા હતા. લંડનમાં અનેક સ્થળે તેની શાખાઓ છે. આપણા દેશમાં આ નવીન જમાનામાં નવીન પધ્ધતિ પર પરમાર્થ કરવાની પ્રથા હજી હાલજ શરૂ થઇ છે. વાવ કુવા ઉપરાંત બીજું સુઝતુંજ નહોતું અને સદાવ્રત ધર્મ કરતાં અધર્મ આડકતરી રીતે વિશેષ ફેલાવતાં ન હોય તોજ ગનીમત. જ્યાં પરમાર્થનાં થડનું પણ ઠેકાણું નહીં ત્યાં ચશ્મા જોડા કે કપડાં આપવાની સંસ્થા રૂપી ડાળ પાંખડાંનો પત્તો શાનોજ હોય ? જે પરમાર્થી સંસ્થાઓ યુરોપમાં સંપૂર્ણ થઇ છે તે હજી હવે અહીં શરૂ થાય છે. સુવાવડ ખાતાં હવેજ સ્થપાવા લાગ્યાં છે. પાટણ માટે રા. કીલાચંદ દેવચંદે રૂ. ૪૧૦૦૦ સુવાવડખાતું આપવા હાલમાં જાહેર કર્યું છે. ૧ લાખની વસ્તીની અંદરનાં ગુજરાતના નગરોમાં ઘણું કરીને આ પ્રથમજ જાહેર સુવાવડખાતું થશે.

**મજુરણ છોકરીઓને ગ્રંથકર્તા થવાનું ઉત્તેજન આપનારી મંડળી !** આપણા દેશમાં સાહિત્યની કદર એટલી છે કે ચોપડીને હાથે લાગે-તો હાથ ધોઇ નાખતા નથી એજ દિલાસો છે. વાડી બંગલામાં રહેનારા અને ગાડી ઘોડાંમાં ફરનારા શેઠીયાઓને ત્યાં પણ જોશો તો એના ઘરમાં ચોપડી શિવાય દુન્યાની દરેક જાતનું હજૂર હશે અને ચોપડીને સૌથી નજીકની આવતી ચીજ તો હિસાબના ચોપડાજ હશે. ભલાભલા ગ્રંથકારો અને લેખકો લેખિની દ્વારા ઉદરનિર્વાહ માત્ર પણ કરી શકવાની આશા રાખતા નથી. તેઓ શોખ ખાતર બસે હાથ અને કાગળ કાળા કરીને, લખવાની ખંજવાળ શમે કરે ! એ ખરૂં છે કે કચરો

ઓઓ છે પણ ક્યરો ગળાય છણાય ત્યારેજ સંત તરી આવી શકે. જ્યારે આપણા દેશની આ સ્થિતિ છે ત્યારે બીજે છેડો પણ જુવો ! લેન્કેશીયરની મીલમાં મજુરી કરતી મીસ એથલ કાર્ની નામની એક કુમારી છે તેણે કેટલીક સુંદર અપ્સરાની અદ્ભુત વાર્તાઓ બાળકોના આનંદ માટે લખી છે તેમજ કવિતાની પણ બે ચોપડી પ્રગટ કરી છે. તેણે "રેલ્વ પેન ક્લબ" નામની એક સંસ્થા લંડનમાં કામદાર વર્ગની છોકરીઓ માટેની "એબલ હાઉસ વર્કીંગ વીમેન્સ કૉલેજ" ની એક પાંખ તરીકે હાલમાં સ્થાપી છે. તેનો હેતુ મીલ વગેરે સ્થળે કામ કરતી જે જુવાન મજુરણોમાં લખવાની નૈસર્ગિક શક્તિ હોય તેમને ઉત્તેજન આપવાનો છે. તેવાજ અભિલાષા વાળી કન્યાઓ તેની સભાસદ થઇ છે, જે સંખ્યા રેપ ની છે. તેમાં એક રસોઇઆણું છે જે ઉત્તમ કૃતિની કવિતા લખે છે. બીજી ઘર ચાકરડી છે તેણે એક સુંદર સંવાદાત્મક લેખ રજુ કર્યો છે. ત્રીજી એક કામદાર વર્ગની નવોઢા છે જેણે ખેતીના મજુર વર્ગની દયાજનક સ્થિતિનો ચિતાર આપનારી નાની નાની વાર્તાઓ લખી છે. ભવિષ્યમાં તેઓ ચકમાંથી નીકળીને સત્ય પ્રાણીઓ થવાનો સંભવ છે ! અહીં કેટલો ?

**પશુપક્ષીઓ અને પત્નીવ્રત**—એ વર્ગમાં યાવજ્જીવન બ્રહ્મચર્ય રાખવાનું કોઇ વ્રત લેતું નથી—જો કે ન મળતાની અગીયારસ કરનારા વાંઢાઓ ઘણા છે. ઘણું કરીને શારીરિક દુર્બલતાથીજ તેમને કુંવારા રહેવું પડે છે. હીંદુ કાયદાઓમાં આઠ જાતનાં લગ્ન (ને બાર જાતના પુત્ર) કહ્યા છે તો પશુઓમાં પણ ૪ જાતનાં છે એમ પ્રખ્યાત નેચરલીસ્ટ મી. અર્નેસ્ટ સેટન પશુઓની સોશીયોલોજીનો અભ્યાસ કરીને આપણને ખબર આપે છે. વરુ મુસલમાન પદ્ધતિ પસંદ કરે છે. તે મરણ પડે ત્યાં સુધી તેની ધર્મપત્ની સાથે રહે છે પણ પણ તેનાથી કંટાળી જતાં તરત તલાક આપીને નવીનું પાણિ(હાથ)—કે પગ ?—ગ્રહણ કરે છે. છતાં એક વખતે તો એકજ સાથે રહે છે તેટલે અંશે એક પત્નીવ્રતધારી કહેવાય ખરો.—બીજો વર્ગ એવો (લોંકડી વિગેરે) છે કે જે પ્રજોત્પત્તિની શરૂઆતજ પત્ની સાથે રહે છે. તેમને બાળકો ઉછેરવાનો કેમ્પ જેવો વાસ છે. પિતા થતાં તે જુદો પડે છે. તે મોટાં થઇ આવતાં પાછો સાથે રહે છે, જો કે કેટલાંક પ્રાણિ તો ત્યાગ હમેશને માટે કરે છે.

પશુ રાજ્ય પણ તેનાં રામ સીતાથી સર્વથા શૂન્ય નથી ! એ ત્રીજો વર્ગ ગણાય. આ વર્ગમાં જંગલમાં મંગલ કરતા હંસ, ચક્રવાક (ચકવો—ચકવી), કપોત—કબુતર (અમુક જાતો) અને ઘણું કરીને ઘુવડનો પણ સમાવેશ થાય છે. તેઓ તો સમસ્ત જીવન એકપત્નીવ્રત ધારી છે અને એમાંનું કોઇ મરતાં, શું પતિ, શું પત્ની પુનર્લગ્ન કરતાં નથી. પણ મરણ પર્યંત રૂદન કરીને શોક કર્યો કરે છે ! એઓજ ખરાં—બાદ દ્વિજ હીંદુ સ્ત્રીનો જન્મ લેતાં હશે ! બિચારા ઘુવડને બહુ ગાળ દેવામાં આવે છે પણ મરણ પર્યંત લગ્ન પરંપરા કરનારા હીંદુ પુરૂષોએ તેમની પાસેથી કમમાં કમ એક પાઠ તો શીખવાનો છે ! દ્વિજ હીંદુ સ્ત્રી પુનર્લગ્ન ન કરતી હોવા માટે હીંદુ પુરૂષો બહુ ફુલાય છે પણ જ્યાં સુધી તેઓ પોતે તો ખુદાજ રહે છે ને મરણ બાદ તો શું પણ પત્નીનાં જીવતાં જીવંત પણ અનેક પત્નીઓથી પોતાની અનેક દિશાઓ સુશોભિત કરે છે ત્યાં સુધી એ અભિમાનમાં સંયમ કરતાં સ્વાર્થ વિશેષ છે ! ખરી વાત એ છે કે ગમે એટલી ગાળો દો પણ મનુષ્ય નામક મહાપશુ, પંખુ એપ, ચકવો જેવો જીવનેક પત્નીગામી કુદરતી રીતે નથી. હોય તો તે નામનો, ભલાકાં

રનો અને બહુ તો અપવાદ રૂપે છે. એમ થવા માટે કાંઇ શાસ્ત્રાજ્ઞાના ટેકાની જરૂર નથી. ચક્રવાક, હંસ તથા ઉલક પેઠે કુદરતી રીતે તેઓ એકજ સહચારિણી શિવાય બીજાનો સંકલ્પ ન કરે, અને તેના વિયોગથી વ્યાકુલ થઇ મરણ પર્યંત વિલાપમગ્ન રહે ત્યારેજ તેઓ જીવનાંત એક પત્નીગામી કહેવાય. દેખીતી રીતે પ્રભુની તેમને માટે એવી ઇચ્છા નથી. અને જો પુરૂષ માટે નથી તો સ્ત્રીઓ માટે પણ નથી. કેમકે પશુ રાજ્યમાં પણ સ્ત્રી પેઠેજ પુરૂષ વર્ગની લાગણીઓ લગ્ન પ્રકરણમાં છે તે તો નિર્વિવાદ છે. સારાંશ કે, ફરજ્યાત દૈવ[illegible]દરતની દ્રષ્ટિથી, પુરૂષ વર્ગના તેમના પ્રતિના બલાત્કારનો વિધિ માત્ર છે.

વરૂ, યુરોપીયનોને તથા હીંદુપુરૂષોને લગ્ન પદ્ધતિમાં સૌથી મળતો આવે છે. આ ચોથો વર્ગ છે. જ્યાં સુધી એક જીવે છે ત્યાં સુધી બીજા-જીવતું તે નામ લેતા-તી નથી. પરંતુ એકના મરણ પછીજ બીજાનું પુનર્લગ્ન થાય છે.

પુત્રિકાપુત્ર, કાનીન (કુંવારી કન્યાથી ઉત્પન્ન થયેલો), સહોઢ, ક્રીતક, ઇત્યાદિ પુત્રો આ પ્રકારનાજ જાણવા. આવી રીતે ગમે તે પ્રકારે પ્રત્યેક ગૃહસ્થે પુત્રપ્રાપ્તિ કરવી, એ જીવનનું એક પરમ કર્તવ્યજ થઈ પડ્યું હતું ! નિયોગનું વિવેચન આગળ કરવામાં આવશે.

**અતિથિ સત્કાર.**

અતિથિ સત્કાર, એ પ્રત્યેક મનુષ્યનાં ખાસ કર્તવ્યોપૈકી એક મનાતું. 'યદ્યપિ અતિથિ પ્રાકૃત મનુષ્ય હોય તોપણ તેનો સત્કાર કરવો જોઈએ; તેને આસન દઈ અન્નાદિકથી સંતુષ્ટ કરવો જોઇએ.'[1] કેટલીકવાર અતિથિને ગાય પણ આપવામાં આવતી. અનુશાસન પર્વના બીજા અધ્યાયમાં અતિથિપૂજનનાં બહુ વખાણ કરવામાં આવ્યા છે. ગૃહસ્થને અતિથિથી બીજું કોઇ શ્રેષ્ઠ નથી.[2] અતિથિને યથાશક્તિ અન્ન આપવું, એના જેવું પુણ્યકારક બીજું કંઇ નથી.[3] શીલવાન અને સત્પાત્ર અતિથિ પ્રાપ્ત થતાં જો તેની પૂજા ન કરવામાં આવે તો તે પોતાનું પાપ દેઇ યજમાનનું (જેને ઘેર અતિથિ તરીકે આવ્યો હોય તેનું) પુણ્ય લઇ જાય છે.[4] સુદર્શન મૃત્યુને કહે છે, 'મારા પ્રાણ, સ્ત્રી, અને જે કંઇ દ્રવ્ય મારી પાસે છે તે સર્વ અતિથિને આપવું એવું મારું મત છે.'[5]

**દાન.**

દાનનું મહાત્મ્ય બહુ વર્ણવેલું છે. જમીનનું દાન સર્વ દાનોમાં શ્રેષ્ઠ મનાતું.[6] અનુશાસન પર્વના ૬૩ મા અધ્યાયમાં અન્નદાનનું મહત્ત્વ ગાયેલું છે. તેજ પર્વના ૬૮ મા અધ્યાયમાં તલ અને દીપનાં દાનથી શું ફલ થાય છે તે કહેલું છે.

વળી એજ પર્વના ૬૯, ૧૨૬, ૧૩૦ એ અધ્યાયોમાં ધનુષ્ય, ઉપાનહ્ (જોડા), દીપ, અન્ન, ઈત્યાદિકનું દાન કરનારની સ્તુતિ કરવામાં આવેલી છે. 'અન્યાયથી મેળવેલાં દ્રવ્યનું દાન કરતાં તે દાન દાતાને મહાભયમાંથી મુક્ત કરતું નથી.'[7] બ્રાહ્મણને વચન આપી તે તોડતાં પાપયોનિ પ્રાપ્ત થાય છે.[8] એજ પર્વના ૧૩૭મા અધ્યાયમાં બ્રાહ્મણોને જુદીજુદી વસ્તુઓ આપવાથી સ્વર્ગમાં ગયેલા

---

१. अतिथिः किल पूजार्हः प्राकृतोऽपि विजानता । धर्मं जिज्ञासमानेन किं पुनर्यादृशो भवान् ॥ सुंदर० १. ११२.

२. गृहस्थानां च सुश्रोणि नातिथेर्विद्यते परम् । अनु० २. ४४.

३. नहीदृशं पुण्यफलं विचित्रमिह विद्यते । यथाशक्ति च यो दद्यादन्नं विप्रेषु संस्कृतम् ॥ वन० २४०. ३६.

४. पात्रं त्वतिथिमासाद्य शीलाढ्यं यो न पूजयेत् । स दत्त्वा दुष्कृतं तस्मै पुण्यमादाय गच्छति ॥ अनु० २. ६२.

५. प्राणा हि मम दाराश्च यच्चान्यद्विद्यते वसु । अतिथिभ्यो मया देयमिति मे व्रतमाहितम् ॥ वन० ३१३. ७१.

६. अति दानानि सर्वाणि पृथिवीदानमुच्यते । अनु० ६२. २.

७ अन्यायासमुपात्तेन दानधर्मो धनेन यः । क्रियते न स कर्तारं त्रायते महतो भयात् ॥ वन० २५९. ३२

८. ब्राह्मणस्य प्रतिश्रुत्य न मया तदुपाहृतम् । तत्कृते पापकां योनिमापन्नोऽस्मि प्लवंगम ॥ अनु० ९. १२.

લોકોની ચાંદી આપેલી છે !! દાનશૂર પુરુષોમાં કર્ણ અગ્રગણ્ય જણાય છે. તેની ઉદારતાનું એક દૃષ્ટાંત સૂર્યે સૂચના આપવા છતાંયે બ્રાહ્મણવેષ ધારણ કરી આવેલા ઇન્દ્રને, જેપર તેનું આખું જીવિત અવલંબિત હતું એવાં, કવચકુંડલ તેણે આપી દીધાં હતાં તે છે.

શરણાગતનું રક્ષણ કરવું એ પ્રત્યેક મનુષ્યનું કર્તવ્ય હતું. શરણાગતનો નિષેધ કરવો એ બ્રહ્મહત્યા કિંવા ગોવધ કરવા જેટલુંજ મોટું પાતક ગણાતું.¹ 'હાથ જોડી, દીનપણે, જો પ્રત્યક્ષ શત્રુ પણ આવે તો તેના પર દયા કરી તેને મારવો નહીં.'² પ્રાણદાન કરતાં મોટું દાન બીજું [redacted]³ શરણ આવેલા કબૂતરનું રક્ષણ કરવા સારૂ શિબિરાજાએ એક શ્યેનને પોતાનું માંસ આપ્યું હતું, એવી કથા અનુશાસન પર્વના ૩૨ મા અધ્યાયમાં આવે છે.

પોતાના યશને કલંક ન લાગે તેટલા સારૂ મહાભારત અને રામાયણમાં પણ મુખ્ય માણસો ખાસ કાળજી રાખતા જણાય છે. કીર્તિની "મહતી" કર્ણે વનપર્વમાં ગાઇ છે. (અધ્યાય ૩૦૦). લોકાપવાદથી બ્હી "હું જીવિતનો કિંબહુના જનકાત્મજા (સીતા) નો પણ ત્યાગ કરીશ," એવું રામ કહે છે. કર્ણ પણ કહે છે કે "જીવિતનો વ્યય કરીને પણ કીર્તિનું રક્ષણ કરવું જોઇએ."⁴

તીર્થયાત્રા કરવી અને પવિત્ર નદીઓમાં સ્નાન કરવું એ બેઉ પાપનાશક છે એવી માન્યતા હતી. પ્રથમ પાપકર્મ કરી જે મનુષ્ય ગંગાકાંઠે રહે છે તે સુધ્ધાં ઉત્તમ ગતિએ પહોંચે છે, એવું લખ્યું છે!![5] આ સંબંધી વનપર્વમાં (અધ્યાય ૮૧) અને અનુશાસન પર્વમાં (અધ્યાય ૨૫-૨૬) પુષ્કળ વિસ્તાર કરેલો છે.

બંધુત્વનો સંબંધ બહુ દૃઢ માનવો, એવું કહેલું છે. યદ્યપિ બંધુઓમાં આપસઆપસમાં કલહ હોય છતાં ત્રીજા પાસે તેમનો નાશ કરાવવો નહીં. હાલના સમયમાં ધર્મે ભીમને આપેલો ઉપદેશ પ્રત્યેકે પોતાનાં હૃત્પટલપર કોતરી રાખવા જેવો છે. બંધુઓમાં કલહ અને વૈર તો વારંવાર થયા કરવાનાંજ; પરંતુ જ્યારે કોઇ ત્રીજો મનુષ્ય આપણા બંધુઓની પૂંઠે લાગે, ત્યારે પારકાં તરફથી આપણા બંધુઓનું અપમાન થાય એ સારા માણસથી સહન ન થવું જોઇએ.[6]

---

१. यो हि कश्चिद् द्विजान्हन्याद्गां वा लोकस्य मातरम् । शरणागतं च त्यजते तुल्यं तेषां हि पातकम् वन० १३१. ६.

२. बद्धाञ्जलिपुटं दीनं याचन्तं शरणागतम् । न हन्यादानृशंस्यार्थमपि शत्रुं परन्तप ॥ युद्ध० १८. १७.

३. प्राणदानात् परं दानं न भूतं न भविष्यति ॥ अनु० ११६. २६.

४. अप्यहं जीवितं जह्यां युष्मान्वा भरतर्षभ । अपवादभयाद्भीतः किं पुनर्जनकात्मजाम् ॥ उत्तर० ४५. १४-१५; जीवितेनापि मे रक्ष्या कीर्तिस्तद्विद्धि मे व्रतम् ॥ वन० ३००. ३८.

५. पूर्वे वयसि कर्माणि कृत्वा पापानि ये नराः । पश्चाद्गंगां निषेवन्ते तेऽपि यान्त्युत्तमां गतिम् ॥ अनु० २६. ३०.

६. भवन्ति भेदा ज्ञातिनां कलहाश्च वृकोदर । प्रसक्तानि च वैराणि कुलधर्मो न नश्यति ॥ यदा तु कश्चिज्ज्ञातीनां बाह्यः प्रार्थयते कुलम् । न मर्षयन्ति तत्सन्तो बाह्येनाभिप्रधर्षणम् ॥ वन० २४३. २-३.

**દૈવ અને પુરુષકાર.** પુષ્કળ ઠેકાણે દૈવ અને પુરુષપ્રયત્ન એ બેઉના બળાબળની તુલના કરેલી છે. તે પરથી એમ જણાય છે કે વ્યાસ અને વાલ્મીકિ એ બેઉ કેવળ દૈવવાદી કે કેવળ પ્રયત્નવાદી નહોતા. દૈવ અને પુરુષપ્રયત્ન એ બેઉના વિષય મર્યાદિત છે; કેવળ પ્રયત્નથીજ કે કેવળ દૈવથીજ સર્વ સાધ્ય થશે એવું નથી; દૈવ અને પ્રયત્ન એ પરસ્પર સાપેક્ષ છે એવું વર્ણન બેઉ ગ્રન્થકારો પ્રતિપાદન કરતા જણાય છે. અયોધ્યાકાણ્ડના આવેશમાં [illegible] રામ દૈવવાદી થઇ લક્ષ્મણને કહે છે કે, "દૈવથી વિરોધ કરવાનું કયા પુરુષમાં સામર્થ્ય છે ?"[1] પણ લક્ષ્મણ પ્રયત્નને પ્રાધાન્ય આપી કહે છે કે, "દીન અને દુબળા દૈવની શા સારૂ આટલી માતબ્બરી માનો છો ?"[2] અજગરે પોતાને પકડતાં ભીમ કહે છે કે "દૈવજ શ્રેષ્ઠ છે અને પુરુષપ્રયત્ન નિષ્ફળ છે."[3] યોગ્ય ક્ષેત્ર ન હોતાં જેમ વાવેલાં બી નિષ્ફળ જાય છે, તેમજ પુરુષપ્રયત્ન વગર દૈવ લૂલો છે.[4]

**દિનચર્યા.** અનુશાસન પર્વના ૧૦૪, અને શાંતિપર્વના ૧૯૩ મા અધ્યાયમાં સવારમાં ઉઠી રાતના સૂતી વખત સુધી પ્રત્યેક મનુષ્યે કેમ વર્તવું તે સંબંધી બહુ સૂક્ષ્મ નિયમો કહેલા છે. જો કે તેનું વિસ્તારથી વર્ણન કરવું અત્રે શક્ય નથી, છતાં કેટલીક મુખ્ય બાબતોનો ઉલ્લેખ અત્રે કરવો જરૂરી છે. દરેકે સૂર્યોદય પૂર્વે ઉઠવું; પારકાં સાથે કિંવા એકલાં દૂર જવું નહીં; બીજાનાં કપડાં કે જોડા વાપરવા નહિ; દક્ષિણ કે પૂર્વ તરફ પગ રાખી ઉંઘવું નહીં; નગ્ન થઇ સ્નાન કરવું નહીં; દિવસે નિદ્રા લેવી નહીં; લલિતકલાનો અભ્યાસ કરવો; ઇતિહાસાદિકોની કથાઓ વાંચવી; મહાત્માઓનાં ચરિત્ર હમેશા નજર સામે રાખવાં; અને સત્ય બોલવું. ફક્ત પાંચ ઠેકાણે જૂઠું બોલતા પાપ લાગતું નથી:—(૧) મશ્કરીમાં; (૨) સ્ત્રીઓ સાથે; (૩) વિવાહ પ્રસંગે; (૪) પ્રાણ સંકટની આપત્તિ આવતાં; અને (૫) સર્વ ધનનો નાશ થવાનો વખત આવે ત્યારે![5]

**મહાપાતક.** બ્રહ્મહત્યા, સુરાપાન, ચોર્ય, ગુરુદારાગમન અને એ ચાર પાતકીઓ સાથે સંસર્ગ રાખવો, એવાં પાંચ મહાપાતક માનવામાં આવતાં; પરંતુ ક્ષત્રિયવૃત્તિથી રહેનાર બ્રાહ્મણને ( દ્રોણાદિ જેવા ) લડાઈમાં મારવામાં પાતક મનાતું નહોતું.[6] જો કે ભારતરામાયણના કાળમાં બ્રાહ્મણો સુરાપાન કરતા નહોતા, છતાં શુક્રાચાર્યની વાત પરથી બ્રાહ્મણો એ સમયે મદ્ય પીતા હતા, એવું જણાય છે. મદ્યપી બ્રાહ્મણ વિષે ભયંકર તિરસ્કાર બતાવવામાં આવતો. 'સુરાપી બ્રાહ્મણને જે મુજબ રસ્તામાં અનાર્ય કહી સંબોધવામાં આવે છે તે મુજબ પેટના ગોળાને વેચનાર જે હું તેને લોક અનાર્ય કહી બોલાવશે,' એમ એક ઠેકાણે

---

१. कथं दैवेन सौमित्रे योद्धुमुत्सहते पुमान् । अयोध्या० २२. २१.

२. किं नाम कृपणं दैवमशक्तमभिशंससि । अयो० २३. ७.

३. दैवमेव परं मन्ये पुरुषार्थो निरर्थकः । वन० १७९. २७.

४. यथा बीजं विना क्षेत्रमुप्तं भवति निष्फलम् । तथा पुरुषकारेण विना दैवं न सिध्यति ॥ अनु० ६. ७.

५. न नर्मयुक्तं वचनं हिनस्ति न स्त्रीषु राजन्न विवाहकाले । प्राणात्यये सर्वधनापहारे पंचानृतान्याहुरपातकानि ॥ आदि० ८९-१६.

६. उद्यतेषुमथो दृष्ट्वा ब्राह्मणं क्षत्रबन्धुवत् । यो हन्यात्समरे क्रुद्धं युध्यन्तमपलायिनम् । ब्रह्महत्या न तस्य स्यादिति धर्मेषु निश्चयः । उद्योग० १७८. ५१.

કહેલું છે.[૧] શુક્રાચાર્ય કહે છે કે " જે બ્રાહ્મણ આજથી સુરા પીશે તે ધર્મબાહ્ય થઈ - તેને બ્રહ્મહત્યાનું પાતક લાગશે અને ઈહલોકમાં તેમજ પરલોકમાં તે નિંદ્ય થશે." [૨] બ્રાહ્મણ સિવાયના લોક-વિશેષતઃ ક્ષત્રિયો–મદ્યપાન કરતા.

**સ્ત્રી-ચારિત્ર્ય.** સ્ત્રીઓનાં ચારિત્ર્યસારૂ બહુ કાળજી લેવાતી. બલાત્કારમાંથી સ્વસ્ત્રીપ્રમાણેજ પરસ્ત્રીનું રક્ષણ કરવું જોઇએ;[૩] પરસ્ત્રીગમન જેવું આયુષ્યની હાનિ કરનારૂં બીજું કંઇ નથી,[૪] એમ જો કે કહેલું છે છતાં વેશ્યાઓના ક્વચિત્ ઉલ્લેખ છે. કૃષ્ણ જ્યારે પાંડવો પાસેથી શિષ્ટાઈ કરવા સારૂ આવ્યા ત્યારે તેને સામે લેવા ગયેલા લોકોમાં વેશ્યાઓ પણ હતી। લોમપાદે ઋષ્યશૃંગના આશ્રમમાં વેશ્યાઓ મોકલી હતી।[૫] ગાન્ધારી ગર્ભવંતી હતી ત્યારે ધૃતરાષ્ટ્રે વેશ્યા રાખી હતી।[૬]

જો કે ભારતરામાયણકાલમાં પાતિવ્રત એજ સ્ત્રીયોનું પરમ ભૂષણ મનાતું, છતાં બહુ પુરાતન કાળમાં તેવી સ્થિતિ નહોતી એવું બતાવનારાં અનેક વાક્યો છે. બહુ પુરાતન કાળમાં સ્ત્રીઓને કોઈ પણ પ્રકારનું બંધન નહોતું; કોઇ પણ પ્રકારનો પડદો ન રાખતાં તે મનઃપૂત આચરણ કરતી, અને પાતિવ્રતનું ઉલ્લંઘન કરવા છતાં તેમને પાપ લાગતું ન્હોતું। મહર્ષિ વ્યાસે સુદ્ધાં આવાં વર્તનને વખાણ આપી છે; અને ' ઉત્તરકુરૂ દેશમાં અદ્યાપિ એવીજ સ્થિતિ છે, ' એવું પાંડુ પાસે માદ્રીને કહેવડાવ્યું છે.[૭] ઉદ્દાલક ઋષિના પુત્ર શ્વેતકેતુએજ સૌથી પ્રથમ સ્ત્રીપુરૂષને મર્યાદા બાંધી આપી. સ્ત્રી પતિવ્રતા ધર્મનું ઉલ્લંઘન કરે તો ભ્રૂણહત્યા જેવું અસુખદાયી ઘોર પાતક તેને લાગે છે; તેજ પ્રમાણે પતિવ્રતા સ્ત્રી હોવા છતાં જે પરસ્ત્રીગમન કરે તેને પણ તેજ પાતક લાગે છે, એવું શ્વેતકેતુએ કહેલું છે.[૮] ( જો કે આજ નિયમ પુનર્લગ્નની બાબતમાં પણ લાગુ પડે છે કે નહિ, તે સ્પષ્ટ કર્યું નથી। અનુવાદક. )

માહિષ્મતી નગરીમાં આજ સ્થિતિ હતી; ત્યાં સ્ત્રીઓ સ્વચ્છંદથી વર્તતી, સ્ત્રીઓને અપ્રતિબંધ

---

१. अनार्य इति मामार्याः पुत्रविक्रायकं ध्रुवम् । विकरिष्यन्ति रथ्यासु सुरापं ब्राह्मणं यथा ॥ अयोध्या॰ १२. ७८.

२. आदि॰ ७६. ६५.

३. यथात्मनस्तथान्येषां दारा रक्ष्या विमर्शनात् । अरण्य॰ ५०. ८.

४. न हीं दृशमनायुष्यं लोके किंचन विद्यते । यादृशं पुरुषस्येह परदारोपसेवनम् ॥ अनु॰ १०४. २१.

५. वनपर्व॰ ११०.

६. गान्धार्यां क्लिश्यमानायामुदरेण विवर्धता । धृतराष्ट्रं महाराजं वेश्या पर्यचरत्किल ॥ आदि॰ ११५. ३९.

७. अनावृताः किल पुरा स्त्रिय आसन्वरानने । कामचारविहारिण्यः स्वतन्त्राश्चारुहासिनि ॥ तासाव्युच्चरमाणानां कौमारात्सुभगे पतीन् । नाधर्मोऽभूद्वरारोहे स हि धर्मः पुराऽभवत् ॥ प्रमाणदृष्टो धर्मोयं पूज्यते च महर्षिभिः । उत्तरेषु च रम्भोरु कुरुष्वद्यापि दृश्यते ॥ आदि॰ ११२. ४. इत्यादि.

८. व्युच्चरन्त्याः पतिं नार्या अद्यप्रभृति पातकम् । भ्रूणहत्यासमं घोरं भविष्यत्यसुखावहम् ॥ भार्यां तथा व्युच्चरतः कौमारब्रह्मचारिणीम् । पतिव्रतामेतदेव भविता पातकं भुवि ॥ आदि॰ १२२. १७–१८.

આચરણ સંબંધી અગ્નિએ વરદાન આપ્યું હતું, જેથી તે સ્વૈરિણી થઈ યથેષ્ટ આચરણ કરતી.[૧] કુન્તીને સૂર્ય કહે છે, "કન્યા શબ્દ कम् ધાતુ ઉપરથી નીકળેલો છે અને તેનો અર્થ 'સર્વપર પ્રીતિ કરનારી' છે, તેથી કન્યા સ્વતંત્ર છે; સ્ત્રીઓ અને પુરુષોએ બીલકુલ ભેદ ન રાખતાં રહેવું એજ નૈસર્ગિક છે; એથી જુદા પ્રકારનું વર્તન કૃત્રિમ છે!!!"[૨]

નિયોગ.

આપણી દૃષ્ટિએ અત્યંત વિલક્ષણ અને તિરસ્કરણીય લાગે તેવો નિયોગનો રીવાજ ભારત રામાયણકાલે પ્રચલિત હતો. અમે આગળ કહીજ ગયા છીએ કે પ્રાચીન આર્યોને પુત્રપ્રાપ્તિનો બહુજ અભખરો હતો. વંશવૃદ્ધિ સારૂ, ધનના વારસ તરીકે, અને પિતરોને પિણ્ડદાન આપવા સારૂ પુત્રની બહુ અપેક્ષા રહેતી. આ પ્રકારે પુત્રને જે મહત્વ પ્રાપ્ત થયું હતું તેનાંજ પરિણામ રૂપે નિયોગનો ચાલ પ્રચારમાં આવ્યો હશે. ઉપરનાં ત્રણ કારણે—અને ખાસ કરી પિણ્ડદાનને સારૂ—ગમે તે પ્રકારે પુત્ર ઉત્પન્ન કરવો, એવીજ તેમની આકાંક્ષા હતી એમ જણાય છે. કોઈ સ્ત્રીનો પતિ નિપુત્રક મરણ પામ્યો હોય તો તેની સ્ત્રીને દિયર (કે કોઈ વિદ્વાન્ બ્રાહ્મણ) દ્વારા પુત્રપ્રાપ્તિ કરી લેવાની પરવાનગી હતી.[૩]

વિચિત્રવીર્યની સ્ત્રીઓને દ્વૈપાયન વ્યાસથી ધૃતરાષ્ટ્ર અને પાંડુ એ બે પુત્રો થયા હતા. પાંડુએ કુંતીને પણ એજ રીતે પુત્રપ્રાપ્તિ કરી લેવા જણાવ્યું હતું. તેણે એ વાત કબૂલ ન કરવાથી પાંડુએ તેને પૂર્વે થઈ ગયેલાઓના અનેક દાખલા આપી તેનું મન વાળ્યું હતું. પરશુરામે નિઃક્ષત્રિય પૃથ્વી કરી તે વખતે, ક્ષત્રિયાંગનાઓને બ્રાહ્મણોથી પુત્ર થયા હતા.[૪] આ પ્રકારના જે પુત્રો થતા તે ક્ષેત્રજ કહેવાતા અને તે જેમની સ્ત્રીથી ઉત્પન્ન થતા તેમનું નામ ચલાવતા.

ધૂત.

પ્રાચીન કાળમાં આર્યાવર્તમાં જે દુર્વ્યસનો હતાં તેમાં ઘૂતનું સ્થાન પ્રમુખપણે છે. વૈદિક કાળમાં પણ ઘૂતક્રીડા બહુજ પ્રચારમાં હતી અને તેનાં દુષ્પરિણામ તે વખતે સુદ્ધાં જણાઇ ચુક્યાં હતાં.[૫] ઘૂતનાં દુષ્પરિણામ સારી રીતે ખબર હોવાથી રાજાઓને ઘૂતક્રીડા નિષિદ્ધ હતી. 'ઘૂત, મૃગયા, સુરાપાન, અને સ્ત્રીઓપર આસક્તિ વડે રાજાઓનો ક્ષય થાય છે એમાં જરાયે સંશય નથી.'[૬] યુધિષ્ઠિર જેવો ધર્મશીલ અને શાંત રાજા પણ ઘૂત રમે છે તેથી જણાય છે કે એ વ્યસન બહુંજ પ્રસર્યું હતું. સર્પની જનની કદ્રૂ અને ગરુડની

૧. तस्यां पुर्यां तदा चैव माहिष्मत्यां कुरूद्वह ॥ बभूवुरनतिग्राह्या योषितश्छन्दतः किल । एवमग्निर्वरं प्रादात्स्त्रीणामप्रतिवारणे ॥ सभा० ३१. ३७–३८.

૨. 'કન્યા' શબ્દની વ્યુત્પત્તિ વનપર્વ૦ ૩૦૭. ૧૩ માં આ પ્રમાણે છેઃ—अनावृताः स्त्रियः सर्वा नराश्च वरवर्णिनि । स्वभाव एष लोकानां विकारोऽन्य इति स्मृतः ॥ वन० ३०७. १५.

૩. नारी तु पत्यभावे वै देवरं कुरुते पतिम् । अनु० ८. २२.

૪. एवं निः क्षत्रिये लोके कृते तेन महर्षिणा । उत्पादितान्यपत्यानि ब्राह्मणैर्वेदपारगैः ॥ आदि० १०४. ५; तस्मात्त्वमपि कल्याणि ब्राह्मणात्तपसाधिकात् । मन्नियोगाद्यत क्षिप्रमपत्योत्पादनं प्रति ॥ आदि० १२०. ४०.

૫. अक्षैर्मा दीव्यः कृषिमित्कृषस्व वित्ते रमस्व बहु मन्यमानः । तत्र गावः कितव तत्र जाया तन्मे विचष्टे सवितायमर्यः ॥ ऋग्वेद १०. ३४–१३.

૬. अक्षेषु मृगयायां च पाने स्त्रीषु च वीर्यवान् । एतैर्दोषैर्नरा राजन्क्षयं यान्ति न संशयः ॥ शान्ति० १५७. ३३.

માતા વિનતા એ બેઉ શરત બકે છે કે એમાંથી જે હારે તે બીજાની દાસી થઈને રહે! ૧ "દ્યૂત સારૂ અને કોઈ આહ્વાન કરે તો મારે પાછા હઠવું નહીં—એવું મારૂં વ્રત છે," એમ યુધિષ્ઠિર કહે છે.૨

દ્યૂતમાં હારી જતાં જેનું દ્રવ્ય કે રાજ્ય હરણ થયું હોય તે પુનઃ રમવા આવે તો તેની સાથે રમવું જોઇએ એવો નિયમ હતો.૩ ( સાધારણ રીતે, જો કે થોડા થોડા અંતરમાં, હરાએ જીતેલાને જીતીને એકદમ ઉઠી જવા મળતું નથી! ) પાસાના કેટલાક દાણાઓ નામે કલિ ( એક્કો ), દ્વાપર ( દુવો ), ત્રેતા અને કૃત હતાં ૪.

દાસ્ય.

જો કે ગુલામોનો વ્યાપાર ઇંગ્લેંડે બહુ આર્થિક નુકસાન ખમી પોતાનાં રાજ્યમાં બંધ કર્યો હતો છતાં ગુલામીની અમાનુષ પ્રથા પચાસ વર્ષ પૂર્વે સુધારેલા અમેરિકા ખંડમાં ચાલુ હતી. ગુલામો સાથે એટલાં ક્રૌર્યથી વર્ત્તવામાં આવતું કે તે જોઇ રોમાંચ ઉભાં થાય. જો કે આવા પ્રકારની ગુલામગીરી આર્યાવર્તમાં હતી એવો પુરાવો મળતો નથી, તથાપિ મનુષ્યોનો ક્રયવિક્રય થતો એવું જણાય છે. એક ઠેકાણે કહેલું છે કે, ' પુરુષ વેચાતો લેવા જેટલું મારી કને ધન નથી. ' ૫ કેટલાંક દાસ દાસીઓ પોતાના માલિકને છોડી જઇ શકતાં નહિ. શર્મિષ્ઠા દેવયાનિને કહે છે કે " હું મારી હજાર દાસીઓ સાથે દાસી થઇ તારી સેવા કરીશ.અને જ્યાં તારો પિતા તને આપશે ત્યાં હું તારી પાછળ આવીશ." ૬ આમ છતાં દાસદાસીઓ સાથે દયાળુપણે વર્ત્તવામાં આવતું.

આત્મહત્યા.

આત્મહત્યા કરનારાને શુભ લોક પ્રાપ્ત થતો નથી ૭ પ્રાચીન કાળના તેજસ્વી આર્યોને ઘરમાં ખીચડી ખાતાં પડી રહી મરવાનો તિરસ્કાર હતો. આયુષ્યની ઇતિકર્ત્તવ્યતા પૂરી થતાં અને વૃદ્ધાવસ્થા, રોગ, બન્ધુવિરહ, વિપત્તિ, આદિથી જીવિત ભારભૂત અને કષ્ટમય થતાં, તેઓ મહાપ્રસ્થાને નિકળી પડતાં; અન્ન વર્જ્ય કરી, પહાડપરથી પડી, જલસમાધિ લઇ, કિંવા ચિતારોહણ કરી, તેઓ દેહત્યાગ કરતા. આને ધર્મશાસ્ત્રની પણ સંમતિ હતી. ' વેદવાક્ય તરફ કે લોકવચન તરફ લક્ષ આપી પ્રયાગમાં મરવાનો જે વિચાર તારા મનમાં આવ્યો છે તે છોડી દઇશ નહિ, ' એવું એક ઠેકાણે કહ્યું છે. ૮ હનુમાન કહે છે કે "આ મહાપ્રસ્થાન ઋષિઓને સુદ્ધાં સંમત છે એવું મને લાગે છે; તેથી ' સીતાને જો હું શોધી નહિ કાઢું તો જલસમાધિ લઇશ. ૯"

---

૧. एहि साध मया दीव्य दासीभावाय भामिनि । आदि० २०. ४.

२. आहूतोऽहं न निवर्ते कदाचित्तदाहितं शाश्वतं वै व्रतं मे ॥ सभा० ५८. १६.

३. जित्वा परस्वमाहृत्य राज्यं वा यदि वा वसु । प्रतिपाणः प्रदातव्यः परमो धर्म उच्यते ॥ वन० ७८. ७.

४. नाक्षान् क्षिपति गाण्डीवं न कृतं द्वापरं न च । विराट० ५०. २४.

५. न च मे विद्यते वित्तं संक्रेतुं पुरुषं क्वचित् ॥ आदि० १६२. १५.

६. अहं दासीसहस्रेण दासी ते परिचारिका । अनुत्वा तत्र यास्यामि यत्र दास्यति ते पिता ॥ आदि० ८०. २२.

७. आत्महा च पुमांस्तात न लोकांल्लभते शुभान् आदि० १६१. २०.

८. न वेदवचनात्तात न लोकवचनादपि । मतिरुत्क्रमणीया ते प्रयागमरणं प्रति ॥ वन० ८५. ७३.

९. इदमप्यृषिभिर्दृष्टं निर्याणमिति मे मतिः । सम्यगापः प्रवेक्ष्यामि न चेत्पश्यामि जानकीम् ॥ सुंदर काण्ड, १३. ४१.

## સુદર્શન દર્શકમાંથી.

**ભાટીયા સુધારકોનો ઉજ્વલ પુરૂષાર્થ.**

ગયા માસમાં હીંદુ સમાજનો આ ઇલાકાનો સૌથી મુખ્ય બનાવ જૂના તથા નવા વિચારના ભાટીયાઓ વચ્ચે થઇ પડેલા વિગ્રહનો છે. ભાટીયા મહાજનની શેઠીયા કમીટી જ્ઞાતિની ધણીરણી થઇ પડી હતી. જેને ન્યાત બ્હાર મૂકવો હોય તેને મૂકે. જેની બાબત મહાજન આગળ લાવવી હોય જોહુકમીથી તેની લાવે અને જેને લટકતો રાખવો હોય તેને રાખે. આ જાહાંગીરી તેમણે એટલી તો જોહુકમીથી ચલાવી કે, "ગુજરાતી" જેવાં જૂના વિચારનાં મહાપક્ષપાતી પત્રને પણ "એનો બચાવ થઇ શકે એમજ નથી" એવો સ્વીકાર કરવા વિના ચાલ્યું નહોતું. કરેલી અરજીઓનો પણ સાત-સાત વર્ષનાં વ્હાણાં વાયાં છતાં, તેનો જવાબ કે દાદ કાંઇ આપવામાંજ આવતાં નહોતાં. કોઇ પણ જ્ઞાતિમાં આવું અંધેર ચાલતું નહોતું, જો કે બીજી દિશાએ, એ શેઠીયાઓની. આજ્ઞાનો અનાદર અને અપમાન પણ એવાજ જુસ્સાદાર પ્રતિધ્વનિથી ઉઘાડી રીતે કરવામાં આવતાં. એ શેઠીયાઓમાં એક ગુણ સોનેરી હતો. તેમના પેટમાં પાણી હાલતું નહીં. મૌનવ્રત તો અત્યાર સુધી એવું ધારણ કર્યું છે કે મુનિવ્રતધારી યોગીપણ તેમને ધન્યવાદ આપે! જે કરવું હોય તે બેધડક પણ ઠંડે કલેજે એક અક્ષર પણ બોલ્યા વિના કર્યા જતા. છાપાંમાં અને ચોતરફ તેમના વિરૂદ્ધ ગમે તેટલો પોકાર થાય, ગમે તેટલાં ગાલીપ્રદાન અને ક્રોધદર્શક ભાષણો થાય, ગમે તેટલી મશ્કરીઓ થાય, તેમની વિરૂદ્ધ નનામે કે સનામે ગમે તેટલાં કાર્ટુન્સો (રમુજી પત્રોમાં) હેંડબીલો, ચર્ચાપત્રો અને લાયબલો છપાય પરંતુ એ મહાત્માઓ, શીંગે કે આડો, એક હરફ પણ બોલે તો શ્રીકૃષ્ણના સોગન! એ કમીટીમાં મોટે ભાગે કાપડ માર્કીટના જૂના વિચારના શ્રીમંત માલેકો છે. તેમણે તેમના ભાટીયા નોકરો તથા તેમના દબાયલા સગાવ્હાલાઓ અને આશ્રિતોની બોલબાલાથી મહાજનમાં જાથુકના બહુમત પોતાના કરી મૂક્યા છે. અર્ધદગ્ધો, દાંભિકો, સુધારા કરતાં પણ સુધારકોનો દ્વેષ સ્વાભાવિક પસંદગીથી કરનારાઓ વગેરે પણ, અંદરથી શેઠીયા વિરૂદ્ધ હોવા છતાં, મત તો તેમનીજ તરફ આપતા. આ સ્થિતિમાં સુધારકોને તેમજ જે ગરીબોને શેઠીયાઓ અન્યાય કરતા તેમનું રૂદન મહાજનવાડીમાં થતું, તે અરણ્યરૂદનજ હતું. શેઠ ખટાઉ અને શેઠ નરોત્તમના પરદેશગમન તથા તે પછી જ્ઞાતિ બહીષ્કારને પરિણામે, ઠેઠ સુધી ક્રોધથી ભરાઇ ગયલા સુધારકોને ઉભરાઇ જવાનું નિમિત્ત મળ્યું. સુધારકોએ પોતાની સત્તાથી મહાજન મેળવવાની સભા ૨॥ વાગે બોલાવી એટલે શેઠીયાઓએ ૨ વાગે બોલાવી અને પ્રથમ પ્રમુખની નીમણૂંક સંબંધી તકરારથી અને પછી બીજી સભા માટે સ્થાન કરી આપવાની માંગણીના પૂરાતા જોસભેર ટાહુકાથી બન્ને પક્ષો ચાર કલાકની ચાલુ હોહા પછી કાંઇપણ કાર્ય કીધા વગર મહામુશ્કેલીથી અંધારામાં રસ્તો શોધી ચાલ્યા ગયા! ચોકક્સ પરિણામ માત્ર એક અંડર સેન્યુએટનું માથું ફુટવાનુંજ આવ્યું હતું. સૂર્યાસ્ત થતાં જટી કૌરવ પાંડવોનું યુદ્ધ, એની મેળે પ્રથમ દિને, મંગલાચરણમાં આ પ્રમાણે સમાપ્ત

તાની આપે લે બાદ સમાપ્ત થશુ અને હવે ભય છે કે યુદ્ધનો તે પ્રારંભ માત્ર થયો છે. સુધારકો સહી કરીને મહાજનથી જૂદા પડ્યા છે, અત્યારે ૫૦૦ ગૃહસ્થોની સહી થઇ છે, અને તેમણે પોતાનું બંધારણ ઘડીને પદાધિકારીઓ પણ કદાચ નીમ્યા છે.

× × × ×

જો બહુ મતિવાળા પક્ષની બહુ મતિ, મત આપનારી વ્યક્તિઓની સ્વતંત્ર વિચારનું ફલ હોય અને તેઓ વિચાર કરવા અને મત આપવા યોગ્ય હોય તો નાના પક્ષે બહુમતના પક્ષને શરણ થવું યોગ્ય છે! પરંતુ જો બહુમત ક્રય વિક્રય, પરવશતા, લાંચરૂશ્વત, વિચાર કરવાની અશક્તિ ઇત્યાદિનેજ લીધે હોય તો લઘુ પક્ષે તેનાથી જૂદા પડવું અને સંપના નામનો દુરૂપયોગ થતો અટકાવવો એજ ઉચિત છે. ભાટીયા મહાજનના બે પક્ષમાં આમજ સ્થિતિ હતી. તે કારણથી આ છૂટાછેડા વરવધુ ઉભયના જાનને રાહત આપનારા હમે લેખીએ છીએ. પરંતુ જે મહત્તર પ્રશ્ન ઉપર બહારની સામાજનું લક્ષ હજી પૂરતું ગયું નથી તે સુધારક પક્ષના નવીન ધર્મના Ten Commandments ( દશ નિયમો ) ની છે. તટસ્થતા અને ઉદાસીનતાના દીર્ઘ અભ્યાસ પછી, આ અણીને વખતે સુધારક દલનું નાયકપદ સ્વીકારીને રા. બા. વસનજી ખીમજીએ સંસાર સુધારા પ્રતિ પોતાની ઉંડી લાગણી બતાવી આપી છે. પરંતુ એમની તરફના ખુલાસાથી હમને કાંઇક નિરાશા થઇ છે એમ હમે સ્વીકારીએ છીએ. તેઓ કહે છે કે હાલ હમારો ઉદ્દેશ કમીટીની આપખુદી તોડી પાડવાનોજ છે. જ્યારે જૂદા પડ્યા છે ત્યારે એ કમીટીનો વિચાર પણ છોડી દેવો જોઇએ ! કસાયલા કેપ્ટનનો હેતુ દેખાતો છે. ભલે તેવા જૂના વિચારના હો પરંતુ મહાજન કમીટીની આપખુદ વર્તણુકથી કંટાલેલા હોય તેમને આ નવા પક્ષમાં આકર્ષવાનો તેમનો હેતુ છે. પરંતુ સંખ્યામાં જે લાભ થશે તે સિદ્ધાંતમાં ખોવાશે. અહીં તો પ્રથમથીજ જણાવે છે કે હરિદ્વારી ભાટીયાઓ, પુનર્લગ્નકર્તા ભાટીયાઓ, એમને હમારામાં લેવાના છીએ એ વાત ખોટી છે. જો હમેશ માટે એમજ થવાનું હોય તો તો માત્ર પરદેશગંતાઓના લાભ સારૂ આટલી બધી તકલીફ લેવાની જરૂર નથી. સુધારાના પોતાના ઉદ્દેશો તો અવશ્ય પ્રથમથીજ પ્રગટ કરવા જોઇએ. સિદ્ધાંત પછી માણસો એ નિયમને બદલે માણસ પછી ( અને માણસ પ્રમાણે ) સિદ્ધાંત. એવી જે ચાણક્ય નીતિ સુધારક પક્ષે હાલ તો ગ્રહણ કરેલી લાગે છે તે રાજદ્વારી ખટપટમાં ભલે કાર્યસાધક નીવડે. પરંતુ આ સામાજીક પ્રકરણમાં તો લાભાલાભની દ્રષ્ટિએ પણ તે કાર્યસાધક નીવડશે, એમ માની શકાતું નથી. હરિદ્વારની કન્યા લાવનારા ભાટીયાઓને માટે તો સુધારકો મરી પીટતા હતા અને હવે તેમને થોડા જૂના વિચારવાળાઓને પક્ષમાં લેવા માત્ર સારૂ હલ્લેસાં મારી બ્હાર કાઢવામાં આવે છે. પરસ્પર ભોજનની છૂટ, પુનર્લગ્નની છૂટ, ઇત્યાદિ સિદ્ધાંતોને માનનારા ભાટીયાઓનોજ પક્ષ નીભી શકશે. જૂના વિચારવાળાઓનો એ આપખુદ કમીટી જે બોરકુશ કરે છે તે શિક્ષાને તો તેઓ પાત્ર છેજ ! તારણને પાત્ર તેઓ નથી પરંતુ જે નવા વિચારનાઓ પોતાના વિચાર અમલમાં મેલી શકતા નથી તેઓ છે. જૂના વિચારનો ગરીબોને માત્ર વેશવાળ વગેરે ઝીણી બાબતમાં કમીટીથી અન્યાય થાય છે પરંતુ તેમનો ઉદ્ધાર કરવાનું કામ પાછળનું છે. હાલ કમીટીના અમુક અન્યાયનો સવાલ નથી પરંતુ [illegible]રાનો સવાલ છે. કમીટી આપખુદ નહતે; દરેક સવાલ મહાજન આગળ, નિયમપૂર્વક

લાવતે તો પણ સુધારાના વિષયોની ગરજ તો સરવૈયાની હતી. બહુમતિ સરક્ષણની હતી. એ કમીટી તો બાજમાંજ, નકામીજ પોતાની દુર્દશા લીધેજ બૂડી ગયામ ગઇ છે. કોઇપણ કપકાને પાત્ર થવા વગર તે પોતાનું કાર્ય મહાજન પાસે કરાવી શકતે. કહેવાનું તાત્પર્ય કે સુધારકોએ મહાજન કમીટીની અગત્યતા સત્તાનો સવાલ હવે ગૌણ કરીને સામાજીક સુધારણાનાં, અને જ્ઞાતિનાં બંધનો તેટલાં શિથિલ કરવાનાં કામ પ્રતિ લક્ષ આપવું જોઇએ.

હમે એ પણ આશા રાખીશું કે સુધારક મહાજન જૂનાં મહાજને પાસેથી મિલ્કતનો ભાગ પડાવવા વગર રહેશે નહીં. જો સમજાવટથી ન માને તો અંતિમ ઉપાય લેતાં પણ તેણે અચકાવું જોઇએ નહીં. કચ્છી વીશા ઓસવાળોમાં જે બે તડ પડયાં હતાં તે દરેકને અવરનવર વાડી વગેરે વાપરવાનો હક છે એમ કોર્ટે ઠરાવ્યું છે. તેથી હવે કોર્ટે જવાની જરૂર પડશે નહીં એમ માનવાને કારણ છે.

---

**પ્રથમ હીંદુ દૈનિક!**

ગુજરાતી હીંદુઓ કેટલા કર્તવ્યમૂઢ હોવા જોઇએ તેની પરીક્ષા, તેઓની માલિકીનું એક પણ દૈનિક પત્ર આજ લગભગ એક સદી થઇ જવા છતાં નહોતું તે પરથી સહજ થઇ શકશે! તેઓમાં સાક્ષરોનો તો તોટો નથી. વળી દૈનિકના ગ્રાહકોનો સૌથી મોટો ભાગ પણ તેમનોજ છે. પારસીઓમાં ગુજરાતી હીંદુ જેવા સમર્થ લેખકો નથી તેમજ ગુજરાતી વાંચવાની પાર્સીઓને ઝાઝી દરકાર પણ નથી. છતાં દૈનિક પત્રો અત્યાર સુધી તેમનાંજ હતાં અને ગુજરાતી હીંદુની-માલીકીનું કે તંત્રીપણું હેઠળ એક પણ દૈનિક મળે નહીં! કોમની ઉન્નતિને માટે, કોમનું હૃદય સમજી શકે એવા કોમનાજ ગૃહસ્થનાં સ્વામીત્વનાં દૈનિકની આવશ્યકતાની અત્યુક્તિ થઇ શકે એમ નથી. હમારો મત એવો છે કે એક ઔદ્યોગિક મીલ ઓછી હોય તો તેથી એટલી હાનિ નથી કે જેટલી એક વ્યાપક-ઉદાર વિચારના હીંદુના આધિપત્યવાળા દૈનિક ન હોવાથી છે. આજ કારણથી હમે મેસર્સ રતનલાલ એંડ કંપનીને અખબારે-સોદાગર પત્ર તથા પ્રેસ લેવા માટે અંતઃકરણથી ધન્યવાદ આપીએ છીએ. તે પત્રના તંત્રી રા. રતનલાલ આત્મારામ શાહ પોતાના કામમાં પૂર્ણ અનુભવી છે, અને તેઓ આગળ જતાં એ પત્રને ઠીક ચગાવશે એવી દરેક આશા છે. અત્યારથીજ તેમાં પુષ્કળ સુધારો થયલો જોવામાં આવે છે. અને 'સાંજ-વર્તમાન' જેવું ઘણું અંશે થયું છે. કદ વધારતાં તથા ટાઇપ સુધારતાં તે બીજા દૈનિકો જેટલું જ સારું થઇ પડશે. પરંતુ તે કરતાં પણ આગળ વધવાની અને અંગ્રેજી દૈનિકો જેવું, સુંદર લેખો તથા તાજી ખબરો વાળું તે થયલું જોવાની હમારી અભિલાષા છે. 'સંસાર સુધારા અંગેની એ પત્રની હિલચાલ' ખાસ આકર્ષક છે, અને હમે હીંદુ ભાઇઓને આ પત્રના ગ્રાહક થઇને, પોતાનીજ જાહેર અવાજ બહાર પાડવાની શક્તિને પુષ્ટ કરવા વિનવીએ છીએ.

---

**એક મહાવક્તાનો સ્વર્ગવાસ.**

સ્વામી નિત્યાનંદનો ગયા માસમાં થયલા અકાલ મરણથી આ દેશને જે હાનિ થઇ છે તેની કલ્પના જેઓએ તે સ્વામીના ભાષણોનું શ્રવણ કર્યું હશે તેઓ સહજ કરી શકશે. સ્વ. અંબાલાલ, રામેશ્વરાનંદે હીંદુ ધર્મ તથા સમાજના વાદગ્રસ્ત પ્રશ્નોના નિર્ણયાર્થે ડૉ. પોપટ પ્રભુરામ તથા

રા. બા. વૈદ્યનાં મંત્રીપદ અને પ્રેરણાથી કાશીનિવાસી પંડિતશિરોમણિ મહામહોપાધ્યાય શિવકુમાર શાસ્ત્રીનાં પ્રમુખપદ હેઠળ હીંદના તમામ પંડિતોની એક મહાસભા માધવબાગમાં ભરી હતી. મહાસભાં તરફથી એજ પ્રશ્નો ઉપર હીંદીમાં સ્વામી નિત્યાનન્દે આઠ ભાષણો આપ્યાં હતાં. તે ભાષણો સુધારાની તરફેણ કરનારાં હતાં અને એટલાં વિદ્વત્તાપૂર્ણ, પ્રમાણ પુરસ્સર તેમજ છટાદાર થયાં હતાં કે, ભાષણો વખતે લોકોને ઉભા રહેવાની પણ જગ્યા મુશ્કેલીથી મળતી. તે ભાષણોની જનસમાજ ઉપર એટલી તો અસર થઈ કે જૂના વિચારનાં પત્રો તેમજ પંડિતોને, સ્વામીને નીચા પડવાને અને તેમની અસર ધોઈ નાંખવાને અનેક સારીનરસી યુક્તિઓનો આશ્રય કરવો પડયો હતો એ ભાષણોથી સ્વા. નિત્યાનંદ હીંદી ભાષાના એક મહાવક્તા તરીકે સર્વત્ર સ્વીકારાયા હતા. હમે અંગ્રેજી તેમજ હીંદીમાં ભાષણ આપનારા ઘણા ખરા વક્તાઓનાં ભાષણો સાંભળ્યાં છે. હીંદીના ચાર વક્તાઓને હમે પ્રથમ પંક્તિમાં મૂકીએ છીએઃ—(૧) સનાતન ધર્મ મહામંડળના સ્થાપક વ્યાખ્યાનવાચસ્પતિ પં. દીનદયાલુ શર્મા, (૨) સ્વામી હંસસ્વરૂપ, (૩) પ્રયાગના ઓ. પં. મદનમોહન માલવીય તથા (૪) સ્વામી નિત્યાનંદ. એ ચારે મુંબઇમાં ભાષણો કરી ગયા છે, જુસ્સાદાર વક્તૃતામાં પં. દીનદયાલુ અદ્વિતીય હતા, શ્રદ્ધા ઉત્પન્ન કરનારી વાણિ વદવામાં સ્વામી હંસસ્વરૂપ અપૂર્વ હતા–તેમજ શ્લોકો ગાવામાં તેમના જેવો કોઇનો કંઠ નહોતો–જો કે તેમનાં ભાષણો તો નાટકની પેઠે ગોખેલાંજ હતાં અને તેની તૈયાર ચોપડી પણ મળતી હતી. પરંતુ વક્તૃતાની કાંઇ તેથી બહુ અવગણના થતી નથી. પં. મદનમોહનના કંઠની મધુરતા તો રૂપેરી ઘંટડીને લજાવે એવી હતી, અને તેમની સ્વદેશાભિમાન તથા સ્વધર્માભિમાનની મુખ પર નિરંતર પ્રગટ રહેતી લાગણી એમની રૂપેરી વાણિ પર સોનાનો ઓપ ચઢાવતી. સ્વામી નિત્યાનંદની વક્તૃતાની એક મુખ્ય વિશેષતા તેમના પ્રચંડ છતાં મધુરતા ધારણ કરી રહેલો અવાજ હતો. ખીજી ખાસ ખુબી એ હતી કે તેમના ભાષણોમાં તર્ક હમેશાં પ્રબલ હતો. બુદ્ધિપૂર્વક દલીલો રજુ કરવામાં તેમના પર કોઇ જીવંતવક્તા સરસાઇ ભોગવતો નહીં. તે સાથે પ્રાચીન સંસ્કૃત ગ્રંથોનો તેમનો પરિચય પણ તેમના ભાષણોથી સ્પષ્ટ જણાઇ આવતો. ગમે તેવી સૂક્ષ્મ તત્વજ્ઞાનની વાતો એવી રોચક રીતે રજુ કરતા કે તત્વ વિજ્ઞાનના વિષયનો અરસિક પણ તે વાત આનંદ સહિત શ્રવણ કરતો. એમનાં ભાષણની એક ખીજી વિશેષતા એ હતી કે વિદ્વાન તેમજ સાધારણ બન્ને સરખી રીતે એમના ભાષણથી આનંદ પામતાં. સદગૃહસ્થતા, નિરભીમાન, દેશાભિમાન, મિલનસારપણું ઇત્યાદિ તેમના અનેક અન્ય સદ્ગુણો હતા. એમનો નિર્વાહનો પ્રબંધ એમના અનેક રાજ્ન મિત્રો તરફથી થતો તેથી એઓ સ્વતંત્ર હતા. તેઓ આર્યસમાજના મહાભક્ત હતા અને દેશની ઉન્નતિનું તે સંસ્થાને એક ઉત્તમ સાધન માનતા. તેમનો વેદનો અભ્યાસ અપૂર્વ હતો. અને તેનો કોષ તૈયાર કરવામાંજ તેઓ વર્ષનો અમુક ભાગ રોકતા. જો તે કોષ પ્રગટ કરવાનું આર્ય સામાજીકો માથે લેશે તો તે સ્વામી નિત્યાનંદનું સર્વોત્તમ સ્મારક થઇ પડશે અને આર્યસમાજના એ પરમભક્ત સન્યાસીનું ઋણ સારેજ આર્યસામાજીકોએ ચુકવ્યું ગણી શકાશે.



"સત્ય" દ્વારા

સત્ય સ્વર્ગ

તે

# આ સત્ય સ્વદેશી કો-ઓ-પરેટિવ સ્ટોર્સ કં. લિ.

જ્યાં જાઓ ત્યાં એકજ સત્ય રીત;

1. ટાઇમ્સ બિલ્ડિંગ, કોટ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.
2. પ્રિન્સેસ સ્ટ્રીટ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.
3. માધવ બાગ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.
4. ઠાકોરદ્વાર, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

મુમ્બઇ સરખા મોહોટા શહેરમાં

અનેક સત્ય સ્વદેશી વસ્તુઓની સત્ય સ્વરૂપે એકજ સત્ય સ્થાનમાં સગવડ અને એકજ સત્ય ભાવ.

સત્યમેવ જયતે.

---

ॐ तत्सत्।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયોપર
ચર્ચા કરનારૂં અને અન્ય માસિક વગેરે પત્રોમાંના ઉત્તમ લેખોનો સાર આપનારૂં
ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના પ્રારંભમાં પ્રગટ થતું માસિક પત્ર

પુસ્તક ૩ જું. માર્ચ, સન ૧૯૧૪ અંક ૯ મો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને વ્યવસ્થાપક,
**મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,**
હાઈ કોર્ટ વકીલ.

નં. ૮૨ કાલબાદેવી—મુંબઈ

વાર્ષિક મુલ્ય રૂ. ૨–૩–૦ તથા પરદેશ માટે રૂ. ૩ ( ૩ શી. ૮ પેન્સ ) પોસ્ટેજ સહિત

વડોદરા—શિયાપુરામાં શ્રી લુહાણામિત્ર સ્ટીમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઈ આશારામ ઠક્કરે
છાપી તેજ ઠેકાણે તા. ૮–૩–૧૯૧૪ ના રોજ પ્રસિદ્ધ કર્યું




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसो पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે, એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્દ્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે. ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૩ જું. ] માર્ચ, સન ૧૯૧૪ [ અંક ૯ મો.

## " વસન્ત સત્કાર. "

આવે વસન્તરાજ આજ મારે આંગણે !
હૈયું હરખાય હા ! અતિ હર્ષના સંચારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !

આમ્રકુંજ વાસી !
કોકિલ પ્રેમ પ્યાસી !

મીઠાં મીઠાં ગાન ગાતી, વીરાને વધાવતી !
હૃદયે ઉલ્લાસ શો વીર સ્નેહના સંભારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !

ખીલી નવ ચૂત મંજરી, મોહે કુંજ નિકુંજ;
ઘેર ઘટા તરૂ આમ્રની, સાક્ષાત્ મદન રસપુંજ.

ધારી અંગ સુન્દર શૃંગાર તન સુહાવે !
વ્હાય શીત સમીર સાથ સુરભિ શીતલ છાજે !
સજ થઈ મધુકર સ્તવે વીર આગતને દ્વારણે
આવે વસન્તરાજ આજ મારે આંગણે !

નવ પલ્લવ ધરી વનલતા, સખી છન્દ લીસે રમ્ય રેલ;
જાણે સ્વર્ગીય સુન્દરી, ભૂતલ વસી ગ્રહી વેશ.
ચારૂ પુષ્પ ખીલી વન ઉપવન શું વિદારે !
કુંજ અલિગણ ભમી પિપાસ શું ગુંજારે !
વ્હાલી [illegible] થઈ ઘેલી વીરને કારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !
શાન્તિ [illegible] ! શી વસન્તની શાન્તિપ્રદ ઉર વ્યાપતિ;
વ્યાપિત્વથી રસ રાજની રસરેલ રગ રગ જામતી;
સમ્ભ્રાંત અંગ અખિલને કરતી કંઇ નવ સંચારથી,
ઋતુ રાજની ગતિ અકલ શી ! વસી ઉર અતિ સન્તાપતી,
હેતે હુલાવે !
કાળી કોયલડી ઝુલાવે !
દિવ્ય ગાન ગાતી આ, વીરાને વધાવે !
હૃદયે ઉલ્લાસ શો વીર સ્નેહના સમ્ભારણે !
આવે વસન્તરાજ આજ મારે આંગણે !

વસન્ત પઞ્ચમી — છોટુભાઇ દાજીભાઇ દેશાઇ.

---

## રસીલું, રસીલું, એકલડું.

મુજ જન્મભૂમિનું ગુલાબ મીઠું !
નવલું તુજને વિભૂતિય દીઠું;
ખીલતું અહીં તું રસીલું, રસીલું,
અહીં એકલડું, કંઇ એકલડું.

બીનું છે તું પ્રભાતની ઝાકળમાં,
બીનું છે તું ય ધુમ્મસના દળમાં;
ખીલ્યું કંટકમાં મધુરૂં, મધુરૂં,
હસતું અહીં તું અતુરૂં, અતુરૂં.

રવિ-તેજ ભરી નવહાસ્ય ઝીલે,
નિશતારક શું વણી તેજ ખીલે;
નવલાં [illegible] ફરેણે ઝમતું, ઝમતું,
મુજ [illegible] દિલે ગમતું, ગમતું.

[illegible]વદીય લઇ નવનાચ ઝમે,
[illegible]યવી નવબાદ નવેલું રમે;

મુંબઇ—
[illegible]ભાદેવી રોડ.

રસીલું, રસીલું, પણ એકલડું,
અમૂરૂં અમૂરૂં પણ મીઠલડું.
તુજને નિરખી પ્રભુતા વિચરે,
મનમાં વળી સુંદરીપ જ ઝરે;
રસીલું, રસીલું ખીલ એકલડું,
નથી એકલડું, પણ તું મીઠડું.

મુંબઇ;
સેંટ ઝેવીયર્સ કૉલેજ. } હાસમ હીરજી ચારણીયા.

## રૂપ રંગનો મોહ પડદો.

( પદ અથવા આશાની લય. )

રંગ રૂપને જૂએ મૂર્ખ તે મોહકૂપ પડી રૂએ.—ટેક
સાબુ ચોલી મસળી મસલી શરીર ચામડું ધુએ,
અંદરથી મળ મૂત્ર ભરીને બહારથી ના ધુએ.—મૂર્ખ૦
સત્ય, ન્યાય કે ધર્મ, દયાનું નામ ધર્યું નહિ ઉરે;
પાપ પથારી કરી અંતરમાં ફુલ પાથરીને સૂએ.—મૂર્ખ૦
પાયાનું ઠેકાણું ન મળે, પોકળ વાસ્તુ કરે;
બ્હાઇટ વૉશ ચૂનો ચોપડતા, કાણાં વાળા ચૂએ.—મૂર્ખ૦
દિવાલ ડોલે; પાયા હાલે; કાયા ગઢ ડગડગે,
તકલીદી એ તનના માળા, તાણે જીવ તે મૂએ—મૂર્ખ૦
કર્મ કરે આંખો મીંચીને, પુણ્ય પાપ ના જૂએ;
નરક કુંડમાં પડે–સડે પછી પોક પાડીને રૂએ,—મૂર્ખ૦
તેલ ફુલેલ ન કોઇ લગાવે સાબુ કોઇ ન ધુએ;
ફાટી તૂટી સડી ચામડી મસળે મળને કૂવે.—મૂર્ખ૦

વસન્ત.

## સ્વભાવ વૈચિત્ર્ય.

કદિ નૈનનાં જળ મોભપર ચડતાં ન દીઠાં દૃષ્ટિએ
પત્થર કદિ પીગળે નહિ પર્જન્યની અતિ વૃષ્ટિએ
મધ મિષ્ટ સીંચો મૂળમાં પણ લીમડો કડવો રહે,
" ટળે પ્રાણુ સાથે પ્રકૃતિ " બસ એમ સજ્જન સહુ

શુક સમ ગણી અતિ હેતથી કદિ કાગ પુરે પાંજરે
પણ માંસ દેખી દુષ્ટ એ રસના ન-વશ રાખી શકે
અતિ ભાવતાં ભોજન જમાડો વરાહને કદિ સ્નેહથી
પણ જોઇ વિષ્ટા ત્વરિત પગલે જાય છે ત્યાં નેહથી.

દૂધથી ધુએ પણ કોયલો નિજ શ્યામતા તજતો નથી
અમિ પાન કરી અહિ વિષ તજી હૃદયે સુધા ભરતો નથી
અત્તર વિષે પણ રે ! પલાન્ડુ ગંધ નિજ રાખી રહે
મણ વાપરો સાબુ તથાપિ શ્વેતતા ગળી નવ લહે.

કુસુમિત જળે મળ-મુત્રનો, સંપર્ક શું છાનો રહે ?
હય સાથ ગર્દભ બાંધીએ પણ ખાકનું લેપન ચહે
ગીરિ પર ભલે વાયસ વસે નવ હંસની ઉપમા લહે
જન પિશુન આ જગમાં સદા સજ્જન તણા દિલને દહે.

કસ્તુરી સહ રહે હીંગ પણ નિજ પ્રકૃતિ નવ છોડશે.
અતિ વેગવાળું પૂર જળનું બંધને પણ તોડશે.
શ્રમથી ભણે વિદ્યા ભલે, સૌજન્ય વળી પામે નથી.
બળી જાય પણ વળ સીંદરી સમ પ્રકૃતિ ફરતી નથી.

( અમૃત-સદન ) રોજકા.
તાલુકે—ધંધુકા. } " ધીરજ. "

## સ્નેહસૃષ્ટિઃ દંપતીનો પ્રેમ.

( વસન્તતિલકા. )

નાજૂક વેણુ વદતી મૃગલોચના કો
હર્ષે ઉભી પ્રણયથી ગૃહ મન્દિરે હો !
જોઇ મુખાબ્જ પતિનું નયનો વિકાસ્યાં
સ્નેહાદ્રસા દિસત તે નયનો મધુરાં. ૧

નૈણો રહે જ્યમ રીઝી શશી સંગ વિરી,
તેવી રીતે હૃદય દંપતીના વિલાસે;
સ્મિતાશ્રુ ઉભ્ય નયને ઝરતાં દિસન્તાં.
જાણે વહે ઝરણુ સ્નેહ તણાં કપોલે. ૨

આનન્દથી પ્રણયમાં અતિ હર્ષ ઘેલો
બોલે મધુર વચને પ્રિય કાન્ત ઘેલો—

ચ મુંબઇ—
પભાદેવી રોડ

" તું છે પ્રિયે ! નયનની મુજ કૌમુદી તું
આછી પ્રસારતી પ્રભા ગૃહ મન્દિરે તું. ૩

જેવી અનન્ત પ્રીતિ શંકર પાર્વતીની
તેવી અનન્ત પ્રીતિ સૃષ્ટિ [illegible] રચીશું;
પુરૂષ પ્રકૃતિ તણી જયમ બેલડી છે [illegible]
તેવી રૂડી પ્રણય બેલડી બાંધી રહેશું. ૪

ગ્રન્થી ગુંથી પ્રણયની પ્રીતથી અનેરી
અન્યોન્ય પ્રીત ધરશું હૃદયે શું સાચી;
હા ! શુદ્ધ પ્રેમ કરશું કંઇ વ્યક્ત વિશ્વે
ને આત્મ-ઉન્નતિ સદા કરશું સપ્રેમે ! ૫

બ્રહ્માંડ સર્વ પ્રણયાબ્ધિ વિશે ડુલાવી
પીયૂષ પાન ચિર શાન્તિ તણું કરીશું; "
હા ! સત્ય છે કથન એ મનુની સ્મૃતિમાં
**પૂજાય નારી તહીં દેવ સદા રમન્તા !** ૬

સુરત. H. M. Desai.

---

## ગઝલ.

દેદાર આરજુમાં અધર રહ્યું લટકતું
ઝખ્મી જીગર અમારૂં, મગર રહ્યું લટકતું —૧
શર્મ સારી શાને, રૂપોશ ભાર શાને
ગુલને નિહાળવાને, બુલબુલ રહ્યું તડપતું. —૨
તમા ન ઝમાનાની, મતલબ ન લાજથી પણ
કંટક સમું સીનામાં, મુજને રહ્યું ખટકતું. —૩
ચશ્મો બીછાવું પ્યારાં, તશરીફ-કદમ લાનો
કોટે લગાવો જાનાં, દીલ હા ! રહ્યું ધબકતું —૪
ચોરીને દીલ અમારૂં, રહો ફાસલાયે શાને
બોસયે-રૂખસાર લેવા, હા ! દીલ રહ્યું ફટકતું
અય નાઝનીન ગોરી ! આશક છું હું કલંદર
મુજ ચશ્મથી એ આંસુ હરદમ રહ્યું ટપકતું
બેચેની હીઝથી ને, તબાયે-ગમગીનીમાં
મસ્તાન દીલ હમેશાં, હુસ્ને રહ્યું લટકતું

ટી. બ

## કરી લ્યો કલ્લોલ !

( ' સજીલે શૃંગાર......, ' એ આશાવરીની ધુન. )

કરી લ્યો કલ્લોલ ! હે આત્મપંખીડાં !
    રે પલમાં ઉડી જાવું છે હો ! —કરી લ્યો.
જીવન ઉપવન સુંદર વિકસ્યું,
    તે અધુના કરમાવું છે હો. —કરી લ્યો.
મધુર સુવાસિત સ્વર્ગિય પુષ્પો,
    સૌરભથી સોહાવું છે હો ! —કરી લ્યો.
ચાખી લ્યો કુમળાં ફળ મીઠાં,
    ગાઇ લ્યો ગીત ગાવું જે હો. —કરી લ્યો.
દુઃખિયા દિલને શાંત કરીને,
    પીયુષ-પ્યાલું પાવું છે હો ! —કરી લ્યો.
પીડાતાં પર પાંખ પ્રસારી,
    પર દુઃખે દુઃખાવું છે હો ! —કરી લ્યો.
પ્રેમી મૃદુ ઉન્નત વર્તનથી,
    ઉચ્ચ ચરિત આંકાવું છે હો ! —કરી લ્યો.
કરૂણા ઝરણાં વ્હેતાં મૂકી,
    ઔદાર્યે ઉભરાવું છે હો ! —કરી લ્યો.
હૃદય મલિનતા દૂર કરવાને,
    ભક્તિપ્રવાહે ન્હાવું છે હો ! —કરી લ્યો.
સ્વાત્મપ્રકાશે ઝળકી રહીને,
    બ્રહ્મરસે રંગાવું છે હો ! —કરી લ્યો.
ગિરિધર નિત્યે પરમાનંદે,
    મસ્ત બની મલકાવું છે હો ! —કરી લ્યો.

જુનાગઢ, બહાદુરખાનજી બોર્ડિંગ હાઉસ. } ગિરિધરલાલ રેવાશંકર પંડયા.

---

**સુખ એ નિયમ છે, દુઃખ એ અપવાદ છે.**

( ૨૦ગયા જાનેવારીના અંકથી અનુસંધાન ).

જો પ્રભુની ઈચ્છા મનુષ્યને સુખી કરવાની હતી તો તેણે સિંહ વ્યાઘ્ર-વરૂ-રીંછ, સર્પ આદિ હિંસક પ્રાણિઓ શા માટે ઉત્પન્ન કર્યાં ? એ પ્રશ્ન નિરંતર કરવામાં આવે છે. તેને

અ મુંબઇ—
ખબારેવી રોડ

ઉત્તર એ કે મનુષ્યને ઉપયોગી પ્રાણિઓની ટીપ એ કરતાં બહુ વધારે લાંબી છે, એટલુંજ નહિ પણ મનુષ્યને ઉપયોગી પ્રાણિઓ હિંસક કરતાં **દીર્ઘાયુ વિશેષ** છે તેમજ બળ પણ વિશેષ છે, અને એ હિંસક પ્રાણિઓનો નાશ કરવાની મનુષ્યમાં શક્તિ તેમજ બુદ્ધિ, પ્રભુએ, તેમની મનુષ્યને નાશ કરવાની જે શકિત તથા વૃત્તિ છે તેના કરતાં અતિ વિશેષ આપી છે. જાણે કે આ બદલા રખેને પ્રભુના લાડકા મનુષ્યને હજી ઓછા પડે તેમ, તેણે એ હિંસક પ્રાણિઓને મનુષ્યને અનુપયોગી અથવા હાનિકારક પ્રાણિઓનોજ નાશ કરવામાં ઘણું ખરૂં કામે લગાડ્યાં છે ! જંગલમાં વાઘ તથા સિંહ જો પુરતા ન હોય તો તેમાંના સુવ્વરો, શિયાળો અને હરિણો એટલા વધી પડે કે તેઓ ખેતીનો કચ્ચરઘાણ કાઢી શહેરની પાદર સુધી આવી પહોંચે !

સરકારે જંગલોના સઘળા વાઘોનો શિકાર નહીં થાય તે સારૂ ખાસ કાયદા ઘડયા છે એ પ્રસિદ્ધ છે. વળી એ હિંસક પ્રાણિઓને પણ કેળવીને, વશ કરીને, મનુષ્ય અનેક ઉપયોગમાં લઇ શકે છે. અને હિંસકો કેવલ હાનિકારક છે એ વિચાર પણ ભ્રમ છે. વ્યાઘ્રનું ચર્મ આસન તરીકે અને સર્પનું વિષ ઔષધ તરીકે મનુષ્યના જેવા તેવા ખપમાં આવતું નથી. સર્કસ અને સંગ્રહસ્થાન તેમની કસરત અને નમૂના વિના શુષ્ક લાગે ! જો મનુષ્યો હિંસક પ્રાણિઓથી દુઃખી થાય છે તો તેનું કારણ તેઓ તેમને અંકુશમાં ન રાખવાની તથા તેમનો યથોચિત પ્રમાણમાં નાશ નહિ કરવાની ભૂલ કરવાનું છે.

### ક્ષુદ્ર યોનિઓની દુઃખકારકતા.

ત્યારે માકડ, મચ્છર, આદિ ઉપદ્રવકારક યોનિઓ શા સારૂ પેદા કરી ? એવો પણ પ્રશ્ન દુઃખવાદીઓ ઉપસ્થિત કરે છે. તેનો ઉત્તર એ છે કે મનુષ્ય સુઘડ ન રહેવાથીજ એ પ્રાણિઓ ઉત્પન્ન થાય છે. એકને સ્થળે દસ આદમીઓ રહે, ચાદરમાં થતો પ્રસ્વેદ નિરંતર વધેવાજ દેવામાં આવે, અને એ પ્રાણિઓને ઈંડા રૂપ બીજ વાવવા માટે તમે ખેતર તૈયાર કરો અને ખાતર પણ પૂરો અને પછી જ્યારે તેનાં છોડ તથા ઝાડ ઉગી નીકળે ત્યારે આશ્ચર્ય પામો છો ! મચ્છર પણ આગળ પાછળ મેલાં પાણી રહેવા દેવાથીજ થાય છે. જો એવું દુર્ગંધી, સ્થિર પાણી દૂર કરવાની તમારી શક્તિ ન હોય તો ત્યાં ન વસો છતાં વસો છો અને ઉપાય પણ લેતા નથી અને પ્રભુને દોષ દેવો એ કેવલ અન્યાય છે. ઉલટું, વધારે ભયંકર પરિણામથી ચેતાવવા પ્રભુ તો એ માકડ, મચ્છર, ઉધાઇ આદિને કાસદ તરીકે મોકલે છે !

### કલેશકારક દ્વેષી સ્વભાવની ફિલસુફી.

પરંતુ મનુષ્યનાં ઉક્ત દુઃખો તો નાનામાં નાનાં દુઃખ છે. મનુષ્યનાં મોટામાં મોટાં દુઃખ ઇશ્વર કૃત નથી પરંતુ સ્વકૃત છે. મનુષ્યો જેટલા પારકાની સમૃદ્ધિ દેખીને દુઃખી થાય

છે ! પ્રભુએ દ્વેષ અંકુશમાં રહે, તે હેતુથી, તેના 'બ્રેક' તરીકે તેનામાં સંતોષનો ગુણ પણ આરોપ્યો છે. છતાં જો કેટલાક બીજાના જેટલા પોતે સુખી નહોવા માત્રથી પોતાને દુઃખી સમજે છે તો તેનો ઉપાય નથી ! એવા મહા દ્વેષીઓ દુઃખી થવાને પાત્ર છે ! જે ઠોકર ખાવા સારૂ પથરા આગળ આંખ મીંચી દે તો તે જરૂર ઠોકર ખાઇ ગબડવા યોગ્યજ છે.

આશ્ચર્ય એ છે કે સામાન્ય મનુષ્યો બીજાની માનસિક વિશેષ શક્તિઓનો દ્વેષ બહુ ઓછો કરે છે. માત્ર તેની પ્રાકૃતિક શક્તિઓનોજ દ્વેષ કરે છે. થોડાનેજ વિદ્વાનની વિદ્વત્તા પર દ્વેષ આવે છે. પણ તે વિદ્વાનની 'ફાઉન્ટન-પેન' ચોરી જવાને ઘણા ચોરો તૈયાર હશે !

## પ્રાકૃતિક સુખ કરતાં માનસિક સુખનો અતિ વધારે વિસ્તીર્ણ પ્રદેશ.

પ્રભુએ મનુષ્યના સુખની વિવિધતા માટે કાંઇ પણ યોજના શેષ રાખીજ નથી. પ્રાકૃતિક પ્રદેશ તેમના આગળ તો છૂટો મૂકી દીધોજ છે. પાતાલ પર્યંત પંચભૂતોની પૃથ્વી તેમના સન્મુખ ભોગાર્થ છે. પરંતુ તે ઉપરાંત અને તેથી પણ અતિ વિશેષ એવો માનસિક પ્રદેશ પણ તેણે છૂટો મુકી દીધો છે. તેમને બુદ્ધિ અને સ્મરણ શક્તિનાં, અખુટ વિદ્યા ગ્રહણ કરવાનાં સાધનો યાવચ્ચંદ્ર દિવાકરૌ મનુષ્યને લખી આપ્યાં છે ! એમાં એ શી કરામત કરી છે કે વિદ્યાધ્યયન કીધા પછી, એ અધ્યયનનું સુફલ તો તમે ભોગવશોજ-પરંતુ વિદ્યાધ્યયન કરતાં પણ તમને અપૂર્વ આનંદ થશે. આથીજ વિદ્યાર્થીનો જીવન કાલ સૌથી સુખી કહ્યો છે. ઘણાખરા વિદ્યાર્થીઓનો એ અનુભવ છે કે, તેમના ગૃહસ્થાશ્રમ કરતાં પણ બ્રહ્મચર્યાશ્રમ વધારે આનંદદાયક હતો.-જો શક્ય હતે તો તેઓ યાવજ્જીવન વિદ્યાર્થી જીવન વ્યતીત કરતે ! અનેક વિદ્યાઓ, કલાઓ અને હુન્નરોનાં જ્ઞાનથી મનુષ્ય તે શીખતાં તેમજ શીખી રહ્યા પછી મનની પ્રફુલ્લિતતા માત્રથી કેટલો સુખી-આનંદી-રહે છે તેની મર્યાદા દોરી શકાય એમ નથી. જ્ઞાનયુક્ત મન આનંદનો કેવો અમીરસ ટપકાવ્યા કરે છે તેનો અજ્ઞાનીને સંકલ્પ પણ નથી. પ્રભુમાં ધ્યાન, ભક્તિથી પણ કેટલો આત્મિક આનંદ વિના મૂલ્યે પ્રાપ્ત થાય છે તેની ગણના કરવી અશક્ય છે. પરમાત્મા આ પ્રમાણે આનંદનો વર્ષા, પોતાની માનીતી મનુષ્ય જાતિ પર ચોધારો વર્ષાવે છે ! તેમાં કેટલાક અપવાદો આવે છે ખરા. દુષ્ટ પ્રકૃતિની દુષ્ટતા, રોગ ગ્રસ્તતા, સંબંધીઓનાં દુઃખથી થતું દુઃખ, જગત્‌માં ભાગતું અન્યાય અને અપમાન, એ સર્વે વારંવાર અતિશય દુઃખકારી છે પરંતુ એ સર્વેનું યોગ્ય તોલ કરતાં જણાશે કે સુખનું પાસું વજનમાં ઘણું વધી જાય છે. અખુટ ખજાનામાંથી માત્ર સો બસો તોલા સોનું ચોરાયું તેમાં શું ? એવાં આપવાદિક દુઃખ તો નિયમિત સુખથી સુખની લાગણીની બુઠ્ઠી થયલી ધારને સતેજ અને તીવ્ર કરે છે-તેના કાટને સાફ કરે છે. તે સુખની ઘટી ગયલી કદરની પીછાન કરાવે છે. રોગ દુઃખદાયક છે ખરો; પરંતુ નિરોગીના પ્રમાણમાં રોગી બહુજ ઓછા છે. ડોકટરોની દવા કાંઇ અન્ન જેટલી ખપતી નથી ! દર ત્રીજે નહીં પણ હજારમોજ આદમી વૈ છે એ વિસ્મરણ ન કરવું. નિરોગજ નિયમ છે અને રોગ નિરસ્ત થતાં અધિક આનંદ થાય છે એ પણ કાંઇક દિલાસો છે.

ઘણા મનુષ્યો આપણી સાથે દુષ્ટતા કરે છે એ સત્ય છે; પરંતુ તેમને યોગ્ય શિક્ષા

કરાવવાનો, તેમનું તાડન કરવાનો, પણ આનંદ પ્રાપ્ય છે એ કાંઇક દિલાસો છે. તેમજ, બીજાં દુષ્ટ છે તો આપણે ભલા થઇને, ભલમનસાઇનો અધિક આનંદ ભોગવી શકીએ છીએ.

સંબંધીઓના અથવા સ્વદેશ બંધુઓના, કહો કે માનવ જાતિના દુઃખદર્દથી આપણને પ્રત્યાઘાત રૂપે દુઃખ થાય છે એ સત્ય છે; પરંતુ એ બિના સિધ્ધ કરે છે કે પરનાં સુખથી પણ સુખ થાય છે ! જે અન્યોના દુઃખથી દુઃખી થતો નથી તે મહા કમનસીબ છે, કારણ કે તેને અન્યોના સુખથી જે સુખ પોતાને થવું જોઇએ તે થઇ શકતું નથી. તેનું અંતઃકરણ જડ અને પાષાણવત્ છે. જે અંતઃકરણ દુઃખી થઇ શકે છે તેજ સુખી થઇ શકે છે અને જો જગત્માં સુખ વિશેષ છે એ વાત સત્ય હોય તો દુઃખી થનારજ એકંદરે સુખનો ભાગી થાય છે અને સરવાળે જીતે છે.

જગતમાં થતા અન્યાય, અપમાન, બેકદર તથા પક્ષપાત નિસ્સંદેહ ખરુ છે. તે નિશ્શંક, મહાદુઃખનાં પ્રયોજક છે. પરંતુ નીતિમાન્ મનુષ્યે એ દુઃખ હેઠળ કચડાઇ જવાની જરૂર નથી. તે સર્વે સામે યથાશક્તિ યુદ્ધ કરવું અને તેનાથી થતો આનંદ, એ સર્વ દુઃખનો જેવો તેવો ભક્ષક નથી. જે ઉક્ત દુઃખો સર્વેથી વિશેષ સહન કરનારા દેશોદ્ધારક વીરોને તમે દુઃખી માનો તો ભલે, પણ હમે તો તેમને, તેમના પર જુલમ કરનારાથી સહસ્ત્રગણા સુખી માનીએ છીએ.

### દુષ્ટતાના નાશના વિગ્રહમાં મળતા આનંદની તુલના કોઇ સુખ કરી શકે એમ નથી.

દુઃખની તીવ્રતા તેને "ગણકારવા" ના પ્રમાણમાં છે. તેને વીસાત વગરનું, નજીવું, ક્ષણિક ગણો, તિરસ્કારથી તેને તરછોડો તો એ દુઃખમાંથી વિષ નીકળી જઇને તે લગભગ સાદું પાણી થઇ જાય છે ! દુઃખ તેમજ સુખ શારીરિક કરતાં માનસિક વિશેષ હોય છે. રોગ, ક્ષુધા આદિ, શારીરિક દુઃખ મનોબળથી ખરુ અલ્પાંશેજ ઓછાં થાય છે. પરંતુ શરીરદ્વારા નહીં કિંતુ કેવલ મનના કારણથી થતું દુઃખ તો મનોબલથી ઘણેજ અંશે ઓછું થઇ શકે છે. **मन एव मनुष्याणां बंधमोक्षयोः कारणम्**. નિરાશા, ભય, શોક આદિને વશ ન થાઓ અને તમારા દુઃખમાંથી નેવું ટકાનો નાશ સ્વયમેવ થઇ જશે. તમે ૯૦ ટકા સુખી છો તો આ પ્રમાણે ૯૯ ટકા સુખી થશો.

### દુઃખની થતી અત્યુક્તિ તથા સુખથી થતી અલ્પોક્તિ.

મનુષ્ય પોતાને માત્ર અમુક સુખની ખામી હોવાથી દુઃખી માની લે છે. અમુક મનુષ્ય અન્યથા સર્વ રીતે સુખી હોવા છતાં સ્વરૂપવાન ન હોવા સારૂ, અથવા સ્વરૂપવાન્ સ્ત્રી શ્રીમંત ન હોવા સારૂ અથવા માત્ર પુત્ર ન હોવા સારૂ, અથવા સ્ત્રી કે પતિ રંડિત થઇ જવા સારૂ પોતાને દુઃખી માની લે છે. આ પ્રમાણે દુઃખની તે અત્યુક્તિ કરે છે અને સર્વસ્વ, દુઃખના

સવળી બાજુએથી જુવે છે. એથીજ તેને સુખ છે તેથી સોગણું ઓછું અને દુઃખ હોય તેથી સોગણું વધારે લાગે છે. ખરું જોતાં અમુક સંપત્તિ ન હોવી એ કાંઇ દુઃખ નથી. દાખલા તરીકે પત્ની ન હોવી કે પુત્ર કે પતિ ન હોવો એ પોતે કાંઈ દુઃખ નથી, કિંતુ એ પ્રકારનાં સુખનો અભાવ થાય છે એટલુંજ સત્ય છે અને એક સુખ ન હોવા સારૂ, બીજાં અનેક નિર્દોષ સુખો શા માટે નીરસ ગણી નાંખવાં ? ગાંધીના ઘરમાં એક વસાણું ન હોય તેથી દુકાન શા માટે બંધ કરી દેવી ? સંતતિ સિવાય લગભગ બીજી બધી, સુખની સામગ્રી, યોગ્ય વય તથા સાધન હોય તો, પ્રાપ્ય છે તે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. અને તે છતાં ન મળે તો દુઃખ સાગરમાં ન ડુબી જતાં, મનનું શમન કરવું એજ બુદ્ધિભર્યો માર્ગ છે.

## પરમાર્થમાં સુખની કલ્પના.

સ્વાર્થ સિદ્ધિથીજ સુખ છે, પરમાર્થથી દુઃખ છે એ વાત શારીરિક તથા પ્રાકૃતિક દષ્ટિથી ખરી છે. પરંતુ મનનો હિસાબ લેવામાં આવે તો એ ટુંક દષ્ટિ જણાશે. પરમાર્થમાં સુખ માનવા માટે મનને પ્રથમ ખાસ કેળવવું જોઇશે ખરૂં. શરીરના પ્રવાહમાં તણાતા મનને તેની પ્રતિકૂળ તરતા તેને શિખવવું જોઇશે. પણ એકવાર શિખ્યા પછી, એકવાર શરીરથી સ્વતંત્ર અને શરીર તેને પરતંત્ર થયા પછી, એમાં અનિર્વચનીય આનંદ આવે છે. સુખનો આ ગુપ્તમાં ગુપ્ત ભંડાર છે, જે પ્રભુએ માતામાં ખાસ કરીને તથા પ્રગટ રીતે અને મનુષ્યમાં સામાન્ય રીતે અને માત્ર ગુપ્ત રીતે મુકયો છે, એ ગુણ ખીલવો અને કેળવો અને પછી તમને સુખ કેટલું થાય છે તે સાક્ષાત્ કરો !

## પ્રભુએ દુઃખને સુખથી બાંધી લીધું છે.

કુદરતનો ગુન્હો કરવાથી તમને દુઃખ થાય પણ છે તો પણ બદલામાં થોડું પણ સુખ આપ્યા વિના તે રહેતી નથી. મલીનતાથી તમને દરાજ થાય છે તો તેને ખંજવાળતાં પણ સુખજ થાય છે. બિનકસરતથી તમારી કમ્મર કે શરીરના અવયવમાં દુઃખાવો થાય છે તો શરીર દાબતાં સુખ થાય છે. તમને ઝાઝું દુઃખ કોઇ કારણથી થાય છે તો તે ઝાઝો વાર રહેતું નથી. તમે તરતજ બેભાન થઇ જાઓ છો જેથી દર્દ તમને દુઃખી કરવામાં કેવલ નિ-રાશ થઇ જાય છે ! શરીરમાં જે દુઃખ પણ જ્વર આદિ થતાં થાય છે તેનો પણ હેતુ જોશો તો તમારૂં ભવિષ્યનું સુખ છે. સમસ્ત શરીર, રોગને દૂર કરવા જે યુદ્ધ કરે છે તેનું પરિણામ એ દુઃખ છે ! તમને કીડી ચટકો મારતાં જે ઢીમું થાય છે તે શરીરનો પરમાણુઓ કીડીનું વિષ દુર કરવા જે આત્મભોગ આપે છે તેનું પરિણામ છે એમ ડોકટરો કહે છે. તાત્પર્ય કે પ્રભુએ તો સુખજ મહા નિયમ અને મહા હેતુ કર્યો છે, અને દુઃખ અપવાદ રૂપે અને તે પણ સુખ વૃદ્ધિ સારૂ, પરોક્ષી તરીકે તમને વધારે સુખ પૂર્વક શીઘ્રતાથી દોડાવવા સારૂ ઉત્પન્ન કર્યું છે. તે દયાળુ આશય ન સમજતાં, આપણે દુઃખને અતિશય મોટું તથા ખોટું સ્વરૂપ આપીને, સુખને દુઃખ આગળ નમન કરતું માની બેઠા છીએ. સુખજ સૃષ્ટિનો નિયમ અને હેતુ છે એમ સૃષ્ટિક્રમનું કાંઇક સૂક્ષ્મ અવલોકન કરતાં બુદ્ધિમાનોને પ્રતીત થયા વિના રહેશે નહીં.




( ૨ )

આ સંબંધી સાક્ષરો તથા અભ્યાસીઓના મતોની બીજી ટીપ આજે પ્રગટ કરીએ છીએ. આવતા અંક પછી હમે સમગ્ર મતો પર સામાન્ય દ્રષ્ટિ કરીને તેનો નિષ્કર્ષ કાઢીશું. માટે પુષ્કળ સંખ્યામાં ગુજરાતી નવલકથાઓ જેમણે વાંચી હોય તેમને આ ચર્ચામાં ભાગ લઇને મોડામાં મોડું આવતી તા. ૧૫ મી માર્ચ સુધીમાં પોતા તરફની ટીપ હમારા ઉપર લખી મોકલવા વિનંતિ છે—**તંત્રી** ' સત્ય '.

( ૧૨ )

| પુસ્તકનું નામ. | મૂળ લેખ કે ભાષાન્તર | મૂળ લેખ | ભાષાન્તર કર્તા |
|---|---|---|---|
| ૧ સરસ્વતિ ચંદ્ર ભાગ ૧-૨ | મૂળ લેખ | સ્વ. ગોવર્ધનરામ | ...... |
| ૨ કરણઘેલો. | ,, | સ્વ. નંદશંકર તુળજાશંકર | ...... |
| ૩ અલક્ષ્યજ્યોતિ | ,, | રા. રા. શિવુભાઇ બાપુભાઈ | ...... |
| ૪ પરમાર્થની પ્રતિમા અથવા આત્મભોગની પરિસીમા. | ,, | સ્વ. સૌ. સુમતિ | ...... |
| ૫ વિષવૃક્ષ. | ભાષાન્તર | સ્વ. બંકિમચંદ્ર છત્તરજી | સ્વ. નારાયણ હેમચંદ્ર |
| ૬ દુર્ગેશ નન્દિની | ,, | ,, | ,, |
| ૭ સુધા હાસિની | ,, | સ્વ. રમેશચંદ્ર દત્ત | સૌ. વિદ્યાગૌરી ર. નીલકંઠ<br>,, શારદા સુ. મહેતા |
| ૮ સીતા | ,, | કર્નલ મેડોઝ ટેલર | |
| ૯ ઔરંગઝેબ અને રાજપૂતો | ,, | સ્વ. બંકિમચંદ્ર છત્તરજી | રા. રા. કૃષ્ણલાલ મો. ઝવેરી |
| ૧૦ દિલ્હીપર હલ્લો. | ,, | ધી ગુજરાતી પ્રેસ | ...... |

વાંદરા,
ફેબ્રુઆરી ૧૯૧૪

**નંલિનકાન્ત નરસિંહરાવ દીવેટિયા.**

( ૧૩ )

| | |
|---|---|
| ૧ સરસ્વતી ચંદ્ર. | સ્વ. સા. ગો. મા. ત્રિપાઠી. |
| ૨ કરણઘેલો. | ,, ,, નં. તુ. |
| ૩ વનરાજ ચાવડો. | ,, ,, મ. રૂ. નીલકંઠ. |
| ૪ ગુલાબસિંહ. | ,, ,, મ. ન. દ્વિવેદી. |
| ૫ હિંદ અને બ્રિટાનીયા. | ,, ,, ઇ. સૂ. દેસાઇ. |
| ૬ મુક્તા. | ,, વૈ. મ. ગો. |
| ૭ ઔરંગઝેબ અને રાજપૂતો. | સા. શ્રી કૃ. મો. ઝવેરી. |
| ૮ કાદમ્બરી. | સા. શ્રી છ. હ. પંડયા. |
| ૯ વિક્રમની વીસમી સદી. | સા. શ્રી સદ્દાવાળા. |

૧૦ કુસુમાવલી. — સા. શ્રી દે. કૃ. પંડયા.

છગનલાલ નારાયણભાઇ મેસ્રી.
તંત્રી "વિવેચક."

(૧૪)

૧ સરસ્વતી ચંદ્ર
૨ કરણઘેલો
૩ વનરાજ ચાવડો
૪ રત્નલક્ષ્મી
૫ વિદ્યાધીરૂજ
૬ વિધારિવનિતા
૭ દુખીયારી બચ્ચુ
૮ ઇરાવતી
૯ ધી "ગુજરાતી"ની પંજાબી વાર્તાઓનો અનુવાદ-અમૃત નાયકવાળો
૧૦ કાદંબરી

ઓટાદ—ડેપ્યુટી વહીવટ-દારની ઓફીસ.

વલ્લભદાસ પોપટભાઇ મહુવાકર.

(૧૫)

૧ કરણઘેલો — રા. નંદશંકર તુળજાશંકર મહેતા
૨ સરસ્વતીચંદ્ર — શ્રીયુત ગોવર્ધનરામ મા. ત્રીપાઠી
૩ ઇરાવતી — છગનલાલ ઠાકોરદાસ મોદી
૪ એમ. એ. બનાકે કયોં મેરી મિટ્ટી ખરાબ કી ? — સ્વ. અમૃત કેશવ નાયક
૫ દિલ્લીપર હલ્લો — પ્રકાશક ગુજરાતી પ્રીન્ટીંગ પ્રેસ.
૬ ગંગા એક ગુર્જર વાર્તા — સ્વ. ઇચ્છારામ સૂર્યરામ દેસાઇ
૭ કુસુમાવલી — રા. દોલતરામ કૃપારામ પંડયા.
૮ સુધા હાસિની — અ. સૌ. વિદ્યાગૌરી અને શારદાગૌરી
૯ વનરાજ ચાવડો — સ્વ. મહીપતરામ રૂપરામ નીલકંઠ
૧૦ જીવન પ્રભા — " નારાયણ હેમચંદ્ર
૧૧ દુઃખી દાદીબા — રા. દાદી એ. તારાપોરવાળા

ગણદેવી
તા. ૧૨ મી ફેબ્રુઆરી ૧૯૧૪

રંગીલદાસ મગનલાલ કાપડીયા.

(૧૬)

૧ સરસ્વતીચંદ્ર — સ્વ. સા. શ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠી
૨ ગંગા—એક ગુર્જર વાર્તા — સ્વ. રા. રા. ઇચ્છારામ સૂ. દેસાઇ
૩ હીન્દ અને બ્રીટાનીઆ — " " " "
૪ કુસુમાવલી — સાક્ષર શ્રી દોલતરામ કૃપારામ પંડયા
૫ કાદંબરી — રા. રા. છગનલાલ હરિલાલ પંડયા
૬ વિક્રમની વીસમી સદી — રા. રા. મોતીલાલ સટ્ટાવાળા
૭ હૃદયરાજ — બ્હેન પ્રસન્નગૌરી મ્હેતા.
૮ વિપિન — રા. રા. રાજેન્દ્ર સોમનારાયણ દલાલ
૯ જીવન પ્રભાત
૧૦ જીવન સંધ્યા — રા. રા. નારાયણ હેમચંદ્ર
૧૧ ગુલાબસિંહ — સ્વ. સા. શ્રી મણીભાઇ નભુભાઇ દ્વિવેદી
૧૨ દર્પણ, ભાગ ૧-૨-૩

૧૭૩ ભુલેશ્વર, મુંબઇ,

ભીખાભાઇ કલ્યાણદાસ દેસાઇ.

( ૧૭ )

| | |
|---|---|
| ૧ સરસ્વતીચંદ્ર | સ્વ. ગો. મા. ત્રિપાઠી |
| ૨ કરણઘેલો | ,, નંદશંકર તુળજાશંકર |
| ૩ અલક્ષ્યજ્યોતી | રા. રા. શિવુભાઇ બાપુભાઇ |
| ૪ ઉષાકાન્ત | રા. ભોગીન્દ્રરાવ દીવેટીયા |
| ૫ બીરબલ | |
| ૬ બરથોલ્ડ | |
| ૭ પૃથુરાજ ચહુઆણ અને ચંદબરદાઇ | |
| ૮ દુર્ગાદાસ | સસ્તું સાહિત્ય |
| ૯ અહલ્યાબાઈ અગર ઝાંસીની રાણી | |
| ૧૦ ચંદ્રકાન્ત | સ્વ. મનસુખરામ સૂ. |

બારોટ
તા. ૧૨ મી ફે આરી } પ્રેમી. મુસાફર કામદાર.

( ૧૮ )

| અનુક્રમ | ચોપડીનું નામ | મૂળ કે ભાષાંતર | કર્તા | કેટલા ભાગ | કીંમત |
|---|---|---|---|---|---|
| ૧ | સરસ્વતી ચંદ્ર | મૂળ | સ્વ. ગોવર્ધનરામ મા. ત્રિપાઠી | ૧ થી ૪ | ૭-૧૨-૦ |
| ૨ | હિન્દ અને બ્રિટાનીયા | ,, | ,, ઇચ્છારામ સૂ. દેસાઈ | ૧ | ૧-૮-૦ |
| ૩ | કથા સરિત્સાગર | સં. ભાષાંતર | ,, અને હરિલાલ વિ. વાલજી | ૨ | ૪-૦-૦ |
| ૪ | ગુલાબસિંહ | અં. ભાષાંતર | સ્વ. મણિલાલ ન. દ્વિવેદી | ૧ | ૨-૦-૦ |
| ૫ | એમ. એ. બનાકે મેરી મિટ્ટી કયોં ખરાબ કી? | મૂળ | સ્વ. અમૃતલાલ કેશવ નાયક | ૧ | ૧-૮-૦ |
| ૬ | કરણઘેલો | ,, | સ્વ. નંદશંકર તુળજાશંકર | ૧ | ૧-૮-૦ |
| ૭ | કાદમ્બરી | સં. ભાષાંતર | રા. છગનલાલ હ. પંડયા | ૧ | ૨-૮-૦ |
| ૮ | તેજ-પ્રભા | મૂળ | —— | ૧ | ૧-૧૨-૦ |
| ૯ | અલક્ષ્ય જ્યોતિ | ,, | રા. શિવુભાઇ બાપુભાઈ | ૧ | ૧—૮ ૦ |
| ૧૦ | યોગિની અને બાલા* | ,, | રા. રામમોહનરાય જસવંતરાય | ૧ | ૨—૦-૦ |

મ્યુનિ. એલફીન્સ્ટન રોડ શાળા
મુંબઇ. તા. ૧૧-૨-૧૯૧૪ } નટવરલાલ અમૃતલાલ ભટ્ટ.

( ૧૯ )

| | |
|---|---|
| ૧ સરસ્વતીચંદ્ર ભા. ૧ થી ૪ | સ્વ. ગો. મા. ત્રિપાઠી |
| ૨ અલક્ષ્યજ્યોતિ | રા. શીવુભાઈ બાપુભાઇ |
| ૩ કરણઘેલો | સ્વ. રા. નંદશંકર તુળજાશંકર |
| ૪ ઉષાકાન્ત | રા. ભોગીન્દ્રરાવ ર. દિવેટીયા |
| ૫ સુધાહાસિની | સૌ. બ્હેન વિદ્યાગૌરી તથા શારદાગૌ |
| ૬ બાલા | રા. રામમોહનરાય જ. દેસાઇ, તં |
| ૭ સુવર્ણકુમારી | રા. ચતુર્ભુજ માણેકેશ્વર ભટ. |
| ૮ જીવનપ્રભાત | સ્વ. નારાયણ હેમચંદ્ર |

* રા. રામમોહનરાયભાઇએ પ્રસ્તાવનામાં બાલાને, યોગિનીનો બીજો ભાગ

# ખંભાતનો અકીકનો ઉદ્યોગ.

મૂલ લેખક—રા. બા. માધવરામ હરનારાયણ વ્યાસ ખંભાતના વાનપ્રસ્થ દ્વિજ.
અનુવાદક—રા. રા. નલિનકાંત નરસિંહરાવ દીવેટીયા.

( ૨–ગતાંકથી અનુસંધાન ).

ખંભાતના પથરાઓની મુખ્ય જાતોનું વર્ણન થઇ ગયું. પણ બીજા દેશથી આવનારા હજી ઘણી જાતના પથ્થરો હોય છે. કેટલાક ગુજરાતમાંથી આવે છે તો કેટલાક મદરાસ, સિંહલદ્વીપ, ચીન, બસરા, ઇરાન અને બુખારાથી આવે છે. આમાંના કેટલાક બનાવટી હોય છે. સાચા પથરા તો મોરબી પાસેના ટંકાર ગામ આગળથી જડે છે. ત્હેમના મુખ્ય લીલા છાંટદાર અથવા પટોલીયા, લાલ પીળા વગેરે રંગના મણીની જાતના અથવા ચોકોલેટ રંગના પથરા મઈમારીયમ નામના પીળી છાંટીવાળો કાથીયા આરસ, અને ૬ટક અથવા ખંભાતનો સ્ફટિક. આ સ્ફટિકની કેટલીક જાત મદરાસ, સિંહલદ્વીપ, અને ચીનથી આવે છે. પરદેશથી આવનારા પથરાઓમાં સુનેરી તથા રૂપેરી છાંટીવાળો ભૂરા રંગનો ×રાજા વરખ નામનો પથરો હોય છે. તે ઘણો સુંદર હોય છે. આ પથરો ઇરાન અને બુખારાથી આવે છે. કાલા રાથાડ અથવા કાળો પથ્થર બસરા અને એડનથી આવતો હતો પણ હાલમાં બંધ થયો છે. પીરોજાના જેવોજ પણ કાચ જેવો બનાવટી ભૂરો પથરો પણ બ્હાર ગામથી આવે છે.

પથ્થરની બધી જાત્યો ગણાઇ ગઇ. હવે, ત્હેના ઉપર કામ શી રીત્યે કરે છે અને શું શું બનાવે છે તે જોઇએ.

કારીગરોના ત્રણ મુખ્ય સંસ્કાર હોય છે તે ઉપરાંત કેટલીક વસ્તુઓને બીજા વધારાના બે ત્રણ સંસ્કારો કર્યા પછી બજારમાં તે વસ્તુઓ મુકાય છે. ત્રણ મુખ્ય સંસ્કાર નીચે પ્રમાણે હોય છે. (૧) વહેરવાનું (૨) ટાંકણા વડે ટાંકવાનું (૩) પોલિશ કરવાનું. આ ત્રણેમાં વપરાતાં હથિયારો ઘણાંજ અસલી જાતનાં હોય છે. અને હજી પણ તેવાંજ હથિયારો વપરાય છે. હથિયારો પણ કારીગરો પોતેજ બનાવી શકે છે તેથી બ્હારના માણસની મદદની જરૂર પડતી નથી.

વ્હેરવામાં કરવતને ઠેકાણે એક દાંતા વગરનો લોખંડનો કડકો, પથરાને પકડમાં રાખવાને એક લાકડાનું ચોકઠું, થોડી ઝીણી રેતી, પાણી, અને ધાતુનો ભુકો એટલાંજ વાનાં-

જેવો ઘાટ જોઇએ ત્હેવા ઘાટનો વ્હેરે છે પછી ટાંકવા માટે બીજા માણસને આપી દેવામાં આવે છે.

ટાંકવાના કામમાં પણ સાદાં તેમજ ઘણાં થોડાં હથિયારનો ખપ પડે છે. એક લોખંડનો અણીવાળો શંકુ જમીનમાં ઢળેતો દાટવામાં આવે છે. જે પથરાને ટાંકવાનો હોય છે ત્હેને જેટલો ભાગ કહાડી નાંખવાનો હોય તેટલો ભાગ શંકુની અણીને અડકે તેમ રાખવામાં આવે છે. પછી ઉપર શીંગડાના માથાની હથોડી વડે ધીમે ધીમે જોઇએ તે પ્રમાણે ઠોકવામાં આવે છે. આમ પથરાનું ખડબચડાપણું તેમજ ત્હેના ઘાટની અનીયમિતતા જતાં રહે ત્યાં સુધી કરવામાં આવે છે. પછી તે પથરો પૉલિશ કરનારાના હાથમાં આવે છે.

પૉલિશ કરનારાને ઘશિયા કહેવાય છે. ત્હેનાં સાધનો પણ ઘણાં થોડાં હોય છે. સરાણના ઘાટનું એક યંત્ર હોય છે ત્હેના ઉપર પોલિશ કરનારૂં ચક્તું હોય છે તેમજ સરાણને ચલાવવાને જેમ એક ગજ હોય છે તેમ આને માટે પણ હોય છે. અને એક વાસણમાં પાણી હોય છે. પૉલિશ કરનારા ચકતા ઉપર ધાતુનો ભુકો, કરંજ, તથા લાખનું મિશ્રણ લગાડવામાં આવે છે. ત્હેનું પ્રમાણ નીચે પ્રમાણે હોય છે. ધાતુનો ભુકો ૧ થી ૩ ભાગ, લાખ ૧ ભાગ. ઓછું વધતું, પથરાની સખતાઈ ઉપરથી નકી કરવામાં આવે છે. ઘણાજ કઠણ પથ્થર હોય છે ત્હેને આ ચકતાથી પૉલિશ થઈ શકતું નથી ત્હેને માટે તાંબાનું ચકતું વાપરવું પડે છે. નરમ પથરા માટે પૉલિશ કરવાનું મિશ્રણ લગાડ્યા વગરનું લાકડાનું ચકતું વપરાય છે. સુતરની શાયડીની પેઠે ગજની દોરી પૉલિશ કરવાના ચકતાવાળા લાકડાના રોલર ઉપર વીંટી આમથી તેમ ખેંચ્યાથી પથરાને પૉલિશ થાય છે. ગજ જમણા હાથમાં રખાય છે. પથરો પલાળેલા ચીંથરા વડે ડાબા હાથના અંગુઠા અને આંગળી વચ્ચે પકડે છે. પથરો ઘસારાથી ગરમ થઇ જતો હોવાથી ચીંથરૂં ઘડી ઘડી પલાળતા રહેવું પડે છે.

આ શિવાય, કેટલાક પથરાને બીજા સંસ્કારની જરૂર હોય છે. તે સંસ્કાર માટે ઢોળીયા અને પ્રતિમાર અને કેટલીકવાર વિંધાર લોકો કને પથરા મોકલાય છે. સાદા તેમજ તાઢેલા મણકા છરીઓના હાથા, વગેરે વસ્તુઓ બનાવવા માટે આ સંસ્કારની જરૂર પડે છે. ઢોળીયા અને પ્રતિમારો પથરાને બીજા પથરા અથવા લાકડાના પોલિશ કરવાના ગોળ મણકા વગેરે સાથે ઘસે છે. ધાતુના ભુકા અને અકીકના ભુકાથી ભરેલી ભીની, ચામડાની કોથળીઓમાં પથરાઓને ભરી તે કોથળીને આમથી તેમ ગબડાવે છે આ કોથળીને હમેશા ભીનીજ રાખે છે. આ રીત્યનો કોથળીનો સંસ્કાર એક પખવાડિયા સુધી ચાલે છે. પછી પથરાઓને વિંધાર અથવા વિંધનારને ત્યાં મોકલે છે. તે જુદા જુદા માપની શાયડી વડે તેમને વિંધે છે. તે શાયડીઓ પોલાદની હોય છે. પ્યાલા વગેરે બનાવતી વખતે પોલાણ કરવા માટે પણ વીંધવાની જરૂર પડે છે. જોઇએ તેટલી ઉંડાઇ સુધી વીંધી પછી આગળ પડતા ભાગ અથવા ખડબચડાપણું હથિયાર વડે કાઢી નાંખવામાં આવે છે. બધું થઇ રહ્યા પછી પૉલિશ કરવાના મિશ્રણથી અથવા તો પૉલિશ કરવાના રોલરથી તૈયાર થયેલી વસ્તુઓને પૉલિશ કરે છે.

આવી રીતે ઘણી જાતની વસ્તુઓ બનાવવામાં આવે છે. ખમીસની બાંયનાં બટન, આગળના ભાગનાં બટન, ચપટાં ગોળ, લંબ-વર્તુલ, અર્ધ ગોળાકાર, વગેરે ઘાટનાં ચાક, પેપરવેઈટ, ઘડિયાળના અછોડા, તાવીઝ, બંગડીયો, કડાં, સીલ, કંડીયો, ડબ્બીયો, ઢાંકણાં, સાદા અથવા તાઢેલા મણકાની માળાઓ, કાગળો ઉપર મુકવાનાં વજન, કાગળ કાપવાની

છરીઓ, હોલ્ડર, ખડીયા, છરીની મુઠ, આંકણીઓ, પુષ્પપાત્રો, પ્યાલા, રકાબી, શેતરંજનાં મ્હોરાં, શિવલિંગ, તોપો, તોપની ગાડીઓ, વગેરે ઘણી વસ્તુઓ બનાવાય છે.

પથરા જે જે કદના મળે છે તે પ્રમાણે વસ્તુઓ બનાવાય છે. ચીન, અરબસ્તાન, ઇરાન, અને વિલાયતમાં પ્હેલાં અકિકનો માલ ઘણો ખપતો. અને ત્હાંની માંગણીને અનુસરીને જાસ નેમજ જથ્થો નક્કી કરવામાં આવતાં. ચીનમાં મણકા બહુ ખપતા. તાવીઝ અને માદળીયાં ઇરાન અને અરબસ્તાનમાં બહુ ખપતાં. મેજ શોભાવનારી વસ્તુઓ, તથા સૌન્દર્ય ખાતર વપરાતી વસ્તુઓ વિલાયતમાં ખપતી. ખંભાતની ચડતી હતી ત્હેવામાં તો આ બધે ઠેકાણે પરભાર્યોજ વ્હેપાર ચાલતો હતો પણ હવે સમય બદલાયો છે અને હવે હિન્દુસ્થાનના બ્હારના દેશો સાથેનો વ્હેપાર મુંબાઇ નાના વ્હેપારીઓની મારફતજ ચાલે છે. ચીન સાથે હજી પરભાર્યો વ્હેપાર ચાલુ છે.

આનો વ્હેપાર અને ઉદ્યોગ એક સમય ઉપર ખંભાતનો મુખ્ય આધાર ગણાતો હતો. હજી પણ લગભગ તેમજ છે, અલબત્ત દશા ઘણી પડતીવાળી થઇ ગઇ છે. એક સમય ઉપર આ ઉદ્યોગમાંના દરેક ખાતાના લોકોનું મહાજન હતું, અને તે બધાના ઉપરી અકીકીયા કહેવાતા ને તે લોકો વ્હેપાર ચલાવતા હતા. પણ હવે ત્હેવું કંઇજ નથી. ગમે તે માણસ આ ધંધો કરી શકે છે. આ હુન્નર ઉપર ખંભાતની વસ્તીનો $\frac{1}{16}$ મો ભાગ–૨૩૦૦ માણસો–ગુજરાન ચલાવે છે. પ્હેલાં આ હુન્નર મુસલમાનોના હાથમાં હતો. હાલમાં કણબી લોકોએ પોતાના હાથમાં તે લઇ લીધો છે. તે લોકો પોતાના હાથ નીચે ઘાંચી, ગોલા, પીંજારા, રજપુત, રાવળીયા, અને મુસલમાનોને રાખે છે. ત્હેમાંના ૧૦૦૦ ઘશીયા છે, ૨૦૦ વીંધાર છે, ૨૫૦ ઢોળીયા છે, ૪૦ પતીમાર છે, અને બાકીના બધા ખાંડીયા અથવા ઘાટ ઘડનારા છે. છેલ્લા વર્ગમાંના ૨૦૦ કસબ જાણનારા અને બાકીના અજ્ઞાન છે. આ ઉદ્યોગનાં જુદાં જુદાં ખાતાં જુદી જુદી જગ્યાએ ચાલે છે. ફકત આશરે સાતેક વ્હેપારીઓને ત્હાંજ એ ત્રણ ખાતાં સાથે લાગાં ચાલતાં હોય છે. પણ અરસપરસ સાહાય્યના ભાવની ઘણી ખોટય છે, અને તેથી હુન્નરની ચડતી થતી અટકે છે. ૧૦૦૦ રૂપીયાના પથરામાંથી કારીગરી કરીને ૧૦૦,૦૦૦ રૂપીયાની કિંમત જેટલી વસ્તુઓ થઇ શકે એમ ગણત્રી કહાડવામાં આવી છે, અને તેપણ હાલ વપરાય છે ત્હેવાં અસલી સાદાં હથિયારો વાપરીનેજ. દર વર્ષે ખંભાતમાં ૩ થી ૫ હજાર રૂપીયાની કિમતના પથરા આયાત કરવામાં આવે છે, અને દોઢ બે લાખ રૂપીયાની કિમતની તૈયાર થયેલી વસ્તુઓ વેચાય છે એમ ગણત્રી કરાઇ છે.

આ નિબંધ ઉપરથી જણાશે કે ખંભાતનો અકીકનો ઉદ્યોગ ઘણા જુના વખતનો છે. બીજી બધી વસ્તુઓની પેઠે ત્હેના પણ જુવાનીના દહાડા હતા, અને હાલ તે વૃધ્ધાવસ્થામાં આવી ગયો છે. ત્હેની પડતીનાં ઘણાં કારણો જો કે એમ છે પણ મુખ્ય એ છે કે કામ કરવાની રીત્ય, સાધનો, હથિયારો વગેરે બાબતમાં કારીગર લોકો હજી ઘણાજ અસલી વિચારના છે. ખંભાતમાં ૧૭ મા સૈકામાં પ્હેલો આ ઉદ્યોગ શરૂ થયો તે વખતે જે જાતનાં હથિયાર વપરાતાં હતાં તેજ જાતનાં હથિયાર હજી પણ વપરાય છે. પણ હું આશા રાખું છું કે જ્ઞાન જે સર્વ વ્યાપી પ્રકાશક છે, ત્હેની અસરથી લોકો સુધરશે, અને આ અસલથી ચાલ્યા આવેલા ઉદ્યોગને ખીલવીને ચડતી સ્થિતિમાં આણી દેશના બીજા ઉદ્યોગો સાથે હરીફાઇ કરશે. (સમાપ્ત)

# હોળી.

( લખનારઃ—રા. મગનલાલ મા. ઝવેરી. )

હિન્દુઓનું આખું જીવન ધર્મકર્મમાંજ વ્યતીત થાય છે. તેઓ ખાવા પીવામાં, સુખ દુઃખમાં, વિવાહાદિ શુભ પ્રસંગોમાં, તથા જન્મ–મરણ સમયે પણ ધર્મને આગળ કરે છે. તેમની દરેક માન્યતા સાથે ધર્મનો નિકટ સંબંધ છે, અને તેથી તહેવારો સાથે પણ હોય તો તે સ્વાભાવિક છે. હોળીના તહેવારનું પણ એમજ છે. હોળી કેમ આરંભ થઇ તેની અનેક વાર્તાઓ પુરાણોમાં છે. ' હોળી ' શબ્દ હોલિકાનો અપભ્રંશ છે.

## હોલિકા કોણ હતી ?

હોલિકા હિરણ્યકશ્યપુ નામના રાક્ષસની બ્હેન હતી. જ્યારે પ્રહ્લાદે અનેક કષ્ટો વેઠવાં છતાં પોતાના ઇષ્ટ દેવ શ્રી વિષ્ણુ ભગવાનની ભક્તિ છોડી નહીં ત્યારે તેનો પિતા હિરણ્યકશ્યપુ જે શૈવ હતો અને મૂર્ખતાવશ શિવ અને વિષ્ણુમાં ભેદ માની વિષ્ણુને પોતાનો શત્રુ સમજતો હતો, તેના પર બહુ ક્રુદ્ધ થયો અને પોતાની બ્હેન હોલિકાની સહાયતાથી તેણે પોતાના પુત્રને ચિતા પર બેસાડી ભસ્મ કરી દેવાની ઇચ્છા રાખી. એક મોટી ચિતા તૈયાર કરવામાં આવી અને આ ફોઇબા પોતાના ભત્રીજાને લઇ ચિતા પર બેઠાં. અગ્નિ સંસ્કાર થતાંજ ચિતા ભડકી ઉઠી. અને હિરણ્યકશ્યપુએ થોડીજ વારમાં જોયું કે જ્યારે તેની બ્હેન ભસ્મ થઇ ગઇ હતી ત્યારે પુત્ર જીવતો ધ્યાનમગ્ન બેઠો હતો. જેમ બાઇબલમાં શેડરેક, મેશક અને એબડનેગો નામના ત્રણ યાહુદી ભક્તોની રક્ષા કર્યાની કથા છે તેમજ આપણી આ પ્રહ્લાદની કથા છે. બધા ધર્મોમાં લખ્યું છે કે પરમેશ્વર પોતાના સાચા ભક્તની રક્ષા અવશ્ય કરે છે. હોળીનો તહેવાર આથી પ્રહ્લાદની અલૌકિક ભક્તિનું સ્મારક છે. હિન્દુમાત્ર એવા ભક્તના રક્ષિત રહેવાનો અને હોલિકા જેવી દુષ્ટ સ્ત્રી–રાક્ષસી–નાં ભસ્મ થઈ જવાનો ઉત્સવ મનાવે છે. જે અપશબ્દો હોળીમાં બોલવામાં આવે છે તે બધા હોલિકાને તેનાં દુષ્ટ કર્મના બદલા રૂપ છે, અને ભણે હોળી પેટવવાથી લોકો તે દુષ્ટ રાક્ષસીને બાળી દેછે, એવો ભાવ છે. પૂર્વ વસંતઋતુના આરંભમાં જે મહાયજ્ઞ કરતા તે યજ્ઞની ક્રિયા ભ્રષ્ટ થતાં તેને હોલિકાના સ્મશાનનું આસન કે કુંડ માત્ર કલ્પી લીધું છે.

પુતળું બનાવી એકને બાળી દેવું, એ તેનું સર્વથી મોટામાં મોટું અપમાન છે તેમજ જીવતુ તેને બાળવા બરાબર છે. એથીજ હિન્દુઓ કોઈ સગું પરદેશમાં મરી જતાં અને તેની સાથ હાથ ન લાગતાં તેની એક આટાની મૂર્તિ બનાવી બાળે છે. એ કોઈ આપણીજ માન્યતા નથી. યુરોપીયનો પણ એવજ માન્યતા ધરાવે છે. હમણાં થોડાં વર્ષ પૂર્વે સુધી લંડનાદિ વિલાયતી નગરોમાં ગાઈ ફૉક્સ નામના વિદ્રોહી કે જેણે ઈ. સ. ૧૬૦૫માં સુરંગ લગાડી પહેલા જેમ્સ રાજાને અને તેની પાર્લમેંટને ઉડાડી મેલવાનું કાવતરું રચ્યું હતું. તેનું પુતળું કરી લોક બાળતા હતા અને તેમ કરવામાં બહુ આનંદ માણતા હતા. સંભવિત છે કે ગામડાઓમાં હજી એ ઉત્સવ મનાતો હોય.

## તહેવારોમાં હોળીનું સ્થાન.

સંસારની બધી જાતઓમાં થોડા ઘણા તહેવારો જરૂર હોય છે. મુસલમાનોમાં ઇદ, મોહરમ, શબ્બરાત, બારાવફાત, આદિ; ખ્રીસ્તીઓમાં ક્રિસ્ટમસ, ઇસ્ટર, કાર્નીવાલ, માઇકલમસ-ડ્ય, ન્યુઈયર્સડે આદિ; પારસીઓમાં જમશેદી નવરોઝ, પટેટી આદિ. બધી જાતોના તહેવારોની સંખ્યા ગણી શકાય છે, પણ હિન્દુઓના તહેવારોની સંખ્યા લગભગ અગણિતજ છે. હિન્દુ ધર્મમાં જુદા જુદા પંથોને તથા વર્ગોને વાસ્તે ખાસ પર્વો હોય છે, છતાં કેટલાક સર્વ સાધારણ પણ હોય છે. એમાં એ નીચલા ચાર, ચાર મુખ્ય જાતિઓને વાસ્તેના, છે:—શ્રાવણી બ્રાહ્મણોનો, દશરા ક્ષત્રીયોનો, દીવાળી વૈશ્યોનો, અને હોલી શૂદ્રોનો તહેવાર છે. આ બધા તહેવારો જુદી જુદી જાતને વાસ્તે હોવા છતાં એક બીજાના તહેવારમાં એક બીજા આનંદથી ભાગ લે છે.

નારીયળી પૂર્ણિમા અથવા શ્રાવણીને દિને જેજે જાતિઓ જનોઇ ધારણ કરી રહી છે તેતે તે બદલે છે; સાંજે વૈશ્ય વર્ગ "સમુદ્ર પૂજન" કરવા જાય છે. જેથી નારીયેળવાળાઓને લાભ થાય છે. દશેરાને દિને અર્જુને શમી—વૃક્ષપરથી પોતાનાં હથીયાર કાઢી કૌરવો સામે વિરાટ રાજા તરફથી યુદ્ધ કરેલું, રામે રાવણને પણ એજ દિને મારેલો, અને તેથીજ ઉત્તર-હિંદ તરફ હજીએ તે દિવસે રાવણની પ્રતિમાનો છેદ કોઇ બનાવટી રામ અથવા તેના સહાયક વાનરો કરે છે ! શમી—પુજન હવે ક્ષત્રીયો કરતા હોય તેને બદલે મુંબાઇ આદિમાં તો વૈશ્યો—વ્યાપારીઓ—વધુ કરે છે. દીવાળી ખાસ કરીને વૈશ્યોનો—વ્યાપારીઓનો—તહેવાર છે; પણ તેનો બધાજ એક સરખી રીતે આનંદ લુંટે છે. કોઇ પણ હિન્દુ વર્ણ એવી નથી કે જે એમાં બીજી વર્ણ કરતાં બહુ ઓછો આનંદ માનતી હોય. વૈશ્યો પોતાના ચોપડા એજ દિને બદલે છે, નવા વર્ષની 'બાલાંસ' [ Balance ] અથવા 'સ્ટોક' [ Stock ] એજ દિવસે કાઢે છે અને આખા વર્ષમાં પોતાની દુકાને જો કદાચ સારાં કપડાં પ્હેરી બેસતા હોય તો પણ તે એજ દિને છે ! બાકી તેમના માણસોને તો ઉલટું એ દિવસમાં હંમેશ કરતાં વધુ કામ હોય છે; અને એ સુધરેલી જાતની ગુલામીનો દોર એ દિવસોમાંયે ઓછો હોતો નથી. શેઠીઆઓ જરા ઉદાર થઈ એ દિવસોમાં 'લાઇટ' આદિ સારૂ કંઇક ખર્ચે છે તેમજ તેમની દુકાનો આદિ, જો નહીં તો કદાચ કદીયે રંગાત નહીં, પણ એજ દિવસોમાં રંગાય છે, અને તેટલી ઉદારતા, માત્ર કાંઇક વખતે કહેવાતા શોક વગેરેનું બ્હાનું નહોય તો, તેમને મને કે કમને બતાવવીજ પડે છે ! કંજૂસ વ્યાપારીઓને આ દિવસો એકંદરે ચિંતાનું કારણ થઇ પડે છે, કારણકે આ વરસ ઉપરાંત માણસો આદિ પ્રત્યે પણ ઉદારતા બતાવી તેમને આભારી બનાવવાની ઉદારતા એમને બતાવવી પડે છે ! બીજે હાથે માણસોને—નોકરોને—એ દિવસ પસાર થતાં પોતાની કંઇક આર્થિક ઉન્નતિ થશે, એ વિચારે આનંદ થતો હોય છે, તેમજ "બોણી" ( Bonus ) પણ મળે છે. મુંબઇમાં તો એ તહેવાર હવે માત્ર હિન્દુઓજ નહીં પણ બીજી જાતના વ્યાપારીઓ આદિ પણ પાળે છે—ખુદ યુરોપીયનોને પણ તે પાળવો પડે છે—તો અર્ધા હિન્દુઓ જેવા પારસીઓ તો તે પાળે તેમાં નવાઇજ શી ? શીખોનાં અમૃતસરનાં સુવર્ણ મંદીરનો મોટો ઉત્સવ પણ એજ દિનોમાં ઉજવાય છે. આ રીતે તે એક ન્યાત, પંથ, જાત કે ધર્મનો નહીં પણ હિંદમાં વસતી આખી પ્રજાનો

તહેવાર થઇ પડયો છે. શૂદ્રોનો તહેવાર હોળી કહેવાય છે, પણ તેને સરખી રીતે બધાય માને છે. શિક્ષણના વધુ પ્રચારથી જો કે હવે શિક્ષિત વર્ગનો મોટો ભાગ એ તહેવારનો લાભ લઇ શૂદ્ર થવા ચાહતા નથી છતાં એનો હજુ સર્વથા ત્યાગ તેમની તરફથી થયો નથી.

## સુધરેલી ઢબે હોળી ઉજવવી જોઇએ:—સંપની વૃદ્ધિનું સાધન.

જાતીય તહેવારો અને પર્વોને ઉજવવાની ઉદાસીનતા એ જાતિનું દુર્દૈવ આવવાનું પ્રમાણ છે. હા, સભ્યતાના વધારા સાથે તેને ઉજવવાની રીતમાં ફરક કરવો એ તેને ઉચિત છે. અંગ્રેજોમાં મોટા દિવસ જેમ કેટલોક વર્ષો પર મનાવવામાં આવતો તેમ હવે મનાવવામાં આવતો નથી, તેમજ એ વિલાયતી હોળીના જેવી આપણી હોળી પણ નવ-શિક્ષિત હિન્દુ સમાજ માનતી નથી. હોળીનાં ભજનો (!) શિક્ષિત સમાજ ગાઇ શકતી નથી; પારકી સ્ત્રીઓને અપશબ્દો સંભળાવી રસ્તામાં ફજેત કરી શકતી નથી. રસ્તે જનારાને ગાડાંના 'ફોલ' ની છાપ મારવાનો ભય આપી તેમની પાસેથી પૈસો કઢાવી શકતી નથી તેમજ તેમને વિના કારણ સતાવી શકતી નથી; કોઇને 'ફાડકી' માં બાંધી 'રામ બોલો ભાઇરામ' કરી શકતી નથી; પાડોશીનાં વૃધ્ધ માત પિતાદિને કૂટી શકતી નથી; 'હોળીયા' થવાને રાજી હોતી નથી; તેમજ 'હોળીયા' થઇ હોળી માતાનાં અસભ્ય ગીતો ગાતાં જઇ બીજા મહોલ્લાના ભાઇઓ સાથે લડાઇ કરી શકતી નથી; કોઇને ગધેડાં પર સ્વારી કરાવતી નથી; બારી બારણાં અને ખાટલા સુદ્ધાં માણસોને હોળીમાં હોમતી નથી !—ટુંકમાં અનાર્ય વર્તનનો તેણે ત્યાગ કર્યો છે અને તેથીજ એ શિક્ષિત સમાજ અશિક્ષિતો અને નાની ઉમરનાઓ સાથે ભળાતી બંધ થઇ છે.

આ પ્રકારે ભેદ પડયો છે. જન સમાજમાં સંપની આવશ્યકતા પ્રથમ છે. અને તેથે આવે શુભ પ્રસંગે-તહેવારોમાં તો-ખાસ કરી લેવી જોઇએ, કે જેથી બધા સરખો આનંદ તે તહેવારમાં લઇ શકે. તેમ કરવામાં તે ઉજવવાની રીતભાતમાં કેટલોક ફરક કરવો આવશ્યક છે. એક ઝમાનો હતો કે જ્યારે માત્ર હિન્દુઓજ નહીં પણ મુસલમાનો પણ હોળીમાં શામીલ થતા હતા અને તેમાં સાધારણ મુસલમાનોજ નહીં પ્રત્યુત બાદશાહો સુધ્ધાં સમ્મિલિત થતા હતા. લખનૌના પ્રસિદ્ધ નવાબ વાજીદઅલીની હોળી તો ઇતિહાસપ્રસિદ્ધ છે. પણ હવે ખુદ હિન્દુઓ પણ એનાથી દૂર નાસે છે. તેનું કારણ એ તહેવાર ઉજવવામાં ચલાવવામાં આવતી ગેરવર્તણુકજ છે. ગુલાલ, રંગાદિનો છંટકાવ કરવો એ વિશે બહુ કહેવાનું નથી. કેટલાક મંદિરોમાં આચાર્યો ભક્તાણીઓના કેટલાક અવયવનું લક્ષ્ય રાખી જે પીચકારીઓ મારે છે તેવા પ્રકારની અમર્યાદ અને પાપી પદ્ધતિ દૂર કરવી જોઇએ છે. ગુલાલથી માથું દુખવાની ફર્યાદ સાધારણ થઇ પડી છે, ને તેનું એક માત્ર કારણ તેમાં ભેળવામાં આવતી 'છારી' છે, કે જે આંખમાં જતાં પણ બહુ હાનિ પહોંચાડે છે. રંગોમાં પણ અનેક પ્રકારના વિષારી રંગો અને કપડાંને ભઠ્ઠીમાં નાંખવામાં આવે છતાં ન નીકળે તેવા રંગોનો છંટકાવ ઇચ્છવા યોગ્ય નથી. શુદ્ધ કેશુડાના ફૂલના રંગનોજ, જો છંટકાવ કરવાનું મન થાય તો, છંટકાવ કરવો ઉચિત છે. પણ તેનો રંગ કાઢવાની બાકી વસ્દી આપણામાંથી કેટલા લે છે? વિલાયતી તૈયાર રંગોએ તેની જગ્યા લીધી છે, અને કેશુડાને ધીમે ધીમે 'બૉયકૉટ' કરવામાં આવે છે. પણ એથી અમે એમ નથી કહેવા માંગતા કે રંગનો છંટકાવ કરવો ખાસ આવશ્યક

છે. અમે તો માત્ર નિર્દોષ રીતભાતો ચાલુ રાખવામાં, તેમાંથી અનર્થ ન થાય ત્યાં સુધી, વાંધો ઉઠાવતા નથી.

## હોળીનું મહત્વ.

આપણા પૂર્વજોએ આ તહેવાર કેવી સુંદર મોસમમાં રાખ્યો છે? હોળી માતાની કહેવાતી કથા અને તેના સંબંધમાં આપણા પૂર્વજોની શુધ્ધ કલ્પના ક્યાં? ઋતુઓમાં શ્રેષ્ઠ વસંત ઋતુમાં આ તહેવાર આવે છે, જ્યારે ભારતવર્ષ ઇન્દ્રના બાગ નંદનવન સમાન—કે જેજ સૌથી ઉત્તમ બાગ હિન્દુઓની માન્યતા પ્રમાણે કલ્પાય છે—બની જાય છે. ગર્મી શર્દી સમાન હોવાથી આખી સૃષ્ટિ સુખમય થઇ જાય છે. ભારતના વૃક્ષોના સરદાર આમ્ર પલ્લવિત અને પુષ્પિત થવાથી કેવા સોહામણા દેખાય છે? આમ્ર મંજરીના સૌરભ પવનમાં વ્યાપ્ત થઇ ઘ્રાણેન્દ્રિય દ્વારા આપણા મનને એ સુગંધ કેવું બ્હેકાવી દે છે! જંગલોમાં કેશુડાનાં ફુલ ખીલી કેવી શોભા વધારે છે? કવિઓએ આ ઋતુને 'ઋતુરાજ' કહી છે. એની પ્રશંસામાં સંસ્કૃત, હિન્દી, ફારસી, ઉર્દુ, આદિ ભાષાઓમાં જે કવિતાઓ રચાઇ છે તેની અપાર સંખ્યાથીજ એ ઋતુની શ્રેષ્ઠતા પ્રમાણિત થાય છે. આ ઋતુમાં પોતાની મેળેજ બધા જીવધારીઓમાં પ્રેમની માત્રા અધિક થઇ જાય છે. યૂરોપમાં પણ વસંતઋતુનો બહુ સત્કાર થાય છે. કોઇ પણ કવિને ઋતુ વિશે કંઇક લૂખવાનું મન થતાં પ્રમુખસ્થાન આજ ઋતુને આપવું પડે છે, નહીં તો તેના વર્ણનમાં બહુ રસ આવતો નથી.

હોળીનો તહેવાર હિન્દુ શાલીવાહન વર્ષના અંતમાં અને નવા વર્ષની શરૂઆતમાં આવે છે. હિન્દુસ્થાન કૃષિપ્રધાન દેશ છે, તેથી પાક થયે ખેડુતોને હર્ષ થવો સ્વાભાવિક છે. આવાં આવાં અનેક કારણોને લીધે આ ઉત્સવ જેટલા હર્ષથી મનાવવામાં આવે તેટલો ઓછો છે. હવે આપણી સભ્યતામાં ફરક પડતો જાય છે. અસ્લીલ શબ્દો મોંમાંથી ઉચ્ચારવા—સાધારણ રીતે પણ—અસભ્યતા ગણાય છે. શિક્ષિતજનો ગાળો દે છે તો પણ તે મૂર્ખ, બદમાશ, નાલાયક, પાજી, આદિ શબ્દથી સમાપ્તિ આણે છે! કદાચ ઇંગ્રેજીમાં ગાળો દેવાનું મન થાય છે તો ડેમ, બેગર, સ્કાઉડ્રલથી ડેવીલ આદિ શબ્દોનોજ પ્રયોગ કરે છે! આથી હોલિકા પર, કદાચ ક્રોધાગ્નિ પ્રજ્જ્વલિત થઇ જાય તો હોલિકાને ક્રોધાગ્નિ પ્રકટ કરવાના ઉકતે સભ્યતર શબ્દોમાં ગાળ અનુચિત નથી! પ્રથમ તો આ ક્રિયામાંજ બારોબાર સંશય ભરેલી વાર્તા છે. ગાળ દેવાનાં બ્હાનાં તરીકે આ કથા ઉપજાવી કાઢેલી લાગે છે. છતાં જો તે માનવીજ હોય તો આ સિવાય બીજો સભ્ય ઇલાજ નથી.

## હોળીની વિચિત્રતા.

પણ સૌથી મોટી વિચિત્રતા તો એ છે કે જ્યારે હોલિકાને ગાળો દેવી જોઇએ ત્યારે તેને બદલે ગાળો આદિનો પ્રયોગ મહોલ્લાની સ્ત્રીયો કે જેમાં પ્રાયઃ પોતાનાં સગાં વ્હાલાંનો પણ સમાવેશ થાય છે તેમને દેવામાં આવે છે, જાણે હોલિકાના વંશની તેઓ ન હોય?!!

મુંબઇમાં હવે 'હોલિકા સમ્મેલનો' આદિ જેવાં સમ્મેલનો શહેરનાં જુદે જુદે સ્થળે ભાષણો આદિ અપાવી એ તહેવારને સારી રીતે ઉજવે છે. તેમજ 'સોશીયલ સર્વીસ લીગ' પણ એ બાબતમાં અ પડતો ભાગ લે છે. પણ મુંબઇમાં હોળીનાં તોફાનો—મુલતાનીઓ,

મારવાડીઓ, પંજાબીઓ, અને ભૈયાઓ શિવાય—એટલાં બધાં થતાં નથી. તેથી એવાં વ્યાખ્યાનો ઇત્યાદિની બહાર ગામમાં મુંબઇ કરતાં વધુ જરૂર છે. હંમેશાં શહેરી કરતાં ગામડીઆઓ વધુ અજ્ઞાન હોય છે અને તેથી તેમને કેળવવાની વધુ અને પ્રથમ જરૂર છે. ઇશ્વર કરેતે 'હોલિકા સમ્મેલન' અને 'સોશીયલ સર્વીસ લીગ' જેવી સંસ્થાઓની દિવસે દિવસે ઉન્નતિ થતી જાય દેશને વધુ ને વધુ લાભકારી નીવડે અને આપણી સભ્યતાનાં અસભ્ય આચાર-વિચારોને સુધારે !

---

## મચ્છર અને મૅલેરીયા તાવ.

( લેખક—ડૉક્ટર એન. જી. શાહ. એલ. એમ. એન્ડ એસ. વઢવાણ. )

લોહી ચુસનાર સઘળાં જંતુઓમાં મચ્છર એક અગત્યનો ભાગ ભજવે છે. તેનો ડંખ ઘણી તીવ્ર અને કંટાળો આપનાર છે એટલુંજ નહિ, પણ મચ્છરનો ડંખ અમુક દર્દના કારણરૂપ ગણ્યું છે. કોઇ પણ મચ્છરની અંદર વ્યાધી ઉત્પન્ન કરનાર જંતુઓ અથવા ઝેરી પદાર્થ હોય છે. ડંખની પીડા ઇ સહન કરીએ તોપણ એ ડંખમાં જે ઝેર રહેલું છે અને જે દર્દો તે શરીરમાં દાખલ કરે છે તે તરફ તો બેદરકાર રહી શકાયજ નહિ. આ મચ્છરો જંતુઓ લઇ જાય છે એટલુંજ નહિ પણ પોતાના શરીરની અંદર તેને આશ્રય આપી પોષણ કરે છે તથા એ જંતુઓની વૃદ્ધિ મચ્છરના શરીરની અંદર થાય છે અર્થાત દર્દના એ જંતુઓને મચ્છર જેવા ઉદાર યજમાન ન મળે તો તેમની હસ્તી અને નિભાવ થવો મુશ્કેલ થઇ પડે છે, અને તેટલા માટે મચ્છરની ઉત્પત્તિ, તેની મારફત થતા દર્દો અને તેની સામે સાવચેતી અને ઉપાય જાણવાની પ્રત્યેક મનુષ્યને આવશ્યકતા છે. મચ્છરથી ઘણાં દરદ યાને રોગ થાય છે તેમાંના થોડાનાં નામ જેવાં કે મેલેરીઆ તાવ ( Malarial fever ) પીળો તાવ ( Yellow fever ), હાથી પગવાળો તાવ ( Filariasis ), ડેન્ગ્યુ તાવ ( Dengue fever ) વિગેરે વિગેરે.

### રહેઠાણ.

મચ્છર જગો જગોએ પસરેલાં છે. ઉષ્ણકટીબંધ તથા શીતકટીબંધ ઉપર પણ તેટલાંજ છે. આફ્રિકા દેશમાં બહુ છે. સમસીતોષ્ણ કટીબંધમાં થોડાં રહેછે. દક્ષિણ અમેરિકામાં એનોફેલાઇન ( Anopheline ) એટલે મેલેરીઆ તાવ ઉત્પન્ન કરનાર થોડાં છે ત્યારે એડીની ( Aedinae ) જાતનાં વધારે છે. હિંદુસ્થાન, એશિઆ અને આફ્રિકામાં એનોફેલાઇન (Anopheline) વધારે છે. ક્યુલેક્સ ( Culex ) દરેક ઠેકાણે છે. મેનસોનીઆ ( Mansonias ) ઉષ્ણ દેશમાંજ હોય છે, જેવા કે મધ્ય આફ્રિકા, એશિઆ અને દક્ષિણ અમેરિકા, ગ્રેબામીઆ ( Grabhamias ) યુરોપ અને ઉત્તર અમેરિકામાં છે. પહાડોની ટોચ ઉપર પણ તે ઓછાં હોતાં નથી. હિમાલયમાં ૧૩૦૦૦ ફુટની ઉંચાઇએ પણ તે પુષ્કળ મળી આવેલ છે.* એટલું તો ખાત્રીથી કહેવું પડશે કે ઢોળાવવાળી જગ્યોએ, નદીના રસ્તે અને મોટાં સરોવરને કાંઠે મચ્છરો ઘણાંજ હોય છે. પણ સુકી જગ્યામાં જ્યાં વરસાદનું થોડું ભરાઇ રહેલ પાણી મળી આવે ત્યાં પણ ઉત્પન્ન થાય છે.

---

* 'યુકેલીપ્ટસ'ના છોડ ઉગાડી દહેરાદુનથી મસુરી જવાનો રસ્તો આ ત્રાસમાંથી કંઇક મુક્ત કરવામાં આવ્યો છે. એ છોડનું તેલ 'ઓલીયમ યુકેલીપ્ટસ' બહુ ઉપયોગી છે. —લે.

### મચ્છરનો ખોરાક.

ઘણી જાતનાં મચ્છરોને મનુષ્ય રક્તનો અભાવ હોય છે, ત્યારે ચોકસ મચ્છરની જાત જાનવર ઉપરજ પોતાની ધામધુમ મચાવે છે. કેટલીક જાત લોહી ચુસનાર છે. એનોફેલાઈન ( Anopheline ) ની કેટલીક જાત રક્તની બહુ તરશી હોય છે. તેવીજ રીતે બીજી જાતનો ઘણો ભાગે વનસ્પતિનો રસજ ચુસીને રહે છે. કેટલીક જાત કેળાં અને એવા બીજા પદાર્થોની વધારે શોખીન હોય છે, અને સડવા આવેલાં સફરજન તેને પ્રિય થઇ પડે છે. કેટલાંક મચ્છરો નાના જીવનું લોહી વધારે પસંદ કરે છે. નાની માછલી ઉપર પણ ઘણી વખત તેઓ તરાપ મારે છે. અને તેના માથામાં ડંખ મારી તેનો પ્રાણ હરી લે છે. માદા લોહીની વધારે તરશી હોય છે ત્યારે નર વનસ્પતિના રસમાંજ મોજ માને છે. ઉષ્ણ હવાવાળી જગ્યામાં મચ્છર થોડાં થોડાં આખા વર્ષ દરમિયાન પેદા થયાં કરે છે; પણ સુકી ઋતુમાં આરામ લે છે. સમશિતોષ્ણ કટીબંધ અને ઠંડા મુલકમાં મચ્છર શિયાળાનીઋતુમાં ઓવા ( Ova ), લારવા ( Larva ) યાને મચ્છર ( Mosquito ) ની સ્થિતિમાં રહે છે. નર શિયાળો બેસે તે અગાઉ પ્રાણ ત્યાગ કરે છે, પણ માદા ગર્ભ ધારણ કર્યાબાદ અંધારીજ જગ્યામાં ભરાઈ બેસે છે. નર મરવાના વખત પહેલાં પોતાના કુટુંબના વૃદ્ધિનો ઉપાય યોજી લેવાની કાળજી રાખે છે.

### હવાથી મચ્છરને થતી અસર.

મચ્છરને હવાના ફેરફારથી અસર થાય છે. થોડો ઘણો વરસાદ તો તેમને જરૂરનો છે. થોડો વરસાદ પડયો અને ખાબોચીયાં ભરાઇ ગયાં એટલે તેમનું જોર વધવા માંડે છે. કારણ તેમની વૃદ્ધિ થવાને પુષ્કળ જગ્યા મળી આવે છે, ત્યારે સુકી હવા વધારે વખત ચાલવાથી તેમને ઉંધી અસર થાય છે. જેના દાખલા રૂપે ૧૯૧૨ નું વર્ષ અને ૧૯૧૩ નું વર્ષ છે. ૧૯૧૨ ના વર્ષમાં વરસાદ કમી પડવાથી અને સુકી હવા ઘણો વખત ચાલુ રહેવાથી મચ્છરનું જોર ઘણું નરમ હતું ત્યારે તેથી ઉલટુંજ ૧૯૧૩ ના વર્ષમાં મચ્છરનો લગભગ દરાજ્ગો વધારો થયો હતો અને તેને લીધે ઘેર ઘેર તાવના ખાટલા નજરે પડતા હતા. ધોધમાર વરસાદ અગર સખત પવનના ઝપાટાથી તેમનું તથા તેમના કુટુંબ કબીલાનું નિકંદન થવા માંડે છે. બરફ પડવાથી કેટલીક જાત મરણને શરણ થાય છે. એનોફેલીસ બાઇફુરેટસ ( Anopheles bifurcatus ) નામના મચ્છરને હીમ ( frost ) નુકસાન કરી શકતું નથી. તેમનાં ઇંડાં ઉપર બરફ બે ઈંચ જેટલો એક અઠવાડીયાં સુધી પડયો રહે તો પણ તે મોટાં થઇ તેમાંથી મચ્છર ઉત્પન્ન થાય છે. મતલબ તેથી તે જાતને નુકસાની પહોંચતી નથી. બચ્ચાં સેવાતી વખતે પવન તેમને નુકસાનકર્તા થઇ પડેછે.

**મચ્છરની જાત**—લગભગ ૮૦૦ જાતનાં મચ્છરો પારખવામાં આવેલ છે, પણ ઇશ્વર કૃપાએ તેમાંનાં થોડાંજ રોગનાં મૂળ થઇ પડેછે. અત્યાર સુધીમાં લગભગ ૧૦૩ જાતનાં એનોફેલાઇન ( Anopheline ) પારખવામાં આવેલ છે, આમાંનાં ઘણાં મનુષ્ય રહેઠાણથી દૂર રહેવાનું પસંદ કરે છે.

### લક્ષણ.

મચ્છર કરડયા બાદ જંતુને શરીરની અંદર સેવાવાને ૩૬ કલાકથી ૧૨ અથવા ૧૫ દિવસ સુધીનો વખત લાગે છે. એટલે મચ્છર કરડયા પછી તેટલી મુદતે તાવ આવે છે. આ વખત ચોથીઆ તાવની અંદર એકાંતરીઆના કરતાં સહેજ વધુ હોય છે. દર્દીને ટાઢ વાતી હોય એમ જણાવા માંડે છે અને બેચેની જણાય છે માથું દુઃખે છે, હાથ પગમાં દુઃખાવો થાયછે. પેટ ભારે ભારે જણાય છે, અને અશક્તિ થવાનો વાન્તિનાં ચિહ્ન પણ દેખાવ દેવા માંડે છે. આ સ્થિતિના મુખ્ય ત્રણ ભાગ પાડવામાં આવ્યા છે—ઠંડી, તાવ અને પરસેવો.

### ઠંડી.

દર્દીને થાક લાગ્યો હોય એમ જણાય છે અને હોશકોશ વીનાનો હોય એમ માલમ પડે છે. બગાસાં આવે છે અને સુઇ જવાનું મન થાય છે. કોઇ કોઇ વખત સખત માથાનો દુઃખાવો ઉપડે છે. કમર તુટે છે અને હાથ પગ તુટવા માંડે છે, આસ્તે આસ્તે કંપારી શરૂ થાય છે અને ટાઢ ચ્હડે છે. ચહેરો

હોઠો શ્યામ અને લેવાઈ ગયા જેવો જણાય છે, આખું શરીર ધ્રૂજવા માંડે છે અને દાંત કકડવા માંડે છે. આ વખતે શરીરે હાથ લગાડી તપાસી જોઈએ તો શરીર ઠંડું માલુમ પડે છે પણ ઉષ્ણમાપક યંત્ર થરમૉમીટર ( Thermometer ) મ્હોડામાં, બગલમાં કે ગુદામાં મુકવામાં આવે તો તે શરીરની ઉષ્ણતામાં બે ત્રણ ડિગ્રીનો ફરક બતાવે છે. ઠંડી લાગવા અગાઉ થોડી મિનિટ યા કલાક તાવ ચઢવા માંડે છે, માથું ફટફાટ થાય છે, નાડિ જોરાથી ચાલે છે, પેશાબ પ્રમાણમાં વધે છે અને પાણી જેવો થાય છે. ઠંડી દસ પંદર મિનિટથી એક બે કલાક સુધી રહે છે અને તાવ ઝપાટાબંધ ચઢવા માંડે છે.

## તાવ.

આસ્તે આસ્તે ઠંડી કમિ થાય છે અને ત્વચા ગરમ માલુમ પડે છે; ચહેરો સુરખીરંગ પકડે છે અને હાથ તથા ચામડીનો રંગ લાલ જણાય છે. નાડિ ખૂબ જોરથી ચાલે છે. હૃદય ખૂબ જોરથી ધબકે છે અને માથાની અંદર કોઇ હથોડીના માર મારતું હોય એવો દુઃખાવો થાય છે. કોઈ કોઇ કેસમાં ઘેન અથવા લવારી જણાય છે. પેશાબ થોડો અને ઘાટો ઉતરે છે અને તેનો રંગ ઘેરો માલુમ પડે છે, કોઇ કોઈ વખતે હોઠે અરેસ મુતરી ગયાનાં ચિહ્ન જણાય છે, તૃષા બહુ લાગે છે, અને પાણી ખૂબ માગે છે. આ સ્થિતિ અરધા કલાકથી ત્રણ યા તો ચાર કલાક ચાલે છે.

## પરસેવો.

અત્યાર સુધી ત્વચા સુકી અને ગરમ લાગતી, હવે કોમળ અને પરસેવાને લીધે મૃદુ જણાવા માંડે છે, કપાળે પરસેવાના મોતીયા બાઝે છે, અને આસ્તે આસ્તે આખું શરીર પરસેવાથી તરબોળ થઈ જાય છે શરૂઆતમાં તાવ ધીરે ધીરે હલકો પડતાં પછી એકદમ ઉતરવા માંડે છે અને નિયમિત નોરમલ ( normal ) ઉષ્ણતાએ પહોંચી જાય છે. આ સ્થિતિ એકથી બે યાતો ત્રણ કલાક ચાલે છે. દુઃખાવો અને બેચેની જે તાવની અંદર પૂરજોશમાં હોય છે તે ઓછાં થઇ જાય છે. નાડિ ધીમી અને મૃદુ થાય છે. ઉભ બીની થાય છે અને દર્દિ ઘણું કરીને નિંદ્રાદેવીને વશ થાય છે. પેશાબ ઘેરો પીળો અને શ્વાસ ઉપર થાય છે. જ્યારે તાવ ઉતરી જાય છે ત્યારે દર્દિને તદન આરામ જણાય છે, પણ તાવના ઝેરી જંતુ પ્રમાણ રક્તની અંદર વધારે હોય તો તાવ ઉથલો મારે છે. તાવના હુમલામાં હરદમેશ ઉપર જણાવેલ લક્ષણો સામટાં જોવામાં આવતાં નથી—કોઇ વખત થોડી ટાઢ ચઢી તાવ આવે પણ પરસેવો થાય નહિ તો કોઈ વખત થોડો વખત ટાઢ વાઇ પરસેવો થાય અને તાવ જણાય નહિ, અને કોઇ વખત ટાઢ અને તાવ દેખાવ ન આપે પણ શરીર સહેજ ગરમ જણાય અને પરસેવો વળે. સાધારણ કેસોની અંદર બરોલ ઠંડી અને તાવના વખતમાં વધવા માંડે છે. લોહીની અંદર એમીબી ( amœbæ ) નામના જંતુ ઉપરાંત હીમોગ્લોબિન (hæmoglobin) એટલે લોહીનો લાલ રંગ તથા લોહીના સફેદ અને લાલ પરમાણુંને કમિ યત હાનિ કરે છે. તાવના હુમલા ઘણું કરી સવારમાં અગર બપોરે થાય છે પણ એકાંતરીઓ તાવ તો બપોરનાજ આવે છે.

## ઉપાય.

તાવના વખતમાં જ્યારે ટાઢ વાવા માંડે ત્યારે કામળીઓ ઓઢાડવી, પીવાના પદાર્થો ગરમ ગરમ આપવા અને જરૂર લાગે તો પગે ગરમ બાટલીનો શેક આપવો. જ્યારે તાવ ચ્હડે ત્યારે શરીરને તાતા અગર ઉના પાણીમાં ટુવાલ બોળી નીચોવી લુંછવું. મેલેરીઆ તાવનો અકસીર ઉપાય ક્વીનાઇન છે. અનુભવ ઉપરથી એવું સિદ્ધ થાય છે કે જ્યારે ઝેરી જંતુ રક્તના પ્રવાહમાં ફરતાં હોય છે ત્યારે એટલે કે જંતુના બાગલા પડતી વખત અગર પડી રહ્યા પછી તરત ક્વીનાઇન આપવાથી તે જંતુનો નાશ થાય છે. આપણે આ રોગને તદન નાબુદ કરવા માગતા હોઇએ તો તાવ આવવાની થોડી વખત પહેલાં અગર આવે ત્યારે રક્ત પ્રવાહની અંદર જેટલું ક્વીનાઇન દાખલ કરી શકાય તેટલું દાખલ કરી દેવું એ આપણો ઉદ્દેશ હોવો જોઇએ.

કારણ આ વખતેજ જંતુના બાગલા થાય છે, આખા દિવસની અંદર તાવ આવવા પહેલાં

તુરતજ એક વખત લેવાનું હોય તેટલું ક્વીનાઈન કટકે કટકે, યાને ૧૦ થી ૩૦ ગ્રેન જેટલું પેટમાં જવું જોઈએ. તે ઝેરી જંતુના સમુહ ઉપર ઘણી સારી અસર કરવાને લેવું સલાહ ભરેલું છે. આથી તાવ અટકશે નહિ પણ જંતુમાંનો મોટો ભાગ લીધેલ ક્વીનાઈનથી તારાજ થઈ જશે અને તેથી ફરી હુમલો નહિ થવામાં મદદ કરશે. એટલા માટે પહેલા ત્રણ દીવસ ૨૦ થી ૩૦ ગ્રેન ક્વીનાઈન રોજ આપવું. અને ત્યારબાદ બેથી ત્રણ અઠવાડીયા સુધી થોડું થોડું આપવાનું ચાલુ રાખવું. ક્વીનાઈનને પાણી સાથે લીંબુના રસમાં અગર તેવી જાતના એસીડ એટલે તેજાબમાં ઓગાળી લેવું વધારે સલાહભરેલું છે. કારણ તેથી તે ઝટ હોજરીમાંથી ચુસાઇ રક્ત પ્રવાહની અંદર મળી જઇ અસર કરે છે. ક્વીનાઈનની ગોળી અગર ટીકડી હોજરીમાં એસીડનો ભાગ કમતી હોવાથી બરાબર ઓગળી શકતી નથી ને તેથી તેવી રીતે ક્વીનાઈન લેવાથી ધારેલી અસર થતી નથી.

## સાવચેતી.

(૧) જ્યાં મચ્છરનો ઘણો ઉપદ્રવ છે ત્યાં ખાટલા અગર પલંગને મચ્છરદાની રાખવી એ એક શોખની ચીજ નથી તેમ શોભા આપનારી વસ્તુ પણ નથી. પણ તે લોહી પીનાર શત્રુઓથી રાતને માટે દુર રહેવાનું અને બચવાનું સાધન છે. સૂર્ય અસ્ત થતાં પહેલાં મચ્છરદાની સારી રીતે ગાદલાની નીચે દબાવી દેવી જોઈએ, કેટલાક લોકોનું એમ માનવું છે કે ફકત મચ્છરદાની પલંગ ઉપર બાંધી ને છુટી લટકવા દીધી એટલે બસ છે, પણ તે ભૂલ ભરેલું છે. મચ્છરદાની તેને ટેકાવી રાખવા રાખેલી થાંભલીની અંદર બાંધવી જોઇએ, અને છુટી નહિ રાખતાં ગાદલાની નીચે ચારે બાજુએ સંભાળથી ખોસવી જોઈએ. કેટલાક ઘરોની અંદર ફકત એકજ મચ્છરદાનીવાળો ખાટલો અગર એકજ મચ્છરદાની જોવામાં આવે છે. આનું કારણ સમજવું મુશ્કેલ છે. કાંતો રૂપળ સંકોચને લીધે તેમ કરવામાં આવતું હોય યાતો ઘરમાં કીમતી અને કમાનો પુરૂષ યાતો વહાલું બચ્ચું હોય તેનેજ માટે હોય, અને બીજાને મચ્છર કરડે નહિ એમ માન્યતા હોય કેટલાકનો પ્રશ્ન એવો ઘણે વખતે ઉઠે છે કે અમે મચ્છરદાની રાખીએ છીએ અને અમને કેમ તાવ આવે છે તો તેને માટે થોડો વિચાર કરી જોશો તો ખરૂં માલુમ પડશે કે જ્યારે આપણે સુઇએ છીએ ત્યારે કોઈ વખત આપણા હાથ યાતો પગ અગર શરીરનો કોઈ પણ ભાગ મચ્છરદાનીને અડકીને પડયો હોય છે. મચ્છરદાનીનાં ઝીણાં છિદ્રમાંથી મચ્છરને આવવું અશકય થઇ પડશે. પણ તેની મોઢાની નળી છિદ્રની અંદરથી પેસાર કરી સુખેથી મચ્છરદાની ઉપર બેઠું બેઠું રકત ચુસવા કરશે અને છેવટમાં તેના બદલા રૂપી મેલેરીયા (Malaria)ના જંતુને દાખલ કરશે. વળી સહેજસાજ મચ્છરદાની કોઇ કોઇ જગ્યાએથી ફાટેલી હોય યાતો ઉઘાડી રહી ગઈ હોય તે તરફ દુર્લક્ષ રાખવામાં આવે છે તેજ છે. આને માટે હવે મચ્છર અટકાવતગૃહ મોસ્કવીટો હાઉસ (Mosquito-house) તૈયાર કરવામાં આવે છે. આ ગૃહની અંદર એક ખાટલો, એક ટેબલ તથા એક ખુરશી રહી શકે એટલી જગ્યા હોવી જોઈએ, આટલી જગ્યા હોવાથી સુતી વખત કોઇ પણ શરીરનો ભાગ મચ્છરદાનીને નહિ લાગવાથી બહારથી મચ્છરના ઝેરી કરડથી દુર રહી શકાશે. મચ્છર ગૃહની દરેક બાજુ સાવચેતિથી દબાવ્વાથી પવનથી કોઇ પણ ભાગ ઉડી શકશે નહિ તેમજ મચ્છર અંદર દાખલ થઈ શકશે નહિ.

(૨) જ્યાં તાવના વા બહુ ચાલતા હોય ત્યાં દરેક પૂખ્ત ઉમરનાં સ્ત્રી પુરૂષે રોજ પાંચ ગ્રેન ક્વીનાઇન લેવું. અગર અઠવાડીયામાં દસ દસ ગ્રેન બે વખત લેવું.

(૩) ઉપર જણાવ્યા ઉપરાંત મચ્છરોનો નાશ કરવા અને એટલા પ્રયત્ન કરવા એટલે તે વૃદ્ધિ ન પામે તેવા ઉપાયો યોજવા. પોતાના મકાન આસપાસ દરેક માણસે ગંદકી કરવી નહિ તેમ બે ચાર દિવસે ઘરના મુખ્ય પુરૂષે પોતાના ઘરની આજુબાજુ તપાસ કરી દરેક જગ્યા ચોખ્ખી રખાવવી. તેમ ફુટેલ તુટેલ ડબા, ભાંગેલાં બાટલીનાં અડધીઆં અથવા બીજી કોઇ એવી ચીજ પડી હોય તે કઢાવી નંખાવી સાફ કરાવવું. કારણ તેની ગોળની અંદર થોડું પણ પાણી ભરાઇ રહેવાથી મચ્છર પોતાનાં ઇંડાં મુકી દે છે, તે

મુજબ ઘરની અંદર યાતો બહાર પાણીની ટાંકી યાતો કોઠીમાં લાંબો વખત સુધી વગર વાપરે પાણી ભરી રાખવું નહિ. ઘરની આસપાસ નાના ખાડા હોય તે પુરી દેવા અને જ્યાં પાણી ભરાઈ રહેતું હોય તેવી જગ્યાએથી પાણી કઢાવી નાંખવું. પાણીનું મોટું વાસણ જેને. હરહમેશના વપરાસને માટે ભરી રાખવું પડતું હોય તેને મચ્છર ન પેસી સકે તેવી રીતે ઢાંકી રાખવું. નાનાં ખાબોચીઆં કે તળાવો જેનું પાણી વપરાસમાં ન લેવાતું હોય તેના ઉપર ઘાસલેટ થોડું રેડાવી દેવું. ઘાસલેટ બરોબર પથરાઈ જવાથી અંદર થએલ લારવા ( Larvæ ) પણ મરી જશે અને મચ્છરને વધવાનો ભય રહેશે નહિ.

સર્વોમ રસ્તા ઉપર થતી ગંદકી અટકાવવી તથા પ્રત્યેક પુરૂષ પોત પોતાનાં ઘરનું આંગણું તેમજ આસપાસની જગ્યા સાફ રાખે છે કે નહિ તેની તપાસ અર્થે મનુષ્ય નીમાવાં જોઈએ.

---



## સૂક્ષ્મ દર્શકમાંથી.

**કુ. સ્નેહલતાનો આત્મભોગ અને વરવિક્રયની બદી.**

સર્વોત્તમ શાસ્ત્રો પણ સમય જતાં જો સુધરતાં નહીં રહે તો તે અર્થ સારતાં બંધ પડી જાય છે તેનો એક વધુ પુરાવો કલકત્તામાં સ્નેહલતા નામની બાર વર્ષની બાળકીએ જે કારણથી 'આત્મભોગ કર્યો હતો તેના પર વિચાર કરવાથી મળી આવે છે. આપણાં પ્રાચીન શાસ્ત્રોમાં કન્યાશુલ્કનું, ઠેઠ "રૂદ્રચિંતામણિ" પર્યંત સપ્ત ખંડન છે. પરંતુ વરવિક્રય માટે ક્યાંક પણ એક માત્રાએ નથી ! અનુમાન છે કે મરકી પેઠે આ નવીન સામાજીક વ્યાધિનો આ નવીન કાલમાં જન્મ થયો છે. પ્રાચીન શાસ્ત્રોનાં મૌનથી એજ અનુમાન થાય છે કે પ્રાચીન કાલમાં વરવિક્રયનો વ્યાધિ હસ્તી ધરાવતો નહોતો. હસ્તીજ નહોતી પછી તેનું ખંડન ક્યાંથી હોય ? તેને માટે શિક્ષા કે પાપ પણ ક્યાંથી ઠરાવ્યું હોય ? છતાં નિઃશંક છે કે એ પાપ પણ કન્યાવિક્રય જેટલુંજ છે. કદાચ તેથી પણ વધારે ભયંકર છે. કેમકે કન્યાવિક્રયમાં તો વરપક્ષ જો કે ચીરાય છે, પરંતુ તેને કન્યા પ્રાપ્તિનો દુર્લભ લાભ થાય છે, જ્યારે વરવિક્રયમાં તો કન્યાને ઉછેરી મોટી કરવા માટે તેના માત પિતાનો ઉપકાર માનવાને સટે, ઉલટું તેમની પાસેથી સંગીન દંડ લઇને અપકાર કરવામાં આવે છે ! પુત્રી માટે યોગ્ય અને ઉત્તમ વર મળવાની માબાપની મુશ્કેલી તો સનાતન કાળથી ચાલતી આવી છે. ઇંદ્રના કલ્પેલા સારથિ માતલિની એક પૂરી પુત્રી ગુણકેશી માટે માતલિને દેવલોક અને માનવલોકમાં પણ એક પણ યોગ્ય વર મળ્યો નહીં તેથી તે અંતે યોગ્ય વર જોવા પોતાની પત્ની સુધર્મા સાથે વિચાર કરીને પાતાલ અથવા નાગલોક જવા તૈયાર થયો ! માતલિના મુખમાં મહાભારતકાર એવા ઉદ્ગાર કઢાવે છે કે, " જેઓ ઉત્તમ સ્વભાવના હોય, મહાન ગુણવાન હોય, યશસ્વી હોય અને કોમળ પ્રકૃતિના હોય તેવા પુરૂષોના કુળમાં કન્યાનો જન્મ થાય છે તે બહુજ દુઃખકારક થઈ પડે છે. ધિક્કાર છે તે કન્યાના જન્મને ! કન્યા જન્મે છે ત્યારથી માતાના કુળને, પિતાના કુળને અને જે કુળમાં તેને વરાવી હોય તે કુળને એમ

ત્રણે-મોટા-પુરૂષોના-કુળને દુઃખમાં નાખી-દે છે "-શ્લોક ૧૫-૧૬,-અધ્યાય ૯૭, ઉદ્યોગપર્વ. તે છતાં પણ પ્રાચીન- આર્યસમાજમાં માત્ર મુશ્કેલીથી વિશેષ નહોતું-ઘર ગીરે મૂકીને જમાઇ મેળવવા જેવી સ્થિતિ પ્રાપ્ત થઇ નહોતી. ગમે એમ વર અંતે મળી જતો પરંતુ હાલ તો આ બદી હિંદુ દ્વિજસમાજમાં બહુજ વધી પડી છે. આપણા ગુજરાતમાં સુરત ઝીલ્લાના દેશાઇઓમાં, ધોળકાના શ્રીમાળીઓમાં, વરવિક્રય સાધારણ રૂઢી થઇ પડી છે. પરંતુ બંગાળમાં એ બદીએ જે પ્રચંડ રૂપ લીધું છે તેના પ્રમાણમાં તો આ કાંઇજ વિસાતમાં નથી. કુલીનની બ્રાહ્મણોની કથા તો પ્રખ્યાત છે. પરંતુ તે ઉપરાંત લગભગ સમસ્ત દ્વિજ જ્ઞાતિઓમાં પણ એ કથા નાના પાયા પર છે. વૈદ્યો, કાયસ્થો અને બ્રાહ્મણો ત્યાંના પ્રતિષ્ઠિત દ્વિજો છે. સેન, ઘોસ, બોઝ, દત્ત, બેનરજી એ અવટંક ધારીઓ સઘળા પ્રતિષ્ઠિત દ્વિજો છે. તેઓ સામાન્ય રીતે સુશિક્ષિતછે. યુનીવર્સીટીની કોઇને કોઇ ઉપાધિ યુવાનોના મોટા ભાગે પ્રાપ્ત કરેલી હોયછે. અને તેઓનોજ વરવિક્રય થાયછે ! સ્નેહલતાએ પોતાના શરીરનો દીવો સળગાવીને એ બદી પ્રકાશિત કરી છે. આત્મઘાત કાંઇ બદીને જાહેર કરવાની ઉત્તમ રીત નથી. આવા કામમાં આત્મઘાત કોઇ પણ પ્રકારે પ્રશંસાને પાત્ર નથી. કન્યાને બદી કરતાં પોતાના પિતા ખાતર વિશેષ ક્લેશ હતો. પરંતુ એ નિમિત્તથી જગતને લાભ થયો છે એજ કાંઇક દિલાસો છે. મૃત્યુ પૂર્વે એણે પોતાના પિતા પર લખેલા તરીકે જે પત્ર પ્રગટ થયો છે તે સ્પષ્ટ કલ્પિત લાગેછે. બાર વર્ષની બાળાની એવી ભવ્ય ભાષા અને ઉંડા વિચાર ન હોય. કોઇ લાગણીદાર લેખકે એ નિમિત્તે સચોટ ઉપદેશ કર્યો છે. આ બનાવે બંગાળને અણધાર્યું ઉશ્કેરી મેલ્યું છે. એ અશુભમાંથી શુભ પરિણામ આવ્યું છે. કલકત્તા તથા બંગાળના જૂદા જૂદા ભાગોમાંજ નહીં પણ કાશી, અલ્હાબાદ વગેરે સ્થળે પણ વરવિક્રય વિરૂદ્ધ પોકાર કરવા અને તેમાં સામેલ ન થવાની પ્રતિજ્ઞા લેવા જાહેર સભાઓનો ઉપક્રમ ચાલુ થઇ ગયો છે. એ પરિણામ નિસ્સંદેહ ઉત્તમ છે.



પરંતુ હમને ભય છે કે એ સ્નેહલતાના વરવિક્રય વિરૂદ્ધના આત્મહનનનાં પરાક્રમનું પરિણામ ચિરસ્થાયી રહેવું કઠિન છે. વરવિક્રયની લાલચો હાજર છે ત્યાં સુધી વરવિક્રય બહુ ઓછો થવાનો સંભવ નથી. એવી આશા રાખવી એ કારણ છતાં કાર્ય ન થવાની આશા રાખવા તુલ્ય છે. હમે વરવિક્રય કરીશું નહીં એ પ્રતિજ્ઞા સ્વાર્થ કરતાં પરમાર્થને નિરંતર વધારે વહાલો ગણવાની પ્રતિજ્ઞા છે. ક્રમનસીબે મનુષ્ય સ્વભાવ રબર જેવો સ્થિતિસ્થાપક છે. તે મૂલ સ્થિતિએ અંતે આવે છે, ત્યારેજ શાંત થાય છે. પ્રતિજ્ઞાઓ લેવી એ કામ ચલાઉ ઉપાય તરીકે ઉત્તમ છે પણ કન્યા વિક્રયના નાશ સારૂ તે કાયમનો ઉપાય નથીજ. કાયમનો ઉપાય શોધવા સારૂ કન્યાવિક્રયની ' સોશીયોલોજી ' ( સમાજશાસ્ત્ર ) પર દ્રષ્ટિ કરવી જોઇએ. ગુજરાતમાં કન્યાવિક્રય કેમ વિશેષ છે ? બંગાલમાં વરવિક્રય કેમ વિશેષ છે ! આ ઇલાકામાં પાર્સીઓ તથા પ્રભુઓમાં વરવિક્રય કેમ છે અને કન્યા વિક્રય કેમ નથી ? ગુજરાતી પાંચ ઝીલ્લાઓના વણિકોમાં વર તેમજ કન્યાવિક્રય કશું કેમ નથી ? અને બ્રાહ્મણોમાં કન્યાવિક્રય વિશેષ કેમ છે ? મુસલમાનોમાં પણ બિલકુલ કેમ નથી ? ભાટીયામાં કન્યાવિક્રય છે અને લુહણામાં નહીં જેવો કેમ છે ? યુરોપીયનોમાં કેમ નથી ? શાથી દરેક પ્રજા, કોમ અને જ્ઞાતિમાં, વર તથા કન્યાવિક્રય વિષે આ વસ્તુસ્થિતિનો ભેદ જોવામાં આવે છે ! વરવિક્રયનાં કારણો હમને આ પ્રમાણે લાગે છેઃ—( ૧ ) જ્ઞાતિબંધન, ( ૨ ) કન્યાનું લગ્ન કરવાની અને તે પણ રજો દર્શનૂ

પૂર્વે-માનેલી પરમાવશ્યકતા, (૩) પુરૂષને ગમે ત્યારે લગ્ન કરવાની છુટ. (૪) કુલીન અથવા કેળવાયલા સારા વરનેજ કન્યા આપવાની માબાપની ઉત્સુકતા. (૫) કેળવાયલી જ્ઞાતિઓના યુવાનોના ઉદરનિર્વાહનો આધાર માત્ર નોકરી હોવાથી તેઓ મોટા ભાગે દરિદ્ર હોય છે અને દરિદ્રોમાં ધનના લાલચને વશ ન થનારા થોડાજ હોય છે તે. આ પાંચે કારણો બંગાળીની કાયસ્થ, વૈદ્ય અને બ્રાહ્મણ જ્ઞાતિઓમાં પૂર જોરમાં હોવાથીજ તેઓમાં વરવિક્રય બાસઠ થઇ પડ્યો છે. જ્ઞાતિ બંધનોને હમે પ્રમુખપદ આપીએ છીએ. તેનું કારણ એ છે કે સમસ્ત પ્રજા એક જ્ઞાતિવત્ હોય તો વર કે કન્યાવિક્રયનો સંભવ નથી. જ્ઞાતિને લીધે ક્ષેત્ર અતિ ન્હાનું થઈ પડે છે. જો પ્રજામાં કોઇને પણ આપવાનો બાધ ન હોય તો કોઈને કોઇ મળી આવે છે. હાલ તો જ્ઞાતિ બંધનને લીધે યોગ્યને ન આપતાં પ્રમાણમાં અયોગ્યને પસંદગી આપવી પડે છે! એ ખરૂં છે કે, કેટલીક બહુ મોટી, હજારો અથવા લાખો મનુષ્યોની જ્ઞાતિઓમાં વરવિક્રય હોતો નથી. તે પરથી એ અનુમાન પણ નીકળી શકે કે જ્ઞાતિબંધન કાંઈ વરવિક્રયનું કારણ નથી. બંગાળની જ્ઞાતિઓ મોટી, હજારોની છે, અને ગુજરાતની કેટલીક જ્ઞાતિ નાની છે. છતાં બંગાળી જ્ઞાતિઓમાં વરવિક્રય છે, અને ગુજરાતી જ્ઞાતિઓમાં નથી. તેનું કારણ એ છે કે બંગાળી જ્ઞાતિઓમાં ઉદ્યોગ માત્ર જમીનદારી અથવા મેટ્રીક કે બી. એ. થઇને સરકારી નોકરી અથવા વકીલ થવાનો છે. વ્યાપાર લગભગ ન હોવાથી, સારૂં ભણનારજ સારૂં કમાય છે. આ કારણથી કેળવાયલા યુવાનોને કન્યા આપવી એ સર્વોત્તમ પક્ષ માનવામાં આવે છે, અને બુમડી બારસ ગ્રેજ્યુએટો તથા અંડર-ગ્રેજ્યુએટોનું લીલાઉ થાય છે. બિચારા અભણોને તો કન્યા મેળવવી દુર્લભ થઇ પડે છે. જે પૈસાદાર હોય છે તે તો પૈસા પુગે ત્યાં સુધી કેળવાયલાનેજ આપે છે. બંગાળ ઇલાકામાં સરકારી નોકરીનું માન એટલું બધું છે કે આઇ. સી. એસ. તો રાજા ગણાય છે. અને રાજા તથા મહારાજાઓ પણ તેમને પોતાની રાજકન્યાઓ વરાવે છે. કુચબિહારના વર્તમાન મહારાજાની એક બ્હેન આ ઇલાકાના અનેક જીલ્લાઓમાં કલેક્ટરનું પદ ભોગવનાર મી. ઘોશલ સાથે પરણી છે. પાર્સી કરતાં પણ બંગાળી દ્વિજોમાં વર શુલ્કની બદી વિશેષ છે, કેમકે પાર્સીઓ ઘર ગીરો મુકવા જેટલી હદે જતા નથી, અને કન્યાને કુંવારી રાખવાથી બહુ બ્હીતા નથી. તેમજ પાર્સી કન્યાઓ પણ એથી બહુ બ્હીતી નથી. આવા દ્વિજ તેમજ પાર્સી કોમોમાં પોતાની પંક્તિ તથા પ્રતિષ્ઠાવાળા યુવાનો અમુક હજાર વગર પરણવા ના પાડે છે અને કન્યાનાં માબાપોને મફત પરણાવવી હોય તો પોતાથી બહુ ઉતરતી પંક્તિના યુવાનો પર દૃષ્ટિ કરવી પડે છે. સામાજીક પ્રતિષ્ઠામાં પોતાથી સહજ જ ઉતરતાને આપવા તેઓ તૈયાર હોય છે. પરંતુ તેવા તો બધાને મળતા નથી, અને હજારોની સંખ્યા છતાં, પોતાને યોગ્ય હમેશ મળવાં મુશ્કેલજ હોય છે. એ સારૂ તો લાખો અને કરોડોની સંખ્યા જોઇએ. અતિ વિશાલ ક્ષેત્ર હોય, સમસ્ત પ્રજા ચુંટણી માટે ઉઘાડી હોય તોજ થોડી મુદતમાં પોતાને યોગ્ય મળી રહે છે. તેનું કારણ એ છે કે, જગતમાં દરેક જાતિ એ સમાજનાં એકજ સ્તર રૂપ છે. જ્ઞાતિમાં ધનાઢ્ય, મધ્યમ તથા દરિદ્ર ત્રણજ સ્પષ્ટ વિભાગ અને ઘણી વાર તો એજ ધનાઢ્ય અથવા મધ્યમ તથા દરિદ્ર એવા-વિભાગ હોય છે. જો ધનાઢ્યને જરા ઓછું ધનાઢ્ય કુટુંબ મળતું નથી, તેને એકદમ મધ્યમમાં જવું પડે છે. પણ જો લાખો અથવા કરોડો મનુષ્યની એકજ પ્રજામાંથી યથેષ્ટ તેને વરવાની છુટ હોય તો, પોતાથી સહજ ઉતરતા કે ચઢતાં અનેક હોય છે. તેમાંથી એકની ચુંટણી સહજ થઇ શકે છે. એક પ્રજા રૂપ સમાજમાં ઉતરતી અને ચઢતી

એવી એજ પંક્તિઓ જ્ઞાતિ પેઠે નથી હોતી. તેમાં તો એક બીજાથી જરા જરા અને ધીમે ધીમે ઉતરતી-ચઢતી એવી સેંકડો પંક્તિઓ,-સ્તરો-હોય છે. પોતાથી એકદમ ઉતરતી પંક્તિમાં કન્યા આપતાં સ્વાભાવિક રીતે મન નારાજ હોય છે-પણ જ્ઞાતિરૂપી સાંકડી નદીના તો એજ ઓવારા હોય છે. તેથી પછી પોતાની પંક્તિના જે ગણ્યાગાંઠ્યા મનુષ્યો હોય તેમાંથી શિકાર કરવા જેમની પાસે પૈસો હોય તે પૈસા પુગે ત્યાં સુધી પોતા પાસેના દારૂગોળાની બરબાદી કરે છે. અસલ કેળવણી નહોતી ત્યારે ‘ કુલીનતા ’ હતી. હવે તેની જગ્યા કેળવણીએ લીધી છે. ગુજરાતની વણિક જ્ઞાતિઓ ન્હાની હોવા છતાં તેમાં વરવિક્રય નથી તેનું એક કારણ એ છે કે હજારોની થમણી તોલી આપી શકે એવો જમીનદાર કે ધનાઢ્ય વર્ગ લગભગ છેજ નહીં. કુંકુમથી વિશેષ તેમની પાસે છેજ નહીં. બધાજ ઓછાવત્તા મધ્યમ છે. તેમજ કેળવણી પરજ તેમનો આધાર નથી. વ્યાપારી વર્ગ પણ મોટો છે, અને તે વર્ગ કન્યા મેળવવા કેળવાયલા જેવો નિસ્પૃહી નથી. તે પોતાને કન્યાનો ગરજવાન સમજે છે. તેથી પૈસા લેવાનું તેમને સુઝતું નથી. બહુ નાની જ્ઞાતિમાં વરવિક્રયના અભાવનું એક બીજું મુખ્ય કારણ એ છે કે, નાની જ્ઞાતીને લીધે કન્યાજ વારંવાર એટલી ઓછી હોય છે કે, સામા પૈસા માંગવાને બદલે આપવા નહીં પડે તોજ ગનીમત !



કન્યાને રજોદર્શન પૂર્વે નાની વયમાં પરણાવવીજ જોઇએ એમ જૂના વિચારના બંગાલી દ્વિજો માને છે. તે વિચારે કન્યાના માતપિતાને મહા પરતંત્ર બનાવ્યા છે. બંગાળના બ્રહ્મોને એવો વહેમ ન હોવાથી તેઓની પણ એક જાતની સ્વતંત્ર જ્ઞાતિ ( અલ્પાંશે ) હોવા છતાં અને તેઓમાં પણ પંક્તિભેદો બહુ નહીં હોવા છતા, તેમનામાં વરવિક્રય નથી-એ હકીકત હમારા મતને પુષ્ટ કરે છે. ઉપરે આપેલું ત્રીજું કારણ ( પુરૂષને ગમે ત્યારથી લગ્ન કરવાની છુટ ) ઉક્ત બીજા કારણની અંતર્ગત પણ આવી શકે છે. તે છુટું પાડવાનું કારણ એટલુંજ કે જો તેઓ પણ બાળલગ્ન કરતા હતે તો તેમને કન્યા જેટલીજ ગરજ રહેતે અને તેથી મોં માંગ્યા દામ મેળવવા માટે જે ધીરજ જોઇએ તે માટે અવકાશજ નહીં રહેતે ! શુદ્ર વર્ગોમાં એકજ પંક્તિ હોવા છતાં વરવિક્રય નથી તેનાં કારણો એ છે કે તેઓ સમાન અભણ અને સમાન દરિદ્ર હોવાથી તેમને ઉતરતી પંક્તિમાં જવાનો ભયજ નથી ! અધમ વિશેષણને “ તમ ” પ્રત્યય લાગુ પાડીએ તે વ્યાકરણ પ્રમાણેજ શુદ્ધ છે. પરંતુ હકીકતમાં તે અસત્ય છે. તેમનામાં વરવિક્રયનો અભાવ હોવાનું તેનાથીએ મજબુત કારણ એ છે કે વિક્રય માટે રૂપીયા તો તેમની પાસે છેજ નહીં અને ત્રીજું કારણ એ છે કે કન્યા જેટલુંજ વરનો બાળલગ્ન તેઓ આવશ્યક સમજે છે. જૂના વિચારના કેળવાયલા કુટુંબોમાં સુધારો માત્ર પુરૂષ પક્ષપાતી થયો છે અને તેથીજ તે પક્ષઘાતિક નિવડયો છે. તેઓએ પુરૂષની લગ્ન વયની સારી રીતે મર્યાદા વધારી છે, પણ તેના પ્રમાણમાં કન્યાની વધારી નથી. રજોદર્શનની મેખ તેમનો ભેજામાંથી બહુ ખસી નથી. જો કન્યાનાં બાળલગ્ન કાયમજ રાખવાં હોય તો હમારા મત પ્રમાણે છોકરાઓનાં પણ કાયમ રાખવાથી ઓછી હાનિ છે, કે કાંઇ નહીં તો વરવિક્રયને ઉત્તેજન ન મળે અને હાલમાં કેળવાયલા યુવાનો તથા તેમની લઘુવયસ્ક પત્ની વચ્ચે જે વય વિષમતા જોવામાં આવે છે તે કરતાં વયની સમતા વધારે સારી રીતે જળવાય. પ્રથમની તપાસમાં ચોથું કારણ તપાસ્યું છે.



પાંચમા કારણની તપાસ હવે કરીશું. કેળવાયલાનેજ કન્યા આપવી એ ઈચ્છા જરા પણ વાંધા ભરેલી નથી. પરંતુ જ્ઞાતમાં કેળવાયલા એટલે કે મેટ્રીક તથા ગ્રેજ્યુએટ થયા શિવાયના તો એકદમ ઉતરતી પંક્તિના હોવાથી એમાંના જેઓ લોભી કે ભુખડી બારસો હોય છે તેમનાં ભાવ ચઢી બેસે છે. તેથી જે બીજી જ્ઞાતિઓના વ્યાપારિક વર્ગ કે જે કેળવાયલા જેટલી સરખી પંક્તિનો હોય તેમાં પણ કન્યા આપવાની છુટ થશે ત્યારેજ વરવિક્રયના રીવાજનો ખરો ભાંગશે. ફરીફાઇ વિના બંગાલી દ્વિજ ગ્રેજ્યુએટોનો ભાવ ઉતરવાનો નથી. ગ્રેજ્યુએટોનો વિચાર સ્નેહલતાના આત્મઘાતથી ડગ્યો નથી. તેઓ બાબુ કુંજકુમારનો પ્રમુખપદ હેઠળ કલકત્તાના કૉલેજ સ્કવેરમાં મળેલી સભામાં પ્રતિજ્ઞા લેવા ગયાજ નથી! અને પ્રતિજ્ઞા લેનારા પણ દ્રવ્યના અભાવે અને લોભે કેટલો વાર ટકે છે, તે પણ એક પ્રશ્ન છે. એ પ્રસિદ્ધ છે કે, ગુજરાત તથા કાઠીઆવાડમાં કન્યાવિક્રય ન કરવાની પ્રતિજ્ઞા, ભરી સભાઓમાં, આજ કેટલા વિશકાઓ થયાં વારંવાર લેવાય છે પણ તે છતાં એ ઉદ્યોગ ધમધોકાર જેવો ને તેવો ચાલુજ છે! કરનારાઓ સભામાં હાજરી આપતાજ નથી. એ વાત પ્રતિજ્ઞા લેનારાઓને વિસ્મરણ હોય છે એજ આશ્ચર્ય છે. એ પ્રતિજ્ઞા લેનારા એક બાપડુના તડકાથી પીગળી ગયલા હોતાજ નથી. અપવાદ માત્ર તરીકે ભલે વિક્રયનાં થોડા દાખલા પ્રતિજ્ઞાથી થોડા ઓછા બને પણ જ્યાં સુધી મૂલ કારણો હયાતી ધરાવે છે ત્યાં સુધી રોગ જનાર નથી. દારૂ ન પીવાની પણ કેટલી બધી પ્રતિજ્ઞા લેવાય છે? પરંતુ એકાદ બે વર્ષે પાછું એનું એજ. જ્યાં સુધી જ્ઞાતિ બંધન છે અને કન્યાનાં બાલલગ્ન આવશ્યક તથા લગ્ન પરમાવશ્યક સમજવામાં આવે છે, ત્યાં સુધી હમને તો કેળવાયલા વર્ગોમાંથી વરવિક્રય નાશ પામશે એ અશક્ય લાગે છે. કેળવણીને જ્ઞાતિની હવા કદાપિ સદતી નથી તેથી આ કેળવાયલાંનો નવો 'ટ્રોપીકલ' રોગ ઉત્પન્ન થયો છે! બિન કેળવાયલી દ્વિજ જ્ઞાતિઓમાં કન્યાવિક્રય તથા કેળવાયલી જ્ઞાતિમાં વર વિક્રય એ જ્ઞાતિબંધનનું આવશ્યક, કાયદેસર પરિણામ છે! કેળવણીથી, માત્ર વિક્રયની વસ્તુનો ફરક પડ્યો છે! વિક્રય તો કાયમજ રહ્યો છે. ગુજરાતમાં બિનકેળવાયેલા ભાટીયા જૈન વગેરે વ્યાપારી વર્ગમાં કન્યા વિક્રય છે ત્યારે કેળવાયલા, જમીનદારી અથવા નોકરી કરતા અને "લર્નેડ પ્રોફેશન" માં પડેલી મોટી જ્ઞાતિઓમાં વર વિક્રયની અથવા કમમાં કમ યોગ્ય વર ન મળવાની ફરયાદ પેદા થઇ છે. રોગનો બ્હારનો ઉપચાર કરો તો તે માત્ર ત્યાંથી નીકળી શરીરના બીજા ભાગ પર જાય છે. કેળવણીથી એમ માત્ર અદલા બદલી થઇ છે. કેળવાયલા વર્ગમાં કેળવણી પણ એકતરફી થઇ છે. અમોએ તેના લાભથી બાતલ રાખી છે. તેમને જો સરખી રીતે કેળવશો તોજ તેમને યોગ્ય વર ન મળે અને આજન્મ કુંવારી રહે તોપણ કાંઇક શાંતિ અને આત્માભિમાન રહેશે. બલ્કે કૌમારી વ્રતનું પાલન તેને મહા કષ્ટદાયક નહીં લાગે. તેને માટે પણ તે, તેમની વિદેશી ભગિનીઓ પેઠે, તૈયાર થશે, અને નહી પરણે તો તેનાં માબાપોને તે વાતની અતિ ચિંતા અને મહાશોક નહીં રહે. જો જ્ઞાતિબંધન કાયમજ રાખવું હોય અને કન્યાને ઉચી કેળવણી (હમે કાંઇ અંગ્રેજી કહેતા નથી) પણ નહીં આપવી હોય તો તો કેળવાયલા પુરૂષોવાળી નોકરીયાત જ્ઞાતિઓએ વરવિક્રયની હસ્તી માટે વાંધા લેવો જોઇએ નહીં. તેથી બચવું હોય તો રોગનાં મૂલ કારણોનું ઉન્મુલન કરવાનું સાહસ કરવું જોઇશે. પ્રતિજ્ઞાઓના ઢીંગલાઓ ઝાંઝાવાર ટકવાનું સામર્થ્ય ધરાવતા નથી.

—

# સાહિત્ય સમાલોચન.

## ઇંગ્રેજી.

Report of the Jubilee Celebrations of The Sarvajanik High School, Surat, (held on 1st June 1913.) ધન્ય છે. એ હાઇસ્કુલના સ્થાપક તથા પ્રીન્સીપાલ મી. ચુનીલાલ શાહના આત્મભોગને, અને મી. ત્રીભુવનદાસ નરોતમદાસ માળવીનાં રૂ. ૩૦૦૦૦ નાં દાનને.

## ગુજરાતી.

**શ્રી તૃતીય લોહાણા પરિષદ**—( કરાંચી ) ની સ્વાગત કમિટીના અધ્યક્ષ શ્રીયુત જશરાજ વાલજી ગણાત્રાનું ભાષણ. આ ભાષણ બહુજ અગત્યનું હોઇ વાંચવા લાયક છે.

**વડોદરા કલાભવનનું બોધકપત્ર**, ૧૯૧૩-૧૪. વડોદરાના કલાભવનના નામથી ભાગ્યેજ કોઇ અજાણ્યું હશે. તેની સંપૂર્ણ વિશેષ હકીકત આપનારૂં ૨૫૦) પાનાનું એક દળદાર પુસ્તક ઇંગ્રેજી ગુજરાતી, મરાઠી, અને હિંદી ભાષામાં પ્રકટ કરેલું છે. ઉપયોગી.

**ભીંતે ચોંટાડવાનું સસ્તા સાહિત્યનું પંચાંગ.** કીંમત અર્ધો આનો; બે આનામાં છ; ચાર આનામાં ૧૫. મહાત્મા શ્રી કૃષ્ણની છબી સાથેનું. સારૂં.

**મચ્છર અને મેલેરિયા તાવ**—લેખક ડોક્ટર નંદલાલ મેલાભાઇ શાહ, આસીસ્ટન્ટ સરજન, બદવાણ સી. સ્ટેશન. મી. શાહને મેલેરીયાના વિષયમાં એક પારંગત તરીકે આપણે સારી પેઠે ઓળખીયે છીએ. મેલેરિયાનો દિન પર દિન વધતો જતો ઉપદ્રવ જોતાં આ પુસ્તક દરેકે પોતાના ભલા સારૂ વાંચવા ખાસ આવશ્યક છે. આ નાનકડા પુસ્તકનો કેટલોક સારરૂપ ચુંટી કાઢેલો ભાગ અમે આ અંકમાં લેખકે દર્શાવેલી ઇચ્છાનુસાર પ્રકટ કર્યો છે. તે નવીન અને પ્રકાશક હકીકતથી એટલો ભરપૂર છે કે તે વાંચવાથી દરેકને લાભ તેમજ જ્ઞાનવૃદ્ધિ થયા વિના રહેશે નહિ.

**સ્વામી રામતીર્થ**, ભાગ ૧લો–કીંમત ૫॥ આના ( ગ્રાહકોને ) બીજાઓને ૯ આના. પાનાં ૨૫૦ પ્રકાશક, સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય.

વિવિધ ગ્રંથમાળાનો ચોથા વર્ષનો આ ઉપયોગી મણકો છે, જે રા. કૃપાશંકર બહેચરલાલ પંડિતે અનુવાદ કરી તૈયાર કર્યો છે. સ્વામી રામતીર્થ કે સસ્તાં સાહિત્ય વિષે વિશેષ કહેવાની જરૂર નથી. પુસ્તક સંગ્રહણીય છે.

**પ્રાણાયામ** ( ભાગ ૧ લો )—રચી પ્રસિદ્ધ કર્તા પ્રભુશંકર નારણરામ વ્યાસ, તંત્રી " ચંદ્રપ્રકાશ. " સુરત. કીંમત આઠ આના. પાકું પૂંઠું, કાગળ છપાઇ સારાં.

પુસ્તકનો વિષય દેખીતી રીતેજ બહુ મહત્વનો છે અને તે સારી રીતે રજુ કરવામાં આવેલો છે.

**ભારતનાં સ્ત્રી રત્નો**, ગ્રન્થ ૩ જો. લેખક રા. રા. શિવપ્રસાદ દલપતરામ પંડિત; પ્રકાશક સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, કિંમત દશ આના ( કાચું પૂંઠું ) વાર્ષિક ફાળો. છુટક પંદર આના.

ભારતનાં સ્ત્રી રત્નોના પ્રથમ બે ભાગ લખનાર સાહિત્ય સેવી પંડિત શિવપ્રસાદનીજ કલમથી આ ત્રીજો ભાગ ( ૩ ભા. પૃ. ૨૫-૨૮ ) પણ તૈયાર થયો છે, તેથી તે વિષે, યા સસ્તાં સાહિત્યની

હંમેશ મુજબની સુંદર છપાઈ અને સારો કાગળ તથા સસ્તી કિંમત વિષે ફરી ફરી લખવાની જરૂર નથી. પણ એક વાત અમને જરૂર ખટકે છે, અને તે એ છે કે જ્યારે વિવિધ ગ્રંથમાળાની ૫૩૦૦ નકલો છપાય છે ત્યારે આ ચરિત્રમાળાની માત્ર ૨૩૦૦ જ કેમ ? ચરિત્રોનું મહત્ત્વ હિંદી મન જલદી સમજે એવી અમારી ઇશ્વર પાસે પ્રાર્થના છે.

**વિવિધ મુખાભાસ**—( પ્રથમ ભાગ ) રચનાર વૈદ્યશાસ્ત્રી રતનસિંહ ગોવિંદજી ધારેચ; દરિયાસ્થાન ગલી, માંડવી, મુંબાઇ. પૃષ્ઠ સંખ્યા આસરે ૩૭૫. કિંમત રૂ. ૨॥ પાકું પૂઠું. કાગળ છપાઈ સારાં. ગઢશીસા ( કચ્છ ) નિવાસી બ્રહ્મનિષ્ઠ મહાત્મા પંડિત શ્રી પીતાંબરજી પુરૂષોત્તમજી; ગ્રંથ કર્તા, અને તેમને મદદ કરનાર, મી. દેવજી ત્રિકમદાસ ઠક્કર, બી. એ. એલ. એલ. બી. સ્વર્ગલોક, મર્ત્ય લોક અને પાતાળ લોક—એટલાનાં ચિત્રો અને ફોટા આપવામાં આવેલા આ પુસ્તકની સાથે ગ્રંથકર્તાના યજમાન અને પહેલા હલાણા વકીલ રા. રા. દેવજી ત્રિકમદાસ ઠક્કરનું જીવનચરિત્ર પણ જોડવામાં આવ્યું છે. લેખકે, ( રા. દેવજીભાઇના શબ્દોમાં કહેતાં ) " સાદી ભાષામાં સંસારી જનોનાંજ વિધવિધ ચરિત્રો ઉપયોગમાં લાવી, સ્પષ્ટ અને સરલ વિવરણ કરી, વ્યાખ્યાનપદ્ધતિ, શંકા સમાધાન, અને રસમય વાર્તાની સંયુક્ત યોજનાથી " પોતાનાં લખાણને ચાર ભાગમાં પૂર્ણ કરવા ધાર્યું છે. લેખકનો મુખ્ય વિષય શો છે, વિગેરે સારૂ અમે લેખકનાજ શબ્દોજ, અમારા તરફની કંઇ પણ ટીકા વગર, મૂકવા ઉચિત ધારીએ છીએ:—

" જ્યાં સુધી મારા ગ્રંથના ચાર ભાગ છપાઈ બહાર પડે નહિ, ત્યાં સુધી મારા વાંચકવૃંદને હું કંઇ પણ કહી શકું, એવી મારી સ્થિતિ નથી, અને તે માટે હું ક્ષમા માગું છું. "

આથી બાકીના ત્રણ ભાગો બહાર પડી લેખકનો વિષય સમજવાનો અમને પ્રસંગ મળે એવી પ્રતીક્ષા કરતાં ' ઇશ્વર ગ્રંથકર્તાની ઇચ્છા પૂર્ણ કરો, ' એટલું અમે ઇચ્છીએ છીએ. પુસ્તકની ભાષા સાદી અને આબાલવૃદ્ધને સમજાય તેવી છે.

## મરાઠી.

**નવયુગ** ( એક નવીન સચિત્ર મરાઠી માસિક ) પ્રકાશક મેસર્સ ડી. કાશીનાથની કં. ૨૦–૨૪, કસ્ટમ હાઉસ રોડ, કોટ, મુંબઈ. પાના આ પત્રનાં કદનાં ૮૦ વાર્ષિક લવાજમ રૂ. ૪) પોસ્ટેજ સાથે.

ગયા નવેંબર માસથી શરૂ થયલા આ માસિકના ચારે અંકો અમને મળ્યા છે જેની પોંચ ઉપકાર સાથે સ્વીકારતાં આનંદ થાય છે. દર વખતે સુંદર કાગળ અને સુંદર છપાઈવાળાં ૮૦ પાનાં વાંચવાની મેટર ઉપરાંત ૩૦–૩૨ નાનાં મોટાં ચિત્રો એ માસિક આપતું રહ્યું છે અને તેનો દરેક અંક આગલા કરતાં સરસ જણાય છે. ' વસંત ' માં જેમ રા. આનંદશંકર ' મ્હારી નોંધ ' લખે છે તેમ આ પત્રમાં મી. દામોદર ગણેશ પાધ્યે, એમ. એ. અધિપતિ—" ઇંદુપ્રકાશ, " પ્રીન્સીપાલ—ગોકળદાસ તેજપાલ હાઇસ્કુલ, जगांतील घडामोडी લખી ચાલુ વિષયોની ચર્ચા કરે છે. બીજા અનેક જાણીતા મહારાષ્ટ્રીય લેખકોના આ પત્રમાં લેખો આવે છે. " માસિક મનોરંજન " જ્યારે મરાઠી જન સમાજનું મન રંજન કરે છે ત્યારે આ માસિક જનસમાજને નવું જાણવાનું અને શીખવાનું આપે છે. પ્રકટ કર્તાઓનો પોતાનોજ પ્રેસ ( " ધી બોમ્બે આર્ટ પ્રીન્ટીંગ પ્રેસ " ) હોવાથી ચિત્રો વિગેરેની છપાઈ અત્યંત સુંદર થાય છે. અમે એ માસિકને દીર્ઘાયુષ્ય ઇચ્છીએ છીએ અને તેનો લાભ લઇ શકતા દરેકને તેને ઉત્તેજન આપવા ભલામણ કરીએ છીએ. ચિત્રોના પ્રકરણમાં આ માસિકે હદ કરી છે. ઉત્તમ અંગ્રેજી સચિત્ર માસિકો પણ આવાં સુંદર ચિત્રો આપતા નથી !

**શ્રી રાધનપુર જૈન મંડળનો** સંવત્ ૧૯૬૮-૬૯ નીં સાલનો દ્વિતીય વાર્ષિક રીપોર્ટ. પ્રેષક કર્તા: મંડળના સેક્રેટરીઓ, ૯૯, ત્રાંબાકાંટા, મુંબાઇ-૩.

મુંબાઇમાં રહી પોતાની જન્મભૂમિના લાભને વાસ્તે પ્રયત્ન કરતા આ મંડળનો આખો રીપોર્ટ અમે આનંદથી વાંચ્યો છે. મંડળે બજાવેલાં અનેક સ્તુત્ય કાર્યોને સારૂ તેના કાર્યકર્તાઓને ખાસ ધન્યવાદ ઘટે છે.

## હિંદી.

**श्रीश्राद्धपितृमीमांसा; वेदसंज्ञा-विचार; आधुनिक महर्षिकी पोल.**-રચનાર કરાંચી સનાતન ધર્મ મંડળના સંરક્ષક પંડિત ગોકુલચંદ્ર શર્મા. પ્રથમ પુસ્તક ધર્માર્થ: બીજા દરેકની કીંમત અર્ધો આનો.

પહેલા પુસ્તકમાં શ્રાદ્ધાદિનું મંડન; બીજામાં બ્રાહ્મણ ગ્રન્થોને વેદ કહી શકાય કે નહિ? અને ત્રીજામાં લેખકના પોતાનાજ શબ્દોમાં લખતાં "स्वामी दयानन्द सरस्वतीजीके स्वरचित ग्रन्थोंमेंसे **कुछ थोडीसी** व्याकरणकी अशुद्धियां तथा एक दो असत्य लेख निकाल कर" પ્રકાશિત કરવાની પ્રતિજ્ઞાનું પાલન કરવાની કોશીશ કરેલી છે ત્રણે પુસ્તકોમાં સ્વામી દયાનંદ અને આર્યસમાજ પર અનેક આક્ષેપો કરવામાં આવેલા છે-તે સારૂજ પુસ્તકો રચાયાં છે.




**છુટા છેડા કરવા ઇચ્છનારાઓની કલબ !**—આપણા કેટલાક હીંદુઓ સ્ત્રીઓને તેમની બુદ્ધિ અને તેમના વાજબી સ્વાર્થ તથા કુદરતી સ્વતંત્રતાને ભોગે પતિની આજ્ઞાકારિણી બનાવવા ચહાય છે, તે જેમ પત્નીની આજ્ઞાકારિતાના સદ્ગુણને હદપ્હાર લઇ જવા બરોબર છે તેમ પશ્ચિમના દેશોમાં સ્ત્રીની સ્વતંત્રતાનો સિદ્ધાંત પણ પતિના વાજબી સ્વાર્થ અને સુખ સગવડને ભોગે લઇ જવામાં આવે છે.

પત્નીનો પ્રથમ ધર્મ ધણીનાં સુખ સગવડ પર લક્ષ આપવાનો છે. જ્યાં એ ધર્મ ગૌણ માનીને પોતાની ઇચ્છાનાજ ઘોડા કુદાવવાનો અને પતિની આવકને તેનું સાધન માત્ર બનાવવાનો સિદ્ધાંત પ્રધાન બનાવવામાં આવેછે. ત્યાં શું થાય છે. તે આપણે જોઇએ. પ્યારમાં પડે છે ને પરણતા નથી ત્યાં સુધી તો ઠીક. પણ તે પછી એક બીજાથી કંટાળતાં જાય છે. પતિ પહેલાં અને વધારે કંટાળે છે અને છુટા છેડા શોધે છે. અમેરીકાના અમુક ભાગોમાં છુટા છેડા કોર્ટોએ સહેલા કરી નાંખ્યા છે. છતાં મનમાનતા સહેલા થયા નથી. આ કારણથી ત્યાં પત્નીથી કંટાળેલાઓની મેનહેટન આયલેંડ ખાતે એક 'ડાઇવેર્સ કલબ' સ્થાપવામાં આવી છે. તેનો હેતુ તેના સભાસદોને છુટા છેડા મેળવી આપવાનો છે. તે માટે ધારા શાસ્ત્રીને 'ચાર્જીસ' પણ એજ મંડળ આપશે. પણ આ કલબની ફી ઘણી ભારે છે. ફીમાંથી પોણો ભાગ વકીલોને આપવામાં અને બાકીનો ભાગ, જે ન્યાયધીશ સૌથી વધારે છુટા છેડાઓની અરજીઓ મંજુર કરે તેને સોનાનો ચાંદ આપવામાં ખર્ચાશે !!

5

**આજ્ઞાકારિણી પત્નીઓની સભા**—પતિઓ પ્રતિ સ્વાર્થી યુવતી પત્નીઓની બેદરકારી ભરી વર્તણુક વખોડી કાઢવા તથા યુવતીઓને આદર્શ આજ્ઞાકારિણી પત્નીઓ થવા ઉત્તેજીત કરવા ન્યુયોર્કમાં " નેવર નૅગ સોસાયટી " નામક સંસ્થા સ્થાપવામાં આવી છે. મીસીસ એલ્વુડ કોલાસ તેની પ્રમુખ છે.; તે મંડળના સિદ્ધાંતો નીચે પ્રમાણે છે, જે માનવા દરેક સભાસદ બંધાયલો છે:—

" ૧. પતિ ગમે તેટલો વહેલો ઉઠે તે વખતે તેનો નાસ્તો પત્નીએ તૈયાર કરી રાખેલો હોવો જોઇએ, એમ હમે માનીએ છીએ.

૨. પતિ નાસ્તો લે ત્યારે સ્વચ્છ વસ્ત્ર પહેરીને આપણે તેની પાસે ઉપસ્થિત થવું જોઇએ, કેમકે તે વખતનીજ અસર તેના મન ઉપર આખો બાકીનો દીવસ રહે છે.

૩. જ્યારે સાયંકાલે પતિ પાછો ફરે ત્યારે તેને ચુંબન લેવાની ફરજ પાડવાને બદલે, પત્નીએ-જ તેને ચુંબન લેવું જોઇએ.

આપણામાં તો પતિ પહેલાં પત્નીએ ઉઠવું, એ એક પ્રાચીન મર્યાદા છે. ને જોતાં ઉપલા હેતુની સભા હાસ્યાસ્પદ લાગે છે; પરંતુ તેમને તો તે બહુ ગંભીર વાત થઇ પડી છે. તેઓ બગાડા જોઇ શકે છે અને જોતાં સાથે ભુલીને સુધારવા મંડી પડે છે, એજ તેમની વિશેષતા છે.

---

## ૪ ખાદ્ય અને પેય.

એક ગ્રંથોમાંનાં અનેક પરસ્પર વિરોધી વાક્યો વાંચી અમારો એકંદરે એવો મત બંધાયો છે કે બ્રાહ્મણાદિ સર્વ વર્ણોના લોક માંસ ખાતા. પાંચ નખવાળા પ્રાણીઓ પૈકી બ્રાહ્મણ અને ક્ષત્રિયો માત્ર નીચલાં પાંચનુંજ માંસ ખાઇ શકતાઃ શલ્યક ( ગેંડો ), શ્વાવિધ ( સાહુડી ), ગોધા ( પાટલાઘોનો જાતનું એક જાનવર ), શશ ( સસલું ), અને કૂર્મ ( કાચબો ).[1] 'તે પુરુષશ્રેષ્ઠે વાનેય (વનમાં પોતાની મેળે ઉગનાર નીવાર વિગેરે ધાન્ય), મૃગ, અને શુદ્ધ બાણથી મારેલા પશુનું માંસ પ્રથમ બ્રાહ્મણોને આપી પછી પોતે ભક્ષણ કર્યું.'[2] કેટલેક સ્થળે માંસનો નિષેધ કરી અહિંસાની સ્તુતિ કરવામાં આવેલી છે., 'જે પુરુષ મદ્ય, માંસ અને પરસ્ત્રીથી પરાઙ્મુખ હોય છે તે સ્વર્ગે જાય છે.' તપસ્વીઓ માંસ બીલકુલ ખાતા નથી.[3]

અરણ્યકાણ્ડમાં જવ, ઘઉં અને ચોખા, એ ધાન્યોનાં નામો આવેલાં છે, અને ઉત્તરકાણ્ડમાં તલ, અડદ, મગ, કુલથી અને ચણાનો ઉલ્લેખ છે. ઉના ઉના ભાતના પર્વત જેવા ઢગલા પડેલા હતા, એવું વર્ણન એક ઠેકાણે કરેલું છે.[4] એકંદર ખાવાના પદાર્થોના પાંચ વર્ગ કરેલા જણાયા છે. ભક્ષ્ય, ભોજ્ય, ચોષ્ય ( ચૂસીને ખાવાના ), લેહ્ય ( ચાટીને ખાવાના ), અને પેય.[5] બીજા ગ્રંથોમાં ચારજ કહેલા છે. સુંદરકાંડ, અધ્યાય ૧૧ પરથી બકરો, જંગલી ડુક્કર, મોર, મરઘો, હરણ, બળદ, કૂકલ અને વાધ્રીણસ (છેલ્લાં બે એક પ્રકારનાં પક્ષીનાં નામો છે)નું માંસ ખવાતું હતું, એમ જણાય છે. મહાભારતમાં ચોખા, સામો, યવ, તલ, કુલથી, રાઈ, ચણા, મગ અને અળસી એટલાં ધાન્યોનાં નામ આવેલાંછે. ચુકો, મૂળા, કાંદા, લસણ, *સેકટાની શીંગો, કોળું, કચનાર, વિગેરે શાકોનાં નામો પણ આ ગ્રંથોમાં આવેલાં છે.* દૂધ, દહીં, અને ઘી, એ ખાવાના પદાર્થોમાં મુખ્ય હતાં. પકવાન્નોમાંનાં કેટલાંકનો ઉલ્લેખ પણ છે. જેમકે, માલપૂડા, જલેબી, દૂધપાક, ખીરંજ, લાડુ આદિ. શેરડી, ગોળ, સાકર વિગેરેનો ઉલ્લેખ પુષ્કળ ઠેકાણે આવેછે. 'મૈરેય' નામનું મદ્ય, અને સાકરમાંથી તેમજ બીજા અનેક ફળફૂલોમાંથી બનાવેલા આસવોનાં નામો પણ રામાયણમાં આવેલાંછે.[6] રાજાઓ સુદ્ધાં બોર, હિંગણબેટ (સં. ઇંગુદ), ભીલામા, આદિ ફળો ખાતાં.[7] અરણ્યમાં રહેનાર મુનિઓ બોર, આમળાં, હિંગણબેટ, પિંપળ, વિગેરેનાં ફળો ખાતા.[8] શ્રાદ્ધને દિવસે કયા પદાર્થો ન વાપરવા તે કહેતાં હિંગ, કાંદા, લસણ, કોળું, સંચળ મીઠું, પાળેલા ડુક્કરનું માંસ, કાળું જીરું, લંબુ, શિંગોડા, આદિનો ઉલ્લેખ છે.[9]

---

१. पंच पंचनखा भक्ष्या ब्रह्मक्षत्रेण राघव । शल्यकः श्वाविधो गोधा शशः कूर्मश्च पंचमः ॥. किष्किन्धा १७–३९.

२. वानेयं च मृगाश्चैव शुद्धैर्बाणैर्निपातितम् । ब्राह्मणानां निवेद्याग्रमभुञ्जत् पुरुषर्षभाः ॥ वनं० ५०.४.

३. निवृत्ता मधुमांसेभ्यः परदारेभ्य एव च । निवृत्ताश्चैव मद्येभ्यस्ते नराः स्वर्गगामिनः ॥ अनु० २३–८९; *न भक्षयन्त्यतो मांसं तपोयुक्ता मनीषिणः* । अनु० ११४–१०.

४ उष्णाढ्यस्यौदनस्यात्र राशयः पर्वतोपमाः । बालकाण्ड० ५३–२.

५. अयोध्या०, ९१–२०.

६. शर्करासवमाध्वीकाः पुष्पासवफलासवाः । सुंदर० ११–२३.

७. बदरेंगुदकाश्मर्यभल्लातकफलानि च । अनु० ५३–१९.

८. वनपर्व १११–१३.

९. अनु० ९१–३८ आदि.

ઉપવાસમાં ખાવાના પદાર્થો અને બલિ, ત્રાંબાનાં પાત્રોમાં રાંધવાં જોઈએ.[1] હાથમાં કડછી, ઝારો, અને માંસ કાપવાનો છુરો લઈ જનાર રસોઈયાનો ઉલ્લેખ એક ઠેકાણે આવે છે.[2] શ્રીમંતોને ત્યાંજ રસોઈયા હોતા અને તે વખતમાં પણ હાલના રસોઈયાઓની માફક પરાક્રમી 'ભડ' જ મજબૂત હોઈ કુસ્તી વિગેરે લડવામાં પહેલો નંબર રાખતા! મીઠું, રાંધેલું અન્ન, દહીં, દૂધ, મધ, તેલ, ઘી, તલ, માંસ, ફળો, મૂળીયાં, શાકભાજી, લાલવસ્ત્ર, સર્વ સુવાસ, અને ગોળ, એ વેચવાં નહિ—એવું કહેલું છે.[3]

## ૫. વસ્ત્રપ્રાવરણ અને ભૂષણો.

સ્ત્રીઓ બે વસ્ત્રો પહેરતી. વસ્ત્રો ઘણુંકરીને ઉન કે રેશમનાં હોતાં. બકરાં અને મેંઢાંનાં ઉનનો ઉલ્લેખ અનેક સ્થલે આવે છે. હરણ અને વાઘનાં ચામડાં મુનિજન વાપરતા. વસ્ત્ર રંગવાની કલા સારી રીતે ઉન્નત થયેલી હતી. 'સફેદ વસ્ત્રપર બીજા રંગનો ડાઘ પડતાં તે સાફ કરી શકાય છે, પણ તે પર બીજામાંની નિશાની થતાં તેમ થઈ શકતું નથી,' એવું એક ઠેકાણે લખેલું છે.[4] કાંબોજ દેશના રાજાએ અતિ મૂલ્યવાન્ શાલો મોકલી હતી.[5] રૂ જાણમાં હતું ખરૂં, પણ તેનો બહુ ઉલ્લેખ નથી આવતો, તેથી સુતરાઉ કપડાં વિશેષ પ્રચારમાં નહોતાં કે કેમ?—એવો સંશય આવે છે. 'મેંઢાંનાં સુંવાળાં ઉનનું કે સુતરાઉ ન હોય એવું વસ્ત્ર, અને મૃદુ અજીન (વાઘાદિનું સુંવાળું ચામડું)' એવું એક ઠેકાણે વર્ણન છે.[6] સુતરાઉ જૂનાં વસ્ત્રોથી રાક્ષસોએ હનુમાનનું પૂંછડું આચ્છાદી તેને આગ લગાડી દીધી હતી.[7] રાજાઓ મુકુટ પહેરતા; બીજાઓ પાઘડી જેવાં શિરોવેષ્ટન પહેરતા જે 'ઉષ્ણીષ' કહેવાતાં.

સ્ત્રીઓના અલંકારો પૈકી કેટલાંક નીચે મુજબ છેઃ—કુંડલ,[8] અંગદ ( કાનનું એક ભૂષણ ), કંકણ, બાજુબંધ, હાર, સોનાનો કમરપટ્ટો, તોડા, ( નૂપુર ), વીંટી, ઇત્યાદિ. વીંટીઓ પર હાલના મીનો-આમની માફક નામો કોતરેલાં હોતાં. સોના રૂપા સિવાય પરવાળા, લસણીયા, સ્ફટિક, આદિ રત્નોનો ઉલ્લેખ પણ છે. તે વખતે પણ હાલની માફક મોતી લંકાથી આવતાં. સિવાય ત્યાંથીજ વૈદૂર્ય (લસણીયા) અને સુંદર કુથા ( શેતરંજીઓ અથવા હાથીની ઝુલો ) પણ આવતી.[9] સ્ત્રીઓ પગને 'અલક્ત' ( લાખ વગેરેનો લાલ રંગ ) લગાડતી.[10]

### રાજ્યવ્યવસ્થા.

મનુસ્મૃતિ, મહાભારત, ચાણક્યનીતિ, કામન્દકીયનીતિસાર, વિગેરે ગ્રંથો પરથી પ્રાચીન કાળની રાજ્યવ્યવસ્થા સંબંધી પૂર્ણ માહિતી મળી શકે છે. પ્રસ્તુત નિબંધમાં આપણને મહાભારત અને રામાયણ

---

૧. उपवासे बलौ चापि ताम्रपात्रं विशिष्यते ॥ अनु० ११६–२२.

૨. सूदा च दर्वी च करेण धारयन्तोऽथ च कालांगमशोकमत्रणम् ॥ विराट० ८०–१.

૩. आर्द्रिकं लवणं पक्वान्नं दधि क्षीरं मधु तैलं घृतं च। तिला मांसं फलमूलानि शाकं रक्तं वासः सर्वगन्धा गुडश्च ॥ उद्योग० ३८–५.

૪. भूविरक्तं शोध्यते वस्त्रं न तु कृष्णोपसंहितम् । शांति० २९२–१०.

૫. काम्बोजः प्राहिणोत्तस्मै परार्ध्यानपि कम्बलान् ॥ सभा० ४९. १९.

૬. अजिनं बहुमकार्पासमाविकं मृदु चाजिनम्। सभा० ५१. २७.

૭. वेष्टन्ते तस्य लाङ्गूलं जीर्णैः कार्पासिकैः पटैः ॥ सुंदर० ५३. ६.

૮. मुकुटी वर्णवेष्टौ च भ्रंशौ च मुद्रांकितौ ॥ सुंदर० १५ ४२.

૯. स्फटिकसार वैदूर्यं मुक्ताशंखांस्तथैव च । शतशश्च कुथांस्तत्र सिंहलाः समुपाहरन् । सभा० ५२. ३६.

૧૦. अलक्तकरसरक्ताभावलक्तकरसवर्जितौ । अयोध्या० ६०–१८.

એ એ પરથી શું સમજાય છે તેજ જોવાનું છે. મી. રીઝ ડેવીડ્સે પોતાના 'બુધ્ધકાલીન હિંદુસ્થાન' નામના ગ્રંથમાં ગૌતમ બુધ્ધના વખતમાં હિંદુસ્થાનમાં 'પ્રજાસત્તાક રાજ્યો હતાં, એવું સિદ્ધ કર્યું છે. રામાયણ અને મહાભારત એ બેઉ ગ્રંથોમાં પ્રજાસત્તાક રાજ્ય પદ્ધતિનો ઉલ્લેખ અમને જણાયો નથી. આ બેઉ ગ્રન્થોમાં રાજસત્તાનું કેન્દ્ર રાજાજ હતો, એવું જણાઈ આવે છે. જો કે રાજાની સત્તા અનિયમિત હતી, પણ તેનો એવો અર્થ કરવાનો નથી કે રાજા જોઇએ તે અન્યાય કરે તો પણ તેને કોઈ પૂછતું નહીં અને તેને ગમે તેમ વર્ત્તવાની છુટ હતી. રાજાની સત્તા અનિયન્ત્રિત હતી એનો અર્થ એવો છે કે, રાજા અને પ્રજા એ બેઉના હક્ક અને કર્ત્તવ્યનું નિયમન કરનારી કોઈ સનદ પ્રજાજનોને મળેલી ન્હોતી. રાજાનાં કૃત્યોનું નિયમન શાસ્ત્ર અને લોકમતથી થોડું ઘણું થતું એમાં સંશય નથી. રાજાને પણ કેટલેક પ્રસંગે લોકમતને માન આપવું પડેલું; એવાં દૃષ્ટાન્તો અમે આગળ આપનાર છીએજ. રાજાના હક્ક કરતાં રાજાનાં કર્ત્તવ્યો કયાં કયાં છે? તે પરજ શાસ્ત્રકારોએ અને બેઉ ગ્રન્થકારોએ વધારે જોર દીધેલું જણાય છે. રાજાનું કર્ત્તવ્ય પ્રજાનું પાલન કરવું અને તેને સંતુષ્ટ રાખવી—એ છે, એવું બેઉ ગ્રંથોમાં પુનઃ પુનઃ 'પ્રતિપાદેલું' છે. કાલિદાસાદિ કવિઓએ પણ 'રાજા' શબ્દની વ્યુત્પત્તિ 'પ્રજાનું રંજન કરનાર' કરેલી છે. સમાજને કોઈ પણ શાસકની જરૂર છે; વર્ણ અને આશ્રમના ધર્મ નિર્વિઘ્નપણે પાર પાડવા સારૂ રાજાની અત્યંત આવશ્યકતા છે; અરાજક રાષ્ટ્ર વિનાશ પામે છે તેથી રાજ્યપદને લોક અત્યંત માન આપતા; અને લોકે તેની મહત્તા વધારવા સારૂજ રાજા એ વિષ્ણુનો અવતાર છે, એવી ભાવના લોકોમાં ઉત્પન્ન થઇ હતી, છતાં રાજાને પ્રાપ્ત થયેલી આ સ્થિતિ પોતાની મોજમજાહને સારૂ છે, એવું કોઇ પણ ઠેકાણે લખ્યું નથી. રાજાએ પોતાના મોટા અધિકારનો ઉપયોગ પ્રજાહિત મત્યેજ કરવો જોઇએ, એવું શાસ્ત્રકારોએ કહેલું છે.

મહત્ત્વને પ્રસંગે શહેરીઓની સભા બોલાવી તેમનો મત લેવાની પ્રથા પ્રાચીન કાળમાં હતી, એવું દિસે છે. રામને યૌવરાજ્યનો અભિષેક કરવાની વખતે દશરથે બ્રાહ્મણ, સામન્ત, અને શહેરીઓની એક સભા ભરી તેમને કહ્યું કેઃ—"પુત્રને પ્રજાહિતને માર્ગે વળગાડી, અને બીરાજતા તમસર્વેની રજાથી, સ્વતઃ વિશ્રાંતિ લેવાનો મારો વિચાર છે. આપ હું કહું છું તેને અનુમોદન આપો અથવા તો મારે શું કરવું તે સૂચવો."[1] દશરથનું આ બોલવું સાંભળતાંજ સભાએ મોટો ઘોષ કરી પોતાની અનુમતિ બતાવી.[2] આ વર્ણન વાંચી આધુનિક કાળની સભાઓની યાદ આવે છે.

સગર રાજાને અસમંજસ્ નામનો પુત્ર હતો. રોમના નીરો નામના દુષ્ટ રાજા પ્રમાણે પ્રજાજનોનાં છોકરાં સરયૂ નદીનાં પાણીમાં ફેંકી તે બાળકોની મરતી વખતની દીન ચીચીયારીઓ સાંભળવામાં અને તેમના ડૂબની વખતના હાલ જોવામાં મજાહ માણતો! રાજપુત્રનાં મનરંજન સારૂ પ્રાણથી પ્રિય બાલકોનો બલિ આપવા પ્રજાજન તૈયાર ન હોવાથી તેમણે રાજાને ચેતવી દીધો કે રાજપુત્રને હદપાર કર, નહિ તો અમે તારૂં રાજ્ય છોડી ચાલ્યા જઇશું. રાજાએ અસમંજસને હદપાર કરી પ્રજાને સંતુષ્ટ કરી.

પોતાનું યૌવન બાપને આપી તેની વૃદ્ધાવસ્થાનો પિતૃભક્તિથી સ્વીકાર કરવાને લીધે યયાતી રાજાના મનમાં પુરૂને, તે સર્વથી નાનો હોવા છતાં, રાજ્ય આપવાનું હતું. પ્રજાજનોએ તેને જ્યેષ્ઠ પુત્ર ઉચિત છતાં આમ કરવાનું કારણ પૂછ્યું. આથી યયાતીએ ઉત્તર આપ્યો કે "મોટા પુત્રે મારૂં વચન માન્યું નહીં—પુરૂએજ કેવળ પિતૃભક્તિથી મારૂં વચન માન્યું—તેથી તેનેજ રાજ્ય આપવું, એવું મારા મનમાં છે. આપ પણ મહેરબાની કરી મારી વિનંતિને માન આપી પુરૂને અભિષેક કરો."[3]

---

१. सोऽहं विश्रांममिच्छामि पुत्रं कृत्वा प्रजाहिते । संनिकृष्टानिमान्सर्वाननुमान्य द्विजर्षभान् ॥ १०...भवन्तो मेऽनुमन्यन्तां कथं वा करवाण्यहम् । १५ अयोध्या० २.

२. जनघोषो महानभूत् । अयोध्यां० ३-५.

३. भवतोऽनुनयाम्येवं पुरू राज्येऽभिषिच्यताम् । आदि० ८५. ३९.

—— દશરથ રાજા મૃત્યુ પામ્યા તે વખતે રામ વનવાસ ગયા હતા અને ભરત મોસાળ હતા. તે વખતે વસિષ્ઠના અધ્યક્ષપણા નીચે સર્વે શહેરીઓની સભા મળી, અને તે સભામાં ભરતને બોલાવવા સારૂ દૂત મોકલવામાં આવ્યા. તે સભામાં અરાજક સ્થિતિને લીધે શા શા અનર્થો થાય છે તેની ચર્ચા થઈ, અને લોકોએ કહ્યું કે " નવીન રાજા નીમવામાં બીલકુલ વખત ન લગાડવો જોઈએ; તેથી આજને આજ ઈક્ષ્વાકુ વંશમાંના કોઈને પણ રાજા કરવો. ( નહિ તો ) વસિષ્ઠ તમેજ ઈક્ષ્વાકુ કુલમાંના કોઈ કુમારને કે બીજા કોઈને અભિષેક કરો."[1]

આ ઠેકાણે ' ઈક્ષ્વાકુ કુલના કુમારને કે બીજા કોઈને ' એ શબ્દો બહુજ મહત્વના છે. એ પરથી એવું જણાય છે કે પુષ્કળ કાળ પર્યંત રાજ્યોપભોગ લેતા એક રાજવંશને છોડી કોઈ નવીનજ મનુષ્યને રાજા કરવો, તેમાં સુદ્ધાં પ્રજાને કંઈ વિશેષતા લાગતી ન્હોતી અથવા તે વિચિત્ર લાગતું ન્હોતું.

પ્રતીપ નામના રાજાને દેવાપિ, બાલ્હીક, અને શાંતનુ—એ નામના ત્રણ પુત્રો હતા. દેવાપિ બહુ ધાર્મિક હોઈ પ્રજાને પ્રિય હતો; પરંતુ એક અસાધ્ય રોગથી તે પીડાતો હતો. પ્રતીપ જ્યારે વૃદ્ધ થયો ત્યારે તેના મનમાં દેવાપિને રાજ્યાભિષેક કરવાનું આવ્યું. જ્યારે તે પ્રમાણે તેણે અભિષેકની બહુ જલદીથી તૈયારી કરી, ત્યારે બ્રાહ્મણો, વૃદ્ધો, અને શહેરીઓએ જો કે દેવાપિ જ્યેષ્ઠ પુત્ર હતો છતાં, તેને અભિષેક કરતાં રાજાને અટકાવ્યો. તેઓએ કહ્યું કે ' દેવતાઓને વ્યંગ રાજા પસંદ નથી.'[2] આથી પ્રતીપે પ્રજાનું કહેવું માન્ય રાખી કનિષ્ઠ પુત્ર શાંતનુને અભિષેક કર્યો હતો. ઉપરનાં વિવેચન પરથી એવું જણાઈ આવે છે કે રાજાની પસંદગી કરવાના કામમાં અને બીજી બાબતોમાં પ્રજાજન ઘણી વખતે પોતાનું ધાર્યું કરી શકતા

રાજપુત્રોમાં જે જ્યેષ્ઠ હોય તેને ઘણું ખરૂં ગાદી મળતી. એક ઠેકાણે એવું કહ્યું છે કે 'રાજાના સર્વે પુત્રો ગાદી ઉપર બેસી શકતા નથી; તેમ થવાથી મોટી હાનિની સંભાવના છે. બીજા પુત્રો ગુણવાન્ હોય છતાં રાજ્યની વ્યવસ્થા જ્યેષ્ઠ પુત્રનેજ સોંપાય છે.'[3] જો કે આવું હતું, છતાં આ નિયમને ક્વચિત્ અપવાદ પણ હોતો. જો જ્યેષ્ઠ બંધુ વ્યંગ હોય કે તેને કોઈ અસાધ્ય વ્યાધિ થયો હોય તો તેને બદલે નાના ભાઈને ગાદી મળતી. આવાં બે પ્રસિદ્ધ ઉદાહરણો છે: એક દેવાપિનું અને બીજું ધૃતરાષ્ટ્રનું. દેવાપિની તો કથા ઉપર આપેલીજ છે. ધૃતરાષ્ટ્ર આંધળો હતો તેથી તેને ગાદી મળી નહોતી. ધૃતરાષ્ટ્ર કહે છે કે " હું જ્યેષ્ઠ હોવા છતાં હીનાંગ હોવાથી મતિમાન્ એવો જે પાંડુ તેણે ગાદી મેળવી."[4]

---

१. एते द्विजाः सहामात्यैः पृथग्वाचमुदीरयन् । ४......इक्ष्वाकूणामिहाद्यैव कश्चिद्राजा विधीयताम् । ८. कुमारमिक्ष्वाकुसुतं तथान्यं त्वमेव राजानमिहाभिषेचय ॥ २८ अयोध्या० ६७.

२. तं ब्राह्मणाश्च वृद्धाश्च पौरजानपदैः सह ॥ २२. सर्वे निवारयामासुर्देवापेरभिषेचनम्... हीनाङ्गं पृथिवीपालं नाभिनन्दन्ति देवताः । इति कृत्वा नृपश्रेष्ठं प्रत्यषेधन् द्विजर्षभाः ॥ उद्योग० १४९. २५.

३. सततं राजपुत्रेषु ज्येष्ठो राजाभिषिच्यते । राज्ञामेतत्समं स्यादिक्ष्वाकूणां विशेषतः ॥ अयोध्या० ७३-२२; नहि राज्ञः सुताः सर्वे राज्ये तिष्ठन्ति भामिनि । स्थाप्यमानेषु सर्वेषु सुमहाननयो भवेत् । तस्माज्ज्येष्ठे हि कैकेयि राज्यतन्त्राणि पार्थिवाः । स्थापयन्त्यनवद्याङ्गि गुणवत्स्वितरेष्वपि ॥ अयोध्या० ८. २३-२४.

४. तथैवाहं मतिमता परिचिन्त्येह पाण्डुना । ज्येष्ठः प्रभ्रंशितो राज्याद्धीनाङ्ग इति भारत । उद्योग० १४९-२६.

પ્રજાની અનુમતિથી જ્યેષ્ઠ પુત્ર યોગ્ય હોવા છતાં કનિષ્ઠને ક્વચિત્ ગાદી આપી શકાતી," એવું પુરૂનાં ઉદાહરણ પરથી દેખાઈ આવશે. એક વખત જ્યેષ્ઠને રાજ્ય ન મળતાં કનિષ્ઠને મળ્યું તો પછી તેનાજ વંશને હકદાર થતાં–જ્યેષ્ઠના પુત્રોને તે કદીએ પાછું મળતું નહીં. યદુ જો કે યયાતિનો જ્યેષ્ઠ પુત્ર હતો છતાં રાજ્ય પુરૂને મળ્યું અને બાદ તે તેનાજ વંશમાં રહ્યું–પુનઃ યદુના વંશને મળ્યું નહીં; ધૃતરાષ્ટ્ર કહે છે કે 'નાનો હોવા છતાં પાંડુને રાજ્ય મળ્યું, જે તેના મૃત્યુ બાદ તેના પુત્રોને મળશે.'[1]

**રાજધર્મ.** રામાયણના અયોધ્યાકાણ્ડ (સર્ગ ૧૦૦) અને અરણ્યકાણ્ડ (સર્ગ ૩૩) માં, તેમજ મહાભારતના તો લગભગ દરેક પર્વમાં, રાજકીય બાબતોનું વિસ્તાર પૂર્વક વિવેચન કરેલું જણાઈ આવે છે. અને તેમાંયે સભાપર્વ, ઉદ્યોગપર્વ, અને શાન્તિપર્વમાં તો તેનો બહુજ વિસ્તાર છે. રાજાનું સર્વમાં શ્રેષ્ઠ કર્તવ્ય પ્રજાપાલન ગણાય છે. પ્રજાપાલન કરતાં રાજાને ગમે તે કરવું પડે તો તે કરવું જોઇએ–પછી તેમાં નૈષ્ઠુર્ય હો કે પાપ હો.[2] રાજાએ પ્રજાને સંતુષ્ટ રાખવી જોઇએ. રાજા આત્મ નિગ્રહી, સત્યવાદી, ન્યાયી, ઉદ્યોગશીલ, અને વ્યસન રહિત હોવો જોઇએ. રાજાએ હંમેશ સરળ માર્ગે ચાલવું; પણ રાજનીતિનાં સર્વે કારસ્થાનો તેની જાણમાં હોવાં જોઇએ અને તેનું વર્તન પ્રસંગાનુસાર હોવું જોઈએ. રાજાએ મૃદુ બોલવું; પણ પોતાનાં માણસો સાથે અતિ પરિચય રાખવો નહીં. રાજાએ બહુજ નમ્રતાથી કે બહુજ કડકાશથી વર્તવું જોઇએ નહીં. રાજનીતિનું અધ્યયન કરી સામ, દામ, દંડ અને ભેદ–એ ચારનો ઉપયોગ ક્યારે અને કેમ કરવો; સંધિ, વિગ્રહ, યાન (છાપો મારવો), આસન (છાવણી નાંખી પડવું), આશ્રય (કિલ્લાની ઓઠમાં રહેવું), અને દ્વૈધીભાવ, એ ૭ ગુણોનો ક્યારે ઉપયોગ કરવો; ઇત્યાદિ બાબતો તેને પૂર્ણપણે માલુમ હોવી જોઇએ. તેણે પોતાના કિલ્લામાં દ્રવ્ય, અન્ન, જલ, શસ્ત્રાસ્ત્ર, યોદ્ધા અને શિલ્પકારનો સંગ્રહ કરવો જોઇએ. સૈનિકોને વેતન નિયમિતપણે આપવું અને વિશેષ પરાક્રમ જેણે બતાવ્યું હોય તેને પારિતોષિક આપવું. રાજાની સેવામાં જે વિપન્ન થયા હોય કિંવા રાજકાર્ય કરવામાં જે રણમરણ થયા હોય, તેમનાં કુટુંબોનાં ભરણપોષણ ઇત્યાદિની વ્યવસ્થા રાજાએ કરવી.[3] જમા અને ખર્ચ પર રાજાએ સખ્ત નજર રાખવી જોઇએ. રાજ્યની સમૃદ્ધિ કૃષિકર્મ પર અવલંબી રહેલી હોવાથી રાજાએ ખેડુતોની વધારે કાળજી લેવી જોઇએ. રાજાએ પોતાની પાસે વિદ્વાન બ્રાહ્મણો મંત્રી તરીકે રાખવા. રાજાએ બ્રાહ્મણોથી કલહ કરવો નહીં, કારણ તેમ કરતાં તેઓ પોતાનાં નીતિબલથી તેને રાજ્યભ્રષ્ટ કરશે.[4] શસ્ત્રબલ કરતાં નીતિબલ શ્રેષ્ઠ છે. પોતાનાં અને પારકાં રાજ્યમાં જાસુસો રાખવા. રાજાએ પ્રજા પર કરનો બહુ બોજો નાંખવો નહીં. **જે મુજબ પુષ્પનું રક્ષણ કરી ભ્રમર તેમાંથી મધ ચૂસે છે તે મુજબ લોકોને પીડા ન કરતાં પ્રજા પાસેથી તેણે દ્રવ્ય લેવું.**[5] રાજાને પ્રજા પાલનના બદલા તરીકે જમીનની ઉત્પન્નમાંથી અને

---

૧. पण्डुस्तु राज्यं संप्राप्तः कनीयानपि सन्नृपः । विनाशे तस्य पुत्राणामियं राज्यमरिन्दम ॥ उद्योग० १४९–३०.

२. नृशंसमनृशंसं वा प्रजारक्षण कारणात् । पातकं वा सदोषं वा कर्तव्यं रक्षता सदा ॥ बाल० २५–१८.

३. कच्चिद्दारान्मनुष्याणां तवार्थे मृत्युमीयुषाम् । व्यसनं चाभ्युपेतानां बिभर्षि भरतर्षभ ॥ सभा० ५–५४.

४. अथवा त्वां महीपाल शमयिष्यन्ति वै द्विजाः । निरसिष्यन्ति ते राष्ट्राद्धतोत्साहा महाबलाः ॥ मनु० १५३–२५

५. यथा मधु समादत्ते रक्षन्पुष्पाणि षट्पदा । तद्वदर्थान्मनुष्येभ्य आदद्यादविहिंसया ॥ उद्योग ३४–१७.

બીજી વસ્તુમાંથી છઠ્ઠાંશ મળતો. જે રાજા છઠ્ઠાંશ કર લઇ પ્રજાનું પુત્રવત્ રક્ષણ નહીં કરે તેને બહુ પાપ લાગશે, એવું એક ઠેકાણે કહેલું છે.[1]

રાજાએ જે જે વિચારો કર્યા હોય તે વ્યવહારમાં મૂકાયાં સિવાય કોઇની પણ જાણમાં ન આવવા જોઇએ. રાજાએ શત્રુની હીલચાલ પર સારી રીતે લક્ષ આપી તેમના રાજ્યમાં ફંદફિતુર ઉભાં કરવાં જોઇએ. રાજાએ દીર્ઘસૂત્રી ન થવું જોઇએ; અને કામ, દ્યૂત, મદ્ય અને મૃગયા પર આસક્તિ રાખવી ન જોઇએ. રાજાએ પોતે સનાતન ધર્મ પ્રમાણે આચરણ રાખી પ્રજાને પણ ધર્માચરણી કરવી જોઇએ. રાજા કાળનું કારણ છે.[2] રાજા જો પ્રજાનું યથાવિધિ પાલન ન કરે તો તેના દોષને પરિણામે, કિંવા લોક અધર્માચરણ કરે છતાં તેમને શિક્ષા ન થાય તેથી, અકાલ-મૃત્યુ આદિ આપત્તિઓ ઉત્પન્ન થાયછે, એવી સર્વત્ર માન્યતા હતી.[3] અકાલ મૃત્યુ પામેલા પોતાના પુત્રને રાજદરબારમાં લઇ જઇ એક બ્રાહ્મણે રામની પુષ્કળ નિર્ભર્ત્સના કરી હતી. આંધળા, લૂલા, પાંગળા, મુંગા, બાંધવરહિત, અને સંન્યાસીનું તેમજ વિધવા, અનાથ, આદિનું પોષણ કરવું, એ રાજાનું કર્તવ્ય છે, એવું મનાતું.[4] પ્રજાના કલહને રાજાએ દૂર કરવો જોઇએ.

**રાજ્યાભિષેક.** અયોધ્યાકાણ્ડના ત્રીજા અને ચૌદમા સર્ગમાં રાજ્યાભિષેકનું વિસ્તૃત વર્ણન છે. રાજ્યાભિષેકને અંગે જોઇતી ચીજો પૈકી કેટલીક આ હતી-રથ, શસ્ત્રો, સૈન્ય, હાથી, ચમર, પંખા, પતાકા, શુભ્ર છત્ર, હેમકુંભ, સોનાના પત્રાંથી મઢેલા શીંગવાળા બળદ, વ્યાઘ્રચર્મ, ગંગાદિ નદીઓનાં પાણીથી ભરેલા કુંભ, ઉદુમ્બર વૃક્ષનું આસન, અત્તરો, દહીં, ઘી, દર્ભ, પુષ્પ, ઇત્યાદિ.

**અરાજક સ્થિતિ.** અયોધ્યા કાણ્ડના ૬૭ મા સર્ગમાં અરાજક સ્થિતિને લીધે રાષ્ટ્ર પર શા શા અનર્થો આવી પડે છે તેનું સવિસ્તર વર્ણન છે. જ્યારે દેશનો કોઇ રાજા હોતો નથી ત્યારે તે રાષ્ટ્ર મૃતવત્ થાય છે.[5] રાજા પર, સત્ય, ધર્મ, અને કુલ સ્થિતિ,—એ ત્રણે અવલંબિત છે. રાજા એ પ્રજાનો પિતા, માતા, અને હિતકારી મિત્ર છે. અરાજક રાષ્ટ્રમાં હમેશાં અનેક દોષ ઉત્પન્ન થાય છે, કારણ અમર્યાદ જનોને શાસન કરનાર રાજાજ છે.[6]

અરાજક દેશમાંના વ્યાપારીઓ દૂર દેશમાં જઇ જુદા જુદા પ્રકારના પદાર્થો વેચવા લાવતા નથી; જે પ્રમાણે મોટાં માછલાં નાનાં માછલાંને ખાઇ જાય છે તે પ્રમાણે અરાજક દેશમાં મનુષ્ય એક બીજાને લૂટે છે; ઇત્યાદિ વર્ણન વાંચવા યોગ્ય છે.

---

१. अधर्मः सुमहान्नाम भवेत्तस्य तु भूपतेः । यो हरेद्बलिषड्भागं न च रक्षति पुत्रवत् ॥ अरण्य० ६-११.

२. कालोवा कारणम् राज्ञो राजा वा कालकारणम् । इतिते संशयो मा भूद्राजा कालस्य कारणम् ॥ उद्योग० १३२-१६.

३. राजदोषैर्विपद्यन्ते प्रजा ह्यविधिपालिताः । असद्वृत्ते हि नृपतावकाले म्रियते जनः ॥ यदा पुरेष्वयुक्तानि जना ॥ जनपदेषु च । कुर्वते न च रक्षास्ति तदा कालकृतं भयम् ॥ उत्तर० ७३-१७.

४. कच्चिदन्धांश्च मूकांश्च पंगून् व्यंगान् बान्धवान् । पितेव पासि धर्मज्ञ तथा प्रव्रजितानपि ॥ सभा० ५-१२४ विधवानाथविकलान् वृपणांश्च बभार सः आदि० ४९-११.

५. मृतं राष्ट्रमराजकम् ॥ वन० ३१३-८४.

६. राजा सत्यं च धर्मश्च राजा कुलवतां कुलम् । राजा माता पिता चैव राजा हितकरो नृणाम् ॥ अयोध्या० ६७-३४; अराजके जनपदे दोषा जायन्ति वै सदा । उद्वृत्तं सततं लोके राजा दण्डेन शास्ति वै । आदि० ४१-२७.

## સામાજીક પ્રકરણ ( સટીક ).

**ત્રાવણકોર રાજ્યમાં બ્રહ્મભોજન નવા દિવાને કમી કર્યું !**—અનાર્ય પ્રજા ઉપર માત્ર પ્રસન્ન કરેથી આશીર્વાદની આશા અને ક્રુદ્ધ કરેથી શાપનો ભય–બન્ને માત્ર મંત્રોના પ્રયોગથી !—આપીનેજ પ્રાચીન બ્રાહ્મણોએ જે કાંઇ મેળવ્યો હતો તેનો ખ્યાલ ખુદબખુદ નરી આંખે જોવો હોય તો ત્રાવણકોર જાઓ અને જઇને જુઓ ! ત્યાં બ્રાહ્મણો સર્વસ્વ છે. બ્રાહ્મણો કરતાં પ્રભુની એ રાજ્ય પર વધારે સંગીન કૃપા છે. મેઘા મસાલા અને ફલફુલનો એ દેશ ભંડાર છે. તેથી પ્રજાની આબાદી પણ વિશેષ છે. જો કે વિસ્તારમાં તે હીંદના દેશી રાજ્યોમાં ૧૬ મું છે, પરંતુ પ્રજાસંખ્યામાં તે ત્રીજું છે, અર્થાત્ હૈદ્રાબાદ અને મહીસુરથીજ ઉતરે છે, આગલા દસકમાંજ ૧૫ ટકાનો વસ્તીમાં વધારો થયો હતો ! ૭૦૦૦ ચોરસ માઇલમાં એક કરોડની મહેસુલ છે અને ૭૦ લાખની વસ્તી છે, જ્યારે વડોદરા રાજ્યનાં દશહજાર માઇલમાં વીશ લાખનોંજ નિર્વાહ થાય છે. આ દેશી રાજ્યમાં દુષ્કાળનો પ્રપંચ કદાપિ ચાલતો નથી. ત્યાંની નાયર જાતિ પ્રખ્યાત છે; અને પ્રખ્યાતિનું કારણ વિચિત્ર છે. તેમની સ્ત્રીઓને અમુક સંજોગોમાં ત્યાંના નંબુદરી બ્રાહ્મણોને રાખવાનો હક છે; અને કોઇ પણ પક્ષ કે તટસ્થ પ્રજા તેમાં અપરાધ કે અધર્મ સમજતી નથી ! જસ્ટીસ સર શંકરનૈર બહુએ માથાં ફોડે છે પણ નાયર સ્ત્રીઓજ નંબુદરી બ્રાહ્મણો તરફનું એ માન સમજે ત્યાં બિચારા કાયદા અને આર્ટીકલના શા આશરા ! ત્રાવણકોરના નંબુદરી બ્રાહ્મણોને અધિકાર તો નાયર ઉપર છે, (નનઆર્ય એ શબ્દનું અપભ્રંશ કહેવાય છે) પણ રાજકર્તી ક્ષત્રિય પ્રજા કિંવા તેના પ્રતિનિધિ રાજા તરફથી શું ? તેમને બ્રહ્મ ભોજન પુરાતન કાલથી રાજ્યને ખર્ચે મળે છે.! એટલે સુધી કે એ ખર્ચને લીધે તીજોરી ખાલી થઇ જતી અને દર વરસની મહેસુલ ખુટી પડતી. આ વિષે બ્રાહ્મણો તેમજ પ્રજાનો મત એવો હતો કે રાજા સર ટી. માધવરાવ અને મી. વી. પી. માધવરાવ (નવા નીમાયલા વડોદરાના દિવાન) જ્યારે ત્રાવણકોરના દિવાન હતા ત્યારે મહેસુલ વધારવા કે બીજો ખર્ચ ઓછો કરવા ગમે તેમ લાકડાં લડાવે તેનો વાંધો નહીં પણ નંબુદરીઓનો તો ગ્રાસ પણ ઓછો કરવાની તેમને હામ કે સત્તા નહોતી. અંતે ઇંદ્ર આવ્યો ! જે મહા અબ્રાહ્મણ્ય કરવાનો સંકલ્પ પણ કોઇ નહોતુ કરતું તે તેણે કર્યું. ૭ વર્ષ ઉપર મી. રાજગોપાળ આચાર્ય દિવાન નીમાયા ત્યારથી તેમણે નંબુદરી બ્રાહ્મણોની તરબોળ પત્રાવલી પર કરડી નજર કરી છે. નિરૂપયોગી કામ માટે ગરીબ વર્ગોના પર કર નાંખી વસુલ કરેલા પૈસામાંથી લાખો રૂપીયા કેવળ નંબુદરીઓનું ઉદર મફત ભરવા પાછળજ ખર્ચવા એ તેમને પ્રજાને એક મહાન અન્યાય અને પ્રજાની મિલ્કત લુંટવા બરોબર લાગ્યું. દિવાન પોતે બ્રાહ્મણ છે પરંતુ જેમ ફ્રાન્સના ૧૩ મા તથા ૧૪ મા લુઇ રાજાઓના (૧૭ મી સદી) મહાપ્રધાનો કાર્ડીનલ રીશેલીયો અને કાર્ડીનલ માઝારીન પોતે પાદરી હોવા છતાં, પાદરી વર્ગની ધર્માંધતા તથા સર્વ સત્તા તોડવામાંજ પોતાના જીવનની નીમકહલાલી માની તે પ્રમાણે વર્ત્યાં હતા, તેમજ મી. રાજગોપાલાચાર્યે કર્યું છે. પાંચ વર્ષમાં તેમણે બ્રહ્મભોજન

ખાઝાનો ખર્ચ દર વરસે ઘટાડતાં જઈને લગભગ અર્ધો કરી નાંખ્યો છે. પરિણામે મહેસુલ કરતાં અગાઉ ખર્ચ વધી જતો તેને સટે હવે તિજોરીમાં કાંઈક વધારો રહે છે ! તંત્રીઓ આથી ખરું ક્રોધાયમાન થયા છે, પરંતુ પ્રજા હવે કેવળ મિશનને જમાડવામાં ખરું પરમાર્થ નથી તે જોઈ શકતી થઈ છે. પ્રજોપયોગી, જરૂરી કામ માટે પૈસા ન ખર્ચાય, તે મિશન પાછળ વ્યર્થ અટળક ધન બરબાદ થાય એ ખચિત તંત્રીઓએ રાજકર્તા વર્ગ પર હીપ્નોટીઝમ (વશીકરણ) નો આશ્ચર્યકારક ફતેહમંદી સાથે ચલાવેલો અપૂર્વ અને અદ્વિતીય પ્રયોગજ હતો ! ન્યાય અને સત્ય પ્રમાણે પ્રશંસાતી—અપ્રશંસાતી નિસ્પૃહા રાખીને વર્તન કરવું એમાંજ ખચિત દિવાનપદનું—કહો કે કોઈ પણ પદનું સાર્થક્ય છે. ......

**સાત વર્ષમાં થીઓસોફીની ઉન્નતિ અને મીસીસ બીસંટની ફરી પ્રમુખ થવાની ઉમેદવારી**—૧૯૦૭ માં કર્નલ ઓલ્કોટના મરણ પછી મીસીસ એની બીસંટ થીઓસોફીકલ સોસાઇટીની પ્રમુખ નીમાઇ તે પછી એ પૃથ્વીવ્યાપ્ત મહામંડળે જે ઉન્નતિ કરી છે તેની થી. સો. ના સભાસદો જોગ પોતાની ફરી ઉમેદવારી કરનાર પત્રમાં—(સાત વર્ષે પ્રમુખની ફરી ચુંટણી કરવાનો મંડળનો નિયમ છે—) મીસીસ બીસંટ યાદ આપતાં કહે છે કે મારી ઓફીસ અમલ દરમીયાનના ૬॥ વર્ષ પૂરે આપણા મંડળની ૧૧ નેશનલ (દેશવાર) પ્રતિનિધિ સભાઓ, ૫૬૭ લોજો (શાખાઓ) તથા ૧૪૮૬૩ (આશરે) સભાસદો હતા. હવે તે અનુક્રમે, ૨૩ નેશનલ સોસાઇટીઓ (પ્રતિનિધિ સભાઓ) ૯૫૨ શાખાઓ તથા ૨૨,૭૪૪ સભાસદો છે. આપણી હેડક્વાર્ટર્સ (રાજધાની—અદ્યાર) માં ૧૯૦૭ માં વાર્ષિક આવક રૂ. ૧૮૭૧૫ હતી. ૧૯૧૩ માં તે ૬૮,૩૩૧ હતી—જો કે દાખલ થવાની ફી વગેરે ઓછાં કરી નાંખ્યાં છે. પરંતુ સૌથી તારીફલાયક વધારો અદ્યાર ખાતેની જમીનનો છે. મદ્રાસથી ૧૦ માઇલ પર તે છે. એ ઉજ્જડ જમીન હાલ પૃથ્વીનું એક રમણીય સ્થાન છે. (કુદરતી રમણીયતા જોઇનેજ તે પસંદ કરવામાં આવી હતી. સમુદ્ર તથા નદીનો સંગમ ત્યાં થાય છે.) ૧૯૦૭ માં ત્યાં થી. સો. ની ફક્ત ૨૭ એકર જમીન હતી. હવે તે વધારીને તે ૫૨ મીટું ચડયું છે ! ૧૯૦૭ માં સોસાઇટીની મીલકત રૂ. ૨॥ લાખ હતી અને હવે તે સાતલાખ થઇ છે ! ઉટાકામંડ ખાતે સો એકર જમીન બંગલા સહિત લીધી છે તે જૂદી. અદ્યારમાં વીજળીક યંત્રો, સ્ટીમ લોન્ડ્રી, બેકરી, ડેરી ફાર્મ તથા છાપખાનાં એટલાં વાનાં સ્થાપ્યાં છે. બંગલાની હાર-માળા પણ લાગી છે. છાપખાનાને માથે દેવું છે તે જતું રહેશે એટલે તે સોસાઇટીને સુપ્રત કરવામાં આવશે. અદ્યારમાં ભાડા, વ્યાજ તથા વાડીની ઉપજના રૂ. ૨૫,૦૦૦, ગયા વર્ષમાં મળ્યા હતા ! આ વૃત્તાંત આપીને, મીસીસ બીસંટ પોતાની લેખનકળાની રીતિનું પ્રત્યક્ષ ભાન કરાવે છે:—"આ માટે મને અંગત માન ઘટતું નથી. પવિત્ર આત્માઓ જેઓ થી. સો. માટે આત્મભોગ આપે છે અને આકર્ષિત થઇ રહે છે તેનું હું તો નિમિત માત્ર થવાની ભાગ્યશાલિની છું. મી. લીડબીટરે ૧૯૦૦–૪ માં ૩ છોકરાઓને જે સલાહ આપી હતી તે સાથે હું મળતી થતી નથી, અને તેવી સલાહ ન આપવા મેં તેની પાસેથી જે વચન લીધું હતું તેનું તેણે પાલન કર્યું છે.......જો તમે મને જવાની આજ્ઞા કરશો તો, ઓફીસ બહાર પણ હું કામ કરવું ચાલુ રાખીશ. જો રહેવાની આજ્ઞા કરશો તો તે પણ માથે ચડાવીશ અને ઓફીસમાં કામ કરવું ચાલુ રાખીશ. જો તમે એવા કોઇ પણ સ્ત્રી કે પુરૂષને જાણતા હો કે જે, મારા કરતાં વધારે સારૂં કામ કરી શકે તો મારી તમને પ્રાર્થના છે કે મને રદ કરો અને

સે રીતે વધારે સારી પસંદગી માટે દરવાજા ખુલ્લા કરો. તે સન્જોગમાં હું નવા ઉમેદવારને મદદ કરવા બનતો પ્રયાસ કરીશ. મારા કરતાં ઓછો વિરોધ ઉપજાવે એવા ઘણા મળશે. પરંતુ મારા કરતાં થીઓસોફીકલ સોસાઇટીને વિશેષ ચહાનારા કોઇ નહી મળે ! મહાત્માઓ (Masters)તમને ખરો નિર્ણય કરવામાં દોરવે અને આપણને બધાને શાંતિનો સંદેશ પ્રેરે (એજ મારી અંતિમ પ્રાર્થના છે) ! ”

મીસીસ બીસંટની દલીલમાં એક ત્રુટી છે. યોગ્યતાની પણ ઉપયોગિતા ચાલુ પદ પર રહેવાથી ઓછી થાય છે એ સિધ્ધાંતનું તે મહાવિદુષી વિસ્મરણ કરે છે. ગમે તેવા બાહોશ હોંતા વાઇસરોયને બીજી વાર નીમવા નહીં એ નિયમમાં શું કંઇજ પ્રયોજન નથી ? અમેરીકાનો ગમે તેવો યોગ્ય, બાહોશ અને સારો પ્રેસીડંટ ત્રીજી વાર પ્રેસીડંટ તરીકે ઉમેદવાર થઇ શકતો નથી, કહો કે સ્પષ્ટ લિખિત નિયમ ન હોવા છતાં પોતાની મરજીથીજ થતો નથી. તેનું પણ એક એજ પ્રયોજન છે કે, યોગ્ય હોવાના અકસ્માતનો અતિશય લાભ લેવો એ જરા ઓછા યોગ્ય ને સર્વથા અન્યાય કરવા બરોબર છે. જરા ઓછો યોગ્ય પણ નવીન હોવાથી જે કાંઇ કરે છે તેમાં વિશેષતા આવે છે. પ્રધાન પદથી હવે મીસીસ બીસંટ ઘરાઇને મી. સીનેટ જેવા વિદ્વાનને અવકાશ આપતે તો તે બહુ ઉત્તમ થઇ પડતે. પ્રમુખના મુકુટ વિના પણ તેની સત્તા બહુ નબળી પડતે નહીં. જ્યોર્જ વોશીંગટન જેવા મહાત્માઓ તો વિરલજ છે. મારા જેવોજ યોગ્ય હરીફ ઉમેદવાર હોવો જોઇએ એવો આગ્રહ તેણે શા માટે કરવો ? જોઇએ તેવો તો નથીજ એ તો તે પોતે જાણે છે. અને તે માટે મૃદુ કટાક્ષ પણ કરે છે. બીજા પ્રમાણમાં નમાલા છે એમ પણ તે સૂચવે છે. ગઇ વખતે ઉમેદવારી કરતાં તો તેમણે ધમકી આપી હતી કે જો મને નહીં ચુંટવામાં આવે તો હું થી. સોસાઇટી છોડી દઇશ. આ વખતે વિશેષ કૃપા કરી છે એ આનંદની વાત છે. નિસ્સંદેહ તેના જેવી યોગ્યતા કોઇમાં એકંદરે નથી, એવી બીજા પૃથ્વીમાં કોઇ નથી એવી જુઆરી માન્યતા છે. છતાં પણ, કાંઇ નહીં તો નવીનતા ખાતર, બીજાને ‘ચાન્સ’ આપવા ખાતર, તથા કીર્તિ તથા સત્તાનો આત્મભોગ આપવાની જગતને એક મહા દૃષ્ટાંત જ્યોર્જ વોશીંગટન પેઠે ( સમસ્ત પ્રજાના મહા આગ્રહ છતાં એણે પ્રેસીડંટ તરીકે ફરીથી કામ કરવા ના પાડીને ખેતીનો પોતાનો ધંધો ગ્રહણ કર્યો હતો ! ) આપવા ખાતર, વિરોધીઓને પણ આવા પ્રસંગમાં પ્રસન્ન કરવા ખાતર, મીસીસ બીસંટ ઉમેદવારી કરવાનું માંડી વાળ્યું હતે તો આપણે વધારે ખુશી થતે અને જગતને તેના માનમાં અતિશય વધારો થતે.

**મંત્રેલા પાણીથી રોગ દૂર કરવાના દાવાથી સંયુક્ત પ્રાંતો ગાંડા !**—રાયબરેલી જીલ્લામાં, કાશીથી ૧૩૦ માઇલને છેટે, જઇસ નામના રેલ્વે સ્ટેશન પાસે, ભીખીપુર નામનું એક ગામડું છે. તે ગામના જમીનદાર મહમદ સયદ તરફ હાલ તો સમસ્ત સંયુક્ત પ્રાંતોનું ટોળું વળ્યું છે ! એઓ કુટુંબ સાથે રહે છે ને ૩૫ નું વય છે. આ ઉપરાંત બીજી લાયકાત અપ્રસિદ્ધ છે. ભણેલા હોવાનો દાવોજ કરતા નથી. ન્હાનપણમાં શાળામાં ગોંધાવાને બદલે ફકિરો સાથે ભમતા. પરિણામે તેમના હાથની આંગળીઓમાં અદ્ભુત શક્તિ હોવાના માન્યતા ચોતરફ ફેલાઇ છે. જે પણ પાણીમાં તે પોતાની આંગળી બોળે છે તે પાણી અમૃત થઇ જાય છે ને ગમે તે રોગ સારા થઇ જાય છે ! આ માટે તેઓ કાંઇ પણ ફી લેતા નથી. ગયા ફેબ્રુઆરીના થીઓસોફી ઇન ઇંડીયા માસિક ( કાશી ) ના તંત્રી કહે છે કે કાશીની થી. સો. નો

એક સભાસદ તે ગામ જાતે તપાસ કરવા ગયો હતો તે ઉપલી વાત ખરી ઠરાવે છે પણ–ઉમેરે છે કે જોકે ઘણાએ સારૂં થયલું કહ્યું પણ કેટલાક કાંઇ થયું નહીં એમ પણ કહેતા હતા ! તપાસ કરનાર કહે છે કે મહમદ સયદ કહે છે કે દરદીને શ્રધ્ધા હોય તોજ સારૂં થાય ! મતલબ કે ન સારૂં થયું તો શ્રદ્ધા નહીં. આંગળી તો બરોબરજ પાણીની આરપાર ધોંચેલી. એના શરીરમાં કાંઇક અસાધારણ વીજળીક ( મૅગ્નેટીક ) શક્તિ હોવાથી અને શરીરની વીજળી હમેશાં હાથ પગનાં આંગળાંમાંથીજ વિશેષ કરીને જતી હોવાથી ( એક જણ હમને કહેતો હતો કે ચરણ સ્પર્શનું એજ કારણ છે ! ) એ વીજળીનો કાંઇક ગુણ રોગીને થાય એ ' થીઓરેટીકલી ' અસંભવિત નથી, પરંતુ તેની ચોક્કસ તપાસ વિના માત્ર માની લેવું એ ખોટું છે. ઘણું ખરૂં તો એવું કાંઇ હોતુંજ નથી. એવી પાયા વિનાની વાતો બહારગામ બહુ ચાલે છે. દક્ષિણમાં ૪ વર્ષની વાત ઉપર એક જણે એક ગાય કાઢી હતી. તેનો દાવો એવો હતો કે આ ગૌની ટાંગ તળેથી જે પસાર થઇ જાય તેનો ગમે તે રોગ નાબુદ થશે. વાત વાયે ચાલી ને આખું દખ્ખણ ગાંડું થયું. સોપચાસે અંધશ્રધ્ધાથી હા હા કરી, ને હજારો જણ ગાયના પૂછની નીચે તરી આવ્યા ! અંતે ખરૂં છુપું રહેતુ નથી. નહીં સારા થવાની ચોક્કસ ફરયાદ એટલી બધી વધી પડી કે ગાય અને તેનો ગોપાળ બન્નેને પલાયન થઇ જવું પડયું. હીંદુ તથા મુસલમાનોના અભણ વર્ગોને શ્રદ્ધા તથા અંધશ્રદ્ધા વચ્ચેના ફેરની ખબરજ નહીં હોય એમ તેઓ વર્તે છે. હમારી ખાત્રી છે કે થોડા વખતમાં મહમદની આંગળીમાં વીજળીક શક્તિ કે જે હશે તેનો ઉભરો નરમ પડી જશે અને હાલ ભીખીપુરમાં માણસો માતા નથી તે પૂર્વ જેવુંજ ઉજ્જડ થઇ જશે. અમુક પુરતા પૂરાવા મળે તો હઠ ન કરતાં તે માનવી એતું નામ ખરી શ્રદ્ધા છે. તે તો આપણા વર્ગોમાં છે નહીં. બાલ લગ્નની હાનિકારકતા અનેક દષ્ટાંતો, આંકડાઓ તથા ગંજેતાઓથી પુરવાર થઇ છે છતાં તે વિષે તેમની શ્રદ્ધા થઇ નથી, અને જેમાં પૂરાવો તો પાપ છે એવી ઉટપટાંગ સાદી સમજને ગાંડી ઠરમારી વાતો તેઓ જોરથી માની બેસે છે ! સાદી કેળવણી એજ એ રોગની દવા છે. ત્યાં સુધી પાણીમાં આંગળાં બોળવાના અને ગાયની નીચે પસાર થવાના અને એવા બીજા અધ્યાયો આંતરે આંતરે, જુદા જુદા પ્રાંતોમાં ચાલવાનાજ–અને આખો અંત પાંચ–સાત મહીના એ લીલા પાછળ લટુ બનવાનોજ.

**પશ્ચિમનાં ટ્રેડ યુનીયનો અને હડતાલો**—જુદા જુદા ધંધાઓમાં પરતંત્ર નોકર તરીકે કામ કરતા કારીગરો તથા કામદારોએ સ્વહિત રક્ષણાર્થે સ્થાપેલાં પશ્ચિમના ટ્રેડ યુનીયનોની સંસ્થા ઇંગ્લંડમાં સૌથી આબાદ સ્થિતિ ભોગવે છે. દુનીઆના ટ્રેડ–યુનીયનોના સભાસદોની સંખ્યા ૬૦ લાખ માણસોની છે. તેમાં ચોથો ભાગ માત્ર ગ્રેટબ્રીટનમાં છે. તે સઘળાનું કુલ ફંડ ૩૦ કરોડ રૂપીઆ જેટલું છે, જેમાં ૧૨ કરોડ ગ્રેટબ્રીટનનાં છે. તેમના માલિકોને પગાર વધારવાની ફરજ પાડવાનું તેમનું મુખ્ય શસ્ત્ર હડતાલ છે. છેલ્લા ૧૦ વર્ષમાં તેમણે જે હડતાલો પાડી છે તેથી તેઓએ લગભગ પોણાબે કરોડ પાઉંડનો પગાર ખોયો છે ને હડતાલ દરમીયાન યુનીયનના ફંડમાંથી મળતો પગાર ખાઇ ગયા તે જુદો. પણ હડતાલ રૂપ જુગારમાં પગારનો વધારો થયો તેથી ૨૭ લાખ પાઉંડ દર વરસે વધ્યાં છે. જો કે આમ દોઢ કરોડ પાઉંડની ખોટજ દેખાય છે, પણ ખરૂં જોતાં અંતે લાભ થશે કેમકે આ વધારો કાયમનો છે ને દરવર્ષે વધતો જશે, અને ખોટતો એકજ વખત ગઇ જે હડતાલો પડી

તેમાંની અર્ધીમાં તો માલિકો જીત્યા; પા માં હડતાલ્યા જીત્યા, અને બાકીની પા માં બન્ને વચ્ચે માંડવાળ થઇ. આ ઇતિહાસ પરથી એક સંપથી કામદાર જેવો ગરીબ વર્ગ પણ કારખાનાંના માલિક જેવા કરોડાધિપતિઓ સાથે કેટલા ઝુંબી શકે છે તે જણાઇ આવે છે. તેમજ હડતાલનું શસ્ત્ર કેટલું ભયંકર છે તે પણ જણાઇ આવે છે. હીંદુસ્તાનમાં ઔદ્યોગિક સંસ્થાઓ (કાપડની મીલો સિવાય) હજી બાલ્યાવસ્થામાં છે; તેથી આ દેશમાં નિયમિત હડતાલો પડે તો ઉદ્યોગજ પડી ભાંગે ! એ પવન આપણા કામદારોમાં હજી થોડા વર્ષ સુધી ન ફેલાય એ ઇચ્છવા જોગ છે.

---

## સ્વ. રા. રા. દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળાનું જીવનચરિત્ર.

લખનાર—એક મહારાષ્ટ્રીય પ્રાર્થનાસમાજીસ્ટ. *

( આ જીવનચરિત્ર સ્થાનિક પ્રાર્થના સમાજમાં, સ્વ. રા. દામોદરદાસના મરણ માટે શોક પ્રગટ કરવા મળેલી પ્રાર્થના સમાજની સભા પ્રસંગે વહેંચવામાં આવ્યું હતું. લેખકે પ્રાર્થના સમાજની દ્રષ્ટિથી સ્વ. સુખડવાળાનું વિવેચન કર્યું છે. એમના જીવન પર આ લેખ જેટલો પ્રકાશ પાડનારો કોઇ ગુજરાતી સ્વતંત્ર લેખ પ્રગટ થયો નથી. લેખક સ્વ. રા. દામોદરદાસને નાની વયથી ઓળખતા હોવા જોઇએ. એમ લેખ પરથી અનુમાન થાય છે, અને તેથી તેમનાં ચરિત્ર નિરૂપણમાં તેજ કારણથી વિશેષતા તથા નવીનતા જોવામાં આવે છે–તંત્રી. )

પોતાના દઢ ઉદ્યોગ, સત્યનિષ્ઠા, શાંતવૃત્તિ, પરમેશ્વરની દઢ શ્રધ્ધા, પરોપકાર વૃત્તિ, સ્વધર્માભિમાન, અસાધારણ ઉદારતા, નિરપેક્ષ લોકસેવા, પવિત્ર આચરણ, સાદી નિરભિમાન વૃત્તિ, એ સર્વ સદ્‌ગુણોવડે નાનાથી મોટા, દરિદ્રીથી ગરીબ, અને અજ્ઞાન તેમ જ જ્ઞાનવાન એ સહુને જેમણે પોતાનું જીવન આદર્શભૂત બનાવ્યું હતું તે માનનીય સમાજબંધુ દાનવીર શેઠ દામોદરદાસ ગોરધનદાસ સુખડવાળા તાઃ ૧૧ મી નવેંબર ૧૯૧૩ ને રોજ રાત્રિએ મુંબાઇમાં દેવલોક પામ્યા. આ ખેદકારક બનાવની નોંધ લેતાં દિલગીરી થાય છે. તેમની ઉમર છાસઠ વર્ષની હતી. એક અઠવાડીઆની ટુંક માંદગીમાં તેમના દેહનો અંત આવ્યો.

### ૨૧ વર્ષની વયે–૧૮૬૮ થી પ્રાર્થના સમાજીસ્ટ.

શેઠ દામોદરદાસની બાળપણ સંબંધી પુરેપૂરી માહિતી મળી નથી. જેટલી મળી છે તેટલી પણ ભરોસો મૂકવા લાયક નથી. તેમનું શિક્ષણ જૂની પદ્ધતિ પ્રમાણેનું હતું. તેમને થોડું અંગ્રેજી ભાષાનું જ્ઞાન હતું તે છતાં તેઓએ ઇંગ્લાંડ, અમેરિકા, ચીન, જાપાન વગેરે દેશોમાં મુસાફરી કરી હતી. એવું કહેવાય છે કે તેમના બાપદાદા સુખડનો વેપાર કરતા હતા અને શરૂઆતમાં તેમણે તે વેપાર જ ચલાવેલો પણ તેમાં ખોટ જવાથી રૂની

* મરાઠી ઉપરથી.

દલાલી કરવી શરૂ કરી અને તેમાં છેવટ સુધી નામના મેળવી.+ તે ગમે તેમ હોય. મુંબાઈ પ્રાર્થનાસમાજ સાથે તેમનો સંબંધ બહુ જૂનો હતો એ ધ્યાનમાં રાખવા જેવું છે. ઈ. સ. ૧૮૬૮ માં ત્યાંના પ્રથમ વાર્ષિકોત્સવને પ્રસંગે તેઓ એ સમાજના સભાસદ થયા હતા. તે વખતે તેમની વય લગભગ ૨૧-૨૨ વર્ષની હતી. તેઓ લુહાણા જ્ઞાતિના હતા. આજે પણ એ જ્ઞાતિમાં ઉદાર વિચારનો વિશેષ પ્રચાર નથી. કેટલીક બાબતમાં એ જ્ઞાતિ જો માત્ર ઘણી આગળ વધેલી છે. પરંતુ પચાસ વર્ષ પૂર્વે એ જ્ઞાતિમાં જુના વિચારનું પ્રાબલ્ય ઘણું જ હતું. પુરૂષોના શિક્ષણનો આરંભ થએલો નહોતો એટલે સ્ત્રીશિક્ષણનો તો વિચાર પણ નહોતો. મુંબાઈમાં શું ચાલે છે તેની એ જ્ઞાતિને ખબર પણ નહોતી. આવી સ્થિતિમાં, આવી પછાત પડેલી જ્ઞાતિમાંથી એક તરુણ પુરૂષ સમાજના સભાસદ શી રીતે થયા તે પ્રશ્ન સહજ ઉભો થાય છે. તેનો ઉત્તર એ છે કે શેઠ દામોદરદાસને જે થોડું ઘણું શિક્ષણ મળ્યું હતું તેના પરિણામે તેમનામાં જાગૃતિ ઉત્પન્ન થઇ હતી. તે વખતની પ્રગતિની હીલચાલને અનુકૂળ તેમની વૃત્તિ થવાથી તેઓ ૧૮૬૮ માં સમાજના સભાસદ થયા. જ્યારે તેઓ જુવાન હતા ત્યારે જાતમહેનતથી સમાજની સેવા તેમણે કરેલી છે. તેમનું શરીર મજબુત હોવાથી ઉત્સવોના પ્રસંગે ઉત્સવનું સ્થાન શણગારવાને ( તે વેળા હાલનું મુંબાઇ સમાજનું મકાન નહોતું ) શેઠ દામોદરદાસ જાતે વાંસના માંચડાપર ચડી માંજા તોરણો લટકાવવાનું કામ કરતા. સને ૧૮૬૮ થી પોતાના અંતકાળ સુધી તેઓ સમાજના સભાસદ હતા. તેમની સાથે તેમજ તેમના પછી સમાજના સભાસદો ઘણા થયા છે. તે પાછળ પડી ગયા. પરંતુ શેઠ દામોદરદાસની શ્રદ્ધા દિનપરદિન દૃઢ થઇ, તેમની ધર્મનિષ્ઠા વૃદ્ધિ પામી, તેમનું કાર્યક્ષેત્ર વિસ્તાર પામ્યું અને સર્વ પ્રાર્થનાસમાજો, નવા બ્રાહ્મણસમાજોને ભૂષણરૂપ એવું પોતાનું ચરિત્ર સેવને દૃષ્ટાંત લેવા માટે તેઓ મૂકી ગયા છે.

શેઠ દામોદરદાસ વેપારમાં ફતેહ પામ્યા તે વખત દેશાટને કરી પોતાના જ્ઞાન અને અનુભવમાં વૃદ્ધિ કરવાની પ્રબળ ઇચ્છા તેમને થઇ. ત્યાંથી પાછા ફર્યા પછી સ્વજ્ઞાતિ વાળાઓ પોતાને સતાવશે એ વિચાર તેમને નહોતો આવ્યો એમ નહીં. પરંતુ એ વિચારથી પાછા ન હઠતાં તેમણે પોતાની જ્ઞાતિના યુવકોને ઉત્તમ દાખલો લેવા યોગ્ય વર્તન કર્યું. દેશાન્તરમાં પ્રવાસ કરી પાછા આવ્યા ત્યારે તેમની જ્ઞાતિએ તેમને જ્ઞાતિ બહાર મુકવાની બીવડામણી બતાવી પરંતુ તેની તેમણે દરકાર કરી નહીં. તેમણે કહ્યું કે મને જ્ઞાતિ બહાર મુકો અગર તમારે ગમે તેટલું તમે મને સતાવો પણ હું પ્રાયશ્ચિત્ત કરનાર નથી. જો મે કંઇ અયોગ્ય કર્યું ન હોય તો પ્રાયશ્ચિત કરવાનો વિચાર મારે શું કરવા કરવો જોઇએ ? અને જો મેં કાંઇ અયોગ્ય કર્યું હોય તો આ પ્રાયશ્ચિતથી મારી શુદ્ધિ કેવી રીતે થશે ? આ વિચાર મનમાં લાવી, તેમણે પોતાનો દૃઢતાપૂર્ણ સ્વભાવ તે પ્રસંગે પ્રકટ કર્યો. તે વખતે તેનું પરિણામ કાંઇ જાણવા જેવું આવ્યું નહીં એ વાત ખરી છે. જ્ઞાતિવાળાઓએ તેમને નાત બહાર મૂક્યા અને તેઓ નાત બહાર રહ્યા. પરંતુ પાછળથી તે લોકોને પોતાનું અવિચારી કૃત્ય લક્ષમાં આવ્યું અને ધીમે ધીમે તેઓએ તેમની સાથે

+ મુંબઇની પ્રસિદ્ધ રૂની વેપારી પેઢી મેસર્સ નારાણદાસ રાજારામની કં. માં વગરપગાર ટ્રેનીંગ એજન્ટ તરીકે કેટલોકકાળ નોકરી કરી હતી. તે પછી સ્વતંત્ર ધંધો કર્યો—તંત્રી.

વ્યવહાર શરૂ કર્યો અને પોતાની જ્ઞાતિના તે આગેવાન બન્યા. સ્વજ્ઞાતિમાં એમનું એટલું વજન હતું કે તેમની મહાજનની વાડીમાં એકવાર પ્રાર્થનાસમાજનું પ્રીતિભોજન થયું. તે વેળા તેમાં મુસલમાન, અસ્પૃશ્ય અને યુરોપીઅન વ્યક્તિઓ સામેલ હોવા છતાં એ મહાજન વાડી વટલાઇ નહીં. જમવાનાં વાસણ વટલાયાં નહીં. અને જમનારા તેમજ પીરસનારાપર જ્ઞાતિબહિષ્કારનાં શસ્ત્ર ઉગામાયાં નહીં ! એક ધનાઢ્ય આગેવાનની દ્રઢતા અને ચીવટપણાનું કદાપિ આ સર્વ પરિણામ હશે.

## દાનવીરતા.

શેઠ દામોદરદાસે પોતાનું નામ અમર કર્યું છે તે તેમની અસાધારણ દાનવીરતાને લીધે છે. વેપારમાં ધનાઢ્ય તો ઘણા માણસો થાય છે અને ધન માટેની તેમની તૃષ્ણા આખર સુધી છૂટતી નથી. શેઠ દામોદરદાસ પાસે પણ ધન હતું પરંતુ તે પોતાને માટે નહોતું. પોતાની ઉત્તર વયમાં ધંધો કરવાની તેમને કાંઇ જરૂર નહોતી. તેમની પોતાની રહેણી અત્યંત સાદી હતી અને જરૂરીઆતો બહુ થોડી હતી. પરંતુ તેઓ અન્યને માટે મહેનત કરતા. પોતે ધન કમાઇ બીજાનું હિત કરવું એ તેમનું લક્ષ્ય હતું. અને તે લક્ષ્ય ધ્યાનમાં રાખી પોતાના દ્રવ્યનો ઉપયોગ તેમણે કર્યો છે. એ રીતે આજ સુધી તેમણે લાખો રૂપીઆનું દાનધર્મ કર્યું છે. જૂના મત અનુસાર જ્ઞાતિભોજન અગર બ્રહ્મભોજન કરવામાં તેમણે પોતાના ધનનો વ્યય કર્યો નથી. પરંતુ ઉપયોગી સંસ્થાઓ, ઉપયોગી કાર્યો, દેશ હિતકારી માણસો એ સર્વ માટે પોતાનું ધન છે એમ માની તે સર્વમાં તેઓ પૈસા ખર્ચતા. લોક ધારતા એટલા ધનવાન ખરી રીતે તેઓ નહોતા. એમનાથી ઘણા વધારે શ્રીમંત લોક મુંબાઇમાં છે. શેઠ દામોદરદાસે દાનધર્મમાં કેટલા લાખ રૂપીઆ વાપર્યા છે તે કહી શકાતું નથી. પરંતુ પોતે મુખથી કોઇ વાર તે કહ્યું હોય એવું જાણવામાં નથી ! તેમણે કરેલાં દાનનું સ્વરૂપ દિગ્દર્શન કરાવવા અહીં યત્ન કર્યો છે.

## મફત લાઇબ્રેરીઓની સ્થાપના.

દેશપરદેશ મુસાફરી કરતાં તેમના ધ્યાનમાં એક વાત ખાસ કરીને આવી હતી. તે એ કે આપણે શક્તિ અનુસાર જ્ઞાનનો પ્રસાર કરવા સારૂ પ્રયત્ન કરવો જોઇએ. મફત વાંચવાની લાઇબ્રેરીઓ સ્થાપવી એ જ્ઞાનપ્રસારણનો ઉત્તમ માર્ગ છે એ લક્ષમાં રાખી પ્રવાસથી પાછા ફરી એ કામ ઉપર તે મંડયા. એક વાત કરવી એમ નિશ્ચય કર્યા પછી તે કામ થતા સુધી સ્વસ્થ બેસવું નહીં એવી ટેવ તેઓને હતી. તેમણે પ્રથમ કોટમાં ( મુંબાઇમાં ) Peoples Free Reading Room and Library એ સંસ્થા સ્થાપી. એટલું કરીનેજ અટક્યા નહીં તે પછી જગેજગ એવી લાઇબ્રેરીઓ સ્થાપી. મુંબાઇ પ્રાર્થનાસમાજની ડા. ભાંડારકર લાઇબ્રેરી એમની ઉદારતાનેજ આભારી છે. દસ બાર લાઇબ્રેરીઓ એમણે સ્થાપી છે અને હજી બીજી કેટલીક સ્થાપવાનો તેમનો ઇરાદો હતો. આ સર્વમાં કોટની લાઇબ્રેરી શ્રેષ્ઠ છે. ચાર લાખ રૂપીઆ ખરચી તેને માટે મોટી ઇમારત તેમણે થોડા વખત ઉપરજ ખરીદી છે અને તેમાં કે. આર. કામાના નામની સંસ્થાનો એક લાખ રૂપીઆ આપી સમાવેશ કરવાનો છે. એ લાઇબ્રેરીને મુંબાઇ શહેરના ભૂષણરૂપ બનાવવાની તેમની ખાયશ હતી જે તેમના ટ્રસ્ટીઓ પાર પાડશે એવી આશા છે.

### આશ્રમ, સેમીનરી તથા સાર્વજનિક પુસ્તકાલયો.

રાજા રામમોહન રાય માટે શેઠ દામોદરદાસને અતીવ માનવૃત્તિ હતી. આધુનિક હિંદુસ્તાનના તે પિતા હતા એમ પોતે માનતા અને દેશમાં ચાલી રહેલી સર્વ જાગૃતિઓનું બીજ રોપનાર રાજા રામમોહનરાય હતા એમ તેઓ ખાતરી પૂર્વક માનતા. મુંબાઇ પ્રાર્થનાસમાજ જોડે એ મહાપુરૂષનું નામ જોડવાની ઇચ્છાથી રાજા રામ મોહનરાય આશ્રમનું મકાન તેમણે સમાજને બંધાવી આપ્યું અને તેના ખરચ સારૂ સમાજને જૂદી નાણાંની રકમ આપી. પરગામથી જનાર સમાજબંધુઓને ઉતરવા માટે સાધન નહોતું તે ખોટ આ મકાનથી પુરી પડી છે. બ્રિસ્ટલ ખાતે રાજારામ મોહનરાયની સમાધિ શેઠ દામોદરદાસે બંધાવી આપી છે. કલકત્તામાં રાજા રામ મોહનરાય લાઇબ્રેરી હમણાંજ સ્થાપી છે. તેને માટે તેમણે નાણાંની મોટી રકમ કાઢી આપી છે. રાજા રામ મોહનરાય માટે તેમનો પૂજ્યભાવ એટલો બધો હતો કે તે પ્રદર્શિત કરવાનો પ્રસંગ આવ્યે કદાપિ પાછા પડ્યા નથી.

રાજા રામ મોહનરાયની પેઠે મી. દાદાભાઇ નવરોજી માટે પણ તેમને ઘણો આદરભાવ હતો. દાદાભાઇ નવરોજીના નામની ગરીબ છોકરા માટે શાળા ( seminary ) નું તેમણે મકાન બંધાવી આપ્યું છે અને તેની સાથે એક નાનું પુસ્તકાલય પણ સ્થાપ્યું છે. દાદાભાઈ નવરોજી ઇંગ્લાંડમાં હતા ત્યારે ત્યાં સર્વ પ્રકારની હીલચાલ યોગ્ય રીતે ચાલે તે માટે શેઠ દામોદરદાસ તરફથી મોટી સહાયતા તેમને પ્રતિ માસે મળતી.

અસ્પૃશ્ય વર્ગના ઉદ્ધાર માટે આજકાલ પ્રયાસ ચાલુ થાય છે. હાલમાં તે બાબતમાં ઘણી જાગૃતિ જોવામાં આવે છે. એ સર્વનું મોટે ભાગે માન સ્વ. શેઠ દામોદરદાસને ઘટે છે. અસ્પૃશ્ય વર્ગના લોકો સ્વતંત્ર ઉદ્યોગ કરી શકે તે માટે મોટી રકમ તેમણે શરૂઆતમાં ખુશી સાથે કાઢી આપી હતી અને તે રકમથી એ વર્ગની ઉન્નતિ માટેના મિશનની સ્થાપના થઈ હતી. તે મિશનને તેમણે અનેકવાર દ્રવ્ય આપી તેના પ્રચારકોને ઉત્તેજન આપ્યું છે. અસ્પૃશ્ય વર્ગ માટે તેમની લાગણી બહુ તીવ્ર હતી, એ વર્ગના લોકોની ધાર્મિક ઉન્નતિ જોઇ પોતે ઘણો આનંદ પામતા.

શેઠ દામોદરદાસે સૌથી વધારે સખાવત સાર્વજનિક પુસ્તકાલયો માટે કરી છે. તેથી કાંઇક જ ઓછી સહાયતા બ્રાહ્મસમાજને કરી છે. બ્રાહ્મ ધર્મનો પ્રચાર કરવો જોઇએ; ધર્મ પ્રચારકો સર્વત્ર મોકલી નાનાં ગામડાંમાં એ ધર્મ સબંધી જ્ઞાન ફેલાવવું જોઇએ; જેઓએ એ ધર્મ સ્વીકાર્યો હોય તેમણે પોતાના ઉદાહરણથી એ ધર્મ માટે માનવૃત્તિ ઉત્પન્ન કરવી જોઇએ; તેમના પોતાના કુટુંબમાં ભક્તિભાવ થવો જોઇએ; હરરોજ ભજન, પ્રાર્થના, ઉપાસના એ સર્વમાં તેમને રસ પડવો જોઇએ. આ બધી બાબતોમાં ધર્મપ્રચારકોએ ઉત્તમ દ્રષ્ટાંત દર્શાવવું જોઇએ. એવા બ્રાહ્મ મિશનરીઓ પાસે ધર્મપ્રસારણનું કામ કરાવવું એવી એમની મોટી ઇચ્છા હતી તેથી તેમણે સાધારણ બ્રાહ્મસમાજના તે વખતના અધ્યક્ષ તથા આગેવાન પ્રચારક પંડિત શિવનાથ શાસ્ત્રીને બે વર્ષ પર પત્ર લખી જણાવ્યું હતું કે પ્રતિ વર્ષે પચીસ હજાર રૂપીઆ મોકલી એક લાખ રૂપીઆની રકમ હું તમારે સ્વાધીન કરવા માગું છું. તે રકમ પૂરી ભરાયે એ સંબંધી શરતો નક્કી કરીશ. તે મુજબ તેમણે પચાસ

હજાર રૂપીઆ ત્યાં મોકલ્યા છે અને બાકીની રકમ થોડા વખતમાં પૂરી કરી તેની શરતોની વ્યવસ્થા કરવાની હતી પરંતુ અધવચ તેમનો કાળ થયો.

આ પ્રમાણે પોતાની સંપત્તિનો જે વ્યય તેમણે કર્યો છે તે સર્વ ગણવા બેસતાં પુસ્તક ભરાય તેમ છે. કોઇ પણ સારૂં પુસ્તક જાણવામાં આવે કે શેઠ દામોદરદાસ તેને મદદ કરવામાં ચૂકે નહીં. કોઇ સારી સંસ્થા છે એમ ખબર પડે કે તેને સહાયતા કરી પોતાની પસંદગી દર્શાવેજ. હાલમાં મુંબાઇમાં ફરતી લાઇબ્રેરીઓ જે સુકાર્ય કરે છે તેનો પ્રારંભ શેઠ દામોદરદાસના ઉદાર આશ્રયથી થયો હતો. અનેક શાળાઓ, બાળકો, ગરીબ કુટુંબો અને પૈસાની તંગીવાળા ગૃહસ્થોને એમની મદદ હતી. પોતાની નામના થાય, મોટાઇ વધે, પોતાને માનમરતબો મળે એ ધારણાથી તેમણે દાન કર્યું નથી. તેમનું દાન ગુપ્ત હતું. દક્ષિણ આફ્રિકાની લડાઇ વખતે ઘાયલ થએલાઓની સારવાર કરવા માટે તેમણે બે હિંદુ દાક્તરોને ત્યાં મોકલ્યા હતા. પરંતુ તે બાબત ઘોંઘાટ કર્યો નહોતો કે વર્તમાનપત્રમાં તેનાં બણગાં ફુંકાવ્યાં નહોતાં. છેક અંતની ઘડી સુધી તેમણે દાન કર્યું છે. મૃત્યુના ચાર દિવસ પહેલાં દક્ષિણ આફ્રિકાના ફંડમાં પચાસો રૂપીઆ તેમણે ભરી આપ્યા હતા. ઇશ્વરે ધનસંપત્તિ આપી છે તે તેનાં પ્રિય કાર્યોમાં વાપરવી એ દૃષ્ટિ સતત રાખી તેમણે પોતાનું દ્રવ્ય વાપર્યું છે.

## સાદાઇ—યુવકોને પ્રોત્સાહન.

શેઠ દામોદરદાસના કેટલાક ગુણ લક્ષમાં લેવા યોગ્ય છે. તેમાં સૌથી પ્રથમ તો તેમની સાદાઇ છે. આટલા પૈસા કમાવા છતાં જે વેળા તેટલી કમાઇ નહોતી તે વખત જેવી જ તેમની સાદાઇ છેવટ સુધી હતી. તેમનો દૃઢ સ્વભાવ અને પ્રમાણિકપણું એ બે ગુણને લીધે તેમની શાખ વેપારી વર્ગમાં શ્રેષ્ઠ હતી. જે કંપનીઓ તરફથી તેઓ દલાલીનું કામ કરતા તેમને તેમનો પૂર્ણ વિશ્વાસ હતો અને દામોદરદાસ જે કરશે તે કંપનીના હિતનુંજ હશે એવી તેમને ખાતરી હતી. ધર્મ પરની તેમની આસ્થા જેવી તેવી નહોતી. તેઓ વક્તા કે લેખક નહોતા. જ્યારે સુબોધપત્રિકા શરૂ થયું ત્યારે તેમાં ગુજરાતી ભાગ આવતો તેની વ્યવસ્થા તેઓ રાખતા અને શરૂઆતમાં ગએલી ખોટ પણ તેમણેજ પૂરી કરેલી. સમાજમાં કોઇ કોઇ વાર તેમણે ઉપાસના ચલાવેલી. નિત્ય ભજન અને પ્રાર્થના કરવાના નિયમનો તેમણે કદી ભંગ કર્યો નહોતો. તેમને ધર્મપર તથા ઇશ્વરપર અચળ નિષ્ઠા હતી. અને તેને લીધેજ તેમનું દાનવીરપણું ઉદ્ભવ પામ્યું હતું. સમાજના યુવક વર્ગ તરફ શેઠ દામોદરદાસ ખાસ ધ્યાન રાખતા. યુવકો આગળ આવે, સમાજનાં કામ ઉત્સાહથી કરે, તેમના આચારવિચાર સમાન બને, તેઓ સમાજનો ધર્મ તેમના કુટુંબમાં દાખલ કરે, સ્ત્રીઓ આગળ આવે, તેઓ સમાજ મંદિરમાં સંગીત ચલાવે, તેઓ પોતાના ઘરે ગર્વ ધરાવે એવી તેઓ ઇચ્છા રાખતા. સમાજનો તરુણ વર્ગ સમાજનું કાર્ય એક નિષ્ઠાથી કરે છે એમ જ્યારે તેમને ખબર પડતી ત્યારે તેમના મનને સંતોષ થતો. તરુણ મંડળમાંથી કોઇ ઉપાસના ચલાવે અગર કાળજીથી તૈયારી કરી વ્યાખ્યાન આપે તો તેથી તેમને આનંદ થતો અને તેમ કરનારને પોતે અભિનંદન આપી ઉત્તેજન આપતા. સામાજીક, રાજકીય, કેળવણી સંબંધી, તથા ઉદ્યોગ સંબંધી તેમના વિચાર આગળ વધેલા હતા. વિધવાવિવાહ, સ્ત્રીશિક્ષણ, પરદેશગમન, મોટી ઉમરે લગ્ન, જાતિભેદનું ખંડન, પ્રાયશ્ચિત્તની નિરર્થકતા, રાજકીય સુધારણા, વિચાર સ્વતંત્ર્ય ઇત્યાદિ સર્વ બાબતો સંબંધે તેમના

## સાયન્સ, (વિજ્ઞાન) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો, તથા વિચારો (સટીક).

### ૭ ધુમસની પીડા ટાળવાની એક મહાન યોજના.

પશ્ચિમમાં ધુમસ એક મહાન ઉપદ્રવ છે. તેનાથી દરીયામાં પાસેપાસેનાં વહાણો પણ દિવસો સુધી બિલકુલ દેખાઇ શકતાં નથી અને તેની ગતિ અથડાવાના ભયથી એકદમ મંદ કરવી પડે છે. અને અથડાવાના બનાવો પણ જેટલા ધુમ્મસના પ્રતાપથી થાય છે તેટલા બીજા કોઇ કારણથી થતા નહીં હોય. ગમે તેટલા પ્રચંડ દીવા પણ એ ધુમસનાં પડ આગળ ઝાંખા થઇ જાય છે. રસ્તે પણ વટેમાર્ગુને કાંઇ સુઝતું નથી. લંડન અને પેરીસ બન્ને એ રોગથી સરખા પીડાય છે. આ ધુમસનું કારણ ફ્રેંચ સાયંટીસ્ટ મોસ્યુ ઓડેરીયોએ એવું શોધી કાઢયું છે કે, પેરીસની રોન તથા શેન નદીઓમાંથી જે પુષ્કળ વરાળ નીકળે છે તે ધુમસરૂપે રાતના પાછી આવે છે. લંડનની ધુમસનું કારણ ટેમ્સ નદીની વરાળ છે. અત્યાર સુધી તો ધુમ્મસ થવામાં થયા પછીજ તેના ઉપાય યોજવાની ચિંતા કરવામાં આવતી. પરંતુ મોં. ઓડેરીઓ તો તે થતીજ અટકાવવાની સૂચના કરેછે. એવી રીતે કે નદીમાં વરાળજ થતી અટકાવવી. તે અર્થે તે એવી સૂચના કરે છે કે, આખી નદી પર તેલનું એક એટલું જાડું પડ પાથરી દેવું, કે જેથી વરાળ ઉઠી શકેજ નહીં. આ પડ કેમ પાથરવું તેનો ઉપાય તે એવો બતાવે છે કે, વહાણના સઢ જેવાં કપડાનાં બોયાં નદીના જુદા જુદા ભાગોમાં તરતાં નાંખવાં. તે બોયાંમાં રૂનો ડુચો ભરવો અને એ રૂને તેલથી ખૂબ ભીંજવવું. બોયાંમાંથી આ પ્રમાણે નિરંતર તેલ છુટયા કરશે, અને ધીમે ધીમે તેલ સર્વત્ર પથરાઇ જશે. ધુમસને દૂર કરવા 'ફોગસિગ્નલ' ની જે સૂચના કરવામાં આવે છે તે કરતાં આ સો ગણી સારી સૂચના છે એમ તેના યોજક છાતી ઠોકીને કહે છે. યોજકે અસલ બુદ્ધિનો સારો ઉપયોગ કર્યો છે.

**કીડીની ક્રિયાઓ પ્રત્યક્ષ જોવાની યુક્તિ**—કીડીની જુદી જુદી જાતોની રહેણી કરણીનો અભ્યાસ કરવામાં મરહુમ લોર્ડ આવબરીએ બરોબર બાર વર્ષ ગાળ્યાં હતાં અને પોતાની વાડીમાં તેમનાં સંસ્થાનો વસાવ્યાં હતાં. તે વિષે તેમણે એક પુસ્તક પણ લખ્યું છે. પરંતુ પુસ્તકથી પ્રત્યક્ષ જેટલી ખાતરી નથી. પણ કીડીની રહેણીકરણી પ્રત્યક્ષ કરવી અશક્ય છે કેમકે તે તો ભોંય તળીયે અંધારામાં રહે છે. લંડનની ઝો-ઓલોજીકલ વાડીમાં આ સંબંધી એક વિચિત્ર યુક્તિ કરી છે. પારદર્શક કાચનો તેમાં પૂરો ઉપયોગ કરવામાં આવ્યો છે. એક ધાતુના પાત્રમાં કીડીઓનું સંસ્થાન વસાવ્યું છે. તેના મૂળ આફ્રીકા દેશથી તે અહીં લાવવામાં આવી છે. તેનું કાચની એક નળી સાથે જોડાણ કર્યું છે, જેને બીજે છેડે પાણીના રચેલી ખાઇની વચમાં અમુક વૃક્ષ કે જેનો રસ કીડીઓને પ્રિય છે તે રોપી દીધો છે. ત્યાંથી પાછી નળી આગળ જાય છે ને ત્રીજી જગ્યાએ એક પાળીમાં જે ચીજો વડે કીડીઓ તેનાં બચ્ચાંઓને ઉછેરે છે તે મુકી હોય છે. જુદે જુદે સ્થળે તેમને શિકાર કરવાનું ખાવાનું મુકવામાં આવ્યું છે. ટુંકમાં કીડીઓને ભોંયની નીચેને બદલે ઉપર અને કાચમાં

રહેવાની સોઇ કરી આપવામાં આવી છે. તેમને ખબર નહીં પડે કે હમે જુદે સ્થળે રહીએ છીએ. ઉપરથી કાચમાંથી સંધું જોઇ શકાય છે. મુંબઇમાં નવા થનારા મ્યુઝીયમમાં આવી આવી ચીજોનીજ ખાસ જરૂર છે. થોડા સિંહ વાઘો ઓછા હોય તો ચાલશે. જોવાની જડ ચીજો કરતાં આવાં સંસ્થાનો જોવાથી અતિ વિશેષ જ્ઞાન તેમજ આનંદ પ્રાપ્ત થાય છે.

**ગાયન વાદન કલોરોફોર્મ તરીકે !**—વ્હાડકાપ કરતી વખતે દુઃખ ન લાગે, તે સારૂ શસ્ત્રવૈદ્યો કલોરોફોર્મનો ઉપયોગ કરે છે. તેથી દરદીનું મગજ બેભાન થાય છે. તેમજ કોકેન લગાડવાથી પણ ઇંદ્રિયનો તેટલો ભાગ બ્હેર મારી જાય છે. પરંતુ બેભાન કરનારી દવાઓ અને ખાસ કરીને કલોરોફોર્મ જો દરદીનું હૃદય નબળું હોય તો કામ આવતી નથી, કેમકે તેથી તે એકદમ વધારે નબળું પડી જાય છે. તેવા સંજોગોમાં પાઉકીપસી ( અમરીકા) ખાતેના એક ડૉક્ટર જૉન બેસીને ગાયન અથવા વાદિત્રનો પ્રયોગ કર્યો હતો. ૧૪ વર્ષના એક છોકરાની ધોરી નસ ઉઘાડવાનો પ્રસંગ પડવાથી તેણે એક છોકરીને તેને આવડતું સૌથી સુંદર ગીત વાજીંત્ર સાથે ગાવા કહ્યું. દરદી વ્હાડકાપ દરમીયાન તે સાંભળવામાં એટલો લીન થઇ ગયો કે વ્હાડકાપની વેદના નહીં જેવી લાગી અને વ્હાડકાપ ફતેહમંદીથી થયું. ડૉ. બેસીન તરફથી આ પૂર્વે એક વર્ષ પર પણ આવોજ અખતરો ફતેહમંદી સાથે બીજા માણસ પર કરવામાં આવ્યો હતો.

## વિશ્વવિખ્યાત
## આતંકનિગ્રહ ઔષધાલય.

( લાખો રોગીઓને મૃત્યુનાં મુખમાંથી છો- ડાવીને દીર્ઘાયુ તથા બળવાન બનાવનારાં અમૃત- મય ઔષધોનો પૂર્ણ પ્રચાર કરવાથી સમગ્ર જગતના પરમમિત્ર રૂપ ) નાં અમૂલ્ય રત્નો.

### તંદુરસ્તી અને તાકાત, સઘળાં સુખ અને સંપત્તિનું શ્રેષ્ઠ સાધન
### આતંકનિગ્રહ ગોળીઓ.

કોઈપણ રોગથી, કામધંધાના અસહ્ય બોજા- થી અથવા અણસમજને લીધે કરેલી ભૂલોથી જીંદગીને નકામી કરી દેનારી શારીરિક નબળાઇને દૂર કરે છે. અને શરીરના તમામ અવયવોને તંદુરસ્તી તથા તાકાતનો પૂરતો લાભ આપે છે. વૈદ્યો, ડાક્ટરો અને સારાસાર સમજી શકનારા ઘણા કુશળ માણસો તરફથી જથ્થાબંધ સર્ટિ- ફીકેટો એ ગોળીઓની ફત્તેહનો મજબુત પુરાવો છે.

**કિંમત—ગોળી ૩૨ ની ડબી ૧ નો રૂ. ૧**

### સહસ્રપુટી અભ્રક ભસ્મ.

આ ભસ્મનો નિત્ય ઉપયોગ કરવામાં આવે તો જુવાની કદી જતી નથી, શરીર દ્રઢ થાય છે અને કોઢ, પાંડુરોગ, સોજાનાં દરદો, ક્ષયનું દરદ તથા નપુંસકપણાનો નાશ થાય છે.

સવારસાંજ જમ્યા પહેલાં પાંપા આનીભાર ઘી સાકર અથવા મધની સાથે ચાટી, ઉપર થોડું દૂધ પીવું. ખાસ પ્રસંગમાં જરૂરની વિશેષ વિગત દવા મોકલતી વખતે જણાવવામાં આવે છે.

**કિંમત—તોલા ૧ ના રૂ. ૫૦ ) પચાસ.**

ગયેલા પુરૂષત્વને પાછું લાવી આપનાર

### વાજીકરણ તેલ.

આ તેલ લગાવવાથી ગયેલી પુરૂષ શક્તિ પાછી મળેછે. આ અપૂર્વ ચમત્કારિક ઇલાજ પહેલેજ દિવસે પોતાનો ફાયદો બતાવે છે, ને હમેશ માટે ટકી રહે છે.

સુખ અને સંતતિથી નિરાશ થયેલાઓને માટે તે એક મોહોટા આશીર્વાદ સમાન છે.

**કિંમત—તોલા ૦ાા ની બાટલી ૧ ના રૂપિયા ૫ પાંચ.**

### અપુર્વ સાહિત્ય.
### મુક્તા.

સંસ્કૃત કાદમ્બરીનું સ્મરણ કરાવનારી વર્ણન શૈલીથી સુશોભિત, રસ, ચમત્કાર અને વાર્તાની અપૂર્વ ગોઠવણથી અલૌકિક આનંદ આપનાર તથા અનેક ઉપયોગી વિષયોનું જ્ઞાન આપનાર એક સુંદર નોવેલ.

ડેમી આઠ પેજી ૫૭ ફોર્મ કિંમત રૂ. ૩ ત્રણ

વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી,
જામનગર—કાઠિયાવાડ.

ભયંકર ભૂલોથી બચવાનાર શરીરરક્ષાના માર્ગ બતાવનાર

### કામશાસ્ત્ર વાંચો.

વગર પોસ્ટેજે જે કોઇ મંગાવે તેને ...

બ્રાંચ મુંબઇ— કાલબાદેવી રોડ

**વૈદ્યશાસ્ત્રી મણિશંકર ગોવિંદજી.**
જામનગર-કાઠીઆવાડ




सुविज्ञानं चिकितुषे जनाय सच्चासच्च वचसी पस्पृधाते ।
तयोर्यत्सत्यं यतरदृजीयस्तदित्सोमोऽवति हन्त्यसत् ॥ ऋग्वेद, ७-१०४-१२

અર્થ:—( चिकितुषे ) જ્ઞાની ( जनाय ) જનને માટે; એ ( सुविज्ञानम् ) જાણવા જોગ છે કે, ( सत्+च, असत्+च ) સત્ અને અસત્ ( वचसी ) વચનો ( पस्पृधाते ) પરસ્પર એક બીજાને દબાવવાની સ્પર્ધા કરે છે; પરંતુ, ( तयोः ) તે બેમાંથી, ( यत्+सत्यम् ) જે સત્ય છે, ( यतरत् ) એ બેમાં જે ( ऋजीयः ) ઋજુ અકુટિલ છે ( तद्+यत् ) તેનુંજ ( सोमः ) પરમાત્મા ( अवति ) રક્ષણ કરે છે, તથા ( असत्+आ+हन्ति ) જે અસત્યજ છે તેનું હનન કરે છે.

પુસ્તક ૨ જું. ] એપ્રીલ, સન ૧૯૧૪. અંક ૧૦ મો.

## એક અનુભવ.

ક્યાં, એ મહાત્મન્
ક્યાં હું ભિક્ષુક જન,
ક્યાં એ આશાઓનાં ઉડવાં
અને ક્યાં મ્હારી, નીમ્નપ્રાન્તમાં ભમતી,
લગીર શક્તિથી મદમત્ત બનતી
ક્ષણભર રહતી, દીર્ઘરહિત લઘુદૃષ્ટિઓ.
બાલ્ય જીવનના ઉન્મત્ત અપરિપક્વ વિચારો,
અમુક દિશામાં અધુરે પહોંચતી વિચારસરણિઓ
અને સાધુતાની ભૂખી મહાત્માની દૃષ્ટિઓ
ક્યારેક ક્યાંઇક નવું અને ચળકતું દેખે
ત્યાં લોભાય તો ખરી હો ?
એ ચળકાટને ઉત્તેજવા અને પ્રભુબળ પોષવા–
આમ મહાત્માઓ મોહાતા હશે ?
આશાઓનું નિરાશામાં પલટાવું,
ઉત્સાહનું મંદ પડવું અને દુર્ગમનમાં

સ્મરણનો થવાં, એ માનવ જીવનનો —
આગળ વધવાનો, વિચારવાનો,
સૃષ્ટિને નિર્ભય માર્ગ બતાવવાનો—
મોહનમંત્ર છે.

**શાપ કોના નથી થતા દેવ?**
૭ દોષમાં મેં નિમજ્જન કર્યું હોય કે ન્હોય,
પરન્તુ, મહાત્મન્, એ આપની
આવિર્ભૂત નેત્ર કલિકાઓ,
મ્હારી–આગીઆની–આગનામી આગમાં
અંજાઇ ગએલી હો!
નિઃસત્વ હું છું. આત્મન્યપ્રત્યયં આ નથી દેવ,
આ તો અશક્તિનું જ મૃગજળ છે,
એ ન્હોય આવિર્ભૂતત્વનું જળઃ પણ
**દયા કરીએ તો દેવ, સહવું પડે છે.**
ભરત મહારાજને મૃગ માટે જ પુનરવતાર હતો.
આપનાં ઉર્ધ્વગમન વખતે આપે નીમ્નદૃષ્ટિ કરી,
તો આ ખદ્યોત પશ્ચાત્સારણ કરતો દૃષ્ટિએ પડયો;
દેવ એ આગ નામી આગ જોવામાં
આપને મોહ જ હતો, સત્ત્વ કે સત્ય નહિઃ
અને તેને (મને) ઉચ્ચ માર્ગે ઉરાડવા પ્રયત્ન કર્યો;
પણ સર્વાંશે તે સફળ ન થયા મહારાજ,
નિષ્ફળતા આપને અમુક અંશે સંપૂર્ણ કરશે.
પરંતુ હું કું એક રીત્યા પાપી છું,
મ્હારા કરતાં અધિક અધિકારીઓ એ કૃપાને પામ્યા હોત
તો ઘણું કરત, અને આપનાં કિંચિન્નીમ્ન ગમન
અને નીમ્ન દૃષ્ટિને સાફલ્ય પમાડત.
વિવેકાવિવેકદૃષ્ટિશૂન્ય હું
આપને અદ્યાપર્યંત સ્હમજી ન શક્યો.
મ્હારો ચળકાટ. મ્હારી એ આગ,
કંઇનું કૈં સુઝાડતી, અને કૈંનું કૈં મનાવતી.
**અપૂર્ણ પાત્રમાં દેવ, વધારે ન સમાય.**
મ્હારા પર કરેલો અનુગ્રહ
મ્હને કૈં ને કૈં રસ્તે દોરી જતો
હું ઉર્ધ્વગામી છું એમ હું સ્હમજતો;
અને થોડું ગમન પણ કર્યું,

પરંતુ આ હીકરું
ઉંચેની પાતળી હવામાં વધારે વખત ટકી શકે નહિ.
**સર્વને હદ હોય છે સ્વામિન્.**

આપ પર મ્હને સ્નેહ થયો;
એ સ્નેહમાં મોહે સ્નેહવૃદ્ધિ કરી, અને મેં
તમને નીચા માની, સ્નેહનું મૈત્રીમાં રૂપાન્તર કર્યું.

સ્નેહ અને સખ્ય અનવલક્ષ્ય થયાં,
જડાયાં, અભેદ પામ્યાં;
પણ સ્વભાવ તો ભિન્ન જ રહ્યા.

કુદરતની એ બક્ષીસોમાં સંસ્કાર બહુ ભેદ ન પાડે.
આપનું નૈસર્ગિક સતત ગતિથી ઉર્ધ્વગમન,
મ્હારૂં આપને, હવાનું પાતળાપણું વધતું જતું હોવાથી,
*નીચે થતું દબાણ—એ બન્ને, એક બીજાનાં*
વિરોધક પ્રકૃતિમાન્ થયાં.

હું ઘણી વખત માનતો કે હું તમને
નકામો છું—ભારરૂપ છું,—હું કહેતો પણ ખરો—
છતાં એ સહચારી થવાની
ઉચ્ચ આશાને અભિલાષતો—પ્રયત્ન પણ કરતો.
તે મારાથી બન્યું જ નહિ. પાણી પરખાઇ આવ્યું.

મ્હારાં વચનો તમને ક્યારેક જુઠ્ઠાં ભાસતાં,
તો ક્યારેક પ્રયત્ન આશાઓનાં દર્શન કરાવતો.
પરંતુ **હીરાને** સરાણે ઘસવાથી પાણી ચડે,
કાચ તો ઘસાવાથી વધારે ખરાબ થાય.

સ્નેહ અને મૈત્રીમાં મને આનંદ રહેતો,
અને એ આનંદ, મને ઘણી વખત
મ્હારા અધિકારની બહારનો દેખાતો

ઉદારાત્માની મનોભાવના—દૃષ્ટિ—અને—દૃષ્ટિ વિશાલતા,
નીરખી મને એક ઉત્તમ મિત્ર માટે અભિમાન રહેતું,
પણ વિવેકદૃષ્ટિના ચળકારાએ એ સખ્યને
આત્મયોગ્યતાથી ઉંચે ગણી, પૂજ્ય બનાવી,
મ્હારામાં આપ પ્રતિ પૂજ્યભાવ પ્રેર્યો.

**સ્નેહ છે. ક્ષતિ તેને ન્હોય.**
મૈત્રી ઘસાય છે, પણ પૂજ્યભાવ પામરે છે.
તે ક્રિયવર્ગોની વચ્ચે ઉદ્‌ભવતા નવ મુકલોમાંથી.

ઇષ્ટ છે તમને અને મને દેવ,
અને એમ જણાય છે, કે આપણી
મૈત્રી નિર્મૂલક બને, અને મ્હારે તે સ્થાને
પૂજ્યભાવ અને સ્નેહને સ્થાપવો.
અને સમય અને સ્વજના સંયોગે એમાં તેલીપૂર્ણી કરવો.

મ્હારા તરફથી તમને આધાર હતો નહિ,
છે નહિ અને હશે પણ નહિ.
હું ભારે છું, મૂઢ છું, લાગણીશૂન્ય બધિર છું,
ક્ષણિક છું. મ્હારામાં ચૈતન્ય નથી, ચિત્ત નથી,
શક્તિ નથી, તેજ નથી, બુદ્ધિ નથી, ભાવના નથી,
અને આપની સામગ્રીમાં જેમ જોઇએ તેમ,
વૃદ્ધિ કરે એવું એક પણ દ્રવ્ય નથી.

હું અંધ છું દોરનારને પણ વખતે ભારે પડું એમ છું.
વખતે દોરનારને અબાધક પણ થઇ શકું છું.
નેતાને નિરાશા આપવી એ મુને
અજ્ઞાતસ્વધર્મને ટેવ પડી ગઇ છે.
છતાં એ જે કર્તવ્યો મ્હારા હૃદયમાં આપે રોપ્યાં છે,
તેને અદા કરવામાં સ્હમજું છું મ્હારૂં સર્વસ્વ;
અને એ પ્રમાણે આચરી
મેળવીશ આત્મસંતોષને

સ્વગતિને અનવકુણ્ઠિત કરો હવે, મોહાવ નહિ,
રસ્તો વિશાળ હશે, ઘણા પાન્થો મળશે રસ્તામાં,
સહચાર સાધશો એ ઉર્ધ્વ ઉડ્ડયનોમાં,
અને ઉંચે રહી મને દર્શાવશો
એ સહચારનું અપ્રમેય આકર્ષક સામર્થ્ય
અને હું પણ અહિંથી કુર્મગતિએ
અનુસરી ભગવત્પાદ્યક્તિઓને

વિયોગ પ્રેમ કે સ્નેહનો વર્ધક છે.
એ કહેણીમાં સત્ય નથી મને બહુ ભાસતું;
એવો પ્રેમ નામી પ્રેમને,
સુખ દુઃખની ચર્ચણી પાડવાની મજા વિયોગ દર્શાવે છે.
હવે અંતર આત્માને ઓળખવા અભિલષે છે,
મૈત્રી મશ્કરી અને મસ્તી મૂકશે.
પણ આપનાં રૂપનો પાઇ પાઇ, એ આપના મુકાબલો,

પ્રેરે છે સુતમાં પૂજ્યભાવ, તે પિતાભાવ.
તદન નિરાશ નહિ થશે, પ્રિય શક્તિ,
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी,
એ કથનો ભવભૂતિનું અંતર ઉઘાડે છે,
તો જગતની અનેક રંગી રંગભૂમિમાંથી,
શોધાશે અનેક સહચારી સંતો.

**પ્રિયપીયૂષ.**

---

## નહિ હૃદય ભૂલે હૃદયને.

લખે છે શું પત્રો, વિરહી દિલના પ્રેમ ઉભરા,
અને પાત્રો, આશા, અમી પ્રણય આશ્વાસન ભર્યાં;
રસીલા હૈયાને, વિરહ ક્રુર ઝેરી જખમ છે
અને પત્રો એવા, વિરહ જખમોનો મલમ છે. ૧
વિખૂટાંને પત્રો, પ્રિય સ્મરણ આદર્શ રૂપ છે,
વિખૂટાંને પત્રો, સ્મરણભુત સંતોષ રૂપ છે;
વિખૂટાંને પત્રો, હૃદય સ્થિતિના ખાનગી દૂતો,
વિખૂટાંને પત્રો, જીવન તણી દોરીજ સમજો, ૨
લખે છે શું પત્રો, ઉત્તર લખવા એ વિનય છે,
અને એવા સાચા; વિનય પ્રીતિનાં સૂક્ષ્મ બીજ છે;
વળી કે'છે પત્રો, હૃદયગિરિના પ્રેમ પડઘા
બધું આવું તારૂં, ન ઉતરતું મારા મગજમાં. ૩
કબૂલું છું પત્રો, સ્થુલ પ્રણયીને પ્રેમ ઘુઘરા,
પરંતુ પત્રોના, પ્રણય રસ પાત્રો હૃદયના;
નથી પત્રો પાત્રે, દલવી શકતા દિલ દરિયા,
વિખૂટાંને લાગે, સુખભર દિલાસા ઘડિકના. ૪
ઘડીમાં થાતું કે નિજ હૃદયથી હોય દૂર જે,
ખરે પત્રો તેના, ઉપર લખવાની જરૂર છે;
ઉરે ઉંડું જેનું, સ્મરણ ઝરણું નિર્ઝરી રહ્યું.
ગુંથાયા છે જેના, હૃદય મન-તેને શું લખવું ? ૫
સમાણી શું પત્રે, વિનયતણી વૈરાટ મૂરતિ,
ઉછાળી, ડૂબાડે, પણ વિનયને પ્રેમ ઉદધિ;
કહે પ્રેમી જેની, જીવન નસમાં પ્રેમ વહતો.
કદી તે "દેખાડું"—વિનયની અપેક્ષા ન કરતો. ૬

શશિને તો લાખો, કુમુદ સરખાં હા ! સુહૃદ છે,
પરંતુ પ્રેમીલાં, કુમુદ ઉરને એક શશિ છે;
હશે તારે મારા, સમ સુહૃદ લાખો અવનિમાં,
પરંતુ મારે તો, પ્રિય સુહૃદ તું એક ઉમદા. ૭
વળી તારે મારે, વિરહ નથી આ કૈં હૃદયનો,
ઘડી બે અન્નેને, વિરહ નડ્યો આ શરીરનો;
જુદા તારા મારા શરીર પણ છે એક હૃદય
વહે એવા ઉંચા, હૃદયતળમાંથીજ પ્રણય. ૮
હશે-હું માનું છું, વિનય બીજ સ્વાર્થી પ્રણયનું
કહેવાતા એવા, પ્રણય રૂપને હું અવગણું,
થશે પ્રત્યાઘાત, નિયમસર આઘાત પડતાં
અવાજો ના પાડે, કુદરત અનરૂપ પડઘા. ૯
થવું શંકાઓનું, ઉદ્ભવન એ પ્રેમ ન્યૂનતા,
અને આવી શંકા, શું ઉદ્ભવી તારા હૃદયમાં;
લખું પત્રો કે ના, પણ હું ભૂલનારો નહિ તને,
લખી લેને હૈયે, નહી હૃદય ભૂલે હૃદયને. ૧૦

---

## એ સર્વે શાને ?

---

વસંતનો ઉત્સાહ દર્શાવે,
રમ્ય મધુર કંઇ લ્હેરી ઉડાવે;
ઉરમીઓની છોળ ઉછાળે
એ સર્વે શાને ?
મુખડું કંઇ કંઇ સ્મિત વિલસતું,
આંખલડીથી કિરણું સરતું;
હૃદયતણા કંઇ ભેદો ખોલે
એ સર્વે શાને ?
ઉર આનંદ-નિધિમાં તરતું,
પ્રફુલ્લ હૈયું પુર હરખાતું;
ઉમંગે મસ્તીમાં ઝૂલતું
એ સર્વે શાને ?

જયવદનરાય ગોકુલદાસ દલાલ.

---

## સ્ત્રીએ આજ્ઞાકારિણી થવું.

સ્થળે સ્થળે અને પદે પદે, શાસ્ત્રોમાં અને ઉપદેશમાં "સ્ત્રીએ આજ્ઞાકારિણી થવું" એ વાક્ય દષ્ટિગોચર થાય છે. નાટકોમાં અને કવિતાઓમાં પદે પદે એ વગત મુખ્ય સૂત્ર થઇ પડયું છે. પ્રજાનો અન્ય વિષયો પર ગમે તેટલો મતભેદ હશે, પરંતુ સ્ત્રીએ પતિને વશવર્તિની થવું એ તો સમાન પક્ષ છેજ ! હીંદુસ્તાનના વિષયનેજ જેમ પાર્લામેંટના લીબરલો અને કન્સરવેટીવોએ પક્ષાપક્ષીના વિષય તરીકે ન ગણવો અને પક્ષગત એ પ્રશ્નની લડતને આધારે નહીં મેળવવી એવી સમજુતી કરી છે તેમ. પુરૂષોએ, અન્ય ગમે તેટલા પરસ્પર તફાવત છતાં, સ્ત્રીએ તો પતિની આજ્ઞાનું પાલન કરવું એ સર્વાનુમતે, સામાન્ય ભૂમિકા તરીકે સ્વીકાર્યું છે. અહીં તો બહુ મતજ નથી, કિંતુ સર્વાનુમત છે ! કોઇ એમ નહીં કહી શકે કે વાદી પુરૂષ અને પ્રતિવાદી સ્ત્રી વચ્ચેના આ કજીયામાં હુકમનામું એક તરફી છે તેથી તે રદ કરવું જોઇએ, કેમકે જો સ્ત્રીઓનો પણ મત લેવામાં આવશે તો થોડીસો કે બહુતો થોડી હજાર "સફ્રેજેટ" (મતાભિલાષી) બાનુઓ શિવાય, પશ્ચિમમાં પણ અતિ વધુમતે સ્ત્રીઓ એમજ કહેશે કે 'વાત ખરી છે.' વિલાયતમાં પણ 'સફ્રેજેટ' સ્ત્રીઓ કરતાં "એંટી-સફ્રેજેટ" સ્ત્રીઓ ઘણી વધારે છે. "જો ધણીધણીયાણી રાજી તો કયા કરે કાજી" તેમ જો સ્ત્રીઓને પણ પોતાની વિરૂધ્ધ જતી વાત માન્ય છે તો થોડાક પુરૂષોને દોઢડાહ્યા થઇને તે વાત તેમને અન્યાય કર્તા છે એમ કલ્પી લેવાનો અધિકાર નિસ્સંદેહ બહુ અલ્પ છે.

### સ્ત્રીની તરફદારી કરવાનું પ્રયોજન.

પરંતુ જેમ કેટલીકવાર તહોમતદારને ગુન્હો કબુલ કરતાં તેનો વકીલ તેને અટકાવી શકે છે એટલુંજ નહીં પરંતુ તેણે ગુન્હો કબુલવા છતાં પણ તેને સજા થઇ શકે નહીં, કેમકે જે સંજોગમાં તેની કબુલાત લેવાઇ એજ ગેરકાયદેસર થયું એવી દલીલ લે છે, અને તે દલીલ નીચલી કોર્ટ કબુલ નથી કરતી તો અપીલ કોર્ટ મંજુર કરીને કેદીને છોડી દેછે, તેજ પ્રમાણે પ્રતિવાદી સ્ત્રીના સંબંધમાં એજ પ્રકારનું ઘણું કહી શકાય એમ છે ! આજ્ઞાકારિણી થવાનાં પરંપુર્ણ અને પરંકર્તવ્યનું શિક્ષણ તેને જન્મથી બલ્કે જન્મ પૂર્વથી, માતાના ગર્ભથી એટલું તો સચોટ આપવામાં આવ્યું હોય છે કે, સ્ત્રીને તેના પૂરાવા માટે દલીલની જરૂર દેખાતી નથી. તે શ્રુતિવાક્ય, સનાતન ધર્મ, પતિવ્રત અને પ્રામાણિકતા જેવું સ્પષ્ટ કર્તવ્ય માનીજ લે છે. એ શિક્ષણની વાતાવરણમાંજ તે શ્વાસોચ્છવાસ લે છે, અને તેનું માનસિક નૈતિક પિંડજ એ અન્નનું બંધાયું હોય છે. સ્ત્રીનાં એક માત્ર મુખ્ય ભૂષણ તરીકે તેના મનમાં તેનું ચિંતન અને સિંચન કરાવ્યું હોય છે તેથી તે એક પ્રકારની વશીકરણની પુતળી બની ગઇ હોય છે. સ્વતંત્ર વિચારની જમીનપર અંગુઠો પણ મુકવાનો તેને પ્રસંગજ આપવામાં આવ્યો નથી. આ સ્થિતિમાં સ્ત્રી પણ એ વાત સાથે મળતી થાય છે એ કાંઇ, બહુ પુષ્ટિદાયક પુરાવો નથી.

ખબરજ નથી. જો સ્ત્રીઓને પણ યોગ્ય અધિકાર, યોગ્ય સ્વતંત્રતા, યોગ્ય જ્ઞાન આપવામાં આવે, જો તેમને પુરૂષના સમાન ગણવામાં આવે, અને સમાન છે એમ તેઓને પોતાની જાતને માનવા દેવામાં આવે,તોજ તેને તમારી પત્ની કહી શકશો. જો તે અધિકાર, જ્ઞાન આદિમાં તમારાથી ઉતરે છે તો તે તેટલે અંશે તમારી પત્ની નથી પણ દાસી છે અને દાસી તરીકેની તેની ગુંજાસ જેટલુંજ સુખ તે આપી શકશે. પુરૂષથી જો સ્ત્રી શારીરિક બલમાં ઉતરતી હશે તો સૌંદર્યમાં ચડે છે. જો સૈનિક તરીકે પુરૂષ ચડતો હશે તો સેવિકા અને પરિચારિકા તરીકે સ્ત્રી ચડતી છે. જો બુદ્ધિની પ્રૌઢતામાં ઉતરતી હશે તો ચપલતામાં વધે છે. તેનાં દુર્બલ શરીરનું રક્ષણ કરવા બલવત્તર પુરૂષની પ્રભુએ નીમણુક કરી છે. તે રક્ષણનું લવાજમ મંજૂરી તેનાં આત્મા તથા મન હરી લેવા જેટલું મોંઘું હોવું જોઇએ નહીં. રક્ષણને નામે તેનું ભક્ષણ કે બંધન કરવાનું નથી. સ્ત્રીના અધિકાર રૂપ ધનના પુરૂષો ' ટ્રસ્ટી ' એ માત્ર છે પરંતુ તેઓ તે પચાવી પાડવામાંજ પોતાનાં પૌરૂષત્વનું સાર્થક્ય માની બેઠા છે. અને એ લૂંટપર પણ તેઓએ પવિત્રતાની ધાર્મિક મ્હોર મારી છે, અને સ્ત્રીને આડું અવળું સમજાવીને, સાક્ષી તરીકે તેના અંગુઠાની છાપ લીધી છે ! ન્યાય અને સત્યના આ માર્ગો નથી. સહસ્રો વર્ષથી અન્યાય થતો આવતો હશે પણ કુદરતના ન્યાયાલયમાં ન્યાય તથા સત્યને મુદતનો બાધ લાગતો નથી. અન્યાયનો સહનાર પણ ભ્રાંતિ, છલ, અથવા અજ્ઞાનથી એ અન્યાયને ન્યાય તરીકે સ્વીકારે તો એ ભ્રાંતિ તથા અજ્ઞાન જ્યારે પણ સાબિત થાય ત્યારે આગલો ચુકાદો ઉકેલવાની સત્તા ઓછી થતી નથી.

## સ્ત્રીના અધિકાર વધવાથી પુરૂષને સુખ વિશેષ છે.

પુરૂષ વર્ગને પ્રાર્થના છે કે, તમે સ્ત્રીને તમારા સરખી ગણો તેમાંજ તમારા સુખની વૃદ્ધિ છે એમ માનો. તમે પરમેશ્વર છો, અને તમારી સ્ત્રી તમારી પૂજારણ છે, તમે માલિક અને શેઠ છો અને તમારી પત્ની દાસી છે એવી મિથ્યા સુખનાશક કલ્પનાની મોહજાળમાં ના ફસો. જો સ્ત્રીને માત્ર સેવકડી અને દાસી સમજશો તો અંતે તેમના સંસર્ગથી તમારામાં પણ એવા-જ ગુણોનું અવતરણ થશે. તમને તેઓ માટે અતિ પ્રેમ કે માન રહેવાં અસંભવિત થઇ પ-ડશે. દાસદાસીઓ માટે તિરસ્કારજ હોય છે. અને બહુ તો દયાજ માત્ર હોય છે. પત્નીને તમારી મિત્ર બરોબર-સંસારના ભાગીદાર બરોબર સમજો. ઘણાં હીંદુઓમાં પોતાની સ્ત્રીઓ સાથે માત્ર ખપજોગીજ ઘરસંબંધી વાત કરવાનોજ સંબંધ જોવામાં આવે છે. ઘણો ખરો સમય તેઓ પુરૂષ મિત્રોનીજ સોબતમાં કાઢે છે. આવા લોકો પુરૂષ મિત્રો થકી પત્નીનાં કર્તવ્યની ખોટ પૂરે છે. પુરૂષો પરસ્પર એટલા અંશમાં પત્નીધર્મ અદા કરે છે ! જો પત્ની તમારા જેટલી અથવા કમમાં કમ તમે જે વિચારો-વાંચો-બોલો તે તરત સમજી શકે એટલી જ્ઞાની હોય, જો તેને તર્કવિતર્ક, વાદવિવાદ કરવાની છુટ હોય; જો ખુલ્લી હવામાં અને નિશ્શંક રીતે તેઓ મનુષ્યોમાં ( યોગ્ય મર્યાદા સહિત ) હરતી ફરતી હોય, અર્થાત્ પુરૂષોને બુદ્ધિવાન્ જ્ઞાનવાન્ તથા અનુભવી થવા જે છુટ તથા પ્રસંગો મળે છે ,તે સ્ત્રીઓને મળતાં હોય તો સકળ વિશ્વથી પણ તમારા વ્યપારના વિષય શિવાયના પ્રદેશમાં, તમે સ્વતંત્ર થઇ શકો, અને સો પુરૂષ મિત્રોની ગરજ એક માત્ર પત્ની સારી શકે. માથે ચઢી બેસશે એવા ભયથી તેમને બંધનમાં રાખી મુકવી એ તો મરદાની નહીં પણ હીચકારી રાજનીતિ છે ! એવો વિચાર અંગ્રેજ સરકાર કીધો હતે તો તેણે આપણને માટે

અંગ્રેજી વિદ્યાનાં દ્વાર ઉઘાડાં મૂક્યાં નહોતે ! કોઈક સ્ત્રી કદાચ, અપવાદ રૂપે વિફરી, કોઈએ તેનો દુરૂપયોગ કર્યો તેથી શું થયું ? તોપણ સરવાળે તો લાભજ માલમ પડશે. જો ૯૯ સ્ત્રીઓ એક સ્ત્રીને ભોગે સુધરતી હોય તો એ બલિ બહુ વિશેષ નથી. કુદરત પણ થોડાક કરની લોભી છે.

પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓની સ્વતંત્રતાથી ત્યાં બદી વધી પડી છે એવો રંગીન ચિતાર, રૂઢીવાદીઓ તરફથી અપાય છે. છૂટા છેડાના વધતા જતા બનાવો તે બદીના ઉદાહરણ તરીકે ટંકાય છે. પરંતુ હમે પૂછીએ છીએ કે દર સો લગ્ને માત્ર ૧-૨ લગ્નમાં છૂટા છેડા થાય એ તો સ્ત્રીની સ્વતંત્રતાનો વિજય છે કે હાર ? કણબીઓ વગેરે જ્ઞાતિઓના અંકુશરહિત છુટા છેડા કરતાં પશ્ચિમના કાયદાના અંકુશવાળા છુટા છેડા પસંદ કરવા જેવા છે. પર પુરૂષ અથવા પરસ્ત્રી સાથના વ્યભિચારને લીધે તે વ્યભિચારી સ્ત્રી યા પુરૂષથી તેનો પતિ કે પત્ની છુટા થવા માગે એ તો વ્યભિચારનું યોગ્યજ ખંડન છે ! બીજી બદીઓ જે કહેવામાં આવે છે તે યાતો અત્યુક્તિ ભરી, કલ્પિત અથવા, સ્ત્રીની સ્વતંત્રતાના કારણનેજ લીધે નહીં પરંતુ આર્થિક, રાજનૈતિક કારણોને લીધે ઉદ્ભવી છે એમ નિષ્પક્ષ વાચકને જરા બારિકીથી તપાસતાં જણાઇ આવશે. અને હમે તો કહીએ છીએ કે, પશ્ચિમમાં પણ સ્ત્રીને જોઇએ તેટલું સમાન પદ મળતું નથી. તે ખંડમાં સરકારી અને ખાનગી બંધનો સ્ત્રી પર બહુ છે. પુરૂષ કુંભાર કરતાં પણ સ્ત્રી ઉમરાવજાદીને કાયદાથી ઓછા હક મળે છે. પશ્ચિમમાં પૂર્વ કરતાં કાંઇક વિશેષ હક હાલહાલ સ્ત્રીને મળ્યા છે એટલુંજ ખરૂં છે. પશ્ચિમનો વર્તમાનવ્યવહાર આદર્શ હમે ગણતાજ નથી અને હીંદુઓનેજ કાંઇ ખાસ ઠપકો આપતા નથી. જગતના પુરૂષ માત્રને સામાન્ય ઠપકો આપવાનો ઉદ્દેશ છે. અને ટુંકમાં, ન્યાય, સત્ય અને ઇશ્વરની યોજના સ્ત્રીના અધિકાર પુરૂષના પ્રમાણમાં ઓછા આપવાની નથી એજ બતાવવાનો છે. તેમનાં કર્તવ્ય જુદાં છે તેથી સામાન્ય અધિકાર ઓછા વત્તા છે એ કોઇ ન્યાયથી સિદ્ધ થઇ શકે એમ નથી. અન્યાય એટલો પ્રાચીન છે અને વળી સાર્વજનિક છે અને સાથે એનો 'સતો' થયો છે અને એ ગર્દભે સિંહનાં એટલાં બધાં ચર્મ ઓઢયાં છે કે તેને તેનાં સત્ય કદ્રુપા સ્વરૂપમાં ઉઘાડા પાડવાને અવશ્ય ઘણો લાંબો કાળ જોઇશે. પરંતુ આ પૃથ્વીજ સાક્ષાત સ્વર્ગ થઇ શકે છે એમ જેઓનો સિદ્ધાંત છે, તેઓએ એ સિદ્ધાંતને વ્યવહારમ ખરો પાડી બતલાવવા માટે મનુષ્યની એક અર્ધી વસ્તી પ્રત્યેના બીજી અર્ધી વસ્તી તરફના મહાઘોરઅન્યાયનો અંત લાવવા સતત્ પ્રયત્નવાન રહેવું એ મહા આવશ્યક છે.

---

# મનુજવિદ્યા.

## સંક્ષિપ્ત ઇતિહાસ.

( લેખક–રા. મગનલાલ રતનજી વિદ્યાર્થી, એમ. એ., બી. એસ–સી. )

**વ્યાખ્યા.** સમાજશાસ્ત્ર અને માનસશાસ્ત્રની માફક મનુજ વિદ્યા અને મનુજશાસ્ત્ર પણ નવાં શાસ્ત્રો પૈકીનું એક ઉછરતું શાસ્ત્ર છે. એ શાસ્ત્રનો વિષય મનુષ્ય પ્રાણી જાતે પોતે છે. અને એથી એને પ્રાણી શાસ્ત્રની એક શાખા કહી શકાય. એના ક્ષેત્રમાં મનુષ્ય પ્રાણીનો કુદરતી ઇતિહાસ તથા પૃથક પૃથક જાતિઓનું વર્ણન આવે છે મનુષ્યનો ઇતિહાસ આમાં બે દૃષ્ટિબિંદુથી તપાસવામાં આવે છે; એક તો મનુષ્ય કુદરતી પ્રાણી તરીકે, અને બીજું સામાજીક પ્રાણી તરીકે, ગીડીંગ્સ ( Giddings ) ના કહેવા પ્રમાણે " * સમાન-જાતિનું ભાન " થવાથી મનુષ્ય એકમેક જોડે સંમાજમાં આવી નાના મોટા સમાજ બાંધે છે તેની ક્રિયા-પ્રક્રિયાનો વિષય પણ મનુજવિદ્યામાં અંતર્ગત થાય છે.

**વૈદિક કાળ ને પ્રાચીન ઇજીપ્સ** વિવિધ જાતિના મનુષ્યો આ સૃષ્ટિમાં છે એવું ભાન સર્વ પ્રજાને ઘણા જુના કાળથી હતું તેના અસંખ્ય પૂરાવા મળે છે. પ્રાચીન મીસર દેશ નિવાસીઓ અને વૈદિક કાળના આર્યો આ વિષય સંબંધી શાસ્ત્ર નીપજાવી શકાય એવું વર્ણન ઠેકાણે ઠેકાણે લખી ગયા છે ! અને કોતરી ગયા છે. ભિન્ન ભિન્ન જાતિનું વર્ણન વેદના સમયના લોકોએ જે તે જાતિના વર્ણ–રંગ ઉપરથી કર્યું માલુમ પડે છે. वर्णाँ અને उर्मों એમ દ્વિવાચક રીતિએ આર્ય અને અનાર્ય ઉભયના વર્ણ કહી જુદા પાડયા છે. વળી એક ઠેકાણે અનાર્યોને અથવા દસ્યુને अनास–નાક વગરના કહીને ઓળખાવ્યા છે. એક વિદ્વાનના અભિપ્રાય પ્રમાણે જે વૈદિક સાહિત્યમાંથી આવાં આવાં. એટલાં બધાં વિશેષણો જડી આવે છે કે તેનો બરોબર ઉપયોગ કરવામાં આવે તો હીંદુસ્તાનના જંગલમાંની પ્રાચીન અનાર્ય–પ્રજાનું એક વર્ણનાત્મક મનુજશાસ્ત્ર સહેલથી રચી શકાય !

પ્રાચીન ઇજીપ્તના વતનીઓએ પણ જગતની જુદી જુદી પ્રજાઓના રંગ પ્રમાણે તેમનાં ચિત્રો કાઢયા છે. પોતાના દેશના લોકોને અર્થાત ઇજીપ્શીયનોને રક્ત વર્ણના, એશીયા નિવાસી અન્ય જાતિને પીત, હબસીઓને શ્યામ અને પાશ્ચાત્ય પ્રજાને શ્વેત ચીતરી છે, એમ તેમના કેટલાંક ચિત્ર કામ ઉપરથી માલુમ પડે છે. વળી તેમના પહેરવેશ અને અલંકાર પણ જુદી જુદી રીતે ચાલે એવા જોવામાં આવે છે. અને શરીરરચના પણ નાક–મોં–હાથ–ખોપરી–ઇત્યાદિ ભિન્ન ભિન્ન રીતે દર્શાવેલાં છે. આ પ્રયાસને પ્રારંભિક મનુજ વિદ્યા કહી શકાય.

**પ્રાચીન ગ્રીસ.** ત્યાર બાદ પ્રાચીન ગ્રીકોએ પણ આ દિશામાં પ્રયત્ન કીધેલા માલુમ પડે છે. હીપોક્રેટીસે માણસની ખોપરી અને તેની જુદી જુદી આકૃતિ વિષે વર્ણન કરેલું છે. અને એરીસ્ટોટલે તેથી વધારે ઉંડા ઉતરી મનુષ્યને પ્રાણીઓની કોટીમાં મૂકી તેને તેથી પહેલે નંબરે મૂક્યું છે. અને મનુષ્યની વ્યાખ્યા એવી આપેલી છે

---

* Consciousness of kind.

કે જે ઉપરથી એણે માનવને ઉંચા પ્રકારનું જાનવરજ માનેલું છે તે સ્પષ્ટ જણાઇ આવે છે. તેના કહેવા પ્રમાણે માણસ એટલે બંને પગે ચાલનારું અને વિચાર કરી શકનારું પ્રાણી અથવા પશુ."

**આધ્યમિક યૂરોપ.** ત્યાર બાદ આગળ ચાલતાં યૂરોપના મધ્યકાળમાં આ વિષય સંબંધે મનુષ્યનું જ્ઞાન કેટલું વિચિત્ર અને બેહુદું હતું તે સ્ટ્રેબોના એક પુસ્તકમાંથી માલૂમ પડે છે. તેણે જાત જાતના મનુષ્યો અને રાક્ષસો વર્ણવ્યા છે. અને તેમાં આપણા પુરાણકારોની કલ્પનાને પણ ટક્કર મારે એવી અનેક કલ્પનાઓ કરી છે. જે અનેક પ્રકારના રાક્ષસો તેણે વર્ણવ્યાં છે તે પૈકી એટ્રીન્સ નામના રાક્ષસો એવા છે કે જેમને નાક નથી, ફક્ત મોંના ઉપલા ભાગમાં બે છિદ્ર હોય છે. તેઓ સર્વ ભક્ષી છે,પણ સર્વ વસ્તુને કાચીને કાચીજ ખાઇ જાય છે. તેમની જીવનમર્યાદા પણ ટૂંકી હોય છે. એનેટોકેટી નામનાં બીજાં વિચિત્ર પ્રાણી એવાં બતાવ્યાં છે કે જેમના કાન પગની ઘુંટી સુધી લાંબા હોય છે અને રાત્રે એ લોકો એવડા મોટા કાન ઉપરજ બીછાનું કરીને સુવે છે ! એસ્ટોમો નામના ગંગા નદીને કીનારે વસતાં વિચિત્ર પ્રાણીઓની શોધ પણ સ્ટ્રેબોએ કીધેલી જણાય છે. તેમને મુખજ હોતું નથી એટલે ભોજન લેતાં નથી પણ ભોજનની વાસ ઉપરજ નિર્વાહ ચલાવે છે. આ તેમનું ભોજન પાકેલાં માંસ અને એકઠાં કીધેલાં ફુલ ફળાદિની વાસનું બને છે. એમનાથી દુર્ગંધ ખમાતી નથી, તેથી તેઓ એક બીજાના સહવાસમાં રહેતાં નથી. વાસ ઉપર જીવનારાં, ગંગાને કીનારે રહેનારાં આ પ્રાણીઓ હિંદુઓનાં મૃત પિતૃઓ તો નહીં હોય ! ? ચમત્કાર માનનારા નવીન પંથીને પાશ્ચાત્ય સાહિત્યમાંથી આ ચમત્કારિક વર્ણન હાથ લાગેલું જણાતું નથી. નહિતો ! પિતૃઓનું અસ્તિત્વ સિદ્ધ કરવામાં તથા ધરાવેલા નૈવેદ્ય કે બલિની વાસ માત્ર પિતૃઓને કે અન્ય દેવતાઓને તૃપ્ત કરવાને સમર્થ છે, એ વાત ઉપલાં દૃષ્ટાંતથી સિદ્ધ કર્યા વિના તેઓ રહેત નહીં.

આવી રીતે સ્ટ્રેબોએ જે બીજાં પ્રાણીઓ વર્ણવ્યાં છે તેમાંનાં કોઇને એકજ આંખ છે, તો કોઇને કુતરાના જેવા કાન છે, કાઇના વાળ હમેશાં ઉભાજ રહે છે, તો કોઇને છાતીમાં આંખ છે, તો કોઇના માથાં કાચર જેવાં છે, તો કોઇના પગના અંગુઠા પાછળ છે અને એડી આગળ છે-છતાં દોડવામાં ઘોડાને જીતી જાય છે,-તો કાઇ બીલાડીને મળતાં છે, વિગેરે વિગેરે-વિગેરે.

આવાં વર્ણન ઉપરથી, જંગલી અસલી પ્રાણીઓ કેવાં હતાં અને તે ઉપર વિદ્વાન અવિદ્વાન સર્વ વર્ગોએ કેવી ઘેલછા ચલાવી છે, તેનું એક દૃષ્ટાંત યાદ આવે છે. ઇ. સ. ૧૭૨૪ માં હાનોવર આગળ એક રતાશ પડતા રંગવાળો નગ્ન છોકરો મળી આવ્યો હતો. તે બીલકુલ બોલી શકતો નહતો. એ ઉપરથી, મનુષ્યને જે વખતે વાચા આવી નહોતી અને બીજાં પશુઓની માફક જ્યારે સહજ કુદરતી અવસ્થામાં રહેતું હતું, તે વખતનો આ મનુષ્ય હોવો જોઇએ એવી શંકા ઉત્પન્ન થઇ, એથી એને લંડન મોકલવામાં આવ્યો. ત્યાં એના ઉપર મોટા મોટા તત્વવેત્તાઓએ અને શાસ્ત્રીઓએ ગંભીર શાસ્ત્રાર્થ કર્યો ! કેટલાકને આ છોકરાની શોધ આગળ આપણી સૂર્યમાળાના ગ્રહ યુરેનસની માત્ર ગણિતને આધારે કીધેલી અને પાછળથી દૂરબીનથી સાચી પડેલી શોધ તુચ્છ લાગી ! અને જમાનાની મહાન્ શોધ તરીકે આ જંગલી મનુષ્યની શોધને સૌથી અગ્રસ્થાને મૂકવા લાગ્યા ! પણ, આખરે એવું બન્યું કે આ છોકરાની ખરેખરી શોધ થઇ ગઇ ! આ છોકરો—જંગલી પીટર ( એનું નામ પીટર પાડવામાં આવ્યું હતું )—તો એક વિધુરનો પુત્ર હતો. અને તે જન્મથી બધિર-મૂક હતો. અને એ બિચારાને પેલા વિધુરની દ્વિતીય પત્ની, અર્થાત્ પીટરની અપરમાતાએ ઘર બહાર કાઢી મૂક્યો હતો ! આ પોગળ ફુટયું ત્યારે ઘણા વિદ્વાનોનાં મુખ સ્નેપરોટ લેવાં જેવા થઇ ગયાં.

આધ્યમિક જમાનાની અંતમાં યૂરોપમાં મનુજ સંબંધી શોધખોળ યથા વ્યવસ્થાપૂર્વક કરવાની શરૂઆત થઇ છે. એ શાસ્ત્રનો પાયો નાંખનાર પહેલો શાસ્ત્રીય મનુજવિદ્યા સ્થાપક 'વર્સેલીયસ' ( ઇ. સ. ૧૫૧૩-૧૫૬૪ ) કહી શકાય. એણે માણસની ખોપરીનાં માપ લેવા માંડયાં ત્યારબાદ ટીસન નામનો વિદ્વાન થયો. એણે વામનીયાં મનુષ્યો સંબંધે શોધખોળ કરી અને નક્કી કર્યું કે આ પ્રાણીઓ કંઇ

પૃથ્વીના પડમાં રહેતાં નથી અને કુવો ખોદવાથી કે ખાણ ખોદવાથી પૃથ્વીનાં પડમાંથી મળી આવતાં નથી ( આપણે ત્યાં પણ એવી માન્યતા ચાલે છે ) પણ એ તો આગળ થઈ ગયેલાં મનુષ્યો પૈકીનાં કેટલાક અવશેષ છે. આગલા જમાનામાં પૃથ્વી ઉપર ઘણે સ્થળે વામનીયાં અને વેંતીયાં મનુષ્ય પણ હતાં એવું આ વિદ્વાનનું માનવું છે.

**ખ્રીસ્તી સંપ્રદાય.**

પણ આ સંશોધનમાં વિદ્વાનોને મુખ્ય નડતર એ આવી કે 'ખ્રીસ્તી સંપ્રદાય' પ્રમાણે તો મનુષ્યની ઉત્પત્તિ અને સ્થિતિ નક્કી થઇ ગયેલી હતી. મનુષ્યને–આદમને તો ખોદાએ ચમત્કારિક રીતે ઉત્પન્ન કર્યો હતો એટલે એના સંબંધમાં સવિશેષ શોધખોળ કરવી એ તો મોટું પાપ ગણાય ! પણ આ માન્યતા શાસ્ત્રીય સંશોધનના સતત ચાલુ પ્રવાહ આગળ ઝઝીવાર ટકી શકી નહીં. અને લીનીયસે, વર્ગીકરણ કર્યું તેમાં માનવ જાતને પણ પ્રાણી વર્ગમાંજ મૂક્યું. માત્ર સૌથી ઉપલે નંબરે. ત્યાર બાદ બ્યુફન અને હ્યુમેનબોએ આ શોધ ચાલુ રાખી, ખોપરીના વિવિધ માપ લીધાં અને ઘોડો તથા ગધેડો મૂળ એક પૂર્વજમાંથી ઉતરી આવેલા છે, તેમજ માણસ અને વાંદર પણ મૂળ એકજ પૂર્વજમાંથી થયલા છે એવી શંકા ડાર્વિનના જમાના અગાઉ પ્રદર્શિત કરી.

ખોપરીના વિવધ જાતના માપ ઉપરથી, નીચેથી, બાજુથી વિગેરે વિગેરે દિશાઓથી, કરીને મનુષ્યનાં વર્ગીકરણ કરવામાં આવ્યાઃ મોન્ગોલ પ્રજાનું માથું અથવા ખોપરીની આકૃતિ ચોરસ હોય છે એમ નક્કી કર્યું, અને હબસીની બાજુથી દબાયલી તથા કોકેસીયનની આ બેની વચ્ચેની આકૃતિ છે એવું નિર્માણ કર્યું.

**મુખ કોણ**

ત્યાર પછી મુખના ખુણાના માપ પણ લેવા માંડયા. અને તે પ્રમાણે વિવિધ જાતિના વર્ગ પાડયા. ખુણો આગળ પડતો લાગે તો જુની પ્રજા–આર્યનો, પછી પડતો લાગે તો હબસી, એથી વધારે પાછળ લાગે તો વાંદર, અને એથી યે વધારે લાગે તો શ્વાન, અને હજી પણ વધારે તો મૂર્ખ ( idiot ) મનુષ્ય એમ મુખકોણ વિદ્યાએ નિયમો બાંધ્યા. જરા વિશેષ સંશોધન કરતાં માલુમ પડયું કે આ સંશોધન શાસ્ત્રીય નથી. અને આખરે એક વિદ્વાનને ઉપલાં ખોપરીનાં માપ અને ખુણાના માપના સંબંધમાં નિરાશાના ઉદ્‌ગારો કાઢવા પડયા. કે " મિથ્યાભિમાન ! તારું નામજ કોણવિદ્યા ને ખોપરી વિદ્યા છે ! "

**અવયવ માન.**

ખોપરી અને મુખ કોણને બાજુએ મૂકી વિદ્વાનોએ મનુષ્યના અન્ય અવયવોનાં માપ લેવાં માંડયાં. તેમાં હાથ, પગ અને પગની પાની આવી ગયાં. અને તે ઉપરથી અર્થાન્તરન્યાસ કાઢયો કે હબસીના હાથનો આગલો ભાગ યુરોપીયનના કરતાં વધારે લાંબો અને વાંદરનો તેના કરતાં લાંબો હોય છે. ત્યારબાદ નાક, આંખ, ચામડીનો રંગ વિગેરેનાં પણ માપ લેવાની શરૂઆત થઈ.આ માપ મજુના જર્મનીમાં ૧૯મા સૈકાની અધવચમાં બહુ પ્રચાર પામી.અને એ ઉપરથી જ્યારે આ માપ વિવિધ શાળાઓમાં લેવાનો સરકારનો હુકમ થયો ત્યારે બાળકોનાં માબાપ બહુ બીન્યાં.એવોજ ગપ ગોળો કોઈએ ચલાવ્યો કે અમુક આકૃતિને રંગ વાળાં છોકરાં તુર્કીના સુલતાનને વેચી દેવાનાં છે ! વસ્તી ગણતરી વિષે આપણા દેશમાં કોઈ કોઇવાર તરેહવાર ગપાટા ઉભરી આવે છે. વિદ્વાનોનાં ભેજાંના ફીતા લોકોમાં કેવા કેવા અવિશ્વાસ ને વહેમો ઉત્પન્ન કરે છે તેનાં દૃષ્ટાંત એક અજ્ઞાન ( ? ) આર્યાવર્ત દેશમાંથીજ મળી આવે છે એમ નથી. એતો ગરીબની બહુ તે ગામની જાતીના એવો ન્યાય થાય છે.

વિવિધ અવયવમાન ઉપરથી કેટલીક બાબતોમાં જાણવાનું મળી શક્યું છે અને વિશેષ મળી શકે એમ પણ છે. આ પ્રયાસ છેક મિથ્યા નથી જો કે એને મહત્ત્વ તો બહુ આપવામાં આવે છે. આવાં માપો ઉપરથી એ પ્રજામાં બીજી પ્રજાનો કેટલો ભેળસેળ થયો છે, તે માલુમ પડી આવે છે. અને અમુક પ્રજાની કેટલીક અપૂર્ણતા શારીરિક કારણોને લીધે છે કે સામાજીક કારણોને લીધે છે તે પણ

હવા, ખોરાક, સામાજીક અને અન્ય કુદરતી પરિસ્થિતિ " ઉપરથી મનુષ્યના વિવિધ સમાજો બંધાયા છે અને વૃદ્ધિંગત થયા છે એમ સ્થાપિત કરવાનો અકલનો પ્રયત્ન હતો. ત્યારબાદ હર્બર્ટ સ્પેન્સરે જીવન વિદ્યા ( Biology ) ના નિયમો સમાજને લાગુ કર્યા હતા. તેમજ માનસશાસ્ત્ર તથા જીવન શાસ્ત્ર ઉપર સમાજ શાસ્ત્રનો સંપૂર્ણ આધાર છે એમ એક તરફી રીતે માન્યું હતું. જેમ નિર્જીવ પદાર્થો અને અને વનસ્પતિ તથા પ્રાણી વિગેરેનો ક્રમશઃ-વિકાસ થાય છે તેમ સમાજનો પણ સાદાં સ્વરૂપમાંથી વિષમ અને ગુંફિત રૂપમાં વિકાસ થાય છે. આ સામાજીક વિકાસને સ્પેન્સર " ઇંદ્રિયપરોક્ષાંતિ " ( Super-organic Evolution ) કહે છે ત્યાર બાદ એંગેલ્સે ( ૧૮૬૧ ) માતૃપક્ષના સ્નેહ ઉપરથી સમાજનો આવિર્ભાવ અને વિકાસ માન્યો છે, મોર્ગને સગાં સંબંધીઓનાં સ્નેહ ઉપરથી આધુનિક સામાજીક ભાવ ઉત્પન્ન થયાનું માન્યુ છે અને પાછળથી એજ મોર્ગને સંસ્કાર ઉપરથી ચડતી ઉતરતી સમાજના પ્રકાર પાડયા છે; જંગલી સમાજ, અને સુધરેલ સમાજના ઉત્તમ મધ્યમ અને કનિષ્ઠ પ્રકાર, સંસાર તથા કલાકૌશલ્ય ઉપરથી પાડવામાં આવ્યા છે. આ પ્રમાણે જુદા જુદા પ્રયત્નો મનુજ વિદ્યા ઉપર જુદે જુદે અંશે અજવાળું પાડે છે.

**જાદુ-વ્હેમ ઇત્યાદી.**

જાદુ તથા અન્ય વહેમો સંબંધીનું સંશોધન પણ મનુજ વિદ્યાને સારી સહાયતા કરે છે(Fontenelle ) ફોન્ટેનેલના કહેવા પ્રમાણે ચાલતા આવેલા વ્હેમોમાં માન્યતા એ હજી અવશેષ રહેલી જંગલીપણાનો અવશેષ છે. અને તે ઉપરથી ચડતા ઉતરતા પ્રકારના માનવસમૂહો પૃથ્વી ઉપર માલુમ પડે છે,

**મેકસમૂલર ને પુરાણો તથા સ્પેન્સર**

જર્મન સંસ્કૃતજ્ઞ વિદ્વાન મેકસ મૂલરે પણ આ દિશામાં ભાષા શાસ્ત્ર અને પુરાણ કથનની મીમાંસા કરીને અજવાળું પાડવાનો પ્રયત્ન કર્યો છે. પણ એણે ભાષા શાસ્ત્ર ઉપર બહુ ભાર મૂકીને તે શાસ્ત્રના નિર્ણયો મનુજ વિદ્યાને કશા કામના નથી એવી અતિશયોક્તિ ભરેલી ચર્ચા કરાવી છે કઇ પાષાણાદિ પૂજા, પિતૃ પૂજા વિગેરેમાં સંશોધન કરી સ્પેન્સરે એવું ઠેરવવાનો પ્રયત્ન કર્યો છે કે હાલના સર્વ સુધરેલા ધર્મો મૂળ પ્રાથમિક જંગલી ધર્મોમાંથીજ ઉતરી આવેલા છે. પણ વિશેષ સંશોધનથી હવે એમ પ્રતીત થવા લાગ્યું છે કે અધમ પ્રકારના ધર્મોનો અભ્યાસ ધાર્મિક ભાવનાના મૂળ વિષે કંઇ ચોકકસ નિર્ણય આપી શકે એમ નથી તેમ મનુજ વિદ્યાને પણ સારો આશ્રય આપે તેમ નથી. મોક્ષ મૂલરે* પુરાણને ભાષાના રોગરૂપ માન્યું હતું તે પણ ખરૂં નથી. ઋગ્વેદના મંત્રો સાદાં મૂર્ખ માણસોનાં ગીતો છે એમ મોક્ષ મૂલરના કહેવા પ્રમાણે માનવાને કશાં પ્રમાણ જડતાં નથી. મનુજ વિદ્યાની દ્રષ્ટિએ, જાદુ, વ્હેમ અને પુરાણ કથનને એક સંપ્રદાય વખાણે છે ત્યારે બીજો "ટેગ" સંપ્રદાય તેને ઐતિહાસિક સામાજીક દ્રશ્યમાનો તરીકેજ સ્વીકારે છે.

**મનુષ્ય જાતિનું વર્ગીકરણ**

સમગ્ર મનુષ્ય જાતિનું વર્ગીકરણ ભાષા ઉપરથીજ થઇ શકશે. અને ભાષાશાસ્ત્ર મનુષ્ય કયાં અને કયારે ઉત્પન્ન થયું તે પણ દર્શાવી શકશે એવું જે અન્સનનું માનવું હતું તેમાં કંઈ વજુદ નથી એમ હાલના સંશોધકોને માલુમ પડયું છે. ભાષા ઉપરથી શોધ કરતાં તો મનુષ્ય પહેલ વહેલું પૃથ્વી ઉપર હર કોઇ સ્થળે ઉત્પન્ન થયું હશે એમ કહી શકાય ! એક ભાષાની બીજી ભાષા ઉપર અસર થયલી માલુમ પડે તો તે ઉપરથી જે તે ભાષા બોલનારી પ્રજા બીજાની સાથે કોઈ કાળે સહવાસમાં આવેલી હશે તે સિવાય કોઈ બીજી વધારે અર્થ સિદ્ધિ થતી નથી. કેટલાક ભાષા, તો બીજા કેટલાક પુરાણ, ધર્મ, સામાજીક પ્રકાર અને છેવટે કેટલાક સંગીત ઉપરથી પણ મનુષ્યનું વર્ગીકરણ કરવાનું સાહસ કર્યું છે.

* Mythology is the disease of Language.

**મનુષ્યની ઉત્પત્તિ.**

મનુષ્ય ક્યારે ઉત્પન્ન થયું તે પ્રશ્ન યૂરોપમાં ઘણા જોરથી ચર્ચાયો છે અને હજી એ ચર્ચાય છે પણ કંઇ ઉકેલનો નીવેડો આવ્યો નથી ! પ્રથમ તો એ પ્રશ્નના નિર્ણયમાં બાઇબલમાંની માન્યતા બહુ આડે આવે છે. એક વિદ્વાને તો બાઇબલપરથી એ આગળ વધી મનુષ્ય પૃથ્વી ઉપર કયી ઘડીએ અને કયા દિવસે ઉત્પન્ન થયું તેનો પણ ચોક્કસ નિર્ણય કરી દીધાનું સાંભળવામાં આવ્યું છે ! કેમ્બ્રીજ યુનીવર્સીટીના વાઈસ ચાન્સેલર ડા. લાઈટફુટે એટલે સુધી કહેવાની હીંમત કરી દીધી છે કે "ટ્રીનીટીની શક્તિથી ઈ. સ. પૂર્વે ૪૦૦૪ ના વર્ષમાં અક્ટોબર મહીનાની ૨૩ મી તારીખે સવારના નવ વાગે આ પૃથ્વી ઉપર પહેલ વહેલું મનુષ્ય જન્મ્યું હતું" ! મનુષ્ય થોડાંક હજાર વર્ષ ઉપરજ ઉત્પન્ન થયું છે તે માન્યતાનું કારણ બાઇબલ છે. પણ આ માન્યતાને અમેરિકાની શોધે મોટો ધોકો પહોંચાડયો. આપણા પગ નીચે પાતાળમાં માણસો રહે છે. એ વાત સેંટ ઓગસ્ટાઈનને 'બેહદ અસંભવિત' 'excessively absurd' લાગતી હતી, તે આખરે કોલમ્બસે પ્રત્યક્ષ સાચી ઠેરવી પણ ત્યાર પછી બીજો ઝગડો ઉભો થયો. હબસીઓ અને રાતા અમેરિકનો એક પિતાના પરિવાર કે જુદાના ! અર્થાત્ શરૂઆતમાં એકજ મનુષ્યજોડ ઉત્પન્ન થઈ હતી કે વધારે ? આ પ્રશ્નમાં બે મોટા પક્ષ પડયા. ગુલામગીરીનો બચાવ કરનાર અને ધર્માધિકારીઓનો પક્ષ તથા હક્સલિ, ડાર્વિન વિગેરે શાસ્ત્રીય સંશોધકોનો પક્ષ. પહેલા પક્ષે બાવા આદમથી જગતની ઉત્પત્તિ માની અને હબસી ઇન્સાન નથી પણ હેવાન છે અને તેથી તેની પાસે પશુની માફક કામ લેવાનો બાવા આદમના વંશજોને અધિકાર છે એમ માન્યું; એટલુંજ નહી પણ હબસી માત્ર ધોળા પાશ્ચાત્ય આદમને ચાકરી ઉઠાવવાને માટેજ ખોદાએ ઉત્પન્ન કીધેલું જાનવર છે એમ મનાવવાનો પ્રયત્ન પણ થવા લાગ્યો. હજી આ માન્યતા છેક નષ્ટ થઇ નથી. છેક ઈ. સ. ૧૯૦૦ માંજ–હબસી એક હેવાન–Negroe a beast નામનું પુસ્તક પ્રસિદ્ધ થયું છે, અને તેમાં ઉક્ત માન્યતાને શાસ્ત્રીય તથા ધાર્મિક ઠરાવવાનો ગંભીર ( ? ) પ્રયત્ન કરવામા આવેલો છે.

**લાખો વર્ષો ઉપર માણસ જન્મ્યું હશે.**

ઉપલો એક તરફી ઝઘડો કોરે મુકતાં મનુષ્યનાં મુળ માબાપ એક હતાં કે વધારે તેનો ચોક્કસ નિર્ણય હજી થયો નથી. છતાં બાઇબલની આધુનિક મનુષ્ય જનન માન્યતા તો સાયન્સે એ ધીજ પાડી છે પૃથ્વીના પડમાં આવેલાં અવશેષ ઉપરથી, ઈ. સ. પૂ ૬,૦૦૦ વર્ષ ઉપરજ માણસ પેદા થયું છે, એમ માનવાને હવે જરાએ કારણ રહ્યું નથી. ઉલટું દરેક સંશોધન માનવોત્પત્તિને વધારેને વધારે દૂર લઇ જાય છે. લાખો વર્ષો ઉપર મનુજવિદ્યાના જુદા જુદા અભ્યાસીઓએ વિદ્યાની જુદી જુદી શાખાઓ ઉપર ઓછું

**ઉપસંહાર.**

વધતું ધ્યાન આપેલું. આ શાસ્ત્ર ધણી અનિયમિત રીતે આગળ વધી શક્યું છે. જુદી જુદી પ્રજાની શારીરિક રચનાનું સંશોધન પણ ઘણું અપુર્ણ છે. માણસ બીજાં પ્રાણીઓના જેવું ને પગે ચાલનારું અને વિચાર કરનારું પ્રાણીજ છે. ઉન્નત પશુજ છે–ને વાતના અચોક્કસ નિર્ણય માટે બુરતર વિધાનું અપૂર્ણ સ્વરૂપસંશોધન મોટે ભાગે જવાબદાર છે. બીજી ખોડ એ છે કે શારીરિક રચનાનો ઝીણવટવાળો અભ્યાસ ઘણુંકરી પ્રાકૃતિક શાસ્ત્રીઓજ કરે છે, અને ઐતિહાસિક વિગેરે માનવ ભાવનાજન્ય કાર્યોના દસ્તાવેજોનો અભ્યાસ રસકીના સાહિત્યજ કરે છે. એથી બંને બાજુ એક તરફી નિર્ણયો બાંધી દે છે. બંનેનું યોગ્ય સંમેલન થવું જોઈએ. ખાસ જે વિશેષ અગત્યની બાબત છે તે એ છે કે અમુક મર્યાદિત પ્રદેશનોજ ઝીણો અભ્યાસ–અને સર્વ દેશી અભ્યાસ—થવો જોઇએ. આખી પૃથ્વીના મનુષ્યો સંબંધે ઉપલક્રીયા અભ્યાસથી અનુમાનો બાંધી દેવાં અને પછી તેને બીજી પેઢી પાસે ખોટાં પડાવવાં એ શાસ્ત્રીય પદ્ધતિ ન કહેવાય. હજી ધીરે ધીરે મનુજવિદ્યાનું શાસ્ત્ર રચાય છે. આ વિદ્યા સંબંધી મોટી બ્હીક એ છે કે એમાં દરેક માણસ પોતાનું ડહાપણ ચલાવી શકે એમ હોવાથી ઘણી વાર અપરિપક્વ નિર્ણયો સપાટાબંધ જાહેરમાં આવી જાય છે. અને જાણ્યે અજાણ્યે આગળ બાંધી બેઠેલા મત ભ્રમણે ઘણું નુકશાન કરે છે.

3

એટલે **હરકી પાયરી** એ એક સ્નાન કરવાનો ઘાટ છે, અને તેના એક પગથીયાની એક લાદી પર હર ( અથવા હરિ ) ની મનાતી પાદુકા છે. આ ઘાટ પૂર્વે બહુ નાનો હતો. તેને તે વખતે ૩૯ પગથીયાં હોઇ તે ૩૪ ફુટ લાંબો હતો. ઇશ્વરની પાદુકા અહિંજ કોતરેલી હોવાથી બધા યાત્રાળુઓ અહિંજ સ્નાન કરવા ઇચ્છે છે. અને તેથી સવાર સાંઝ અહિં પુષ્કળ ગર્દી થાય છે. દરેક બાર વર્ષે જ્યારે બૃહસ્પતિ કુંભારાશિમાં જાય છે ત્યારે અહિં મેળો ભરાય છે, જેને ' કુંભનો મેળો ' કહે છે. [1] તે વખતે હઝારો યાત્રાળુઓ અને સાધુ સંતો અહિં આવે છે. ઇ. સ. ૧૮૨૦ માં આવી એકજ ઠેકાણેની ગર્દીને પરિણામે ૪૩૦ માણસો ગંગાશરણ થયાં હતાં ! તેમજ બીજે સાધારણ પ્રસંગે પણ પુષ્કલ મરતાં. આથી નામદાર બ્રીટીશ સરકારે હાલનો ૬૦ પગથીયાનો અને ૧૦૦ ફીટ લાંબો ઘાટ બંધાવ્યો. ત્યારબાદ ઇ. સ. ૧૮૯૨ માં કૉલેરાનો ઉપદ્રવ થવાથી એક ' હરિદ્વાર ઇંપ્રુવમેન્ટ સોસાયટી ' સ્થપાઇ જેણે પુષ્કળ સુધારા વધારાઓ સાથે આખો નદી કિનારો અને હરકી પેઢીનું તળીયું ફરસબંદી કરાવ્યું. એટલુંજ નહિ પણ આ ઘાટ પર હંમેશાં સરખો પ્રવાહ વહે તેવી ગોઠવણ કરી તે પર એક નાનો પૂલ બંધાવ્યો જ્યાં યાત્રાળુઓ બેશી નિસર્ગ દેવતાનું દર્શન કરી શકે. ઘાટને એવી રીતે બાંધવામાં આવ્યો કે ત્યાં કોઇ પણ જીવની હાનિ થાય નહિ.

હરકી પેઢી આગળ આ કમીટીએ જે લાંબો અને પહોળો કીનારો બંધાવ્યો છે ત્યાં સવારે સ્નાન કરનારાઓની, પંડયાઓની, હજામોની, અને કેટલાક સાધુઓની ગીર્દી જણાય છે ત્યારે સાંઝે ખાવાનું વેચવાવાળા, ઉપદેશકો, સ્નાન કરનારાઓ, ગંગાની નૈસર્ગિક ગતિ અને દેખાવ જોનારાઓની ગર્દી હોય છે. ગંગા નદી હિમાલયમાંથી છૂટી પડતાં આ ઠેકાણે એકદમ પ્રસરતી હોવાથી તેના પુષ્કળ ફાંટા અહિં જણાય છે જેમાંના પશ્ચિમ ફાંટા પર હરિદ્વાર આવેલું છે. સામી બાજુ હિમાલયની સફેદ ટેકરીયોની હાર નજરે પડે છે. ઘાટ પર ' કીટસન ' લેંપો મેલેલા હોવાથી રાત્રે પણ દેખાવ બહુજ રળીયામણો હોય છે.

હરદ્વારનાં દેવળોમાં સૌથી મોટું અને મહત્વનું ' ગંગાદ્વાર ' નામનું દેવળ અહિંજ હરકી પેઢીની બરાબર પાસે આવેલું છે. જ્યારે આજુબાજુ બીજાં નાનાં બે ચાર દેવળો આવેલાં છે.

## માત્ર યોગીયોને વાસ્તે !

હરિદ્વારની મોટી વસ્તી પંડયાઓ અને સાધુઓનીજ છે; તેમજ દેવળો પણ સાધુઓની માલેકીનાંજ છે. પુરાણોમાં કહ્યું છે કે માત્ર યોગીયોને વાસ્તેજ આ સ્થાન છે; ગૃહસ્થોએ અહિં રહેવું નહિ. શંકર સ્વામી નામના એક સન્યાસીએ હરિદ્વારથી ત્રિસ્થલી પ્રદેશમાં કુલે ૧૪૦૦ શિવમંદિરો બંધાવ્યાં કહેવાય છે. જોકે એ સ્થાન કેવળ યોગીઓનેજ વાસ્તે કહેવાય છે, છતાં ત્યાં ચીલમ ફૂંકતા, પરાન્ન પુષ્ટ, ભિક્ષુક સાધુઓનીજ વિપુલતા જોવામાં આવે છે, અને ' ગામ હોય ત્યાં ઢેડવાડો તો હોયજ ' એ કહેવત મુજબ નીચ પુરૂષ અને સ્ત્રીયોનો પણ દુકાળ નથી.

---

૧. હવે કુંભનો મેળો સં. ૧૯૭૧ના ઉન્હાળામાં ભરાશે, અને તે એક વર્ષ સુધી હંમેશાની માફક રહેશે.

## 'નમસ્તે'નો મહામંત્ર !

'નમસ્તે' એ એક ખરેજ મહામંત્ર છે ! મંત્રોથી ભૂતપલીત આદિ પલાયન કરી જાય છે એમ આપણે માનીએ કે ન માનીએ છતાં નમસ્તેને વાસ્તે તો એટલું માનવુંજ પડશે કે યમદૂત જેવા મનુષ્ય ભૂતો-પંડયાઓ અને પરાન્ન પુષ્ટ સાધુઓને પલાયન થઇ જવાની તેમના મનમાં ઇચ્છા ઉત્પન્ન કરનાર 'નમસ્તે' એ એકમાત્ર મહામંત્ર છે ! ! હરિદ્વારનાં સ્ટેશને ઉતરતાં વેંત, નહિં કેટલાંક સ્ટેશન પૂર્વેથીજ, આ માથું દુખાડનારો પ્રત્યક્ષ રોગ લાગુ પડે છે, જેને ઘણીયે દવા કરો, છતાં કંઇ અસરજ થતી નથી ! આવે વખતે એ રોગમાંથી મુક્ત થવાનો રામબાણ ઇલાજ માત્ર નમસ્તેજ છે ! એના જેવી તુરત અને હંમેશનો ફાયદો દેખાડનારી એક પણ દવા આ યમદૂતોને દૂર કરવા સારૂ હજી સુધી હસ્તિમાં આવી નથી ! કોઈ પણ સ્થલે-કોઇ પણ રોગપર એને અજમાવતાં તે સરખોજ ગુણ કરે છે ! જનસમાજ એને આર્યસમાજનો 'ટ્રેડમાર્ક' ગણતી હોવાથી અને આર્યસમાજને અને પંડયાઓ તથા વગર ભણેલા સાધુઓને બાપે માર્યું વેર હોવાથી જેમ બિલાડીના "મ્યાંઉં" કરતાં ઉંદર નાશી જાય છે તેમ 'નમસ્તે' કહેતાં બિચારા આવા ભિક્ષુકો રસ્તે પડે છે. સમાજીસ્ટો ધાર્મિક ભાવનાથી તીર્થક્ષેત્રોમાં જતા ન હોવાથી, જેમ ગોર મહારાજ તેમનો પીછો પકડતા નથી તેમજ નામદાર સરકારે ડાકોર, નાશિક જેવાં કેટલાંક સ્થળોએ તેમને માટે યોગ્ય રીતે યાત્રાળુ પરના કરમાંથી પણ મુક્ત રાખ્યા છે. કર-કલેકટરને માત્ર "નમસ્તે"-કહેતાં તે તુરતજ જવા દે છે.

### પંડયાઓ

**પ્રાચીન તથા અર્વાચીન બ્રાહ્મણો વચ્ચે શો ભયંકર અંતર.**

પિંડદાનો લઇ લઇને પુષ્ટ થએલા આ પંડયાઓ નાના પ્રકારે યાત્રાળુઓ પાસેથી પૈસા કઢાવે છે, અને તે પૈસાનો ઉપયોગ અનેક સ્ત્રીયો કરવામાં, મદ્યમાંસાદિના આહારમાં ગાંજા ચરસના ધુમ્રપાનમાં અને વ્યભિચારમાં કરે છે. પ્રાચીન અને અર્વાચીન બ્રાહ્મણો વચ્ચે કેટલો ભયંકર અંતર ?[1] એ જુના વિચારના હીંદુઓનો એક મોટો શોક છે. હરિદ્વારમાંના બધા પંડયાઓ બે માઇલ છેટે આવેલા જવાલાપુર નામના ગામમાં રહે છે. એમની અહિં કુલે ૪૦૦૦ની વસ્તી છે, જેમાં ઉન્હાળામાં બદ્રીનારાયણના ૨૫૦૦ પંડયાઓનો ઉમેરો થાય છે. પણ પંડયાએ છેક નકામા નથી. આપણે તેમનાં કામ સારૂ નહિ, પણ તેમનાં આચરણ સારૂજ વાંધો લેવો જોઇએ છે. પંડયા ઓના વંશાવળીઓવાળા ચોપડા વંશાવળી શોધી કાઢવાનું એક ઉત્તમ સાધન છે. એમના ચોપડામાંથી મળી આવતી વંશાવળીઓ કોર્ટમાં પણ સાચી મનાય છે અને વારસાના કેસોમાં તે બહુ મદદરૂપ થઇ પડે છે. પણ એક તો તે વંશાવળી જેના બાપદાદા જાત્રાએ ગયા હોય તેનીજ મળી આવે છે અને બીજું પંડયાઓની નાણાં કઢાવવાની રીતિ તેને બહુ મોંઘી બનાવી દે છે ! મરહુમ બાબુ રોમેશચંદ્ર દત્ત જેવાએ પણ એમની વંશાવળી સાચવી રાખવાની ઉપયોગિતાનાં તો પોતાની એક વાર્તામાં વખાણ કર્યાં છે. પંડયાઓની આજીવિકા

---

१ न ईच्छामि धनराशिम् न पृथिवीम् राज्यमेव वा ।
[illegible] धर्मनिष्ठा [illegible] ॥

આ ચોપડાઓ પરજ અવલંબિત હોવાથી મારવાડી સરાફો બીજી કોઇ ચીજ કરતાં આ ચોપડા પર જલદી નાણાં ધીરવા તૈયાર થાય છે ! અને તે વસુલ કરવા કદી તેમને સ્મોલ કૉઝ કૉર્ટમાં જવું પડતું નથી.

## યજમાનોને લીધે ઉપાધ્યાયોને રાખવી પડતી દાઢી !

હરદ્વારમાં પ્રથમ શીખ યત્રાળુઓજ પુષ્કળ આવતા. શીખ ધર્મમાં દાઢી રાખવાનું ખાસ ફરમાન હોવાથી તેઓ હાલમાં જેમ કેટલાક વૈષ્ણવો પોતાનો ગોર શૈવ છતાં વૈષ્ણવી તિલક અને કંઠી બાંધવાની ફરજ પાડવાની કોશીશ કરે છે તેમ, ફરજ પાડતા એટલે કે વગર દાઢીના ઉપાધ્યાય પાસે કોઇ પણ ધાર્મિક ક્રિયા કરાવતા નહિ. આથી બિચારા ઉપાધ્યાયોને ફરજીયાત દાઢી રાખવી પડતી ! તેમને સારે નસીબે ઠેઠ હરિદ્વાર સુધી રેલ્વે થવાથી, અન્ય યાત્રાળુઓની સંખ્યા દિનપર દિન વધતી ગઇ અને માત્ર શિખો પર નિર્ભર રહેવાનુ કારણ ન રહેતાં પંડયાઓનો મોટો ભાગ વગર દાઢીનો પણ થતો ગયો. હિંદુસ્તાનનો સ્ત્રી વર્ગ અજ્ઞાન અને વ્હેમી હોવાથી તેમની પાસેથીજ પંડ્યાઓને સારી દ્રવ્ય પ્રાપ્તિ થાય છે; આથી સ્ત્રી વગરનાં ઉતારૂ પર તેઓની ખાસ કૃપા ઉતરતી નથી ! એક પેશાવરીયે પોતાની એ સંબંધી કર્મ કહાણી કહેતાં જણાવ્યું કે તેનો પોતાનો જુનો ગોર પણ બહુ ભાવપૂર્વક તેને પોતાને ઘેર ( તે સ્ત્રી વગર આવેલો હોવાથી ) તેડી ગયો નહોતો ! પણ જ્યારે પંડયાને ખબર પડી કે તે પોતાની મૃત સ્ત્રીની મરણ ક્રિયા અને તે નિમિત્તે દાન પુણ્ય કરવા આવ્યો છે, ત્યારેજ તેનું માન વધ્યું ! બિચારી સ્ત્રી વગરના આ યજમાને ફરીથી એ ગોર મહારાજનાં દર્શન નહિ કરવાની પ્રતિજ્ઞા લીધી !

### " बाबुजी हमको मलाइ दिल्वादो ! "

તુંદિલતનુ સન્યસ્તાશ્રમીયો ગૃહસ્થાશ્રમીયો પાસે હંમેશા આ મુજબની મલિદાની યાચના કરતા અત્રે નજરે પડે છે ! બીચારા દૂધ, મલાઇ, કે મીઠાઇ શિવાયની તો વાતજ કરતા નથી ! એક વાર એક ચોબાને ખીચડી ખાવાની ભલામણ કરતાં તેણે ચોખ્ખુંજ કહ્યું હતું કેઃ— ' મુઇ રાંડ ખીચડી, હમ તો ખાવે લડુ ! ' તો એવા ચોબાઓ–પંડાઓ–પાસે વસનારા કહેવાતા વેરાગીયો તો કેમજ ઓછું માગે ? ! જાણે તેમનો સ્વભાવ સિદ્ધ હકજ હોય નહિ, તેમ તેઓ મલીદો માગે છે ! તે બિચારાઓને આ પ્રકારની યાચના અને તેનું પરિમાણ ભોજન, એ બે શિવાય ત્રીજા વિષયનું તો જ્ઞાનજ હોતું નથી ! એમના જીવનની સ્થિતિ તો સર્વથા નીચેની ઉક્તિ મુજબનીજ છેઃ—

काकोऽपि जीवति चिराय बलिं च भुंक्ते।

કાગડો પણ બલિદાન ખાઇ તાગડધિન્ના કરી લાંબુ આયુષ્ય ભોગવે છે.

ટુંકમાં યાત્રી આવ્યો કે એમનાં મનથી જાણે શીકાર આવ્યો !

એક બંગાળી જેવો દેખાતો યુવાન હૃષ્ટપુષ્ટ સાધુ તાંબુલથી ભરેલે મોઢે, એક શિક્ષિત યાત્રાળુ પાસે આવી દૂધની યાચના કરવા લાગ્યો, કારણ કે તેના મગજમાં તેના કહેવા મુજબ ગાંજાની ( ચીલમનું ) ધુમ્રપાન કરવાથી ગરમી ચઢી ગઇ હતી ! આથી " ચીલમો પીવી અને પાન ખાવાં, એ સાધુનું લક્ષણ નથી " એમ તેને ઉપદેશવાનું તે ગૃહસ્થે સાહસ કરતાંજ

દુર્વાસા મુનિનો કોપ પ્રજ્જવલિત થયો ! પણ તેમનું પોત પણ તેથી ઠીક પ્રકાશ્યું. તુરતજ તેણે ઉત્તર દીધો:—" અરે, પાન અને અફીણ નો શું પણ તું આપે તે દરેક ચીજ હું ખાઇ જાઉં. માંસ, મચ્છી, શરાબ, વિગેરે બધી ચીજો મને ખપે છે. અમારો આધાર કાંઇ તારા જેવા ગુરૂલીસો પર નથી ! " હિંદમાં આવા પારકે પૈસે દિવાળી કરનારા અને હરામનું ખાઇ વ્યભિચાર, મદ્યપાન, માંસાહાર ઇત્યાદિ કરનારા લાખો સાધુઓ—સત્યાનાશીઓ—પડેલા છે કે જેઓ બધાને ગરીબ હિંદુ પ્રજા પોષે છે ! સાંઝે તેજ મહાત્માને મદ્યની ઘેનમાં તેલવાળા પદાર્થો ખાતા અને લથડાતા જોઇ ખરેજ તેમનાં સવારના વચનોની સચ્ચાઇ પ્રતીત થઇ. આવા સ્વામીઓથી ઇશ્વર હિંદુ પ્રજાને બચાવો !? અલબત્ત અપવાદો અનેક છે.

[ અપૂર્ણ ]

## ચર્ચાપત્ર.

" સત્ય "ના તંત્રી સાહેબ.

વિ. વિ. કે ફેબ્રુઆરી માસના સત્યમાં આવેલું મી. 'વિભાકરનું' ચર્ચાપત્ર જોઇ કેટલાક વિચાર આવે છે તે જણાવવાની રજા લઉં છું.

૧. ગુજરાતી ભાષામાંનાં દસ વાંચવા લાયક નવલકથાનાં પુસ્તકોની ચર્ચા ઉપસ્થિત કરવાનો હેતુ લેખકોનો સત્કાર કરવાનો યા તો તેમના ગ્રન્થોની જાહેર ખબર ફેલાવવાનો છેજ નહિં, ફક્ત વાચક વર્ગને માર્ગ સૂચનનોજ છે તે સ્વાભાવિક રીતેજ સમજાય તેમ છે.

૨. ગુજરાતી ભાષામાં ઉત્તમ પ્રકારની નવલકથાઓ ઉભરાઇ જતી નથી એ વાત ખરી છે, તેટલા માટેજ અને ખાસ કરીને અધમ પ્રકારની નવલકથાઓ ઘણી ઉભરાઇ જાય છે તે કારણથી આવી ચર્ચાઓ મી. વિભાકરના કહેવાતા " Crushing reply " છતાં ગુજરાતી વાચક વર્ગને, નુકસાનકારક થવાને બદલે ફાયદાકારકજ થશે, એટલુંજ નહિ પણ અગત્યની પણ છે એમ મ્હારૂં ધારવું છે.

૩. મી. વિભાકર પોતેજ સ્વીકાર કરે છે કે ગુજરાતી નવલકથાનું તેમનું વાચન સંકુચિત છે. એ સંકોચ કેટલો છે તેની મર્યાદા એમણે બતાવી હોત તો આ વિષયની ચર્ચામાં ઉતરવાના એમના અધિકાર વિશે નિર્ણય કરી શકાત. છતાં મી. વિભાકરને પ્રિય અંગ્રેજી ભાષાની રૂઢિ વાપરીને બોલું છું કે એમના આ સ્વીકારના વાક્યની પંક્તિઓની વચમાં વાંચતાં જણાય છે કે એઓનું આ પ્રકારના પુસ્તકોનું વાંચન શૂન્યવત્ હશે માટે એમને તો આ બાબતમાં મૌનજ ઉચિત્ હતું.

એમના મતથી આટલો હું જુદો પડું છું છતાં તેમની તાજા કલમમાં કરેલી સૂચના ઘણી સ્તુત્ય છે એમ કહ્યા વિના ચાલે તેમ નથી.

સંતોષની વાત એ છે કે તમારા માસિકમાં શરૂ કરેલી ચર્ચા સ્હામે પોકાર કરનાર કોઇ નથી શિવાય એક મી. વિભાકર.

લિ. આપનો.
" M. P. "

# દ્રઢપ્રતિજ્ઞ વીર ચૂડાજીનું જીવન ચરિત્ર.

પ્રાચીન ભરતભૂમાં જે અનેક રત્નો પેદા થઇ ગયાં છે તેની જોડી હજુ દુનિયાના ઇતિહાસમાંથી મળી શકી નથી, એતો જાણીતું છે. રામ જેવા એક પત્નીવ્રત ધારી, કૃષ્ણ જેવા પરમયોગી અને રાજનીતિવિશારદ, ભરત જેવા સ્વાર્થત્યાગી, લક્ષ્મણ જેવા બંધુપ્રેમી અને ભીષ્મ જેવા દ્રઢપ્રતિજ્ઞ એકની પણ જોડી જગતના ઇતિહાસમાંથી મળી આવતી નથી.

હિંદના પ્રાચીન ઇતિહાસમાં રામાયણ પછી મહાભારતનાં યુદ્ધની ગણતા થાય છે અને ત્યારબાદ મેવાડના શૂરા રાણાઓની કીર્તિ આપણા કર્ણોમાં આવી અથડાય છે. રામાયણ વિશે આ માસિકની પ્રથમ વર્ષની ભેટબુક દ્વારા વાંચકોને સુપરિચિત કરવામાં આવ્યા પછી હાલમાં "પ્રાચીન ભારત"ની લેખમાલા મહાભારત અને રામાયણ એ બેઉથી વાંચકોને ટુંકમાં પરિચિત કરવા પ્રસિધ્ધ થાય છે. આથી જો ત્રીજો કાળ–મેવાડના રાણાઓના સમયનો–તેમાંની કોઇ એકાદેક વીરવ્યકિતને વાંચકોના પરિચયમાં લાવવાનું મન થાય, તો તે તદન સ્વાભાવિક છે.

આજના પ્રસંગમાં નાયકનો જન્મ વીરરત્નોની ખાણ સમાન મેવાડની ભૂમિમાં થયો હતો. એમની દ્રઢ પ્રતિજ્ઞા માટેજ આજે એમનાથી પરિચિત થવાનું આપણને મન થાય છે એમ નથી. પણ એમની પ્રમાણિકતા એમના એ ગુણમાં સોનામાં સુગંધની ગરજ સારતી હોવાથી આપણને વધારે પ્રિય લાગે છે.

આપણા ચરિત્ર–નાયકના પિતાજીનું નામ લાખાજી હતું. તેઓ બહુ શૂરવીર અને હસમૂખા હતા, તેથી પુત્ર પણ બહાદુર થાય તેમાં નવાઇ નથી. તે પુત્ર તે આપણા ચરિત્ર–નાયક વીર ચૂડાજી કિશોર વયમાં આવતાં મારવાડના રાવ રણમલજીના પુરોહિત, એમના વેરે રણમલજીની પુત્રીનો વાગ્નિશ્ચય કરવા આવ્યા. ચૂડાજી તે વખતે ત્યાં હાજર નહોતા. વાતચિતના પ્રસંગમાં પુરોહિતે કન્યાનાં બહુ વખાણ કર્યાથી રાણા લાખાજીએ સ્હેજ હાસ્યમાં કહ્યું કે, શું આપ જે નારીયળ આપવા આવ્યા છો ( સગપણ કરવા આવ્યા છો ) તે મારા જેવા એક વૃધ્ધને વાસ્તે નથી ? પુરોહિતે કશો જવાબ દીધો નહિ.

થોડીવારમાં દરબારમાં ચૂડાજી આવી પહોંચ્યા; અને તેમને આ વાતની જાણ થઇ. આથી પિતા લાખાજીએ જ્યારે સગપણ વિશે વાત કાઢી ત્યારે ચૂડાજીએ સ્પષ્ટ જણાવી દીધું કે " જે કન્યા જોડે મશકરીમાં પણ મારા પિતાને પરણવાનું મન થઇ ગયું તે મારી મા બરાબર છે. આથી તેનો સ્વિકાર તેમણેજ કરવો !"

દરબારીઓ અને મિત્રોએ તેમને ઘણુંએ સમજાવ્યું; પણ વ્યર્થ. બીજી બાજુ રાવ રણમલ્લજીએ શંતનુ પાસેથી જેમ ગાંધારીના પિતાએ માગ્યું હતું તેમ માગી લીધું કે "એ પુત્રીને પેટે જે પુત્ર થાય તેનેજ રાજ્ય મળે." કહેવાની જરૂર નથી કે ચૂડાજીએ ભીષ્મની માફક તે પાળવાનો સંકલ્પ કર્યો.

રાણા લાખાજીના મૃત્યુબાદ તેમના પુત્ર મોકલજી મેવાડના રાણા થયા. તેમની બાલ્યાવસ્થા હોવાના કારણે ચૂડાજીજ રાજ્યના કાર્યકર્તા હતા, અને તેમનાથી બધી પ્રજા પ્રસન્ન હતી. તેમના પરાક્રમથી દુશ્મનો જાણીતા હોવાથી કોઇ પોતાનું બલ અજમાવવાની કોશીષ કરતું નહિ: રાજ્યમાં જ્યાં જુઓ ત્યાં શાંતિદેવીનુંજ રાજ્ય હતું. લૂંટ, ચોરી, કે બીજી કોઇ જાતનો અન્યાય કોઇ પણ ઠેકાણે થતો નહિ. ચૂડાજીનો પોતાનો પ્રેમ પણ પ્રજા તરફ અથાગ હતો. દરેક રાજકીય કામ પર તેઓ પોતેજ દેખરેખ રાખતા; છુપે વેશે રાત્રે પ્રજાનાં સુખ-દુઃખની તપાસ કરતા તથા નાના પ્રકારથી તેમને સુખી કરતા. આથી ચૂડાજી આખી પ્રજાને પ્રાણથી પણ વધારે પ્રિય લાગે તો નવાઇ નહોતી, પણ આજ પ્રજા-પ્રિયતા ક્લેશનું મૂળ થઇ પડી. ચૂડાજીની પ્રજા પ્રિયતા તથા ઐશ્વર્ય જોઇ મોકલજીના મામા જોધાજી રાઠોડને ઇર્ષા ઉત્પન્ન થઇ. તેણે પોતાના પિતા રાય રણમલ્લજીની સાથે મંડોર રાજ્યનો ઉચિત પ્રબંધ કરી, ચીતોડ આવી, એવીજ તક શોધવાની કોશીશ કરવા માંડી કે કોઇ પણ રીતે મોકલજીની માને ચૂડાજી વિશે ભંભેરી શકાય.

એક દિવસ તેવો પ્રસંગ મળી ગયો. જોધાજી રાઠોડ પોતાની બ્હેન મોકલજીની માતાના કાનમાં ચૂડાજીના વિષયમાં ઇર્ષા-ઝેર વર્ષાવવા માંડયાં. એમની ઇચ્છાનુસાર વર્તવા અને પવિત્ર ચૂડાજીને તેમની ઉપર રાજ્યના સંબંધમાં આક્ષેપ મૂકી દુઃખી કરવા રાણી પહેલાં તો તૈયાર થયાં નહિ; પણ આખરે એ સ્ત્રી જાતિ. સ્ત્રી જાતિનું હૃદય ઘણું ખરૂં ફોટોગ્રાફીની નેગેટીવ જેવું હોય છે—તેનાપર જેવી છાપ પાડવી હોય છે તેવી પાડતાં વાર લાગતી નથી. આથી રાણીજીએ પોતાના ભાઇને પૂછ્યું: "વારૂ, પણ ચૂડાજીને ક્યા આરોપસર દૂર કરી શકાય? આપ જો મને સહાયતા કરો તો હું તેને સ્ત્રીજાતિ જે સૌથી વધારેમાં વધારે પ્રકારનો દોષ પુરૂષપર મેલી શકે તે દોષ તેનાપર મેલી દૂર કરૂં. તેમ કરવાથી વીર ચૂડાજી પોતેજ પોતાની મેળે ચાલ્યો જશે, એવી મારી માન્યતા છે." જોધાજીએ સંપૂર્ણ મદદ કરવાનું વચન આપ્યું, અને પોતાનાં રાજ્યમાં કોઇક ઇષ્ટ હેતુસર ચાલ્યા ગયા.

જોધાજી મંડોર જતાંજ રાણીએ ચૂડાજીની નિંદાનાં પાનાં ઉથલાવવાં શરૂ કર્યાં. જ્યારે ચૂડાજીને એ વાતની ખબર પડી ત્યારે તે રાણી પાસે ગયા અને હાથ જોડી પ્રાર્થના કરી તેને ખૂબ સમજાવી; પણ હિંદી સ્ત્રીઓ એક તો મૂળે કંઇક અશિક્ષિત, બીજું મેવાડની સ્ત્રીઓ વીર રજપૂતાણીઓ હોવાથી રજપૂતોની માફક જક્કી અને વળી સ્ત્રી હઠ તો પ્રખ્યાતજ, તેથી તેનાપર એ પ્રાર્થનાની અસર 'ભેંસ આગળ ભાગવત' જેટલીજ થવાનો વધારે સંભવ. આખરે ચૂડાજીએ હાથ જોડી કહ્યું; "હે માતા! હું નથી સમજી શકતો કે આપની મારા પર આટલી બધી અકૃપા કેમ થઇ છે, ને મારે વિશે આપનો અભિપ્રાય આમ એકાએક કેમ બદલાઇ ગયો છે? મારી સમજ મુજબ તો મેં પ્રજાને સુખી રાખવાનો બનતો પ્રયત્ન કર્યો છે; તેમજ મારાથી આપનું કોઇ દિવસે અપમાન પણ થયું નથી; એટલુંજ નહિ પણ હું આપને હંમેશ પ્રસન્ન રાખતા ગયું છું. આજ દિન સુધી આપના દિલમાં મારા પર એક પુત્ર જેટલો પ્રેમ હતો, પણ આજે આપ આટલાં બધાં બદલાઇ ગયાં છો તેનું એકજ માત્ર કારણ સંભવી શકે અને તે માત્ર આપને કોઇએ ભંભેર્યાં છે તેજ છે; પણ યાદ રાખજો કે આપને જેણે બ્હેકાવ્યાં છે, તેજ

આપને હાનિ પહોંચાડશે. ખેર પણ હવે હું મારા બધા શિશોદીયા બંધુઓ આપના હાથમાં સોંપુ છું. વિપત્તિ પડયે મને ખબર મોકલશો તો આપની સેવામાં હાઝર થઇશ. ”

આટલું કહી ચુડાજી ૨૦૦ માણસ પોતાની સાથે લઇ ચીતોડની બહાર નીકળી ગયા. અને માળવામાં માંડુના બાદશાહના દરબારમાં એક ઉત્તમ પદ તેમણે પ્રાપ્ત કર્યું.

ચુડાજીના જતાંજ મંડોરના જોધાજી ચીતોડ આવી પહોંચ્યા. પાછળથી તેમના પિતા રણમલજી પણ ત્યાં આવ્યા અને બધું રાજકીય કામ કરવા લાગ્યા. રણમલજી મોકલજીને ખોળે બેસાડી રાજ સિંહાસન પર બેસતા. રાજ્યલોભે જોધાજીને તદન વશીભૂત કરી લીધા હતા. તેમની તો સદોદિત એજ ઇચ્છા હતી કે હું પોતેજ ચીતોડનો રાણો થાઉં તો સારૂં. આથી શિશોદીયાઓને કાઢી રાઠોડોની મુખ્ય મુખ્ય જગ્યા પર નીમણુંક કરવા માંડી. અને એ રીતે પોતાનો પક્ષ મજબુત કરવા માંડયો. એક દિવસ એવો હતો કે જ્યારે આ વીર શિશોદીયાઓને બહુ માન મળતું; પણ આજે તેમને શનિની દશા બેઠેલી જણાતી હતી-કોઇ તેમનો ભાવે પૂછતું નહિ. આખું મેવાડ રાઠોડોથી ભરાઇ ગયું. શિશોદીયાના માનને પાત્ર રાઠોડો થવા લાગ્યા. જે રાઠોડને મંડોરમાં સાંઝ સવાર પેટ પૂરતું અન્ન પણ મળતું નહિ તેની જીવિકા એક અમીર જેવી થઇ ગઇ. દરબારમાં રાઠોડ, વેપારમાં રાઠોડ, સૈન્યમાં રાઠોડ, જ્યાં જુઓ ત્યાં રાઠોડેજ રાઠોડ !

જોધાજી જો કે ઘણા પ્રવીણ હતા છતાં તે પોતાની મનોકામના એકદમ પુરી ન કરી શકયા. વીર શિશોદીયાઓ તેમના અન્યાયથી અપ્રસન્ન હતા; પણ નિરાધાર હોવાથી કંઇ કરી શકતા નહિ. જ્યારે જોધાજીને ખાત્રી થઇ કે તેમના કબાજમાં કોઇ હરી નડવાનો સંભવ નથી, ત્યારે તેમણે પોતાની દિનપર દિન તીવ્ર થતી જતી ઇચ્છાને તૃપ્ત કરવાનાં સાધનો શોધવા માંડયાં. હવે તેમને પોતાની ઇચ્છા તૃપ્ત કરવામાં એક માત્ર કંટક જણાયો અને તે વીર ચૂડાજીના ભાઇ રઘુદેવજી વિદ્યમાન હતા તે હતા. રઘુદેવજી બહુજ સદ્દગુણી અને વીર પુરૂષ હતા. સદા અનન્ય ભક્તિથી તે રાજ્યનું હિત ચાહતા. તેમની જાગીર કેલવાડામાં હતી, ત્યાંજ તે રહેતા. એમનો સ્વભાવ પણ વીર ચૂડાજી જેવોજ હતો.

જોધાજીએ આ પક્ષીને ફસાવવા પોતાની કપટી જાળ પાથરી અને દરબારની શોભા વધારવાનાં બ્હાનાંથી રઘુદેવજીને ચીતોડ બોલાવ્યા. રઘુદેવજી પોતાના ભોળા સ્વભાવ પ્રમાણે છડી સ્વારીએજ આવ્યા. વીર શિશોદીયાઓની હાજરીમાં રઘુદેવજી બ્હાદુર નરનો પ્રાણ લેવો કંઇ જેવું તેવું કામ નહોતું. આથી રાત્રે નીંદ્રામાંજ તેમનું ખુન કરવામાં આવ્યું.

બસ, રાઠોડોના પાપનો ઘડો ભરાઇ ગયો. તેમજ પડતીની શરૂઆત અહિંથીજ થઇ. બધા શીશોદીયા જોધાજી તરફ વધારે ઉશ્કેરાયા; અને હવે તેઓ એનો બદલો લેવાના વિચારમાં પડયા.

આ બધી કપટ કળાનો મર્મ જ્યારે રાણીજીને સમજાયો ત્યારે તે પણ ડેબતાઇ ગઇ. રાણી રણમલજીને એ.લાની તેણે કરપીણ ખૂનનો ખુલાસો પૂછયો; પણ જવાબમાં રણમલજીએ જે શબ્દો કહ્યા તેજ શબ્દોએ રાણીની આંખનાં પડળ દુર થયાં અને તે જાગ્રત થઇ. તે શબ્દો આ હતા. “તમારે હમારી વાતો સાથે શો સંબંધ? હમે ચાહે તેમ કરીશું.” રાણી શંકિત થવાથી

: તેને સહજ ચુડાજીનું આ વખતે સ્મરણ થયું. તે વીર નરના જતી વખતના શબ્દો યાદ આવ્યા. ધ્રણીજ ગુપ્ત રીતે તેણે આ બધી હકીકતથી ચુડાજીને વાકેફ કર્યા. અને સહાયતાર્થ વિનવ્યા.

વીર ચુડાજીનાં નેત્રો આ ખબર સાંભળી રક્તવર્ણું થઇ ગયાં. રાણીએ કરેલાં બધાં અપમાનો ભૂલી જઇ, પોતાની જન્મ ભૂમિના હિતનો વિચાર મનમાં આણી, તેમણે બધા યોદ્ધાઓને પોતાનાં બાલ બચ્ચાંઓને મળી આવવાને બ્હાને ચિતોડ મોકલી દીધા. જતી વખત ચુડાજીએ તેમને કહ્યું કે તમારે ત્યાં જઇ દ્વારપાળની નોકરી લેવી અને રાણીને ધૈર્ય દઇ કહેવું કે તે મોકલજીને હવા ખાવા સારૂ પાસેનાં ગામડાંઓમાં મોકલતી જાય, અને તેમ કરતાં દિવાળીને દિવસે તે મને ગસન્દા ગામમાં મળે. અમારા આવવા પહેલાં તમારે દરવાજા ખુલ્લા રાખવા. અને સારી પેઠે શસ્ત્રોથી સજ્જ થઇ રહેવું.

શિશોદીયાઓમાં વીરરસ રેડતાં તેમણે કહ્યું: " વીર શિશોદીયાઓ ધ્યાન રાખજો કે ચીતોડ તમારી ભૂમિ છે. તમે વીર રાજપૂતોનાં સંતાન છો. મોકલ તમારોજ રાણો છે. મેવાડનું રાજ્ય કેવલ તમારા બલપરજ અવલંબિત છે. તેનું હિત તે તમારૂં હિત છે. તેનું અહિત તમારી કીર્તિ પર અને આપની શિશોદીયા જાતિ પર કલંક સમાન છે. તે એજ મેવાડ છે કે જેને પરાધીન ન થવા દેવા સારૂ તમારા પૂર્વજ વીર રાજપૂતોએ પોતાના પ્રાણની પણ કદી પરવા કરી નથી. "

વીરત્વના આટલા શબ્દો વીર શિશોદીયાઓને ઉશ્કેરવા પૂરતા હતા. રાણીને બધી વાત વિદિત કરવામાં આવતાં તેણે રણમલજીને મોકલજીને હંમેશ વાયુ-સેવન સારૂ મોકલવા વિનંતિ કરી. રણમલજીએ તે સ્વીકારી તો ખરી પણ તેમની જોડે કેટલાક સૈનિકો જરૂર મોકલવામાં આવતા. પણ કેટલાક દિવસ પછી એ પ્રબંધ શિથિલ થયો, તે એટલે સુધી કે દીવાળીને દિવસે તો માત્ર બેચાર સિપાઇઓજ, કે જે પણ શિશોદીયાજ હતા, તેજ મોકલજી સાથે હતા.

ચુડાજીને કંઇક વાર થઇ જવાથી ગસન્દા ગામમાં બેઉનો મેળાપ ન થતાં મોકલજી નિરાશ થઇ પાછા ફર્યા. પણ એટલામાં તો ચીતોડના દ્વાર પર માત્ર ૪૦ સ્વાર સાથે પાછળથી પૂર જોસમાં ઘોડા દોડાવતા ચુડાજી આવી પહોંચ્યા અને દરવાજા ખુલ્લા જોઇ નગરમાં પેઠા.

રાઠોડોને આ વાતની ખબર પડવાથી તેઓ શિશોદીયાઓ સાથે યુદ્ધ કરવા લાગ્યા. એટલામાં પાછળ રહેલા ચુડાજીના સ્વારો પણ આવી પહોંચ્યા. નગરમાંના બધા શિશોદીયાઓ પણ સશસ્ત્ર થઇ ચુડાજી અને મોકલજીના પક્ષમાં ભળ્યા. તુમુલ યુદ્ધ થયું. ભાટી સરદારે તો ચુડાજીનેજ મારવાની પ્રતિજ્ઞા લીધી કિન્તુ ચુડાજીએ તેને અવસર મળે તે પહેલાંજ યમસદને પહોંચાડી દીધો. આખરે જોધાજી પોતાની હાર જોઇ કેટલાક સૈનિકો સાથે નાશી છૂટયા. ચુડાજીએ તેમની પૂંઠ પકડી પણ તે ન પકડાયા.

બીજી બાજુ એક શિશોદીયા સ્ત્રીએ રણમલજીને તે જે પલંગ પર સુતા હતા તે સાથેજ બાંધી દીધા હતા ! જાગતાંવેંત એકજ ઝટકામાં એ બંધન તોડી નાંખી તેમણે યુદ્ધ આરંભ્યું; પણ પરિણામે ધરણીશાયી થયા.

ચીતોડને આ મુજબ નિર્ભય કરી ચુડાજીએ પોતાની જાગીર પર જવાની રાણી પાસે રજા માંગી; પણ રાણી હવે તેમને જવા દે એવી ન હોતી. કહેવાની જરૂર નથી કે ઉમરે આવતાં મોકલજીનો તિલકોત્સવ ચુડાજીએજ સાજરો કર્યો તે કેવું સુંદર, વીર, પ્રમાણિક અને દ્રઢ પ્રતિજ્ઞ અને સાદું જીવન! ધન્ય વીર ચુડાજી.

M. M. J.




(૪)

વધુ મળેલા અભિપ્રાયો હેઠળ આપીએ છીએ. કેટલાક સજ્જનોએ પોતે પસંદ કરેલી નવલકથાઓનાં લક્ષણો પણ વર્ણવ્યાં છે. પરંતુ સ્થલાભાવને લીધે તે હમે આપી શકતા નથી. કર્તાઓનાં નામો હવે પરિચિત થયલાં હોવાથી, જગ્યા બચાવવાના હેતુથી, કર્તાઓનાં નામો સાથે ન આપતાં માત્ર નવલકથાનાંજ નામ હમે આપ્યાં છે.

(૨૨)

૧ સરસ્વતિચંદ્ર ભાગ ૧-૪
૨ ગુલાબસિંહ
૩ કુસુમાવલિ
૪ પદ્મિનિ અથવા ભસ્મીભૂત ચિતોડ
૫ કરણઘેલો
૬ એમ. એ. બનાકે કયોં મેરી મીટ્ટી ખરાબ કી?
૭ મેવાડની સંધ્યા
૮ હિન્દ અને બ્રિટાનિયા
૯ લાલ અને લક્ષ્મ
૧૦ મહાકાળીની મૂર્તિ.

બાલાજીરોડ સુરત. તા. ૧૪-૩-૧૪

કાશીરામ અંબાશંકર જાની. બી. એ.

(૨૩)

૧ સરસ્વતીચંદ્ર
૨ કરણઘેલો
૩ વનરાજ ચાવડો
૪ હીંદ અને બ્રીટાનીઆ
૫ કાદમ્બરી
૬ એમ. એ. બનાકે કયું મેરી મીટ્ટી ખરાબ કી?
૭ યોગીની ને બાલા.
૮ વિક્રમની વીસમી સદી
૯ ગુલાબસીંહ
૧૦ ભામીની ભુષણ.

અમદાવાદ . ૧૯ મી માર્ચ.

પરીખ. હર્ષદલાલ ચીમનલાલ. સેક્રેટરી, શ્રી અમદાવાદ-દેશાવાથડા મિત્રમંડળ.

(૨૪)

૧ સરસ્વતીચંદ્ર ભાગ ૧.
૨ વિક્રમની વીસમી સદી ભાગ ૧-૨.
૩ કરણઘેલો
૪ કાદમ્બરી
૫ વીધવા વીરજ
૬ કાન્તા
૭ વીલાયતનાં કાળાં મેઢાં
૮ એમ. એ. બનાકે, કયું મેરી મીટ્ટી ખરાબ કી?
૯ ગુલાબસિંહ
૧૦ શીવાજીનો વાઘનખ

( અંકલેશ્વર )

ડાહ્યાલાલ હરકીસનદાસ.

( ૨૫ )

૧ સરસ્વતી ચંદ્ર
૨ કરણઘેલો
૩ ગુજરાતની જુની વાર્તાઓ.
૪ ગંગા એક ગુર્જર વાર્તા
૫ વનરાજ ચાવડો
૬ દિલ્હી પર હલ્લો
૭ જીવન પ્રભાત.
૮ બે બેનો
૯ અલક્ષ્ય જ્યોતિ
૧૦ મણિ અને મોહન

સેક્રેટરી વસો સાર્વજનિક પુસ્તકાલય.

ઉપર પ્રમાણે નવલકથાનાં ચર્ચાપત્રોમાં આનો એક ઉમેરો કરશો અને તે પ્રમાણે પ્રસિધ્ધ કરશો.

હી છોટાભાઇ વાઘજીભાઇ અમીન

( ૨૬ )

સરસ્વતી ચંદ્ર
વિપીન
કરણઘેલો
ચૌધરાણી
રૂપ નગરની રાજકુંવરી
લતા અને લલિતા
ઔરંગઝેબનો ઉદય
ભદ્રકાળી
ગુલાબસિંહ
હમીર હઠ

લીલાધર ગીરધર

( ૨૭ )

( ૧ ) વિલાસ સુન્દરી અને જાદુનો પલંગ
( ૨ ) ગુલબંકાવલી
( ૩ ) સદેવંત સાવળીંગા
( ૪ ) ગુલાબસિંહ અને રૂપસુંદરી
( ૫ ) ગજરામારૂ
( ૬ ) ધાનદાખ લાયબલ કેસ.
( ૭ ) કામસેન રસિકા
( ૮ ) અભિમન્યુનો ચક્રાવો.
( ૯ ) ૩૬૫ દિવસનું હિંદુસ્થાન અને અઢાર અક્ષૌહિણી લશ્કરનો પ્રહાર.
( ૧૦ ) સતમની શોધમાં

મુંબાઈ તા. ૧૧-૩-૧૪
હોલિકા પૂર્ણિમા.

એમ. એમ. દેશાઈ

તા. ક. પ્રગટ થયલી યાદીઓ વાંચતાં જણાય છે કે કેટલાક મહાન સાક્ષર લેખકોને અન્યાય થયો છે તો ન્યાય ખાતર મારી આ યાદી પ્રગટ કરશો

( ૨૮ )

સરસ્વતી ચંદ્ર
કરણઘેલો
વનરાજ ચાવડો
હીંદ અને બ્રીટાનીઆ
ગુલાબસીંહ
વિક્રમની વીસમી સદી
ઔરંગઝેબ અને રાજપુતો
આનંદાશ્રમ
ભદ્રંભદ્ર
અલક્ષ્ય જ્યોતિ

ખંભાત

પ. મ. પરીખ

( ૨૯ )

સરસ્વતીચંદ્ર
કરણઘેલો
વિપીન
કુસમાવલી
એમ. એ. બનાકે ક્યું મેરી મીટ્ટી ખરાબ કી?
નરમમંગા

બાળા
અલક્ષ્યજ્યોતી
કાદંબરી
પૃથુરાજ ને ચંદ બારોટ

રતનરામ આત્મારામ

( ૩૦ )

૧ સરસ્વતીચંદ્ર
૨ અરેબીઅન નાઇટ્સ
૩ રૂપનગરની રાજકુંવરી
૪ ચાંદબીબી
૫ વીરદુર્ગાદાસ
૬ પદ્મિનિ અથવા ભસ્મીભૂત ચિતોડ
૭ ગંગા એક ગુર્જર વાર્તા
૮ નુરજહાંન
૯ ઉષાકાન્ત
૧૦ જીવન પ્રભાત
૧૧ જીવન સંધ્યા

વીઠલવાડી—મુંબઇ
વીઠલદાસ ધરમશી પટેલ.

( ૩૧ )

સરસ્વતીચંદ્ર
ગુલાબસીંહ
કરણઘેલો
ઔરંગઝેબનો ઉદય.
વનરાજ ચાવડો
દુઃખીઆરી બચુ
હમીર હઠ
કાદમ્બરી
વિપિન
દેવીચૌધરાણી

H. F. Mehta.

( ૩૨ )

૧ સરસ્વતીચંદ્ર
૨ કાદમ્બરી
૩ વનરાજ ચાવડો
૪ ગૃહીણી
૫ વિચાર સાગર
૬ ઉન્માદિની
૭ સારંગધર સંહિતા
૮ બીરબલ
૯ ઘેલી કુસુમ
૧૦ ગગા ગોવિંદસિંહ
૧૧ પરદેશ ગમન નિર્ણય

સુંથ-રામપુર. ( રેવાકાંઠા )
અંબાલાલ નાથજી ત્રવાડી.

( ૩૩ )

૧ સરસ્વતીચંદ્ર
૨ કુસુમાવલી
૩ કરણઘેલો
૪ બાળા
૫ દુર્ગાદાસ
૬ ઉષાકાન્ત
૭ અલક્ષ્યજ્યોતિ
૮ આજકાલનો સુધારો
૯ પ્રભાત
૧૦ મેવાડની સંધ્યા

ગોવર્દ્ધન કહાનદાસ અમીન.
( સીનોર. )

( ૩૪ )

૧ સરસ્વતીચંદ્ર
૨ કરણઘેલો
૩ એમ. એ. બનાકે કયોં મેરી મિટ્ટી ખરાબ કી ?
૬ હોરાંગ બાગ
૭ મુદ્રા અને કુલીન
૮ રત્ન લક્ષ્મી

૪ જીવનપ્રભાત
૫ ગંગા એક ગુર્જર વાર્તા
૯ તારા
૧૦ મૃદુલા

ઝરીયા ( માનભૂમ બંગાળ )
તા. ૧૨-૩-૧૯૧૪

રામજી ભાણજી.

( ૩૫ )

૧ કુસુમાવલી
૨ કરણઘેલો
૩ વનરાજ ચાવડો
૪ વિક્રમની વીસમી સદી
૫ એમ. એ. બનાકે ક્યું મેરી મીટ્ટી ખરાબ કી
૬ હોરાંગ બાગ
૭ દિલ્લી પર હલ્લો.
૮ કાદમ્બરી
૯ સુધાહાસિની
૧૦ ઇરાવતી

પનાલાલ ટેરેસીક મુંબઈ.

લી. K. G. Kantharia.

( ૩૬ )

૧ સરસ્વતીચંદ્ર ૧-૪
૨ હિંદ અને બ્રિટાનીયા
૩ જીવનપ્રભાત
૪ જીવન સંધ્યા
૫ એમ. એ. બનાકે ક્યું મેરી મીટ્ટી ખરાબ કી?
૬ અલક્ષ્યજ્યોતી
૭ કાદંબરી
૮ તિલસ્મ અને માણેક
૯ ચંદ્રકાન્ત ૧-૩
૧૦ અંગ્રેજ ને રજપૂતો

અચરતલાલ છગનલાલ ગાંધી
( અમદાવાદ )

( ૩૭ )

સરસ્વતીચંદ્ર
કરણઘેલો
વિપિન
વિક્રમની વીસમી સદી
વનરાજ ચાવડો
કાદંબરી
જીવન પ્રભાત
જીવન સંધ્યા
હમીરહઠ
નવલગંગા

ચંદુલાલ અરજુનલાલ પંડ્યા
( માલાડ )

( ૩૮ )

૧ સરસ્વતિચંદ્ર ભા. ૧-૪
૨ કરણઘેલો
૩ કુસુમાવલી
૪ કાદમ્બરી
૫ એમ. એ. બનાકે ક્યોં મેરી મિટ્ટી ખરાબકી
૬ સુવર્ણકુમારી
૭ રત્નમંથી
૮ ગુલાબસિંહ
૯ યોગિની અને બાલા
૧૦ કામરૂદેશની કામિની ભા. ૧-૨

વર્ધમાન-શાહ.

( ૩૯ )

૧ સરસ્વતી ચંદ્ર
૨ ભદ્રંભદ્ર
૩ કાદંબરી
૬ કરણઘેલો
૭ રાજયોગી
૮ ભદ્રકાળી

| | |
|---|---|
| ૪ મણિ અને મોહન | ૯ ગુલાબસિંહ |
| ૫ એમ. એ. બનાકે (ઇ.) | ૧૦ સુધાહાસિની |

મણિલાલ પ્રાગજી દેશાઈ.
વા. ૨૧-૨-૧૪

( ૪૦ )

| | |
|---|---|
| ૧ દિલ્હી પર હલ્લો | ૬ અસ્મીભૂત ચિતોડ |
| ૨ કાચનુંપૂતળું | ૭ ગંગા એક ગુર્જર વાર્તા |
| ૩ વનરાજ ચાવડો | ૮ વિલાયતી વિલાસમાં ફેશનબાઈ ખલાસ |
| ૪ સરસ્વતીચંદ્ર | ૯ એમ. એ. બનાકે કયોં મેરી મીટ્ટી ખરાબ કી? |
| ૫ હિંદ અને બ્રિટાનીયા | ૧૦ પૃથ્વીરાજ ચોહાણ અને ચંદબરદાયી |

કલ્લુભાઈ નરોતમદાસ મહેતા.
( ડુંગર, તા. ૧૯-૨-૧૪. )

## ગ્રન્થાવલોકન.

**સામાજીક સેવાના સન્માર્ગ:**—કર્તા, રા. ડાહ્યાભાઇ લક્ષ્મણભાઇ પટેલ; પ્રસિદ્ધ કર્તા, સસ્તું સાહિત્ય વર્દ્ધક કાર્યાલય મુંબઇ. કીંમત વિવિધગ્રન્થમાલાના ગ્રાહકોને સાડા ચાર આના; બીજાને બેવડે મૂલ્યે. ( કાચું પૂઠું. ) પાનાં આશરે ૨૫૦.

રેવ. પી. ફ્લેમીંગકૃત Suggestions for Social usefulness એ નામનાં પુસ્તકનો આ અનુવાદ પ્રથમ ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ છપાવ્યો હતો અને તેનો ઉલ્લેખ કરવાનું સૌભાગ્ય આ પત્રને પ્રાપ્ત થયું હતું. તેનીજ આ સસ્તી પુનરાવૃત્તિ છે. પુસ્તક અત્યંત ઉપયોગી છે, એમ પુનરપિ કહેવું અનુચિત નહિ ગણાય.

**શાંતિકુંજની સુંદરી:**—લેખક અને પ્રકાશક રા. ઉદયચંદ લાલચંદ શાહ, ઝવેરી વાડા; અમદાવાદ. પાકું પુંઠું. પાનાં ૧૧૯. કીંમત આના આઠ. ( પોસ્ટેજ સાથે. )

સ્વર્ગસ્થ બાબુ રોમેશચંદ્ર દત્ત, સી. આઇ. ઇ. ની લખેલી "બંગ વિજેતા" નામની પ્રખ્યાત વાર્તાનું આ એક રૂપાંતર છે, જે ઉક્તવાર્તાના મરાઠી ભાષાંતર પરથી કરવામાં આવ્યું છે. લેખક મારવાડી હોવાથી જોકે ભાષામાં ત્રુટિઓ રહેલી છે, છતાં પુસ્તક સારૂં હોઇ કીંમત પણ યોગ્ય છે.

**મુંબઇમાં ત્રણ તરૂણીઓ**—કર્તા રા. મણીભાઇ પ્રાગજી દેસાઇ, ગિરગામ; મુંબઇ. કીંમત ૭ આના, નાની બાઇઝનાં ૧૭૪ પાનાં "મુંબઇ ગુજરાતી"માં છપાયલી આ વાર્તાનું ફોર્મ "મેકઅપ" કરી આ નાનું પુસ્તક છપાવવામાં આવ્યું છે.

M. M. J.

**અનુસ્મૃતિનું ગુજરાતી ભાષાંતર**—અનુવાદક, શાસ્ત્રી, પ્રાણશંકર મણિશંકર શર્મા;

**મન્ત્રી.** રાજા પાસે આઠ પ્રધાનનું એક સલાહકારી મંડળ હોતું, એમ કેટલેક ઠેકાણે કરેલા વર્ણનપરથી જણાય છે. દશરથ રાજાના આઠ અમાત્યોનાં નામ આ પ્રમાણે હતાં:—ધૃષ્ટિ, જયન્ત, વિજય, સુરાષ્ટ્ર, રાષ્ટ્રવર્ધક, અકોપ, ધર્મપાલ અને સુમન્ત્ર.[1] બીજે એક ઠેકાણે એમ કહેલું છે કે રાજાના પ્રધાન-મંડળમાં વિદ્વાન, કુલીન અને સરળ એવા ચાર બ્રાહ્મણ, આઠ બળવાન્ ક્ષત્રીય, એકવીશ શ્રીમંત વૈશ્ય, અને દરિદ્રી પણ સુશીલ ત્રણ શૂદ્ર હોવા જોઈએ. આ છત્રીશ જણમાંથી વળી આઠ ચૂંટી કહાડી તેમને વધારે મહત્વનાં રાજ્યનાં કામ સોંપવાં. મુત્સદ્દીપણું બાહુબળ કરતાં બહુ શ્રેષ્ઠ છે, વિજયનું મૂળ મુત્સદ્દીપણામાં છે, એવું એક ગ્રંથમાં પુનઃ પુનઃ કહેલું છે.[2] રાજાએ અને પ્રધાન-મંડળે રાજ્યનીતિનું જે ધોરણ ઠરાવ્યું હોય તે ગુપ્ત રાખી અમલમાં આણતાં રાજાનું કોઈ લેશમાત્ર પણ બગડવાની સંભાવના રહેતી નથી.[3] રાજા અને પ્રધાનમંડળનો પરસ્પર પ્રેમ હોવો જોઈએ. મન્ત્રીઓના ગુણનું વર્ણન બહુ વિસ્તારપૂર્વક અયોધ્યાકાણ્ડના ચાળીશમા સર્ગમાં કરેલું છે. મન્ત્રી આત્મનિગ્રહી, સરળ, વિદ્વાન, અને બુદ્ધિમાન્ હોવા જોઈએ. શત્રુનું અને પોતાનું બળાબળ, છિદ્રો, અને બુદ્ધિવૈભવ, એ સર્વેનો પૂરો વિચાર કરી જે સ્વામિને હિતકર હોય તેજ કહે તેજ ખરો મન્ત્રી જાણવો.[4] નીચકુળોત્પન્ન, અવિદ્વાન્, મદ્યપી, અવિશ્વાસી, વ્યવહાર ન જાણનાર, દ્યૂતાસક્ત, બીન અનુભવી, અને રાજાથી જેના કુટુંબના કોઈ પણ માણસનું અહિત થયું હોય એવા માણસને મન્ત્રીપદ આપવું નહિ. મન્ત્રીઓ પોતાના હેતુ સામ, દામ, દંડ અને ભેદ, એ ચાર ઉપાયોથી સાધ્ય કરવા.[5]

ક્વચિત્ સ્થળે કુટિલ નીતિનું અવલંબન કરવાનું કહેલું છે. પરંતુ કુટિલ નીતિનો ઉપદેશ દુષ્ટ મનુષ્યોના મોઢામાંજ મૂકેલો છે, એ ધ્યાનમાં રાખવાનું છે. અંતિમ સાધ્ય ઉદાત્ત હોય તો સારાં કે નરસાં સાધનોનો ઉપયોગ કરવો પડે તેમાં હરકત નથી, એવું કુટિલ નીતિનું તત્વ છે. ( ઇંગ્લેંડમાં પણ કહેલું છે કે All is good that ends in good. ) શત્રુને વિષથી, કપટથી, કે સોગન આપીને મારવો. તેની ઉપેક્ષા કરવી નહિ.[6] શત્રુપર પ્રહાર કરતી વખતે મીઠું બોલવું અને પ્રહાર કર્યા પછી દયા આવી હોય તેવો દેખાવ કરી શોક કરવો અને રડવું—એવો ઉપદેશ કણિકે ધૃતરાષ્ટ્રને કરેલો છે.[7]

**ગુપ્ત દૂત.** પ્રજાના સુખદુઃખ ઉપર દેખરેખ રાખવાનો ચાલ હતો. રાજા વિષે પ્રજા શું શું બોલે છે તે સાંભળવા સારુ અને શત્રુદળની છુપી બાતમી જાણવા સારુ ગુપ્ત દૂતોની યોજના કરવામાં આવતી. સીતા વિષે લોક શું બોલે છે તે રામને તેના દૂતે કહ્યું હતું. યુધિષ્ઠિર અને દુર્યોધનને એક બીજાની છાવણીમાં શું ચાલી રહ્યું છે, તે ગુપ્ત દૂતો મારફત ખબર

---

१. अष्टौ बभूवुर्वीरस्य तस्यामात्या यशस्विनः । धृष्टिर्जयन्तो विजयः सुराष्ट्रो राष्ट्रवर्धनः । अकोपो धर्मपालश्च सुमन्त्रश्चाष्टमोऽर्थवित् ॥ बालकाण्ड, ७-२-३.

२. मन्त्रो विजयमूलं हि राज्ञो भवति राघव । अयोध्या० १००. १६; विजयो मन्त्रमूलो हि राज्ञो भवति । सभा० ५. २७.

३. मन्त्रे गुप्ते सम्यगनुष्ठिते च नाल्पोऽप्यस्य च्यवते कश्चिदर्थः ॥ उद्योग० ३१. ११९.

४. परस्य वीर्यं स्वबलं च बुद्ध्वा स्थानं क्षयं चैव तथैव वृद्धिम् । तथा स्वामिन्यनुवृत्तस्य बुद्ध्या वदेत् क्षमं स्वामिहिते स मन्त्री ॥ युद्ध० १४. २२.

५. साम्ना दानेन भेदेन दण्डेनोपेक्षणेन च । साधनीयानि कर्माणि समस्तव्यस्तयोगतः ॥ वन० १५०. ४२.

६. शपथेनाप्यरिं हन्यादर्थदानेन वा पुनः । विषेण मायया वापि नोपेक्षेत कथंचन ॥ आदि० १४२. ५१.

७. प्रहरिष्यन् प्रियं ब्रूयात्...प्रहृत्य च कृपायीत शोचेत च रुदेत च ॥ आदिपर्व० १४२.

પરંતુ ગુપ્ત દૂત રાજાનાં નેત્રો છે.[1] ભીષ્મ કહે છે કે દ્રુપદ રાજાએ શિખંડી સ્ત્રી નહિ પણ પુરુષ છે એવી ખબર સર્વત્ર ફેલાવી હતી; છતાં શિખંડી કન્યા જ છે, એમ મને મારા ગુપ્ત દૂતો વડેથી ખબર પડ્યું હતું. ગુપ્ત દૂતો સંન્યાસી વિગેરેના વેશમાં ફરતા.[2] રાજાએ પોતાના દૂતોને સારું વેતન આપી સંતુષ્ટ રાખવા જોઈએ.

જ્યારે જ્યારે ગામ કે નગરનું વર્ણન આવે છે ત્યારે ત્યારે 'हृष्टपुष्टजना कीर्णम्' (આનંદિત અને પુષ્ટ એવા લોકોથી ભરેલું) એ વિશેષણ તેને લગાડેલું હોય છે. **ગ્રામ અને નગરો.** રાજવાડાને આઠ સુધી કક્ષાઓ હોતી.[3] આઠમી કક્ષામાં રાજા બેસતો. રાજધાનીમાં સાત આઠ મજલી રાજવાડા હોતા.[4] રાજવાડાની આસપાસ બગીચા હોતા. રાજવાડાને ચુનાથી રંગતા, અને ભીંતપર જુદા જુદા પ્રકારનાં ચિત્રો કાઢતા. રાજવાડાપર નાગી તરવારનો પહેરો રહેતો. હાથમાં દંડકાષ્ઠ અને લાલ વસ્ત્ર પરિધાન કરેલા વૃદ્ધ કંચુકીઓનો અંતઃપુરપર અધિકાર હોતો.[5] આદિપર્વ અધ્યાય ૧૦૯ માં સમૃદ્ધ દેશોનું વિસ્તૃત વર્ણન છે.[6] સાર્વજનિક બાગો અને કુવાઓ પણ હોતા. ગામડાંનાં ઘરોની ભીંતે માટી લગાડવામાં આવતી. રામના રાજવાડાને મોટા પ્રચંડ દરવાજા અને રત્નજડિત કમાનો હતી, એવું વર્ણન કરેલું છે. ઘરને ઉઘાડી કે જાળીએ ઓસરીવાળી બારીઓ હોતી. આંગણામાં ફરસબંદી કરેલી હોતી. ઉત્સવાદિ મહત્વને પ્રસંગે રસ્તાપર પાણી છાંટવામાં આવતું.[7] ઘોડા, હાથી, રથ અને બળદનાં ગાડાં એ હમેશનાં વાહનો હતાં. એક દિવસમાં ૧૪ યોજન (૧૪૦ માઈલ) ની મજલ બહુ મોટી ગણાતી.[8] નગરની આસપાસ ભીંત અને ખાઈ હોતી. રસ્તા પર ભીડ થતાં પ્રથમ રસ્તો કોને આપવો, એ સંબંધી કેટલાક નિયમ ઠરેલા હતા. આંધળો, બહેરો, સ્ત્રી, બોજો લઈ જનાર અને રાજાને પ્રથમ, પણ બ્રાહ્મણને સૌથી પ્રથમ, જગા દેવામાં આવતી.[9] આમાં બ્રાહ્મણો સંબંધી જે મજકુર છે તે સિવાય બાકીનો બધો સર્વને પસંદ પડે એવો જ છે.

**ન્યાય પદ્ધતિ.** રાજા સર્વથી મોટો ન્યાયાધીશ ગણાતો. તેના હાથ નીચે બીજા ન્યાયાધીશ હોતા. તે વખતે હાલની માફક વકીલો ન્હોતા, વાદી પ્રતિવાદી પોતપોતાનું કહેવું ન્યાયાધીશ પાસે પોતે જ કહેતા. ન્યાયાધીશ સ્મૃતિ-વચન પ્રમાણે અને શિષ્ટાચાર પ્રમાણે તંટાનો નિકાલ કરતા. ગ્રાહ્ય અને અગ્રાહ્ય પુરાવા, શિક્ષા, ન્યાયાધીશ અને સાક્ષીના ગુણાવગુણ સંબંધી પુષ્કળ માહિતી મહાભારતમાં આપેલી છે. સામાન્ય

---

૧. चारैः पश्यन्ति राजानश्चक्षुर्भ्यामितरे जनाः । उद्योग० ३४. ३४.

२. ददर्श मध्यमे गुल्मे, राक्षसस्य चरान् बहून् । दीक्षिताञ्जटिलान्मुण्डान्गोऽजिनाम्बरवाससः ॥ सुंदर० ४. १५.

३ अयोध्या० ५७. २४.

४. सप्तभौमाष्टभौमैश्च स ददर्श महापुरीम् ॥ सुंदर० २. ५०.

५. अत्र काषायिणो वृद्धान्वेत्रपाणीन्स्वलंकृतान् । ददर्श विष्ठितान् द्वारि स्त्र्यध्यक्षान्सुसमाहितान् ॥ अयोध्या० १६. ३.

६. आदि० १२८.

७. सिञ्चन्तु पृथिवीं कृत्स्नां हिमशीतेन वारिणा ॥ युद्ध० १२९. ७.

८. एकेनाह्नि पतत्यश्वा योजनानि चतुर्दश । यानमश्वतरीयुक्तं दास्ये तस्मै सदश्वकम् ॥ उद्योग० ८६. १२.

९. अन्धस्य पन्था बधिरस्य पन्थाः स्त्रियः पन्था भारवाहस्य पन्थाः । राज्ञः पन्था ब्राह्मणेनासमेत्य समेत्य तु ब्राह्मणस्यैव पन्थाः ॥ वन० १३३-१.

ન્યાયાધીશ તરફથી થયેલા ચુકાદા વિરુદ્ધ રાજા પાસે દાદ માંગવામાં આવતી. ઉત્તરકાણ્ડના ૫૪ મા અને ૫૭ મા અધ્યાયમાં વાદી અને પ્રતિવાદીના વિવાદનો યોગ્ય સમયે નિકાલ ન કરવાને લીધે 'નૃગ' અને 'નિમિ' એ બે રાજાઓને શી શી આપત્તિ પડી તેનું વર્ણન છે. ! વાદી અને પ્રતિવાદીના કલહ રાજાને ત્રાસ દેવામાં કારણભૂત થાય છે.[१]

જે ન્યાયાધીશ યોગ્ય ન્યાય કરતો નથી તેની રાત્રી જેના પતિએ બે સ્ત્રીઓ કરી હોય તે સ્ત્રીના જેવી, અથવા ધૂતમાં હારી ગયેલા માણસ જેવી, કે બોજાને લીધે જેનું શરીર તપ્ત થયું હોય તે પુરુષના જેવી (અસ્વસ્થ) પસાર થાય છે.[२] સાક્ષીદારે કદી પણ ખોટી સાક્ષી આપવી નહિ. જે સાક્ષીદાર જૂઠું બોલશે તેને નગરમાંથી બ્હાર કાઢી મેલવામાં આવશે અને તેને નગરના દરવાજા બ્હાર ભૂખ્યા રઝળવું પડશે તેમજ તે શત્રુના પંજામાં સપડાશે. પૂછેલા પ્રશ્નનો જાણવા છતાં જે ઉત્તર આપે નહિ તે સાક્ષીદારના સાત પૂર્વજ અને સાત વંશજ (એમ કુલે ૧૫ પેઢી) પતિત થાય છે.[३] (૧) સામુદ્રિક જાણનાર; (૨) પૂર્વે ચોર હોઈ પછીથી વ્યાપારાદિ લઈ બેઠેલો; (૩) પાસા નાંખી લોકોને ખોટું ભવિષ્ય કહેનાર; (૪) વૈદ્ય; (૫) દુશ્મન; (૬) મિત્ર; અને (૭) નટ;—એટલાની સાક્ષી પર ભરોસો રાખવો નહિ.[४] (૧) અતિ લજ્જાવાન; (૨) રાજા; (૩) વ્યભિચારિણી; (૪) રાજ્યનો નોકર; (૫) પુત્ર; (૬) ભાઈ; (૭) વિધવા સ્ત્રી; (૮) નાના બાળકની મા; (૯) સૈનિક; અને (૧૦) પદભ્રષ્ટ થયેલો માણસ—પૈસાની લેવડદેવડ કરવામાં એટલાં વર્જ્ય માનવાં.[५]

**કાયદા.** માલમત્તાસંબંધી પુષ્કળ પ્રકારના કાયદા કહેલા છે. અવિભક્ત કુટુંબ પદ્ધતિની સ્તુતિ કરી વિભક્ત રહેનારા પર ખૂબ ચાબુક મારેલા છે! 'પુષ્કળ લોકોને મૂર્ખપણાથી વિભક્ત રહેવાની ઇચ્છા ઉત્પન્ન થાય છે અને પૈસાના લોભથી વિભક્ત થઇ એક બીજાનો વિરોધ કરે છે. આમ પરસ્પરમાં ફૂટ પડતાં જલદીજ નાશ થાય છે; તેથી સજ્જનો બંધુઓના વિભક્તપણાને નિંદે છે.[६] વિભાગ કદી પાડવાજ પડતા તો સર્વે ભાઇઓને સરખો હિસ્સો મળતો.[७] એકાદેક બ્રાહ્મણને ચારે વર્ણની ચાર સ્ત્રીઓ હોઈ પ્રત્યેકને એક પુત્ર હોય તો બ્રાહ્મણ સ્ત્રીનો પુત્ર ઘરમાંની સર્વે ઉત્તમ વસ્તુ પ્રથમ લઈ લેતો. બાકી જે રહેતું તેના દશ ભાગ કરી તેમાંથી ચાર બ્રાહ્મણી-પુત્રને; ત્રણ ક્ષત્રીયાણી-પુત્રને; બે વૈશ્યાણી-પુત્રને; અને એક શૂદ્રાણી-પુત્રને મળતો. શૂદ્ર

---

१. कार्यार्थिनां विमर्दो हि दृष्टो दोषाय कल्पते ॥ उत्तर० ५३ २४.

२. यां रात्रिमधिविन्ना स्त्री यां चैवाक्षपराजितः । या च भाराभितप्ताङ्गो दुर्विवक्ता स्म तां वसेत् ॥ उद्योग० ३५. ३१.

३. नगरं प्रतिरुद्धः सन्बहिर्द्वारि बुभुक्षितः । अमित्रान्भूयसः पश्येत्‌यः साक्ष्यमनृतं वदेत् । उद्योग० ३२; पृष्टो हि साक्षी यः साक्ष्यं जानानोऽप्यन्यथा वदेत् । स पूर्वानात्मनः सप्त कुले हन्यात्तथापरान् ॥ आदि० ७. ३.

४. उद्योग० ३५. ४४.

५. मृगी राजा पुंश्चली-राजभृत्यः पुत्रो भ्राता विधवा बालपुत्रा । सेनाजीवी चोद्धृतभूतिरेव व्यवहारेषु वर्जनीया स्युरेते । उद्योग० ३७. ३०.

६. विभागं बहवो मोहात्कर्तुमिच्छन्ति नित्यशः । ततो विभक्तास्त्वन्योन्यं विरुध्यन्तेऽर्थमोहिनः ॥ भिन्नानामतुलो नाशः क्षिप्रमेव प्रवर्तते । तस्माद् विभागं भ्रातॄणां न प्रशंसन्ति साधवः ॥ आदि० २९. ३०.

मनु० ४७. ५८.

વર્ણની સ્ત્રીના પુત્રને એક ભાગ બાપે ખાસ આપ્યો હોય તોજ મળતો.[1] ક્ષત્રીયને બ્રાહ્મણ શિવાય બાકીની ત્રણ વર્ણોની સ્ત્રીથી-પુત્રોત્પત્તિ થઇ હોય તો ક્ષત્રીયાણીના પુત્રને; બાપનું ધનુષ્ય અને રથ મળતાં. બાકી-પણ રહે તેના આઠ ભાગ કરી ચાર ક્ષત્રીયાણી-પુત્રને; ત્રણ વૈશ્યાણી-પુત્રને અને એક શુદ્રાણી-પુત્રને; એ પ્રકારે વ્હેંચણી થતી. આદિ પર્વ (અધ્યાય ૧૨૦. ૩૧-૩૪) માં બાર પ્રકારના પુત્ર કહેલા છે તેમાંના પહેલાના અભાવે બીજાને બાપની માલમત્તા મળે, એવો નિયમ હતો. પુત્રાભાવે કન્યાને પુત્રને ઠેકાણે સમજી તેના પુત્રને દાદાની માલમત્તા મળતી અને તે દાદાને પીંડ દેતો.[2]

કોઈની સ્ત્રીએ, પુત્રે, કે નોકરે, કંઇ મેળવ્યું હોય તો તેપર તેની માલિકી ન રહેતાં તે પુરૂષની રહેતી.[3] વિધવાઓને પતિની મીલકતનો ઉપભોગ લેવાની છુટ હતી ખરી, પરંતુ તે મીલકતમાંથી થોડોક ભાગ પણ તે વેચી શકતી નહિ.[4] કોઇ પણ સ્ત્રીને તેના બાપે કે સસરાએ કંઈ આપ્યું હોય, કિંવા પતિએ ખાસ તેનેજ વાસ્તે કંઇ કાઢી મેલ્યું હોય, તો તે તે સ્ત્રીના મૃત્યુ પછી તેની દીકરીને મળતું.[5] કોઈએ પુત્રને અભાવે કન્યાને પુત્ર માન્યો હોય, અને પાછળથી તેને પુત્ર થયો હોય તો તે પુત્રને ત્રણ ભાગ અને કન્યાને બે ભાગ મીલકતમાંથી મળતાઃ પણ કન્યાને પુત્ર માન્યા પછી જો દત્તક લેવામાં આવતો તો તે દત્તકને માત્ર બેજ ભાગ મળી કન્યાને ત્રણ ભાગ મળતા.[6]

આ સંબંધી વિશેષ વિસ્તારપૂર્વક વર્ણન નથી. હાલની માફક ગુન્હાઓની વ્યાખ્યાઓ અને તેમાંએ વળી બારીકસારીક ફરક તે વખતે ન્હોતા. ટૂંકાની પદ્ધતિ પ્રમાણે અપરાધીઓને

**અપરાધ અને દંડ.**

કડક શિક્ષા કરવામાં આવતી. ખુનનો પ્રયત્ન કરનારને, આગ લગાડનારને, ચોરને, અને વ્યભિચારિને દેહાન્ત દંડની શિક્ષા કહેલી છે.[7] સર રોબર્ટ પીલે સુધારા કર્યા પૂર્વે વિલાયતમાં પણ અનેક ક્ષુદ્ર અપરાધો સારૂ ફાંસીની શિક્ષા ઠોકી દેવામાં આવતી! અપરાધ સારૂ શિક્ષા ભોગવીને આવેલો માણસ તે અપરાધના પાપમાંથી છુટો થાય છે, એવી માન્યતા હતી.[8]

બહુ કડક શિક્ષા ન કરવાનું રાજાઓને કહેવામાં આવેલું છે. અપરાધીને રાજા કડક શિક્ષા કરે છે, પણ તેનું પ્રાયશ્ચિત તો બિચારી નિરપરાધી સ્ત્રી કિંવા માતાને ભોગવવું પડે છે. અપરાધ સારૂ શિક્ષા સાધારણજ હોવી જોઇએઃ સમૂળગો ઘાત કરવો નહીં.[9] પ્રજાના પુત્રપુત્રીઓને પાણીમાં ફેંકી દેતો હોવાથી

---

१. तस्तु दत्तं दोहित्रा नाहृत्तं हर्तुमर्हति ॥ अनु० ४७. १९.

२. आदि० २१७. २५.

३. त्रय एवाधना राजन्भार्या दासस्तथा सुतः । यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥ उद्योग० ३३. ३४.

४. स्त्रीणां तु पतिदायाद्यमुपभोगफलं स्मृतम् । नापहारं स्त्रियः कुर्युः पतिवित्तात्कथंचन ॥ अनु० ४७. २४.

५. मातुस्तु यौतकं यस्यात्कुमारीभाग एव सः । अनु० ४५. १२. अनु० ४५. १४.

६. अन्यत्र जामया सार्धं प्रजानां पुत्र ईहते । दुहितान्यत्र जातेन पुत्रेणापि विशिष्यते ॥ આ શ્લોકનો નીલકંઠ ચતુર્ધરે કરેલો અર્થ ઉપર આપેલો છે., કારણ કે શ્લોક ૨૫૮ નથી.

७. आदि० १०७. १२.

८. राजभिर्धृतदण्डास्तु कृत्वा पापानि मानवाः । निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा ॥ किष्किंधा. १८. २५.

९. दस्यून्निहन्ति यो राजा भूयसो वाप्यनागसः । भार्या माता पिता चैव हन्यन्ते पुत्रक ते । न सुमहातः कर्तव्यो नैष धर्मः सनातनः । अपि स्वल्पवधेनैव प्रायश्चित्तं विधीयते ॥ शांति० २६८. १९.

વર્ણની સ્ત્રીના પુત્રને એક ભાગ બાપે ખાસ આપ્યો હોય તોજ મળતો.[1] ક્ષત્રીયને બ્રાહ્મણ-શિવાયે બાકીની ત્રણ વર્ણોની સ્ત્રીથી પુત્રોત્પત્તિ થઇ હોય તો ક્ષત્રીયાણીના પુત્રને; બાપનું ધનુષ્ય અને રથ મળતાં. બાકી પણ રહે તેના આઠ ભાગ કરી ચાર ક્ષત્રીયાણી-પુત્રને; ત્રણ વૈશ્યાણી-પુત્રને અને એક શુદ્રાણી-પુત્રને; એ પ્રકારે વ્હેંચણી થતી. આદિ પર્વ (અધ્યાય ૧૨૦. ૩૧-૩૪) માં બાર પ્રકારના પુત્ર કહેલા છે તેમાંના પહેલાના અભાવે બીજાને બાપની માલમત્તા મળે, એવો નિયમ હતો. પુત્રાભાવે કન્યાને પુત્રને ઠેકાણે સમજી તેના પુત્રને દાદાની માલમત્તા મળતી અને તે દાદાને પીંડ દેતો.[2]

સ્ત્રીની સ્ત્રીએ, પુત્રે, કે નોકરે, કંઇ મેળવ્યું હોય તો તેપર તેની માલિકી ન રહેતાં તે પુરૂષની રહેતી.[3] વિધવાઓને પતિની મીલકતનો ઉપભોગ લેવાની છૂટ હતી ખરી, પરંતુ તે મીલકતમાંથી થોડોક ભાગ પણ તે વેચી શકતી નહિ.[4] કોઇ પણ સ્ત્રીને તેના બાપે કે સસરાએ કંઈ આપ્યું હોય, કિંવા પતિએ ખાસ તેનેજ વાસ્તે કંઇ કાઢી મેલ્યું હોય, તો તે તે સ્ત્રીનાં મૃત્યુ પછી તેની દીકરીને મળતું.[5] કોઇએ પુત્રને અભાવે કન્યાને પુત્ર માન્યો હોય, અને પાછળથી તેને પુત્ર થયો હોય તો તે પુત્રને ત્રણ ભાગ અને કન્યાને બે ભાગ મીલકતમાંથી મળતા; પણ કન્યાને પુત્ર માન્યા પછી જો દત્તક લેવામાં આવતો તો તે દત્તકને માત્ર બેજ ભાગ મળતા કન્યાને ત્રણ ભાગ મળતા.[6]

**અપરાધ અને દંડ.** આ સંબંધી વિશેષ વિસ્તારપૂર્વક વર્ણન નથી. હાલની માફક ગુન્હાઓની વ્યાખ્યાઓ અને તેમાંએ વળી બારીકસારીક ફરક તે વખતે ન્હોતા. ટુંકાની પદ્ધતિ પ્રમાણે અપરાધીઓને કડક શિક્ષા કરવામાં આવતી. ખુનનો પ્રયત્ન કરનારને, આગ લગાડનારને, ચોરને, અને વ્યભિચારિને દેહાન્ત દંડની શિક્ષા કહેલી છે.[7] સર. રોબર્ટ પીલે સુધારા કર્યા પૂર્વે વિલાયતમાં પણ અનેક ક્ષુદ્ર અપરાધો સારૂ ફાંસીની શિક્ષા ઠોકી દેવામાં આવતી! અપરાધ સારૂ શિક્ષા ભોગવીને આવેલો માણસ તે અપરાધના પાપમાંથી છુટો થાય છે, એવી માન્યતા હતી.[8]

બહુ કડક શિક્ષા ન કરવાનું રાજાઓને કહેવામાં આવેલું છે. અપરાધીને રાજા કડક શિક્ષા કરે છે, પણ તેનું પ્રાયશ્ચિત તો બિચારી નિરપરાધી સ્ત્રી કિંવા માતાને ભોગવવું પડે છે. અપરાધ સારૂ શિક્ષા સાધારણજ હોવી જોઇએ: સમૂળગો ઘાત કરવો નહીં.[9] પ્રજાનાં પુત્રપુત્રીઓને પાણીમાં ફેંકી દેતો કોણાથી

---

૧. तत्तु दत्तं हरेत्पित्रा नादत्तं हर्तुमर्हति ॥ अनु० ४७. १९.

૨. आदि० २१७. २५.

३. त्रय एवाधना राजन्भार्या दासस्तथा सुतः । यत्ते समधिगच्छन्ति यस्य ते तस्य तद्धनम् ॥ उद्योग० ३३. ३४.

४. स्त्रीणां तु पतिदायाद्यमुपभोगफलं स्मृतम् । नापहारं स्त्रियः कुर्युः पतिवित्तात्कथंचन ॥ अनु० ४७. २४.

५. मातुस्तु यौतकं यस्यात्कुमारीभाग एव सः । अनु० ४५. १२. अनु० ४५. १४.

६. अन्यत्र जामया सार्धं प्रजानां पुत्र ईहते । दुहितान्यत्र जातेन पुत्रेणापि विशिष्यते ॥
આ શ્લોકનો નીલકંઠ ચતુર્ધરે કરેલો અર્થ ઉપર આપેલો છે, કારણ કે શ્લોક સ્પષ્ટ નથી.

७. आदि० १०७. १२.

८. राजभिर्धृतदण्डास्तु कृत्वा पापानि मानवाः । निर्मलाः स्वर्गमायान्ति सन्तः सुकृतिनो यथा । किष्किंधा. १८. २५.

९. दस्यून्निहन्ति वै राजा भूयसो वाप्यनागसः । भार्या माता पिता चैव हन्यन्ते पुत्र एव ते । न भ्रूणघातः कर्तव्यो नैष धर्मः सनातनः । अपि स्वल्पवधेनैव प्रायश्चित्तं विधीयते ॥ शांति० २५८. १२.

## સામાજીક પ્રકરણ ( સટીક ).

**આગીયા કીડાઓ સુંદરીઓના ઘરેણાંના મણકા તરીકે !**—દક્ષિણ અમેરીકામાં જઇ વસેલા સ્પેનીયર્ડોની સ્થાનિક પ્રજા ક્રીયોલ પ્રજા તરીકે હવે ત્યાં ઓળખાય છે. તેમની સ્ત્રીઓનાં શ્રૃંગારના ચળકાટ આગળ હીરા મોતીનો શ્રૃંગાર રદ છે. સ્ત્રીઓ સ્વરૂપ સુધારવા કઇ હદે નથી જતી ? આ દક્ષિણ અમેરીકાવાસી સ્પેનીશ સ્ત્રીઓ ત્યાં થતી કુકુયો નામની આગીયાકીડાની એક જાતને મોતીના માળાના મોતી તરીકે વાપરે છે ! આ કીડામાં જે પ્રકાશ છે તેનો હેતુ માદાને કે નરને આકર્ષણ કરવાનો છે; કેમકે અગ્નિના પ્રકાશથી આકર્ષાઇને તેમને વાંસ પર પકડવામાં આવે છે. પાતળા તારના બનાવેલા નાનકડા પાંજરામાં પુરીને આ પકડાયલા જંતુઓને શેરડી ખવાડવામાં આવે છે. બારીક પારદર્શક મલમલ જેવા કપડાંના લાંબા પટામાં આ કીડાને શ્રૃંગાર સજતી વખતે હારદોર ઘાલીને પછી તે પટો કમર પર પહેરવામા આવે છે. વળી કેટલાક ગળે પણ પહેરે છે. કેટલાક એ કીડાના ગળામાં પાતળી ટાંચણી ખોસે છે, ( જેથી તેને ઇજા થતી નથી ) અને તે ટાંચણી બાદ માથાને અંબોડે ખોસે છે. જેથી ત્યાં સાક્ષાત્ કોહીનુર ચકચકિત થાય છે ! રાત્રીએ આ આગીયા કીડાના પટા, હાર અથવા ચાકથી શરીર એવું ચકચક થાય છે કે જે કરોડોની કીમતના હીરાથી બની શકે નહીં ! આ દેશના આગીયા કીડાને એ પ્રમાણે કેળવવામાં નહીં આવે એવી આશા છે. જો પહેલ કરશે તો પારસણો એટલું નક્કી છે.

**એક વિચિત્ર જાતિઃ**—ડચ ન્યૂ ગ્વાયના ( દક્ષિણ અમેરીકા ) માં એક જાતિ છે કે જે પોતાનું આખું ઘર અને રાચરચીલું સદોદિત પોતાની સાથેજ રાખે છે ! સ્ત્રીયો અને છોકરાંઓની પીઠપર એક એક કોથળો હોય છેજ, કે જેમાં વસ્ત્રપ્રાવરણ, સર્પણ, અન્નસામગ્રી, અને બીજું પરચુરણ ભરેલું હોય છે ! એટલુંજ નહિ પણ બચ્ચાંવાળી માતાઓ પોતાનાં નાનાં બાલકને પણ એજ કોથળામાં નાંખે છે ! ! કુકરનાં બચ્ચાં પર તેમનો પ્રેમ પોતાનાં બાલક જેટલોજ હોવાથી તેને પણ એજ કોથળામાં સ્થાન આપવામાં આવે છે ! ! !

**અંગ્રેજોની સાહસિકતાનો એક અદ્દભૂત નમુનો !**—મુંબઇની પ્રજા સીનેમેટોગ્રાફની ફીલ્મો બનાવનાર, પ્રખ્યાત ' પાથે ' નાં નામથી ભાગ્યેજ અજાણી હશે. એ કંપનીએ પોતાનો એક માણસ તુર્કો-બાલ્કન યુદ્ધની ફીલ્મ બનાવવા સારૂ ફોટા લેવાને ખાસ સમરાંગણમાં મોકલ્યો હતો. તેણે આપેલો પોતાની મુશ્કેલીનો હેવાલ રમુજી અને જ્ઞાનસૂચક હોવાથી નીચે આપીએ છીએઃ—

" હું સમર ભૂમિપર જઇ ફોટો લેવાના કામમાં સફળતા પ્રાપ્ત કરૂં ત્યાર પહેલાં મારે મારાં જીવનની આશા છોડી દેવી પડી હતી, કારણકે તુર્કોની ન્હાસભાગ એક સરખી ચાલુ હોવાથી બરાબર ફોટો લઇ શકાતો નહિ. વળી અમારા ' કેમેરા ' ને તુર્કો પોતાની સામેની એક તોપ ધારી અમારી ઉપર ગોળીબાર કરતા ! આવી રીતે ગોળીબાર થતાંજ મારાં માણસો

પલાયન કરી જતાં ! આથી બધુંજ કામ મારેજ કરવું પડતું. આવું છતાં બહુજ મહેનતે મેં કેટલાક ફોટા તૈયાર કર્યા એટલામાં કેટલાક તુર્ક સીપાઈઓએ આવી મને પકડયો. અને પોતાના ઉપરી અમલદાર પાસે તેઓ મને લઈ ગયા. આ લાંબી દાઢી મુછવાળો અધિકારી એક તંબુમાં બેઠેલો હતો. હું શું કરતો હતો તે તેણે મને પૂછ્યું એટલે મેં તેને અક્ષરેઅક્ષર હકીકત કહી દીધી. ચિત્રપટ જોઈને તો તે વધારે ગુસ્સે થયો અને ' યુદ્ધની બાતમી ફોડનારને દેહાંત દંડની શિક્ષા કરવાનો મને હુકમ કરવામાં આવેલો છે ' એવું કહી તેણે મારાં ચિત્રપટ બાળી નાખવાની નોકરોને આજ્ઞા કરી. આવાં ચિત્રપટ જ્વાલાગ્રાહી હોય છે તે નોકરોને ખબર ન હોવાથી તેમણે તે સળગાવતાંજ તેની જ્વાલા વીશ ફુટ જેટલી ઉંચી ગઈ અને તંબુ પણ ભસ્મીભૂત થયો ! સાથે સાથે અધુરામાં પૂરૂં તે અધિકારીની લાંબી દાઢી મુછો પણ સહેજ શેકાઈ ! આ બધા ગુસ્સાનું પરિણામ એ આવ્યું કે ડુંગરની પાછળ લઈ જઈ મારો વધ કરવાની તેણે પોતાનાં માણસોને વર્દી આપી ! હુકમ થતાંજ અમલ કરનારા હાજર થયા અને અમે બધા નિશ્ચિત સ્થાનપર ગયા. તુર્કી અધિકારીની નજર ન પડે તેટલી દૂર જતાંજ મેં સીપાઈઓને મોટી લાંચ આપવાની કોશીશ કરવા માંડી અને તેમાં આખરે હું ફતેહ પામ્યો. જોકે તે લાંચ બહુ મોટી હતી છતાં તેટલીજ બીજી રકમ આપતાં મારા છુટકારા સાથે મારો ઘોડો અને બીજો સર્વ સામાન પણ આ સીપાઈઓએ મને આપી આપ્યો ! પોતાનો અધિકારી મને ક્યાં દાટવામાં આવ્યોકે તેની તપાસ કરી તે પર થુંકવા કદાચને આવે તે સારૂ તેમણે એક ખાડો ખોદી રાખી પાછો તે પૂરી દીધો હતો ! ત્યાંથી છુટા થતાં પાછો હું મારે કામે લાગ્યો અને અનેક ફોટા લીધા !"

**૩૦ વર્ષે હૃદયના ડંખથી ગાડી ભાડું મોકલી આપ્યું !**–આવક ઉપરના કર ઉપર વડી ધારાસભામાં ગયે વર્ષે તકરાર નીકળતાં, આગલા ખજાનચી સર ગાઈ ફ્લીટવૂડ એવા ઉદ્‌ગાર કાઢ્યા હતા કે વીલાયતની પેઠે આ દેશમાં કોઈ આવકદાર " કૉન્સ્યન્સ મની " મારા પર મોકલી આપતું નથી. આવક પરનો કર ખાઈ જનારાઓ તે અપ્રમાણિકતા માટે પાછળથી પસ્તાઈને, જ્યારે તે કર નનામી રીતે મનીઑર્ડર કે ચેકથી મોકલી આપે છે ત્યારેજ તેમનું હૃદય ડંખતું બંધ પડે છે. આ પ્રમાણે કરનારા ઇંગ્લંડમાં ઘણા મળી આવે છે. અને એજ બાબતમાં નહીં પરંતુ બીજી બાબતોમાં હાલમાંજ ન્યુકેસલ ખાતે નોર્થઇસ્ટર્ન રેલ્વે કંપની ઉપર એક જણે દોઢ શીલીંગ મોકલી આપી હતી. તેણે નનામી રીતે તેનો એવો ખુલાસો કર્યો હતો કે ૩૦ વર્ષની વાત ઉપર તે તથા તેની બ્હેરી ન્યુકેસલ ખાતે ટ્રેનમાં ભાડું આપ્યા વગરજ આવ્યા હતા. તે વાત યાદ આવતાં, હૃદય ડંખવાથી તેણે મનીઑર્ડર કર્યો છે. ત્રણ વર્ષની મુદતની રાહ જોનારાઓને આથી બહુ આશ્ચર્ય થશે ! પરંતુ જ્યાં સુધી આવી પ્રામાણિકતા અને હૃદયવશતા પ્રજાની વ્યક્તિઓમાં નથી આવી ત્યાં સુધી તેની ખરી ઉન્નતિ થવાની આશા બહુ ઓછી છે.

---

જજ ( આરોપીને )–તમને બાપ છે કે ?

આરોપી–સીધો જવાબ આપવો અશક્ય છે. પ્રથમ મારો બાપ મરી ગયો અને માએ પુનર્લગ્ન કીધું. પછી મા મરી ગઈ અને માના નવા ધણીએ પુનર્લગ્ન કીધું. હવે જે છે તે મારા મા બાપ ખરા કે નહીં તેની મને ખાતરી નથી !

## સાયન્સ, (વિજ્ઞાન) વિદ્યા ઇ. સંબંધી નવીન શોધો, તથા વિચારો (સટીક).

**મરજી પ્રમાણે ઋતુ !**–ઇંગ્લંડનો પ્રખ્યાત વૈજ્ઞાનિક, મેંચેસ્ટર યુનીવર્સીટીનો પ્રેસીડંટ સર ઑલીવર લૉજે, ગરમી સરદી વગેરે ષડ્ઋતુઓ ઇચ્છા પૂર્વક ઉત્પન્ન કરી શકાય છે એવો અભિપ્રાય આપ્યો છે અને યોજના પણ સૂચવી છે. સાયેંટીસ્ટોના તર્કના ઘોડા હમેશાં આઠ પગના હોય છે, અને તેમાં એ સર ઑલીવરના તો સોળ પગના છે. લાંબા તર્ક કરવામાં એના જેવો શૂરો કોઇ નથી. જીવાત્મા મૃત્યુ બાદ જીવંત સાથે સંદેશા ચલાવે છે એમ સ્વ. મી. સ્ટેડ સાથે માનનારમાં તે મુખ્ય છે. સર ઑલીવર કહે છે કે, હવા શું છે ? તે માત્ર જગતની વિજળીક સ્થિતિનું બીજું નામ. વાયુના સ્તરના ઉપલા ભાગોની સ્થિતિ કાબુમાં આવે તો પછી હવા તો મરજી માફક નાચે. જો હવાના ઉપલા પડમાં ' પૉઝીટીવ ' તથા નીચલા પડમાં ' નેગેટીવ ' ( ધન ) વીજળી પૂરી ભરી શકાય તો બારે માસ વસંત પ્રવર્તે ! પણ બિલાડીને એ ઘંટ કેવી રીતે બાંધવો ? સર ઑ. લૉજ કહે છે કે, પૃથ્વીની મધ્યમાંથી પસાર થતી સીધી લીટી વિષુવવૃત્ત ( ઇક્વેટર)ની બરોબર સમાંતર રેષાએ ત્રાંબાનો એક જાડો પાટો બાંધવો તેમાંથી વીજળીના કરોડો ' યુનીટો ' ઉત્પન્ન થયા કરશે. તે કહે છે કે, કરોડો રૂપીઆની મુડી રેલ્વેના પાટા બાંધવામાં નાંખવામાં આવી છે ત્યારે વીજળી વ્યાપક ત્રાંબાનો પાટો નાંખવામાં શા માટે નહીં નાંખવી ? તેની એક બીજી સુચના એવી છે કે વિજળી શાસ્ત્રના પારંગતોએ એક ઉચ્ચ પર્વત ઉપર વિજળી પેદા કરવાનું પ્રચંડ યંત્ર રચવું અને તેમાંથી જરૂર પડે ત્યારે વીજળી હવામાં છોડવી. હવા અનિયમિત રીતે બદલાય છે. ઉન્હાળામાં શિયાળો અને શિયાળામાં ઉન્હાળો વારંવાર થઇ જાય છે. પણ જો પુરતી વીજળી એરે ટાણે હવામાં પ્રવિષ્ટ થાય તો આવો હવામાં અનિયમિતા અને કઢંગાપણું આવી શકેજ નહીં અને સરીયામ રસ્તે તેને ગતિ કરવી પડે. એ જમાનો પણ આવી શકે છે. એ વિજળીક યત્નો જમાનો કહેવાશે !

**દીવાદાંડી કે જવાલામુખી !**–દક્ષિણ અમેરીકામાં જે ' ટીન-પાટીયા ' પ્રજાસત્તાક રાજ્યો છે તેમાંનું એક સેન સેલ્વાડોરનું છે. તે રાજ્યમાં એક જ્વાલામુખી પર્વત છે. તે રાજ્યનાં અંદર એકેજુટીયાથી તે ૮ માઇલ દૂર છે. એ જ્વાલામુખી પ્રત્યક્ષ દેવતા છે. દિવસના તેના ધુમ્રનો સ્થંભ અને રાત્રે તેનાં અગ્નિનો પ્રકાશ નિરંતર દરીયામાં અનેક માઇલ દૂરથી સ્પષ્ટ રીતે દેખાયા કરે છે. આની ખાસ જાણવા જોગ ખુબી એ છે કે દર સાત મીનીટને અંતરે જ્વાલામુખીના મુખમાંથી જ્વાલાની જીભ્હા ઉંચી થાય છે. દીવાદાંડીનો દીવો અમુક મીનીટ ફરતાં ફરતાં નિયમિત દેખાય છેજ તેમ વગર જૂકે આ જ્વાલામુખીમાં દર સાત મીનીટે ભડકું થાય છેજ ! આથી કુદરતી દીવાદાંડીની ગરજ તે સારે છે. અને જે લાભ વહાણવટીઓને મળે છે તે કારણથી તેનો કર, એ બંદરમાં પસાર કરતા દરેક વહાણ

પાસેથી વસુલ કરવામાં આવે છે ! આ દીવાદાંડી-પાછળ સરકારને કોડીનો પણ ખર્ચ નથી છતાં તે દીવાદાંડીનો કર કહીને આવક કરે છે !

**ઋતુથી તથા કેળવણીથી સ્મરણ શક્તિમાં પણ ફેર પડે છે !**—એ આશ્ચર્યકારક પણ ખરી વાત છે. ગરમીની ઋતુમાં સ્મરણ શક્તિ શિયાળા કરતાં વધારે તીવ્ર હોય છે. તેનાં મુખ્ય કારણો સાયંટીસ્ટોએ એવાં શોધી કાઢ્યાં છે કે, શિયાળામાં ખોરાક વિશેષ લેવાય છે તેમજ શરીરમાં ગરમી આણવાને કસરત વિશેષ લેવાની થાય છે. અને ભોજન તથા કસરત એ સ્મરણ શક્તિનાં શત્રુઓ છે. સ્મરણ શક્તિ બુઠ્ઠી થવાનું એક બીજું નિસ્શંક કારણ અતિશય વિદ્વત્તા અથવા કેળવણી પણ છે. મહા વિદ્વાનોની સ્મરણ શક્તિ ઘણું ખરૂં બુઠ્ઠી હોય છે. અભણ માણસો તથા સ્ત્રીઓને જે સરલતાથી ઝીણી ઝીણી વાતો યાદ રહી જાય છે તેમ વિદ્વાનોને રહેતું નથી. તેમાં નામ વાર તારીખ વગેરે બાબતોમાં તો તેઓ બહુજ છક્કડ ખાય છે. ઝાઝું યાદ રાખવાનું હોવાથી તથા ઝાઝું વાંચવાથી આમ થાય છે. સ્મરણ શક્તિ કરતાં કાગળ પર વિશેષ ભરોસો રાખવાથી અને બીજા શબ્દોમાં કહીએ તો, ભણેલા વર્ગની માનીતી બીજી પત્ની એ કાગળ હોવાથી તેની જૂની શોક્ય સ્મરણશક્તિ રીસાઇ જાય છે. તેમનામાં એકડો ન કાઢી જાણનારા અકબર અને શિવાજીની અદ્ભુત સ્મરણ શક્તિ અસંભવિત હોય છે. ઘાંચી અને ગાંધીની સ્મરણશક્તિ આગળ એમ. એ. તથા બી. એ. ઓની સ્મરણશક્તિ તુચ્છજ હોય છે !

**નબળી છાતી તથા ક્ષયનો વગર દવાનો રામબાણ ઉપાય**—એક અંગ્રેજી પત્રમાં સાત ભાઇઓમાંનો એક ભાઇ એક પત્ર લખી મોકલે છે. તે કહે છે કે હમે સાતે ભાઇઓ નબળી છાતીવાળા જન્મ્યા હતા. હમારામાંના પાંચ કોર્નેટ નામનું મુખવાદિત્ર વગાડવાનું શિખ્યા તેથી હમારી છાતી ઘણી મજબુત થઇ છે અને સંપૂર્ણ આરોગ્યવાન છીએ. જે બે ભાઇઓ એ મુખ વાદિત્ર નહી શીખ્યા તેઓની છાતી નબળીજ રહી અને અંતે તેઓ ક્ષય રોગથી મરણ પામ્યા. સાર એ નીકળે છે કે, નબળી છાતી વાળાઓએ ક્ષય લાગુ પડે તે પહેલાં ફેફસાં મજબુત કરવાના મરતના ઉપાય તરીકે કોઇ મુખવાદિત્ર પર કાબુ મેળવવો જોઇએ તેથી એવો દમ લેવો પડે છે કે ગમે તેવાં ફેફસાંને મજબુત થવુંજ પડે !

**વાદળાની વીજળીનાં નખરાં !**—વાદળાંનાં ઘર્ષણથી ઉત્પન્ન થતી વીજળી જેના પર પડે તે તરત ભસ્મ થઇ જાય છે એવી માન્યતા છે. પરંતુ એમ હમેશ થતું નથી. તેનો પ્રવાહ પડવા પર બળવા ન બળવાનો આધાર છે. ઘણી વાર તો તેની અસર માત્ર એટલીજ થાય છે કે કપડાં ગેપ થઇ જાય છે, અને આદમ તથા ઇવના શુભ જમાનાની 'રીતિ' ઉતરે છે ! ૧૮૯૮ માં બે છોકરીઓ તથા એક વૃદ્ધા એક વૃક્ષ પાસે તોફાન દરમીયાન ઉભાં હતી. તે વૃદ્ધ સ્ત્રી તો વીજળી પડતાં તરત મરી ગઇ પણ પેલી છોકરીઓનાં તો માત્ર વસ્ત્રોજ પલાયન થઇ ગયાં. એટલુંજ નહિ પણ તેઓનાં બુટના પણ ટુકડે ટુકડા થઇ પગમાંથી ગેપ થઇ ગયાં પરંતુ તેમની ચામડીને જરા પણ ઇજા થઇ નહીં ! ૧૮૫૫ માં ફ્રાન્સના વેલેરોઇસ ગામમાં પણ એક માણસ આવીજ રીતે કેવલ નગ્ન થઇ ગયો હતો. પાછળથી તપાસ કરતાં ઘણે દુર તેનાં કપડાંમાંથી માત્ર એક બાંય તથા થોડાં ચીથરાં જડ્યાં હતા ! તેને વીજળી લાગી ત્યારે તે બેભાન થઇ પડી ગયો, પણ ૧૦ મીનીટ બાદ શુદ્ધિમાં આવતાં તરત જંગ

થયો હોય એવી સ્થિતિ થઇ જવા ઉપરાંત કાંઇ બીજી હાનિ દેખાઇ નહીં. એ બળદને એક જણ લઇ જતાં તેનો બળદ તો વીજળી પડતાં મરી ગયા અને માણસ પણ મરી ગયો. પણ તેનાં બુટ ૩૦ વાર છેટે ઉડીને પડ્યાં ! પ્રખ્યાત ફ્રેંચ ગણિત, જ્યોતિષી કેમીલ ફ્લેમેરીયન, આવા દાખલાઓનો સંગ્રહ તથા તેનું પૃથક્કરણ કરતાં કહે છે કે, એવા પણ દાખલાઓ બન્યા છે કે જેમાં વીજળીના પડવાથી માણસનાં એવાં તો આબાદ બે ફાડચાં થઇ ગયાં હતાં કે કુહાડેથી પણ વધારે સરખી રીતે તે પાડી શકાયાં નહીં હતે. આ બનાવ ફ્રાન્સમાં કોઇકસ આગળની એક પવનચક્કી પાસે એક દરજીનાં મદદનીશને તા. ૨૦ મી જૂન, ૧૮૬૮ ને દિને થયો હતો.

**સિંહ બલવાન કે વાઘ !**—સસ્તી ચોપડીઓમાં તો વાઘથી સિંહ બલવાન્ તથા ભયાનક છે એમ લખ્યું હોય છે. પરંતુ શારીરિક બલમાં તો વાઘ વનરાજથી ચઢે છે એ ખરી વાત છે ! સિંહને પકડી રાખવા પાંચ માણસો બસ થાય છે ત્યારે વાઘને પકડી રાખવા નવ માણસો જોઇએ છે એવો અનુભવ થયો છે. ત્યારે સિંહની મહત્તા કેમ ? એ એની ભવ્ય દાઢી અને ગર્જના કરતા કંઠના પ્રતાપ લાગે છે ! તેથીજ પશુઓ તેમજ મનુષ્યો તેનાથી વાઘ કરતાં પણ વિશેષ બ્હી જાય છે.

**બિલાડીની આંખ એ ઘડીયાલના કાંટા બરાબર છે !**—આ તદ્દન સત્ય છે. બિલાડીની આંખનો ડોળો જોવાથી કેટલા વાગ્યા તે ખબર પડશે. સુરજ ચઢતો જાય છે તેમ તેમ તે સંકડાતા જાય છે અને બાર વાગતે તો તે વાળ જેવો પાતળો થઇ જાય છે ! પછી સુરજ આથમતાં તે ધીમે ધીમે પાછા મટ થાય છે ને સાંજે ગોળ થઇ રહે છે. એની આંખની રચના એવી છે કે ગરમી સહન થતી નથી. જેવા સારૂ તેને ગરમી કાપવા અર્થે ડોળા પાતળા કરવા પડે છે. તડકામાં ચાલતાં આપણે પણ ડોળા સંકોચાવીએ છીએ. પરંતુ તાપના પ્રમાણમાં એની મેળે ડોળા સંકોચતું પ્રાણિ તો બિલાડીજ છે.

**એક ભ્રમ**—લાંબી ઉંઘ પછી ઘણા જણને તમે ફરીયાદ કરતાં સાંભળ્યા હશે કે માથું ભારી લાગે છે. ખરી વાત એ છે કે વજનમાં તો તે ઉંઘ દરમીયાન હલકુંજ પડેલું હોય છે, અને જેટલું માથાનું વજન ઘટ્યું છે તેટલુંજ પગનું ભારી થયું છે. આ અખતરાથી તોળીને સાબિત કરવામાં આવ્યું છે. એક અદ્ધર નળાઇ ઉપર માણસને સુવાડીને તે નળાઇના પગ વાળા ભાગ જોખતાં તે ભાગ પહેલાં કરતાં ભારી અને માથાં વાળા ભાગ પહેલાં કરતાં હલકો જણાયો છે. બરોબર વચમાંથી બાંધી લીધેલા લટકતા દોરડા પર સુખી ગયેલો માણસ ઉંઘવા બાદ ધીમે ધીમે માથા તરફનો હીંચકાનો ભાગ ઉંચકાય છે ને પગ તરફનો હીંચકાનો ભાગ નમે છે ! આવું કારણ એ છે કે ઉંઘ દરમીયાન માથામાંનું લોહી નીકળીને શરીરના બીજા ભાગોમાં જાય છે. જાગતા સાથે મગજ તેને પાછું પોતા પ્રતિ ખેંચવા માંડે છે.

**મગજના બધાજ ભાગો કાંઇ નિદ્રાવશ થતા નથી.**—મનુષ્ય નિદ્રાવશને શરણ હોય છે ત્યારે તેના મગજના સઘળા ભાગો પણ નિદ્રાવશ છે એમ સિદ્ધ થતું નથી. સમયનું ભાન ઊંઘમાં જાગ્રત રહે છે. ઉઠતી વખતે આટલા કલાક ઉંઘ્યો એ જ્ઞાન કાંઇક થાય છે. વળી અમુક વખતે ઉઠવું જોઇએ નિશ્ચય કરીને સુતાં એની મેળે ઉઠાય છે. કેટલાક

વર્ષ ઉપર ૨૦થી૩૦ વર્ષની વયનાં માણસોની અમુક સંખ્યા પાસે એ નિશ્ચય કરાવીને કામ લેતાં જણાયું હતું કે તેમાંનાં સાઠ ટકા જેટલાનું મગજ સંકલ્પ કરેલે વખતે જાગ્રત થઇ જતું. નિદ્રાની એક વિચિત્રતા એ છે કે, શરીરનું અવયવ મગજથી જેમ વિશેષ દૂર તેમ તે ઓછી ગાઢ નિંદ્રા ભોગવે છે. તેજ કારણથી જો તમે ઉંઘતાના પગને આંગળે હાથ અડકાડશો તો તે તરત જાગશે પણ જો તેને ખભે હાથ દેશો તો તે ભાગ્યે જાગશે. ખભું આંગળાથી વધારેજોરથી ઉંઘતું હોય છે.

**લીલા વાળ વાળા માણસો**—લાલ, સફેદ, ભુરો, તથા કાળા વાળ માણસને માથે ઉગી શકે છે. પરંતુ લીલા વાળ વાળી વસ્તી પણ દુનયાના એક ખુણામાં હસ્તી ધરાવે છે એ જાણી વાચકોને આશ્ચર્ય થશે. કયુબા, ચીલી, દક્ષિણ અમેરીકા અને બીજે જે સ્થળે તાંબાની પુષ્કળ ખાણો હોય છે તેની આસપાસના છેવાના લોકો લીલા વાળ વાળા જોવામાં આવે છે. આનાં કારણની તપાસ કરતાં માલમ પડયું છે કે, તાંબાની ખાણ સાથે જે ગાળ વાની ભઠ્ઠીઓ હોય છે, તેમાંથી જે ગેસ તથા ધુમાડો નીકળે છે તેમાં આર્સનીક (મન શિલ નામક વૈદક ઝેર) ભળેલું હોય છે. આં મનશિલવાળો ગેસ ધુમાડો માણસના વાળને લાગે છે. તેથી તેનો રંગ લીલો થઇ જાય છે. છતાં બીજી કોઇ રીતે વાળને હરકત થતી નથી એ આશ્ચર્ય છે ! ખાસ કરીને એ ભઠ્ઠી ચલાવનારા ખાણના કામદારોના વાળ તો લીલા ઘાસ જેવાજ લીલા થઇ રહે છે.

**ગ્યાસના ઉપયોગમાં સુધારો**—હાલના વેપારી યુગનો એવો પ્રભાવ છે કે ઉદ્યોગ ધંધાની દરેક શાખામાં સુધારો થવોજ જોઇએ. જે પોતાના ધંધામાં સુધારો નથી કરતો તે પાછળ પડે છે અને તેનો ધંધો ડુબે છે, અને સુધારો કરનાર તેની જગા લઇ બેસે છે. એ તત્વને અનુસરીને દરેક ચતુર ધંધાદારી માણસ પોતાના ધંધામાં સુધારો કરીને તેને વધારે ઉપયોગી અને ઓછા ખરચમાં લાવવાનો પ્રયત્ન કરે છે. પશ્ચિમના દેશોમાં દરેક મોટા કારખાનામાં સ્વતંત્ર પ્રયોગશાલા હોય છે. અને ત્યાં નીમેલા શાસ્ત્રના જાણીતા અને કેલા પ્રવિણ માણસો કારખાનામાંની પ્રચલિત પધ્ધતિમાં શો સુધારો કરવો તેનો સતત પ્રયત્ન કર્યા કરે છે. એ રીત હિંદ માંહેલા કેટલાએક સુજ્ઞ કારખાનાવાલાઓએ પકડી છે અને તેમાં તેને ફાયદો પણ થયો છે. એ સુધારા પ્રવૃત્તિનો એક પ્રત્યક્ષ દાખલો ગ્યાસના જૂદા જૂદા ઉદ્યોગમાં થએલા સુધારો છે. ગ્યાસ એટલે જૂદા જૂદા પદાર્થમાંથી કાઢેલો ધુંઓ, અથવા વાયુ. તેને ખનિજ કોયલાને તપાવીને કહાડતા હતા. તથાપિ તે તૈયાર કરવાની બીજી રીત મળી છે. કેરોસીન તેલનો કચરો, ચરબી, અને એવા સ્નીગ્ધ પાતળા પદાર્થની પાતળી ધાર ૧૦૦૦ અંશ સુધી તપાવેલા લોઢાના **રીટાર્ટ**માં છોડવાથી ગ્યાસ ઉત્પન્ન થાય છે. તેને **"ઓઇલ ગ્યાસ"** કહેછે. અને તેનો ઉપયોગ આગગાડીમાંના ડબ્બામાં દીવા કરવાના કામમાં કરે છે. તેમજ ખનિજ કોયલાને આંચ દઇને તે માંહેથી ગ્યાસ કહાડી લીધા પછી જે "કોક" બાકી રહેછે, તેને તપાવીને તેના ઉપર હવાનો પ્રવાહ છોડેથી કારબોનિક આકસાઇડ અને નૈટ્રોજનનું મિશ્રણ નીકળે છે તે પણ સારી રીતે બળે છે. તેનો ઉપયોગ ઘણું કરીને ઉષ્ણતા ઉત્પન્ન કરવાના કામમાં કરે છે. તેવીજ રીતે પાણીની વરાળ પણ તપાવેલા "કોક"માં છોડીને એક જાતનો ગ્યાસ ઉત્પન્ન કરે છે તેને "વૉટર ગ્યાસ" કહેછે, એવી રીતે જૂદા જૂદા ગ્યાસ તૈયાર કરવામાં

આવે છે; એવા ગ્યાસના મુખ્ય બે ઉપયોગ થાય છે. પ્રકાશ ઉત્પન્ન કરવો એ એક ઉપયોગ અને શક્તિ ઉત્પન્ન કરવી એ બીજો ઉપયોગ છે. ગ્યાસની રોશનીમાં હાલમાં કેટલો સુધારો થયો છે. પંદર વીસ વરસ પહેલાં મુંબાઇ જેવે ઠેકાણે ખુલ્લાં દીવા વાપરતા હતા, તેતો લોકોની જાણમાં છેજ, તેની જગાએ હવે મેંટલના સ્થિર પણે બળનારા દીવા આવ્યા છે. તેથી ગ્યાસ ઓછો ખપે છે અને પ્રકાશ વધારે પડે છે. ૫૦૦૦ મીણબત્તીના અજવાળાના દીવા નીકળશે એવું પહેલાં કોઇના સ્વપ્નામાંએ નહોતું, પણ હાલ તે મોટા રસ્તા ઉપર સળગતા નજરે પડે છે. એમાં થોડીક વધારે દાબેલો ગ્યાસ વાપરે છે. એ દાબેલો ગ્યાસ મોહેલા અણુ પાસે આવીને વધારે જોરથી બળે છે અને તેની ઉપર એમાડેલી મેંટલ પણ વધારે પ્રકાશિત થાય છે: ગ્યાસના દીવાને વિજળીનો દીવો સામાવાળીઓ થઇ પડ્યો ત્યારે તેમાં આવો સુધારો થયો. ગ્યાસના ઇંજિનો પણ ૭૦૦૦ ઘોડાના બળનાં નીકળ્યાં છે. તેમજ ગ્યાસના ચૂલા પણ નીકળીને તેવડે રસોઇ કરવાની સારી સવડ થઇ પડે છે. ગ્યાસના દીવાને રસ્તામાં સળગાવ્યાને સને ૧૯૧૩ માં સો વરસ પુરાં થયાં તેના સંબંધમાં એક શત વાર્ષિક પ્રદર્શન લંડનમાં ભરવામાં આવ્યું હતું. તેમાં ગ્યાસના દીવા, ઇંજિનો, ભઠ્ઠીઓ વગેરે ગ્યાસનો ઉપયોગ કરવાનાં ઉપકરણોમાં કેવો કેવો સુધારો થતો ગયો તે સારી રીતે દેખાડવામાં આવ્યું હતું.

**કૃત્રિમ ઝાકળ**—કોયલાની ખાણોમાં ગ્યાસનો ભડકો થઇને ભયંકર હોનારત થાય છે, તેનું કારણ તે માંહેલી હવામાં ઉડનારી ખનિજ કોયલાની રજકણો છે. તે ઝટ સળગી ઉઠે છે. ને પછી તે ચોરેમેર ફેલાઇને સેંકડો માણસોના જીવ લે છે. વાસ્તે એવાં ઉડતાં રજકણોનો નાશ કરવા સારૂ એક અકલબાજ માણસે યંત્ર તૈયાર કર્યું છે. તેમાંથી પાણીના ફુવારા બહાર પડીને તેના ઉપર હવાનો પ્રવાહ એવા જોરમાં અફળાય છે કે તે પાણીના છેક ઝીણા પરમાણુ થઇને આજુબાજુ ફેલાય છે. અને તે જગાએ એક પ્રકારની ઝાકળ ઉત્પન્ન થાય છે. તે બનાવટી ઝાકળમાં સઘળી કોયલાની રજકણો ગુંચાય જઇને તે ઝાકળની સાથે હેઠે પડીને વહેવા માંડે છે. તેથી કરીને ખાણોમાં થતી હોનારતની બીક ઓછી થાય છે.

**શાહમૃગનાં મૂલ્યવાન્ પીંછાંઓ**—શાહમૃગ એ સૌથી મોટા કદનું, નાના ઉંટ જેવડું પક્ષી છે. તેનાં પીછાં બહુ મૂલ્યવાન છે. મડમોની ટોપી તે વિના શોભતી નથી. પરિણામે પીંછા સારૂ આફ્રીકામાં એ મૃગ ખાસ ઉછેરવાનો એક ધીકતો ઉદ્યોગ થઇ પડ્યો છે. ગયા એક વર્ષમાં દક્ષિણ આફ્રિકામાંથી સાડા પાંચ લાખ રતલ જેટલા પીંછાની નીકાશ થઇ હતી ! ખેડુતો હવે શાકને બદલે આ પક્ષીઓજ ઉછેરે છે. દર ૮ મહીને પીંછાનો પાક થઇ રહે છે. અમુક જાતનો ખોરાક આપવાથી તથા જુદી જુદી જાતના શાહમૃગોના સંબંધથી નીપજતી પ્રજાનાં પીંછાં ખાસ સુંદર થાય છે. એની પણ વિદ્યા તથા હુન્નર થઇ પડ્યો છે, અને હજારોની રોજી ઝામી છે. એ ઉદ્યોગમાં નિર્દયતા અવશ્ય છે.

---

**" હમણાંજ કરો "નાં પાટીયાંની તાત્કાલિક અસર**—એક મોટી ઑફીસના વડાએ ઝપાટાબંધ કામ કરવાને કલાર્કોને ચેતાવવા ઠેકઠેકાણે " હમણાંજ કરો "નાં પાટીયાં ચોંટાડ્યાં. થોડાં દિવસ પછી તેને માલમ પડ્યું કે તેની અદ્ભુત અસર થઇ હતી. કેશીયર પાંચ હજાર રૂપીયા લઇને ઉપડી ગયો હતો, વડો કલાર્ક શેઠી-ટાઇપીસ્ટ સાથે ન્હાસી ગયો હતો. ત્રણ કલાર્કોએ પ્રમોશન માગ્યું હતું. ઇત્યાદિ ઇત્યાદિ. પાટીયાં નીકળી ગયાં.

---



ॐ तत्सत् ।

# સત્ય.

ધાર્મિક, સાંસારિક, વૈજ્ઞાનિક, સાહિત્ય સંબંધી તથા મનુષ્યની ઉન્નતિ સંબંધી અન્ય વિષયો ચર્ચા કરનારૂં ગુજરાતી ભાષામાં દર અંગ્રેજી માસના આરંભમાં પ્રગટ થતું માસિક પત્ર.

પુસ્તક ૩ જું. મે, સન ૧૯૧૪. અંક ૧૧ મો.

## વિષયાનુક્રમણિકા.



તંત્રી અને વ્યવસ્થાપક,

મોતીલાલ ત્રિભુવનદાસ દલાલ,

હાઇ કોર્ટ વકીલ.

નં. ૮૨ કાંદાવાડી-મુંબઈ.

વાર્ષિકમુલ્ય રૂ. ૨-૩-૦ તથા પરદેશ માટે રૂ. ૨ા ( ૩ શી. ૮ પેન્સ ) પોસ્ટેજ સહિત.

વડોદરા--ઘિયાપુરામાં ધી લુહાણામિત્ર સ્ટિમ પ્રિન્ટિંગ પ્રેસમાં વિઠ્ઠલભાઇ આશારામ ઠક્કરે છાપી તેજ ઠેકાણે તા. ૪-૫-૧૯૧૪ ના રોજ પ્રસિદ્ધ કર્યું.

" સત્ય " દ્વારા

સત્ય માર્ગ

તે

# આ સત્ય સ્વદેશી કો-ઓ-પરેટિવ સ્ટોર્સ કં. લિ.

જ્યાં જાઓ ત્યાં એકજ સત્ય રીત;

૧. ટાઈમ્સ બિલ્ડિંગ, કોટ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

૨. પ્રિન્સેસ સ્ટ્રીટ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

૩. માધવ બાગ, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

૪. ઠાકોરદ્વાર, સત્ય સ્વદેશી સ્ટોર્સ.

મુમ્બઇ સરખા મોહોટા શેહેરમાં

અનેક સત્ય સ્વદેશી વસ્તુઓની સત્ય ... સત્ય.

## જો ! આ મૃગાક્ષી ઉભી. *

( શાર્દૂલવિક્રીડિત. )

( ૧ )

ચાલી ચંચળ ચાલથી સરવરે તીરે ઉભી સુન્દરી
જોઇ અમ્બુજ ન્હેલ વારિસમાં વિકાસતી પાંખડી
ખાઝમાં બિન્દુ તુષાર મોતી સમજે આશ્ચર્યથી ભાળતી
અંગુલી અધરે અરાડી ચકિતા, જો ! આ મૃગાક્ષી ઉભી.

( ૨ )

ખીલ્યાં આસુમનો મૃદુ શીતળ જે, શશો પરે હીંચતા
લીલી ડાળ પરે ઢલી વિકસતી, છે સ્નિગ્ધ શી, પાંખડી,
જોઈ એ હૃદયે વિલાસ કરતી, આશ્ચર્યથી સુન્દરી
અંગુલી અધરે અરાડી ચકિતા, જો ! આ મૃગાક્ષી ઉભી.

( ૩ )

ચંડાં શું દિવસે વિશાળ નભમાં, શીતાં શું રાત્રિ વિશે;
ધારે સ્મિત અસંખ્ય તારક નભને વ્યોમ ગંગા ખિલે;
આશ્ચર્યે સ્થિર દૃષ્ટિથી રમણીકો સૃષ્ટિ લીલા ન્યાળતી
અંગુલી અધરે અરાડી ચકિતા, જો ! આ મૃગાક્ષી ઉભી.

( ૪ )

જોતી તે નવ યૌવના વિરહિણી, વ્હાલા તણી વાટડી
એવામાં દૂર પંખીની ફફડતી, પાંખ્યો સુણી ધારતી,
શું વ્હાલો અહીં આવીયો વિરહથી, એ ભ્રાંતિમાં છે દુખી
અંગુલી અધરે અરાડી ચકિતા, જો ! આ મૃગાક્ષી ઉભી.

H. M. Desai.

---

## મન ભ્રમરને.

( રાગ—સારંગ—મન મને માને નહિ. સો ફેરા સમજાવું તોય શું થાય ! )

ઓ માનસ ભૃંગ ! પરિમલ લેવા ભજ તું પૂર્ણાનંદને.
સંસાર વિષે, રેળવ તું એ દુર્લભ મધુ મકરન્દને.
હો ખીલી રહી પ્રભુની વાડી, કુસુમિત અતિ ઝાડ તણી ઝાડી.
તન તાપ ગુમાવી વિચાર દાડી— ઓ.

* વડોદરાની ચોથી સાહિત્ય પરિષદમાં કાવ્યવિલાસી જનો માટે રજુ થયેલી પાદપૂર્તિ.

ફુલ શુભ્ર ખીલ્યાં અતિ એ વગડે, નીતિવાન્ નહિ કદી સાં બગડે,
પછી અન્તક કેમ કરી રગડે ?— ઓ.

દવ એ વનમાં નવ હોય કદી, અતિ ! સંયમ પાલન થાય યદિ.
બહુ સિધ્ધ ગયા બસ એમ વદી— ઓ.

અતિ મિષ્ટ પરાગ પ્રભુ ચરણે, સુખ સત્ય વસે વિભુને શરણે.
નવ ભીતિ પછી કદીએ મરણે— ઓ.

વિષયી કુસુમે કદી જો તું જશે, પરિહોસ અતિશય ત્યાંજ થશે.
નવ વાંચ્છિત સુખ તને મળશે— ઓ.

અરવિન્દ વિષે યદિ તું ઠરશે, ગજ કોઇ તહિં ફુલડું હરશે.
વિણ મોત વિષે પ્રિય ! તું મરશે— ઓ.

નહિ પ્રેમ વસે જગનાં જનમાં, કયમ બદ્ધ થવું અહિં બંધનમાં.
સમજીશ પછી ક્યારે મનમાં ?— ઓ.

ક્ષણભંગુર આ તનડું ત્હારૂં, વિષયાદિકમાં નિત્ય રમનારૂં,
ક્ષીર ત્યાગી ગ્રહે નીર એ ખારૂં— ઓ.

અહિં પંકજમાં બહુ સ્વાર્થ ભર્યો; કયમ અંધ થઇ અનુરાગ કર્યો ?
તજી શીત હુતાશનમાં શું ઠર્યો ?— ઓ.

ફુલડે ફુલડા ફરતોજ ફર્યો, પણ ઉત્તમ એક ન અર્થ સર્યો.
મધુકર ! ત્હેં જન્મ વ્યાજ ધર્યો— ઓ.

બરવાળા. "ધીરજ"

---

## સ્નેહશંકા.

### શિખરિણી.

અમારા મોંઘેરા, પરમજન છો કે નહિ તમે.
પૂછી જુઓને એ, અનુભવી તમારા હૃદયને;
તમે જો રેલાવો, હૃદય રસ રેલો અમ પ્રતિ,
અમે રેલાવીશું, ઉર ઉર મળે એ કુદરતી.

કુડા હૈયાની જો, અમ તરફ રાખો કઠિનતા.
તમો સાથે ઝીલે, અમ હૃદય ! શી રીત મૃદુતા;
તમો માથે વેરો, કુમકુમ ભર્યાં પ્રતિ ફુલડાં,
ભરી શું ત્યારે શું ? તમ હૃદય ઝેરી ઉઝરડા ?

મનુષ્યોનાં હૈડે, હજી કુધવની સ્નેહ દ્રુરિત,
અમી સારે ઝેર, હજી નથી શીખ્યા એ અધમતા;
ચકોરી ચંદ્રી, રતિ કળસ ભાળે શશિ ફિરે,
ચકોરીનાં હૈડાં, સહમદ કરે ચંદ્ર પ્રણયે. ૩

"અમે ચાહ્યું તોયે, જગત અમને ચાહતું નથી,"
મનુષ્યોને એવું બહુ બબડવાની લત પડી;
વિચારો તે ક્યાંથી ! કુદરત તણો ન્યાય સમજે,
બીજાં ફેંકી વાવ્યાં, કહિ નહિ મધુરાં ફળ મળે. ૪

ન શોધ્યું વિજ્ઞાને, અવર ખગ આકર્ષણ સમું,
મહાતત્ત્વોનાં આ પરમ રૂપ બેઠી અણુ અણુ:
અને એ ન્યાયે હા ! નયન ફિર ખેંચે નયનને,
હૂંફાં સૂક્ષ્મ ઊંડાં હૃદય પિય ખેંચે હૃદયને. ૫

ઉઠે ક્યાંથી શંકા, વિમળ નિર્દોષી પ્રણયમાં,
ખરે શંકા ધાતી કપટ લબાડો મોહ મળનાં;
ભળે ત્યાંથી બાપુ ! રુધિર કટકી ક્રંદન મહીં,
જરાયે શંકાનો કુદરત મહિં સંભવ નહિં.

'સ્નેહ'

## સ્ત્રીએ આજ્ઞાકારિણી થવું.

(૨)

ગતાંકમાં આપણે આ વિષે કરેલાં વિવેચનપરથી એવો બેહદો સારાંશતો ગ્રહણ નહીંજ કરી શકાશે કે સ્ત્રીએ પતિને આજ્ઞાકારી ન થવામાંજ અર્થાત્ તેની મરજી વિરુદ્ધ વર્તવામાંજ સ્ત્રીનું ભૂષણ છે ! ઉલટું, એ સારાંશ ગ્રહણ કરવાનો છે કે પતિની ઇચ્છાનુસારે વર્તવામાં સ્ત્રીનું અવશ્ય ભૂષણ છે. આટલે સુધી "જૂના વિચાર"વાળાઓ સાથે હમારો સહમતજ હતો એમ કહેવાની જરૂર જણાઇ નહોતી. પરંતુ ગેરસમજ થતી અટકાવવા અત્ર તે સ્પષ્ટ કરી દઇએ છીએ. મતભેદ હવે ઉભો થાય છે, "અસલી"ઓ એમાંજ સ્ત્રીનું ભૂષણ માત્ર કિંવા મુખ્ય ભૂષણ માની બેઠા છે. હમારૂં કથન એ છે કે તેતો તેનું એક ગૌણ ભૂષણ છે. એ અનેક ઉપયોગી ભૂષણોમાંનું એક માત્ર છે, અને એનાથીએ વધારે સુંદર ભૂષણો ગ્રહણ કરવાનાં તેમને પડયાં છે. જે સ્ત્રી આટલેથીજ પોતાની કૃતકૃત્યતા માનશે તેને હમે સંપૂર્ણ નહીં પણ અપૂર્ણ સ્ત્રીજ કહીશું.

યમનિયમના પાલન માત્રથી પોતાને સિધ્ધ યોગીરાજ અને પરહંસ માનનાર જેવી ભૂલ તે કરે છે. કેવલ પતિભક્તિપરાયણ સ્ત્રી પૂજ્ય છે. પરંતુ પતિ અને કુટુંબના સ્વાર્થને કિંચિત્ ભોગે પણ જે સ્ત્રી સત્ય, પ્રામાણિકતા, ઉદારતા, દેશાભિમાન ઇત્યાદિ સદ્ગુણો વ્યવહારમાં પ્રગટ કરે છે તે તેનાથી પણ વિશેષ પૂજ્ય છે. પત્ની પતિભક્ત તો પોતાના સ્વાર્થથીજ થાય છે અને થશેજ. તેથી એ ગુણને ખાસ કેળવવાની અને તે પર ભાર મૂકવાની જરૂર એટલી બધી જરૂર નથી. તેનાથી પણ ચઢતા તથા આવશ્યક તેમજ તેનાથી વધારે અઘરાં, વધારે નાજુક, તથા વધારે સૂક્ષ્મ સદ્ગુણોમાં તેના ચિત્તનો ખાસ પ્રવેશ કરાવવાની વધારે ગંભીર જરૂર છે !

## જ્ઞાની થવું એ બોધ સ્ત્રીને કેમનથી આપતા ?

આ નવા પ્રકરણમાં નીતિના સિધ્ધાંતો આવે છે. તે ઉપરાંત એક નવું પ્રકરણ તે જ્ઞાનનું છે. ગર્ભધારણ, પ્રસવ તથા ઋતુચર્યાની વિદ્યાઓ, ટુંકમાં સ્વાર્થોપયોગી તથા કુટુંબોપયોગી સામાન્ય વૈદક-ચિકિત્સા તેમજ નિદાન-બાલક ઉછેરવાની વિદ્યા, ગાયનવાદન, ઇત્યાદિ આત્મ તથા પર મનોરંજક વિદ્યાયુક્ત કલાઓ, ખપજોગું શિવણ ગુંથણ તથા ભરતકામ ( એ ઝાઝું શિખવું એ સામાન્ય રીતે સ્ત્રીને કસરત વિનાની તથા બેઠેલ કાયાની કરી નાંખનારૂં તથા આંખ બગાડનારૂં તથા મગજ દુઃખવનારૂં હોવાથી ઘરના જરૂરી ખપજોગુંજ શિખવું અથવા તેનું કામ તદન જરૂરી જેટલુંજ કરવું ઇષ્ટ છે ) સ્વચ્છતા તથા આરોગ્યના નિયમો તથા ઉપાયો, સારી તથા સીધી તેમજ ગમ્મત આપનારી કસરતો, ચાલવા બોલવા વગેરેની રીતભાત વર્તમાનપત્રોની ખબરો તેમજ 'લીડરો' વાંચી શકે એટલું ( કમમાં કમ. ) ભાષાઓનું જ્ઞાન, સાદું ગણિત ઇત્યાદિ વિષયોનું જ્ઞાન સ્ત્રીઓએ લેવું. એ સૌથી ઉપયોગી બાબત ઉપર કેમ આજ્ઞાકારિણી થવાથી દશાંશ પણ ભાર મૂકવામાં આવતો નથી એજ હમારૂં આશ્ચર્ય છે ! દુષ્ટ હેતુનો આરોપ ન મૂકવો એ શિષ્ટતાનો સામાન્ય નિયમ છે. પરંતુ પૂછ્યા વિના ચાલતું નથી કે, સ્ત્રી એવી જ્ઞાની થવી જોઇએ એમ કહેવાય તો સ્ત્રી કરતાં પોતે વધારે બંધનમાં ફસાઇ જવાય છે—કેમકે જ્ઞાનદાતા તો પુરૂષો છે—તેથીજ એ મૌન નહીં હેય ? સ્ત્રી આજ્ઞાકારી થાય તેનો અંતિમ હેતુ તો પતિનું મનોરંજન કરવાનું છે. પરંતુ ઉક્ત ગુણોવાળી સ્ત્રી પતિનું મનોરંજન વળી પોતાનું મનોરંજન કરવા સાથે, શતગુણ કરી શકશે એ વિદ્વાનો કેમ વિસ્મરણ કરે છે ?

આજ્ઞાકારિણી થવાની આવશ્યકતાપર અતિભાર મેલવાથી સ્ત્રીમાં એ સદ્ગુણ પૂર્ણપણે આવેલો છે. પરંતુ જ્યાં પતિની આજ્ઞાજ નહીં હેય, પતિ મૌન હોય ત્યાં શું કરવું તેનો તત્કાલ નિર્ણય કરવાની શક્તિને ભોગેજ એ સદ્ગુણ આવ્યો છે. જે હીંદુઓને તે અનુભવ નહીં થયો હોય તેમની અવલોકન શક્તિ માટે બહુ માન હોવું અશક્ય છે.

## આજ્ઞાકારિતા ઉપર અસલ અતિભાર મુકવાનું એક સંભવિત કારણ.

"સ્ત્રીએ આજ્ઞાકારિણી થવું" એ આજ્ઞાની સપાટી હેઠળ તપાસતાં શું જણાય છે ? એજ કે પુરૂષ જે આજ્ઞા કરે તેનું સ્ત્રી પાલન કરે, એટલે બસ. પુરૂષ આ પ્રમાણે સ્ત્રી પાસેથી

અતિ અલ્પની આશા કરે છે અને કિંચિત્ માત્રથી સંતુષ્ટ થઇ જાય છે. હમારો એતો વાંધોજ છે કે, સ્ત્રી એટલી બધી સ્થૂલ બુદ્ધિની તો હોવીજ નહીં જોઇએ કે સ્પષ્ટ આજ્ઞા કરે ત્યારે જ સમજે કે મારે શું કરવાનું છે ? પતિની આજ્ઞા વગરજ તેની તરફની કાંઇ પણ સૂચના કરવા વગરજ, તેના કોડું બેઠો તથા લાગતા વળગતા તેનાં કામથી પ્રસન્ન થઇ જાય એવી ખબરદાર સ્ત્રી હોવી જોઇએ. આજ્ઞા અનુસાર તો પાળેલું ઢોર પણ ચાલે છે. એમાં કાંઈ વડાઇજ નથી. તેથી એમ અનુમાન થાય છે કે, "સ્ત્રીએ આજ્ઞાકારિણી થવું" એ સૂત્રની ઉત્પત્તિ મૂલ જ્યારે અતિ પ્રાચીન સમયમાં પુરૂષો પણ માંડ જંગલી મટીને સહજ જ નાગરિક થયા હશે અને સ્ત્રી તો વગડાનાં પશુ જેવીજ રહી હશે ત્યારે થઇ હશે, તેથી તે જંગલી પશુ મટીને પાળેલું પશુ થાય એટલુંજ તેમનાથી નમ્ર જેટલાજ વધારે સંસ્કારી પુરૂષોની એક માત્ર ઇચ્છા હશે. મનુષ્ય જાતિની પ્રાથમિક ('પ્રીમીટીવ') સ્થિતિમાં જ્યારે ઓછા સદ્દગુણોજ પ્રકાશિત અને જ્ઞાન હોય છે ત્યારે "આંધળા ગામમાં કાણીયો પ્રધાન" તેમ આ આજ્ઞાકારિતાનો સદ્દગુણ, એ વણ સદ્દગુણોમની કુલ સભામાં યોગ્ય રીતે પ્રધાન નીમાયો તે યોગ્ય હતું. પરંતુ સુધરેલા જમાનામાં તો કુંડીબંધ સદ્દગુણો વડેજ વ્યક્તિનું જીવન તથા સમાજના બંધારણનો નિર્વાહ થઇ શકે છે. તે મોટા સમૂહમાં આજ્ઞાકારિતાની પદવી ઉચ્ચતા કાયમ રાખવી અશક્ય છે. એ સદ્દગુણ માત્ર વૃદ્ધાવસ્થા અને 'સીનીયોરીટી'ને પ્રભાવે પ્રધાનપદ પચાવી પડ્યો છે. પ્રાચીનતા માત્રને લીધે તેનામાં વિશેષ પવિત્રતાનો ભ્રમ ઉત્પન્ન થયો છે. અતિ પ્રાચીનકાળમાં આર્ય પ્રજાનું મુખ્ય ધન માત્ર ગૌ હતું અને તેથી તે માતાતુલ્ય પૂજ્ય થઇ પડી; પરંતુ તે પછી ભેંસ, ઘોડા વગેરે તેનાથી પણ વધારે ઉપયોગી તથા મોંઘાં પ્રાણિઓની ઉપયોગિતા જણાઇ અને હાલના સમયમાં ગાય કરતાં અને ગાયનું સ્થાન લઇ શકે અને ગાય તથા બળદ લગભગ નકામી તથા આઉટ-ઑફ-ડેટ થઇ પડે એવાં નવાં વીજળીક બળ તથા યંત્રોની પણ શોધ થઇ છે. છતાં ગાયની પવિત્રતા તથા પૂજ્યતા ઓછી થઇ નથી તેમજ ગાયનું મૂલ્ય ઘટાડનારાં અને ગાયથી પણ વધારે ઉપયોગી તથા બુદ્ધિશીલ બીજાં પશુઓ તથા યંત્રોની પૂજ્યતા તેની નવીનતાને લીધે અને ગાય એ પૂજ્યભાવની 'મોનોપલી' સનાતન કાળથી કરી લીધેલી હોવાથી, થઇ શકતી નથી તેજ પ્રમાણે સ્ત્રીનાં આજ્ઞાકારિતા કરતાં અનેક સદ્દગુણો વિશેષ ઉપયોગી તથા આકર્ષક હોવા છતાં, આજ્ઞાકારિતાજ તેની પ્રાચીનતા અને પ્રાથમિકતાને લીધે, લોકોના ચિત્તમાં પ્રથમ સ્થાને ચોંટી રહી છે.

## સ્વતંત્ર વિચાર કરવાની બુદ્ધિનો અપાયલો ભોગ.

પૂર્વ દેશની સ્ત્રીઓ પોતાની પાશ્ચાત્ય ભગિનીઓથી યોજનો પાછળ પડી ગયલી હોવાનું એક મુખ્ય કારણ પુરૂષ વર્ગની આજ્ઞાઓની તેમને વાટ જોતી બેસાડી રાખવાનું છે। સ્વબુદ્ધિથી તેઓ, વગર આજ્ઞાએ, કંઇ જ કરી શકતી નથી. આત્મવિશ્વાસ તેમનામાં પ્રાદુર્ભૂત થવા દીધોજ નથી. પિતા, પતિ તથા પુત્રની આજ્ઞાની પરંપરાથી તેમના માનસિક શરીરમાંથી સ્વતંત્રતાનું લોહી ઉડી ગયું છે.! કાંઇક પણ સ્વતંત્રતા વિના સ્વતંત્ર બુદ્ધિ-originality-ઉત્પન્ન થઇ શકતી નથી. સ્વતંત્રતાના સદ્દપયોગની આશા કરવાને બદલે તેના દુરૂપયોગનાં ભયનાંજ 'સ્વપ્ન લીડુઓને' આવ્યાં કર્યાં છે-તેથી સ્નેહ્મ વિકારના ભયથી નાક કાપી નાંખવા જેવું, સ્ત્રીની સ્વતંત્રતાનું તેઓએ સમૂલોચ્છેદન કર્યું છે. સ્ત્રી સ્વતંત્રતાનો દુરૂપ-

યોગ કરે તો, યાદિ રાજ્ય તરફથી તેમને શિક્ષાપાત્ર ઠરાવવાનો કાયદો ઘડાવવાને બદલે તેઓએ જડમૂળથી સ્વતંત્રતાજ ઉખેડી નાંખી છે !

## પરસ્પર સ્ત્રી પુરૂષનાં કર્તવ્ય દર્શાવવાની જરૂર-બંધુ સ્નેહ બંધનકારી !

હમારા નમ્ર મત પ્રમાણે " પત્નીએ આજ્ઞાકારિણી થવું " એવા ખતના ખરડાના ઘડનારાઓએ જો સ્ત્રીને પુરૂષ જેટલીજ, સભ્યતા તથા નીતિની વ્યાપક ચતુર્દિશામાં સમાવેશ થઇ શકે એટલી સ્વતંત્રતા આપીને પછી, આજ્ઞાને બદલે માત્ર સૂચનરૂપે સ્ત્રીએ પતિને તથા કુટુંબને તેમજ દેશને-અને તે પોતાનો અતિશય આત્મભોગ આપ્યા વગર-વિશેષ ઉપયોગી થઇ પડવાના માર્ગોની રૂપરેખા માત્ર સામાન્ય ઉદ્દેશરૂપે, દર્શાવી હતે તો તેઓ હીંદુ સ્ત્રી તેમજ પુરૂષ સમાજ ઉપર વધારે ઉપકાર કરી ગયલા ગણાતે. સ્ત્રીએ ' પતિને આશ્રિત રહેવું ' એ બુઠ્ઠી વાત કહેવાને બદલે જો તેણે ' કર્તવ્ય પરાયણ થવું ' પતિને દિલગીર ન થવા દેવો, તેનું મનોરંજન કરવું, તેણે કુનેહથી કામ લેવું ઇત્યાદિ બોધ કર્યો હતે તો તેથી ધારેલો હેતુ, સ્વતંત્રતાનો મૂળચ્છેદ કીધા વગર વધારે સારી રીતે સિદ્ધ થતે. જો સ્ત્રીએ આજ્ઞાકારિણી થવું એમ કહેવાને બદલે, તેઓએ. પતિપત્ની ઉભયે પરસ્પર પ્રસન્ન કરવાના ઉદ્યોગી બનવું, પરસ્પર પ્રેમ રાખવો, પરસ્પર એક બીજાની નાની ભૂલો ઉદાર મનથી ક્ષમા કરવી ઇત્યાદિ પરસ્પર ધર્મો દર્શાવ્યા હતે તો તે બહુ ઉત્તમ પક્ષ થઇ પડતે. પરંતુ " પરસ્પર " શબ્દ તો " બોયકોટ." ( વૈદિક સાહિત્ય બાદ કર્તાં ) કરવામાં આવેલો જણાય છે. પુરૂષે તો સ્ત્રીને ખવરાવવા તથા ઓઢારવા અને બહુ તો ઘરેણાં ગાંઠાં કરવા શિવાય બીજું કાંઇ કર્તવ્યજ નથી એમ માની લેવામાં આવ્યું છે. અને એમાં તે શું પાડ કરેછે તે સમજવું કઠિન છે. કેમકે ખવડાવે-પહેરાવે નહીં તો તો તે મરીજ જાય એમ છે. અને દાગીના કરાવવા એ તો માત્ર સ્ત્રીને જીવતી ' તજોરી ' કરવા બરોબર છે. પુરૂષોએ પોતાને કેટલા છૂટા રાખ્યા છે કે એકપત્નીવ્રતધારી થવા પણ કોઇકજ શબ્દમાં બંધન કરવામાં આવ્યું છે. મનુસ્મૃતિ જેવા-ઉત્તમ ગ્રંથમાં પણ માત્ર અપ્રિયભાષણી હવા સારૂ તેને કાઢી મૂકીને બીજી સ્ત્રી કરવાની ચોખ્ખી રજા આપવામાં આવી છે ! જો બંધનો સ્ત્રી માટે ભૂષણ રૂપ, સદ્ગુણ રૂપ છે, તો પોતા માટે કાંઇ પણ કેમ નહીં ? ત્યારે પોતે પણ એક પત્ની જીવતે પુનર્લગ્ન ન કરવાના બંધનથી કેમ નહીં બંધાયા ? અને તેનો પણ હમને બહુ વાંધો નથી. પરંતુ અપ્રિયભાષી પતિનું પણ સ્ત્રીએ શું કરવું તેનો ઉલ્લેખ કરવાનું મનુમહારાજની સ્મૃતિમાં કેમ નથી આવ્યું ? એજ હમારી શંકા છે. મનુસ્મૃતિના અમુક શ્લોકને પ્રક્ષિપ્ત માનનારાઓ પણ એમ કહેતા નથી કે રહી ગયેલી બાબતનો શ્લોક મૂળની મનુસ્મૃતિમાં હતો પણ તે પાછળથી ઉડાવી દીધો છે ! કદાપિ પણ નહોતો એમ તેઓને સ્વીકારવું પડે છે. તાત્પર્ય કે, દેખીતી રીતે સ્ત્રી પુરૂષના કુદરતી હક તોળવાનાં કાટલાં અને માપવાનાં માપ લગભગ પ્રથમથીજ પૃથક્ રાખવામાં આવ્યાં છે. સ્ત્રીને સંતતિ નહીં થાય તો તેમાં સ્ત્રીનોજ દોષ માનીને પુરૂષને બીજી સ્ત્રી કરવાની છૂટ આપવામાં આવી છે એ પણ પુરૂષની અન્યાયિતાનો જેવો તેવો પુરાવો નથી, અને કશા પણ કારણ કે બહાના વગર પણ અનેકસ્ત્રી કરવામાં આવે તો તે " સારૂં નહીં કહેવાય" એટલુંજ કહીને એ અન્યાય પતાવી દેવામાં આવ્યો છે. એક પર બીજી સ્ત્રી કરનાર પુરૂષને કાંઇ શિક્ષા નથી કહી, તેમજ એ લગ્ન રદ પણ ઠરાવ્યાં નથી ! તેમજ બીજી

સ્ત્રીના પુત્રને વર્ણસંકર પણ ઠરાવ્યા નથી, જો કે તેમને તો એ લગ્નને વ્યભિચારથી પણ ખરાબ ગણીને, તેની સંતતિને વર્ણસંકરથી પણ હીન ગણવી જોઇતી હતી. મહારાજ રામચંદ્રનો સમય ને આદર્શ કહેનારાઓ એ વાત વિસ્મરણ કરે છે કે એકપત્નીવ્રત ધારી તરીકે મહાત્મ મહારાજ રામચંદ્ર અપવાદ રૂપ હતા. પ્રજા તેના એકપત્નીવ્રતથી એટલી પ્રસન્ન થઇ ગઇ કે તેની તે અંતે અવતાર રૂપે પૂજા કરવા લાગી. જો એ કાલમાં ધનાઢ્ય વર્ગમાં એક પત્નીવ્રત સાધારણ હતે તો રામાયણ અશક્ય હતું. હમે ઘણાંખરાં મુખ્ય પુરાણો વાંચ્યાં છે પરંતુ એક પણ સ્થળે હજારો રાણીઓ કરનારા રાજાઓની કિંચિત પણ નિંદા તો શું પણ પરિહાસ પણ તેના લેખકો તરફથી કરવામાં આવેલો જાણ્યો નથી—ઉલટું તેઓ જાણે કોઇ પરાક્રમ કરતા હોય તેમ, આનંદથી રાણીઓની સંખ્યા ગણવામાં આવી છે. મહાભારતમાં પણ એનેજ મળતું આવતું વાતાવરણ છે. અને રામાયણમાં પણ અનેક પત્નીવ્રતધારીની નિંદા તો નથીજ ! દશરથને " મહાત્મા " તરીકેજ તેમાં ઓળખાવ્યા છે. એજ સંતોષ છે કે એકપત્નીક પુરૂષની સ્ત્રીદ્રવ્યની દરિદ્રતા નિમિત્તે નિંદા કરવામાં આવી નથી ! ( પ્રાચીન ગ્રંથોમાં હમે આ દોષ કહ્યો છે તેથી હમને એ ગ્રંથો માટે બીજા કરતાં ઓછું માન છે એમ સમજવાનું નથી )

## સ્ત્રીએ પતિની ઇચ્છાને માન આપવું એ તો સ્વયં સિદ્ધજ છે !

આ વિવેચન પરથી એ સાર ગ્રહણ કરવાનો છે કે પુરૂષે સ્ત્રી જેટલાંજ બંધનોથી પોતાને બાંધવો જોઇએ, અને આપવા લેવાનાં કાટલાં લુચ્ચા દુકાનદાર પેઠે જુદાં ન રાખતાં એકજ રાખવાં જોઇએ. જ્યાં સુધી તે એટલો પ્રમાણિક તથા ન્યાયી નથી ત્યાં સુધી તે પોતાની પત્ની પાસેથી પત્નીનું નહી પરંતુ દાસી અને બહુ તો મહાદાસીનુંજ સુખ ભોગવશે. તેને માત્ર આજ્ઞાકારિણી કરવાથી તે સંપૂર્ણ થવાને બદલે, ઉલટી અનિવાર્ય રીતે અપૂર્ણ રહી જાય છે એ તેણે સમજવું જોઇએ. એ ગુણ પર જેમ જે [illegible] ભાર મૂકે છે તેમ તેને સ્ત્રીના ઉચ્ચતર સદ્ગુણોનું ભાન નથી એમજ સિદ્ધ થાય છે. આજ્ઞાકારિણી થવાનું સૂત્ર પીચકારીથી સ્ત્રીના મગજમાં પૂરતું નહીં ઠસાવવાથી તે આજ્ઞાકારિણી ન થતાં અનાજ્ઞાકારિણીજ થશે એમ ધારનાર પુરૂષો અધમણીયા પાઘડી નહીં પહેરવાથી માથું ફુટી જવા વિના નહીં રહે એમ ધારનારાઓ કરતાં બહુ વધારે તેજસ્વી બુદ્ધિધારી ગણી શકાશેજ નહીં. પત્નીએ પતિનાં સુખ પ્રતિ નિરંતર લક્ષ આપવું એનો એટલું તો સ્પષ્ટ છે કે તેમાં તેની યોગ્ય ઇચ્છાને માન આપવાની આવશ્યકતાનો સમાવેશ વગર કહ્યે થઇજ જાય છે. માટે ચીસ પાડીને કહેવાની અને શાસ્ત્રોના હથોડા મારવાની જરૂર નથી. જો સ્ત્રી બહુજ અને અસાધારણ મૂર્ખ હોય તોજ કદાચ તેને કહેવાની જરૂર પડે. બાકી એ શાસ્ત્રનો ગંભીર વિષયજ નથી ! સ્ત્રીને પતિની ઇચ્છાનો અનાદર કરવાનું તેના પોતાના સ્વાર્થની સ્થૂલમાં સ્થૂલ દૃષ્ટિથી પણ પરવડે એમજ નથી. ડાહ્યા પતિ કદાપિ સ્ત્રીને આજ્ઞા કરતોજ નથી ! અને સુખી પતિને તો આજ્ઞા કરવાનો કદી આ પ્રસંગજ આવતોજ નથી. આજ્ઞા કરવી અને તે પ્રમાણે વર્તન કરવું એ તો મૂર્ખ સ્ત્રીના સંસારનીજ લીલા હોઇ શકે, અથવા હોવી જોઇએ. આજ્ઞા જેવા સ્થૂલ અને સ્પષ્ટ ઉદ્ગાર જે પુરૂષને કાઢવા પડે તેનો સંસાર આદર્શ રીતે સુખી છે એમ હમે માનતા નથી. જ્યાં પત્ની આજ્ઞાથી કામ કરે છે એવો વિચાર છે ત્યાં લગ્ન એટલા અંશમાં

કાચાંજ રહેલાં માનવાં જોઇએ. પતિપત્નીના સોનેરી વ્યવહારમાં આજ્ઞાનો ઢોંખડી શબ્દ તો અપવિત્ર અને અવાચ્ય ગણાવો જોઇએ ! પત્નીએ કુટુંબના સુખની વૃદ્ધિ કરનારૂં દરેક કામ પતિની આજ્ઞા પૂર્વે અને આજ્ઞાને પરિણામે નહીં પરંતુ, આજ્ઞાનો તો સંકલ્પ પણ કીધા વિના, પોતાની કર્તવ્યબુદ્ધિથી પ્રેરાઇનેજ કરવું જોઇએ. સ્ત્રીની સમસ્ત સામાન્ય કર્તવ્ય બુદ્ધિ ખીલવવાને બદલે તેમાંના એક નાના ભાગની, અત્યુક્તિ કરીને તેજ ખીલવવાનો પ્રયત્ન સ્ત્રી તેમજ પુરૂષને મહા હાનિકારક નીવડયો છે. જે બાબત એક શબ્દનીજ જરૂર હતી તેની એક મોટી "એન્સાઇક્લોપીડીયા" રચવામાં આવી છે. અને તેથી "ખોદ્યો ડુંગર ત્યારે નીકળ્યો ઉંદર"— અને હમારા મત પ્રમાણે તે પણ મરેલો ઉંદર નીકળ્યો છે. આજ્ઞાના ગોદા વગર એક ડગલું નહીં ચાલનારી હિંદુ સ્ત્રી એટલી ચેતન રહિત થઇ ગઇ છે કે પત્ની કે માતા તરીકે તેણે આપવું જોઇએ તેથી દશાંશ પણ સુખ તે પોતાના પુરૂષ કૌટુંબિકોને આપી શકતી નથી. પતિ છવતાં તે છોકરાં જણનારી તથા પતિ મરતાં તે મંદિરોએ જનારી માત્ર થઇ ગઇ છે. બેશક, આજ્ઞાકારિણી થવાના અતિ બોધથી, ઘણી દુર્ગુણી થતી અટકતી હશે પરંતુ અતિ વધારે મોટે ભાગે તેઓ નિર્ગુણી થઇ ગઇ છે. એ હાનિ આગળ એ લાભ અતિ તુચ્છ છે !

## બીજા સદ્‌ગુણો સાથે આજ્ઞાકારિતાના સદ્‌ગુણની તુલના.

જો હીંદુ સમાજ લાભ હાનિનું નિષ્પક્ષ તોલ કરશે તો સ્ત્રીઓને હાલ અપાતા બોધ કરતાં કઇ જાતના બોધની વધારે જરૂર છે તે તેને પ્રતીત થયા વિના રહેશે નહીં. સ્ત્રી રૂપ શેરડીમાંથી હાલ તો તેઓ માત્ર કૂચાજ કાઢે છે અને રસ ડાઘા લાગવાના ભયથી, તે રસકો થઇને વાસ મારવાના ભયથી અને નિશા ચઢવાના ભયથી ફેંકી દે છે ! આજ્ઞાકારિણી થવા રૂપ કૂચા પણ વ્યર્થ નથી પરંતુ ઢોરજ તે માત્ર ખાઇને રાજી થઇ શકે. તે કરતાં રસ શતગુણો મૂલ્યવાન્ છે. એ રસ કાઢવા સારૂ સ્ત્રીને કઇ કઇ જાતની કેળવણી આપવાનો પુરૂષોએ પોતાનો ધર્મ સમજવો જોઇએ તે હમે ઉપર સૂચવ્યું છે. અંતમાં હમે કમમાં કમ એટલી આશા રાખીએ છીએ કે, હમારા આ લેખનો ઉદ્દેશ સ્ત્રીએ પતિનું માન ન રાખનારી, તેની ઇચ્છા વિરૂદ્ધ વર્તનારી કરવાનો છે એવો ભયાનક અનર્થ કોઇ કરશે નહીં. ઉલટું તે તો તેના મોટામાં મોટા દુર્ગુણો છે. પરંતુ તે પરથી જૂના વિચારના હીંદુઓ એવા ખોટા ખ્યાલ પર આવ્યા છે કે, તે દુર્ગુણ ન હોવા એ તેનો મોટામાં મોટો સદ્‌ગુણ છે ! વિરૂદ્ધ વાત ખરી નથી. ભાગીયા કે નોકરની અપ્રમાણિકતા તેનો સૌથી મોટામાં મોટો દુર્ગુણ છે. પરંતુ તે હોવો કાંઇ તેનો સર્વોત્તમ સદ્‌ગુણ નથી. નોકરને શેઠ દર વર્ષે પગાર વધારે છે તે કાંઇ તેની પ્રામાણિકતા સારૂ નહીં પરંતુ તેના અન્યગુણોને લીધેજ—તેની કામ કરવાની સ્ફુર્તિ, બુદ્ધિમત્તા, ઉદ્યોગિતા, ઇત્યાદિ—કેમકે પ્રામાણિકતા તો મૂળથીજ હતી, તે કરતાં કાંઇ પણ વધી નથી. તેજ પ્રમાણે સ્ત્રીના પ્રસ્તુત સદ્‌ગુણ વિષે જાણવું. આ બાબત કેટલાકને તુચ્છ જેવી લાગી હશે અને તે ઉપર આટલી લાંબી ચર્ચા કરવા સારૂ તેઓ હમારો દોષ કાઢતા હશે, પરંતુ હમે તે તુચ્છ માનતા નથી. શિરકિનું મુખ નાનું છે તે પરથી એમ અનુમાન કરવાનું નથી. સ્ત્રી તથા પુરૂષના પરસ્પર વ્યવહારનું લક્ષ્યબિંદુ સ્થાપવાનો આ લેખનો પ્રયત્ન છે. અને સ્ત્રીની આજ્ઞાકારિતાને લક્ષ્યબિંદુ કિંવા મધ્યબિંદુ બનાવવામાં હીંદુસમાજ કેટલે અંશે વ્યાજબી છે એ પ્રશ્નનો ઉત્તર આપતાં સ્ત્રી પુરૂષનાં સમસ્ત કર્તવ્ય પર દ્રષ્ટિપાત કર્યા વગર ચાલે એમ નહોતું.

૨










( ૨ )

## ભીમગોડા.



હિંદુ મનનો એક જાણીતો ગુણ, કે દોષ, એ છે કે સ્હેજસ્હાજ બે વાતો મળતી આવી કે તેના પરથી પોતાની કલ્પનાના ઘોડા દોડાવી એકાદેક ત્રીજીજ ચીજ ઉત્પન્ન કરી દે છે! પ્રાચીન સ્થલો સાથે પ્રાચીન ઐતિહાસિક ઘટનાઓનું લગ્ન કરી તે સ્થલોનું મહાત્મ્ય વધારવાનો એક અજબ શોખ પણ એ મનને લાગેલો છે! ભીમગોડા 'હરકી પેઢી' થી થોડેક દૂર આવેલું એક નાનું તળાવ માત્ર છે, અને તેમાં કશી વિશેષતા કે પ્રાચીનતા જણાઈ આવતી નથી. તેની બાજુમાંથી, પહાડને કિનારે, દેહરાદૂન જવાનો રેલ્વે-માર્ગ છે. શ્રદ્ધા ઉત્પન્ન થાય એવી કોઈ વસ્તુની અત્રે હસ્તિ ન હોવાથી તેનો એક અદ્ભુત ઘટના સાથે સંબંધ જોડયો છે. તે નીચે મુજબઃ—

ગંગાવતરણને વખતે ભીમને ઘોડાપર અહિં ઉભો રાખ્યો હતો. તેના ઘોડાએ ઉભા ઉભા ટેકરીને લાતો મારી, તેથી ત્યાં પોલાણ થઈ તળાવ થઈ ગયું આ કારણસર આ તળાવને ભીમ-ઘોડા (ભીમગોડા) કહે છે!

ભીમગોડાની પાસેજ દારનું એક પીઠું છે કે જે ટાંગાવાળાઓને અને કેટલાક પંડયાઓને પણ વિશ્રાંતિનું સ્થાન છે! જરા વધારે આગળ જતાં દેહરાદૂનની કન્યા પાઠશાળાની એક શાખા છે, કે જે થોડાંજ વખતથી અહિં ખોલવામાં આવી છે.

## કનખલ—તેનું માહાત્મ્ય.

હરિદ્વારથી કેટેક માઇલને છેટે કનખલ ક્ષેત્ર આવેલું છે, ત્યાં જવાને માથાં દીઠ એક આનાના હિસાબે દરે હરિદ્વારથી ટાંગાઓ મળી શકે છે. અહિંનાં ઘરો તથા બજાર સારાં છે. નદી કાંઠે એક નાનો સુંદર ઘાટ. વટ-વૃક્ષની ઘટા, અને દક્ષ પ્રજાપતિનું મોટું દેવળ છે. વૃક્ષોની ડાળોપર કુદકા મારતા રાની-વારીયા દેવના જ્ઞાતિબંધુઓ, રામના પરમસહાયક મનાતા, ડાર્વિનની થીયરી મુજબ માણસના અતિ પૂર્વ સ્વરૂપનાં 'મોદિલ' અને મહા બુદ્ધિવાન એવા વાનરોનો વાસ છે. પાસેજ સાધુઓનો એક આશ્રમ છે, જ્યાંના કુવામાં કેવડાની પાંખડીઓ નિરંતર રાખવામાં આવતી હોવાથી બહુ શુદ્ધ, શીતલ, અને સુવાસિક જલ આગંતુકોને પીવા મળે છે. ૧

કહે છે કે કનખલમાં પૂર્વે દક્ષ પ્રજાપતિએ યજ્ઞ કર્યો હતો. તે યજ્ઞમાં તેણે પોતાની કન્યા કે જે શિવને વરાવી હતી, તેને નોતરી નહોતી; પણ પિતાનું ઘર હોવાથી નોતરાંની વાટ ન જોતાં પાર્વતીજી યજ્ઞમાં ગયાં. ત્યાં દક્ષે તેમના પતિ શિવજીને સારૂ અપમાનકારક શબ્દો વાપરવાથી પાર્વતીજીએ આપઘાત કર્યો. શિવજીને આ વાતની ખબર પડતાંજ તેમણે અત્યંત કોપિત થઈ વીરભદ્ર નામનો

---

૧ ગુરૂકુળ—કાંગડી જવાનો રસ્તો આ બાજુથીજ છે, અને ત્યાં જતાં (પગે) લગભગ એક કલાક લાગે છે

એક ગણ ઉત્પન્ન કરી તેને દક્ષનો વધ કરવા મોકલ્યો. તે જ્યારે યજ્ઞ-ભૂમિથી છ કોશ દૂર હતો ત્યારે યજ્ઞમાંના દેવોએ તેનો મુકુટ લેયો;[1] અને જ્યારે તેણે આવી દક્ષનો નાશ કરી યજ્ઞનો ભંગ કર્યો ત્યારે દેવોએ અને ઋષિઓએ તેની સ્તુતિ કરી. આથી ખુશ થઈ જ્યારે વીરભદ્રે દક્ષનાં ધડને વાંદરાનું મોઢું ચોંટાડી દીધું ત્યારે, ગણપતિનાં ધડને હાથીનું રોડું લગાડતાં તે જેમ જીવતાં થયા હતા તેમ, તે જીવતો થયો ! બાદ દક્ષે ત્યાં મહાદેવના લિંગની સ્થાપના કરી બહુ તપ કર્યું; તેથી મહાદેવ તેના પર પ્રસન્ન થયા.

જો કે આવી રીતે યજ્ઞનાં દ્રવ્યનો અને દક્ષનો-એકેનો નાશ અહીં થયો, છતાં તે પવિત્ર મનાય છે અને કહે છે કે હજુ પણ ત્યાંથી ભસ્મ નીકળે છે !

## કનખલ આગળથી ગંગાનો દેખાવ.

હરિદ્વાર કરતા અહિંનો ગંગાનો દેખાવ તદ્દન જુદા પ્રકારનો છે. ગંગાના જુદા જુદા પ્રવાહો અહીંથી સ્પષ્ટ જણાતા હોવાથી તેમજ સામે આવેલી હિમાલયની બરફથી આચ્છાદિત થયેલી ટેકરીઓ પણ નીલવર્ણી આકાશમાં ભળી જવાનો પ્રયત્ન કરતી દેખાતી હોવાથી અહિંનો દેખાવ બહુ પ્રેક્ષણીય થઈ પડે છે. ધારને કિનારે પાણી જોસથી અફળાતું હોવાથી સફેદ ફેસ દેખાય છે. ભાગીરથીનાં પાણીની સ્વચ્છતા વિષે તો પૂછવું જ શું ? સામે ટેકરીઓ પણ શુભ્રજ, અને બીજી બાજુ નદીના ફાંટા ઓની વચમાની જમીન પણ શુભ્રજ દેખાય છે. આવી શાંતિવાળી, રમણીય જગ્યા ખરાં યોગીઓને વાસ્તે ખરેજ લાયક છે, એમ આ શાંતિદાયક શુભ્ર વર્ણના દરેક પદાર્થ અને કુદરતી રમણીય દેખાવો જોઇને લાગ્યા વિના રહેતુ નથી.

નદીની વચમાંના ફાંટાઓ પર સબગોળાકૃતિ પડેલા સફેદ પથરાઓ જાણે મહાદેવના આકારના પ્લાસ ધડી ન મેલ્યા હોય. તેવાજ દેખાય છે. કેદારેશ્વરનું મંદિર, કે જે પાંડવોએ બંધાવેલું કહેવાય છે, અને જેનું શિખર તો હજી સુધી બાધતું અધુરંજ છે, તેનાથી થોડેક અંતરે, ડાબી બાજુ, રેતોદક નામનું એક સ્થાન છે જ્યાં એક નાનું દેવળ હોઇ ઓરસચોરસ ત્રણ હાથનો એક કુંડ છે, જે બહુ ઉંડો નથી. એમ કહેવાય છે કે તેને તળીયે પારો અને ઉપર પાણી છે ! વળી તે પાણી બહુ ઠંડું અને ખારું છે. ઉપાંશુ જે મંત્ર ભણે તે પોતે ભણી પ્રથમ જમણે હાથે, પછી ડાબે હાથે અને પછી બેઉ હાથે એમ કરવાં. ત્રણ ત્રણ આચમન કર્યા બાદ તેજ મંત્ર ભણી બળદની માફક ઘુંટણીયે પડી ત્રણ આચમન કરવાં. એમ બારવાર કરવાથી એક મોટો ચમત્કાર થતો કહેવાય છે—પાણીમાંથી લાગલાગટ એકદમ બુદબુદીઓ આવવા માંડે છે અને પાણી ઉપર ચડતું દેખાય છે. આ ક્રિયાનું પુણ્ય કેદારખંડમાં એવું વર્ણવેલું છે કે એ પ્રમાણે કરનારના પેટમાં શિવલિંગ ઉત્પન્ન થાય છે !

વળી કહે છે કે હરિદ્વારથી ચાર પાંચ માઇલને અંતરે 'નીલગંગા' નામનો ગંગાનો એક મોટો ફાંટો છે જેની પાસે "નીલપર્વત" નામનો એક નાનો પર્વત પણ છે. તેપર ચંડીનું સ્થાન છે. તેમજ તે પર્વતની નીચે ઉત્તર બાજુએ નીલેશ્વર અને બીજી બાજુએ થોડેક દૂર ગૌરીશંકર મહાદેવનાં સ્થાન છે, જ્યાંની માટી બહુ લાલ હોઇ તેનું લિંગ કરી તે લિંગની પૂજા કરતાં બહુ પુણ્ય લાગે છે, એમ ક્ષેત્રમાહાત્મ્યમાં વર્ણવેલું છે. આ સ્થળની માટીનું લિંગ બનાવતાં તેમાં શુભાશુભ ક્રિયાઓ કરાવતાં બ્રાહ્મણો જેમ સોપારી મેલી કોઈ દેવની તેમાં પ્રાણ-પ્રતિષ્ઠા કરે છે તેમ કરવાની જરૂર રહેતી નથી, તે માટીનું લિંગ થતાં તેમાં જીવ સ્હેજેજ હોય છે, એમ કહેવાય છે !

## કનખલ-સેવાશ્રમ. જાતિભેદ રહિત સેવા !

સ્વામીશ્રી વિવેકાનંદના શિષ્યોએ રામકૃષ્ણ મિશન સેવાશ્રમ નામની એક ઉપયોગી સંસ્થા અહિં સ્થાપી

1. કહે છે કે હજુ પણ કનખલથી છ કોશપર વીરભદ્રનું સ્થળ છે.

છે. આ સંસ્થાની સ્થાપના ઈ. સ. ૧૯૦૧ માં થઈ છે; અને આજ દિન સુધી ૬૫૦૦૦ કરતાં વધુ માણસોને એ આશ્રમે ઔષધ પાણી આપી રોગ મુક્ત કર્યા છે. ૧૯૧૨ માં આશરે દશ હજાર માણસોની સુશ્રૂષા કરવામાં આવી હતી જેમાં ૨૦૧ પ્લેગના, ૩૫૮ ક્ષયના અને ૨૩૧ કૉલેરાના હતા. રોગીને માત્ર ઔષધજ આપવામાં આવતું નથી પણ આશ્રમમાં રાખી તેની યોગ્ય સુશ્રૂષા પણ કરવામાં આવે છે. ગયે વર્ષે ક્ષય રોગીઓ સારૂ એક નવીન વૉર્ડ બાંધવામાં આવ્યો છે, જેમાં બાર રોગીઓની વ્યવસ્થા કરવામાં આવી છે. આશ્રમની વિશેષ ખુબી તો એ છે કે સુશ્રૂષા કરવામાં જાતિનો ભેદ બીલકુલ રાખવામાં આવતો નથી. હિંદુ, મુસલમાન, ઢેડ, ભંગી, બધાંની સુશ્રૂષા કરવામાં આવે છે. ૧૯૧૨ માં જે રોગીઓએ એનો લાભ લીધો હતો તેમાં ૮૪૦ ચમાર અને ૨૩૦ ભંગી હતા. આશ્રમ પાસે સ્થાની ફંડ કંઈજ નથી-રોજ આવે છે અને રોજ ખવાય છે ! આશ્રમને દરેક જણે મદદ આપવી ઘટે છે.

## મયાપુર તથા કણ્વાશ્રમ.

૬.- અહિંનું ત્રીજું જોવા લાયક સ્થલ મયાપુર છે. ત્યાં એક બે જૂનાં દેવળો છે. એક દેવળ બુદ્ધ દેવના સ્થાનને નામે પ્રખ્યાત છે, પરંતુ બહુ પ્રાચીન હોય એમ જણાતું નથી. એ એક બીજી બાજુથી આવનારા ઝુંટાને કિનારે છે, અને અહિંનો દેખાવ પણ બહુ રમણીય છે.

કહે છે કે હરિદ્વારથી ૩૦ મૈલ દક્ષિણે કણ્વ આશ્રમ આવેલો છે. ઈતિહાસપ્રસિદ્ધ આર્યા શકુંતલાનો જન્મ આજ ઠેકાણે થયેલો, અને તે અહિંજ ઉછરેલી, એ યાદ આવતાં ખરેજ પ્રેક્ષકની નજર કંઇક વધારે ભાવિક થતી હશે. વળી આ સ્થાન હિમાલયમાં આવેલું હોવાથી અહિંનો શીતલ વાયુ અને નિસર્ગશોભા પણ અનુપમ હશે.

## " હરિદ્વાર યુનીયન. "

કનખલ, હરિદ્વાર, અને જ્વાલાપુર એ ત્રણે ગામોની મળી એક મ્યુનિસિપાલીટી છે જેને "હરિદ્વાર યુનીયન" કહેવામાં આવે છે. આ ગામો આરોગ્યની દૃષ્ટિએ બહુજ સારાં છે. મથુરા કે કાશી જેવી દુર્ગંધ કે ગલીચી અત્રે બીલકુલ નથી. કાશીનું તો પવિત્ર ગંગાજળ પણ પીવાને નાલાયક થઇ ગયેલું મનાય છે ! પણ અહિંનાં બધાં ઘરો સ્વચ્છ છે ! અને નદીમાં પણ ગલીચી બીલકુલ નથી-તે રહેવી પણ શક્ય નથી કારણ કે ગંગાનો પ્રવાહ બહુ જોસબંધ વહે છે. ઉત્તર હિંદુસ્થાનમાંનાં સર્વ પવિત્ર સ્થાનોમાં સ્વચ્છતા અને સૃષ્ટિસૌંદર્યની બાબતમાં હરિદ્વારનો નંબર પહેલો છે, એમ કહ્યા વિના કોઇને પણ ચાલશે નહિ. તેનું માન ઘણે અંશે અહિંની આ મ્યુનીસીપાલીટીને ઘટે છે.

## હૃષિકેશ—ડોસીની ઝુંપડી.

હૃષિકેશ અને હૃષિકેશરોડની બરાબર વચમાં—હરદ્વારથી લગભગ ચ.ચીવાર માઇલપર—ગોરાઓને અને યાત્રાળુઓને વિસામો ખાવાની એક જગ્યા આવે છે જ્યાં ગાડી આવતાં ઘોડો પોતાની મેળેજ અટકી જાય છે ! અહિં ઘોડાને અને માણસને ઠંડું મીઠું પાણી કંઇપણ દામ આપ્યા વિના પીવા મળે છે. અંદર જતાં બે ત્રણ ઝુંપડાં જણાય છે જેમાંનાં એકમાં ગાયો વિગેરે હોય છે ( જેનું દૂધ વિગેરે કરે છે કે, તેની માલિક ડોશી સાધુઓ વિગેરેને ખવડાવી દે છે ); બીજું સાધારણ રહેઠાણ જેવું છે; અને વચમાંનો ઝુંપડાંનો એક હાઉપીંજર જેવી ડોશી સાધુઓના ઝુંડમાં ગાંજાની ચલમો ફુંકતી બેઠેલી જણાય છે ! કહે છે કે એ ડોશીને બીજી બે બ્હેનો હતી જેમાંની એક મરી ગઈ છે. પ્રથમ એણે અહિં આવી એક નાની ઝુંપડી બાંધી અને બાદ પાણી આદિ પાતાની મુસાફરોને સગવડ કરી આપવાથી જેમ જેમ લોકપ્રિય થતી ગઇ તેમ તેમ તેની જગ્યાનો વિસ્તાર વધતો ગયો. એ ડોશી આખો દિવસ અને રાત બેઠી રહે કહેલી હોય છે-રાતે પણ તે બીલકુલ ખસતી કે હાલતી નથી-એમ કહેવાય છે ! ગમે તેમ

હો, પણ પશુ અને મનુષ્ય બેઉને વિશ્રાંતિ લેવાનું, અને રસ્તામાં સ્વચ્છ કાચ જેવા પાણીના ઝરાઆને છે પણ તેનું પાણી પીવા લાયક નથી હોતું—તેથી નુકશાન થાય છે—એવા સંજોગોમાં, એ એક ઘણું સારું સ્થળ છે, અને યાત્રાળુઓને તે એક આશિર્વાદ સમાન છે. એમ કહેવામાં અતિશયોક્તિ નથી.

## હૃષિકેશ, અને તેનું મહાત્મ્ય.

હરિદ્વારથી ચૌદ માઇલને અંતરે હષિકેશ નામનું આ એક મહા રમ્ય સ્થાન છે. ત્યાં " કુબ્જામ્ર " નામે એક મુખ્ય તીર્થ છે. આ તીર્થમાં " રૈભ્ય " ઋષિએ વિષ્ણુપ્રીત્યર્થ તપ કર્યું હતું તેથી આમ્ર વૃક્ષપર ચઢી કુબ્જરૂપ ધારણ કરી વિષ્ણુએ તેને દર્શન દીધાં હતાં. તેથી એ તીર્થનું નામ કુબ્જામ્ર પડયું. એ આમ્રવૃક્ષ હજી છે એમ કહેવાય છે અને તેને કવચિત્ ફલ આવતાં પણ કલ્પાય છે, જે બહુજ દુર્લભ હોવાથી માત્ર બહુજ ભાગ્યવાનને પ્રાપ્ત થાય છે, એમ કહેવાય છે. આ હષીકેશ તીર્થમાં રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન, એમ ચારે ભાઇઓનાં મંદિરો છે. બીજે કોઈ પણ ઠેકાણે આમ જણાતું નથી. અહીં ભાગીરથીનો પટ પણ બહુ ઉંડો અને પહોળો હોઇ બહુજ જોરથી વહે છે અને સ્વચ્છતાનું તો પૂછવુંજ શું ?

આખા બદ્રિકેદારમાં કેટલાં તીર્થો છે અને સર્વેનું મહાત્મ્ય શું છે તે બધું સંકલિત કરેલું એક પુસ્તક સંસ્કૃત શ્લોકોમાં હોય છે જેની કથા બ્રાહ્મણો કરી સારી અર્થપ્રાપ્તિ કરે છે. બદ્રિકેદાર જનાર યાત્રાળુઓને આથી કેટલીક હકીકત આગળથી જાણવાની તક મળે છે.

## બાબા કાલીકમલીવાળાની ધર્મશાળા.

હષિકેશમાં બાબા કાલીકમલીવાળા નામના એક મહાત્માએ આશરે ૫૦૦ માણસની સગવડ ખુશીથી થાય એવી મોટી એક ધર્મશાળા બંધાવી છે. ભિક્ષુકો અને સાધુઓને રોજ જેમ અહિં ભોજન કે સીધું તેમજ ઔષધ આપવામાં આવે છે તેમજ અન્ય યાત્રાળુઓને પણ ભોજન સિવાયની દરેક સગવડ કરી આપવામાં આવે છે. એવી સગવડ અને એવો પ્રેમભાવ બીજે કોઇ સ્થળે દેખાઈ આવતો નથી. યાત્રાળુઓને ઔષધ, પાણી, રહેવાને એક ઓરડી, પાથરવાનું, જોઇતાં પાત્રો આદિ અને દીવો વિગેરેજ માત્ર આપવામાં આવતાં નથી પણ તેમને પોતાના ધરનું સુખ-પત્ર વાંચવા મળે એ ઉદ્દેશથી દરેક ભાષા અને ધર્મનું —કોઈ પણ પ્રકારના ભેદ વિના—એકેક સુખ-પત્ર પણ મંગાવવામાં આવે છે. તે ઉપરાંત જોવા લાયક સ્થળો બતાવવા સારૂ ખાસ માણસોની પણ વ્યવસ્થા કરી રાખેલી હોય છે. એ બધાં સારૂ એક પૈ સરખીએ આપવી પડતી નથી—ઇચ્છા હોય તો પોતાની શક્તિ પ્રમાણે યાત્રાળુ બાબા કાલીકમલીવાળાના એ ફંડમાં—કે જે મુખ્યત્વે શ્રીમંત મારવાડીઓનાં દાનથી બનેલું છે—કંઇક આપે. કાર્યકર્તાઓ બહુજ નમ્ર સ્વભાવના છે અને મુખ્ય કાર્યકર્તા પોતે રાત્રે ફાનસ લઈ કોઇ યાત્રાળુને કોઇ વાતની તકલીફ તો નથી, તેની તપાસ કરવા આવે છે, અને યાત્રાળુઓ જોડે બહુજ મીઠાશથી વાત કરી તેમની ખેરઆફીયત પૂછે છે.

આ ઉપરાંત અહીં બીજી ઘણી ધર્મશાળાઓ અને સદાવ્રતો છે જ્યાં ભિક્ષુકોને દાળ અને રોટલી કે સીધું આપવામાં આવે છે અને યાત્રાળુઓને રહેવાની સગવડ કરી આપવામાં આવે છે. પણ બાબા કાલીકમલીવાળાની ખુબી તો કંઇ ઓરજ છે. હદે છે કે પ્રયાગાદિ અન્ય યાત્રાનાં સ્થળોમાં પણ બાબાજીની અનેક ધર્મશાળાઓ છે અને બદ્રીનારાયણના રસ્તામાં પણ એમનીજ જય બોલે છે. કોઇ સાધુ બાબાજીનાં સદાવ્રતની ચીઠ્ઠી મેળવે તો ૧૬૪ માઇલનો પહાડી, બદ્રીનારાયણની, યાત્રા તે કંઈ પણ ખર્ચ વિના બાબાજીના પ્રતાપે સુખરૂપ કરી શકે.

## લાલા બૈજનાથવાળું રામાશ્રમ.

બાબા ધનરાજ ગીર નામના શંકરાચાર્યજીના એક અનુયાયી મહંતની સંસ્કૃત પાઠશાળા, કહો

કે શાસ્ત્રાદિનું શિક્ષણ આપનારું એક નાનું ગુરૂકુળ, અહિંથી થોડેક દુર છે જેને "કૈલાસ શાંતિ આશ્રમ" કહે છે. ગંગા કિનારે વેદાદિ શાસ્ત્રોનું અધ્યયન કરવા સારૂ આ આશ્રમ સારૂં કહી શકાય. બાબા કાલીકમલીવાળાના આશ્રયથી એક સંસ્કૃત પાઠશાળા પણ ચાલે છે.

આ ઉપરાંત પરમપદારૂઢ સ્વામી રામતીર્થ એમ. એ. ને અતિ પ્રિય જે આ ગંગા અને હિમાલય ત્યાં આગ્રા નિવાસી રાયબ્હાદુર લાલા બૈજનાથ, પેન્શનર જજ્જ, એમણે સ્વામીજીનાં સ્મરણાર્થ એક આશ્રમ બાંધ્યો છે અને તેનું નામ શ્રીરામાશ્રમ રાખ્યું છે. આશ્રમમાં સંસ્કૃત ધાર્મિક સાહિત્યની એક સારી લાઇબ્રેરી છે; ઉપરાંત કેટલાંક મરાઠી, ગુજરાતી, હિંદી અને અંગ્રેજી પુસ્તકો પણ છે. આશ્રમ બહુજ સુંદર છે અને તેની વિશેષ ખુબી તો એ છે કે આગળના દરવાજાની બહાર પગ મૂકતાંજ ગંગાની રેતી આવે છે જ્યારે પાછળ થોડાંક ડગલાં ચાલતાંજ એક ઉંચો પહાડ આવે છે. આથી આ આશ્રમની શોભા ખાસ વધી છે. 'આશ્રમ' નામ આને ઠેકાણે સાર્થ કહી શકાય.

વિદ્યાર્થીઓ અને સંન્યાસીઓને અહિં શિક્ષણ (માત્ર સંસ્કૃત ધાર્મિક સાહિત્યનું) આપવામાં આવે છે. ભોજન વિગેરેનું સર્વ ખર્ચ લાલાજી આપે છે.

## નવો લક્ષ્મણ ઝૂલો.

હૃષિકેશથી બદ્રીનારાયણને રસ્તે આશરે ૨-૨॥ માઇલને અંતરે એક લક્ષ્મણજીનું મંદિર છે, જેની પાસે ગંગાને સામે પાર જવા સારૂ બાંધેલો એક પૂલ છે જેને "લક્ષ્મણ ઝૂલો" કહે છે. ત્યાં ૨-૪ દુકાનો પરચુરણ સામાનની છે અને એક સંત સેવાશ્રમ, ધર્મશાળા અને સદાવ્રત પણ છે. ઘણું ખરૂં આ સ્થાને પગે કે ઘોડા પરજ જઇ શકાય છે—ટાંગા આદિ આવી શકતા નથી. રસ્તો પહાડમાંથી હોવાથી ચઢાણ તથા ઢોળાવવાળો છે. લક્ષ્મણ ઝૂલો તે કાંઈ લક્ષ્મણજીનો હીંચકો નથી પણ કલકત્તાના દાનવીર રાવબ્હાદુર શેઠ સુરજમલે યાત્રાળુઓની સગવડ સારૂ બંધાવી આપેલો લોખંડ અને લાકડાનો એક પૂલ છે!

## જૂનો લક્ષ્મણ ઝૂલો.

જૂના પૂલની સાતસો હાથની લંબાઇ માત્ર દોરીયોનાં બાંધેલાં શીંકાઓ પરથીજ પાર કરવી પડતી. એક દોરી પકડી અદ્ધર પગ નીચે બાંધેલા લાકડા પર મેલી બહુજ યુક્તિપુરઃસર એ પ્રકારે કરવો પડતો. જો ભૂલે ચૂકે નીચે જોવાતું અને ગંગાની ઉંડાઇનો ખ્યાલ આવી ભય ઉત્પન્ન થતો તો ત્યાંજ અંતિમ સમાધિ થઇ જતી ! એ જૂનો ઝૂલો જેણે પાર કરી યાત્રા કરી છે તેવાઓની આગળ એનું નામ લેતાં તેઓ કંપી ઉઠે છે. હરિએ પેલે પાર જવું આમ બહુ મુશ્કેલ હોવાથી તે પ્રદેશનું નામ 'સ્વર્ગ' પાડવામાં આવ્યું હતું. આ રીતે પ્રથમ સ્વર્ગમાં જતાં આટલી મુશ્કેલી અને જોખમ વેઠવું પડતું; પણ હવે એ સ્વર્ગમાં, આંખ બંધ કરી ઉઘડતામાંજ પ્હોંચી જવાય છે ! એ ઝૂલો એકવાર ગંગાને મોટી રેલ આવતાં ધસડાઇ ગયો હતો; તેથી હાલનો નવો અને સ્હેલો ઝૂલો બાંધવામાં આવ્યો છે. ગંગા પર, બદ્રીનારાયણના રસ્તામાં આવતા બધા પૂલોમાં એ સૌથી મોટો અને મુશ્કેલી ભર્યો હોવાથી પેલી પાર જતાં અર્ધી યાત્રા ખલાસ થઈ, એમ પૂર્વે મનાતું.

## ભૈરવજાપ.

આ પ્રદેશ બહુજ રમણીય છે, અને તપોવન કહે છે. નારદિકનાં તપોવનની ગંગાના આ શ્વેત નિર્મળ, અને શીતળ જળથી પવિત્ર થયેલા તટ આગળ થી વિશાલ કે અહિં શંકરાચાર્યે પોતાનું ભાષ્ય લખ્યું હતું અને પાર્વતી બાંધી રચાતા એમ કહેવાય છે. એ બધું છોડી આગળ ચાલીએ તો કેદારક્ષેત્રમાં ભૃગુપતન નામનો હિમાલયનો એક શૃંગ આવતો કહેવાય છે. 'કાશી-કરવત'ની માફક અહિંથી પડવાથી ઇચ્છિત મળતું એવી માન્યતા હતી અને રામાયણ (સુંદરકાંડ ૧૩-૩૧) અને મહાભારત (વન પર્વ, ૮૫-૭૩)

માં પણ એવી રીતે આત્મઘાત કરવાની પ્રથાનો સ્વીકાર કરેલો છે. કહે છે કે એકવાર સ્વામી દયાનંદ પણ, દયાનંદ થયા પૂર્વે, એનો લાભ લેવા લલચાયા હતા. કે ઘરનાં માણસો આવી પકડી જશે અને પરણાવશે એવી તેમના મનમાં તે વખતે બ્હીક હશે !

## હાલની યાત્રા અને પેશ્વાના સમયની યાત્રા.

હમે મુંબઇથી અર્થાત્ શુદ્ધ દક્ષિણથી હીંદી ખંડના સામા કિનારા હરિદ્વાર સુધી જઇ પહોંચ્યા તથા તે તરફનો તમામ પ્રદેશ ખુંદી વળ્યા. જે સહેલાઇથી તથા સલામતીથી તેમજ ઝડપબંધ રીતે આ યાત્રા કરી શકાઈ તે પરથી હમારું ચિત્ત આગલા—દાખલા તરીકે પેશ્વાના—સમયમાંની યાત્રાની મુશ્કેલી, જોખમ તથા ધીમાપણાં સાથે તેની વિરુદ્ધ તુલના કરવા તરફ સ્વાભાવિક રીતે દોરાય છે.

એ તો સર્વશ્રુતજ છે કે વાહનદ્વારા યાત્રા કરવાથી યાત્રાનું અર્ધું પુણ્ય તે વાહનને મળી જાય છે અને યાત્રાળુને કર્મે માત્ર અર્ધુંજ બચે છે ! આથી લોક પગેજ યાત્રા કરતા. હજી પણ જૈન મુનિઓ અને તેમનો સંઘ પગેજ યાત્રા કરે છે. પેશવાઇના વખતમાં દશેરાને દિને, કારણ કે એજ સૌથી સરસ ઋતુ છે, સર્વે યાત્રાળુઓ પુનામાં આવી ભેગા થતા અને ત્યાંથી બધા સાથે નીકળતા. મોટે ભાગે વાનપ્રસ્થ થયેલાંઓજ—ઘર સંસારની જંજાળ અને બચ્ચાં છોકરાંઓનો પ્રેમ છોડી દીધેલાંઓજ—એ સંઘમાં હોતાં. હમણાં પણ રહે છે તેમ તેમની સાથે એક કણીયો રહેતો કે જે યાત્રાળુઓને બહુજ સસ્તે ભાવે, ધાર્મિક લાગણીથી, અન્નાદિ પૂરૂં પાડતો. ઉપરાંત કેટલાક ઘોડેસ્વાર પણ રક્ષાર્થે હોતા. યાત્રાના રસ્તામાં કેટલાંક થાણા મુકરર કરવામાં આવેલાં હતાં જ્યાં એમની બદલી થઇ એમને બદલે બીજાં માણસો સંઘની સાથે જતાં. આ રીતે પગેપગેજ આ બુઢ્ઢાંઓનો સંઘ યાત્રા કરતો. દરેક થાણાપર યાત્રાળુઓની ગણત્રી કરવામાં આવતી અને તેમનું જોખમ તેમની રક્ષાર્થે મોકલેલાં માણસોપર હોતું. આગલાં થાણાંને સહીસલામત 'ચાર્જ' સોંપ્યા પછી તેઓ છુટા થતા. એક રાજ્યમાંથી બીજા રાજ્યમાં જતાં તે રાજ્ય એ યાત્રાળુઓ વાસ્તે જોખમદાર ગણાતું કોઇ પાસે યાત્રામાં અન્નાદિને વાસ્તે પૈસા ન હોય તો રાજ્ય તરફથી યા કણીયો પોતે પોતાની તરફથી જોઇતી વસ્તુઓ મફત આપતો, કારણકે તેમ કરવાથી તે પોતાને પુણ્ય લાગશે, એમ માનતો પણ જે પારકે પગે યાત્રા કરવા જાય નહિ તે શ્રદ્ધાળુ હિંદુ પારકે પૈસે યાત્રા કરવા નીકળે એ સંભવિત નથી. કારણકે એવી માન્યતા હતી કે પારકે પૈસે યાત્રા કરવાથી યાત્રાળુને કંઇ પુણ્ય લાગતું નથી—તેની મહેનતનો બદલો તેને પૈસા આદિની મદદ કરનારને મળે છે. ચોર અને ડાકુઓ પણ યાત્રાળુઓને ભાગ્યેજ લૂંટતા—કારણકે એક તો યાત્રાળુઓ જોડે રાજ્યના હથીયારબંધ માણસો હોતાં; બીજે યાત્રાળુઓ બધા જીંદગીથી 'રીટાયર' થવાવાળાંજ હોવાથી અને યાત્રાએ નીકળેલાં હોવાથી તેમની પાસે વધુ દ્રવ્યની સંભવના હોતી નહિ; અને ત્રીજે, તેઓ યાત્રાળુઓને લૂંટવામાં અત્યંત પાપ માનતા. યાત્રાળુઓ આખાં હિંદની—ચારે ધામની—યાત્રા કરતા, અને ગંગાનું જળ રામેશ્વરમાં અને રામેશ્વરનું ગંગામાં, પોતે કાવડી લાવી, નાંખતા. આ યાત્રામાં ઘણાક રામશરણ થઇ જતા; તેમની નોંધ થાણા પર લેવાતી અને યા તો પાછા વળતા યાત્રાળુઓ સાથે કે બીજી રીતે તેની ખબર લાગતાવળગતાઓને પહોંચાડવામાં આવતી યા તો તેજ યાત્રાળુઓ પાછા ફરતાં પોતાનામાંના ઓછા થયેલાંની ખબર તેમનાં સંબંધીઓને આપતાં. તેઓ મરનારના સ્વર્ગે જવાના સમાચારથી ખુશ થતા, કારણકે યાત્રામાં મરનારની સદ્ગતિ થાય છે એવી તેમની માન્યતા હતી. પાછા આવનારાં બહુ ભાગ્યશાળી ગણાતાં અને તેમને એક મહાત્મા જેટલું માન શહેરીયો તરફથી મળતું. તેમને નિત્ય વંદનાદિ કરી શહેરીઓ પોતાને કૃતકૃત્ય માનતા અને યાત્રાના પવિત્ર સંસ્કારથી, તથા આખી યાત્રામાં ઇશ્વર વિષયક વિચારોજ થયા કરવાથી, યાત્રાળુનાં જ્ઞાનમાં પણ જરૂર કંઇક વધારો થતો. આગંતુકોને તેથી કેટલાક ઉપદેશ આપવા તેઓ શકિતમાન્ થતાં.

આગલા સમયની યાત્રાનાં સદ્ગુણો તેમજ દુર્ગુણો હવેની યાત્રાના પ્રસંગમાં ઓછા થયા છે.

સર્વભક્ષી - વર્તમાનપત્રોએ યાત્રાની જ્વર તથા લાભ ઘણાં ઘટાડી નાંખ્યા છે; તે છતાં હજી પણ યાત્રાળી ચિત્ત પર જે અકાટ્ય છાપ પડે છે તે તો હરિદ્વાર જેટલે દુરનાં સ્થળની,તથા હરિદ્વાર જેવાં પર તીર્થની યાત્રા કરવાથી અનુભવાય છે.



# મહા કવિ તુકારામ.

( લેખકઃ—રા. રંગીલદાસ મગનલાલ કાપડીઆ—ગણદેવી. )

આજકાલ આપણે બંગાળના પ્રખ્યાત કવિવર અને નોબલ પ્રાઇઝ મેળવનાર પ્રથમ હિંદી બાબુ રવીન્દ્રનાથ ટાગોર વિષે ઘણું સાંભળીએ છીએ. પશ્ચિમના વિદ્વજ્જનોને રવીન્દ્ર બાબુનાં કાવ્યો ઇશ્વરી ગીતોજ થઇ પડયાં છે. નિઃશંક એ કબુલ કરવું એ તે લોકોની ઉદારતા, નિષ્પક્ષપાતપણું અને મોટાઇજ દર્શાવે છે. આપણા કવિ, વાંચકને પોતાના વિશ્વાસમાં લઇ લે છે અને પોતાનું હૃદય તેના આગળ ખુલ્લું કરે છે. પાશ્ચાત્ય વિદ્વાનો તેના એકજ " ગીતાંજલિ " પુસ્તક પાછળ આટલા બધા ગાંડા થઇ ગયા છે એજ કવિની મહાન કવિત્વ શક્તિનો આપણને ખ્યાલ આપવાને પુરતું છે. પશ્ચિમના વિદ્વાનોનો એવો મત છે કે જ્યારે પણ તેઓ રવીન્દ્ર બાબુના કાવ્યો વાંચે છે ત્યારે તેઓ પૂર્વીય પ્રદેશોમાંજ ઉભા હોય એવો તેમને ભાસ થાય છે. સંપ્રિત ' ઇમ્પીરીએલીસ્ટ ' અંગ્રેજ કવિ Rudyard Kipling નું " East is East and West is West—the twain shall never meet " ( પૂર્વ તે પૂર્વજ છે, પશ્ચિમ તે પશ્ચિમજ છે-એ જોડકાં કદાપિ મળશે નહીં ) એ સૂત્ર ખોટું પડશે એમ હવે રવીન્દ્રનાં પરાક્રમથી લાગે છે. પૂર્વ અને પશ્ચિમમાં હાલ આસમાન જમીનનો ફરક છે ખરો, પણ તેથી, કુદરત જ્યાં જાઓ ત્યાં સરખીજ છે એ નિયમે, 'પૂર્વ અને પશ્ચિમ સામાટે ઉભય એક બીજાને નહિ મળી શકે એ હું સમજી શકતો નથી. પૂર્વ અને પશ્ચિમ ઉભય એક દિવસ એકઠા મળશે એવી કેટલાકની આશા છે અને એ આશા ખરી પડશે એમ રવીન્દ્ર બાબુની " ગીતાંજલિ "ના પશ્ચિમે કરેલા સત્કાર ઉપરથી લાગે છે. ગમે તેમ હો, પણ આજકાલતો રવીન્દ્ર બાબુનો જયજયકાર પૂર્વ અને પશ્ચિમ ઉભયમાં થઇ રહ્યો છે.

## સંતકવિ તુકારામનો પરિચય.

પરંતુ જે લોકોએ ભારતના પુરાણા સાહિત્ય, ખાસ કરીને દેશી ભાષાના સાહિત્યનો ઉંડો અભ્યાસ કર્યો છે તેમને ટાગોર બાબુનો કવિત્વ પ્રભાવ આશ્ચર્ય જનક લાગતો નથી. ભારતના એક છેડાથી બીજા છેડા સુધી પોતાના આધ્યાત્મિક અનુભવો સેકાંઓ સુધી એટલાજ પ્રભાવથી ગાનારા અસંખ્ય કવિઓના વંશની રવીન્દ્ર બાબુ એક વ્યક્તિ માત્ર છે. Non–Christian યાને ખ્રીસ્તિ નહિ એવા સઘળા પ્રોફેસરો અને અભ્યાસકોને જે લોકો

" જંગલી " અગર Heathen માને છે તેમને આ અનુભવોની ખુલ્લી પરિપૂર્ણતા નહિ સમજાય એવો એક ગુંચવાડો થઇ પડશે. રવીન્દ્ર બાબુએ કંઇ પણ નવીન કરી નથી દેખાડયું —સિવાય કે એક આશ્ચર્યજનક સંગીતનો–પોતાના બંગાલી કાવ્યોનો–અંગ્રેજીમાં સચોટ અનુવાદ કર્યો છે. પણ **તેમાંએ તેણે પોતાના વડવાઓની વર્ષોથી ચાલતી આવતી ખ્યાતિને ઘણીજ બાહોશીથી વધુ ઉજ્જવળ કીધી છે.**

જેમને દક્ષિણ પોતાના કાર્યક્ષેત્ર તરીકે સોંપવામાં આવ્યું છે અને જેમને દક્ષિણમાં મુસાફરી કરવાનો આનંદ પ્રાપ્ત થયો છે તેમને કવિ તુકારામ, ઘણી જાણવા જેવી બાબતો પુરી પાડે છે. જે જુના વખતના કવિઓ વિષે હું ઉપર સ્ફોટ કરી ગયો છું તે કવિઓની વિચારશાળાનો તુકારામ આદર્શ નમુનો છે. તેની સાદાઇ, ભાષાની સરળતા, તેનો ઉમંગ અને કવિત્વશક્તિ ઘણાજ ઉચ્ચ પ્રકારનાં છે; અને દક્ષિણમાં તેનું માન અને લોકપ્રિયતા અદ્વિતીય છે. તુકારામના અભંગો ( છપ્પાઓ ) પર્વતો ઉપર અને ખીણમાં ભટકતા ગમાર ભરવાડોને પણ જીહ્વાગ્રે હોય છે. ( રવીન્દ્ર બાબુનાં કાવ્યો પણ બંગાળાના દરેક ગામડામાં રસ્તા પર ઝાડુ કાઢનારને સુદ્ધાં જીભને ટેરવે હોય છે. ) તપતા સૂર્યના તાપમાં ધીમે ધીમે પંઢરપુર તરફ પ્રયાણ કરતા અને ઠંડી રાત્રિએ તાપણું કરી તેની આજુબાજુ એકઠા થયેલા યાત્રાળુઓ પણ તેના ભજનો મોટે મોટેથી લલકારે છે.

### કવિનો જન્મ અને બાલ્યાવસ્થા.

તુકારામનો જન્મ ઇ. સ. ૧૬૦૮ માં પુનાની નજદીક ઇંદ્રાયણી નદીને કાંઠે આવેલા દેહુ નામનાં નાનાં ગામડામાં થયો હતો. **તે જ્ઞાતિએ શુદ્ર હતો.** અને તેના વડવાઓ ધંધો કરતા હતા. પણ તે સઘળા સાધુ પુરૂષો અને પોતાની માતૃભૂમિના સાચા સેવકો હતા કે જેને માટે તેમાંના બે જણે તો પોતાની જીંદગીનો લડાઈમાં ભોગ પણ આપ્યો હતે. તે લોક વીઠોબાનાં કે–જેનું મંદિર દક્ષિણમાં આવેલા ધાર્મિક સ્થળોમાંનું એક છે—ભક્તો હતા. આ વીઠોબા અગર વીઠ્ઠલ કોણ હતો એનો નિર્ણય કરવો એ વિધાયુક્ત પણ ગરબડ વાદવિવાદનું કારણ થઇ પડયું છે; પણ એક બાબત તો નિર્વિવાદજ છે. તેના મંદિરમાં—પુરીના જગન્નાથના મંદિરમાં છે તેની માફક-બધી જાતો સરખીજ છે; અને અભિમાની બ્રાહ્મણ તેમજ રંક શુદ્ર એક ઓવારે પાણી પીએ અને એક પાતળે ભોજન જમે છે. કારલા અને અન્ય સ્થળોની ભવ્ય નિર્જન ગુફાઓ ઉપરથી એમ જણાય છે કે, આગળ બુદ્ધત્વનું વિશેષ પ્રબળ હતું, અને વીઠોબાએ બુદ્ધધર્મમાંથીજ જન્મ પ્રમાણે જાતિ નહિ માનવાનું ઉછીનું લીધું હશે. કેટલાક યુરોપીઅન વિદ્વાનોનું માનવું છે કે તે ગૌતમ જાતેજ છે. હિંદુ લોકો વીઠોબાને દેવ માને છે એટલે ઉપલી માન્યતા કેટલી અવધિ પર્યંત સત્ય છે એનો નિર્ણય કરવાનું કાર્ય અસાધ્ય છે. હું પણ તેને ગૌતમ કહેવાનું સાહસ તો નહિ કરી શકું. પરંતુ તેનું અનુકરણ–અનુરૂપ હોવાનો સંભવ છે. તુકારામ જન્મ્યો તે સમયે Comparative Religion જેવું કંઇજ નહોતું. તેને મન તો વીઠોબાજ પરમેશ્વર, જીવતાજાગતા દેવ, ગાણસની સાથે ફરતા અને તેની પ્રાર્થનાઓનો નિશાનીથી અને સ્વપ્નામાં જવાબ આપતા દેવજ હતા.

## તેના પર પડેલી આપત્તિઓ.

ઇ. સ. ૧૬૨૯ માં જ્યારે તુકારામ તરતનોજ પુખ્ત ઉમરે પહોંચેલો હતો ત્યારે દક્ષિણ થોડે થોડે અંતરે વારંવાર પડતા આવતા દુષ્કાળોમાંના એકથી ઉજ્જડ થઇ ગયું હતું. તુકારામના માતા પિતા, પત્ની, અને છોકરાઓ મરી ગયા. તેના મોટાભાઇની ધણીઆણી—તેનો ભાઇ તો ક્યારનોએ સંન્યાસી થઇને સગાવહાલા આગળથી લોપ થઇ ગયો હતો—પણ મરણ પામી; અને કવિના દુઃખનો ઘડો લગભગ ભરાઇ ગયો. આ બધામાં ઉમેરો કરવાને જે થોડો અન્નભંડાર તેની પાસે હતો તે ખુટી ગયો. અનાજની કિંમત દુષ્કાળથી વધી, અને ગામ લોકો-ભુખે મરતાં અને ગરીબાઇથી રીબાતાં ગામલોકો—તેનો માલ ખરીદી શક્યાં નહિ. ભમહદયને લીધે અને સગાવહાલાના મૃત્યુથી નિરાશ થઇને દિલાસા માટે કવિ ધર્મ તરફ વળ્યો. તેનો એક ફકરો આપણને એ વિષે ઘણો સારો ખ્યાલ આપે છે.

By caste a Sudra, I plied my trade; Vithoba was my God, ( Ye have
asked, O, Sages, therefore *I tell.* )
The famine came, and my parents died and left me to mourn,
My wife also, my beloved died in my arms crying for food.
My money was spent, my honour gone, and shame encompassed.
There was ancient ruined house of *God* : *There I took my abode,*
I performed worship on the eleventh day, but at first my heart was
distracted+

આ સ્થળે આ કાવ્ય ઘણું લાંબુ હોવાથી આખું અપાય એમ નથી. તુકારામે દ્રઢતાથી પોતાની ભક્તિ ચાલુ રાખી,—સાધુ પુરૂષોના પગ ધોવા, કથા કરવી, અને પ્રાર્થના તથા ભજન મંડળીમાં ગાવું, અને એ સઘળાં ઉપરાંત ' બીજાનું ભલું કરવાને અથાગ મહેનત ઉઠાવવી. ' છેવટે

God the merciful despises not the believer, This I came to realize,
All my riches now are the verses which God hath put into my heart,
Says Tukaram the poet.*

એના આ ધાર્મિક ઉત્સાહનું એક પરિણામ એ આવ્યું કે તેણે કુટુંબ સાથેના સંબંધ તરફ તદ્દન બેદરકાર રહેવા માંડયું. દુષ્કાળ મટી જવા સાથે દક્ષિણની જાહોજલાલી કંઇક પ્રમાણમાં પાછી આવી. અને આપણા કવિનું બીજીવારનું લગ્ન થયું. જેમ જેમ વખત જતો

---

\+ હું જાતે શુદ્ર હોઇ મારો ધંધો મેં ચલાવ્યો. વીઠોબા મારો દેવ હતો. ( હે ! સંતો ! તમે પુછ્યું તો હું મારું વૃતાંત કહું છું ). દુષ્કાળ પડયો, મારા માતપિતા દેવલોક પામ્યા અને મને વિલાપ કરવા પાછળ મુકી ગયા. મારી પત્ની પણ, અને મારું વહાલું નિર્દોષ બાળક ખોરાક માગતું માગતું મારા હાથમાં મરી ગયું. મારું દ્રવ્ય ખરચાઇ ગયું, પ્રતિષ્ઠા નાશ પામી, અને નામોશીએ મને ઘેરી લીધો. એક પુરાણા દેવાલયનું ખંડિયેર હતું ત્યાં મેં મારો પાથરો નાંખ્યો. મેં અગીઆરમે દીવસે પૂજા કીધી. પણ પ્રથમ મારું હૃદય ખિન્ન હતું.

* દયાળુ પ્રભુ ભક્તોને તુચ્છકારતો નથી, મને છેવટે ચોક્કસ સમજાયું. હવે મારું સઘળું દ્રવ્ય ઈશ્વરે મારા હૃદયમાં જે કાવ્યો મુક્યાં છે તેજ છે.

ગયો તેમ તેમ ધર્મ તેના પર વધુને વધુ સત્તા જમાવતો ગયો. દિવસોના દિવસો સુધી તે સૂર્યોદયે ઉઠીને વીઠોબાની પૂજા કરીને, ભાન્ડ્રા નામની ટેકરી તરફ દસ્તો લેતો અને ત્યાં સમાધિ ચઢાવતો. ઘર અને કુટુંબની તે કાળજી રાખતો નહિ. અને તેની પત્ની-જે એક સંસારી, હોઇ ધર્મને માટે એટલી ખાસ દરકાર નહિ રાખનારી સ્ત્રી હતી-તેના આવ ર્તનથી ગુસ્સે થતી. તુકારામ પોતાની આ સંસારી ચિંતાઓનું ધીરજથી હાસ્યરસિક ભાષામાં વર્ણન આપે છે. એક ખાસ દોહરો કવિની નિષ્કાળજી તરફ તેની પત્નીનો રોષ ખડો કરે છે.

"What wilt thou eat, my child? Thy father dwells in the temple,
Garlanded with flowers, he has utterly forsaken his calling.
He hath enough and to spare for himself: for us he cares not.
Cymbal in hand, he dances all day before his god.
He will not even abide at home: he wanders off to the forest."
Have patience yet, the end hath not come, answers Tukaram
the poet.*

એમ છતાં પણ તેને તેના પતિએ પાછળથી પોતાના પક્ષમાં મેળવી લીધી હતી અને તે પાછળથી તેના ( કવિના ) આધ્યાત્મિક અને ધાર્મિક વર્તનની સામે નડોતી થતી-કવિને પાછળથી વધુ Curtain lectures સાંભળવા નહોતા પડયા એ જાણવું દિલાસાજનક છે.

## કૃષ્ણની સ્તુતિ.

આજ દરમ્યાન તુકારામને સ્વપ્નામાં ઇશ્વરના ભજન અને તેના પ્રતિ પોતાની ભક્તિ ગાવાને ફરમાન મળ્યું. તેને એમ જણાયું કે વીઠોબા આપોઆપ તેની સન્મુખ પધાર્યા અને દર્શન દીધાં અને છુપો મંત્ર તેને આપ્યો; તેમજ ચૈતન્યને તેના આધ્યાત્મિક શિક્ષક -ગુરૂ-તરીકે સ્વીકારવા ફરમાવ્યું.† ચૈતન્ય, બંગાળાનો વૈષ્ણવ મહાત્મા, તુકારામથી બસો વર્ષ ઉપર થઇ ગયો હતો. તે કૃષ્ણની સ્તુતિ ગાતો, તે એટલે સુધી કે કેટલીક વખત હદપાર જવાથી તે અસ્થાને હોય એમ પણ લાગતું. તુકારામના સાદા સરળ સ્વભાવને મળતો **નામદેવ** નામનો એક ગરીબ દરજી કે જે પણ વીઠોબાનો ભકત હતો તે હતો. તે પણ તુકારામને સ્વપ્નામાં દેખાયો અને ભજન ગાવાનું ફરમાવ્યું. તુકારામ નામથી પ્રચાર પામેલા અસંખ્ય અભગોનો ( નામદેવે તેને અભંગોની સંખ્યા એક કરોડની કરવાને સ્વપનામાં ફરમાન કર્યું હતું ! ), અત્રે ખ્યાલ આપવો અશક્ય છે. કવિએ જે કંઇ લખ્યું છે તેમાંથી ભાષાના લાલિત્ય અને કાવ્ય સૌંદર્યના સર્વોત્તમ નમુના તરીકે અત્રે બે પસંદ કરવા પુરતા છે.

* " મારા બાળક ! તું શું ખાઇશ ? તારા પિતા તો મંદિરમાંજ રહે છે. પુષ્પહારોથી સુશોભિત તે-પોતાની ફરજ તદન ભુલી ગયા છે. તેને પોતાને જોઇએ તેટલું અને પોતા માટે બચાવાય એટલું તો તેની પાસે છે. અને આપણને માટે તો તેને કાળજીજ નથી. હાથમાં ઝાંઝ-કર્તન સાથે તે આખો દિવસ તેના દેવ સન્મુખ નાચે છે. તે ઘેર પણ રહેતા નથી, જંગલમાં ચાલ્યા જાય છે, " " ધીરજ ધર," હજુ તેનો છેડો આવ્યો નથી, એમ તુકારામ કવિ ઉત્તર આપે છે.

† લેખકની મનો દેવતા આ મત સ્વીકારવા ના પાડે છે, પણ અત્રે તો દ્રષ્ટાંતજ લખવાનો હેતુ હોવાથી કોઈ ટીકાને સ્થાન આપ્યું નથી. લેખક

તે ભક્તિનાં ઘણાં ખરાં કાવ્યોની માફક આપણા ભારતના પરમદેવ અને વિષ્ણુના અવતાર મનાતા શ્રી કૃષ્ણના યશોગાનના છે, પહેલાંનું રૂપક ( Allegory )—ગુઢાર્થ—ભારતના ધર્મના અભ્યાસીને સમજાવવું પડે તેમ નથીઃ—

Here is a little secret of thy love, O Lord of all the Earth :
I remember the tale and I will sing it to thee,
A dear and two fawns were grazing in the forest, when lo, the hunter and his hounds appeared.
On one side the nets were spread, on the other, were the hounds; he lit the jungle on one side and waited on the other.
The dear were beset on all sides, afraid, when tha remembered the name.
" Come to us Ram Krishna, come God of Gods : who but.
Thou can succour us in our distress,
O father, O Lord of all the Earth ? "
Thou heardst their prayer : Sore troubled was thy pitying heart,
Thou sentest the rain to quench the fire :
A hare started up and the hounds persued her–joyfully the dear bounded away :
" Thou hast saved us, O Govinda !
Thus Thou art merciful, very dear to thy Saints :
They love to praise Thy name, Saith Tukaram the poet.

બીજો એના કરતાં વધારે મર્મવિદ્ છેઃ—

If I talk of goodness. He satisfies all desire:
if of sweetness, how sweet is His name !
If of mercy, lo, He is very merciful; if of humility,
He vexeth not His own.
So generous, that He will give away his spouse :
He triumphs also over Time and Death
For wisdom, He is an heap of noble qualities : He is all to those who know Him.
He is as old as Time, His ways of diverting Himself are countless
Among the cowherds, He was a rude cowherd :
A sly rascol among the silly milkmaids.
Submissive for He yields to faith: greedy, because he devours the morsels of others.
Ugly, for did He not love Kubja ? A coward for He fearth sin
In sports, He is the only player : the only dancer in ,the dance.
He lurks within our hearts : and though are,
Grasp thee, O God, we apprehend Thee not,

..If we call Thee high, lo, Thou are Highest :
low, and Thon art the lowest,
Lo, I have told the truth. Tis no false homage
that I pay, Saith Tukaram the poet.

## ભારતની Mysticism.

તુકારામ આપણા પાશ્ચાત્ય શિક્ષણથી વિભુષિત થયેલા યુવક શીલેસોફર જેવો કોઇ તત્વજ્ઞાની નહોતો ! તે બ્રાહ્મણોની ગુંચવાડા ભરેલી અધ્યાત્મવિદ્યા વિષે તદ્દન અજ્ઞાત હતો, તેમજ તેણે કોઇ પણ પોતાની જુદી વિચારશાળા ( School of thought ) સ્થાપવાનો કદી પ્રયત્ન પણ નહોતો કર્યો. છતાં પણ તેના કાવ્યો જેને આપણે અંગ્રેજીમાં Innate Mysticism કહીએ છીએ તેનો પડઘો પાડે છે કે જેનાથી ભારતમાં કોઇ પણ મનુષ્ય વિમુખ નથી. નિમ્ન લિખિત અભંગો પરથી માલમ પડે છે કે તે વીઠોબાનો ભક્ત હોવા છતાં પણ મૂર્તિપૂજક નહોતો. તેને મન તો વિઠ્ઠલની પ્રતિમા-મથુરાથી સૈકાઓ પર આણેલી, અને ઇંટના ઉંચા આસન પર ઉભેલી, વાંકા કમાનદાર હાથો વાળી પ્રતિમા ( કારણકે મરાઠીભાષામાં વિત્ત એ શબ્દનો અર્થ ઇંટ થાય છે )-એ અનંત પરમાત્માનું એક ચિન્હ માત્ર છે.

Yogis gaze on thy reflected splendour : but we see Thee Thyself.
He stands before us, hand on hip : His body shines with splendour.
He pervades all the world, yet He stands afar from him; Within the
heart of things.
He dwells, unaltered by them all.
He hath no shape, nor name. nor form : We must worship him in spirit
He hath no end nor limit : He knows neither caste, nor family head
nor hands nor feet,
Faith enlightens the hearts of ignorant through their own longing,
Saith Tukaram the poet

## તેના શત્રુઓનું પરિવર્તન—શુદ્ધિ.

તેના શત્રુઓનો મતભેદ અને પરિવર્તન-શુદ્ધિ વિષે હવે હું બોલીશ. તુકારામ પોતાનું કવિ તરીકેનું અને ધાર્મિક જીવન નિશ્ચિંતપણે—અડચણો વિના ગાળી શક્યો નહિ. એની નામના ચારે બાજુએ ફેલાઇ ગઇ. એના શિષ્યોની એક મોટી સંખ્યા હતી અને ચીનવાડના દેવનું મગરૂર બ્રાહ્મણ કુટુંબ-કે જે પોતે ખુદ ગણપતિના વંશના હોવાનું અભિમાન ધરાવતું હતું-તેની સાથે જમવામાં માન સમજ્યું હતું. આથી બ્રાહ્મણો આબાદ છેડાઇ પડયા. માઆજી નામના એક માણસે તેને એક વખત પકડયો, કાંટાની વાડમાં ફેંકી દીધો અને નિર્દયપણે માર્યો સુદ્ધાં. તુકારામે તેના શત્રુને ઉદાર હૃદયે માફી આપી અને તે પાછળથી તેનો ચુસ્ત અનુયાયી થઇ રહ્યો. એથી વધારે ઘાતકી ફટકો તો એક રામેશ્વર ભટ્ટ નામના મનુષ્યે લગાવ્યો. તેણે તુકારામને પકડી મંગાવ્યો અને તેને પુછયું, " હું, એક શુદ્ર, વેદના રહસ્યો શ્રો-

તાઓને સમજાવીજ કેમ શકે ?" તુકારામે કહ્યું કે તે જે કંઇ શીખવતો હતો તે સઘળુ વીઠોબા તેના અંતઃકરણમાં પ્રેરતો હતો; તોપણ તે બ્રાહ્મણ કહે તેમ કરવા તે તૈયાર હતો. રામેશ્વર ભટ્ટે તેને તેનાં કાવ્યો નદીમાં ફેંકી દેવાને ફરમાવ્યું. તુકારામે તે પ્રમાણે કર્યું અને પછી તે શોકથી ગાંડો થયેલો જેમ સાહુકાર માગનારને ઉમરે બેસે તેમ દેવાલયના બારણે અન્નજળ વિના દિવસો સુધી પડી રહ્યો. છેવટે, એવું કહેવામાં આવે છે કે, ઇશ્વરે તેની અરજ સાંભળી અને તેનાં કાવ્યો ઇન્દ્રાયણી નદીના જળ ઉપર તરતાં દેખાયાં કે જે તેના માલેકને સ્વાધીન કરવામાં આવ્યા. રામેશ્વર ભટ્ટ પણ છેવટે શરણ થયો એટલુંજ નહિ પણ તુકારામનો અનુયાયી બન્યો !

## શિવાજીને શીખામણ.

આજ અરસામાં છત્રપતિ શિવાજીએ પોતાના દેશને મુસલમાનોના જુલમમાંથી મુક્ત કરીને દક્ષિણને એક વખત ફરીથી હિંદુરાજ્ય બનાવ્યું હતું. પોતાના દેશનાં ધાર્મિક કાવ્યો ભજનો—તરફ શિવાજીની અડગ ભક્તિ-પ્રેમ—જગ જાહેર છે. તેણે એક વખત પોતાના ગુરૂ તુકારામના સહચારી કવિ મહાન્ રામદાસ સ્વામીને પોતાનું રાજ્ય પણ આપી દીધું હતું એ વાત ઇતિહાસ આપણને બતાવે છે. બીજી એક વાત એવી છે કે તે એક કથામાં હાજર થવાને શત્રુઓની છાવણીની વચ્ચેથી શીનગઢથી પુના છાનામાના છટકી ગયા હતા. લોટગઢ નામના ગામડામાં તુકારામ પાસે છત્રપતિ તરફથી તેને દરબારમાં ઠાઠમાઠથી લઇ જવાને એક પ્રતિનિધિ મંડળ આવ્યું હતું. તુકારામે જવાને નાપાડી.

Torches, umbrella, and steeds,-What be these to me?
Lord of Pundhari, Why seek to ensnare me thus ?
Pomps and vanities to me are as dirt,
Hasten, O Lord, to succour me, Said Tukaram the poet.

પણ તેજ વખતે તુકારામે શિવાજી મહારાજ પર રાજ્યનીતિ વિષે ઉમદા શીખામણના સાત અભંગો મોકલી આપ્યા હતા.

## ફાની દુનિયાનો ત્યાગ.

અને હવે તેને આ જીવનના આડંબરો અને ઠાઠમાઠમાંથી મુક્ત થવાનો સમય નજદીક આવતો હતો. તેના કેટલાક કાવ્યો તેના આ નજદીક આવતા અંતની આગાહી આપતા હોય એવા દેખાય છે. એક કે જે વાંચકને અંગ્રેજ કવિ શેલીના ( Shelley ) આશ્ચર્યકારક અપશુકનો અગર આગાહીની યાદ આપે છે, તે એટલો બધો તો સચોટ અને અસરકારક છે કે અત્રે આપ્યા વિના રહેવાતું નથી.

I saw Death coming with mine eyes, and joy filled my soul.
The world was filled with gladness, I was right glad to be one with the Infinite.
Confined in the prison-house of flesh, I was proud:
O joy to cast it all aside !

Gone is the winter of rebirth : "Me and mine" I have put far from me
Thou has given me a place of refuge, O—Lord;
My trust is in thy mercy.

બીજો એથી વધારે નિશ્ચયાત્મક છે. જો તે ખરૂં હોય તો તેના કાવ્યોમાંનું છેલ્લામાં છેલ્લું તે હોવું જોઇએ.

Peace be to you, members of my house and others—
Salutations to the saints !
The bee returns to the honey : the torn robe cannot be mended.
When the river-water is flowed into the Ocean,
it comes not back.
*Listen to my word ! Tukaram has gone, returneth not Again.*

બીજાં કાવ્યોમાં પણ તે પોતાની છેલ્લી સલામી ફરી ફરીને આપે છે. "થોડો સમય હું ગામડામાં રહેતો હતો. હવે હું મારે પોતાને ગામ જાઉં છું." તે આગળ ચાલતાં કહે છે, "અને હવે વધુ આવજા થશેજ નહિ, કારણ કે બધાનો અંત તો આવેલ છે. મારા તરફ માયાળુ થશો." એક બીજા કાવ્યમાં કે જે કદાચ કોઇ ભક્તનું હોવાનો સંભવ છે, તેમાં આપણા વાંચવામાં આવે છે કે "તુકા કસોટીમાં બરાબર ઉતર્યો છે. ઇશ્વર ભક્તિનો ભુખ્યો હતો; તેણે તુકાને પોતાને માટે બોલાવી લીધો છે."

દેહુ ગામમાં હજુ પૂજાતી તેના કાવ્યોની નાની પુરાણી પોથીને અંતે જે કંઇ નોંધ કરેલી છે તેથી વધારે આપણે તેના અંત વિષે કંઇ જાણી શકતા નથી. બ્રાહ્મણના ફરમાનથી તુકારામે ઇન્દ્રાયણી નદીમાં ફેંકી દીધેલું તેજ આ પુસ્તક છે, એમ માનવામાં આવે છે. છેવટે લખેલી સ્મરણનોંધ નીચે પ્રમાણે છેઃ—શકે ૧૫૭૧ માં ( ઇ. સ. ૧૬૪૯ ) વિરોધી નામના વર્ષમાં, ફાગણ માસના કૃષ્ણ પક્ષની બીજને સોમવારે પ્રભાતમાં તુકારામ યાત્રાએ જવા નીકળ્યા-**અંતિમ નમસ્કાર !** આ ગુઢ વાક્યનો અર્થ શો છે તે આપણે કદી સમજી શકીશું નહિ. શ્રદ્ધાળુ મરાઠાઓ તો માને છે કે વીઠોબા જાતે તેને વૈકુંઠમાં લઇ ગયા. બીજા કેટલાકની એવી માન્યતા છે કે તુકારામે સન્યસ્ત ધારણ કરી આ વિશાળ વિશ્વમાં સ્થળે સ્થળે ભટકવા માંડ્યું, કે જ્યાં તેના પોતાના અનુયાયીઓની ભક્તિથી પણ વિમુખ એવા તેણે શાંતપણે આ ફાની દુનિયા સાથના પોતાના છેલ્લા સંબંધને ત્યજી દીધો અને અવસાન તેને આ પૃથ્વી પરથી લઇ જાય ત્યાં સુધી ઇશ્વરમાંજ તલ્લીન રહ્યો. પણ તેની સાથે આપણને શું કામ છે ?

( તુકારામનું જીવનચરિત્ર આ પત્રના પ્રારંભ-જુલાઇ, ૧૯૧૧-નાજ અંકમાં હમે પ્રગટ કર્યું હતું. પરંતુ પ્રસ્તુત જીવનચરિત્રમાં તે જીવનચરિત્રમાં ચર્ચેલી બાબતોની કિંચિત પણ પુનરૂક્તિ નહોઇ, નવીનજ બાબતો ઉપર પ્રકાશ પાડવામાં આવ્યો છે-તંત્રી, 'સત્ય'.)

## દશ ઉત્તમ નવલકથાઓ સંબંધી ચર્ચાપત્ર.

' સત્ય 'ના તંત્રી જોગ.

મહાશય,—આપના ડીસેંબરના અંકમાં સૌ. સુશીલા બેહેને ગુજરાતી નવલકથાનાં દશ નામો સંબંધી ચર્ચાને જન્મ આપ્યો છે. આપે એ દરખાસ્ત ઉપાડી લઇ સાહિત્યના શિષ્ટ ઉપાસકો કે સાક્ષરોને એવાં નામોની યાદી લખવા જાહેર આમંત્રણ કરેલું છે. યાદીઓ જોતાં મૂળ લેખો અથવા ભાષાંતરના લેખોનો તેમાં સમાવેશ કરેલો છે. નવલકથાઓ કે ઉત્તમ વાર્તાઓ બધી લાઇબ્રેરીઓમાં સૌથી વધારે વંચાય છે એ આપનું લખવું સત્ય છે. અને તેથી વાર્તાના સાહિત્ય પ્રત્યે વિદ્વાનોની ઉપેક્ષા રહે તો હાનિ થવાનો સંભવ છે. 'ગુજરાત' ખાતે ગુજરાતશાળા પત્રના સાક્ષર અધિપતિ નવલરામભાઇએ એવી વાર્તાઓ અને નાટકો ઉપર સારાં વિવેચનો લખ્યાં છે. તેમના પછી તેમનાં જેવાં વિવેચનો તો લખાયાં નથી. ખાસ એ કામ કોઇ સમર્થ સાક્ષરે હાથમાં લીધું નથી. ત્યારે નવલકથાઓ તો પ્રસિધ્ધ થયે જાય છે. જોકે જેમ કાવ્યનું લક્ષણ રસ છે તેમ નવલકથાનું લક્ષણ રસ હોવાથી રસિક અરસિક બધાઓ તે વધારે વાંચે છે. વાચક વર્ગને રસનું દાન કરતાં અનીતિ કે હલકા પ્રકારનો રસ અપાઇ જાય તો જનસમાજની નીતિમાં ફેર પડી જાય છે. તેથી સાક્ષર કથાકારો એ વિષયમાં ખાસ ધ્યાન આપે છે.

રાજકોટની ત્રીજી સાહિત્ય પરિષદ્‌માં મેં સાઠ વર્ષનું કાઠિયાવાડ એ નિબંધ વાંચ્યો હતો. તે સમાલોચક ત્રિમાસિકમાં ૧૯૧૦ અંક ૧–૨–૩ માં પ્રસિદ્ધ થયો છે. તેમાં કેળવણીના નવાયુગને સાઠ વર્ષમાં મૂકયો છે. હાલની ત્રીશી અગાઉ જે કથા ગ્રંથો પ્રસિદ્ધ થયા હતા તેમાં કરણઘેલો સૌથી સરસાઇ ભોગવતો હતો. માસ્તર નંદશંકરની એ વાર્તા જો કે ઐતિહાસિક હતી અને તેમાં ઘણો વધારો ઘટાડો હતો તોપણ સરકારી કેળવણી ખાતાએ એ ગ્રંથને શિષ્ટ વર્ગમાં ગણી અભ્યાસમાં દાખલ કર્યો હતો. કરણ ઘેલાની નવલકથા જે કાળમાં લખાય છે તે કાળનો વિચાર કરતાં તેની અનુપમ સંકલના એક અદ્ભુત નૈસર્ગિક શક્તિનો નમૂનો છે. તેનાં કેટલાંક વર્ણનો (આબુવગેરેનાં) સુંદર છતાં વધારે લાંબાં હોવાથી બાણભટ્ટની કાદંબરી પ્રમાણે વાચક વર્ગ તે પડયાં મૂકી પાત્રોનું શું થયું તે શોધી આગળ વાંચવા તત્પર થઇ જતો હતો.

કરણઘેલાના અનુકરણમાં રાણકદેવી પ્રસિદ્ધ થઇ હતી. અને મરહુમ સાક્ષર મહીપતરામે વનરાજ ચાવડો તથા સિદ્ધરાજ જયસિંહ નવલકથા તરીકેજ પ્રસિદ્ધ કર્યા હતા. આ ચારે વાર્તાઓ કેવળ કલ્પિત હતી નહિ. ઇતિહાસના કથાના નાયકોને તે વાર્તાઓમાં જોડી ગ્રંથકારે ઉત્તમ ચાતુર્ય વાપરી રસનિષ્પત્તિ કરી હતી. સાક્ષર કાંટાવાળાએ અંધેરી નગરીનો ગર્ધવસેન એ કલ્પિત નવલકથા એજ આગલા જમાનામાં લખી છે.

નવા યુગના પાછળી ત્રીશીના ઘણા સાક્ષરોએ ઘણી નવલકથાઓ લખી છે. તે બધામાં સરસ્વતીચંદ્ર નવલકથા ચાર ભાગે એવી ઉત્તમતાથી લખાઇને પ્રકટ થઇ છે કે બધી નવલકથાઓને તેણે ઢાંકી દીધી છે. કેટલાક વાંચકો તેના પ્રથમ ભાગને ઉત્તમ કહે છે. કેટલાકો ૪ થા ભાગને બીજે નંબરે મૂકે છે. સાક્ષર ગોવર્ધનરામે તેમાં હિંદુ સંસારનું એક ઉત્તમ ચિત્ર ઉભું કરેલું છે. અને શૃંગાર તથા કરૂણ રસને પ્રાધાન્ય આપી રસિક વર્ગનાં અંતઃકરણો આકર્ષી લીધાં છે.

નવલકથાનું મુખ્ય લક્ષણ રસ અને ગૌણ લક્ષણ સુનીતિની અસર કરવાની હોય એ બંને લક્ષણો સરસ્વતીચંદ્રમાં સમાવ્યાં છે. વિવેચકોએ તેના ગુણ-દોષ વિવેચન કરેલાં છે. પણ ગુજરાતી વાંચનારા તેમાં તલ્લીન થઇ ગયા છે એની કોઇથી ના પડાય તેમ નથી. કરણઘેલા, વનરાજ ચાવડા, કરના, બલકે નર્મગદ્ય કરતાં એ ભાષા વધારે ઉંચી લખીને તર્કો તથા કલ્પના અને વર્ણનો ઘણાંજ ઉંચાં ચીતર્યાં છે. મહાભારતમાં જેમ આડકથાઓની સંકળના ઘણી થઇ છે તે પ્રમાણે સરસ્વતિચંદ્રમાં આડકથાઓ વધારે છે. મુખ્ય પાત્રોને સંબંધે વાર્તા બહુ નથી, પણ વર્ણનો, વિવાદો, જ્ઞાન વગેરે ભાગો ઘણાં ઉમેરાયા છે. પાશ્ચાત્ય નવલકથાઓ જોતાં એમાં એ એટલાં બધાં હોતાં નથી તેથી સામાન્ય વાંચનાર પણ એવી નવલકથાઓ હાથમાંથી પડી મૂકી શકતો નથી. પાશ્ચાત્ય વાર્તાઓમાં પાત્રો સંબંધી પણ બનાવો બન્યા હોય છે એટલે વાર્તા ભાગજ એટલો બધો વિશાળ હોય છે કે વર્ણનો કે કલ્પનાઓ ગૌણ અંશેજ તેમાં હોય છે. તેથી મને લાગે છે કે આ દેશની ગમે તે નવલકથા પાશ્ચાત્ય નવલકથાની સરસાઇમાં આવી શકે તેમ નથી. રસમાં અદ્ભુત રસ એ સાક્ષરો વધારે મૂકે છે અને અધુરેથી શરૂ કરી અમુક ભેદો એવા અધ્યાહાર ગુપ્ત રાખે છે કે વાંચનારની જીજ્ઞાસા તે જાણી લેવા આતુરની આતુર રહે છે. જેથી છેવટેજ એવા ખુલાસા હોવાથી આખી નવલકથા વાંચ્યા વગર ચાલતું નથી.

બંગાળીમાં એવી નવલકથાઓ નાની મોટી લખાવા માંડી છે. ગુજરાતીમાં તો હજી શરૂઆતજ લાગે છે. આપના ઉપર લખ્યા અંકમાંજ એક પાશ્ચાત્ય વિદુષી જે ૭૫ વરસની વૃદ્ધા થઇ છે તેણીએ ૭૫ મી નવલકથા લખવા માંડી છે એ વાંચીને અદ્ભુત આશ્ચર્ય લાગે છે. અહીં એવો એક પણ સાક્ષર નથી તો સ્ત્રી લેખક તો ક્યાંથીજ હોય ? મને લાગે છે કે જે ચર્ચા ઉપસ્થિત થઇ છે તેમાં એક અન્યાય કે ભૂલ થવાનો સંભવ છે. પારસી માસિકો નવલકથાનું વધારે સાહિત્ય બહાર પાડે છે, જો કે તે પાશ્ચાત્ય નવલકથાનાં ભાષાંતર કે અનુકરણો જ હોય છે. તો પણ અપાયેલી ટીપમાં ભાષાંતરોને જગા મળી છે, તો પછી પારસી લેખકોની નવલકથાઓ જે હજારો વાંચનારા વાંચે છે, તેને ભૂલી જઇ શકાય તેમ નથી. ભાષા રચના જરા જૂદી હોવાથી મુખ્ય લક્ષણ જે રસની નિષ્પત્તિ તે તે કથાઓથી ઓછી થતી નથી.

પારસી જુનું શિષ્ટ માસિક સ્ત્રી બોધ, નૂરે એલમ, ફુરસદ વગેરેએ તેમના જન્મથીજ સંખ્યાબંધ વાર્તાઓ પ્રસિદ્ધ કરી છે, માસિકના અધિપતિ શિવાય બેહેન્ ભીખાઇજી પાલમકોટનાં વિચારવિનિતો વગેરે વાર્તા ગ્રંથોની ભાષા પણ ઉત્તમ છે. દાદાભાઈ એદલજી તારાપુરવાળાએ પણ બે ચાર સારી નવલકથાઓ પ્રસિધ્ધ કરી છે. પારસી જૂના લેખક તાલ્યરખાને રત્નલક્ષ્મી જેવી સારી વાર્તા પ્રગટ કરી છે. લેખક કે અધિપતિ બહમનજી નવરોજજી કાબરાજીએ તો અંગ્રેજી કથાકાર રેનોલ્ડસની અનેક વાર્તાઓ ગુજરાતીમાં પ્રસિદ્ધ કરી છે. મોટા કાબરાજી કેખુશરો નવરોજજીએ સ્ત્રીબોધમાં દુખીઆરી બચ્ચુ, તથા ગુલી ગરીબ વગેરે અનેક વાર્તાઓ પ્રસિદ્ધ લેખક હેનરી વુડનાં ગ્રંથોનો અનુવાદ કરીને છપાવેલ છે. તેનાં જૂદાં પુસ્તકો પણ ઘણાં છપાયેલાં છે. આ વાર્તાઓ રસ તથા સુનીતિમાં ઘણી ચડીયાતી છે. નૂરેએલમમાં વિદ્યાની વાર્તાઓ બહાર પડેલી છે,

પારસી લેખકો ઉપરાંત આપણા પ્રસિદ્ધ આરવાડીક 'ગુજરાતીએ' એક તરીકે સારી ઐતિહાસિક કથાઓ ફેલાવી છે. તેની હમણાં હમણાંની ૪-૫ ચાલુ વાર્તાઓ ઓછી રસમય નથી. તે પારસી સાક્ષરો પ્રમાણે ભાષામાં પણ ઉતરતી નથી. તથાપિ ઘણી શિષ્ટ ભાષામાં એ નવલકથાઓ ગુંથી છે. વિધવા લીરૂજ, સાડા ત્રણલાખ, સોનેરીરાણી જેવી આપણા ગુજરાતી હિંદુ લેખકની નવલકથાઓ ભાષાંતર હોવા છતાં ઘણી સરસ લખાઇ છે. જ્યારે મેડોઝ ટેલરની સીતા કે તારાની વાર્તા યાદીમાં દાખલ થઇ છે ત્યારે આવી નવલકથાઓ ઓછી વંચાતી નથી. અને તેની પુષ્કળ નકલો ખપી ગઇ છે.

ઉપરના વિવેચનથી આપને ખાત્રી થશે કે નવલકથાનું ગુજરાતી વાચનક્ષેત્ર ઘણું વિશાળ હોવાથી તેને દશનામમાં આરોપી દેવાનું મને જે સાહસ લાગે છે તેને આપ માનતા થશો. મરહુમ લેખક કે બંગાળીના અનુવાદક શ્રીનારાયણ હેમચંદ્રને યાદ કરી તેની થોડીક નવલકથાઓ યાદીમાં જોડવામાં આવી છે ત્યારે સન્યાસી, સીતાવનવાસ જેવી તેની ઉત્તમ નાની નવલકથાઓ રહી જાય છે. ધી ગુજરાતીની ગંગા વીગેરે અને મી. છગનલાલ ઠાકોરદાસ મોદીની ઇરાવતી વગેરે અનેક સારી નવલકથાઓ ગુજરાતી ભાષામાં પ્રસિદ્ધ થઇ ગુજરાતી વાચકોના પુષ્કળ વાચનમાં દાખલ થયેલી છે.

તેથી સૌ. સુશીલા બહેનની મૂળ દરખાસ્ત તથા આપના અનુમોદનને મળતો થવા છતાં મારી નમ્ર વિનંતિ એવી છે કે એ નામો દશને બદલે ૨૦ કે ૨૫ કરવાથીજ સારી ચુંટણી થઇ શકશે. નવલકથાના વાચનમાં હિંદુ સાક્ષરોની ભાષાશુદ્ધિવાળીજ નવલકથાઓને પ્રાધાન્ય આપી શકાશે નહિ. નવલકથા, સુંદર કલ્પના, સુંદર આદર્શથી સર્વોત્કૃષ્ટ રસ જમાવી સુનીતિની સચોટ છાપ પાડે એવી ઉત્તમ ગણાય છે. નવી ગુજરાતી ભાષાના ૬૦ વર્ષના યુગમાં એવી વિવિધ નવલ કથાઓ વિવિધ જાતિના સાક્ષરોએ વાંચનારના બહોળા વાંચનમાં આગળ ધરી છે તે તમામ ઉપર નજર ફેરવી જવી જોઇએ.

બોટાદ. } લી. સેવક, વલ્લભદાસ પોપટભાઇ મહુવાકર.

( સ્થળાભાવને લીધે ઉક્ત ચર્ચાપત્ર ગતાંકમાં પ્રગટ થઇ શક્યું નહોતું. આ સંબંધી ચર્ચાપત્રો હવેથી સ્વીકારવામાં આવશે નહીં, કેમકે પુરતી ચર્ચા થઇ ચુકી છે, અને કોઇ પક્ષને ખાસ નવીન કહેવાનું રહ્યું નથી- તંત્રી 'સત્ય.')

---

## જાહેર કેળવણીને માટે જાહેર પુસ્તકાલયોની આવશ્યકતા.

( લેખક—રા. રંગીલદાસ મગનલાલ કાપડીયા-ગણદેવી. )

( ૨-ગતાંકથી ચાલુ. )

### " પુસ્તકાલય ધર્મ. "

પુસ્તકાલય વિષયક સાહિત્યનો અભ્યાસ માત્ર આપણા નેતાઓમાં અનહદ ઉત્સાહ પ્રેરશે. પરંતુ આવી બાબતોમાં પુરેપુરા ફત્તેહમંદ નીવડવા માટે ખાસ કરીને ઉત્સાહી

પ્રેરાવાની જરૂર છે, અને જે કોઇને તેવી સ્થિતિએ પહોંચવાની ઇચ્છા હોય ત્હેને યૂરોપ અને અમેરિકાના ઉત્તમ પુસ્તકાલયોની મુલાકાત લેવી આવશ્યક છે.

જ્યારે શ્રીમંત ગાયકવાડ મહારાજાએ પશ્ચિમના પુસ્તકાલયોની મુલાકાત લીધી અને ત્હેમના હેતુ અને ફરજો, પદ્ધતિ અને કાર્ય પ્રદેશ વગેરેનો અભ્યાસ કર્યો ત્યારે તે એક નવીન ધર્મ—" લાયબ્રેરી ધર્મ "—થી પ્રેરિત થયા અને તેનો તેઓશ્રી પોતાના પાટનગર વડોદરામાંથી વારંવાર ઉપદેશ કર્યા જાય છે; એ બનાવ પરથી એવી મુલાકાતની ઉપયોગિતા વિશે કંઇ વિચાર બાંધી શકાય. ભારતવર્ષ સેંકડો વર્ષ થયાં ઘણાક મહાન્ અને **ઉમદા ધર્મોની માતૃભૂમિ તરીકે માન ધરાવે છે, કિન્તુ પોતાના સંતાન ઉદ્ધારાર્થે આ નવા ધર્મને આવકાર આપવો પડશે.**

## પુસ્તકાલય વિષે આપણા આધુનિક વિચારો.

હવે હું અમેરિકાના '**ફક્ત જાહેર પુસ્તકાલયો**'ના મૂખ્ય હેતુઓ અને કાર્ય પ્રદેશનો ટુંક હેવાલ આપવા તરફ વળીશ. ત્યાં પુસ્તકાલય વિશે વિચારની વિસ્તીર્ણતા અને ભિન્ન ભિન્ન દિશાઓમાં પુસ્તકાલયોના કર્ત્તવ્યોની ઉપશાખાઓ મહાન દૃષ્ટાંત રૂપ થઇ પડયાં છે.

આધુનિક લાયબ્રેરીનો ખરો હેતુ ખાસ કરીને શિક્ષણનોજ છે. ત્હેનો ખરો હેતુ સુજ્ઞ પુરૂષો અને સન્નારીઓને જીવન સંભવોનો ખ્યાલ કરાવવાનો છે. સમાજના જીવનમાં સભ્યતા ફેલાવવાનું ત્હેનું પવિત્ર કર્તવ્ય છે. ત્હેનો પેગામ ત્યાંના બાળકો, છોકરા અને છોકરીઓ પુરૂષો અને નારીઓમાં આખી દુનિયાના સાહિત્યને માટે અભિરૂચી અને ઉમંગ ઉત્પન્ન કરી ઉત્તમ શહેરીઓ બનાવવાનો છે.

પુરાણા પુસ્તકાલયોથી તદ્દનજ વિરૂદ્ધ આપણી આધુનિક લાયબ્રેરીઓ જાગૃત અને વ્યવહારોપયોગી સંસ્થાઓ છે. એમના કર્તવ્યોનો વિચાર ગ્રાહ્ય થઇ શકે એવો સ્પષ્ટ છે. આખી પ્રજા પોતાના આશ્રિતજનો હોય એવી રીતે તે જુએ છે. બેસી રહેવાનું અને જે કોઇ ત્યાં જવાની દરકાર લે ત્હેનીજ રાહ જોવાનું લાયબ્રેરી ધિક્કારે છે. એક પુખ્ત વયના મનુષ્યના જેટલીજ કાળજીથી એક ન્હાના બાળકને, એક વિદ્વાનના જેટલીજ કાળજીથી સાધારણ વાંચકને, અને એક સાહિત્ય વિલાસીને માટે જેટલી કાળજી લેવાય તેટલીજ કાળજીથી એક સાધારણ કારિગર, મજુર; અગર તો વ્યાપારીને તે ખોરાક પુરો પાડે છે. તે માત્ર જ્હેને ચોપડીઓ જોઇતી હોય ત્હેનેજ તે પુરી પાડતી નથી, પણ સર્વેની પાસે ચોપડીઓની માંગણી કરાવે છે. પ્રત્યેક વાંચકને ગમે તેવાં પુસ્તકો પુરાં પાડવામાંજ તેઓના પ્રયાસો સમાયલા નથી; તે ક્રમશઃ અને આડકતરી રીતે વાંચન પ્રત્યે અભિરૂચિ વધારે છે. આ પુસ્તકાલયો માનસિક વિનોદ, અમુક બાબતનું જ્ઞાન, અધ્યયન અને શોધખોળને માટે આશ્રયસ્થાન છે. દરેક વાંચનારને પુસ્તક અને દરેક પુસ્તકને માટે વાંચક હોવોજ જોઇએ એ અમેરિકાની લાયબ્રેરી વ્યવસ્થાનો એક મૂળ નિયમ છે. **જાહેર પ્રજાનું ભલું થાય એ ત્હેનું લક્ષ્યબિંદુ છે.** કોઇ કાયદાથી જાહેર કલ્યાણ ઓછું થાય અગર તે કલ્યાણ જેટલી ત્વરાથી અને સહેલાઇથી પ્રાપ્ત થતું હોય ત્હેમાં ન્યૂનતા આવે તો તે લોક તે સાંખી શકતા નથી. લાયબ્રેરીની વ્યવ-

સ્થાનો છેડોજ નથી એવું એ લોક માને છે. જો કે વાંચકો રી દાખલ એક ફુટી બદામ પણ આપતા નથી છતાં, લાયબ્રેરીઓ ત્હેમને પોતાના સહાયકો કહે છે અને તેજ પ્રમાણે ત્હેમની સાથે વર્તે છે.

## પુસ્તકાલય અને બાળક.

બાળકો પ્રતિ આપવાં જોઇતા ખાસ લક્ષનો સ્વીકાર એ લાયબ્રેરીઓનું અભિમાન અને યશ છે. વયનો નિશ્ચયનો સવાલજ નથી. સચિત્ર પુસ્તકના અને સંગ્રહસ્થાનોને લીધે ન્હાનામાં ન્હાના બાળકો લાયબ્રેરીમાં જવાને લોભાય છે. કોઇ પણ વયના છોકરા અથવા છોકરીને લાયક ખાસ પસંદ કરવામાં આવેલા પુસ્તકોનો એક ન્હાનો " બાળક્રીડા " વિભાગ રાખવામાં આવે છે. જુદાં નોંધ પત્રકો અને સચિત્ર યાદીઓ ખાસ તૈયાર કરવામાં આવે છે. લાયબ્રેરીના દ્વારમાં દાખલ થતાંજ દરેક બાળકના મનનું વળણ કેવું છે અને ત્હેમની બુદ્ધિની શી શી જરૂરીઆતો છે, ત્હેનો નિર્ણય કરવાને "સ્ત્રી મદદગારો" રોકવામાં આવે છે.

બાળકોને, પુસ્તકોને અને લાયબ્રેરીથી મ્હોટી ઉમરે ફાયદો થાય એવી ઇચ્છા હોય તો ત્હેમને તે વિષે માહીતી આપવી જોઇએ અને ત્હેનો બુદ્ધિપૂર્વક ઉપયોગ કેમ કરવો તે શીખવવામાં આવવું જોઇએ. આમ કરવાને ઘણોજ અસરકારક ઉપાય તો ' લાયબ્રેરી-પાઠો.' ( Library Lessons ) આપવાનો છે. લાયબ્રેરી-પાઠો શાળાના બાળકોને લાયબ્રેરીયન અગર તો શિક્ષક તરફથી શીખવવામાં આવે છે. જ્યારે લાયબ્રેરીનો વ્યવસ્થાપક આ પાઠો શીખવે છે ત્યારે તે લાયબ્રેરીનો ઉપયોગ કેમ કરવો, યાદીપત્ર કેમ જોવું, અમુક ગ્રંથો કેમ જોવા ઇત્યાદિ ઇત્યાદિ બાબતો સમજાવે છે, અને જ્યારે શિક્ષકો પાઠ આપે છે ત્યારે તે શાળામાં શિખવવામાં આવતા વિષયો શીખવે છે. આ માટે શિક્ષકો લાયબ્રેરીના સંખ્યાબંધ પુસ્તકો, ચિત્રો અને તે વિષયને લગતી સમજુતીઓ જોઇ જાય છે.

## બાળકો પ્રતિ ભાષણો.

બાળકો પ્રતિ લાયબ્રેરીના કર્તવ્યને લગતો બીજો ઉપયોગી અને લોકપ્રિય વિભાગ તે " **બાળકોને ભાષણો** " આપવાનો છે. ભાષણો મૅજીકલૅન્ટર્નની મદદ વડે દેખાડવામાં આવતાં ચિત્રો સાથે અપાય છે તે વડે બાળકોનું વાંચન બહોળું થાય છે. તેઓની લાગણી વિકાસ પામે છે, અને તેઓની કલ્પનાશક્તિ જાગૃત થાય છે. કેટલાંક ખાસ મોટી વયના જ્યારે કેટલાક ન્હાની વયના બાળકો માટે છે. ભાષણોના વિષયની છાપેલી યાદીઓ છુટથી મફત વહેંચવામાં આવે છે.

## વાર્તાલાપ અને રમત ગમતો.

લાયબ્રેરીની આ શાખાના કાર્ય ક્રમમાં અત્યુપયોગી બાબતો " વાર્તાનો કલાક " છે. અમુક ચોક્કસ દિવસોએ એ વિભાગનો લાયબ્રેરીયન છોકરાઓને દુનિયાના સાહિત્યમાંથી પસંદ કરેલી વાર્તાઓ વાંચી સંભળાવે છે. છોકરાઓ આ વાર્તા જે રસ, ધ્યાન, અને સુહૃદય વિસ્મય સાથે સાંભળે છે તે દેખાવ દેવોને પણ જોવા લાયક હોય છે. આ કલાક રાખવાનો હેતુ તે ભાષણોનો જે હેતુ છે તેજ છે; અને એ હેતુ કોઇ અમુક પુસ્તક વાંચવાની

કોઇને ફરજ પાડયા વિના પાર પડે છે. આ વાર્તાલાપ કલાકની ઉપયોગિતા વધારવાના સહાયક તરીકે હાલતાં ચાલતાં ચિત્રો દેખાડવાનું યંત્ર ( સીનેમેટોગ્રાફ ) રાખવાની ગોઠવણ કરવામાં આવી હોય છે. પ્રથમ વાર્તા કહી જવામાં આવે છે, અને પછી તેજ બનાવો હાલતાં ચાલતાં ચિત્રોથી આંખ આગળ ખડાં કરવામાં આવે છે.

થોડોક સમય થયાં ન્હાનાં બાળકોને પકડીને લાયબ્રેરીનો ઘણોજ સારો ઉપયોગ કરતા બનાવવાને યોજવામાં આવેલા અસંખ્ય લાભદાયક ઉપાયોમાં અંદર રેમંતભ્રમતનો વધારો કરવામાં આવ્યો છે. **જે દેશની પ્રજા પોતાના બાળકોની આટલી બધી સંભાળ લે છે તે દેશને પોતાના ભવિષ્ય—બેશક ઉજ્જવળ ભવિષ્ય—ને માટે લેશપણ ચિંતા રાખવાનું પ્રયોજન હોતું નથી.**

## પુસ્તકાલય અને શાળા.

જાહેર પુસ્તકાલયો શાળાઓ સાથે અતિ ગાઢો સંબંધ ધરાવે છે. શાળા ખાતાના સત્તાધીશો સમજે છે કે વિદ્યાર્થી શાળામાં અભ્યાસ કરતો હોય તે સમયમાં શાળાની ટેકસ્ટો સિવાય બીજાં પુસ્તકોની સહાય લેવાની અને વાપરવાની ટેવ પડે એ તેને પોતાને અને જીંદગીમાં હર હમેશ ચાલતા અવ્યવસ્થિત શિક્ષણ ક્રમને અતિ લાભદાયક છે, અને પરિણામે ઉભય સંસ્થાઓ ( શાળા અને પુસ્તકાલય ) પરસ્પર અંતઃકરણથી જોડાય છે.

નિઃશંક પ્રત્યેક શાળા સાથે એક પુસ્તકાલય જોડવામાં આવે છે, કિન્તુ આ પુસ્તકાલયો અને પુસ્તક સંગ્રહોમાં ખાસ કરીને વિદ્યાર્થીઓને પોતાના પાઠ તૈયાર કરવામાં વાપરવા જોઇતા ગ્રંથો રાખવામાં આવ્યા હોય છે. વધારાના ખાસ વાંચન માટે વિદ્યાર્થીઓને જાહેર પુસ્તકાલય પરજ આધાર રાખવો પડે છે.

જાહેર પુસ્તકાલય શાળાને જે જે રીતે સહાય કરે છે તે રીતો અસંખ્ય છે. આ લેખને માટે તો ઘણીજ ઉપયોગી એવી થોડીકની યાદી આપવી પુરતી છે. આ કાર્ય જેમને સોંપવામાં આવે છે તે લોક પોતપોતાની હદની દરેક શાળાની મુલાકાત વારંવાર લે છે અને શિક્ષકોને જાતે મળે છે. શિક્ષકોને પુસ્તકાલયની મુલાકાતે બોલાવવામાં આવે છે અને જોઇતી ખબર અને સહાય આપવાને તેઓ હમેશાં તત્પર રહે છે. પુસ્તકાલયનાં કર્તવ્યો અને તેથી પુરી પાડવામાં આવતી સરળતા શિક્ષકોને અને શાળાની સભાઓમાં સમજાવવામાં આવે છે. શિક્ષકોને કેટલાક ખાસ હકકો પણ બક્ષવામાં આવ્યા હોય છે. લાયબ્રેરીને હેમના ધંધામાં હેમને ઉપયોગી થઇ પડે અને હેમના શિષ્યોને વાંચન માટે કામમાં આવે એવાં કયાં પુસ્તકો લાયબ્રેરીએ ખરીદવાં જોઇએ એ સુચવવાને હેમને ( શિક્ષકોને ) ઉત્તેજન આપવામાં આવે છે. ફરતા પુસ્તકાલયોની શિક્ષકોને આપલે કરવામાં આવે છે અને શિક્ષકો તેમાંથી પુસ્તકો વર્ગમાં લઇ જાય છે અને છોકરાઓને તે વાંચવાની ભલામણ કરે છે. શાળાના અભ્યાસ ક્રમની સાથે સહાય માટે વાંચવાના પુસ્તકોની યાદી શિક્ષકોની અનુમતિથી તૈયાર કરવામાં આવે છે. નીચી પાયરીના શિક્ષકોને જો ઇચ્છા હોય તો પોતાના વિદ્યાર્થીઓને લાયબ્રેરીનાં સાધનો વડે કોઇ વિષય પર શિક્ષણ આપવા, સંગ્રહસ્થાન જોવા, અગર તો લાયબ્રેરીના ઉપયોગ

વિશે જરૂરી બાબતો શિખવવા લઇ જવાને વિનંવવામાં આવે છે. લાયબ્રેરી સંબંધી સઘળી ખબરો શાળામાં લાયબ્રેરીના પોતાના બોર્ડ ઉપર ચોઢવામાં આવે છે. જે વિદ્યાર્થીઓને અભ્યાસ કરવાની પોતાને ઘેર સવડ નહિ હોય તેને લાયબ્રેરીમાં ' **બાળ ગૃહ** ' માં ખાસ ગોઠવણ કરી આપવામાં આવે છે એટલુંજ નહિ પણ જોઇતાં પુસ્તકોની સવડ કરી દેવાય છે.

### કબાટો આગળથી છૂટથી થતી આવજા.

આધુનિક પુસ્તકાલયોની નોંધવા યોગ્ય વિશેષતા તો એ છે કે વાંચકો છુટથી કબાટો આગળ જઇ શકે છે. પુસ્તકોની જેમ વધુ ઓછી છૂટ તેમ પુસ્તકો વાંચવાના ઓછા લાભ. જે પુસ્તકો બંધ કબાટોમાં રાખવામાં આવે છે તે સઘળાં ખરાબ અથવા નિરૂપયોગી લેખાય છે. જે પુસ્તકાલય વાંચકોને પુસ્તકો છુટથી લેવાની, તપાસવાની અને તે દ્વારા તે વાપરવાની છુટ આપતું નથી તે ગ્રંથાલય જાહેર મદદ ઉપર સહેજ પણ દાવો કરી શકતું નથી. જાહેર પ્રજાની પુસ્તકો વાંચવાની આકાંક્ષા અતિ તીવ્ર છે, અને પુસ્તકાલય તે સંપૂર્ણ રીતે સંતોષવાને હમેશાં આતુર હોય છે.

**ઉઘાડાં કબાટો રાખવાની પ્રથા**—કે જ્યાં વાંચકોને વાંચવાના ઇરાદાથી અમુક પુસ્તક તપાસવા દેવામાં આવે છે એટલુંજ નહિ પણ ત્યાંજ વાંચવા દેવામાં આવે છે—કેટલાક શહેરોની લાયબ્રેરીઓ સીવાય બધેજ ચાલુ છે; અને તેમાં પણ કેટલીક સમય હજારો પુસ્તકોવાળો ઉઘાડા કબાટોનો ઓરડો રાખવામાં આવે છે.

ઉઘાડા કબાટોની ઉપયોગિતા મોટાં પુસ્તકાલયોમાં વાચકોને સહાય માટે ' આસીસ્ટન્ટો ' રાખીને વધારવામાં આવે છે કે જે ગ્રંથો ગોઠવે છે અને વાચકોને પુસ્તકની પસંદગી કરવામાં મદદ કરે છે.

ઉઘાડાં કબાટો રાખવાની પ્રથામાં કેટલીક ગંભીર ખામીઓ લાગે છે. એ પ્રથાથી ચોરી અને ગ્રંથો શાડી તોડી નાખવાની તકોમાં વધારો થાય છે, અને વાંચકો પાછા યોગ્ય સ્થાને ગ્રંથો ગોઠવવાની દરકાર લેતા નહિ હોવાથી પુસ્તકો પાછાં અવ્યવસ્થિત થઇ જવાનો ભય રહે છે. પણ પુસ્તકાલયો વાંચકોનો અમુલ્ય હકક છીનવી લેવાને બદલે આ ખોટ ખમવી વધારે પસંદ કરે છે. કબાટો વારંવાર ગોઠવવાનો પણ બંદોબસ્ત કરવામાં આવે છે. નિઃશંક લાયબ્રેરીઓ આવા પ્રકારના દુરૂપયોગ સામે યોગ્ય પગલાં લે છે; પણ તે ઉપાયો એવા નથી હોતા કે જે વાંચકોની સગવડતાને લેશ પણ હરકત કરે.

આ પ્રથાથી લાયબ્રેરી યુવકોને પોતે અમુક જીવન માર્ગને માટે લાયક છે કે કેમ અને હોય તો કેટલી અવધિમાં ( ? ) એ નક્કી કરવાનું સાધન પુરૂં પાડે છે. ' ઉઘાડું પુસ્તકાલય ' વાંચકોને બ્રહ્મજ્ઞાન પરથી રમત પર, ઇતિહાસ પરથી એન્જીનીયરીંગ પર અને ઔષધ શાસ્ત્ર પરથી કાયદા પર ભટકવાને પ્રેરે છે. કેટલીક વખત એકજ દિવસમાં આમ એક વિષય પરથી બીજા પર જતાં વાચકને માલમ પડે છે કે હેની અભિરૂચિ અન્ય દિશાઓથી ભિન્ન એવી એક ચોકસ દિશા તરફ વળેલી છે. શાળામાં અભ્યાસ કરતા હોય તે દરમ્યાન અને ત્યાર પહેલાં આવા પ્રકારનાં ગ્રંથાલયનો ચાલુ ઉપયોગ ભિન્ન ભિન્ન દિશામાં સફળતા પ્રાપ્ત કરવામાં મદદ રૂપ થઈ પડે છે, અને વિદ્યાર્થીઓને યોગ્ય સલાહની મદદ વડે બેશક શિક્ષકો અને માતપિતાની શાળામાં

મળતું નામ માત્ર લાયબ્રેરીના ઉપયોગ વિના જેટલું વધારી શકાય તેના કરતાં અતિ વધારે પ્રમાણમાં તેના ઉપયોગથી વધારી શકાય છે, અને તેનું લક્ષ સાધન નિમિત્ત કરી શકાય છે.

"રેફરન્સ ખાતું"

લાયબ્રેરીના શિક્ષણ કાર્યનું એક ઉપયોગી અંગ વાચકોને હરઘડીએ તપાસવા પડતાં પુસ્તકોનું સાધન પુરૂં પાડીને કરી આપવામાં આવતી સગવડ છે. એ સ્થળે જે કામ કરે છે તેને ' રેફરન્સ લાયબ્રેરીયન ' કહે છે. એની ફરજ સઘળા પ્રશ્નોનો જવાબ આપવો, વાંચકોને જોઇતી ખબર મેળવી આપવામાં અને કેટલાક પ્રમાણમાં તે સમયના ચાલુ ચર્ચિત પ્રશ્નો અને સાધારણ જનસમાજને ઉપયોગી વિષયોની યાદી કરીને વાંચકોને સહાય કરવી વગેરે છે. તે લાયબ્રેરીયન પુસ્તકોની માહિતી બરાબર રાખે છે. ઉત્સુક અભ્યાસીઓના દુર્ઘટ પ્રશ્નોને આવકાર આપે છે, અને લાયબ્રેરીના ખુણે ખાંચેથી સર્વોત્તમ પ્રમાણ તેમના આગળ મુકે છે અને આનંદ પૂર્વક મદદગાર થવા તત્પર રહે છે.

લાયબ્રેરી ઉપરાંત કેટલીક સંસ્થાઓ પણ છે કે જ્યાં જોઇતી સર્વ માહિતી મળી શકે છે. આ સંસ્થાઓની ' લાયબ્રેરીયન' ને ખબર હોય છે, અને જ્યારે પણ પોતાની લાયબ્રેરીમાં સાધન ખૂટી પડે છે ત્યારે વાંચકોને તેવી સંસ્થાઓ વિષે માહિતી આપે છે. વિશાળ નગરોમાં તો એવી કેટલીક ધીગ ધીગની પેઢીઓ છે કે જે ' જુદા ' લઇને ચોપાનીઆ અને માસિકોમાંથી કાપી લીધેલા જુદા જુદા વિષયો પરના લેખો ભાડે આપે છે, જ્યારે લાયબ્રેરીનો સંગ્રહ વાચકને જોઇતું સાધન પુરૂં પાડવાને પુરતો નહિ હોય ત્યારે ' રેફરન્સ લાયબ્રેરીયન ' ની સલાહથી લાઇબ્રેરી પોતાને ખર્ચે આવા ' કાપલાઓ ' ભાડે લે છે કે જે દ્વારા વાંચકની જરૂર પુરી પડે.

ટેલીફોન દ્વારા તપાસ કરવાનું ખાતું.

કેટલાક પુસ્તકાલયોએ પોતાની મહત્તા વંધારવાને જે લોકોને લાયબ્રેરીમાં આવવાનો વખત નહિ મળતો હોય અગર જે કોઇને ત્યાં જાતે આવવાની ઇચ્છા નહિ હોય, તે લોકોની સગવડને માટે **' ટેલીફોનથી તપાસ કરવાનું ખાતું '** ખોલ્યું છે. તે તારના દોરડા પર થતી તપાસ ભિન્ન ભિન્ન પ્રકારની હોય છે, જેવી કે લશ્કરી અગર વહાણની નોકરીમાં જબરદસ્તીથી નામ નોંધવા વિષે, ઉદ્યોગમાં એક સંપી થવા વિષે, વરાળના બૉયલરો વિષે, વીજળીના પંખાઓ વિષે, વૃદ્ધાવસ્થાના પેન્શન વિષે, શીવણ વિષે અને બીજી અનેક વિશેષ મોટા મુશ્કેલ બાબતો વિષે. ઘણીખરી તપાસનો જવાબ તરતજ આપવામાં આવે છે. આ પ્રમાણે વાંચકો પણ અમુક પુસ્તક લાયબ્રેરીમાં મળી શકશે કે કેમ તેની તપાસ કરી શકે છે, અને જો કોઇ વાંચવા લઇ ગયું હોય તો પાછું આવે ત્યારે રાખી મુકવાને ફરમાવી શકે છે. એ ખાસ ધ્યાન રાખવા જેવું છે કે આવી તપાસોમાંની ઘણી થોડીજ નકામી અને નિરૂપયોગી હોય છે.

પેટન્ટ રૂમ.

એવી કોઇ પણ મ્હોટી લાયબ્રેરી નથી કે જ્યાં ' પેટન્ટ રૂમ ' નહિ હોય. સઘળા દેશોની અમુક હકીકતનો સંગ્રહ, દરેક રાજ્યના કાયદા પ્રમાણે મંજુર થયેલા ગ્રંથો અને

માસિકો વગેરેની શાખાઓ અહીં એકઠી કરવામાં આવે છે અને અનુક્રમે જાતવાર ગોઠવવામાં આવે છે. ગોઠવણ દેશ, વિષયો, અને સમય પ્રમાણે ક્રમશઃ હોય છે. આ સંગ્રહ અમુક 'પેટન્ટ'ની કાયદેસર મુદત પુરી થઇ છે કે નહિ, અગર તો પોતે શોધેલી કોઇ રીત અથવા બનાવેલાં માલ પેટન્ટ કરાવાય એવો છે કે નહિ, એની તપાસ કરનારાઓ માટે, અને કેટલાક નવીન વિચારો આવ્યા હોય ત્હેને-એ વિચાર કેળવવાને મદદની જરૂર હોય એવાને માટે છે. આ રૂમોનો જે ભાગમાં તે આવ્યા હોય તે ભાગનાજ લોકો માત્ર ત્હેને ઉપયોગ નથી કરતા, પણ દેશના દૂરના ભાગમાંથી પણ લોકો આવે છે. એકજ વરસમાં વધારેમાં વધારે પેટન્ટ અમેરિકામાં અપાયાં છે.

મનુષ્યની એક ઘણી મ્હોટી સંખ્યાની શોધક શક્તિ વિકાસવાને 'પેટન્ટ રૂમોમાં' લેવામાં આવતી કાળજીનો વિચાર કરતાં 'પેટન્ટ' મેળવનારામાં ઘણાખરા જાહેર પુસ્તકાલયને વિશેષાંશે આભારી છે એમ કહેવું એ સહેજ પણ અતિશયોક્તિ નથી.

### અધ્યયન ગૃહમાં.

જે મનુષ્યને ઇતિહાસમાં રસાયન શાસ્ત્ર, અગર તો એવા કોઇ વિષયના અમુક બનાવનો અભ્યાસ કરવો હોય તો ત્હેને પુસ્તકો મ્હોટી સંખ્યામાં અને લાંબા સમયને માટે જોઇએ છે. આ હેતુ પાર પડે એટલા માટે સારી સગવડ વાળા 'અધ્યયન ગૃહો' જુદા પાડવામાં આવ્યા છે. શોધક બુદ્ધિવાળા મનુષ્યોને આવો એક રૂમ આપવામાં આવે છે અને કેટલાક દીવસો સુધી લાગ લાગટ સંખ્યાબંધ પુસ્તકો ત્હેમની પાસે રાખવા દેવામાં આવે છે. આ સ્થળે કરવામાં આવેલી શોધખોળનું પ્રમાણ વિશેષ છે અને જનસમાજને થયેલા લાભનું મૂલ્ય આંકવાનું કાર્ય અશક્ય છે.

### શિલ્પ વિદ્યા ખાતું.

પોતાના વાંચકોના દૈનિક વ્યવહાર અને ધંધાને લગતા વાંચનની આવશ્યકતા લાયબ્રેરીને પ્રત્યક્ષ થઇ છે. તેટલા માટે તે જનસમાજના ઔદ્યોગિક જીવનનો અભ્યાસ કરે છે. અને શહેરના પ્રત્યેક ધંધા અને વ્યવહારને મદદ થઇ પડે એવાં પુસ્તકો પુરાં પાડવા યત્ન કરે છે. તે સઘળી જરૂરીયાતો પુરી પાડવાને ઉત્સુક છે એટલુંજ નહિ પણ પોતાના સાધનોના પ્રમાણમાં બને ત્યાં સુધી જુદાં જુદાં ખાતાંઓમાં નવા નવા ઉદ્યોગ દાખલ કરવાની શક્યતાંનો વિચાર કરે છે. શિલ્પશાસ્ત્રીય અને ઔદ્યોગિક સાહિત્યનો સંગ્રહ એક બાહોશ વિદ્વાનનાં હાથમાં સોંપવામાં આવે છે. ત્હેની ફરજ જે મનુષ્યોને જેવાં પુસ્તકોની જરૂર હોય તેવાં પુસ્તકો ત્હેમની ધ્યાનપર લાવવાની છે. કોઇ ખાસ ખબર મેળવવા અગર તો કોઇ શંકાનો નિર્ણય કરવા જે કોઇ મજુર, કારિગર, યા વ્યાપારી ત્યાં જાય છે. ત્હેને તે અત્યુપયોગી શિખામણ આપે છે. વાંચકોને ટપાલ દ્વારા તે ઉપયોગી ગ્રંથોના નામો મોકલી આપે છે, અને એ હેતુથી ઉઘાડવામાં આવેલી ઔદ્યોગિક શાખાઓ પર પણ નામની યાદીઓ મોકલે છે. લાયબ્રેરી માત્ર ઇતિહાસ, રસાયન શાસ્ત્ર, સાહિત્ય, અગર હુન્નર માત્ર પરજ ખબર પુરી પાડે છે, એવી ભૂલ ભરેલી માન્યતા હઠાવી કાઢવા કોઇપણ પ્રયત્ન બાકી રાખવામાં આવતા નથી.

(અપૂર્ણ).

બીજો કોઇ અવયવ કાપવો, અથવા તેને ચાબૂકથી શિક્ષા કરવી, કે તેનું મુંડન કરાવવું, કે ડામ દેવો: પણ જીવથી મારી નાંખવો નહિ.[1]

દૂતે પણ પોતાને કહેવામાં આવ્યું હોય તેમાં મીઠું મરચું ઉમેરવું નહીં; તે જો તેમ કરતો જણાય તો વધ કરવાને લાયક થાય.[2] દૂત ઉદ્ધત, આળસુ, મીઠાં વચનનો, અને નરમ અંતઃકરણનો ન હોવો જોઇએ; તેમજ બીજાંની જાળનો ભોગ થઇ પડે તેવો પણ ન હોવો જોઇએ; તે રોગી ન હોવો જોઇએ; તે ઉત્તમ વક્તા હોવો જોઇએ.[3] ઉદ્યોગ પર્વના ૧૫૦ મા અધ્યાયમાં ભગવાન્ કૃષ્ણ કહે છે કે " પ્રથમ ( સામ ) સમજાવીને કહ્યું; પછી દુર્યોધનના દુષ્ટપણાનું વર્ણન કરી તેના કેટલાક મિત્રોને ફોડવાનો( ભેદ ) પ્રયત્ન કર્યો; બાદ કેવળ પાંચ ગામ આપવાથી પાંડવો સંતુષ્ટ થશે અને બાકીનું સર્વ રાજ્ય તું લે, એવી રીતે કહી દુર્યોધન સાથે સંધિ કરવાની ખટપટ કરી; પણ દુર્યોધન તેયે કબૂલ કરતો નથી; તેથી હવે છેવટનો ઉપાય જે યુદ્ધ ( દંડ ) તેનો ઉપયોગ કરી જોવો જોઇએ. "

ઉદ્યોગ પર્વના ૧૫૧ અને ૧૫૨ મા અધ્યાયમાં લડાઇની તૈયારી કેમ કરવી તેનું વર્ણન છે. રામાયણ અને મહાભારતના સમયમાં બંદુકો અને તોપોના ઉપયોગ સંબંધી માહિતી હતી કે નહીં, એ પ્રશ્નનો સમાધાનકારક ઉત્તર આપી શકાય તેમ નથી. ' તે મુસળને છેડે અશોકપુષ્પની માલા પ્રમાણે દેખાતો અગ્નિ ઉત્પન્ન થયો ' એવું એક ઠેકાણે લખેલું છે.[4] આ પરથી તે મુસલ નામનું શસ્ત્ર બંદુકના આકાર જેવું હોતું એમ કહી શકાય. સુન્દરકાણ્ડ, સર્ગ ૪-૧૮, માં મુસલ શબ્દ શતઘ્ની શબ્દની સાથે યોજાયેલો છે. આ શતઘ્ની શબ્દ બેઉ ગ્રન્થોમાં અનેક વખતે આવેલો છે. રાક્ષસ સૈન્યે બારણાં આગળ ઘસીને ચકચકીત કરેલી, ભયંકર દેખાતી, લોખંડ જેવી (' कालाय समयाः ' એવો પણ પાઠ છે, જેનો અર્થ લોખંડની બનાવેલી થાયછે.) અને તીક્ષ્ણ (કિંવા બારીક) એવી સેંકડો શતઘ્ની (સેંકડોને મારનારી) રચી રાખી હતી.[5] આ વર્ણન નાની તોપોને લાગુ પડે તેવું છે, અને શતઘ્ની, એ નામ તોપ જેવાં શસ્ત્રનેજ યોગ્ય છે. પણ આ ઠેકાણે ટીકાકારે કહેલું છે કે શતઘ્ની એટલે ચાર હાથ લાંબો લોહકંટકયુક્ત એક મુદ્ગર; અને આધાર સારૂ તેણે વૈજયન્તીમાંથી એક ઉતારો લીધેલો છે: ' शतघ्नी च चतुर्हस्ता लोहकंटकिनी गदा. ' કેટલાક એમ કહે છે કે શતઘ્ની એટલે એક પ્રકારની ગદાજ. ' શતઘ્ની અને ભાલા એ જેના વાળ (કે વાળનો ગુચ્છો) છે અને ઉંચાં મકાનો એ જેના કાનનાં એરીંગ છે એવી લંકા ' એવું એક ઠેકાણે કહેલું છે.[6] આપરથી શતઘ્ની એ શસ્ત્ર ભાલાં માફક લાંબું હોઇ વાળના રંગનું-કાળું-એટલે લોખંડનું હોવું જોઇએ. ' શતઘ્ની, ભુશુંડી (?) અને ચકચકીત અને ઉત્તમ રીતે સજાવેલાં ખડ્ગોથી, ' એવું એક ઠેકાણે વર્ણન છે.[7] ' ભીણ અને મુદ્ગર સાથે અને શતઘ્નીયુક્ત ' એવું એક ઠેકાણે કહેલું છે. " ચક્રયુક્ત, ગોળ, પથ્થર

१. न दूतवध्यां प्रवदन्ति सन्तो दूतस्य दृष्टा बहवो हि दण्डाः ॥ वैरूप्यमंगेषु कशाभिघातो मौण्ड्यं तथा लक्षणसंनिपातः । एतानि दूते प्रवदन्ति राजन्वधस्तु दूतस्य न नः श्रुतोऽस्ति ॥ सुन्दर० ५२, १४-१५.

२. यथोक्तं दूत आचष्टे वध्यः स्यादन्यथा ब्रुवन् । उद्योग० ७२-७.

३. अस्तब्धमक्लीबमदीर्घसूत्रं सानुक्रोशं श्लक्ष्णमहार्यमन्यैः । अरोगजातीयमुदारवाक्यं दूतं वदन्त्यष्टगुणोपपन्नम् ॥ उद्योग० ३७. २७.

४. तस्याग्रे मुसलस्याग्निरशोकापीडसंनिभः । उत्तरकाण्ड, ३२. ४४.

५. द्वारेषु संस्कृता भीमाः कालायससमाः शिताः । शतशो रचिता वीरैः शतघ्न्यो रक्षसां गणैः ॥ युद्ध० ३.१३.

६. शतघ्नीशूलकेशान्तामट्टालकावतंसकाम् । सुंदर० ३.५१.

७. शतघ्नीभिर्भुशुण्डीभिः खड्गैश्चित्रैः स्वलंकृतैः ॥ वन० १६९. १८.

5

યુક્ત (કિંવા ગોળ અને શિલાયુક્ત-એવોએ અર્થ થઇ શકે), અને મોટો શબ્દ કરનારી, એવી શતઘ્ની લંકામાં બાહુવેગથી તેમણે ફેંકી.[1] આ વર્ણનમાં કેટલીક બાબતો ધ્યાનમાં રાખવા જેવી છે. શતઘ્ની ચાકપર રાખતા અને તે દ્વારા પથ્થર, અને અગ્નિથી પાતળુ થતું મીણ ફેંકતા; પરંતુ બાહુના વેગથી ફેંકતા એવુ વર્ણન હોવાથી શતઘ્ની એટલે તોપ નહી, એવું જણાય છે; કારણકે તોપ કોઇ હાથથી ફેંકતું નથી. આથી શતઘ્ની એટલે હાલમાં દિવાળીમાં જેમ "બાણ" (Rockets) ફેંકવામાં આવે છે તેવું કોઇક શસ્ત્ર હશે એવું જણાય છે. શિવાય એ પણ કબૂલ કરવું જોઇએ કે 'બંદુકનો દારૂ'ના અર્થનો એક પણ શબ્દ એક ગ્રન્થોમાંથી કોઇ પણ ઠેકાણે મળતો નથી. કેટલાંક યંત્રોનો ઉલ્લેખ વારંવાર આવે છે. તે યંત્રો કેવાં હશે તે કહી શકાતું નથી. 'કુંભકર્ણ યન્ત્ર જેવો દેખાયો,' એવું એક ઠેકાણે વર્ણન છે તેથી જણાય છે કે લેખકનો હેતુ યન્ત્રો મોટાં હોતાં એવું બતાવવાનો છે. 'યંત્રોથી ફેંકેલા પથ્થર પ્રમાણે' એવું પણ એક ઠેકાણે કહેલું છે.[2] 'પર્વતોને ઉખાડી યંત્રો પર નાંખી લઇ જાય છે' એવું બીજે એક ઠેકાણે છે.[3] આ ઉતારા પરથી એવું દેખાય છે કે પથ્થર ફેંકવા સારૂ કિંવા મોટા મોટા પથ્થર ઉંચકી લઇ જવા સારૂ કેટલાંક યંત્રો જરૂર વપરાતાં. ધનુષ્યબાણ સર્વેમાં પ્રમુખ શસ્ત્ર હતું. બાણના કેટલાક પ્રકારનાં નામો આ મુજબ છેઃ—નાલીક, નારાચ (લોહમય બાણ), વિકર્ણ, ક્ષુરપ્ર (ઘોડાની નાળ જેવી જેની અણી હોય એવું બાણ), અર્ધચન્દ્ર, ઈત્યાદિ છેડે વિષ ચોપડેલાં બાણ પણ વાપરતા. ધનુષ્ય પર સોનાનાં ટપકાં હોતાં અને હાથી વિગેરેનાં ચિત્રો પણ તેના પર હોતાં. અર્જુનના ધનુષ્યનું વર્ણન આ મુજબ છેઃ—'જેના પર સોનાનાં સો ટપકાં કરેલાં છે, સોનાનાં પત્રાંથી હાથી કાઢેલા છે—અને જેની પીઠ પર શુદ્ધ સોનાથી ઈન્દ્રગોપ નામના કીડા કાઢેલા છે.'[4] ગદાનો ઉલ્લેખ પુષ્કળ વખત આવે છે.

'અષ્ટકોણી, લોખંડની બનાવટની અને સોનાથી મઢેલી ભયંકર ગદા' એવું એક ઠેકાણે વર્ણન છે.[5] તરવાર કિંવા ખડ્ગ, પરશુ કિંવા પરશ્વધ (કુહાડી), પરિઘ (એક હાથ લંબાઇનો લોખંડનો સોટો), તોમર (વલોવણીનાં માથાં જેવું એક લોખંડી શસ્ત્ર), પ્રાસ (ભાલો), પટ્ટિશ (પટ્ટો), ચક્ર, ત્રિશૂલ, મુદ્ગર (મુગ્દલ), પાશ, ભિન્દિપાલ (ગોફણ), અશનિ કિંવા વજ્ર, ઈત્યાદિ આયુધોનાં નામ છે.

શરીરનું રક્ષણ લોહમય કવચથી કરતા, કદીક તે પર રત્નો પણ જડાવતા.[6] ધનુષ્યની દોરીના આઘાતથી બાહુનું રક્ષણ કરવા સારૂ ચામડાનો જે પટ્ટો વાપરતા તેને 'ગોધા' કહેતા. આંગળાંનું રક્ષણ કરવા સારૂ પણ ચામડું વાપરતા. 'बद्धगोधांगुलित्राण' એ શબ્દ અનેક ઠેકાણે આવે છે![7]

જૃંભકાસ્ત્ર, પાશુપતાસ્ત્ર, આગ્નેયાસ્ત્ર, વારુણાસ્ત્ર, ઈત્યાદિ જે અસ્ત્રોનાં નામો આવેલાં છે તે પરથી તે કેવાં હોતાં તેનો કંઇ પણ બોધ થતો નથી.

---

१. अन्विताश्च शतघ्नीभिः समधूच्छिष्टमुद्गराः ॥ परिगृह्य शतघ्नीश्च सचक्राः सगुडोपलाः ॥ विक्षिपुर्भुजवेगेन लंकामध्ये महास्वनाः ॥ वन० २८४. ३१.

२. यन्त्रोत्क्षिप्ता इवोपलाः । सुंदर० ६४. २४.

३. पर्वतांश्च समुत्पाट्य यन्त्रैः परिवहन्ति च । युद्ध. २२. ५६.

४ बिंदवो जातरूपस्य शतं यस्मिन्निपातिताः । १...वारणा यत्र सौवर्णाः पृष्ठे भासन्ति दंशिताः । २...तपनीयस्य शुद्धस्य पृष्ठे यस्येन्द्रगोपकाः । विराट० ४२. ३.

५. अष्टाश्रिमायसीं घोरां गदां कांचनभूषणाम् ॥ उद्योग० ५१. ८.

६. आदि० ३०. ४६.

७. बालकाण्ड. २२.९.

ગાડાં, બક્તર, વેશ્યાજન, વાહન, પુષ્કળ પૈસો, યન્ત્રો, આયુધો, વૈદ્ય, વિગેરે સામગ્રી, સૈન્ય સાથે લઈ જવી પડતી.[૧] ધનુષ્યની દોરીઓ, ધનુષ્યો, કવચો, શસ્ત્રો, મધ, ઘી, રાળનાં પડીકાં—એના પર્વત જેવા ઢગના ઢગ પાંડવકૌરવ સૈન્ય સાથે હતા, એવું વર્ણન આવે છે.[૨] તેલ, મીણ, અને રેતી, વિગેરે તપાવી શત્રુપર ફેંકવા સારૂ સૈન્યને સાથે લેવાં પડતાં.[૩] રેતી ફેંકવાના કામમાં સુપડાંનો ઉપયોગ કરતા. હાથી પર લોખંડી કાંટાવાળું કવચ નાંખતા.[૪]

**સૈન્યની છાવણી.** જ્યાં વેરણ અને સર્પણ વિપુલ મળે, એવી સપાટ ભૂમિપર સૈન્યે છાવણી નાંખવી. સ્મશાનો, દેવળો, આશ્રમો, ઇત્યાદિ પવિત્ર સ્થળો વર્જ્ય કરવાં; તેમજ ક્ષારયુક્ત જમીન પર છાવણી નાંખવી નહીં.[૫] પહેલાં જગ્યા ભરી અને તપાસી પછી છાવણી નાંખતા. તે છાવણીની આસપાસ ખાઇ ખોદી તેમાં કોઈ પણ નદીનું પાણી લાવતા, અને તે ખાઇનાં રક્ષણ સારૂ સૈન્ય રાખતા.[૬] છાવણીમાં કુશળ અને ભરપૂર પગાર મેળવતા શિલ્પજ્ઞ, અને સર્વોપકરણોથી યુક્ત એવા વૈદ્યો હોતા.

**કિલ્લા.** વનપર્વના ૧૫ મા અધ્યાયમાં અને યુદ્ધકાંડના ત્રીજા સર્ગમાં કિલ્લા સંબંધી માહિતી આપેલી છે. કિલ્લામાં દ્રવ્ય, અન્ન, પાણી, શસ્ત્રો, યન્ત્રો, બાણાવલીઓ અને શિલ્પીઓની વિપુલતા હોતી. તટની ભીંતની અંદરની બાજુ ઘરો અને યુધ્ધકલાનો અભ્યાસ કરવા સારૂ મોકળું મેદાન હોતું. ભીંતની આસપાસ ખાઇ ખોદતા અને તેમાં વિપુલ પાણી અને જળચર પ્રાણી છોડતા. કિલ્લાનો દરવાજો બહુ મોટો અને મજબુત હોતો. કિલ્લાને ઘેરો ઘલાતાં મધપાન કોઈએ પણ કરવું નહીં, એવો નિયમ હતો. તે વખતે નટ, નર્તક, અને ગાયકોને હાંકી કાઢવામાં આવતા. ખાઇ પરનો પૂલ તોડી નાંખતા; ખાઇનાં પાણીમાં હોડીઓ ચાલવા દેતા નહીં; અને પાણીમા જ્યાં ત્યાં લોખંડના તીક્ષ્ણ દાંડા ઠોકી દેતા; કોઈને પણ પરવાનગી શિવાય બહાર જવા મળતું નહીં કિંવા અંદર આવવા મળતું નહિ.[૭]

ક્રૌંચવ્યૂહ, ગારૂડવ્યૂહ, અર્ધચંદ્રવ્યૂહ, મકરવ્યૂહ, ઇત્યાદિ સૈન્યની રચનાના પ્રકાર હતા. યુધ્ધનો પ્રારંભ સવારે થતો અને રાત્રી થતાં તે બંધ થતું, કારણકે રાત્રે હલ્લો કરવાનો નિષેધ કરેલો છે. પ્રત્યેક પોતાની બરાબરીનો જે હોય તેની સાથે લડવું, એવો નિયમ હતો. ઉદાહરણાર્થ, અશ્વારૂઢ મનુષ્યે પાયદળ સાથે લડવું નહીં; એકલા માણસ સાથે અનેક એકસાથેજ લડવું નહીં. ગદા-યુધ્ધમાં કંબરથી નીચેના ભાગમાં

---

१. शकटापणवेशाश्च यानयुग्यं च सर्वशः । कोशं यन्त्रायुधं चैव ये च वैद्याश्चिकित्सकाः ॥ उद्योग० १५१. ५८.

२. ज्याधनुर्वर्मशस्त्राणां तथैव मधुसर्पिषः । ससर्जरसपांसूनां राशयः पर्वतोपमाः ॥ उद्योग० १५२. १३.

३. उद्योग० १५५. ५.

४. गजाः कंटकसंनाहा लोहवर्मोत्तरच्छदाः । उद्योग० १५२. १६.

५. उद्योग० १५२. १-२.

६. आसाद्य सरितं पुण्यां कुरुक्षेत्रे हिरण्वतीम् । खानयामास परिखां केशवस्तत्र भारत ॥ गुप्त्यर्थमपि चादिश्य बलं तत्र न्यवेशयत् ॥ उद्योग० १५२. ८.

७. आनर्ताश्च तथा सर्वे नटा नर्तकगायनाः । बहिर्निर्वासिताः क्षिप्रं रक्षाद्भिर्वित्तसंचयम् ॥ संक्रमा भेदिताः सर्वे नावश्च प्रतिषेधिताः । परिखाश्चापि कौरव्य कालैः सुनिचिताः कृताः । न चामुद्रोऽभिनिर्याति न चामुद्रः प्रवेश्यते । वन० १५. १४. इत्यादि.

ઉલ્લેખ અનેક વખતે આવે છે ( અનુ૦ ૮૫–૯૦ ). ક્રમપાક બાભ્રવ્ય ગોત્રમાંના પાંચાલે પ્રથમ રચ્યો. ( શાંતિ૦ ૩૪૩, ૧૦૨ ).

શિક્ષા, કલ્પ, વ્યાકરણ, નિરૂક્ત, છંદઃ શાસ્ત્ર, અને જ્યોતિષશાસ્ત્ર, એ વેદનાં છ અંગો છે. વેદાંગોનો અને તેમની સંખ્યાનો ઉલ્લેખ અનેક ઠેકાણે આવેલો છે.[૧] પાણિનીનું વ્યાકરણ, તે પર કાત્યાયનનાં વાર્તિક, વ્યાડિનો ' સંગ્રહ ' નામનો ગ્રંથ, અને પતંજલીનું મહાભાષ્ય, એ સર્વેનો ઉલ્લેખ ઉત્તર કાણ્ડમાં છે.[૨] નિરૂક્તનું નામ અનુશાસનપર્વમાં ( ૮૫. ૯૧ ) આવે છે.

ચાર વેદના જે ચાર ઉપવેદ—આયુર્વેદ, ધનુર્વેદ, ગાંધર્વવેદ, અને સ્થાપત્ય ( Engineering or Mechanics ) નો વારંવાર ઉલ્લેખ આવે છે. પહેલા બેનો ઉલ્લેખ અનુક્રમે બાલકાંડ ૪૫-૩૧ અને ૫૫–૧૬ માં કરેલો છે. આયુર્વેદનાં આઠ અંગો હતાં.[૩] હસ્તિસૂત્ર, અશ્વસૂત્ર, રથસૂત્ર, ધનુર્વેદસૂત્ર. યન્ત્રસૂત્ર, ઇત્યાદિ સૂત્ર ગ્રંથોનો પણ ઉલ્લેખ એક ઠેકાણે કરેલો છે.[૪]

ષડ્દર્શનોનું વિવેચન પૂર્વે થયેલું જ છે. રામાયણનું નામ વનપર્વમાં આવે છે.[૫] પુરાણોનો ઉલ્લેખ ઘણુંખરૂં એક વચનમાં આવે છે.[૬] વાયુ પુરાણનો ઉલ્લેખ એક ઠેકાણે આવેલો છે.[૭] નાટકો, કથાઓ, આખ્યાયિકાઓ, કારિકાઓ, અને ભાષ્યોનો ઉલ્લેખ સભાપર્વ, ૧૧૩ ૫–૩૬, માં આવે છે.

પંચતંત્રની કથાઓએ આખા જગત્માં પ્રવાસ કરેલો હોવાથી ભરતખંડનું નામ દરેક ઠેકાણે પ્રસરેલું છે. આવા પ્રકારની કથાઓ મહાભારતમાં પણ છે. વ્યાઘ્ર, મૂષક, લોંકડી, મુંગુસ, અને કોલ્લું એમની મૈત્રીની કથાનો આદિપર્વમાં ( ૧૪૨–૨૬ ) ઉલ્લેખ કરેલો છે. સંપથી રહેવાથી જાળમાં સપડાએલાં પક્ષી જાળ સાથે કેવી રીતે ઉડી ગયાં અને રસ્તામાં લઢી પડવાથી કેવી રીતે પતન પામ્યાં, એ વાત વિદુરે કહેલી છે.[૮] ઉદ્યોગપર્વના ૧૬૦ મા અધ્યાયમાં એક ઢોંગી બીલાડીની હકીકત આપેલી છે।

ચોસઠ કિલ્લાઓ પર ગર્ગે કાંઇ પણ ગ્રંથ લખ્યો હશે, એમ લાગે છે.[૯] આપસ્તંબ, શંખ, લિખિત, ઇત્યાદિ ધર્મશાસ્ત્રકારોનાં નામ અનુશાસનપર્વ ( અધ્યાય ૬૬ ) મા આપેલાં છે. કાવ્ય અત્યંત ઉચ્ચ દશાને પામ્યું હતું. રામાયણ અને મહાભારત એ બેઉ ગ્રંથ ઉત્કૃષ્ટ કાવ્યના નમૂના છે। રામાયણમાં રાત્રીનું વર્ણન ( બાલકાંડ ૩૪ ), અરણ્યમાંનાં સંકટોનું વર્ણન ( અયોધ્યા ૨૮ ), વર્ષા અને શરદ ઋતુઓનું વર્ણન (કિષ્કિન્ધા. ૨૮–૩૦) એ બધાં વાંચનીય છે. મહાભારતમાં સમુદ્રનું જે વર્ણન કરેલું છે, તેવું જ રામાયણમાં પણ કરેલું છે.[૧૦] જો કે બેઉ ગ્રંથોમાં ઉપમાઓની અને રૂપકોની રેલછેલ છે, પરંતુ

१. बालकाण्ड, ५. २३; शांति० २०१. ८.

२. सत्रवृत्त्यर्थपदं महार्थं ससंग्रहं सिध्यति वै कपीन्द्रः । न ह्यस्य कश्चित्सदृशोऽस्ति शास्त्रे वैशारदे छन्दगतौ तथैव ॥ उत्तर० ३६. ४५.

३. आयुर्वेदस्तथाष्टांगो । सभा० ११.२४.

४. सभा० ५. १२०–१२१.

५. भ्राता मम गुणश्लाघ्यो बुद्धिसत्त्वबलान्वितः ॥ रामायणेऽतिविख्यातः श्रीमान्वानरपुंगवः ॥ वनपर्व० १४७. ११.

६. अनु० २२. १२; शांति० ३११. २१.

७. वायुप्रोक्तमनुस्मृत्य पुराणमृषिसंस्तुतम् । वन० १९१. १६.

८. उद्योग० ६४.

९. चतुःषष्ट्यंगमददात्कलाशास्त्रं ममाद्भुतम् । अनु० १८. ३८.

१०. नृत्यन्तमिव चोर्मीभिर्वल्गन्तमिव वायुना ॥ हसन्तमिव फेनौघैः स्खलन्तं कन्दरेषु च । वनपर्व० १०४. २२–२३; हसन्तमिव फेनौघैर्नृत्यन्तमिव चोर्मिभिः । युद्ध० ४. ११०.




(૫)

સૌ. સુશીલા નરસિંહરાવે ઉપસ્થિત કરેલી આ ચર્ચા સંબંધી આવેલા અભિપ્રાયોનો રસ્તો હસ્તો નીચે હમે પ્રગટ કરીએ છીએ. પુષ્કળ અને લગભગ દરેક દ્રષ્ટિબિંદુથી તેમજ ઘણે સ્થળેથી અભિપ્રાયો આવી ચુક્યા છે તેમજ આ ચર્ચા શરૂ થયાને પણ ઘણો વખત થયો છે. તેથી હવે પછીના અંકમાં વધુ અભિપ્રાયો પ્રગટ કરવાનો હમારો વિચાર નથી, અને બનતાં સુધી આવતા અંકમાં કુલ મળેલા અભિપ્રાયોનો સારાંશ તારવી કાઢીશું. કર્તાઓના નામનું વારંવાર પિષ્ટપેષણ થવાથી જગ્યા બરબાદ થવા જેવું લાગવાથી માત્ર ગ્રંથોનાંજ નામ હમે પાછળથી આપ્યાં છે. ગ્રંથની ઉત્તમતાનાં કારણો પણ કેટલાક મન આપનારાઓએ દર્શાવ્યાં છે. પણ સ્થલ સંકોચને લીધે અને કારણાવલીના પાતાલકુવાનું માપ ન હોવાથી, તેમજ તે સંબંધીની ઉપ–ચર્ચા જાગે તો પુંછડી ધડ કરતાં ભારે થઇ પડે વગેરે કારણોથી હમે, તેમ કરવાની સૂચના છતાં, તેને ઉત્તેજન આપ્યું નથી. છતાં પણ બહુજ ટુંકમાં તેમજ સારી રીતે કારણ દર્શાવનારી એક ટીપ આજે પ્રગટ કરી છે. તે અપવાદ રૂપ સમજવી.

(૪૧)

સાંસારિક—સંસાર ચિત્રનો યથાર્થ ખ્યાલ આપનારી નવલકથાઓ.

૧. સરસ્વતીચંદ્ર ભા. ૧–૨. મૂળ. સ્વ. સા. શ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠી
જમાનામાં અતિપ્રિય થઇ પડેલી.

૨. દુઃખી દાદીઆ પરીનનો પસ્તાવો. મૂળ. મિ. દા. એ. તારાપોર વાલા.
ખરી બનેલી પારસી સાંસારિક દશાને યથાર્થ આલેખનારી–આદરણીય થઇ પડેલી.

૩. બાલા. મૂળ. રા. રામ મોહનરાય જસવન્તરાય.
સ્ત્રી દશા સુધારણાના સરળ માર્ગ દર્શાવતી–સ્ત્રીઓનું આવશ્યક વાચન.

૪. એમ. એ. બનાકે કયોં મેરી મિટ્ટી ખરાબ કી. મૂળ (કે ઉર્દુ ઉપરથી) સ્વ. અમૃત કેશવ નાયક.
કેવળ વિદ્યા પ્રાપ્તિ પ્રતિજ લક્ષ આપતાં થતી શારીરિક હીનતા સાથે પતિ-પ્રેમ–પરદેશગમન–પુરાણી ત્યાજ્ય રીતિ વિગેરે સમ્બન્ધી વિવેચન કરાયલી પ્રશંસનીય ગણાયલી.

૫. કુસુમાવલિ. મૂળ. રા. દોલતરામ કૃ. પંડયા.
સંસ્કૃત સુરસિક ગણાતી કવિવર બાણ વિરચિત કાદમ્બરીની ઉપમાને પામેલી, અનીતિમત લેખાતા પન્થેથી ચળાવનારી સુબોધક નવલકથા.

૬. ચિમની વિસમી સદી. મૂળ. મોતિલાલ ત્રિ. સટ્ટાવાળા.
જમાનાની Real નવલકથા, ઐતિહાસિક નવલકથા.

૭. કરણઘેલો. મૂળ. નન્દશંકર તુળજાશંકર પ્રથમજ લખાએલી પરન્તુ ઉત્કૃષ્ટ ગણાતી.

૮. ઔરંગઝેબ અને રજપુતો. અનુવાદ (બંકિમચન્દ્ર ચ્યાટરજી કૃત, બંગાળીનું) રા. કૃષ્ણલાલ મો. ઝવેરી.

રાજપુતશૌર્ય—યુદ્ધકળા—ધર્મભાવનાને પ્રાધાન્ય આપતી રાજપૂત વીરાંગનાઓના વીર હૃદયને આલેખતી સરળ, ઉત્તરોત્તર જીજ્ઞાસુ વૃત્તિને પ્રેરનારી ઉત્કૃષ્ટ નવલકથા.

નવયુગની પ્રગતિ દ્યોતક નવલકથા.

૯. આનન્દાશ્રમ. અનુવાદક (સ્વ. બંકિમચંદ્ર ચેતરજી કૃત બંગાળી) પ્રકાશક ગી. લખમીદાસની કુંપની.

* સરસ્વતિચંદ્ર ભાગ ૪ મૂળ સ્વ. સા. શ્રી ગોવર્ધનરામ મા. ત્રિપાઠી.

૯ દેશ–રાજ્ય–ગૃહ વગેરે સંબંધી પ્રગતિદર્શક અતિ વિચારણીય.

આશ્ચર્યકારક ઘટનાઓ વર્ણવતી નવલકથાઓ.

૧૦ મહાકાળીની મૂર્તિ અને તેનો ભોગ. અનુવાદ (ગૈલોદ્રસનું)

આશ્ચર્યમાં લીન કરતી-ભયંકર કથા વર્ણવતી-ઉત્તરોત્તર રસપ્રવાહમાં ખેંચનારી ... ઇંગ્રેજી તથા ગુજરાતી સાહિત્યમાં નવીન ચેતન અર્પનારી નવલકથા.

\+ અરેબિયન નાઇટ્સ. પ્રકાશક—ગુજરાતી પ્રેસ.

આશ્ચર્યકારક ઘટનાઓનું આલેખન કરાએલી વાર્તાઓનો મોટો સંગ્રહ.

" શારદા વિહાર "
હવાડીઓ ચકલો–સુરત. } છોટુભાઇ હાજીભાઇ દેશાઇ.

(૪૨)

| | |
|---|---|
| ૧ સરસ્વતિચન્દ્ર (ભાગ ૧ થી ૪) | ૬ કાદમ્બરી. |
| ૨ કરણઘેલો | ૭ એમ. એ. બનાકે કયીં મેરી મિટ્ટી ખરાબ કી ! |
| ૩ કુસુમાવલી. | ૮ ગંગા (એક ગુર્જર વાર્તા) |
| ૪ ઔરંગઝેબ અને રજપૂતો | ૯ હિંદ અને બ્રિટાનીયા. |
| ૫ હલકાલ | ૧૦ વનરાજ ચાવડો. |

પ્રેમાબાઇ ગ્રન્થાલય–અમદાવાદ
તા. ૨૯–૩–૧૪ } વિનાયક નારયણ દેઉસ્કર

(૪૩)

| | | |
|---|---|---|
| ૧ અલક્ષ્યજ્યોતિ | ૫ એમ. એ. બનાકે ઇ. | ૯ સુધાહાસિની |
| ૨ વિક્રમની વીસમી સદી | ૬ ઉષાકાન્ત | ૧૦ મહારાષ્ટ્રિય હલકાલ |
| ૩ કમળા કુમારી | ૭ કરણઘેલો | ૧૧ સિતારનો શોખ |
| ૪ વનરાજ ચાવડો | ૮ ગુલાબસિંહ | |

ગીરગામ, બેકરોડ મોટેની વાડી
મુંબઇ તા. ૩૧–૩–૧૪ } ચીમનલાલ છોટાલાલ દેશાઇ

તા. ક. " સરસ્વતીચંદ્ર " ને હું નવલકથા નથી ગણતો ! તેથીજ મે મારી યાદીમાં તે માનનીય ગ્રંથ દાખલ કર્યો નથી.

(૪૪)

| | | |
|---|---|---|
| ૧ સરસ્વતીચંદ્ર | ૫ કરણઘેલો | ૮ ગુલાબસિંહ |
| ૨ હિંદ અને બ્રીટાનીયા | ૬ ગંગા–ગુર્જર | ૯ કાદમ્બરી |
| ૩ વિક્રમની વીસમી સદી | ૭ રાજયોગી ભાગ ૧–૨ | ૧૦ એમ. એ. બનાકે ઇ. |
| ૪ યોગીની–બાલા | | |

૧૧૧, ગીરગામ બેકરોડ. | મનસુખલાલ માધવજી ધ્રુવ.

* ચાર ભાગોને એક પુસ્તકમાં ગણી આ જુદો અંક મૂક્યો નથી.

\+ નવલકથામાં ગણવા ઘણા પ્રતિબન્ધ કરે છે. પરન્તુ અદ્ભુત આશ્ચર્યમાં લીન કરનારી ઘટનાઓનો અમૂલ્ય ખજાનો સદરહુ એ પુસ્તકને અન્તિમ વિભાગમાં મૂકી આવશ્યક વિચારી છે.

( ૪૫ )

૧ સરસ્વતીચંદ્ર ભાગ ૧-૪.
૨ કરણઘેલો
૩ એમ. એ. બનાકે ક્યોં મેરી મીટ્ટી ખરાબ કી ?
૪ અદૂભુતી શીરીનતાંસંકરેટ. ભાગ ૧-૪ (અંગ્રેજી પરથી ભાષાંતર) બદમનજી નવરોજજી કાબ્રાજી.
૫ કાવશાની કહાણી ભાગ ૧-૪ [ અંગ્રેજી પરથી ભાષાંતર ] બદમનજી નવરોજજી કાબ્રાજી.
૬ વિક્રમની વીસમી સદી
૭ નિલમ અને માણેક. ભાગ ૧-૮
૮ ગુલાબસિંહ
૯ હિંદ અને બ્રિટાનીયા.
૧૦ ભોળો દોલો ( રમુજી નવલકથા ) કેખુશરો નવરોજજી કાબ્રાજી.

તા. ક. હિંદુ નવલકથાઓ લખનારાઓની ગણત્રી સાથે પારસી ગુજરાતી નૉવેલીસ્ટોને પણ નહિં ભુલવા જોઇએ એવો મારો મત છે.

ઠે. શેઠ દેવજીભાઇ ગાર્ડન, ભાવનગર [ કાઠીઆવાડ ] } અકબરઅલી ટી. નુરાની

( ૪૬ )

૧ સરસ્વતીચંદ્ર
૨ વિક્રમની વીસમી સદી
૩ કરણઘેલો
૪ ગુલાબસીંહ
૫ ઉષાવતી
૬ કાદમ્બરી
૭ આજકાલનો સુધારો કે ભયંકર રમખુવતા ?
૮ એમ. એ. બનાકે-કયું મેરી મીટ્ટી ખરાબ કી ? રા. મો. નાથક કૃત
૯ મેવાડની સંધ્યા. ( રા. ડાહ્યાભાઇ રામચંદ્ર મહેતા )
૧૦ જીવનું અમૂલ્ય મણી ( રા. હરીલાલ ઉ. કગ્નુજરાતા કૃત )

ગુજરાતી ભાષામાં છપાયેલું નોવેલ ભાગ્યેજ કોઇ વાંચવા વગર હું રહ્યો હોઇશ તેમાં ઉપલા દશે બહુ ઉંડી અસર અમારા મન ઉપર કરી છે. ઉપલાં ૨ માં ભાષા ઘણી જોરાવર તથા મધુર તથા વસ્તુ સ્થિતિ ઉત્તમ પ્રકારની છે. જ્યારે ઉપલાં આઠ વિષે તો પણ એક મત છે. ઉપલા આઠમાં ના. ૭ ) વાળા પુસ્તક વિષે કોઈ કાંઇ બોલ્યું નથી એ અચરતની છે. તે પણ એક બહુ ઉંચા પ્રકારની નોવેલ ગણી શકાય એમ છે. નં. ૫ ) ઐતીહાસીક પુસ્તક આગરાની મોહટાઇ, રજપુતોની વીરતા વિગેરે ઉપર જે અજવાળું પાડે છે તે બીજા તે સંબંધી ઐતીહાસીક પુસ્તકમાં ભાગ્યેજ જોવામાં આવે છે.

નં. ૨૬ હાંઇ બાઝાર, મેલી—સીલોન | જાફરભાઇ તૈયબભાઇ કમર

( ૪૭ )

( ૧ ) સરસ્વતીચંદ્ર
( ૨ ) મહાકાળીની મુર્તિ
( ૩ ) એમ. એ. બનાકે ક્યું મેરી મીટ્ટી ખરાબી.
( ૪ ) ગુલાબસિંહ
( ૫ ) કરણઘેલો
( ૬ ) દુર્ગાદાસ

( ૭ ) યોગિની ( ૯ ) મેવાડની સત્યા.
( ૮ ) બાલા ( ૧૦ ) આજકાલનો સુધારો

દ્વિવેદી જયશંકર અગ્બારામ ચાંગાકર
તા. ૧૧ મી એપ્રીલ ૧૯૧૪ ( ચાંગા-ગુજરાત )

( ૪૮ )

૧. સરસ્વતિચંદ્ર ૬. એમ. એ. બનાકે કેવી મેરી મીટ્ટી-ખરાબ કી
૨. કાદમ્બરી ૭. પદ્મિની અથવા ભસ્મીભૂત ચિતોડ
૩. ગુલાબસિંહ ૮. શિવાજીનો વાઘનખ
૪ ભદ્રંભદ્ર ૯. કરણઘેલો
૫. નંદિનદ અને મિરાતિયા ૧૦. અજય લક્ષ્મી

બાલાજી મંદિર સુરત ૧૬-૪-૧૪ } મંગળદાસ દુર્લભદાસ

( ૪૯ )

૧. સરસ્વતીચંદ્ર ૬. હલ્દી ઘાટની લડાઈ
૨. ચંદ્રકાન્ત ૭. ઔરંગઝેબ અને રજપૂતો
૩. કરણઘેલો ૮. હિંદ અને બ્રિટાનીઆ
૪. કતીઆમ ૯. દુર્ગેશ નન્દિની
૫. ઝાંસીની રાણી ૧૦. કાદમ્બરી

ભીખાભાઈ પરાગજી ( અમદાવાદ )

( ૫૦ )

૧ સરસ્વતિચંદ્ર ભાગ ૧-૪ ૬. ભદ્રંભદ્ર
૨. કુસુમાવલિ ૭. નટવર
૩ કરણઘેલો ૮. ભદ્રકાળી
૪. હિંદ અને બ્રિટાનીઆ ૯. મહાકાળીની મુર્તી
૫. એમ. એ બના કે ( ઈ. ) ૧૦. શીવાજીનો વાઘનખ

વડોદરા તા. ૧૨-૪-૧૪. | ચંદુલાલ ગીરધરલાલ પરીખ

( ૫૧ )

૧. સરસ્વતિચંદ્ર ૪. એમ. એ. બના કે ક્યું મેરી મીટ્ટી ખરાબી
૨. કરણઘેલો ૫. નીલમ અને માણેક
૩. ગુલાબસિંહ ૬. ઉષાકાન્ત
૭. વનરાજ ચાવડો ૯. નિર્મળ હેમકળા
૮. વીરમતી ૧૦ ઘેલી કુસુમ

વરસડા | મગનલાલ ભગવાનજી પંડિત

( ૫૨ )

કરણઘેલો જીવનપ્રભાત
સરસ્વતિચંદ્ર ઔરંગઝેબ અને રાજપુતો
અંબા ગુલાબસિંહ

| | |
|---|---|
| ઈચ્છાવતી | એમ. એ. બનાકર. |
| અન્ય સીન્ના. દે. | મેકરેનોલ્ડના રોબર્ટ મેકરેનું ભાષાંતર |
| | કર્તા, અલાદીન શરીફ આલિમહમદ |
| મહુઆ. તા. ૧૪-૪-૧૪ | નંદલાલ વલ્લભદાસ પારેખ. |

## સાયન્સ, (વિજ્ઞાન) વિદ્યા, ઇ. સંબંધી નવીન શોધો, તથા વિચારો (સટીક).

**માને બદલે બાપ બાળકને સ્તનપાન કરાવે છે. !**—પંજાબની લોવર ધર્મશાળા ગામના શ્રી. હાવસજી ડુમસ્યા નામના એક પારસીએ નીચલી ખબર એક વર્તમાન પત્રમાં પ્રગટ કરાવી હતી જે અન્ય પત્રોમાં પણ ઉતારવામાં આવી છે—

"અમે બે ભાઈઓ સહેલગાહે પહાડોમાં નીકળ્યા હતા. ત્યાં એક પહાડી માણસ પોતાનાં બચ્ચાંને ખોળામાં લઈને રમાડતો હતો. તેવામાં તે બચ્ચું રડ્યું તેથી પેલા જંગલીએ તે બચ્ચાંને પોતાની છાતીએ દૂધ ધવરાવવા લગાડ્યું. અમે સમજ્યા કે બચ્ચાની મા બહાર ગઈ હશે તે તેને રડતું છાનું રાખવા એમ બચ્ચું પોતાની છાતીએ લગાડ્યું હશે પણ નહિ તેમ નહોતું. તે ધણીએ તેને બરોબર પંદર મીનીટ સુધી રાખી મુક્યું ત્યારે અમારી મરજી થઈ કે એને પુછીએ કે એમ બચ્ચાંને શું કામ લોભાવે છે. અને એમ કરતાં અમોને ઘણી અચરત સાથે તેણે કહ્યું કે આજે છ મહીનાં થયાં આ બચ્ચાંનો જન્મ થયો છે. એની માને દુધ નહિ હોવાથી એ ઘણું રડતું હતું તેથી એક દીવસે મેં એને મારી છાતીએ લગાડ્યું અને ખુદાની મહેરથી મને તે દીવસથી દુધ ઉતરવા માંડ્યું અને તે બચ્ચાંને મેં જ દુધ પાઈને આવડું મોટું કર્યું છે. અમારી ખાત્રી કરવા સારૂ અમોને તેણે પોતાની છાતીમાંથી થોડુંક દુધ અમોને કાઢી બતાવ્યું જે જોઈ અમોને ઘણીજ અચરતી લાગી."

વિવેચનની ગેરહાજરીમાં ઘણાને આ એક દૈવી ચમત્કાર લાગશે. પણ તેમ નથી. પુરૂષને પણ સૂક્ષ્મ સ્તન છે તે તો અમર ડાર્વીનના પક્ષના સત્યની એક સૌથી મોટી સાબિતી ગણવામાં આવે છે. તેનો પક્ષ એટલોજ નથી કે મનુષ્યના પૂર્વજો વાનરો હતા. વાનરોની પુર્વે તેઓ જલ—સ્થલ પર સરખી સહેલાઈથી રહે એવા કાચબા આદિ જેવાં પ્રાણિ હતા. અને એવે સમયે તેમનામાં સ્ત્રી પુરૂષનો ભેદ નહોતો !—ત્યારે નર નારી જાતિનું વ્યાકરણ નહોતું. પછી લગ્નનું શાસ્ત્ર પણ ક્યાંથી હોય ? અગણિત વર્ષો ઉપરના મનુષ્યના તે અકલ્પ્ય પૂર્વજો માત્રને લિંગ તેમજ યોનિ એકજ શરીરમાં—હાલ ગોકળગાય વગેરે કેટલાંક પ્રાણિઓને છે તેમ—હતાં તેમજ તેમને બાળકનાં દુગ્ધપાન સારૂ સ્તન પણ હતાં. તે પછી જેમ જેમ ઉત્તરોત્તર ઉન્નતિ થઈ તેમ જાતિભેદ થયો, અને માત્ર જણનાર સ્ત્રી થવાથી તેમાંથી પુરૂષત્વ નીકળી ગયું અને માત્ર પ્રજોત્પત્તિ કરનારમાંથી સ્ત્રીત્વ નષ્ટ થયું. તો પણ કહે છે કે હજીએ પુરૂષના પેટમાં અવશેષ રૂપે એવા અવયવો બીજ પણ સૂક્ષ્મ રૂપે છે કે જેનો પુરૂષને તો ઉપયોગ નથીજ

અને તે તેમને નકામા થઇ પડવાથી કંતાઇ ગયાં છે. છતાં છે તે છે. માણસનું પૂંછડું ઘસાઇ ગયું છે છતાં ગુદા પરનું આગળ પડતું હાડકું પૂર્વે પૂંછડું હતું તેની સાબિતી રૂપે, ખંડીયેર તરીકે, બાકી રહી ગયું છે. તેજ પ્રમાણે જ્યારે અગાઉ લાખો વર્ષો પર જાતિનું વેદાંત શંકરાચાર્યની સહાયના વિના, પ્રત્યક્ષ હતું તે વેળાએ " હર્મફ્રોડાઇટ " ( પુરૂષ તેમજ સ્ત્રી જાતિ લિંગ એકજ શરીરમાં ધારણ કરનાર ) મનુષ્યપૂર્વજનાં સ્તન, પૂર્વ કર્તવ્ય અસાર્થક થઇ જવા છતાં રહી ગયું છે—જો કે તે કંતાઇ ગયું છે (atrophied) તોપણ તે અર્ધનારીશ્વર હતો તેનું તેને સતત્ ભાન થયા કરે છે ! ઉત્ક્રાંતિવાદ (Evolution) નો એક સિદ્ધાંત એ છે કે, ઉપયોગથી અમુક અવયવ તથા શક્તિ ખીલે છે તથા અનુપયોગથી તે સંકુચિત થાય છે અને મેળવેલી શક્તિ તથા અવયવ વંશપરંપરાગત ઘણે અંશે હોય છે. માટે જે પણ અવયવ અનુપયોગતી સંકુચિત થયું હોય તેનો ઉપયોગ કરવામાં આવે તો તે પાછું ઉન્નત તથા સજીવન થઇ શકે છે ! પુરૂષનું સ્તન તો સૌથી ઓછું સંકુચિત તથા નષ્ટ થયું છે. તેના સંસ્કાર હજી તદન ગયા નથી ! બાળક જન્મતાં વેંત તેના સ્તનમાંથી (શું છોકરો કે છોકરી) દૂધ ભરાયલું હોય છે. તે કુશલ ધાત્રીએ તરત મેચડીને નાળ કાપતી વખતેજ કાઢી નાંખવું જોઇએ. નહીં તો તે ભરાઇ રહીને અવયવને પોષે છે. તેમજ પુરૂષનાં ચાંટાં સ્તન પણ મર્દનથી ઘણાં મોટાં થાય છે અને અંતે દુધ પણ સ્રવે છે. મી. ડાર્વિને " ડીસેંટ ઑફ ધી હ્યુમન સ્પીશીઝ " માં તેનાં ઘણાં દૃષ્ટાંતો પણ આપ્યાં છે અને અખતરાથી ડાક્ટરોએ તે વારંવાર સિદ્ધ પણ કીધું છે. કાવસજીની પાર્ટીએ જોયલા જંગલી પુરૂષનાં સ્તનઃ આવાજ કોઇ કારણથી મોટાં તથા દુધ આપતાં થયાં હશે. સત્ય વાત એ છે કે ગર્ભાશય જેટલો સંપૂર્ણ રીતે પુરૂષમાંથી નષ્ટ થયો છે તેટલી સંપૂર્ણ રીતે તેનાં સ્તનો હજી લાખો વર્ષ થવા છતાં નષ્ટ થયાં નથી. અપવાદ રૂપે તે હજી દુધ અર્પણ કરે છે. સ્ત્રી તથા પુરૂષનાં સ્તનો નાની વય સુધી એક સરખાંજ હોય છે તે બતાવે છે કે મૂલ અવસ્થામાં તો બંનેની સમાનતાજ હતી. ડાર્વિનનાં અનુમાનો સત્ય હોય કે નહીં તે તો યોગીજ કહી શકે પરંતુ તેમાં બુધ્ધિ તથા પાટીયાં ગોઠવવાનાં ચાતુર્યની પરિસીમા છે, તેની તો આપણાથી ના પાડી શકાશે નહીં.

**વીજળીક તારનાં કપડાં**—શરીરમાં જોઇતી ગરમી ઉત્પન્ન નહીં થવાથી અથવા સરદી લાગી જવાથી રોગોના એક મોટા ભાગને જન્મ મળે છે. તેમજ પુરતી ગરમી અનેક રોગોનો સર્વોત્તમ ઉપાય છે. તે સારૂ ફ્રાન્સની ટુલોઝ ખાતેની યુનીવર્સીટીના ફીઝીક્સના પ્રોફેસર ડો. કાર્મીકલે " વીજળીક કપડાં "ની શોધ કરી હતી. એટલે કે એ કપડાંમાંથી વીજળી નિરંતર નીકળીને શરીરમાં પ્રવેશ થતી. આ કપડાં સુતરને બદલે તારનાંજ હોઇ શકે ! તેથી તે બહુ બરડ હોવાથી સુખપૂર્વક પહેરાઇ શકે એવાં ન હોવાનો મોટો દુર્ગુણ હતો દર્દ કરતાં પણ ઉપાયની વેદના વિશેષ હતી. તેથી એ કપડાં ખીંટીએજ પહેરી રાખ્યાં. હવે બેલ્જીઅના પ્રો. હેગોરે તેમાં સુધારો કર્યો છે. તેણે " ગરમ સુતર " નાં કાપડ માટે સુતર તથા ધાતુના તારનું મિશ્રિત-વર્ણસંકર કપડું બનાવ્યું છે ! વાણો સુતરનો ને તાણો તારનો. તાર એટલા પાતળા ખુબીદાર છે કે તે સામાન્ય કપડાં જેવાંજ સુલાયમ રહે છે ને સૂક્ષ્મ અખતર પડેલું છે તેની ખબર રહેતી નથી. તારની ધાતુ પણ ' વર્ણસંકર ' છે. તેમાં

અનેક ધાતુઓ એવા હેતુથી ભેળવી છે કે તારનું વજન હલકું રહે, તાર તુટે નહીં તેમજ કટાય નહી, તેમજ તેમાં ઝાઝી વીજળી ધંખલ થઇ જાય તોપણ શરીરને આંચકો લાગે નહીં ને કપડાંનો ભડકો થાય નહી ! હવે આ વસ્ત્રમાં વીજળી આણવાને માટે તો જેમ દીવાબત્તી કે પંખામાં વીજળીક બળ આણીએ છીએ તેમ કોઈ પણ બૅટરી સાથે માત્ર જરા જોડાણ કરવાનું છે. આ બૅટરી એજ વસ્ત્રના એક ગજવામાં રહી શકશે અને તારથી જોડાણ કરતાં સૌથી ગરમ કપડાં કરતાં વધારે ગરમાટો શરીરને મળશે. આની બીજી ખૂબી એ છે કે જોઇએ ત્યારે જોડાણ કાઢી નાંખે એટલે ગરમી બંધ પડે. હાલ તો તમામ ગરમ કપડાં કાઢવાની જરૂર પડે છે. તેથી નિરોગી મનુષ્યો માટે પણ આ વસ્ત્રો શિયાળામાં બહુ આશીર્વાદ સમાન થઇ પડશે. એટલું જ નહીં પણ જ્યારે નાકમાં શરદી જેવું લાગે, ગાડીમાં બેઠાં જરા ઠંડો પવન લાગવા માંડે કે ગજવામાંની બૅટરી સાથે જોડાણ કરતાં જોઇતી ગરમી સહેજ પ્રાપ્ત થઇ શકે છે. આથી નખથી શિખ-પર્યંત ગરમાટો થશે. આ શોધથી ઠંડીના દહાડામાં તાપણું કરવાની પણ ઝાઝી જરૂર રહેશે નહીં !

**તૈયાર ખરાં નાક બની શકે છે !**—આ ચીકાગોની શોધ છે. ત્યાંની કેટલીક હોસ્પીટલો, અહીંની જૂનાગઢની આ બાબતમાં પ્રખ્યાત હોસ્પીટલ પેઠે, આ કામમાં ખાસ પ્રવીણ છે. ત્યાં દરદીઓનાં પાંસળામાંથી નાકનું હાડપીંજર બનાવવામાં આવે છે. અને પાંસળીમાં જે કોમલ અસ્થિ હોય છે તેનેજ નાકના કુમળા હાડકાની આકૃતિ આપવામાં આવે છે અને તે સાથે થોડી ચામડી ઉખડે છે તે નાકની ચામડી તરીકે કામ આવે છે, જે નાક બેસાડ્યા પછી એની મેળે ઉગીને મૂળ નાકની ચામડી જેવી તથા જેવડી થઇ જાય છે ! અને નાક ગયું જ નહોતું એવી સ્થિતિ પ્રાપ્ત થાય છે. નાકનો આગલો ચામડીવાળો ભાગ માત્ર ગયો હોય તો તેજ માણસના કપાળ કે જાંગ પરની કુમળી ચામડી કાપી લઇ (ત્યાં એની મેળે નવી ઉગે છે.) તેજ ક્ષણે નાક પર બેસાડતાં આબેહૂબ હતું તેવું થાય છે. પણ હાડકાં સમેત સત દર નાક ગયું હોય તો તો ચીકાગોનું શસ્ત્રવૈદકજ કામ આવે છે. આ ઉપરાંત જેમનું નાક દર્દને લીધે ફુગી ગયું હોય અને અન્યથા કદરૂપું થઇ ગયું હોય તેનો પણ ચીકાગોના એક નાકરોગ પ્રવીણ શસ્ત્રવૈદ ઉપાય કરે છે. એ વધી ગયેલાં નાકને પ્રથમ બરફમાં રાખે છે. તેના પરની ચામડી ઉખેડી નાંખે છે, અને તે પછી તેના ઉપર જે પણ ભાગો પાછળથી વધ્યા હોય છે તે કાપી નાંખે છે. પણ તે ચામડીની નીચે જે કુદરતી માંસપિંડોની ( glands ) ચામડીને પુષ્ટિ મળે છે તે ભાગ ન કપાય તેની તે સંભાળ રાખે છે. પણ દરદ ઘણું કરીને તે માંસપિંડ તથા બ્હારની ચામડીની વચ્ચે ઉગ્યું હોય છે તેથી એ અધર રીતે, માંસપિંડને ચલવલ આવવા દેવા વગર કાપી શકાય છે. આ પ્રમાણે સાફ કરેલી ચામડી પાછી નાકનાં ખોખાને મઢી દેવામાં આવતાં, નાકનું ચામડું પૂર્વ જેવું નિરોગી થઇ જાય છે !

**વાયરલેસના ચમત્કારો !**—મી. માર્કોની જાહેર કરે છે કે, હવે તે તાર વિનાના સંદેશાની શોધથી ૭ માઇલ જેટલે દૂર સ્થળે દીવો પ્રગટ કરી શકે છે ! અલબત્ત તે સ્થળે દીવાની સામગ્રી એટલે કે 'બલ્બ' હોવું જોઇએ અને તે 'રીસીવર' સાથે જોડેલું હોવું જોઇએ. જ્યાંથી સંદેશો મૂકાય ત્યાંથી સંદેશો ચાલુ રહે ત્યાં સુધી એ દીવો બળ્યા કરે છે.

ને જે 'બ્રેલ' પદ્ધતિ કહેવાય છે તેનો શોધક બ્રેલ પોતે ૩ વર્ષની વયે અપંગ થયો હતો. તેણેજ એ સુંદર પદ્ધતિ યોજી હતી.

૩. એક બ્હેરો તથા મુગો કેમ્બ્રીજમાં એમ. એ. થયો છે ! તેનું નામ મેકેનઝી છે, અને તેમ થનાર ઇંગ્લંડમાં એ પ્રથમજ છે. અમેરીકાની અપંગ બ્હેરી-મુંગી મીસ કેલર બી. એ. નો દાખલો તો તેથી પણ વધારે અદ્ભુત છે, તે આપણે સારી રીતે જાણીએ છીએ.

**ચશ્મા પહેરતો કુતરો !**—કુદરતનાં તરંગો પણ ફાંકડા હોય છે. જર્સીમાં એક છોકરાની આંખની પુતળી એવી વિચિત્ર થઇ ગઇ હતી કે તેને જે કાંઇ હોય તે ઉંધુંજ દેખાતું હતું. ઘરમાં છાપરૂં નીચે તથા ઝાડનું થડ ઉંચે દેખાતું હતું. તે કરતાં પણ વધારે અજાયબ જેવી આંખ સાનડીયાગો શહેરના એક પાળેલા કુતરાની હતી. તેની આંખની પુતળીમાં કાંઇ એવો ગરબડાધ્યાય થઇ ગયો હતો કે તેને પાસેનું દૂર ને દૂરનું પાસે દેખાતું હતું ! તેનો માલિક તેને બોલાવે એટલે તે આવવા જાય પણ ચાલે એવી રીતે કે ઉલટો દૂર જાય ! પોતે સમજે કે પાસે જાઉં છું અને જાય ઉલટો દૂર અને પછી પહોંચનો નહી હોવા માટે આશ્ચર્ય પામે ! અક્કલ તો આવી ઘણા માણસોની હોય છે. તેઓ પોતાની અવનતિ થતી હોય તેને ઉન્નતિ રૂપે જુવે છે. હીંદમાં ખાસ કરીને આમ છે. પણ સ્થૂલ આંખમાં પણ આ દરદ તો વિચિત્રજ હતું. તપાસ કરતાં તે કુતરાના ડોળા તપાસતાં જણાયું કે તે " એસ્ટીગમેટીક માયોપીયા " થી પીડાય છે. તેને દેખાય તેથી વળી ઉંધું દેખાય એવા ઉંધા કાચના ચશ્મા તૈયાર કર્યા ત્યારે તે સીધું દેખતો થયો. હવે એ ચશ્મા આ કુતરો હીંદુસ્તાનની કોઇપણ યુનીવર્સીટીનો ગ્રેજ્યુએટ નહી હોવા છતાં પહેરે છે ! પણ તેને તે ફાવી ગયા છે. પણ તેનાં ચશ્મા આખા નગરની પ્રજાને આકર્ષણ કરી રહ્યા છે.

---

## સામાજીક પ્રકરણ ( સટીક ).

**સ્ત્રીઓમાં સીગરેટનો વધતો જતો શોખ**—જ્યારે ડોકટરો પુરૂષોને તંબાકુ પીવાનું માંડી વાળવાનો ઉપદેશ કરે છે ત્યારે પશ્ચિમમાં હવે ઉચ્ચ કુટુંબની સ્ત્રીઓએ પણ તે પીવાની શરૂઆત કરી છે ! એમ કહેવાય છે કે જ્ઞાનતંતુના વિકારના દર્દથી પીડાતી સ્ત્રીઓના તંતુઓ શાંત કરવાના ઉપાય તરીકે જમીને ૧-૨ સીગરેટ પીવાની " દૈધક સલાહ " આપવાથી તથા રાજકર્તા કુટુંબોની સ્ત્રીઓના દાખલાથી, આ નવી બદી પશ્ચિમમાં વધી પડી છે. પશ્ચિમની સ્વતંત્ર અને સુખ વિલાસાભિલાષી સ્ત્રીઓ અત્યાર સુધી પણ ધુમાડાના ગોટા ગળવા તથા કાઢવાની હ્લેજતથી મુક્ત કેમ રહી એજ આશ્ચર્ય છે. એની ગંધથી ભડકતી હતી તે કારણ હશે. એટલે સુધી કે સહભોજન પ્રસંગે પુરૂષોથી સ્ત્રીવાળા ઓરડામાં અથવા કોઇ પણ પ્રસંગે સ્ત્રીના

વશે તેને હમે પરણાવીશું. કાર્તિકસ્વામી તરત ઉઠ્યે તો પોતેજ પતિત થય છે! જાહેર ખાણાઓમાં
તેનામાં એ શક્તિ નહોતી, તેથી તેણે યુક્તિ કરી. પી કહેતો કેગૃહસ્થો! સીગાર પીવાના ઓરડામ
તેની પ્રદક્ષિણા કરી. તેથી કાર્તિકસ્વામી કરતાં કુદરતી લોર્ડ હોલ્ડેનનાં પ્રમુખપદ હેઠળ હાલમાં
ગઇ અને ભોળા મહાદેવે પણ ગણપતિની તકરાર ખરી ઠરાવ્યું હતું કે, હાજર રહેલી બાનુઓન
રીસમાંને રીસમાં હિમાલય ચાલ્યા ગયા. અને હજી કુંવારોગૃહસ્થો છે! એડમીરલ પીયરી અહીં બા
કાંઇક આવીજ યુક્તિ કરી છે. ઉત્તર ધ્રુવ ગોલાકાર પૃથ્વીને માથે હોવાથી ત્યાં પૃથ્વીનું મનુષ્યા
બંદુજ ન્હાતું છે. તેથી દસ માઇલના પરિઘમાં ઉત્તરધ્રુવની ચારે બાજુએ ૨૦ કલાક દરમી-
યાન બરફના ડુંગરમાં ફર્યા એટલે પૃથ્વીની પ્રદક્ષિણા સિદ્ધ થઇ! અને પોતે સર્કમ-નેવીગેટર્સ
કલબના મેંબર પણ થયા, સ્ટીમર, રેલ્વે, વહાણ, ઉંટ, બલૂન, કોઇ પણ વાહનથી પૃથ્વીની
લંબાઇ પહોળાઇ આરપાર માપી આવનાર આમાં સભાસદ થઇ શકે છે. ગણપતિવાળી ઉક્ત
વાત બતાવે છે કે પ્રાચીનકાલમાં પરદેશગમન તો શું તો પરદેશો મંત્રનું ગમન હતું. કાર્તિક
સ્વામીને કોઇએ મહાજન બ્હાર મૂક્યા ન હોતા! આ બાબત પર વિવેચન કરવાનું પ્રયોજન
એજ કે, પશ્ચિમમાં જ્યારે પરદેશગમન એક માન-પ્રશસ્ય પરાક્રમ ગણવામાં આવે છે અને
સર્કમ-નેવીગેટર્સ કલબમાં દાખલ થવું એ એક અસાધારણ માન ગણાય છે.-પ્રેસીડંટ ટફ્ટે
હાલમાં પોતાને તે માટે યોગ્ય બનાવ્યો-ત્યારે અહીં તેને મહાજન બ્હાર હોકવાને જ યોગ્ય
અને સંસર્ગ માટે પણ અયોગ્ય ધારવામાં આવે છે! પ્રભુ હિંદુ બંધુઓને બુદ્ધિ આપો!

---

# સાહિત્ય સમાલોચન.

**બુકર ટી. વૉશિંગ્ટનનું આત્મચરિત્ર:**—અનુવાદક રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન; પ્રકટ કર્તા સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય; સુંદર પાકું પુઠું; ચરિત્રમાળાના ગ્રાહકોને કીમત બાર આના: બીજાઓને એથી દોઢી. પાનાં આસરે ૩૨૫. કાગળ છપાઇ સારાં.

ચરિત્ર-માળાનો આ ૨૯-૩૧ મો મણકો મરાઠી "માસિક મનોરંજને" ગયે વર્ષે આપેલી ભેટ આત્મોદ્ધારનું ગુજરાતી ભાષાંતર છે. પ્રસ્તુત પુસ્તક મી. વૉશિંગ્ટને પોતેજ, પોતાની પોર્શિયા નામની કન્યાના અત્યંત આગ્રહથી ઈંગ્રેજીમાં લખી Up from Slavory ને નામે પ્રકટ કર્યું હતું, તેથી તેમાં કશી ઉણપ રહેવાનો સંભવ નથી. ઉપરાંત મરાઠી લેખક રા. નાગેશ વાસુદેવ ગુણાજી બી. એ. એલએલ. બી.; એ હેમ્પ્ટન સંસ્થા, કે જેમાં બુકર સાહેબે શિક્ષણ મેળવ્યું છે, તેના "બીઝનેશ મેનેજર" મી. વીલીયમ એ. એરી તરફથી તે સંસ્થાની માહિતીનાં કેટલાંક પુસ્તકો અને ચિત્રો મંગાવી તેનો પોતાના ગ્રન્થમાં ઘટતો ઉપયોગ કર્યો હોવાથી પુસ્તકની ખૂબી વધી છે. મૂળ મરાઠી પુસ્તક પ્રકટ થયા પછી રા. ગુણાજીએ

બાળા-યુવતી પ્રૌઢા-વિધવા સર્વને
પત્રોએ તથા વિદ્વાન શ્રી
સ્ત્રીઓની સાંસારિક, માનસિક, નૈતિક
લઘુ પુસ્તકનો મહાન હેતુ છે. ઘેર ઘેર
અને પ્રેમાળ પત્નીઓ ... વધુઓ.

” માં લખેલો તેનો અનુવાદ પણ “પરિશિષ્ટ” ...વામાં આવ્યો છે. “ માસિક મનોરંજન ” ના ...ઇ પોતે બીજુ અખંડાનંદનું તે તરફ ધ્યાન ખેંચેલું, ...પોતાથી બનતી સઘળી મદદ નિઃસ્વાર્થપણે આપી છે. ...ર પ્રજાએ તેમને પણ ધન્યવાદ આપવો ઘટે છે. ટુંકમાં કહીએ તો “ હલકામાં ...ણી ગણાતી જાતિનો અને એકલોજ માણસ પોતે શું કરી શકે? ” તે આ પુસ્તક બતાવે છે. ભૂમિકામાં મૂળ મરાઠી લેખકે હિંદના લોકોને બોધરૂપ કેટલુંક કહ્યું છે તેમાં आमच्या શબ્દ વાપરેલો છે તેનું ભાષાંતર અનુવાદકે “ અમારા ” કર્યું છે તે ઉચિત નથીઃ તેને બદલે “આપણા” શબ્દ મૂકવો જોઇએ. હિંદી हमारे અને મરાઠી आमच्या માં જો કે ગુજરાતી “અમારા” અને “આપણા” એ બેઉ શબ્દનો અર્થ રહેલો છે, પણ ગુજરાતીમાં તેમ નથી. ગુજરાતી જાણતા દરેક ગૃહસ્થે આ પુસ્તકની એક નકલ સંગ્રહવી ઘટે છેઃ સ્ત્રી પુરૂષ બેઉને એમાંથી ઘણું જાણવાનું મળે છે.

**લુહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસઃ**—યોજક ઠક્કુર ઉદ્ધવજી તુલસીદાસ તથા પ્રસિધ્ધ કરનાર રા. બાપુભાઇ કહાનજી પરીખ, અધિપતિ અને માલિક—“ લુહાણા સમાચાર, ” અમદાવાદ. પાકું પૂ઼ઠું; પાનાં આશરે ૨૯૫; કીંમત રૂ. ૧॥

પ્રસ્તુત પુસ્તક લખવામાં ઘણીક સામગ્રી ભેગી કરી આપનાર રા. દેવજી ત્રીકમદાસ ઠક્કર, બી. એ. એલ એલ. બી., તરફથી અમને આ પુસ્તક ભેટ મળ્યું છે. આજકાલ જ્ઞાતિ પ્રેમી હિંદુના હૃદયમાં જો કોઇ પણ મહત્વાકાંક્ષા વાસ કરતી હોય તો તે પોતાને ઉચ્ચ જ્ઞાતિમાં ખપાવવાની કે કોઇ મ્હોટા પુરૂષના વંશજ ગણાવાનીજ છે ! તેથી પોતાની જ્ઞાતિનો ઇતિહાસ શોધી કાઢવાનું અને તે પરથી કલ્પનાના ઘોડા દોડાવવાનું દરેક જ્ઞાતિને મન થાય છે. જ્યાં સુધી આવા પ્રયત્નો ખેંચી તાણીને ન કર્યા હોય ત્યાં સુધી તો ઠીકઃ તેથી ઇતિહાસને પણ કંઇક લાભ થવાનો સંભવ છે; પણ જ્યારે લીમડામાંથી આમ્રફળોની આશા રાખવામાં આવે છે ત્યારેજ અસંભવિતતાને લીધે તેવા પ્રયત્નો નકામા થઇ પડે છે. સત્યશોધનને સારૂના તેવા પ્રયત્નો છેક નકામા નથી, પરંતુ એક વિશિષ્ટ ઉદ્દેશથીજ તે ઘણું ખરૂં આરંભાતા હોવાથી ઘણી વખતે સત્ય બીનાથી ઉલટે રસ્તે તે ગયેલા જણાઇ આવે છે.

આનંદની વાત છે કે પ્રસ્તુત પુસ્તકમાં તેવો દુરાગ્રહ ને મિથ્યાભિમાન ઓછાં હોવાથી તેનું ઐતિહાસિક દ્રષ્ટિથી સારૂં મહત્વ જળવાઇ રહ્યું છે. લેખક પોતાની જ્ઞાતિને મર્યાદા પુરૂષોતમ શ્રી રામચંદ્રજીના પુત્ર લવના વંશજ ઠરાવવામાં જ્યાં સુધી બીજા એક લેખકે આપેલાં એક પ્રમાણ શિવાય વધુ પ્રમાણ—અને તે પણ ઐતિહાસિક—આપી શક્યા નથી ત્યાં સુધી આપણે લુહાણાઓને સૂર્યવંશી કબુલ રાખવાને અચકાઇશું. પણ એટલું તો ખરૂં છે અને લેખકે પોતે પણ તે બહુ સારી રીતે સિધ્ધ કરી આપ્યું છે, કે, ભાટીયાઓ, બ્રહ્મક્ષત્રીઓ, અને ખણુશાળીઓની માફક લુહાણાઓ પણ અસલ ક્ષત્રીય છે; મૂળ સિંધ તરફના વતની છે; અને મેમણો ( અને અમારા મત મુજબ તો ખોજાઓ પણ ) એઓમાંથીજ વટલેલા છે.

પુસ્તક પાછળ બહુ શ્રમ લીધેલો જણાઇ આવે છે અને તે લુહાણાઓ ઉપરાંત બીજાઓને પણ વાંચવા યોગ્ય છે.

વડે તેને હમે પરણાવીશું. કાર્તિકસ્વામી તરત ઉઠે તો પોતેજ પતિત થઇ છે ! જાહેર ખાણાંઓમાં તેનામાં એ શક્તિ નહોતી, તેથી તેણે યુક્તિ કરી. ની કહેતો કે સૂદસ્યો ! સીગાર પીવાના ઓરડામાં તેની પ્રદક્ષિણા કરી. તેથી કાર્તિકસ્વામી કરતાં કુદરતી લોર્ડ હાર્ડેનનાં પ્રમુખપદ હેઠળ હાઉસમાં ગઇ અને ભોળા મહાદેવે પણ ગણપતિની તકરાર ખરી ઠરાવ્યું હતું કે, હાજર એવી જાતુઓન શીસમાંને રીસમાં હિમાલય ચાલ્યા ગયા. અને હજી કુંવારો રહ્યો છે ! એડમીરલ પીયરે અહીં બીટ કોઇંટ આવીજ યુક્તિ કરી છે. ઉત્તર ધ્રુવ ગોળાકાર પૃથ્વીને મધ્યે હોવાથી ત્યાં પૃથ્વીનું પરિઘ બહુજ ન્હાનું છે. તેથી દસ માઇલના પરિઘમાં ઉત્તરધ્રુવની ચારે બાજુએ ૨૦ કલાક ફરમીમાન બરફના ડુંગરમાં ફર્યા એટલે પૃથ્વીની પ્રદક્ષિણા સિદ્ધ થઇ ! અને પોતે સર્કમ-નેવીગેટર્સ કલબના મેંબર પણ થયા, સ્ટીમર, રેલ્વે, વહાણ, ઉંટ, બલૂન, કોઇ પણ વાહનથી પૃથ્વીની લંબાઇ પહોળાઇ આરપાર માપી આવનાર આમાં સભાસદ થઇ શકે છે. ગણપતિવાળી ઉક્ત વાત બતાવે છે કે પ્રાચીનકાળમાં પરદેશગમન તો શું તો પરદેશી માનનું ગમન હતું. કાર્તિકસ્વામીને કોઇએ મહાજન બ્હાર મૂક્યા ન હોતા ! આ બાબત પર વિવેચન કરવાનું પ્રયોજન એજ કે, પશ્ચિમમાં જ્યારે પરદેશગમન એક માન-પ્રશસ્ય પરાક્રમ ગણવામાં આવે છે અને સર્કમ-નેવીગેટર્સ કલબમાં દાખલ થવું એ એક અસાધારણ માન ગણાય છે.-પ્રેસીડેંટ ટેફ્ટે હાલમાં પોતાને તે માટે યોગ્ય બનાવ્યો-ત્યારે અહીં તેને મહાજન બ્હાર ઠોકવાને જ યોગ્ય અને સંસર્ગ માટે પણ અયોગ્ય ધારવામાં આવે છે ! પ્રભુ હિંદ બંધુઓને બુદ્ધિ આપો !

---

# સાહિત્ય સમાલોચન.

**બુકર ટી. વૉશિંગ્ટનનું આત્મચરિત્ર**—અનુવાદક રા. ગોવર્ધનદાસ કહાનદાસ અમીન; પ્રકટ કર્તા સસ્તુ સાહિત્ય વર્ધક કાર્યાલય; સુંદર પાકું પુઠું; ચરિત્રમાળાના ગ્રાહકોને કીમત બાર આના; બીજાઓને એક રૂપી. પૃષ્ઠ આશરે ૩૨૫. કાગળ, છપાઇ સારાં.

ચરિત્રમાળાનો આ ૨૯-૩૧ મો મણકો મરાઠી " માસિક મનોરંજને " ગયે વર્ષે આપેલી ભેટ આત્મોદ્ધારનું ગુજરાતી ભાષાંતર છે. પ્રસ્તુત પુસ્તક મી. વૉશિંગ્ટને પોતેજ, પોતાની પોર્શિયા નામની કન્યાના અત્યંત આગ્રહથી ઇંગ્રેજીમાં લખી Up from Slavery ને નામે પ્રકટ કર્યું હતું, તેથી તેમાં કશી ઉણપ રહેવાનો સંભવ નથી. ઉપરાંત મરાઠી લેખક રા. નાગેશ વાસુદેવ ગુણાજી બી. એ. એલએલ. બી.; એ હેમ્પટન સંસ્થા, કે જેમાંજ બુકર સાહેબે શિક્ષણ મેળવ્યું છે, તેના " બીઝનેશ મેનેજર " મી. વીલીયમ એ. એરી તરફથી તે સંસ્થાની માહિતીનાં કેટલાંક પુસ્તકો અને ચિત્રો મંગાવી તેનો પોતાના ગ્રન્થમાં ઘટતો ઉપયોગ કર્યો હોવાથી પુસ્તકની ખૂબી વધી છે. મૂળ મરાઠી પુસ્તક પ્રકટ થયા પછી રા. ગુણાજીએ

સ્ત્રીઓના સાંસારિક, માનસિક, ના... પોતે ભીક્ષુ અખંડાનંદનું તે તરફ ધ્યાન ખેંચેલું, આ લઘુ પુસ્તકનો મહાન હેતુ છે. ઘેર ઘેર ... પોતાથી બનતી સઘળી મદદ નિસ્વાર્થપણે આપી છે. અને પ્રેમાળ પત્નીઓ, ..., વહુઓ ... પ્રજાએ તેમને પણ ધન્યવાદ આપવો ઘટે છે. ટુંકમાં કહીએ તો "હલકામાં હલકી ગણાતી જાતિનો અને એકલોજ માણસ પોતે શું કરી શકે?" તે આ પુસ્તક બતાવે છે. ભૂમિકામાં મૂળ મરાઠી લેખકે હિંદના લોકોને બોધરૂપ કેટલુંક કહ્યું છે તેમાં आमच्या શબ્દ વાપરેલો છે તેનું ભાષાંતર અનુવાદકે "અમારો" કર્યું છે તે ઉચિત નથી: તેને બદલે "આપણો" શબ્દ મૂકવો જોઇએ. હિંદી हमारा અને મરાઠી आमच्या માં જો કે ગુજરાતી "અમારા" અને "આપણા" એ બેઉ શબ્દનો અર્થ રહેલો છે, પણ ગુજરાતીમાં તેમ નથી. ગુજરાતી જાણતા દરેક ગૃહસ્થે આ પુસ્તકની એક નકલ સંગ્રહવી ઘટે છે: સ્ત્રી પુરૂષ બેઉને એમાંથી ઘણું જાણવાનું મળે છે.

**લુહાણા જ્ઞાતિની ઉત્પત્તિ અને તેનો ઇતિહાસ:**—યોજક ઠક્કુર ઉદ્ધવજી તુલસીદાસ તથા પ્રસિદ્ધ કરનાર રા. બાપુભાઇ કહાનજી પરીખ, અધિપતિ અને માલેક—"લુહાણા સમાચાર," અમદાવાદ. પાકું પૂઠું; પાનાં આશરે ૨૯૫; કીંમત રૂ. ૧॥

પ્રસ્તુત પુસ્તક લખવામાં ઘણીક સામગ્રી ભેગી કરી આપનાર રા. દેવજી ત્રીકમદાસ ઠક્કર, બી. એ. એલ એલ. બી., તરફથી અમને આ પુસ્તક ભેટ મળ્યું છે. આજકાલ જ્ઞાતિપ્રેમી હિંદુના હ્રદયમાં જો કોઇ પણ મહત્વાકાંક્ષા વાસ કરતી હોય તો તે પોતાને ઉચ્ચ જ્ઞાતિમાં ખપાવવાની કે કોઇ મહા પુરૂષના વંશજ ગણાવાનીજ છે! તેથી પોતાની જ્ઞાતિનો ઇતિહાસ શોધી કાઢવાનું અને તેપરથી કલ્પનાના ઘોડા દોડાવવાનું દરેક જ્ઞાતિને મન થાય છે. જ્યાં સુધી આવા પ્રયત્નો ખેંચી તાણીને ન કર્યાં હોય ત્યાં સુધી તો ઠીક: તેથી ઇતિહાસને પણ કંઇક લાભ થવાનો સંભવ છે; પણ જ્યારે લીમડામાંથી આંબાફળની આશા રાખવામાં આવે છે ત્યારેજ અસંભવિતતાને લીધે તેવા પ્રયત્નો નકામા થઇ પડે છે. સત્યશોધનને સારૂના તેવા પ્રયત્નો છેક નકામા નથી, પરંતુ એક વિશિષ્ટ ઉદ્દેશથીજ તે ઘણું ખરૂં આરંભાતા હોવાથી ઘણી વખતે સત્ય બીનાથી ઉલટે રસ્તે તે ગયેલા જણાઇ આવે છે.

આનંદની વાત છે કે પ્રસ્તુત પુસ્તકમાં તેવો દુરાગ્રહ ન ધરવામાં આવેલો હોવાથી તેનું ઐતિહાસિક દ્રષ્ટિથી સારૂં મહત્વ જળવાઇ રહ્યું છે. લેખક પોતાની જ્ઞાતિને મર્યાદા પુરૂષોત્તમ શ્રી રામચંદ્રજીના પુત્ર લવના વંશજ ઠરાવવામાં જ્યાં સુધી બીજા એક લેખકે આપેલાં એક પ્રમાણ શિવાય વધુ પ્રમાણ—અને તે પણ ઐતિહાસિક—આપી શક્યા નથી ત્યાં સુધી આપણે લુહાણાઓને સૂર્યવંશી કબુલ રાખવાને અચકાઇશું. પણ એટલું તો ખરૂં છે અને લેખકે પોતે પણ તે બહુ સારી રીતે સિદ્ધ કરી આપ્યું છે, કે, ભાટીયાઓ, બ્રહ્મ ક્ષત્રીયો, અને ભાનુશાળીઓની માફક લુહાણાઓ પણ અસલ ક્ષત્રીય છે; મૂળ સિંધ તરફના વતની છે; અને મેમણો (અને અમારા મત મુજબ તો ખોજાઓ પણ) એઓમાંથીજ વટલેલા છે.

પુસ્તક પાછળ બહુ શ્રમ લીધેલો જણાઇ આવે છે અને તે લુહાણાઓ ઉપરાંત બીજાઓને પણ વાંચવા યોગ્ય છે.